# ચુડેલનો વાંસો

અથવા

## એક નદીની આત્મકથા

(પ્રથમ ખંડ)



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

બુકસેલર્સ, પબ્લીશર્સ એન્ડ કમીશન એજન્ટ્સ

સાસુન બિલ્ડીંગ્સ, બજારગેટ સ્ટ્રીટ,

એલ્ફીન્સ્ટન સર્કલ, ફોર્ટ, મુંબઈ

# ચુડેલનો વાંસો

અથવા

# એક નટીની આત્મકથા

(પ્રથમ દૃશ્ય)

એક સાદ્યન્ત-સત્યઘટનાવલંબિની મનોવેધક નવલકથા

(સંશોધિત નૂતન સંસ્કરણ)

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

(બીજી આવૃત્તિ)



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ છાપ્યું.
સાસૂન બિલ્ડીંગ્સ, બજારગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઇ નં. ૧

ઇ. સ. ૧૯૨૬ સંવત્ ૧૯૮૨

[illegible]-૦-૦

"Truth of itself is of sufficient worth,
Nor needs it gloss of art to set it forth."

DRAYTON

"સત્યમાં એવી તો સંપૂર્ણ યોગ્યતા કિંવા શક્તિ રહેલી છે કે, તેને યોગ્ય સ્વરૂપમાં વ્યક્ત કરવામાટે કૃત્રિમ કળાની ઓપણીની આવશ્યકતા છે જ નહિ."





Printed by Natverlal Itcharam Desai and Published by
Natverlal I. Desai, Madanlal I. Desai and Babubhai I. Desai

AT

THE "GUJARATI" PRINTING PRESS

SASSOON BUILDINGS, BAZARGATE STREET,
FORT, BOMBAY No. 1.

# ગ્રંથસમર્પણ

જે સુધારકંમન્ય ભારતીય સ્ત્રીપુરુષો વર્ત્તમાનકાળને 'જ્ઞાનયુગ' અથવા 'પ્રકાશયુગ'ના નામથી ઓળખનારાં; બાળલગ્નના પરમ વિરોધી; યુવાયુવતીલગ્નના પ્રતિપાદક; પુરુષોચિત સ્ત્રીશિક્ષણના પરમપુરસ્કારક; કેવળ વૈધવ્યનેજ વ્યભિચાર-વૃદ્ધિના આદિકારણ તથા પ્રધાન કારણ તરીકે સ્વીકારનારાં; ધનાઢ્યતામાં જ કુલીનતાને જોનારાં; સંપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્યના સુદૃઢ સમર્થક; મુંબઈ તથા કલકત્તા જેવાં વિશાળ નગરોને કેવળ તેમનામાંનાં વિલાસસાધનોની વિપુલતા તથા તેમના રમણીય ભયંકર બાહ્ય સૌન્દર્યના કારણથી દેવનગર કિંવા નન્દનવન સાથે સરખાવનારાં અને ધર્મ તથા નીતિના મિથ્યા આડંબર કિંવા દંભને દર્શાવવામાટે મહાભયંકર, ધર્મધ્વંસિની, નીતિનિકૃન્તની, વ્યભિચાર-વર્ધની, અત્યાચાર પ્રસારિણી તથા સમાજસન્માનસંહારિણી સત્ય ઘટનાના ઉચ્ચાર તથા શ્રવણમાત્રને પણ ઘોરતમ પાતક માનનારાં છે; તે ભારતીય સ્ત્રી તથા પુરુષોને વર્ત્તમાનકાળમાં રમણીયતાની સાથે જે ભયંકરતા અસ્તિત્વ ધરાવે છે તે ભયંકરતાનો સાક્ષાત્કાર કરાવવાના શુભ ઉદ્દેશથી પ્રસ્તુત સર્વથા સત્ય ઘટનામયી આત્મકથા અથવા નવલકથા સાદર સમર્પિત કરવામાં આવે છે.

• •

ઉખાણાની ઉકેલ

## સૂચના

સોમીયાની ભૂલથાપથી ભરમાતા નહિ
મળતાં નામ અને ઠેકાણાથી ગુચવાડામાં પડતાં બચવાની

# ચાવી

"ગુજરાતી" પ્રેસના ધાર્મીક પુસ્તકો
"ગુજરાતી" પ્રેસની સામાજીક નવલકથાઓ
"ગુજરાતી" પ્રેસના કાવ્યગ્રન્થો
"ગુજરાતી" પ્રેસની નવલકથાઓ
"ગુજરાતી" પ્રેસનાં સંસ્કૃત પુસ્તકો
"ગુજરાતી" પ્રેસનું શુદ્ધ કાર્તિકી પંચાંગ
"ગુજરાતી" પ્રેસનું ચૈત્રી પંચાંગ
"ગુજરાતી"ની એતિહાસીક ભેટો અને વાર્તાઓ
"ગુજરાતી"ની સામાજીક નવલકથાઓ

વિગેરે વિગેરેનું મોટું સૂચિપત્ર મંગાવો

ઉપર દર્શાવેલા સર્વ પુસ્તકોના સર્વ હકકો "ગુજરાતી" પ્રેસના
હાલના માલીકોને મળ્યા છે.

"ગુજરાતી" પ્રેસના સર્વ પુસ્તકો મળવાનું એકજ ઠેકાણું:—
મેનેજર,
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.
સાસુન બિલ્ડીંગ,
એલ્ફીન્સ્ટન સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ નં. ૧.

# પ્રસ્તાવના

"Let me at least clearly assert this, that whether novels or poetry or history be read, they should be chosen not for their freedom from evil, but for their possession of good. The chance and scattered evil that may here and there haunt or hide itself in a powerful book, never does any harm to a noble girl."

Ruskin's "Sessame and Lilies."*

ઈ. સ. ૧૯૧૩ ના ફેબ્રુવારી માસની ૯ મી તારીખના 'ગુજરાતી'ના અંકમાં પ્રથમ પ્રસ્તુત 'ચુડેલનો વાંસો અથવા એક **નદીની આત્મકથા**' નામક સાદ્યન્ત સત્યઘટનાવલંબિની નવલકથાનો આરંભ કરવામાં આવ્યો હતો અને ઈ. સ. ૧૯૧૪ ના એપ્રિલ માસની ૧૪ મી તારીખના અંકમાં એની પૂર્ણાહુતિ થઈ હતી. એ ૧૪ માસ જેટલા કાલાવધિમાં પ્રસ્તુત નવલકથાએ ગુર્જર પાઠકો(વાંચકો)ને સામાન્યતઃ એટલી સીમા પર્યન્ત મંત્રમુગ્ધવત્ કરી રાખ્યા હતા કે, "ગુજરાતી"ની નિરન્તર આતુર નયનોથી પ્રતીક્ષા કરાતી હતી અને વાંચકો સર્વથી પ્રથમ બહુધા એ નવલકથાનો વિભાગ જ વાંચતા હતા; માત્ર એટલું જ નહિ, પણ આ નવલકથાની પ્રશંસાનાં અમને અનેક પત્રો મળ્યાં હતાં અને કેટલાક વાંચકોએ તો એની સમાપ્તિ થયા પછી એનો દ્વિતીય ભાગ લખીને એ જ નવલકથાને આગળ લંબાવવાનો અનુરોધ પણ કર્યો હતો.† એથી અહીં

---

* "જો અધિક નહિ, તો એટલું તો મને સ્પષ્ટતાથી નિશ્ચિત કહેવા દો કે, નવલકથા, કાવ્ય અથવા ઇતિહાસનું વાંચન કરવું હોય, તો તે વિષયના પુસ્તકની, તે અધમતાથી મુક્ત હોવાના કારણથી નહિ, કિંતુ તેમાં રહેલી ઉત્તમતાના કારણથી જ ચુંટણી થવી જોઇએ. એક સમર્થ ગ્રંથમાં જે અલ્પસ્વલ્પ અધમતા છિન્નવિચ્છિન્નતાથી અહીં કે ત્યાં લપાયલી હોય છે, તે અધમતા એક અભિજાત બાળાની કશી પણ હાનિ કરતી નથી."

(રસ્કિનકૃત "સિસેમ્ ઍન્ડ્ લિલીઝ્.")

† 'ચુડેલનો વાંસો અથવા એક નદીની આત્મકથા દ્વિતીય દૃશ્ય' ઇ. સ. ૧૯૨૫ માં પુસ્તક આકારે છપાઈ પ્રકટ થઈ છે. મળવાનું ઠેકાણું:—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, બજારગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ, નં. ૧.

સ્વાભાવિક જ એ પ્રશ્ન આવીને ઉપસ્થિત થાય છે કે, આ નવલકથા જે આટલી સીમા પર્યન્ત લોકપ્રિય થઈ શકી તેનું મૂળ કારણ શું હોવું જોઈએ ? કારણ કે, કારણ વિના કાર્યનો સંભવ કદાપિ હોતો જ નથી. અર્થાત્ પ્રસ્તુત નવલકથાની આટલી સીમા પર્યન્ત થયેલી લોકપ્રિયતાનું કારણ એ જ છે કે, પ્રસ્તુત નવલકથા અંગ્રેજીમાં જેને 'Realistic' ('યથાદૃષ્ટ તથા કથિત') પદ્ધતિ કહેવામાં આવે છે, તે પદ્ધતિથી જ તે લખાયલી છે. આ પદ્ધતિથી લખાયલી નવલકથાઓમાં કૃત્રિમતાપૂર્ણ અદ્ભુત વસ્તુસંકલના, ધર્મ તથા નીતિના અપ્રાસંગિક આડંબરો, સર્વથા અશક્ય તથા અસંભવનીય દંભમયી આદર્શતા તથા અકારણ બોધકતા આદિ અપ્રાકૃતિક વસ્તુઓનો સર્વથા અભાવ હોય છે અને કેવળ સત્ય તથા યથાર્થ ઘટનાઓનું જ તેમના યથાસ્થિત સ્વરૂપમાં મનોહર શાબ્દિક ચિત્ર આલેખાયલું હોય છે, એટલે એ પદ્ધતિથી લખાયલી નવલકથાઓ સ્વાભાવિક જ અધિક પ્રમાણમાં લોકાદરને પાત્ર થાય છે. જેવી રીતે પીતળ અથવા લોઢાપર ચઢાવેલા ઓપનો ચળકાટ લાંબા સમય સુધી ટકી શકતો નથી અને સુવર્ણનો સ્વાભાવિક ચળકાટ કદાપિ ઝાંખો પડતો જ નથી; તે જ પ્રમાણે કેવળ કાલ્પનિક કથાઓમાં ગમે તેવી અને ગમે તેટલી સુંદર કથાસૃષ્ટિ રચાયલી હોય અને તેમનામાં કૃત્રિમ આદર્શતાને અને મનોરથોને ઠૂંસી ઠૂંસીને ભરવામાં આવી હોય, તોપણ તે કથાઓ સર્વથા અસત્યમૂલક હોવાથી વાંચકોના હૃદયમાં શાશ્વત પરિણામને ભાગ્યે જ નિપજાવી શકે છે, અને સત્યઘટનામૂલક કથા ભલેને ગમે તેવા સ્વરૂપમાં લખાયલી હોય, છતાં પણ તેમાં વાંચકોના અંતઃકરણમાં ચિરસ્થાયી પરિણામને નિપજાવવાનું સંપૂર્ણ સામર્થ્ય રહેલું હોય છે. આ આશયથી જ પ્રસ્તુત નવલકથાના મુખપૃષ્ઠ પાછળ "સત્યમાં એવી તો સંપૂર્ણ યોગ્યતા કિંવા શક્તિ રહેલી છે કે, તેને યોગ્ય સ્વરૂપમાં વ્યક્ત કરવામાટે કૃત્રિમ કળાની ઓપણીની આવશ્યકતા છે જ નહિ." એ પ્રમાણેનો મુદ્રાલેખ રાખવામાં આવ્યો છે.

અસ્તુ. આ તો થઈ જાણે બહુજનસમાજદ્વારા પ્રસ્તુત નવલકથાની પ્રશંસાની વાર્તા; પરંતુ કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓદ્વારા પ્રસ્તુત નવલકથાની નિન્દા પણ થયેલી છે, અને તે કેવળ એટલા જ કારણથી કે, તેમના અભિપ્રાય અથવા તેમની પોતાની માન્યતા પ્રમાણે આવી સર્વાંશે સત્યઘટનાવલંબિની નવલકથાઓના વાંચનથી કેટલેક અંશે જનસમાજ નીતિના માર્ગથી ચ્યુત અથવા પતિત થાય છે અને તેટલામાટે

આવી નવલકથાઓ અસ્તિત્વમાં આવવી જ ન જોઇએ. જો કે પ્રસ્તુત નવલકથાના એ નિન્દકોની સંખ્યા સદ્‌ભાગ્યવશાત્ બહુ અલ્પ છે અને તેથી તેમના એકપક્ષીય કિંવા પક્ષપાતમય અભિપ્રાયને કાંઈ પણ મહત્ત્વ આપવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી; તથાપિ સર્વસાધારણ વાંચકોની જાણમાટે નવલકથાની રચનાકલા વિશે કિંચિત્ વિવેચન કરવાનું હું અહીં યોગ્ય ધારું છું.

જે લોકો પ્રસ્તુત નવલકથા અથવા પ્રસ્તુત નવલકથા જેવી યથાર્થ પદ્ધતિથી લખાયલી અન્ય નવલકથાઓના પ્રશંસક છે, તેઓ કલા-(Art)ની દૃષ્ટિથી એ નવલકથાઓને ઉત્તમ માને છે; અને જેઓ પ્રસ્તુત નવલકથા અથવા પ્રસ્તુત નવલકથા જેવી યથાર્થ પદ્ધતિથી લખાયલી અન્યાન્ય નવલકથાના વિરોધી કિંવા નિન્દકો છે, તેઓ ધર્મ તથા નીતિની દૃષ્ટિથી એ નવલકથાઓને અધમાધમ માને છે અને તેટલામાટે ધર્મ, નીતિ તથા કલાનો કોઇ પણ પ્રકારનો પરસ્પર અંગાંગીય સંબંધ છે કે કેમ, એ વિશેનો આપણે અહીં સર્વથી પ્રથમ વિચાર કરવાનો છે.

અત્યારે આપણા ભારતવર્ષની ગુજરાતી, મરાઠી અને બંગાળી આદિ ભાષાઓમાં નાનાવિધ નવલકથાના સાહિત્યની જે સૃષ્ટિ નિર્માણ થયેલી છે; તે બહુધા ઇંગ્લિશ તથા ફ્રેંચ આદિ પાશ્ચાત્યદેશની ભાષામાં રચાયલી નવલકથાઓની પદ્ધતિ અનુસાર થયેલી હોવાથી નવલકથાની રચના વિશે પાશ્ચાત્ય પંડિતોના જે પ્રમુખ બે મત છે તે મતોને જાણવાની આપણામાટે આવશ્યકતા હોય, એ સ્વાભાવિક જ છે. પાશ્ચાત્ય લેખકોનો એક વર્ગ એવો છે કે, જે આદર્શતાવાદીના નામથી ઓળખાય છે, અને જે બીજો વર્ગ છે તે સત્યવાદી અથવા યથાર્થતાવાદીના નામથી વિખ્યાત છે. અંગ્રેજી ભાષામાં એ બે વર્ગના લેખકોમાટે અનુક્રમે Idealist અને Realist એ બે શબ્દોનો પ્રયોગ કરાય છે તથા તેમના મતોને અનુક્રમે Idealism તથા Realism ના નામથી ઓળખવામાં આવે છે. એમાંના આદર્શતાવાદી ( Idealist ) લેખકોનો એવો આગ્રહપૂર્વક અભિપ્રાય છે કે, ગ્રંથ શાસ્ત્રીય વિષયનો હોય, ઇતિહાસનો હોય, કાવ્યનો હોય કે નવલકથાનો હોય; પરંતુ તેમાં નીતિ તથા ધર્મનો બોધ કિંવા નીતિ તથા ધર્મનો આદર્શ તો અવશ્ય હોવો જ જોઇએ અને જો કોઈ પણ ગ્રંથમાં નીતિ તથા ધર્મના એ આદર્શનો અભાવ હોય, તો તે કાવ્ય, નાટક કે નવલકથા સર્વથા ત્યાજ્ય તથા

બહિષ્કારને જ પાત્ર છે. યથાર્થતાવાદી ( Realist ) લેખકોનો અભિપ્રાય એથી સર્વથા વિરુદ્ધ દિશામાં વિચરનારો છે અને તેથી તેઓ જણાવે છે કે, એક નવલકથાકાર જ્યારે પોતાની નવલકથાની રચનાનો આરંભ કરે, તે વેળાયે તેનું એ જ એક માત્ર કર્ત્તવ્ય છે કે, નવલકથામાં જે પ્રકારનાં પાત્રો આવતાં હોય, તે તે પાત્રોના અત્યંત યથાર્થ જીવનનું જ શાબ્દિક ચિત્ર આલેખવું અને તે પાત્રોના જીવનની યથાર્થતાને દર્શાવતાં તે વિષય પ્રતિપાદ્ય છે કે નહિ અને તેનું યોગ્યતાથી પ્રતિપાદન થયેલું છે કે નહિ, એનો વિચાર કરવો; નીતિ કે અનીતિ તેમ જ ધર્મ કે પાપ સાથે નવલકથાની કળાનો કોઈ પણ પ્રકારનો અંગાંગીય સંબંધ છે જ નહિ. જેવી રીતે ફોટોગ્રાફમાં મનુષ્યનું યથાર્થ બાહ્ય સ્વરૂપ ઊતરી આવે છે અને તેમાં કૃત્રિમ સુંદરતા કિંવા કૃત્રિમ વિદ્રૂપતા આવતી નથી; તે જ પ્રમાણે નવલકથામાં પણ નાનાવિધ ઉત્તમ કિંવા અધમ પાત્રોના જીવનનું ફોટોગ્રાફ સમાન સર્વથા યથાર્થ અને પ્રાકૃતિક શાબ્દિક ચિત્ર જ આવવું જોઇએ; તે પાત્રોના જીવનમાં નીતિમત્તા કિંવા અનીતિમત્તા તેમ જ ધાર્મિકતા કિંવા પાપિષ્ટતાનો કૃત્રિમતાથી કિંવા બળાત્કારે આરોપ થવો ન જોઇએ. સારાંશ કે, નવલકથામાં સત્કર્મ કિંવા સન્નીતિનું તેમ જ દુષ્કર્મ કિંવા દુર્નીતિનું ચિત્ર તેના યથાર્થ નૈસર્ગિક સ્વરૂપમાં જ આલેખાતું જોઇએ.

વિક્ટર હ્યૂગો, ગાય્ ડિ મોપાસાં, બૅલ્ઝાક્, આલ્ફૉન્સે ડૉડેટ આલ્ફ્રેડ્ ડિ મસે તથા ઝોલા ઇત્યાદિ પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકારો યથાર્થતાવાદી જ હતા, અને તેમણે પોતાની રચેલી નવલકથાઓમાં ફ્રાન્સમાં તે સમયમાં ચાલતાં અનાચાર, અત્યાચાર, અધર્મ તથા અનીતિ તેમ જ દારિદ્રય આદિનાં એવાં તો યથાર્થ, પ્રાકૃતિક તથા મનોવેધક શાબ્દિક ચિત્રો આલેખેલાં છે કે, તેમની એ નવલકથાઓના યોગે ફ્રાન્સના લોકોના આચારવિચારમાં અનેકવિધ ઉત્તમ પરિવર્તનો થયાં છે અને થાય છે. રશિયન્ મહાત્મા ટૉલ્સ્ટૉય્ પણ એ જ પ્રકારના એક નવલકથાકાર હતા, અને તેથી જ તેમની નવલકથાઓ અધિક ઉત્તમ પરિણામકારક સિદ્ધ થયેલી છે. ઇબ્સન્ તથા બર્નાર્ડ્ શૉ આદિ અંગ્રેજી નાટ્યલેખકો પણ યથાર્થતાવાદી જ છે અને તેથી ઈંગ્લાંડમાં તેમનાં નાટકો જેટલા પ્રમાણમાં લોકપ્રિય થઇ શક્યાં છે, તેટલા પ્રમાણમાં અન્ય લેખકોનાં નાટકો ભાગ્યે જ લોકાદરને પાત્ર થઇ શક્યાં હશે. ડબ્લ્યુ. એન વિલિસે 'ગોરી ગુલામડી'ના ધંધા વિશે જે અનેક પુસ્તકો

લખ્યાં છે, તેમાં પણ ઉપર્યુક્ત યથાર્થતા વિના બીજું કાંઇ છે જ નહિ; માત્ર એટલું જ નહિ, પણ તેમના એ પુસ્તકોમાં યૂરોપમાં ચાલતાં એ 'ગોરી ગુલામ ડીઓ'ના ભયંકર અનીતિવર્ધક વ્યવસાયનાં એવાં તો ઘૃણાકારક નાના વિધ શાબ્દિક ચિત્રો આપવામાં આવ્યાં છે કે, તેમના પરિણામે ઈંગ્લાંડમાં એ નીચ ધંધાને અટકાવવામાટેની ચારે તરફથી પ્રવૃત્તિ થવા માંડી છે, અને સારા સારા ધર્મગુરુઓએ પણ મહાશય વિલિસના એ યથાર્થતામય ગ્રંથોની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. ઈંગ્લાંડના પુરુષ લેખકો તો ઠીક, પણ હવે તો સારી સારી સ્ત્રી લેખિકાઓ પણ યથાર્થતાવાદિની થયેલી છે, અને તેના પરિણામે મૉડ્ ચર્ટન્ બ્રેબીએ 'Downward' (અઃધપાત) નામક એક નવલકથા લખી છે અને યથાર્થતાવાદની દૃષ્ટિથી તે અત્યંત ઉત્તમ છે. પ્રથમ જર્મન્ ભાષામાં "Das Taoebuch einer Verlorenen" નામથી પ્રકટ થયેલી, અંગ્રેજી ભાષામાં 'The Diary of A Lost One' નામથી છપાયલી અને વિશ્વની બહુધા સર્વ ભાષામાં અનુવાદના રૂપે વિસ્તરેલી નવલકથા તો વળી સર્વત્ર એટલા બધા આદરને પાત્ર થયેલી છે કે, તે અત્યારે યથાર્થતાવાદની સર્વમાન્યતાના એક આદર્શ પ્રમાણરૂપ જ થઇ પડી છે. અત્યાર સુધી ભારતવર્ષની કોઇ પણ ભાષામાં એ યથાર્થતાવાદના નિયમ અનુસાર બહુધા કોઇ નવલકથા લખાઇ નહોતી; પરંતુ હવે તેની નવલકથાઓ ભારતવર્ષની ભાષાઓમાં પણ લખાવાનો આરંભ થઇ ચૂક્યો છે અને તેના પરિણામે છેલ્લાં એક વર્ષમાં બંગાળી ભાષામાં પ્રકટ થતા 'નારાયણ' નામક એક પ્રતિષ્ઠિત માસિકપત્રમાં આવા પ્રકારની 'કમલેર દુઃખ' આદિ ચારેક કથાઓ પ્રકટ થઇ ચૂકી છે, અને નવલકથાલેખનની એ પદ્ધતિની ઉત્કૃષ્ટતા વિશે બંગાળાના પ્રખ્યાત દેશસેવક તથા વિદ્વાન્ લેખક માન્યવર બિપિનચન્દ્ર પાલે 'નારાયણ' માસિકના એક અંકમાં 'ધર્મ, નીતિ ઓ આર્ટ' શીર્ષક લેખ લખ્યો છે, તે અવશ્ય વાંચવા યોગ્ય છે. મહારાષ્ટ્રીય ભાષાના પરમ વિદ્વાન્ તથા સુપ્રતિષ્ઠિત લેખક શ્રીમાન્ શ્રીપાદ કૃષ્ણ કોલ્હાટકર બી. એ., એલ્. એલ્. બીનો પણ લલિત વાઙ્મય એટલે કે, કાવ્ય, નાટક તથા નવલકથા આદિની રચના વિશે એવો જ અભિપ્રાય છે અને તેથી તેમણે વર્તમાન વર્ષ ૧૯૧૭ ના 'વિવિધજ્ઞાન-વિસ્તાર' નામક મહારાષ્ટ્રીય ભાષાના બહુ જ જૂના તથા પ્રતિષ્ઠિત માસિકપત્રમાં એપ્રિલ તથા મે માસના બે અંકોમાં 'મરાઠી વાઙ્મય વ સ્વાવલંબન' શીર્ષક લેખમાં લલિત વાઙ્મય વિશે પોતાનો એટલે

સુધી અભિપ્રાય દર્શાવ્યો છે કેઃ—"બોધ અને કાવ્ય એ કલ્પનાઓ જ પરસ્પર વિરુદ્ધ છે. પરંતુ આનંદપર્યવસાયિની કથાઓના વાંચનથી અનેકોનો એવો ગ્રહ થાય છે કે પ્રત્યેક કાવ્યનો હેતુ બોધ જ હોવાથી તેમાં કોઇ પણ એક નીતિતત્ત્વને ગુંથવું જ જોઇએ. એક વાર જ્યાં તેમનો એવો સંકુચિત ગ્રહ ગઇ ગયો એટલે પછી તેઓ પ્રત્યેક કાવ્યમાં એવા નીતિતત્ત્વને શોધવા મંડી જાય છે.........ગ્રંથકર્તાએ એક ગ્રંથ કેવળ મનોરંજનની દૃષ્ટિથી લખેલો હોવા છતાં પણ જો તે પોતાના તે હેતુને ગુપ્ત રાખીને બીજા જ હેતુને પ્રકટ કરે છે, તો તેથી તેના મુખ્ય હેતુને અન્યથા મળવાનો સંભવ હોય તેના કરતાં પણ અધિક સિદ્ધિ મળે છે. આ કારણથી અનેક ગ્રંથકારોની પોતાના ગ્રંથમાં વચ્ચે વચ્ચે તે ગ્રંથમાંથી લેવાનો ઉપદેશ આપવાની પરિપાઠી જ પડી ગયલી હોય છે. ગ્રંથકારોની એ પરિપાઠીથી પણ નિર્દિષ્ટ બોધાગ્રહી લોકો ભૂલાવામાં પડી ગયા હોય, એવો સંભવ ધારી શકાય છે. તેમના તે આગ્રહમાં કોઇ પણ વસ્તુ કારણીભૂત થયેલી હોય, પરંતુ તેમનો તે ગ્રહ પ્રમાદપૂર્ણ છે, એ વાર્ત્તા જેટલી શીઘ્રતાથી તેમના જાણવામાં આવે, તેટલું જ તેમનામાટે તે કાર્ય શ્રેયસ્કર છે. જો કોઇ એક ગ્રંથ મનોરંજનની દૃષ્ટિથી ઉત્કૃષ્ટ હોય, પણ જો તેમાં કોઇ પણ એક બોધ ગ્રથિત કરવામાં ન આવ્યો હોય, કિંબહુના તેમાંનો વિષય અજ્ઞાનજન્ય કિંવા અનીતિમય હોય, તોપણ તે ગ્રંથની લલિત વાઙ્મયમાંની યોગ્યતા કિંચિત્માત્ર પણ ન્યૂન થતી નથી. શેકસ્પીયરે પોતાના નાટકોમાં દર્શાવેલું અજ્ઞાન ભ્રમોત્પાદક હોય તેમ જ બોકેશિયોની કથાઓ તથા કૉંગ્રીવના નાટકો નીતિની દૃષ્ટિથી ગર્હ્ય હોય, તોય તેથી વિદગ્ધ વાઙ્મયની દૃષ્ટિથી તેમનું જે મહત્ત્વ છે તે લેશ માત્ર પણ ન્યૂન થતું નથી. રાજકીય દૃષ્ટિથી સરકારે બહિષ્કૃત કરેલાં પુસ્તકો વાઙ્મયની દૃષ્ટિથી પણ અધમ છે, એવો સાર કાઢવો એ જેવી રીતે ન્યાય્ય નથી, તે જ પ્રમાણે નીતિની દૃષ્ટિથી ગર્હ્ય ભાસતાં પુસ્તકોના વિષયમાં પણ એવું વિધાન સર્વથા અન્યાય્ય જ છે. એક પક્ષમાં વિદગ્ધ વાઙ્મય અને બીજા પક્ષમાં શાસ્ત્ર તથા નીતિના પ્રાંતો એકબીજાથી સર્વથા સ્વતંત્ર છે, અને તેટલામાટે એમાંના એકને બીજાના પ્રાંતમાં આસ્માની સુલ્તાની ગજાવવાનો અવસર આપવો, એ કોઇ પણ દૃષ્ટિથી ઇષ્ટ નથી.........કાવ્ય (અથવા કથા)-ના યોગે રસિકાનન્દ પ્રમાણે દ્રવ્ય, યશ, વ્યવહારજ્ઞાન તથા સંકટનિવારણ આદિ લાભો પ્રાપ્ત કરી શકાય છે, તે જ પ્રમાણે કોઇ કોઇ વાર

ઉપદેશની પ્રાપ્તિ પણ કરી શકાય છે; પરંતુ એથી ઉપદેશ જ તેનું પ્રમુખ કાર્ય છે, એમ માત્ર સિદ્ધ થતું નથી. જેવી રીતે એક વધૂની પસંદગી કરતી વેળાએ તેનાથી સુદૃઢ, સુરૂપ, બુદ્ધિમાન્ તથા નીતિમાન્ સંતાનની ઉત્પત્તિ થઇ શકશે કે કેમ, એ વિચાર પ્રમુખ હોઇને તેની પાકકૃત્યના વિષયમાં કુશલતા તથા ઇતર ગૃહકૃત્યો વિષયક દક્ષતાનો વિચાર અપ્રધાન હોય છે, તે જ પ્રમાણે કાવ્યનો વિચાર કરતી વેળાએ રસિકાનન્દને પ્રાધાન્ય આપીને ઇતર લાભોને ગૌણ જ માનવા જોઇએ. ગોલ્ડ્સ્મિથને તેની પ્રખ્યાત નવલકથાના સર્વાધિકાર વેચતાં બહુ જ ઓછી કીમત મળી હતી; ભવભૂતિને તેના જીવનકાળમાં તેના ગ્રંથોના યોગે અધિક યશઃપ્રાપ્તિ થઇ નહોતી; 'મેઘદૂત'ના વાંચનથી વ્યવહારજ્ઞાનમાં વિશેષ વૃદ્ધિ થઇ શકતી નથી અને વિષ્ણુ શાસ્ત્રીના 'આપણા દેશની અત્યારની અવસ્થા' શીર્ષક નિબંધના યોગે સંકટ ટળવાને બદલે સંકટ આવવાનો જ અધિક સંભવ છે; આ સર્વ વાર્તાઓ કદાચિત્ સત્ય હોય, તોપણ એ ગ્રંથોની વિદગ્ધ વાઙ્મયમાં જે યોગ્યતા છે તે તો એથી રતિ માત્ર પણ ઓછી થતી નથી તે નથી જ. વૈદગ્ધ્ય તથા નીતિ એવી રીતે બેવડી દૃષ્ટિથી કોઇ પણ કૃતિનો વિચાર કરવાની ટેવ આપણામાં હજી ઉત્પન્ન થઇ નથી; એટલે એ ટેવને આપણામાં લાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ ..........."

માન્યવર કોલ્હટકરે કાવ્ય, નાટક તથા કથા આદિના પ્રધાન હેતુ તરીકે કેવળ રસિકાનન્દને જ સ્વીકારેલો છે, એ એક પક્ષે યોગ્ય જ છે; પરંતુ મારો અભિપ્રાય એવો છે કે, સામાજિક નવલકથામાં રસિકાનન્દ તથા રસિક વિક્ષોભ એ બે પ્રધાન હેતુ હોવા જોઇએ; કારણ કે, આ સંસાર દ્વંદ્વાત્મક હોવાથી આ સંસારમાં ધર્મ તથા અધર્મ; નીતિ તથા અનીતિ; પ્રેમ તથા તિરસ્કાર અને સ્વીકાર તથા અસ્વીકાર ઇત્યાદિ સર્વત્ર દ્વંદ્વનો જ વિસ્તાર જોવામાં આવે છે; તો પછી આનંદ સાથે શોક કિંવા વિક્ષોભ ન હોય, એમ સંભવે જ નહિ. સામાજિક નવલકથા આ સંસારનો જ એક પ્રકારનો યથાર્થ શાબ્દિક ફોટોગ્રાફ અથવા શાબ્દિક આકાર હોવાથી તેમાં પણ એ દ્વંદ્વનો સ્વાભાવિક જ આવિર્ભાવ થાય છે, અને તેમાં પણ વિક્ષોભને પ્રધાન હેતુ તરીકે સ્વીકારવાની એ કારણથી આવશ્યકતા છે કે, સામાજિક નવલકથામાં જનસમાજની જે કાંઇ પણ અધોગતિ થયેલી હોય તેનું આંકી શકાય તેટલા પ્રમાણમાં એવું તો યથાર્થ ચિત્ર આંકવું કે તેથી વાંચકના હૃદયમાં તે

અધોગતિના ચિત્રને જોઈને પ્રચંડ વિક્ષોભ થાય અને તેથી તે વાંચકના અંતઃકરણમાં તે અધોગતિના નિવારણની પ્રબળ આકાંક્ષા ઉદ્ભવે. કેવળ આદર્શ સ્ત્રીપુરુષોનાં ચરિત્રો વાંચવાથી સમાજની અધોગતિના સત્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી, અને સમાજની અધોગતિના એ અજ્ઞાનના પરિણામે તે અધોગતિના નિવારણના પ્રયત્નો ન થવાથી સમાજ દિવસાનુદિવસ અધોગતિની ગર્ત્તામાં ઊંડો અને ઊંડો ઊતરતો જાય છે. આ કારણથી પતિત સ્ત્રીપુરુષોનાં ચરિત્રોને તેમ જ તેમના હસ્તે અન્ય ઉત્તમચરિત સ્ત્રીપુરુષોને પોતાના જેવાં જ પતિત કરવામાટેની થતી ચેષ્ટાઓને જાણવાની પણ એ કારણથી આવશ્યકતા છે કે, તેવાં પતિત અને અનાચારી સ્ત્રીપુરુષોના પ્રપંચજાળમાં અન્ય નિર્દોષ તથા અજ્ઞ સ્ત્રીપુરુષો ન ફસાય અને પતિત ન થઈ જાય. અર્થાત્ કેવળ નીતિ તથા ધર્મની દૃષ્ટિથી જ કોઈ આદર્શતાવાદી યથાર્થતાવાદી નવલકથાકારની નવલકથાનું નિરીક્ષણ કરે, તોપણ યથાર્થતાવાદી નવલકથાકાર નીતિ તથા ધર્મનો વિરોધી તેમ જ અનીતિ તથા અધર્મનો પ્રતિપાદક નથી, એમ વિચારતાં તત્કાળ તેના જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે. જે ભેદ છે તે માત્ર પદ્ધતિનો છે, ઉદ્દેશનો નથી; કારણ કે, નીતિ તથા ધર્મની ભાવનાને વાંચકોના હૃદયમાં બે પ્રકારે જાગ્રત તથા પ્રતિષ્ઠિત કરી શકાય છે. એમાંનો એક પ્રકાર એ છે કે, ધર્મિષ્ઠ તથા નીતિમાન્ સ્ત્રીપુરુષોનાં આદર્શ જીવનચરિત્રોને વાંચકો સમક્ષ રજૂ કરીને તેમની વૃત્તિને ધર્મ તથા નીતિના માર્ગમાં વાળવી, અને બીજો પ્રકાર એ છે કે, અધર્મશીલ તથા અનીતિમાન્ પતિત સ્ત્રીપુરુષોનાં ભયંકર જીવનચરિત્રોને વાંચકો સમક્ષ તેમના યથાર્થ સ્વરૂપમાં રજૂ કરીને અધર્મ તથા નીતિના માર્ગથી વાંચકોને પરાઙ્મુખ કરવા કે જેથી તેઓ પોતાની મેળે જ ધર્મ તથા નીતિના માર્ગપ્રતિ આકર્ષાય. આમાંનો પ્રથમ પ્રકાર આદર્શતાવાદીનો છે, અને દ્વિતીય પ્રકાર યથાર્થતાવાદીનો છે. પરંતુ આદર્શતાવાદી કરતાં યથાર્થતાવાદીની પદ્ધતિ અધિક ઉત્તમ છે; કારણ કે, એક પુરુષ કિંવા સ્ત્રી આદર્શ સ્ત્રીપુરુષનાં ગમે તેવાં અને ગમે તેટલાં આદર્શતામય (ધર્મ તથા નીતિમય) જીવનચરિત્રો વાંચ્યા કરે, પણ જ્યાં સુધી અધર્મ તથા અનીતિમાં રહેલી ભયંકરતાનું તેને યથાર્થ જ્ઞાન નથી થતું, ત્યાં સુધી અમુક મનોવિકારોની પૂર્તિમાટેના તેના વિચારો કદાપિ શિથિલ થતા નથી અને તેથી તેને અજ્ઞાનાવસ્થામાં અધર્મ તથા અનીતિના માર્ગમાં આકર્ષાઈને અંતે પતિત તથા નષ્ટભ્રષ્ટ

આવાનો સંભવ રહે છે. કદાચિત્ પછી તેના મનમાં પશ્ચાત્તાપ થાય, તોપણ તે પશ્ચાત્તાપ 'રાંડ્યા પછીના ડહાપણ' સમાન હોવાથી સર્વથા નિરુપયોગી તથા નિષ્ફળ જ સિદ્ધ થાય છે. સારાંશ કે, આ સંસારમાં ધર્મ તથા નીતિના જ્ઞાનની માનવજાતને પોતાના કલ્યાણમાટે જેટલી આવશ્યકતા છે, તેથી પણ અધિક પ્રમાણમાં તેમને અધર્મ તથા અનીતિનાં ભયંકર પરિણામો તથા પતિત સ્ત્રીપુરુષોના છળપ્રપંચોના જ્ઞાનની, તેમનાથી અલિપ્ત રહેવામાટે તથા તેમના સંસર્ગમાં ન આવવામાટે આવશ્યકતા છે, એ તત્ત્વ સર્વથા નિર્વિવાદ છે. અધર્મ તથા અનીતિના ભયંકર પરિણામને જોવા છતાં પણ જો કોઈ સ્ત્રી કિંવા પુરુષ હાથમાં દીવો લઈને કૂવામાં પડવા જનાર મનુષ્ય પ્રમાણે અધર્મ કિંવા અનીતિના માર્ગમાં ગમન કરે, તો એ દોષ તેનો પોતાનો જ છે; યથાર્થવાદની પદ્ધતિથી નવલકથા લખનાર લેખકનો નથી. અસ્તુ. હવે આપણે પ્રસ્તુત નવલકથાના વસ્તુ વિશે કાંઈક વિચાર કરીશું; કારણ કે, તે વિના પ્રસ્તુત નવલકથાની આ પ્રસ્તાવના પૂર્ણ થયેલી કહેવાય તેમ નથી. 'ગુજરાતી' ના ૧૯૧૭ ના ઍપ્રિલ માસની ૧૫ મી તારીખના અંકમાં 'ચુડેલનો વાંસો' એવા મથાળાનો એક લિડરેટ્ છપાયો છે અને તે પ્રસ્તુત નવલકથાના વસ્તુની ઉત્પત્તિના ઉદ્દેશને દર્શાવનારો હોવાથી તે લિડરેટ્ અહીં યથાસ્થિત ઉતારી લેવો, એ જ સ્વતંત્ર વિચાર દર્શાવવા કરતાં અધિક ઉત્તમ છે:—

"ઘણાકો વાતમાં કહે છે કે મુંબઈમાં વિશાળ રસ્તાઓ, બગીચાઓ અને ગગનચુંબિત ભવ્ય મકાનો છે, પણ તેની નીચે દુર્ગંધવાળી મોટી મોટી ગટરો છે કે જેમાંથી અવારનવાર ગાંઠિયા જેવા રોગોની મરકી ફાટી નીકળવાનો ભય રહે છે. જેમ મુંબઈનો આ બાહ્ય શૃંગાર સુંદર છે તેમ તેનો સમાજ પણ બહારથી સુંદર લાગે છે. ચોપાટી, બૅન્ડ સ્ટૅન્ડ, કફ પૅરેડ, પાલવા, હૅંગિંગ્ ગાર્ડન્સ્, રાણીનો બાગ, બૅટરી વગેરે સ્થળોએ સાયંકાળે કેવો સુંદર સમાજ દૃષ્ટિએ પડે છે; પરંતુ મુંબઈના મધ્યમાં તેટલો જ મોટો સડો છે, તેના હૃદયની બાજૂમાં જ રક્ત, પરુ અને કીડાથી ભરેલી એક મોટી ગાંઠ છે. આપણા સંસ્કારી સુધરેલા પુરુષો એ ગાંઠને ચીરી તેનું યથાર્થ અવલોકન કરતાં ડરે છે, નીતિભીરુ બને છે. તેઓને એ પ્રકૃતિથી એટલો ભય લાગે છે કે, તેઓને જો કોઈ તેનું જરા પણ અવલોકન કરાવે તો તેઓ તેથી ભડકે છે. તેઓની નીતિ, પવિત્રતા અને શુદ્ધિ એટલી નિર્મળ છે કે, તેઓ તેના શ્રવણથી દોઢ

ગાઢિ દૂર ભાગે છે. તો પછી આવા ભડકણ પુરુષો એ ગૂઢને પકાવી ફોડી નાખી રોગને દૂર કરવાના ઉપાયો શોધી શકે તેની તો આશા જ ક્યાંથી રાખી શકાય? શોધકો, ડૉક્ટરો, પ્રયોગ કરનારા હિમ્મત રાખી દર્દીની પાસે જઈ નાડીપરીક્ષા કરે નહિ, રોગનું અવલોકન કરે નહિ, તો રોગના ઉપાયો કેમ શોધી શકે? પરંતુ મનુષ્ય પ્રકૃતિ એવી વિલક્ષણ છે કે, જરા રોગનું જોર જણાય, કે તે હો હો કરી મૂકે છે અને જ્યાં શાંતિ પડી કે આ રોગ ભયકારક છે અને તેને જડમૂળથી ઉખેડવાને વા તેને કંઈ નહિ તો વધતો અટકાવવાને પ્રયત્ન કરવો જોઇએ, તે વાત ભૂલી જાય છે. મેકૉલે કહી ગયો છે કે, ઈંગ્લૅંડમાં દર પાંચ સાત વર્ષે નીતિરક્ષકો ઊંઘમાંથી જાગે છે અને થોડા દહાડા હો હો કરીને સૂઈ જાય છે. ઇંગ્લૅંડમાં અને ફ્રાન્સમાં મકાનો રાખી કામવિકારને સંતોષવાનો ધંધો કરતાં અટકાવવાને પ્રયાસ થયો છે, પણ તે નિષ્ફળ જ ગયો છે; પ્રગટ ધંધો કરવાને બદલે ગુપ્ત વ્યવહાર ચાલે છે અને તેથી ઘણે પ્રસંગે આબરૂદારની ભેગાં બીન આબરૂદાર નિર્ભયતાથી રહી શકે છે અને સારાં ક્ષેત્રોમાં વ્યવહાર વધારે છે.* તેઓએ સાંસર્ગિક વિસ્ફોટકનો ફેલાવો અટકાવવાને માટે પોલિસની તપાસ દાખલ કરી છે અને લાઇસન્સ આપવાનો પણ નિયમ બાંધ્યો છે, પણ તેનાથી પણ વસ્તુના ફેલાવાને અટકાવી શકાયું નથી.† ઉમરના બાધના કાયદા બંધાયા, પુરુષ જ દોષપાત્ર છે એમ માની કાયદા બંધાયા પણ તેથી પણ વસ્તુ અટકી નથી. ઉલટું હમણાં "લંડન ટાઇમ્સ્" માં થયેલી ચર્ચાપરથી એમ સિદ્ધ થાય છે કે, જુવાન છોકરીઓ પુરુષોને ફસાવવાને ફરતી ફરે છે!‡ અને યૂરોપમાં, ઈંગ્લંડમાં અને અમેરીકામાં આ નીચ પ્રકારનો ધંધો ગુલામીના સ્વરૂપમાં

---

* મુંબઇમાં કાલબાદેવીપરના ગાયવાડી જેવા લત્તામાં તથા વિઠ્ઠલવાડીમાં કે જ્યાં બહુધા આબરૂદાર ધનાઢ્ય હિન્દુ કુટુંબોનો જ નિવાસ છે, ત્યાં તે આબરૂદાર કુટુંબોના મધ્યમાં જ ધીકતાં કુટણખાનાં અસ્તિત્વ ધરાવતાં હોય, એ શું થોડા ખેદનો વિષય છે? એ કુટ્ટિનીગૃહોનો પ્રસ્તુત નવલકથામાં યોગ્ય વર્ણનાત્મક ઉલ્લેખ કરાયલો છે. † વિસ્ફોટક આદિ વ્યભિચારજન્ય રોગોનો યૂરોપમાં અત્યારે કેટલા પ્રમાણમાં પ્રસાર થયેલો છે, એનો ભયંકર વૃત્તાન્ત W. N. Willis મહાશયે પોતાના "The Crime of Silence" નામક ગ્રંથમાં આપેલો છે અને તે અવશ્ય વાંચવા યોગ્ય છે. ‡ લંડનમાં નવયૌવના બાળાઓ પુરુષોને પોતાના મોહજાળમાં ફસાવવામાટે કેવી રીતે ફરતી રહે છે, એ વસ્તુ લઇને મહાશય બિપિનચંદ્ર પાલે 'લંડને નંદલાલ' નામક એક સંક્ષિપ્ત કથા લખી છે અને તે તેમના 'સત્ય ઓ મિથ્યા' નામક કથાસંગ્રહમાં છપાયલી છે. બંગાલી ભાષાના સંજ્ઞાતાને એ કથાસંગ્રહ વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

ધાક છે, એમ ત્યાંનાં પત્રો અને આગેવાનો કહે છે." "લંડન ટાઇમ્સ્" જણાવે છે કે: 'લંડનમાં વિક્ટોરિયા સ્ટેશનની બહાર સૈનિકોને આકર્ષવાને માટે ૧૬ થી વધુ વર્ષની યુવતીઓ છ ચોક પ્રયત્નો કરે છે, તે વિશે વિગત બહાર પડતાં ત્યાં તેવી છોકરીઓને સખ્ત સજા થઈ છે!' હમણાં મુંબઇમાં તેવો પોકાર કરવામાં આવ્યો છે, પરંતુ તે પોકારના મૂળમાં અને અત્રેના પોકારના મૂળમાં ભેદ છે. કામાઠીપુરામાં એક પઠાણે એક ઘર રાખેલું, તેમાં સ્ત્રીઓને વેચાતી યા કોઈ રીતે લાવીને તેમની પાસે તે હલકો ધંધો કરાવતો. આવી કોઈ સ્ત્રીએ પઠાણની સખ્તીમાંથી નાસવાનો પ્રયત્ન કર્યો. પઠાણને તેની ખબર પડી અને તે તેની પાછળ જઈ પકડી લાવ્યો અને પઠાણે અને તેની બીજી સ્ત્રીએ તેનાપર અવર્ણનીય જુલમ કર્યો અને ધંધો કરવા બેસાડી અને નિરાધાર સ્ત્રીથી કંઈ લાભ ન થયો ત્યારે ગુસ્સે થઈ તેને વિશેષ માર માર્યો, એક સરખો ૨૪ કલાક માર માર્યો અને ખાવા પીવાનું કાંઈ પણ આપ્યું નહિ. આ રાક્ષસી ક્રૂરતાને લીધે તે બાઈ આ દુનિયાનો ત્યાગ કરી ગઈ એટલે પઠાણે તેનું શબ ઠેકાણે પાડવાની તજવીજ કરી અને તેમાં એક પોલિસ સિપાઇની જાગ્રતિથી શબ પકડાયું અને કોર્ટમાં કેસ ચાલ્યો. તેમાં પઠાણને ફાંસીની અને તેને મદદ કરનારીમાંની એકને ફાંસીની તથા બીજીને જન્મદેશનિકાલની શિક્ષા થઈ છે.* પરમ દિવસે મજગામની પોલીસ કોર્ટમાં અમાજી બાઈ નામની એક સ્ત્રીએ સકીના બાઈ નામની સ્ત્રીને ધંધો કરવા રાખેલી અને તેને ત્યાંથી છૂટવાનો પ્રયત્ન કરતાં તેને કેદ કરેલી તેનો કેસ ચૂકવાયો છે. એ કેસો શી પરિસ્થિતિ સૂચવે છે? ઉપરના બનાવ ઉપરથી "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" એ એક લેખ લખ્યો અને અન્ય

---

* આ પઠાણ તથા તેની બે મદદગાર સ્ત્રીઓને તેમના ભયંકર અપરાધની ભયંકર શિક્ષા ફરમાવતી વેળાએ સેસન્સ જજ્જ મહાશયે જણાવ્યું હતું કે: "સૈયદખાન, તું એક જીવતો જાગતો શયતાન છે. તેં છોકરીઓ ઉપર અને મુખ્યત્વે કરીને મરનાર ઉપર જે ત્રાસ વર્તાવ્યો હતો, તે અત્યંત ધિક્કારને પાત્ર છે. બીજા નંબરની આરોપી સ્ત્રી, તું પણ જરાય દયા રાખ્યા વિના ક્રૂરતાથી વર્તી છે અને તેથી તું પણ ફાંસીની સજાને જ લાયક છે; અને ત્રીજા નંબરની આરોપી સ્ત્રીને જ્યૂરીની ભલામણને ધ્યાનમાં લઈ હું દેશનિકાલની સજા ફરમાવું છું!" આવાં જીવતાં જાગતાં શયતાન તથા શયતાનીઓ તો મુંબઈમાં હજારોની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે, પણ અફસોસ કે, સમાજના નેતાઓ તેમના નાશનો યત્ન નથી કરતા.

પત્રોમાં પણ મુંબઇના આ એક જાતના ગુલામી વ્યાપારમાટે પોકાર પડ્યો છે. વસ્તુતઃ પઠાણની ક્રૂરતા અને બાઇનું મરણ લોકોનું ધ્યાન ખેંચનારાં થયાં છે, અને નહિ કે મૂળ શરીર વેચવાનો ધંધો! વાત ખરી છે કે સ્ત્રીઓ અને પુરુષો બાર તેર વર્ષની છોકરીઓને ખરીદી લાવે છે અથવા ઉપાડી લાવે છે, તેમને આડે માર્ગે જોર જુલમથી યા યુક્તિથી ઉતારે છે અને તેપર પોતાનો ગુજારો કરે છે. કેટલેક પ્રસંગે કેટલાક હલકા લોકો પણ તેવે માર્ગે પોતાની બહેન, દીકરી, ભત્રીજી, ભાણેજી વગેરેને પૈસા ખાતર ઉતારે છે.* આમાં જે પોતાની હુશિયારીથી ગ્રાહકો-પાસે વધારે પૈસા કઢાવે છે તે સુખ ભોગવે છે અને જે તેમ કરી શકતી નથી તે માલિકના જુલમનો ભોગ થાય છે. મુંબઇમાં કંઈ નહિ, તો પંદરથી વીસ હજાર આવી સ્ત્રીઓ હશે અને પોલિસને તેમનાં ઠેકાણાં સારી રીતે માલમ પણ છે. કેટલાકો કહે છે કે, પોલિસ કેમ તેનો ઉપાય કરતી નથી? આ સ્ત્રીઓથી વસેલા મોહોલ્લા અને મકાનોમાં લાખોની ઉથલપાથલ થાય છે અને તેમાં ભડવઇ કરનારાઓ અને લુચ્ચાઓ લોકોને ખેંચી જાય છે તેમ લૂટે પણ છે. એ મોહોલ્લાઓમાં પીઠાંખાનાં, કાવાખાનાં, ચાહપાણીવાળાઓ, આઇસ સોડા લિંબૂવાળાઓ અને પાન-વાળાઓના પણ ધંધા ધીક છે. તેમાં કેટલાકો તો દુકાનદ્વારા માર્ગદર્શક થાય છે, જુગાર રમાડે છે, પૈસા ધીરે છે, એવા અનેક માર્ગે ચઢાવે છે. વળી આવા મોહોલ્લામાં ઘરધણીઓને નિત્યનાં નિત્ય મોં માગ્યાં ભાડાં સાંજ પડે કે મળે છે. આ મોહોલ્લાઓ કંઇ શહેર બહાર ઢેડ-વાડા પાસે નહિ, પણ મુંબઈ શહેરની મધ્યમાં જ્યાં સવાર સાંજ હજારો મનુષ્યોની અવરજવર થાય છે, ત્યાં છે. છાપાવાળાઓ અને અન્ય લેખકો છાપામાં બૂમબરાડા પાડે છે કે, અમે બહુ જાણીએ છીએ અને સમજીએ છીએ અને વસ્તુસ્થિતિ બહુ ભયંકર છે કે જે કહેવાય તેમ નથી, એવો ખાલી બકવાદ કરે છે; પરંતુ આ પ્રકૃતિનું યથાર્થ અવલોકન કરી, લોકોને તે જણાવી આંખ ઉઘાડી યોગ્ય માર્ગોનું સૂચન ક્યાં

* હલકા લોકો તો શું, પણ સમાજમાં સભ્ય તથા પ્રતિષ્ઠિત મનાતા કેટલાક શરીફ બદમાશો એવા તો નીચ વૃત્તિના હોય છે કે, હાથ પગ હીલાવ્યા વગર બહેન દીકરી, ભત્રીજી, ભાણેજી કે બાયડીની કમાણીપર તાગડધિન્ના કરે છે, માત્ર એટલુંજ નહિ, પણ તેઓ છુપા પિપ હોવાથી સમાજથી તેમને બહિષ્કાર આપી શકાતો નથી અને તેથી સમાજના સંસર્ગમાં રહી તેઓ પોતાની બાયડી કે બહેનોદ્વારા અન્ય ગૃહસ્થ સ્ત્રીઓને પણ અવળા માર્ગમાં દોરી જાય અને સભ્ય સમાજમાં ભ્રષ્ટતાનો ભયંકર પ્રચાર કરતા રહે છે.

છે? ગોળપીઠા, કામાઠીપુરા, અરબગલી, ગ્રાંટરોડ કૉર્નર, તારદેવ, ફૉકલૅંડરોડ, ફૅરારરોડ, બેલાસિસરોડ, વિઠ્ઠલવાડીની તેલગલી, ગાયવાડી, ફણસવાડી અને કાંદાવાડી વગેરે ભાગો શહેરની મધ્યમાં છે. આડી અવળી ચાલીઓ અને ઘરો એજ હેતુમાટે ઘણાં જાણીતાં છે. સરકારે મ્યુનિસિપાલીટીને સત્તા આપી છે કે લોકોનાં જાનમાલને હાનિ કરનારા અમુક અમુક ધંધાઓ અમુક લત્તામાં કરવા દેવા નહિ; તંબાકુ, ભાંગ, ગાંજા, દારૂ આદિની દુકાનો આબકારી ખાતાંનાં લેસન વિના નીકળી શકે નહિ; ચામડાં કેળવવાનાં કારખાનાં માહીમ કે કુરલે જ નીકળી શકે; તો આ માણસનાં ચામડાં ચુંથવાનાં કારખાના કાઢવાનો નીચ અધમ ધંધો કરતાં અટકાવવાને કોઈ પણ ઘરધણીથી પોતાનું ઘર સરકારની રજા વિના તેવા કામમાટે ભાડે આપી ન શકાય, એવો કાયદો શું સરકાર ઘડી ન શકે? જ્યાં મનુષ્યોની અવરજવર ઘણી હોઈ ન શકે એટલે દૂર તેમનાં વસવાટનાં સ્થાનો રાખ્યાં હોય, તો એની મેળે જ આ અડ્ડા શહેરમાંથી દૂર થઈ શકે.* અને દૂર જનાર આવનાર ઓછા હશે, તો છોકરીઓને વેચાતી લઈ કે ઉપાડી લાવી આ ધંધામાં ઊતારવાને કોણ તૈયાર થશે? શું પંદર વીસ હજાર સ્ત્રીઓ એટલી અધમાવસ્થાએ પહોંચી હશે કે તેઓ પોતાનાં શરીરોની હાલહવાલી જાણી જોઇને થવા દેવાનું પસંદ કરે? પેટને ખાતર પોતાની હાલહવાલી થવા દેવા સાથે તેઓ પણ નીતિધર્મ પાળે છે, તેઓમાં પણ એક Code of Honour હોય છે. શામાટે આ ધંધો તેઓ કરે છે, શાકારણથી તેઓ આ માર્ગે આવી ચહડે છે અને તેઓને કેવાં દુઃખ ભોગવવાં પડે છે તેનું જો શોધન કરવામાં આવે, તો એ ઇતિહાસ રસભર્યો થાય તેમ માર્ગદર્શક પણ થાય. રોજ પુનર્લગ્નનો અને સમાજબંધનને તોડવાનો ઉપદેશ કરનારાઓએ આ દિશા ખરેખરી શોધવા જેવી છે. પરંતુ દિલગીરીભર્યું છે કે, સમાજસુધારાના આવાં વાસ્તવિક કાર્યોને તેમની કાર્યવાહિતામાં ઘટતું સ્થાન મળતું નથી. આ પ્રશ્નની ઊંડી તપાસ કરવામાં આવે, તો મોંઘવારી અને ગરીબી અને કોઇક પ્રસંગે મોજ શોખ માટે પૈસાનો લોભ આ અધમાવસ્થા પ્રાપ્ત થવાનાં મુખ્ય કારણો છે એમ

---

* આજથી આઠેક વર્ષ પૂર્વે વડોદરાનો વેશ્યાવાડો પણ શહેરના મધ્યભાગમાં લહરીપુરાના દરવાજાથી માંડીને લીંબડી ચોક સુધી વિસ્તરેલો હતો; પણ એ વિશે બહુ પોકાર થવાથી ત્યાંના વેશ્યાવાડાને ગામ બહાર ખસેડવામાં આવ્યો છે, મુંબઇમાં અદ્યાપિ તેમ નથી થયું, એ મહાખેદનો વિષય છે.

જણાશે. “ચુડેલનો વાંસો” નામની એક વાર્ત્તા થોડાંક વર્ષપર આ પત્રમાં પ્રકટ થઈ હતી, તેમાં હાલના સમાજમાં કેવો સડો પેઠો છે તે દર્શાવવાનો જ હેતુ હતો, તેમાં સહસ્રાંશે માણસ કેમ પતિત થાય છે તે દર્શાવ્યું હતું; છતાં કેટલાકો તે વાર્ત્તાથી ભડકી ઉઠ્યા હતા. પરંતુ તેની સર્વ રીતિઓ પ્રકટ થવી જરૂરની છે કે જેથી તેનાથી ચેતીને માણસ ચાલે અને ઉપાયો યોજી શકે. ચુડેલનો વાંસો ઘણો ભયંકર મનાય છે, ખરી હિમ્મતવાળા જ તે જોઈ શકે છે અને તેનો નાશ કરી શકે છે.”

ઉપર્યુક્ત લિડરેટ્‌માંના અંતિમ ઉદ્‌ગારોથી આ નવલકથાનો હેતુ શો છે અને તેમાં વસ્તુ કેવા પ્રકારનું લેવામાં આવ્યું છે, એ તો સાધારણતઃ વાંચકો જાણી શક્યા હશે જ. આજથી ચાર વર્ષ પૂર્વે પ્રસ્તુત નવલકથામાં વર્ણવાયલી વસ્તુસ્થિતિનો હવે મુંબઈની સભ્ય પ્રજાને અત્યારે સાક્ષાત્કાર થવા માંડ્યો છે, એ પણ આ લેખકનું એક સદ્‌ભાગ્ય જ કહી શકાય; કારણ કે, જો આવો સાક્ષાત્કાર ન થયો હોત, તો આ લેખકના અને ‘ગુજરાતી’ પત્રના ચતુર્થ પ્રકારના* હિતશત્રુઓએ તો પ્રસ્તુત નવલકથાને કેવળ કલ્પનાજન્ય બીભત્સ નવલકથા તરીકે ઓળખાવવાના ‘અવ્યાપારેષુ વ્યાપાર’નો જ આરંભ કરી દીધો હતો. પરમાત્મા તેમનું પણ કલ્યાણ કરો, એ વિના બીજું શું કહેવું વારુ? અસ્તુ. પ્રસ્તુત નવલકથામાં જે જે ઘટનાઓ લેવામાં આવી છે તે અક્ષરશઃ સત્ય છે. અને તેમાં કેવળ પાત્રોનાં નામો તથા સ્થાનોનાં નામો વિના બીજું કશું પણ પરિવર્તન કિંવા ન્યૂનાધિકત્વ કરવામાં આવ્યું નથી; માત્ર એટલું જ નહિ, પણ તે ઘટનાઓનો પ્રસ્તુત નવલકથાની નાયિકા સાથે

---

* રાજર્ષિ ભર્તૃહરિએ મનુષ્યના સ્વાર્થ તથા પરમાર્થમય સ્વભાવપરત્વે ચાર પ્રકારો કહેલા છે અને તે આ પ્રમાણેઃ-

“एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नंति ये
ये निघ्नंति निरर्थकं परहितं ते के न जानीमहे ” ॥

એટલે કે, “જેઓ સ્વાર્થને ત્યાગી પરોપકાર કરે છે, તેઓ સત્પુરુષ કહેવાય છે; જેઓ પોતાના સ્વાર્થને જાળવીને પરમાર્થ કરે છે, તેઓ સામાન્ય પુરુષ કહેવાય છે; જેઓ સ્વાર્થમાટે પારકાના હિતનો નાશ કરે છે, તેઓ મનુષ્યોમાંના રાક્ષસો કહેવાય છે અને જેઓ કોઈ પણ પ્રકારના પોતાના હિત વિના જ નિરર્થક બીજાના હિતને હણે છે તેઓ કઈ જાતિના મનુષ્ય છે, તે અમે જાણતા નથી; અર્થાત્ તેઓ સર્વથા નિંદ્ય તથા નીચતમ પુરુષો છે.”

જે સંબંધ દર્શાવવામાં આવ્યો છે, તે પણ સત્ય જ છે અને તેનું કારણ એ છે કે, તે નાયિકા ચંપા પોતે પણ કાલ્પનિક વ્યક્તિ નથી અને અદ્યાપિ વર્તમાન છે. તેણે પોતાની ડાયરીમાં જે જે નોંધો કરી રાખી હતી તે નોંધોના આધારે જ આ ચંપા અથવા નટીની આત્મકથારૂપ નવલકથાની સૃષ્ટિ નિર્માણ થયેલી છે; પરંતુ ચંપાની આત્મકથાનો આ અદ્યાપિ પ્રથમ ભાગજ છે અને એનો દ્વિતીય ભાગ* પણ લખાઇને તૈયાર થવા આવ્યો છે કે જે અલ્પ સમયમાં જ 'ગુજરાતી' માં વિભાગશઃ પ્રગટ કરવામાં આવશે. મુંબઈ નગરીની યથાર્થ ભયંકરતાઓ તે દ્વિતીય ભાગમાં વાંચકોના જાણવામાં આવશે અને આશા છે કે તે ભાગ અવશ્ય માર્ગદર્શક ગઈ પડશે. પ્રસ્તુત ભાગમાં હુસ્મતજાન્ તથા શીલર એ બે પાત્રોનાં ચરિત્રો અપૂર્ણ રહેલાં છે, તેમની ભયંકર પૂર્ણાહુતિ દ્વિતીય ભાગમાં કરાશે.

પ્રસ્તુત નવલકથા જ્યારે 'ગુજરાતી' માં કટકે કટકે પ્રગટ થતી હતી તે વેળાએ જે અશુદ્ધિઓ રહી ગઈ હતી તે સુધારવામાં આવી છે અને કેટલાક પ્રકરણોને જૂદાં રાખવાની આવશ્યકતા ન હોવાથી સાથે મેળવી દેવામાં આવ્યાં છે; એ વિના બીજી કશી પણ ન્યૂનાધિકતા કરવામાં આવી નથી. વાંચકોની આ નવલકથાને પુસ્તકના આકારમાં મેળવવામાટેની ચાલૂ માગણી હોવા છતાં વિશ્વવ્યાપક યાદવાસ્થળીના કારણથી કાગળોની અછતને લીધે પ્રસ્તુત નવલકથાને પુસ્તકના આકારમાં બહાર પાડતાં કેટલોક વિલંબ થયો છે અને આ નવલકથાનો આકાર બહુ વધી જવાથી કીમત કાંઇક વધારે રાખવી પડી છે.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માના કૃપાકટાક્ષથી પ્રસ્તુત નવલકથાની નિર્વિઘ્ન સમાપ્તિ થયેલી છે, તે પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માનીને તથા પ્રસ્તુત નવલકથાનાં વાંચકો (સ્ત્રી તથા પુરુષોને) પ્રસ્તુત પ્રસ્તાવનાના આરંભમાં આપેલા આંગ્લ વિદ્વાન્ રસ્કિન્ મહાશયના ઉપદેશને લક્ષમાં રાખવાની નમ્ર પ્રાર્થના કરીને આ લંબાયલી પ્રસ્તાવનાની પરિસમાપ્તિ કરવાની હું આજ્ઞા ઇચ્છું છું.

સુદામાપુરી (પોરબંદર)
તા. ૮ મી સપ્ટેંબર ૧૯૧૭
શનિવાર

ઠક્કુર નારાયણ વિસનજી

* "ચુડેલનો વાંસો અથવા એક નટિની આત્મકથાઃ દ્વિતીય ભાગ" છપાઈ પ્રકટ થયો છે, મળવાનું ઠેકાણું.—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, બજારગેટ સ્ટ્રીટ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.

## ભારત લોકકથા

ભાગ ૩ જો—બંગાળાની દંતકથા ખંડ ૧ લો ... ૧— ૮—૦
ભાગ ૪ થો—બંગાળાની દંતકથા ખંડ ૨ જો ... ૧— ૮—૦
ભાગ ૫ મો—બેગમ બાજાર ખંડ ૧ લો ... ... ૧— ૮—૦
ભાગ ૬ ઠ્ઠો—બેગમ બાજાર ખંડ ૨ જો ... ... ૧— ૮—૦
ભાગ ૭ મો—બંગાળાની દંતકથા ખંડ ૩ જો ... ૧— ૮—૦
ભાગ ૮ મો—બંગાળાની દંતકથા ખંડ ૪ થો ... ૧— ૮—૦
ભાગ ૯ મો—બંગાળાની દંતકથા ખંડ ૫ મો ... ૧— ૮—૦
ભાગ ૧૦ મો—બંગાળાની દંતકથા ખંડ ૬ ઠ્ઠો ... ૧— ૦—૦
અમરલાલ ચરિત્ર અથવા લાલઉદેરાની કથા ... ૩— ૦—૦

## વિવેકાનંદ વિચારમાળા

ભાગ ૧ લો—(૧) કર્મયોગ, (૨) ભક્તિયોગ (૩) અને પ્રકીર્ણ લેખો ... ... ... ૩— ૮—૦
ભાગ ૨ જો—(૧) રાજયોગ પાતંજલના યોગસૂત્રો સહિત;... (૨) અને પ્રકીર્ણ લેખો ... ... ૩— ૮—૦
ભાગ ૩ જો—સંપૂર્ણ જ્ઞાનયોગ ... ... ... ૩— ૮—૦
ભાગ ૪ થો—પત્રો અને વિવિધ લેખો ... ... ૩— ૮—૦
ભાગ ૫ મો—વિવિધ વિષયો ઉપરના લેખો અને ભાષણો ૨— ૮—૦
ભાગ ૬ ઠ્ઠો ... ... ... ... ... ૩— ૮—૦

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

### "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

પ્રિન્ટર્સ ઍન્ડ બુક-બાઇન્ડર્સ,

બુકસેલર્સ, પબ્લીશર્સ ઍન્ડ કમીશન એજન્ટસ,

સાસુન બિલ્ડીંગ, બજારગેટ સ્ટ્રીટ,

એલફીન્સ્ટન સર્કલ, ફોર્ટ, મુંબઈ નં. ૧.

# અનુક્રમણિકા

# ચુડેલનો વાંસો

અથવા

# એક નટીની આત્મકથા

## પ્રકરણ ૧ લું

### લખનૌમાં નાટક

“ક્યાં કાઠિયાવાડમાંનું જામનગર અને ક્યાં મધ્ય હિંદુસ્તાનમાંનું લખનૌ નગર? મનુષ્યને તેનું ભાગ્ય ક્યાંથી ઉપાડીને ક્યાં લઈ જશે, એનો કશો પણ નિયમ હોતો નથી. આજે લખનૌમાં આવ્યાને છ છ મહિના તો થઈ ગયા, પાંચ સો રૂપીઆના દાગીના ચવાઈ ગયા. પૈસાની આવક નથી અને ખર્ચ તો રોજ ચડ્યો જ જાય છે; એટલે આમ ને આમ કેટલા દિવસ ચાલી શકશે; એનો જ રહી રહીને વિચાર થાય છે. અવિચાર અને સાહસથી ઘરમાંથી ભાગી બહાર તો નીકળી આવી, પણ હવે બહાર કેવા લોઢાના ચણા ચાવવા પડે છે, અને પતિના છત્ર વિના મારે કેવાં કેવાં સંકટોમાંથી પસાર થવું પડે છે, એનો પ્રત્યક્ષ અનુભવ થયો, પરંતુ હવે ઘેર જવાય તેમ તો છે જ નહિ, અને જેઓ મને નસાડી લાવ્યા છે, તેઓ પણ મારું કાંઈ ભલું કરે એવી આશા નથી. એક તો પીટ્યા મારી કમાણી ખાય છે અને પાછો મારાપર એટલો અવિશ્વાસ કે, જ્યારે બહાર જાય છે, ત્યારે બારણાને તાળું વાસી કેદી પ્રમાણે મને બંધ કરી જાય છે! હવે આ પાપીઓના પંજામાંથી છૂટવાનો મારે શો ઈલાજ કરવો? અવશ્ય હવે કાંઈક ચતુરાઇ તો બતાવવી; નહિ તો અહીં સડી સડીને મરી જઇશ, તોપણ કોઈ ખબર પૂછવા આવે તેમ નથી. શું મેં આમ કેદી થવાને, આમ દુઃખ ભોગવવાને, અને મારો રોટલો ખાવા છતાં પારકાની ગાળો અને લાતો ખાવાને જ ઘર છોડ્યું છે અને આબરૂપર પાણી ફેરવ્યું છે? નહિ, કદાપિ નહિ! બસ, હવે કાં તો આ ચાંડાલોના હાથમાંથી છૂટકો, અને કાં તો મોત!”

આ પ્રમાણે વિચારોના વમળમાં ગોથાં ખાતી અને મારા ભવિષ્ય વિશે ચિંતા કરતી, લખનૌમાં અમીનાબાદ નામના મહલ્લામાંની એક ગલીમાં આવેલા મારા રહેવાના ભાડાના મકાનમાંની બારીમાં હું બેઠી હતી. એટલામાં બહારનું તાળું ઉઘડ્યું અને દરવાજો ઉઘાડી ત્રણ માણસોએ ઓરડામાં પ્રવેશ કર્યો. એ ત્રણ માણસો મને ઘરમાં પૂરી જનારા મારા ઓરડારૂપ કેદખાનાના જેલરો જ હતા, એટલું અત્યારે જણાવવું બસ છે. એમનો વિશેષ વૃત્તાંત આગળ જતાં આવશે. તેઓ બજારમાં ખોરાકીનાં સાધનો ખરીદવાને ગયા હતા. અત્યારે લગભગ સાડાનવ વાગ્યાનો સમય થવા આવ્યો હતો, એટલે સીધું ને શાકભાજી આવતાં જ મેં રાંધવાની તૈયારી કરવા માંડી; ચૂલો સળગાવી આંધણ મૂક્યું અને દાળ ઓરી દીધી. ત્રણ જેલરોમાંનો એક ચોખા વીણવા બેઠો, બીજો શાક સમારવા લાગ્યો, અને ત્રીજાએ બજારમાં સાંભળેલા નવા સમાચારોની કથા સંભળાવવાનો આરંભ કર્યો. તેણે કહ્યું:—

"હમણાં આઠ દશ દિવસથી લખનૌમાં એક નાટકમંડળી આવી છે, અને તેનાં નાટકોની આખા લખનૌ શહેરમાં જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં તારીફ જ થતી સંભળાય છે. પૈસાવાળા કે સારી કમાણીવાળા નાટક જુએ, એમાં તો નવાઇ નથી, પણ કહે છે કે, રંગીલા લખનૌ નગરના મજૂર અને કુલી—અરે કંગાલમાં કંગાલ માણસો પોતાનાં કપડાં કે વાસણ વેચીને પણ તેનાં નાટક જોવા જાય છે. યાર, આપણું મન પણ આજે નાટક જોવાને લલચાય છે."

"ચાલે, ભાઈ! જે થવાનું હોય, તે થાય; પણ કાંઈ નાટક જોયા વિના રહી શકાય? આપણે પણ ચોક, વિક્ટોરિયાપાર્ક, ગોમતીના કિનારા અને દિલકુશામાં ચક્કર લગાવતા લગાવતા કંટાળી ગયા છીએ. ઘણીક વાર કોઈ નવીજાન કે સુન્ની-જાનને ત્યાં જઈ મુજરો કરાવવાનું મન થાય છે, પણ આ ખીસામાં હાથ નાખતાં બરકત દેખાય છે, એટલે આગળ વધેલું મન તરત બિચારું પાછું હટી જાય છે." બીજાએ—શાક સમારનારે—પોતાના આંતરિક ઉદ્દગારોને બહાર કાઢ્યા.

"બસ ત્યારે દોસ્ત! આપણી પણ એ જ હાલત જાણી લેવી. 'મન કહે કે માળીએ જાઉં ને કરમ કહે કે કોઠીમાં પેસું' એવો જ આપણો બધાદો પણ હિસાબ છે." પહેલાએ—ચોખા વીણનારે—ટુંકામાં જ પોતાનો બળાપો જણાવી દીધો.

"જો આપણે નાટક જોવા જઇએ, તો કેટલા પૈસા જોઇશે વારુ?" મેં વચ્ચે સવાલ કર્યો.

"ત્યારે તારો પણ નાટક જોવાનો વિચાર થઈ આવ્યો છે કે શું?" પહેલાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"કેમ, આપણે માણસ છીએ અને એ કાંઈ માણસ નથી? અરે ભાયડા કરતાં તો બાયડીઓને નાટક જોવાનો જબરો શોક હોય છે, સમજ્યો?" બીજાએ તેના આશ્ચર્યને હવામાં ઉડાવી દીધું.

"આપણે ચારે જણ નાટક જોવા જઇએ, તો લગભગ દશ રૂપીઆ તો જોઇએ." ત્રીજાએ અડસટ્ટો બતાવ્યો.

"દશ રૂપીઆ કેવી રીતે?" પહેલાએ શંકા બતાવી.

"ઓર્ચેસ્ટ્રાની ટિકિટનો બે રૂપીઆ ભાવ છે, એટલે ચાર ટિકિટના આઠ રૂપીઆ તો એ જ થયા. એક રૂપીઓ ગાડીભાડાનો અને એક રૂપીઓ સોડા, લેમોનેડ, ચાહ, બિસ્કીટ વગેરે વગેરે..." ત્રીજાએ હિસાબ બતાવીને પહેલાના મનનું સમાધાન કર્યું

"પણ મારી ધારણા છે, કે જો આપણે બીજી વ્યવસ્થા કરીએ, તો ફક્ત પાંચ રૂપીઆમાં જ પીડા પતી જાય એમ છે. આપણે ત્રણ સેકન્ડ ક્લાસની બાર બાર આનાની ટિકિટ લઇએ, અને આ શેઠાણીસાહેબને જનાના ક્લાસમાં બેસાડી દઇએ. બાકી ગાડીભાડું અને તમારાં સોડા લેમોનેડ." બીજાએ કરકસર અને ફાયદાનો રસ્તો બતાવ્યો.

"પણ આપણાથી કાંઈ બીજા વર્ગમાં બેસાય?" ત્રીજાએ જરાક આંખ ફેરવીને અભિપ્રાય દર્શાવ્યો.

"મોટા નવ્વાબજાદા ખરાને, તે કાંઈ બીજા વર્ગમાં નાટક જોવાને બેસાય? કેમ, ભાઇ! બીજા વર્ગમાં બેસવાથી પોજીશનમાં કાંઈ વાંધો આવી જાય તેમ છે? ત્યારે

શું આજે બધા ઓર્કેસ્ટ્રામાં બેસનારા જ નાટક જોવા આવનારા છે અને બાકીના બધા વર્ગો ખાલી જ મૂક્યા રહેવાના છે?" બીજાએ રોકડું ચુકવી આપ્યું.

"ચાલો ત્યારે બધાનો એવો વિચાર હોય, તો એમ કરીશું. પણ પાંચ રૂપી-આની વ્યવસ્થા તો છે ને?" ત્રીજાએ પોતાનાં હથિયાર છોડી દીધાં.

"પરમ દિવસે જે લવીંગિયાં પચીસ રૂપીએ વેચ્યાં'તાં, તેમાંના હજી દશ રૂપીઆ બાકી છે. એટલે આજે નાટક પણ જોવાશે અને આવતી કાલનો ખર્ચ પણ થઇ રહેશે. વળી પરમ દિવસે જો કોઈ ફુલ નહિ મળી જાય, તો જરૂર કોઈ બીજી ચીજને આગ લગાડવી પડશે." પહેલાએ જણાવ્યું,

"ઠીક, ત્યારે નાટકમાં જવાનું તો જાણે નક્કી થઈ ગયું. ત્યારે સાંઝે સીધું વગેરે વહેલા જ લઈ આવજો અને રાંધવાનું પણ વહેલું જ આટોપી લેજો; જમીશું તો રાતે બે વાગે નાટક જોઈ આવ્યા પછી જ." બીજાએ સલાહ આપી.

અહીં મારે જણાવવું જોઇએ કે, લખનૌમાં આવ્યા પછી અમારા ઘરમાં સવા-રમાં લાવેલું સવારે રંધાય અને રાતે લાવેલું રાતે રંધાય ને ખવાય; એટલે કે, 'આટા તોલ કે ઠીકરી જલતી હય,' એવો જ અમારો હિસાબ ચાલતો હતો. ઘરનાં રાચ-રચીલાંનો હિસાબ પૂછો તો તેને ચાર ચટાઇ, ચાર ગોદડી, ચાર ઓસીકાં, બે ત્રણ હાંલ્લાં, બે થાળી, બે લોટા, એક ત્રાંબાનો હાંડો, બે માટીના ઘડા, એક ડોલ અને કચરો વાળવાની એક સાવરણી એટલામાં જ સમાવેશ થઈ જતો હતો. જો કાંઈ વધારે હોય, તો તે કપડાં વગેરે રાખવાની ચાર ટ્રંકો હતી અને ઘરમાં આગળ પાછળ બ્રાન્ડી કે વ્હિસ્કીની એક બે બાટલી સિલક રહ્યાં કરતી હતી. મારી સાથે બધા એવા ઘરાકો ભેગા થયા હતા કે, "ખાધા વગર ચાલે ભલે, પીધા વગર ચાલે નહિ!" અસ્તુ.

મારા જેલરોનું નાટકમાં જવાનું સાટું નક્કી થવાથી અને તેમાં પણ મને લઈ જવાનો ઠરાવ થવાથી મારા મનમાં એક પ્રકારનો અવર્ણનીય હર્ષ થવા લાગ્યો. છેલ્લા બે માસથી મારા જેલરોએ મને ક્યાંય બહાર નીકળવા દીધી નહોતી; અને તેનું કારણ એ હતું કે, કદાચિત્ મારો કાંઈ ખરીદદાર મળી જાય, તો હું પોબારા ગણી જાઉં અને તેમના પંજામાંથી છટકી જાઉં, તો મારા યોગે તેમણે પૈસાની જે મોટી રકમ મેળવવાની અને માલામાલ થવાની મોટી આશા બાંધી હતી, તે તેમની બધી ભાવી આશાપર પાણી ફરી વળે, અને 'ચોરને પોટલે ધૂળની ધૂળ' જેવો જ ઘાટ થઈ જાય. પણ અંતે મારા પરમેશ્વરે તેમને કેવા ભૂલાવામાં નાખી દીધા, અને 'ચોરને પોટલે ધૂળની ધૂળ જ' કેવી રીતે રહી, એ વિશેના વિશેષ વિવેચનની અત્યારે જ આવશ્યકતા નથી.

રસોઈ તૈયાર થઇ; બે થાળીઓ અને બે પત્રાવળી પીરસાઈ; બ્રાન્ડીબાઇની બાટલીને ટ્રંકમાંથી બહાર કાઢવામાં આવી, અને તેને ત્રણ ગ્લાસમાં પધરાવી, સોડા બાઈ સાથે પરણાવી, ત્રણે જેલરો તેને ઝટપટ ગટગટાવી ગયા. હું જો કે મદિરાના વ્યસનથી મુક્ત તો નહોતી જ, પણ મને દિવસે પીવાની ટેવ નહોતી; રાતે એક કે બે પેગ લેતી હતી. મદિરાદેવીની કૃપાથી તેમણે ભોજનને એવો સારો ઈન્સાફ આપ્યો કે, રસ્તામાં નાખેલી પત્રાવળીમાં કુતરો આવીને પોતાની જીભ ફેરવે, એટલું પણ તેમાં કાંઈ બાકી રહ્યું નહિ. મેં પણ મને જે ભાવ્યું તે ખાઈ લીધું. મારા ત્રણ જેલ-રોએ જમીને તરત નિદ્રાદેવીનું સેવન કરવા માંડ્યું અને હું રાત પડવાની રાહને

ડાળે વાટ જોતી મનમાં અનેક પ્રકારના વિચાર કરવા લાગી. અનંત વિચારવમળમાં અટવાયા પછી હું એક પ્રકારના નિશ્ચયપર આવી.

લગભગ ચાર વાગે ત્રણે કુંભકર્ણ નિદ્રામાંથી જાગ્રત થયા, અને મને ચાહ તૈયાર કરવાનો હુકમ ફર્માવ્યો. ચાહ પીધા પછી તેઓ બજારમાં પધાર્યા અને મેં ચૂલો સળગાવ્યો. સીધું સામાન આવતાં મેં ખીચડી, શાક, અને રોટલા એ ત્રણે પદાર્થ તૈયાર કરી રાખ્યા, અને પૂછ્યું કેઃ—"નાટકમાં જવામાટે કયારે નીકળવાનું છે?"

"અહીંથી સાડા સાતે નીકળશું એટલે આઠે ત્યાં પહોંચીશું. તને તો જનાના કલાસમાં બેસવાનું છે એટલે વાંધો નહિ; પણ અમને જો મોડું થશે, તો બીજા વર્ગમાં બેસવાની તો ઠીક, પણ ઉભા રહેવાની જગ્યા પણ મળી શકવાની નથી. સાત થવા આવ્યા છે, માટે હવે ચાલવાની તૈયારી કર. જલદી કપડાં બદલી લે. મેહરબાની કરીને 'સોઢી શણગાર કરે ત્યાં બજાર ઉઠી જાય!' એવો ઘાટ ન લાવતી—વખત ન લગાડતી!" જેણે પ્રથમ નાટકમાં જવાની સૂચના આપી હતી, તે ત્રીજો જેલર બોલ્યો.

હું તો એટલી જ વાટ જોતી'તી એટલે મેં તરત જણાવ્યું કે.—"મને કપડાં બદલતાં કાંઈ વાર થવાની નથી. પણ ગાડી લઇ આવો, એટલામાં હું તૈયાર થઈ રહું છું. નહિ તો મોડુ થશે ગાડી લાવવામાં, અને પાછો વાંક નિકળશે મારો!"

"ખરી વાત છે; ચાલો ત્યારે આપણે ગાડી લઇ આવીએ." જેલર નં ત્રીએ પોતાના બે સાથીઓને કહ્યું.

"તને બહુ ઉતાવળ છે, માટે તું જ ગાડી લાવ; અમે પાન ખાતા નીચે સડકપર ઉભા છીએ." બીજા બે બોલ્યા.

ત્રણે જણ ઘરમાંથી તો સાથે ઉતર્યા, પણ એક ગાડી લેવા ગયો અને બે પાનવાળાની દુકાને પાન ખાતા અને ગપાટા હાંકતા નીચે રસ્તાપર ઉભા રહ્યા. કોઇ પણ રીતે થોડી વારને માટે તેમને દૂર કરવાનો મારો જે ઉદ્દેશ હતો તે સિદ્ધ થયો, તેમને દૂર કરવાનું કારણ એ હતુ કે, મારી પાસે હજી હજાર પંદરસોનો દાગીનો બાકી હતો, અને તે બધો સાથે લઈ લેવાનો મારો વિચાર હતો. મારા જીવ અને શરીરના ગ્રાહક અને મારા માલપર જીવનાર મારા એ ત્રણ જેલરોએ હજી મારી પાસેથી મારો બધો માલ છીનવી લીધો નહોતો. તેમને જેમ જેમ અગત્ય પડતી હતી, તેમ તેમ અકેક ઘરેણું હું આપ્યાં કરતી હતી, એટલે 'આપણને જે જોઇએ છે તે મળ્યા કરે છે, તો પછી બળાત્કાર કરવાની અને એના મનમાં આપણા વિશે અવિશ્વાસ ઉપજાવવાની શી જરૂર છે?' એમ ધારીને એ વિષે તેઓ બહુધા બેપરવા રહ્યા હતા; તેમ જ હમેશાં મને તાળાકુચીમાં રાખતા હોવાથી મારી નાસી જવાની ધાસ્તી તો તેમના મનમાં હતી જ નહિ. પણ જ્યારથી તેમણે મને તાળાકુંચીમાં રાખવા માંડી, ત્યારથી અંદરખાનેથી હું તેમની જાની દુશ્મન બની હતી, અને દિવસ રાત તેમના છટકામાંથી છૂટવાનો વિચાર કર્યા કરતી હતી. એ વિશેની તેમના મનમાં શકા તો શું, પણ કલ્પના માત્ર પણ નહોતી. બહારથી મેં કદાપિ એ વિશે અસતોષ પણ દર્શાવ્યો નહોતો, કિંવા તેમના મનમાં સંશય આવે, એવું કાંઈ વર્તન પણ કર્યું નહોતું.

શિયાળો હોવાથી અને લખનૌમાં શરદ્ઋતુમાં ગજબની ટાઢ પડતી હોવાથી મેં ઘાઘરો, ગુલાબી રંગની ગરમ સાડી, અને લીલા રંગનું આખી બાંયવાળું ગરમ પોલકું આદિ વસ્ત્રો પરિધાન કર્યાં અને કાન બાંધવાનો ગરમ રૂમાલ પણ સાથે લઈ

લીધો. કાનમાં નકલી માણેકનાં લવીંગિયાં, નાકમાં માણેકનું ફૂલ અને હાથમાં ગિની-ગોલ્ડની મશીનપૉલીશ ચાર બંગડીઓ, એક વીંટી અને કડું એટલાં ઘરેણાં પહેરી લીધાં. બીજાં વધારાનાં ઘરેણાં પહોળા મોઢાના એક મોટા લોટામાં ભરીને તે રૂમાલમાં બાંધી સાડીના પાલવ તળે સંતાડી સાથે લઈ લીધો. અને હું નાટકમાં જવાને અથવા તો ભાગ્ય જ્યાં લઈ જાય ત્યાં જવાને, તૈયાર થઇને ઉભી. કપડાંની આખી ટ્રંક ભરેલી હતી, પણ શરીરપર જે પહેર્યાં હતાં તેથી વધારે બીજું એક પણ વસ્ત્ર લઈ શકાયું નહિ. વસ્ત્ર લેવાથી બધો તાગડો તૂટી જવાનો સંભવ હતો, અને તેથી મેં પણ વસ્ત્રોના લોભને ત્યાગી દીધો. વસ્ત્રો બધાં મળીને પાંચસો છસો રૂપીઆની કીમતનાં હતાં. ખેર.

ગાડી આવતાં આવતાં પોણો કલાક વીતી ગયો. આખું શહેર નાટક જોવા ઉલટયું હતું, એટલે ગાડીઓનો પણ દુકાળ પડ્યો હતો. અંતે મારા ત્રીજા જેલરે નીચેથી અવાજ આપ્યો; "ચંપા! ચાલ, ગાડી તૈયાર છે; તારી વાટ જોઇને ઉભી છે."

"આ આવી;" મેં જવાબ આપ્યો.

બારણે તાળું વાસીને હું નીચે ઉતરી અને સડકપર આવીને ગાડીમાં બેઠી. એ સિગરામ ગાડી–બંધ ગાડી–હોવાથી ગાડીમાં પણ કેટલીક ઠઠ્ઠામશ્કરીનો પ્રકાર ચાલ્યો. મારુ બધું ધ્યાન દાગીનાથી ભરેલા લોટામાં જ પરોવાયલું હતું, અને તે તેમની નજરે ન પડે તો સારું, એ જ મારા મનની ચિંતા હતી. ઈશ્વરે તે ચિંતા ટાળી. ગાડી નાટકશાળાના દરવાજા પાસે આવીને ઉભી રહી. પ્રથમ એક જણ જઇને નાટકની ટિકિટો ખરીદી આવ્યો, અને ત્યાર પછી ગાડીવાળાને ભાડું આપી અમે ગાડીમાંથી નીચે ઉતરી, નાટકશાળાના દરવાજામાં પ્રવેશ કર્યો. ત્રણે જેલરો બીજા વર્ગમાં ગયા, અને હું ઉપરના જનાના ક્લાસ–સ્ત્રીઓના વર્ગ–માં જઇને બેઠી. એ બદમાશોથી જૂદી પડ્યા પછી હવે મારા જીવને ટાઢક વળી.

લખનૌમાં હિંદુ તેમ જ મુસલમાનોમાં પર્દાનશીની–ઓઝલ પડદા–નો રિવાજ જોરાવર હોવાથી બૈરાંના ખાસ બે ક્લાસ રાખવામાં આવ્યા હતા; એક ખાસ પર્દાનશીન બાનુઓમાટે અને એક ઓઝલ પડદાની પરવા ન રાખનારી બૈરીઓમાટે. હું કોઈ નવ્વાબની બેગમ નહોતી કે મોટા ખાન્દાન અમીર હિન્દુની અર્ધાંગના નહોતી; તેમ જ વળી હું લખનૌ કે દિલ્લીની વસનારી ન હોતી, એટલે મને વળી એ પર્દાનશીનીની પીડા શામાટે જોઇએ? હું તો નાટકમાં એક જૂદા જ ઉદ્દેશથી આવી હતી, એટલે મેં પડદા વગરનાં બૈરાંના ક્લાસમાં બેસવાનું જ વધારે પસંદ કર્યું અને ત્યાં જ બેઠી.

મારા ક્લાસમાં આજાદખિયાલ માત્ર પાંચ સાત બૈરાં જ હતાં. તેમાં પણ મુસલમાન તો ફક્ત એક તવાયફ જ હતી; ત્રણેક હિંદુસ્તાની હિંદુ સ્ત્રીઓ હતી; અને બે ગુજરાતી હિંદુ બૈરાં હતાં, એમ તેમની પોતપોતામાં ચાલતી વાતચીત અને ગુજરાતી ભાષાથી મારા જાણવામાં આવ્યું.

લખનૌના અટાઉ નવ્વાબ નસીરૂદ્દીન હયદર અને છેલ્લા વિલાસી અને આ મૃત્યુલોકના રાજા ઇન્દ્ર નવ્વાબ વાજદઅલીશાહે લખનૌને અને લખનૌના લોકોને જે એક સમયમાં ઐયાશી–વિલાસપ્રિયતા–ના ઉચ્ચતમ શિખરે ચઢાવી દીધાં હતાં, તે વિલાસપ્રિયતાનો કેટલોક અંશ લખનૌની આવી પડતીના વખતમાં પણ ઘણેક

અંશે બાકી રહી ગયેલો સ્પષ્ટ જોવામાં આવે છે. શિયાળો હોવા છતાં પણ પ્રેક્ષકો-માંના ઘણાકોએ ધારેલાં ઢાકાની બારીક મલમલનાં પેરણ અને અચકનોથી અને ઑડિયન્સ–પ્રેક્ષકાલય–માં બહેકી રહેલા કીમતી અત્તર અને ફુલેલના સુગંધથી લખનૌનિવાસીઓની નાજુક તબીયત તથા ઐયાશીનો કેટલોક ખ્યાલ આવી શકતો હતો. મેં મુંબઇમાં પણ ચાર પાંચ નાટકો જોયાં છે. ત્યાં માથામાં શરદી કરનારી વીજળીના પંખાની ઝાપટિયાની ઝાપટ જેવી હવા હતી અને અહીં મગજને તર કરનારી અત્તર ફુલેલની ખુશનુમા ખુશ્બૂ હતી, એટલો મુંબઇના અને અહીંના લોકોમાં ભેદ છે. મને લખનૌનો જે અનુભવ છે, તેના આધારે હું કહી શકું છું કે, ઐયાશીમાં લખનૌના એક કુલી સાથે મુંબઇનો કોઈ મૉટરમાં ફરતો શેઠીઓ પણ બરાબરી કરી શકશે કે નહિ, એની શંકા જ છે.

નાટક મંડળી આજે જે નાટક ભજવી બતાવવાની હતી, તે "અસીરે હિર્સ" નામનું ઉર્દૂ નાટક હતું. એ નાટકની ખરી માલેકી જો કે ઓરીજિનલ આલ્ફ્રેડ નાટક મંડળીની છે, છતાં હિંદુસ્તાનની બીજી પણ કેટલીક નાટક મંડળીઓ એ નાટક ભજવતી હોવાથી આજકાલ એ નાટક જનરલ પ્રોપર્ટી–સાર્વજનિક સંપત્તિ–જેવું થઈ પડ્યું છે. આ નાટક મંડળીમાં પણ કેટલાક એક્ટર્સ અને બે ત્રણ એક્ટ્રેસો ઘણી જ સારી અને નામાંકિત હોવાથી, ખેલ જૂનો હોવા છતાં અને નાટક મંડળી બીજી હોવા છતાં પણ પ્રેક્ષકગૃહ ચિકાર હતું. નાટકશાળામાં તિલ નાખવા જેટલી પણ જગ્યા ખાલી રહી ન હોતી. સાડાનવ વાગે નાટકનો આરંભ થયો અને પ્રેક્ષકોના મનોરંજનનો પણ તે સાથે આરંભ થવાથી વખત પાણીના રેલાની પેઠે વીતતો ગયો. નૌશાબા, હસીના, અને મહે-જબીનની ભૂમિકા કરનારી ત્રણે સ્ત્રીખેલાડીઓએ પોતાનુ સારું ચાતુર્ય બતાવ્યું, અને તેમનાં ગાયનોપર 'વન્સ મોર'નો વર્ષાદ પણ સારો વર્ષ્યો. માત્ર આલ્ફ્રેડ કંપનીના ચંગેજ અને હિમાકત બેગની જ કેટલીક ખામી દેખાતી હતી.

ઉપર જે ગુજરાતણો વિષે મેં લખ્યું છે, તેમની સાથે કેટલીક વાતચીત થતાં મારા જાણવામા આવ્યું કે, એ નાટક મંડળીનો માલેક કોઈ ગુજરાતી વાણીઓ હતો; એટલે કંપની જ્યારે ગુજરાતમાં હોય ત્યારે ગુજરાતી નાટકો ભજવતી હતી, હિન્દુ-સ્તાનમાં ઉર્દૂ નાટકો ભજવતી હતી, અને મુંબઈ તથા કરાંચી જેવાં સ્થળોમાં ઉર્દૂ અને ગુજરાતી બન્ને ભાષાનાં નાટકો ચાલી શકતા હતાં, એ બન્ને ગુજરાતણોમાંની એક પિસ્તાળીસેક વર્ષની પ્રૌઢા સ્ત્રી હતી અને બીજી અઢાર વર્ષની તરૂણી હતી. નાટકમાં વડોદરાની એક મોચણ એક્ટ્રેસ હતી અને એ પ્રૌઢા તેની માતા તથા તરૂણી તેની ન્હાની બહેન હતી.

અગિયાર વાગે પહેલા અંકની સમાપ્તિ થઇ, અને લોકો પોતાને મનગમતું ખાવા-પીવાને કે લઘુશંકા આદિ કરવાને બહાર નીકળ્યા. લઘુશંકાની સ્ત્રીઓમાટે નાટકશા-ળાના પાછલા ભાગમાં કોઇ પુરુષ ન આવી શકે, તેવી રીતે ખાસ જૂદી જ વ્યવસ્થા કરવામાં આવી હતી, અને ત્યાં જવામાટે બૈરાંના ક્લાસની બહારના પાછળના કઠે-રામાં જ દાદર મૂકેલો હતો તે મોચણીદ્વારા એ વાત મારા જાણવામાં આવી અને લઘુશંકાની ઇચ્છા ન હોવા છતાં પણ તે દાદરપરથી ઉતરીને હું નાટકશાળાના પાછલા ભાગના કમ્પાઉંડમાં જઇ પહોંચી. જે બે ત્રણ સ્ત્રીઓ આવી હતી, તે પણ પાછી ચાલી ગઇ; પણ હું તો ત્યાં એક ખૂણામાં વિચાર કરતી ઉભી જ રહી. મારા

મનમાં વારંવાર એ જ શંકા થયા કરતી હતી કે;–"અહીંથી સહીસલામત છટકી શકાશે કે? ધારો કે, અહીંથી છટકી પણ શકાય, તોય પછી ક્યાં જવું? ઘેર તો જવાય તેમ નથી અને અહીં બદમાશો સાથે વધારે દિવસ રહેવાય તેમ નથી! ત્યારે હવે કરવું શું?" દુ:ખ એક એવી વસ્તુ છે કે, મનુષ્યને બુદ્ધિમાન્ બનાવે છે અને આવશ્યકતા એક એવી વસ્તુ છે કે, જે મનુષ્યને અલૌકિક યુક્તિઓનો માર્ગ દર્શાવે છે. અચાનક મારા મસ્તિષ્કમાં એક કલ્પનાનો સંચાર થયો, અને તે એ કે, "શું હું નાટકની એક્ટ્રેસ ન થઇ શકું? પણ નાટકના માલેક સાથે મારી મુલાકાત કોણ કરાવે?" પ્રભુની કૃપાથી મારી એ ચિન્તાનો પણ અંત આવી ગયો અને તે નીચે પ્રમાણે:–

## પ્રકરણ ૨ જું
## નાટકમાં પ્રવેશ

હું એ સ્થળે વિચારમાં નિમગ્ન થઇને ઉભી હતી, ત્યાંથી રંગભૂમિ તરફ જવાતું હોવાથી ત્યાંનાં માણસો–નાટકના એક્ટરો–એ કમ્પાઉન્ડમાં ફર્યા કરતા હતા. પાંચેક મિનિટમાં જેણે સ્ત્રીનો પોશાક ધારણ કરેલો હતો, એવી એક વ્યક્તિ ત્યાં પાસે જ આવી, બીડી સળગાવી અને ધૂમાડાના ગોટ કાઢતી આમતેમ આંટાફેરા કરવા લાગી. આપણાં હિન્દુસ્તાનનાં નાટકોમાં પુરુષો જ મોટે ભાગે સ્ત્રીની ભૂમિકા ભજવતા હોવાથી અને નાટકમાં સ્ત્રીઓ અપવાદરૂપ હોવાથી સ્ત્રીનો પોશાક હોવા છતાં પણ એ સ્ત્રી હશે કે પુરુષ, એવી મારા મનમાં શંકા થવા લાગી; કારણ કે, તે વ્યક્તિનું વય સોળ કે સત્તર વર્ષથી વધારે ન હોવાથી તેના મુખમંડળમાં પુરુષત્વનાં કશાંયે વિશિષ્ટ ચિહ્નો દેખાતાં ન હોતાં; તેમ જ નાટકમાં નિરંતર સ્ત્રીની ભૂમિકા ભજવનારા પુરુષપાત્રોની ચાલવાની લઢણ અને ચેષ્ટાઓ પણ એવી બદલાઇ જાય છે કે, જ્યારે તેઓ સ્ત્રીના પોશાકમાં હોય, ત્યારે તેઓ, કેવળ કંઠની કર્કશતા વિના અન્ય કોઈ ચિહ્નથી, પુરુષ તરીકે ભાગ્યે જ ઓળખી શકાય છે, અને તેમાં પણ વળી એ વ્યક્તિ બીડી પીતી હોવાથી મેં તેને વિશેષ ભાગે પુરુષ જ ધારી લીધી. હું તેની પાસે ગઇ અને સાહસ કરીને પૂછ્યું કે; "ભાઇ! આ નાટક મંડળીના માલેકની મુલાકાતનો લાભ અત્યારે મને મળી શકશે ખરો કે?"

"બાઇ! હું ભાઇ નહિ, પણ તમારા જેવી જ એક બાઇ છું, તમે સ્ત્રી છો તેવી જ હું પણ સ્ત્રી છું અને આ નાટક મંડળીમાંની એક એક્ટ્રેસ છું! હં, પણ અમારા માલેક સાથે તમારે શું કામ છે? તેમની સાથે તમારી આગળની કંઇ ઓળખાણ છે? તેઓ તમને કોઇ સ્થળે મળેલા છે?" તેણે સ્ત્રી તરીકે પોતાનો પરિચય કરાવીને ઉપરાચાપરી એકદમ બેચાર સવાલો પૂછી નાખ્યાં.

"બહેન! તમે બીડી પીતાં હોવાથી મેં ભૂલથી તમને ભાયડા ધારી લીધા, એ માટે ક્ષમા કરશો. તમારા માલેક સાથે મારી આગળની કશીયે ઓળખાણ નથી; તેઓ કોઇ સ્થળે મને મળેલા પણ નથી. તેમ જ તેમની સાથે મારે જે કામ છે, તે બહુ જ ખાનગી હોવાથી હું બીજા કોઇને તે જણાવી શકું એમ પણ નથી જો તેમની સાથે તરત મારી મુલાકાત કરાવી આપશો તો, બહેન! તમારો મોટો ઉપકાર થશે. જો મારી ધારણા પાર પડશે, તો પછી વળી કોઇ વાર તમને હું મારો બધો સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવીશ." મેં બહુ જ નમ્રતા અને વિનયથી મારા મનોભાવને વ્યક્ત કર્યો.

"અમારા માલેક આ સ્ટેજની પાછળના રૂમમાં જ પોતાના બેત્રણ મિત્રો સાથે વાતચીત કરતા બેઠા છે. હું તમારી ઇચ્છા તેમને જણાવું છું, અને જો તેઓ કહેશે તો તમને બોલાવું છું. બે મિનિટ અહીં જ ઉભાં રહો." એમ કહીને તે નટી—એક્ટ્રેસ—કુંકાયલી બીડીને ફેંકીને ત્યાંથી અંદર ચૌંડી ગઇ અને હું તેની વાટ જોતી ત્યાં જ ઉભી રહી.

બે કે ત્રણ મિનિટમાં જ તે પાછી આવી અને કહેવા લાગી કે; "બ્હેન ! ચાલો, અમારા માલેક તમને બોલાવે છે." હું તેની સાથે ચાલી. મને તે એક રૂમમાં લઇ ગઇ. રૂમની વચ્ચે એક ગોળ ટેબલ, તેની આસપાસ ત્રણ હાથ વગરની કુરસીઓ અને બે કોચ, એટલું જ ફર્નીચર જોવામાં આવતું હતું. ટેબલપર હરીકેન લેમ્પ બળતો હોવાથી રૂમમાં સાધારણ પ્રકાશ પ્રસરેલો હતો. કોચપર પ્રૌઢ વયનો એક પુરુષ કાનપર ગરમ રૂમાલ બાંધી તથા ગરમ ઓવરકોટ પહેરીને બેઠેલો હતો, એટલે તેનાં બીજાં વસ્ત્રો મારા જોવામાં આવી શક્યાં નહિ. "આ જ અમારા માલેક છે. એમની મુલાકાત કરો અને જે વાતચીત કરવી હોય તે કરી લ્યો; મારો સીન આવતો હોવાથી હું હવે રજા લઇશ." એમ કહીને તે એક્ટ્રેસ તો ચાલતી થઇ ગઇ. તેના જવા પછી નાટક મંડળીના માલેકે વિનયથી મને કહ્યું; "બાઇ ! કુરસીપર બેસી જાઓ અને જે કાંઇ કહેવાનું હોય તે ખુશીથી કહો."

મેં કુરસીપર બેસીને જરાક નીચું મોઢું રાખી જણાવ્યું કે; "મેં સાંભળ્યું છે કે આપ ગુજરાતના નિવાસી છો, અને હું કાઠિયાવાડની એક બ્રાહ્મણ જાતિની અબળા છું. દુર્ભાગ્યના યોગે હું આટલા દૂરના દેશમાં આવી પડી છું. હું વિધવા અને માતાપિતા કે સાસુસસરાના આધાર વિનાની હોવાથી અમારા ગામના ત્રણ બદમાશ માણસો મને ભોળવીને અહીં લઇ આવ્યા છે. અહીં તેમનો મારી પાસેથી નીચ ધંધો કરાવી પૈસા મેળવવાનો અથવા તો મને ક્યાંક વેચી મારવાનો વિચાર છે, અને મારી તેવી ઇચ્છા નથી. તેઓ મને કેદી પ્રમાણે તાળાકુચીમાં બંધ કરી રાખે છે, અને રોજ મારાપર નવાનવા જુલમ ગુજારે છે. છ મહિનાથી હું એ પીડાઓ સહન કર્યા કરું છું; પણ અહીં હું કોઈનેયે ઓળખતી ન હોવાથી અને અહીંની ભાષાથી અજાણી હોવાથી મારાથી કોઇની આગળ મારાં દુઃખોની ફરિયાદ કરી શકાતી નથી. આજે મારાપર દયા કરીને મારા ભગવાને એ બદમાસોને ભૂલાવ્યા છે, અને તેઓ મને નાટક જોવામાટે લઇ આવ્યા છે. તેઓ બીજા વર્ગમાં બેઠા છે, અને મેં જનાના ક્લા-સમાંથી અહીં ઉતરી આવી આપને મળવાનું સાહસ કર્યું છે. હવે પાછો મારા ગામમાં અને મારી નાતજાતમાં હું ભાગી નીકળેલી હોવાથી મારો ધડો થાય તેમ નથી, અને મારાથી હવે વધારે વખત આ દુઃખો સહેવાય તેમ પણ નથી. માટે મને કોઇ ઉપાયે એ ચાંડાલોની ચુંગાલમાંથી બચાવો, ગાયને કસાઇવાડેથી છોડાવો. મારી થોડીક મત્તા હું સાથે લાવી છું અને મારાં કપડાંની પેટી હજી ઘેર જ પડી છે; પણ ઘરના તાળાની કુચી મારી પાસે છે. જો આપ આશ્રય આપવા તૈયાર હો, તો મારો નાટકમાં નોકરી કરવાનો વિચાર છે; કારણ કે, મને ગાતાં ઠીક આવડે છે."

મારો આ વૃત્તાંત સાંભળીને નાટકનો માલેક જરાક વિચારમાં પડી ગયો, અને થોડી વાર પછી, "તમે દશ મિનિટ અહીં જ બેસો—અહીંના પોલિસ અધિકારી મારા એક મિત્ર નાટક જોવા આવ્યા છે, તેમની સલાહ લઈ હું તમને મારો વિચાર દર્શાવું છું." એમ કહીને તે બહાર ચાલ્યો ગયો.

તેના ગયા પછી તરત જ એક માણસ ચાહ અને પાન લઇને આવ્યો, અને કહ્યું કે;–"શેઠ સાહેબે તમારા માટે ચાહ અને પાન મોકલ્યાં છે" થોડોક વખત ચાહ પીવામાં અને પાન ખાવામાં ગયો. લગભગ વીસ મિનિટ પછી નાટકનો માલેક પોતાના પોલિસના અધિકારી મિત્રને સાથે લઇને રૂમમાં આવ્યો. પોલિસ અધિકારીએ મને કેટલાક સવાલ પૂછ્યા અને તે સવાલોના મેં મારાથી બનતાં સુધી સંતોષકારક જવાબો આપ્યા. મારા જવાબો સાંભળી લીધા પછી તે પોલિસ અધિકારીએ કહ્યુ કે;–"ત્યારે ચાલો, મારી સાથે આવો, મને તમારું ઘર બતાવો, અને કપડાંની પેટી પણ ઉપાડી લાવો. અને તમારા તે બદમાશ દોસ્તોનાં નામ લખાવો, એટલે પછી અમારે જે કરવાનું હશે તે ઉપાય કરી લઇશું. મિસ્ટર પ્રમાદ-ચંદ્ર ! આ બાઇને બેધડક તમે તમારી નાટક મંડળીમાં રાખી લ્યો; એથી જો કોઈ પણ જાતનું જોખમ થાય, તો તેનો જવાબદાર હું છું."

"તો પછી મને તેમ કરવામાં કશો પણ વાંધો નથી." પ્રમાદચંદ્રે કહ્યું.

એ પોલિસ અધિકારીનું નામ પ્રસન્નકુમાર ચટ્ટોપાધ્યાય હતું અને તે કલકત્તાનો એક બંગાળી બ્રાહ્મણ હતો, એમ પછીથી મારા જાણવામાં આવ્યું. પોલિસ અધિકારી અને હું એક ભાડાની ગાડીમાં બેઠાં અને અમીનાબાદમાંના અમારા ઘર પાસે આવી પહોંચ્યાં. પ્રસન્નકુમારે એક પોલીસ સિપાહીને બોલાવી મારી પેટીને ગાડીમાં પહોંચડાવી દીધી, અને તેને કેટલીક ખાનગી સૂચનાઓ આપી મને પાછી નાટકશાળામાં પહોંચાડી દીધી. મારે અહીં જણાવવું જોઇએ કે, ગાડીમ કોઈ પ્રકારની વાત બાબૂ પ્રસન્નકુમારે મારી સાથે કરી ન હોતી.

અમારી ગાડી જ્યારે નાટકશાળાના દરવાજા પાસે આવી લાગી, ત્યારે રાત્રે લગભગ પોણા બે વાગવા આવ્યા હતા, નાટકના ત્રીજા અંકનો છેલ્લો પ્રવેશ ચાલતો હતો અને નાટક પૂરું થવાની તૈયારી હતી. મારા મનમાં મારા બદમાશ મિત્રો વિશે અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા. "બિચારા મારી વાટ જોઈ જોઇને દરવાજાપર ઉભા રહેશે: બહુ વાર થવા છતાં મને આવતી ન જોઇને કાંઇક તપાસ પણ કરશે અને છેવટે નિરાશ થઇને ઘેર જશે; ત્યાં પેટી ગુમ થયેલી જોશે, એટલે વધારે નિરાશા અને શંકાના ચકડોળે ચઢશે, અને ત્યાર પછી સવારમાં તેમની કોણ જાણે શી દુર્દશા થશે!" ઇત્યાદિ, પરંતુ પરમાર્થ કરતાં સ્વાર્થ સર્વને વધારે વ્હાલો હોય છે. તેમના લાભના વિચાર કરતાં પોતાને દુ:ખમાંથી છોડવાની મારી આકાંક્ષા વિશેષ પ્રબળ હતી; અને તેથી તેમના વિશેના એ વિચારો અલ્પ સમયમાં જ મારા મનમાંથી જેવા આવ્યા હતા, તેવા નીકળી ગયા. આપત્તિના સમયમાં ઉપયોગી થઈ પડે, એટલામાટે ધનનું રક્ષણ કરવું, ધનના ભોગે પણ સ્ત્રીનું રક્ષણ કરવું. અને ધન તથા સ્ત્રી ઉભયનો ભોગ આપવો પડે, તો તે આપીને પણ આત્માનું–પોતાના પિંડનું–રક્ષણ કરવું, એવી સામાન્ય નીતિ છે. મેં મારાથી બની શક્યું, તેટલા પ્રમાણમાં આપત્તિમાટે મારા ધનનું રક્ષણ કર્યું હતું, અને હું સ્ત્રી હોવાથી મારા હરામખોર બદમાશ ભોક્તાઓના ભોગે મારા પોતાના પિંડના રક્ષણનો મેં યથાનીતિ પ્રયત્ન કરેલો હોવાથી મારી કૃતિ સામાન્ય નીતિથી વિરુદ્ધ તો ન હોતીજ.

જે રૂમમાં નાટક મંડળીના માલેક પ્રમાદચંદ્રે મારી પહેલી મુલાકાત લીધી હતી, તે જ રૂમ તેણે મારા નિવાસમાટે મને કાઢી આપ્યો અને ત્યાં એક ખાટલો

બિછાનું તથા પાણીનો લોટવો વગેરે ચીજો મારી સગવડમાટે મૂકાવી દીધી. નાટક પૂરું થઈ જવા પછી થોડી વારે એક માણસ પૂરી, કચોરી અને દૂધ મારા માટે લાવ્યો. હું આવેલા અન્નનો સત્કાર કરતી બેઠી હતી, એટલામાં પ્રમાદચંદ્રે આવીને રૂમમાં ડોકિયું કર્યું, અને પૂછ્યું કે;–"બીજી કોઇ વસ્તુની અગત્ય છે?"

મેં ના પાડવાથી "જો કાંઈ જોઇએ, તો બહાર ભૈયો છે, તેને કહેજો તો ગોઠવણ કરી આપશે. મેં એને હુકમ આપી દીધો છે. મારે હજી જમવાનું હોવાથી હું જાઉં છુ. સવારમાં પાછા મળીશું." એ પ્રમાણે કહીને તે પોતાના ન્હાનકડા બંગલામાં ચાલ્યો ગયો. નાટક મંડળી જ્યાં જાય ત્યાં તે પોતાના કુટુંબને પણ સાથે જ રાખતો હોવાથી તેની સ્ત્રી અને પુત્ર સાથે જ તે એ બંગલામાં વસતો હતો.

કહે છે કે, માણસની ઘણા દિવસની પડેલી ટેવ તે તેનો એક બીજો સ્વભાવ જ થઈ જાય છે, એ વાત કાંઈ ખોટી તો નથી જ. જ્યાં હું મારા બદમાશ દોસ્તો સાથે વસતી હતી, તે એક નરકખાનું હતું, અને તેની સાથે સરખાવતાં મને અપાયલો આ ન્હાનો ઓરડો સ્વર્ગસદન સમાન હતો; છતાં તે નરકાલયમાં મને જેવી ગાઢ નિદ્રા આવતી હતી, તેવી નિદ્રાનો આસ્વાદ મને આ સ્વર્ગસદનમાં પ્રથમ રાત્રિએ મળી શક્યો નહિ. મારી આ બેચેનીને જોઇને મને એક કવિની નીચલી લીટીઓ અચાનક યાદ આવી ગઈ;–

"નિશા કોઇની હાય રોતાં કપાતી;
નિશા કોઇની ખૂબ સૂતાં કપાતી:
પ્રભૂ! આ નિશા મારી કેવી નિશા છે,
ન સૂતાં કપાતી ન રોતાં કપાતી !"

અંતે પડખાં બદલતાં બદલતાં ઠેઠ ચાર સાડાચાર વાગે આંખો ઘેરાણી અને હું નિદ્રાદેવીને આધીન થઇ ગઇ. નિદ્રા અર્ધ મૃત્યુ હોવાથી ત્યાર પછીના ચાર કલાકનો કાળ કેમ અને ક્યાં વીતી ગયો, તે મારા જાણવામાં ન આવ્યું હું જ્યારે જાગ્રત થઇ, તે વેળાયે ટેબલપર પડેલા 'બી' ટાઇમ પીસમાં જોતાં જણાયું કે, પોણા નવમાં માત્ર પાંચ મિનિટ જ બાકી હતી.

શૌચ, દંતધાવન અને સ્નાન આદિ કર્યા પછી મેં પ્રમાદચંદ્રે મોકલેલાં ચાહ બિસ્કીટ અને માખણને પેટમાં પધરાવ્યાં. મન ચંચળ હોવાથી જો તેને કોઇ કાર્યમાં પ્રવૃત્ત કરવામાં ન આવે, તો તે સારા કે નઠારા અનેક પ્રકારના વિચારો કર્યા કરે છે, અને એ વિચારોનું કોઇ વાર તો મહા વિલક્ષણ પરિણામ પણ આવી જાય છે. મારું મન પણ જાગ્રત થવા પછી એવા અનેક વિચારોના વમળમાં ગોથાં ખાવા લાગ્યું. એ વિચારો કંટાળાભરેલા લાગવાથી મનને અન્ય વિષયમાં રમમાણ કરવામાટે મેં ભૈયાને કહ્યું કે;–"શેઠને જઇને કહે કે, જો કોઇ સારું ગુજરાતી પુસ્તક હોય, તો વાંચવામાટે આપો." ભૈયો ગયો અને થોડીવારમાં જ એક પુસ્તક લઇને પાછો આવ્યો. એ પ્રખ્યાત ફ્રેન્ચ લેખક પૉલ્ડિકૉકના 'વેમ્પાયર' નામક ફ્રેંચ પુસ્તકનું અંગ્રેજી ભાષાન્તરપરથી કરેલું ગુજરાતી ભાષાન્તર હતું. એ પુસ્તકમાં વાર્તારૂપે વર્ણવેલી ઘટના એટલી તો આકર્ષક હતી કે, બપોર સુધીમાં મેં અડધું પુસ્તક તો વાંચી નાંખ્યું. ત્યાર પછી ભોજનનો સમય થયો. ભોજન પછી તરત જ મેં મારાં વાંચનને આગળ લંબાવ્યું, અને સાંઝે બરાબર ચાર વાગે ગ્રંથવાચનની સમાપ્તિ કરી નાખી, નાટકમાં આવતાં

જ મારા ભાગ્યયોગે મને પ્રથમ પુસ્તક પણ એવા પ્રકારનું વાંચવા મળ્યું કે, જેના યોગે મારું ભાવી જીવન એક ભિન્ન માર્ગમાં જ વિચરવા લાગ્યું. એ ગ્રંથમાં એક રૂપાળી વૈરીના મોહજાળમાં એક ગૃહસ્થ સપડાય છે, તે તેની એ જાળમાંથી નીકળવાનો જેમ વધારે પ્રયત્ન કરે છે, તેમ તેમ વધારે અને વધારે ગુંચવાતો જાય અને છેવટે નાસીપાસ થઇ આત્મહત્યા કરીને મરી જાય છે, એનું બહુ જ હૃદયદ્રાવક શાબ્દિક ચિત્ર આલેખવામાં આવ્યું છે. એમાં વેશ્યાના ચાતુર્ય અને કળાકૌશલ્ય, હાવભાવ અને મોહિનીમંત્ર તથા સમયાનુસાર નાના પ્રકારના અભિનયો કરવાની પ્રવીણતાનું જે દર્શન કરાવ્યું છે, તે ખરેખર અદ્વિતીય છે. એમાંથી ઉત્તમ સાર ખેંચવો કે અધમ સારને સ્વીકારવો, એનો આધાર તેના સ્વીકારનાર અધિકારીના મનોબલપર રહેલો હોય છે; ઉત્તમતા અને અધમતાનું યથાર્થ ચિત્ર આલેખવામાં લેખકનો કશો પણ દોષ કે અપરાધ હોતો નથી. આવા પ્રકારની યથાર્થસ્થિતિદર્શક નવલકથા લખનારને જેઓ દોષ આપતા હોય, તેઓ મારા અભિપ્રાય પ્રમાણે મહા મૂર્ખ કિંવા અરસિક જ હોવા જોઇએ.

સાંઝે છ વાગે પોલીસ અધિકારી બાબૂ પ્રસન્નકુમારને લઇને પ્રમોદચંદ્ર મારા રૂમમાં આવ્યો, અને પ્રસન્નકુમારે મારા બદમાશ દોસ્તોની થયેલી દુર્દશાનો વૃત્તાંત નીચે પ્રમાણે કહી સંભળાવ્યો:

"રાત્રે નાટક પૂરું થયું, તે વેળાયે હું નાટકશાળાના મોટા દરવાજાની બહાર ઉભો રહ્યો. બધા પ્રેક્ષકો ચાલ્યા ગયા છતાં ત્રણ માણસ આમ તેમ નજર દોડાવતા અને પોતપોતામાં કાંઈક ગુસપુસ કરતા ઉભેલા મારા જોવામાં આવ્યા. તેઓ તમારા બદમાશ દોસ્તો જ હોવા જોઇએ અને તમારી વાટ જોતા ઉભેલા હોવા જોઇએ, એ વિશે મારી ખાત્રી થઇ ગઇ. લગભગ અરધો પોણો કલાક ત્યાં વીતાવ્યા પછી 'કદાચિત્ આપણને ન જોવાથી ચંપા એકલી જ ગાડી કરીને ઘેર ગઇ હશે' એવો ઠરાવ કરીને તેઓ ત્યાંથી ચાલતા થયા. ત્યારપછી રાત્રે તેમનું શું થયું, એ વિશે હું કંઇ જાણતો નથી; પણ આપણે પેટી લાવ્યા, તે વેળાયે ત્યાંના પહેરાવાળા સિપાઇને મેં સૂચના આપી હતી તે પ્રમાણે તે સિપાહી એ ત્રણેને સવારના દશ વાગે મારી ઓફિસમાં લઇ આવ્યો, અને ત્રણેને શકભરેલા અને ધંધા વગરના માણસો તરીકે મારી આગળ રજૂ કરી દીધા. મારા સવાલના જવાબમાં તેમણે જે જણાવ્યું તે એ હતું કે તેઓ કાઠિયાવાડમાં આવેલા રાજકોટ નામના દેશી રાજ્યના નિવાસી છે, જાતના રાજપૂત છે, અને મોટા જાગીરદાર છે. તેઓ ખાસ હિંદુસ્તાનની મુસાફરીએ નીકળ્યા છે, અને લખનૌના નવાબોના ઇતિહાસને જાણવામાટે તથા અહીંની પુરાણી ઇમારતોને જોવામાટે છ મહિનાથી અહીં છાવણી નાખીને પડ્યા છે. તમારા કહેવા પ્રમાણે તેમનાં નામ અનુક્રમે જાલિમસિંહ, ભૂપસિંહ અને ગોપાલસિંહ છે. 'તમારી સાથે કોઈ વૈરી પણ છે ખરી કે ?' એ સવાલ મેં પૂછ્યો ત્યારે તેમણે એના જવાબમાં સાફ ના પાડીને જણાવ્યું કે, નહિ, અમારી જાતિમાં ઓઝલ પડદાનો રિવાજ હોવાથી આવી મુસાફરીમાં અમારાથી વૈરાંને સાથે લાવી શકાય જ નહિ; તેમ જ અમારી સાથે બીજી કોઇ વૈરી પણ નથી. એક રસોઈ કરનારી બાઇ હતી, પણ તે ગઇ કાલથી ક્યાંક ચાલી ગઇ છે; મેં રાજકોટની પોલિસપર તાર કરી તેમના વિષેની વધારે ખબર મેળવવામાટે તેમને પોલિસ ચોકીમાં રાખ્યા છે, અને અત્યારે તેઓ હવાલા-

તમાં જ છે. તેમનો તમને શોધવાનો કે તમને હેરાન કરવાનો ઈરાદો દેખાતો નથી, એટલામાટે તમારી ઇચ્છા હોય, તો આટલેથી જ પૂતાવીને તેમને લખનૌમાંથી 'વિદાય કરી દઇએ અને જો તમારી મરજી હોય તો કેસને આગળ લંબાવીએ."

"હવે આ કેસને આગળ લંબાવવાનો મારો વિચાર નથી. એમનાં કર્યા એ ભોગવશે. મારો એમના હાથમાથી છૂટકો થયો, એટલે હુ તો જાણે ગંગા નાહી! પીટયા જાગીરદાર બાગીરદાર તો કાંઇએ નથી! એક જુગારી છે, બીજો ખીસાકાતરૂ છે અને ત્રીજો ચોરીનો માલ રાખનાર છે. પણ એની સાથે આપણને કાંઈ પણ લાગતું વળગતુ નથી. બિચારાઓને દયા કરીને પાછા કાઠિયાવાડભેળા કરી દ્યો, એટલે થયું." મેં અત્યંત અનુકંપા અને દયા દર્શાવીને કહ્યું.

બાબૂ પ્રસન્નકુમાર એક ઘણો જ ભલો અને ભોળો પોલિસ અમલદાર હોવાથી કોઇને પણ સતાવવામાં રાજી ન હોતો, અને તેથી મારી માગણીને તરત સ્વીકારી તેમને વળતે દિવસે લખનૌમાંથી વિદાય કરી દેવાની કબૂલાત આપી કૉફી અને પાનનો સ્વીકાર કરી ચાલ્યો ગયો. તેના ગયા પછી પ્રમાદચંદ્રે હાર્મોનિયમ અને તબલાં મંગાવી તથા હાર્મોનિયમમાસ્ટર તથા તબલચીને બોલાવી મને એક ગાયન ગાવાની ફરમાસ કરી. મેં મુંબઇની પારસી નાટક મંડળીના 'મીઠૌ જહર' નામક નાટકમાંનું 'મેરી ફુલતી ફૂલતી જોબનકી ડાલી રખ્ખુંગી કયરો સંભાલકે?' એ ગાયન મારાથી બતાવી શકાય, તેટલી ચાલાકીથી ગાઈ સંભળાવ્યું, અને મારૂં કંઠમાધુર્ય પ્રમાદચંદ્રને બહુ જ પસંદ આવ્યું. હાર્મોનિયમ માસ્તર અને તબલચીને વિદાય કરીને તેણે મને જણાવ્યું કે;-

"હાલ તરત તમને રહેવાની જગ્યા, ખાનપાન અને કપડાંલત્તાંના ખર્ચમાટે રૂપિયા વીસનો માસિક પગાર આપીશું. પહેલાં તો તમને કેળવવામાં જ ચાર છ મહિના વીતી જશે જ્યારે તમે પાઠ ભજવી બતાવશો અને અમારા કામમાં આવશો, તે વેળાએ તમને તમારી લાયકાત પ્રમાણે સારો પગાર કરી આપવામાં આવશે પછી તો જેવી તમારી ઇચ્છા."

મેં તેના વચનનો તરત સ્વીકાર કરી લીધો અને મારો નાટકમાં પ્રવેશ થયો.

હવે મારા વાચકોને મારે અહીં એક બાબત જણાવવાની છે, અને તે એ કે, મેં મારા બદમાશ દોસ્તો, મને છ છ મહિના સુધી તાળા કુચીમાં બંધ કરી રાખનારા અને મારા અન્નથી પળાતા જફાકાર ચોરો તરફ જે દયાભાવ દર્શાવ્યો હતો, તે જો કે અસ્વાભાવિક હતો, છતાં મારા પોતાના ગુપ્ત રહસ્યને જાળવી રાખવામાટે તેમ કરવાની ઘણી જ અગત્ય હતી. જો મામલો આગળ વધે, બધાની તપાસ ચાલે અને મારો બધો ભેદ પ્રકાશમાં આવી જાય, તો તેના યોગે-પરિણામે મને પોતાને કડવું ફળ ચાખવાનો વખત આવી લાગે, એવો સભવ હોવાથી મારા પોતાના બચાવ ખાતર મેં લાચારીએ જ તેમનો બચાવ કર્યો હતો. કારણ કે, મેં નાટક મંડળીના માલેક રા. પ્રમાદચંદ્રને મારો જે વૃત્તાંત કહી સંભળાવ્યો હતો, તેમાંનો, હું કાઠિયાવાડની રહેનારી છું, એટલા ભાગને બાદ કરીએ, તો બાકીનો બીજો બધો ભાગ વદ્દન અસત્ય જ હતો, અને એ અસત્ય વાત કરવામાં પણ મારો એક ખાસ ઉદ્દેશ સમાયલો હતો. એટલા માટે જ મેં કાઠિયાવાડ સાથે જામનગર નામનો ઉચ્ચાર કર્યો નહોતો, એ તો વાંચકોના ધ્યાનમાં હોવું જોઇએ.

મારા બદમાશ દોસ્તોથી હું ડરતી હતી અને મારાથી તેઓ ડરતા હતા, એટલે અત્યારે તો હું તેમનાથી છૂટી અને તેઓ મારાથી છૂટ્યા. હું ક્યા ગુમ થઈ ગઈ હતી અને મને ક્યાં આશ્રય મળ્યો હતો, એની તેમને કાંઈ પણ ખબર ન હોવાથી અને વધારામાં વળી પોલિસની ધાસ્તી હોવાથી તેઓ મારો શોધ ચલાવશે, એની મને હવે જરા પણ ધારતી રહી નહોતી. પોતાના વચન પ્રમાણે પોલિસ અમલદાર બાબૂ પ્રસન્નકુમારે તે બદમાશોને લખનૌમાથી પાછા લખનૌમાં ન આવવાની તાકીદ આપીને રવાના કરી દીધા અને તેથી મને બહાર ફરવા નીકળવાનો પણ ભય ન રહ્યો.

મારા નાટકના જીવનમાં આગળ વધવા પહેલાં, પ્રમાદચંદ્રને જે ઉદ્દેશથી મેં મારો ખરો વૃત્તાંત જણાવ્યો ન હોતો, તે મારો સત્ય વૃત્તાંત હું અહીં મારા સુજ્ઞ વાચકોને જણાવી દેવાનું વિશેષ ઉચિત ધારું છું; કારણ કે, નાટક મંડળીના માલિક કરતાં મારા વાચકોનો મને વધારે વિશ્વાસ છે. તેમ જ એ મારા પૂર્વ જીવનક્રમને જાણી લેવાથી મારા પશ્ચાદ્ જીવનક્રમ સાથે તેની તુલના કરી, પોતપોતાના અધિકાર પ્રમાણે તેમાંના તારતમ્યને ખેંચી કાઢવાના કાર્યમાં પણ વાચકોને સુગમતા થઈ પડશે. અસ્તુ; અધિક પ્રસ્તાવના ન કરતાં મારો આ સંસારમાં અવતાર થયો, તે દિવસથી લઈને મારો નાટકમાં જે દિવસે પ્રવેશ થયો, ત્યાં સૂધીનો હું મારો અક્ષરેઅક્ષર સત્ય અને ઇત્થંભૂત વૃત્તાંત કહી સંભળાવું છુ, અને તે આ પ્રમાણે છે;–

---

## પ્રકરણ ૩ જું

## મારો પૂર્વ વૃત્તાન્ત

મારો જન્મ જામનગરની ખવાસ જાતિમાં થયો હતો, એટલે હું જાતિની ખવાસણ છું. કચ્છ અને હાલાર ( જામનગર રાજ્ય ) માંની ખવાસ અથવા ગોલા જાતિનો ઇતિહાસ પણ જાણવાયોગ્ય હોવાથી અહીં હું મારી જાતિનો કેટલોક સંક્ષિપ્ત ઇતિહાસ આપીશ, તો તે અસ્થાનીય કિંવા અનુચિત તો નહિ જ થાય. આજકાલ જેમ કેટલીક શુદ્ર અને અતિશુદ્ર જાતિના લોકો પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિમાંથી ઉતરી આવેલા તરીકે સિદ્ધ કરી બતાવવાનો વ્યર્થ આડંબર કરે છે, તે પ્રમાણે મને પોતાને એક કુલીન અબળા તરીકે સિદ્ધ કરવાનો મારો ખોટો મનોભાવ નથી; હું તો જે સત્ય છે તે જ જણાવવાની; કારણ કે; મારા આ આત્મકથનમાં મારાથી બની શકે ત્યાં સુધી એક અક્ષર પણ અસત્ય ન લખવો, એવી મેં મારા મનમાં પ્રથમથી જ દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે.

કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, ખવાસ જાતિ મૂળ રાજપૂત જાતિમાંથી ઉત્પન્ન થયેલી છે. કદાચિત્ તેમ હશે, પણ અત્યારે તો તે એક વર્ણસંકર જાતિ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. કચ્છ અને હાલારના રાજાઓના જનાનખાના-માંના સંરક્ષકો બહુધા નપુંસકો–ખાજાસરાઓ–હોય છે, અને અંતઃપુરના સિંહ-દ્વારપર અરબ સિપાહીઓની ચોકી રાખવામાં આવે છે. જનાનખાનામાંના કેટલાક ઓરડાઓ જનાનખાનાની દાસીઓ અને તેમનાં સંતાનોના નિવાસમાટે અપાયલા હોય છે, અને તેઓ તેમાં આનંદથી પોતાના દિવસો વીતાડે છે.

અંત:પુરની એ દાસીઓ 'ગોલીઓ' અથવા 'વડારણો'ના નામથી સાધારણ રીતે ઓળખાય છે, એ ગોલીઓના લગ્નનો પ્રકાર અનિશ્ચિત કિંવા સામયિક હોય છે. એ ગોલીઓ જનાનખાનામાં જ જન્મે છે અને જનાનખાનામાં જ ઉછરીને મોટી થાય છે, અને તેથી તેમને રાજાની કે રાણીની ઇચ્છા પ્રમાણે ખવાસો અથવા પુરુષ જાતિના દાસો સાથે પરણાવી દેવામાં આવે છે.

એ લગ્નના સંબંધમાં ન્યાતજાતનો કશોય ભેદ માનવામાં આવતો નથી, તેમ જ એ લગ્નબંધન દૃઢ—ન તોડી શકાય તેવું—પણ હોતુ નથી. એ પ્રસંગે જે વિચાર કરાય છે, તે માત્ર એટલો જ કે, ખવાસણ જનાનખાનાની દાસી હોવી જોઇએ અને ખવાસ રાજાનો હુજૂરીયો હોવો જોઇએ, આ અનુકૂળતા હોય, તો તેઓ ગમે તે જાતિનાં હોવા છતાં બાયડી અને ભાયડાના સબંધમાટે લાયક ગણાય છે.

પરંતુ આમ પરણી જવા છતાં પણ ગોલી અથવા ખવાસણ અને તેની પ્રજા પર સર્વ પ્રકારનો અધિકાર તો રાજાનોજ રહે છે; ધણીનો વિશેષ કશો પણ અધિકાર હોતો નથી. ઉદાહરણ તરીકે, ધારો કે, એક ખવાસ પરણેલો છે અને તેને રાજાએ પોતાની નોકરીપરથી બરતરફ કરી દીધો છે, તો તેને પોતાની સ્ત્રી તથા પોતાનાં પુત્ર પુત્રીને ત્યાંથી લઈ જવાનો કશો પણ અધિકાર નથી. તે એકલો—જોરૂ ન જાતા, અલ્લા મિયાસે નાતા જેવી હાલતમાં—ગમે ત્યાં જવાને મુખ્તિયાર છે. ત્યાર પછી જો રાજાની ઈચ્છા હોય, તો તે એ ખવાસણને બીજા કોઇ પણ ખવાસજોડે પરણાવી દેવાની અથવા યોગ્ય શબ્દોમાં કહીએ તો નાતરુ કરાવી આપવાની પૂર્ણ સ્વતંત્રતા ધરાવે છે, તેમ જ પોતાની રાજકુમારીના લગ્નપ્રસંગે વસ્ત્ર અને અલંકારો પ્રમાણે કોઈ પણ કુંવારી અથવા પરણેલી ખવાસણને દાયજાની એક વસ્તુ તરીકે પણ આપી શકે છે. દાયઝામાં એવી રીતે ખવાસ—મર્દ ગુલામ—પણ અપાય છે.

એવી રીતે દાયઝામાં અપાયલી ખવાસણ જો પરણેલી હોય અને તેના ધણીની તેની સાથે રાજકુમારીનાં સાસરિયાંના ગામમાં જવાની ઇચ્છા ન હોય, તો ત્યાં જઇને તે બીજો ધણી કરી લે છે અથવા તો સ્વચ્છંદ જીવન વીતાડીને પ્રજા ઉત્પન્ન કરે છે; છતા તેની એ પ્રજાનો ખવાસજાતિમાં આદરપૂર્વક સત્કાર થાય છે. આ રીતે ઉત્પન્ન કરેલી પ્રજાને આબરૂ જવાના ડરથી મારી નાખવાની કે પોતે આત્મહત્યા કરવાની ખવાસણને કશી પણ અગત્ય હોતી નથી. આટલો ખવાસણોને બીજી જાતિઓ કરતાં ઘણો જ મોટો લાભ છે. ખવાસો બહુધા જનાનખાનામાં જન્મી રાજાના અન્નથી જ પોષાય છે, અને મરણપર્યંત રાજાની નોકરીમાં જ જોડાયલા રહે છે. તેઓ રાત દિવસ રાજાની તહેનાતમાં રહેતા હોવાથી જો કેટલીક વાર રાજા ભોળો અને નિર્બળ પ્રકૃતિનો હોય, તો તેઓ રાજાના બહુ જ પ્રિયપાત્ર થઈ પડે છે, અને તેમનો દોરદમામ એટલો બધો વધી જાય છે, કે રાજાને નામ માત્રનો સત્તાધીશ રાખી, પોતે સંપત્તિ અને વિલાસવૈભવ સાથે રાજાની સત્તાના પણ ધણી રણી થઇ પડે છે. મેરુ ખવાસ એના પ્રત્યક્ષ ઉદાહરણરૂપ છે.

મેરુ ખવાસ પ્રથમ ધ્રાંગધ્રાના રાજાનો ખવાસ અથવા ગોલો હતો; અને ઈ. સ. ૧૭૬૦ માં નવાનગર—જામનગર—ના જામ લાખા સાથે જ્યારે ધ્રાંગધ્રાની રાજકુમારીનો લગ્નસંબંધ કરવામાં આવ્યો, તે વેળાએ તે રાજકુમારી સાથે નવાનગરમાં આવ્યો હતો. અલ્પ સમયમાં જ જામ લાખાપર તેણે એવો તો પ્રભાવ

પાડી દીધો અને તેને એટલો બધો પોતાના કાબૂમાં લઈ લીધો કે, પોતે નવાનગર રાજ્યનો પ્રધાન થઈ ગયો, અને ત્યાર પછી ઘણાં વર્ષ પર્યંત જામનગર રાજ્યનો સર્વસત્તાધીશ કિંવા સ્વતંત્ર સત્તાધીશ રાજા તે જ હતો, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. શાંતિ પ્રસારવાની કે યુદ્ધ જગાડવાની તેમ જ સંધિપત્રપર હસ્તાક્ષર કરવાની સર્વ સત્તા તેના જ હાથમાં હતી; માત્ર એટલું જ નહિ, પણ તેણે પોતાના નિર્બળ રાજાને પોતાના પ્રભાવથી કોઇ અન્ય જાતિના બે બાળકોને દત્તક લેવાની પણ ફરજ પાડી હતી. રજવાડામાં આવા ગોટાળા મોટા પ્રમાણમાં ચાલ્યા કરે છે. જ્યારે તેના પ્રભાવનો દીપક બુઝાઈ જવાની અણીપર આવી લાગ્યો, તે વેળાએ સમયસૂચકતાનો ઉપયોગ કરી, તેણે જામને જોડીઆ, બાલંભા અને આમરણ એ ત્રણ પ્રગણાં પોતાના નામપર ચઢાવી આપવાને સમજાવ્યો; અને તે પ્રગણાં તેણે મેળવ્યાં પણ ખરાં. પછી ઈ. સ. ૧૮૧૫ માં જોડીઆ અને બાલંભાનાં એકવીસ ગામો જામને પાછાં સોંપાયાં, અને આમરણનો ભોગવટો તેના વંશજો અત્યાર સુધી કર્યા કરતા હતા. સાંભળાય છે કે, હમણાં આમરણનો કબજો પણ હાલના જામે લઇ લીધો છે. જામ વિભાજીના સમયમાં રાજ્યની ઘણી ખરી સત્તા જે કરસનભાઈ અને રાઘવભાઇના હાથમાં હતી, તે કરસનભાઇ અને રાઘવભાઈ પણ એ ખવાસ જાતિના જ પુરુષો હતા. ગુલામ વંશના પુરુષો એક વાર દિલ્લીના ચક્રવર્તી બાદશાહ થયા હતા, તો ખવાસો આટલી સત્તા મેળવે, એમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી. પરંતુ અફસોસ માત્ર એટલો જ છે કે, ખવાસોના હાથમાં અનેક વાર આવી સત્તા આવવા છતાં તેઓ ધનસંચય, વ્યભિચાર, અને અત્યાચાર ઉપરાંત જનસમાજના કલ્યાણનું જાણવા જેવું કાંઈ પણ કાર્ય કરી શક્યા નથી, અને તેમનો એ સ્વભાવ તેમની વર્ણસંકરતાને અધિક દૃઢતાથી સિદ્ધ કરી બતાવે છે. બાવળના બીજમાંથી આમ્રવૃક્ષની ઉત્પત્તિ થવી અશક્ય છે.

જેવી રીતે ખવાસોનો રાજદરબારમાં આવો પ્રભાવ હોય છે, તે જ પ્રમાણે રાણીવાસમાં ખવાસણોનો દોરદમામ પણ કાંઇ ઓછો હોતો નથી. એક રાજાની બે, ચાર કે વધારે રાણીઓ હોય, તો તે સર્વની ખવાસણો જૂદી જૂદી હોય છે; અને તેઓ પોતપોતાની બાઇઓ–રાણીઓ–ની મહત્તાને વધારવામાટે દિવસ અને રાત અનેક છળપ્રપંચોની બાજી રમ્યા કરે છે. કોઈ પણ રાણીના પેટે જે પ્રથમ પુત્ર થાય, તે જ રાજ્યનો વારસ થતો હોવાથી પ્રત્યેક રાણી પ્રથમ પુત્રની માતા થવાને અત્યંત આતુર હોય છે, અને અમુક સમયમાં જો પોતાને ગર્ભ ન રહે અને તેવામાં બીજી રાણીને ગર્ભ રહ્યાની વાર્ત્તા સાંભળાય, તો ખવાસણોની મદદથી કેટલીક રાણીઓ ગર્ભાવસ્થાનું કલ્પિત નાટક ભજવવાને પણ તૈયાર થઇ જાય છે. અંતે એનું પરિણામ એ થાય છે, કે જે દિવસે રાણીનો પ્રસૂતિ દિવસ હોય, તે દિવસે ગુપ્ત રીતે બહારથી ચાલાક ખવાસણ કોઈ પણ નીચ કે ઉચ્ચ જાતિના તરતના જન્મેલા કોઇના બાળકને ભરપૂર પૈસા આપી લઈ આવે છે, અથવા રાણી ગર્ભવતી હોય અને તેણે કદાચિત્ પુત્રીને જન્મ આપ્યો હોય તો તેને બદલી આવે છે, અને છેવટે રાજબીજ ન હોવા છતાં તે જ રાજ્યનો સ્વામી થાય છે. જો કોઈ રાણી કામાતુર હોય, તો તેને તેની ઇચ્છાને પૂર્ણ કરવાનું સાધન ખવાસણો જ જીવનું જોખમ વેઠીને પણ મેળવી

આપે છે; અને એ સેવાઓના બદલામાં રાણીઓ તરફથી મળતી ભેટસોગાદોથી તેઓ માલામાલ થઇ જાય છે, અને તે માલ પાછો તેઓ પોતાના મનમાન્યા વહાલાઓને ખવડાવી ખુશ થાય છે. એ ઉપરાંત ખવાસણો ગાવાની કળામાં પણ હુશિયાર હોય છે; અને કોઇ વાર જ્યારે રાજાનો સ્વર્ગવાસ થાય છે ત્યારે રાજીયાં તો તેઓ એવા તો હૃદયદ્રાવક સ્વરથી લલકારીને ગાય છે કે, તેમનાં તે રાજીયાં સાંભળવામાટે દૂરદૂરના લોકો રાજ્યની રાજધાનીમાં આવી એકઠા થાય છે. ઘણીક વાર કેટલીક રૂપાળી અને ચાલાક ખવાસણોના રાણીપદે ચઢવાના અને રાજાની રાણી કરતાં પણ વધારે માનીતી રખાયત થવાના દાખલા પણ બનેલા છે. 'સંસારમાં સ્ત્રીની પદવી' વિષે કેટલાક પુસ્તકો લખાયાં છે, પણ 'જનાનખાનામાં ખવાસણની પદવી' વિશે કોઇ લેખકને કેમ કાંઈ પણ લખવાનો વિચાર આવતો નથી, એનું મને વારંવાર આશ્ચર્ય થયા કરે છે.

આવી નામાંકિત જામનગરની ખવાસ જાતિમાં જન્મ ધારણ કરવાનું ભાગ્ય આ તમારી સેવિકાને પ્રાપ્ત થયું હતું. જામ વિભાજીના સમયમાં તેમની બે માનીતી રખાયતો જાનબાઈ અને ધનબા.ઇની બે ખાસ માનીતી ખવાસણો હતી, અને તેમનાં નામ અનુક્રમે કેસરબાઈ તથા વાલીબાઈ હતાં. એ બન્ને ખવાસણો સ્વતંત્ર વિચારની અને પૈસેટકે સુખી હોવાથી બિલ્કુલ પરણી નહોતી પરણી નહોતી એનો અર્થ એટલોજ સમજવાનો છે કે, કોઈ પણ એક પુરુષ સાથે વિધિપૂર્વક પરણીને તેની તાબેદારીને સ્વીકારી નહોતી; પાશ્ચાત્યો જે Free marriage નાં વલખાં મારે છે, તે ફ્રી મૅરેજનો લહાવો ખવાસોમાં ઘણી સારી રીતે મળી શકે છે. એટલે એનો લાભ તેમણે સારી રીતે લીધો હતો; તેમ જ લગ્નનાં પરિણામ, જે માતૃ પદ છે. તેને તો તેઓ એક વાર નહિ, પણ અનેક વાર મેળવી ચૂક્યાં હતી. ચાર ચાર વાર તેઓ ગર્ભવતી અને પ્રસૂતા થઈ ગઈ હતી, પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમનું એક પણ સતાન જીવતું નહોતું. પાંચમી વાર પ્રથમ કેસરબાઈ સગર્ભા થઈ અને ત્યારપછી ત્રણ મહિને વાલીબાઇને પણ ગર્ભ રહ્યો. એ બન્નેનો મૈત્રીસબંધ ઘણો જ સારો હોવાથી બન્નેએ પોતપોતામાં એવો કરાર કર્યો કે, "જો મને છોકરો થાય અને તને છોકરી થાય, તેમ જ જો મને છોકરી અને તને છોકરો થાય, તો તે બન્નેને, જો તેઓ જીવતાં રહે તો, પરણાવવા અને આપણે વેવાણનો નવો સંબધ કરવો. જો બન્નેને છોકરીઓ કે છોકરા જ થઈ પડે, તો સાટું બાતલ સમજવું!" ઈશ્વરે કાંઈ એવો ચમત્કાર બતાવ્યો, કે કેસરબાઇએ નવ માસ પૂરા થતાં એક બાલિકાને જન્મ આપ્યો અને વાલીબાઈ ત્યાર પછી ત્રણ મહિને એક બાળકની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી. એ બાલિકા તે હું અને બાળક તે મારો ભવિષ્યનો ધણી. મારો ભાવિપતિ આ સસારમાં મારાથી ત્રણ માસ મોડો આવ્યો હતો, પણ જ્યાં ત્રણ કે તેર વર્ષનો ભેદ પણ ભેદ નથી મનાતો, ત્યાં ત્રણ મહિનાની શી બિસાત ? આ કાંઈ મોટી ભયંકર ઘટના નથી. અમો જન્મતઃ વર અને વધૂ તરીકે જન્મેલાં બન્ને બાળકો અમારી માતાઓની સારવાર તળે રાણીવાસમાં જ ઉછરીને પાંચ વર્ષની વયનાં થયાં એ સમયે પરમ ઉદાર અને વર્તમાન કાળના પરદુઃખભંજન વિક્રમ રાજાના અવતાર રૂપ જામ વિભાજીનો સ્વર્ગવાસ થવાથી રાજ્યમાં કેટલીક ખટપટો જાગતાં મારી માતા કેસરબાઈ તથા સાસુ વાલીબાઇને

રાણીવાસનો ત્યાગ કરવો પડ્યો, અને તેથી અમે એક જૂદા ઘરમાં આવીને વસવા લાગ્યાં. એ સમયમાં બીજા પણ ઘણાંક ખવાસો અને ખવાસણો રાજાશ્રય વિનાનાં થઈ પડ્યાં; એટલે જેમની પાસે પૈસાટકાનું કાંઈ સાધન હતું, તેઓ તો પોતાની જન્મભૂમિમાં જ રહ્યાં, અને જેઓ એવા સાધન વિનાનાં હતાં, તેમનામાંનાં ઘણાખરાં રળી ખાવામાટે મુંબઈ અને કરાંચી જેવાં શહેરોમાં ચાલ્યાં ગયાં. મારી માતા તથા સાસૂ પાસે અડધા અડધા લાખની મિલકત હોવાથી અને આમમાં તેમણે પ્રથમથી જ પોતાનાં સારાં ઘરો પણ બંધાવી રાખેલાં હોવાથી અમને કોઈ પણ પ્રકારની ચિંતામાં પડવાની કે દેશને ત્યાગી જવાની અવશ્યક્તા નહોતી. માત્ર અમને જો કાંઈપણ હાનિ થઈ હોય, તો તે એટલી જ કે, મહિને જે બસેં અઢીસેંની ચાલૂ આવક હતી તે આવતી બંધ થઈ, અને એકઠી કરેલી પુંજીમાંથી હાલ તરત ખર્ચ ચલાવવાનો વખત આવી લાગ્યો. બીજાં પાંચ વર્ષ વીત્યાં અને અમો બન્ને બાળકો દશ દશ વર્ષનાં થયાં. રાણીવાસને ત્યાગવાથી જે આવકની ખોટ પડી હતી, તે મારી માતા અને સાસૂએ બીજા એક ખાનગી અને તે સાથે ધીકતા ધંધાના યોગે પૂરી કરી લીધી હતી. મારી માતા અને સાસૂની ઉમ્મર જો કે એ વેળાયે લગભગ બેતાળીસ બેતાળીસ વર્ષની થવા આવી હતી, છતાં તેમનાં શરીરબંધનો દૃઢ, શરીર રાણીવાસનાં પૌષ્ટિક ખાનપાનથી પોષાયલાં અને સૌન્દર્ય સારાં હોવાથી અદ્યાપિ તેમના કેટલાક મિત્રો તેમનો આદારપૂર્વક યોગ્ય સત્કાર કરતા હતા; અને તેઓ કોઈ વાર એમને પોતાના અડ્ડાપર બોલાવતા તો કોઈ વાર અમારા ઘરમાં આવીને પણ પોતાનો અડ્ડો જમાવતા હતા. એથી વારંવાર અમારા ઘરમાં મદિરાપાન, માંસભક્ષણ, અને શૃંગારચેષ્ટાનો પ્રકાર ચાલતો હતો અને તે બધા દેખાવો કોઈ કોઈ વાર અમારા જોવામાં પણ આવ્યા કરતા હતા. એનું પરિણામ અમારી રમતગમતમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતુ હતુ. જ્યારે અમો ઘર માંડવાની અથવા વરવહૂની રમત રમતાં હતાં, ત્યારે તેમાં વરવહૂની ચેષ્ટાઓ કરવામાં આવતી હતી. એ ચેષ્ટા, અમે અલ્પવયસ્ક હોવાથી, ભલે નિર્દોષ કિંવા ફળ વિનાની હોય, તો પણ એટલું તો ખરું જ કે, અમારામાં પણ વિકારનું સૂક્ષ્મ અને અદૃશ્ય બીજ તો રોપાઇ ચૂક્યું હતું અને સમય આવતાં તેને માત્ર અંકુરિત થવાનો જ અવકાશ હતો. આ બીના અમારી ચાલાક માતાઓના જાણવામાં પણ આવી ગઈ.

મારી માતાની પ્રશંસામાં મારે એટલું તો જણાવવું જ જોઇએ, કે જો કે તે એક પૂરેપૂરી વંઠેલી અને જમાનાની ખાધેલી ઔરી હતી, છતાં પોતાના એવા પ્રકારના જીવનમાં કાંઇક કડવો અનુભવ મળેલો હોવાથી કહો, કિંવા બીજા કોઈ કારણથી કહો, તેની પોતાની એકની એક અંધાલાકડી સમાન દીકરીને એવા પાપી પંથે ચઢાવવાની અને તેના જીવનની ધૂળધાણી કરવાની લેશમાત્ર પણ ભાવના નહોતી તેના મનની એ શુભ વાસના એક દિવસ અચાનક મારા જાણવામાં આવી ગઈ. એક દિવસ અમારા ઘરના અંદરના ઓરડામાં મારી માતા અને વાલીબાઈ કાંઈ વાતચીત કરતી કરતી બેઠી હતી અને હું બહારના ઓરડામાં એકલી જ રમતી હતી. બીજું કોઈ બાળક સાથે રમનાર ન હોવાથી સ્વાભાવિક જ મારું ધ્યાન તેમની વાતચીતમાં પરોવાયુ અને મારી માતાનું નિમ્નલિખિત ભાષણ મારા સાંભળવામા આવ્યું. વાતમાં ને વાતમાં મારી માતાએ કહ્યું;—

"વાલી બહેન, મારી ચંપા અને તારો દેવલો હવે દશ દશ વર્ષનાં થયાં છે, અને બાળકો 'જેવું દેખે તેવું શીખે,' એ નિયમ હોવાથી મારો એવો અભિપ્રાય છે કે, એઓ કાંઈ પણ આડુઅવળું વેતરવાની હદ સુધી આવી લાગે, તે પહેલાં એમને પરણાવીને સંસારવ્યવહારના ગાડામાં જોડી દઇએ અને આપણે નિશ્ચિત થઇએ તો વધારે સારું. આપણો તો જન્મારો ધૂળ થયો, પણ આપણાં બચ્ચાંનો અવતાર ધૂળ કરવો એ વાત, બહેન મને તો ગમતી નથી. તારો શો વિચાર છે?"

"મારો તો એવો વિચાર છે કે, છોકરો અને છોકરી સોળથી સત્તર વર્ષની ઉમ્મરનાં ન થાય, ત્યાં સુધી તેમને પરણાવવાં નહિ. કારણ કે, બાળલગ્ન કરવાથી કેટલીક વાર ઘણાં જ માઠાં પરિણામ આવે છે, એમ કેટલીક સમજુ અને ભણેલીગણેલી બાઇઓના મોઢે મેં ઘણીક વાર સાંભળેલું છે. વળી આપણી ન્યાતમાં અમુક વખતે જ છોકરીને પરણાવી દેવી જોઇએ, એવો કોઈ જાતનો કાયદો ન હોવાથી આપણે એટલી બધી ઉતાવળ કરવાની શી અગત્ય છે? જરૂર પડતાં કયાં તરત પરણાવી દેતાં આપણને નથી આવડતું?" વાલીબાઇએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"વાલી, તું વળી આવા વિચારની કયારથી થઈ? આગ લાગેલી જોઇને કૂવો ખોદવા નીકળીએ, તેના કરતાં પાણી આવ્યા પહેલાં જ પાળ બાંધી રાખી હોય તો શું ખોટું? મારો તો એમને વ્હેલાં જ પરણાવી દેવાનો વિચાર થયાં કરે છે:" મારી માતાએ કહ્યું.

"ગાંડી, જ્યાં સુધી લગ્ન ન થાય, ત્યાં સુધી બાળકોને વધારે સ્વચ્છંદતાથી વર્તવાનો સંકોચ થાય છે અને એક વાર લગ્ન થયાં કે પછી તેમને ગમે તેવી રીતથી વર્તવાની એક જાતની સદર પરવાનગી મળી જાય છે. દીકરી તો ઉકરડો એટલે પરણી કે વધતાં વાર ન લાગે, અને મારો દેવલો એક તો મૂળમાં જ તારી દીકરી કરતાં ત્રણ મહિના ન્હાનો છે અને વળી સંસારના ગાડામાં જોડાય તો વ્હેલો જ ઠિંગુજી બની જાય. માટે આપણો તો અત્યારે આ ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરવાનો જરા પણ વિચાર નથી" વાલીબાઇએ દલીલ કરી.

"ચાલો ત્યારે મારય રહ્યું ને તારુંય રહ્યું.–આજથી બે વર્ષ પછી આપણે એમનાં લગ્ન કરી આપીશું અને તે વેળાયે તારે આજની પેઠે કશો પણ વાંધો ઉઠાવવો નહિ, એવું વચન આપ." મારી માતાએ કહ્યુ.

વાલીબાઇએ હવે વધારે વાંધો ન લેતાં બે વર્ષ પછી તેમ કરવાનું વચન આપ્યું દેવલા સાથે મારા લગ્નનો પાકો નિશ્ચય થઇ ચૂકયો. બાલ્યાવસ્થાથી જ માતાઓ પોતાનાં સંતાનોને રમાડતી, જો પુત્ર હોય તો તેને એમ કહે છે કે, 'બેટા, તારા માટે સારી રુડી રૂપાળી વહૂ શોધીશું અને તને વ્હેલો વ્હેલો પરણાવીશું, અને પુત્રીને એમ કહે છે કે, 'તને વ્હેલી વ્હેલી પરણાવીશું અને તારા માટે કામણગારો વર શોધી લાવીશું' એથી બાલ્યાવસ્થાથી જ બાળક અને બાલિકાઓનાં મનમાં પરણવાની તથા માટીબૈયર થવાની આકાંક્ષા ઉત્પન્ન થાય છે, પણ એકબીજાનાં અર્ધાંગ થવામાં અને સંસારશકટના વાહક તરીકે એક બીજા સાથે જોડવામાં કેટલી બધી જવાબદારી અને જોખમદારી સમાયલી છે, એનો ભાગ્યે જ તેમના મનમાં વિચાર આવી શકે છે–નથી જ આવતો.

એક પછી એક કરીને દિવસો વીતવા લાગ્યા અને જોતજોતામાં એક વર્ષ તો વીતી ગયું. અને મારા લગ્નને હવે માત્ર એક વર્ષનો જ અવકાશ રહ્યો. મારી માતાની લગ્ન પૂર્વે મારા કૌમાર્યનો કોઈ પણ રીતે ભંગ ન થાય, એવી પ્રબળ ઈચ્છા હતી અને તેથી જ લગ્નમાટે તે ઉતાવળ કરતી હતી. પરંતુ મનુષ્યનું ધાર્યું કાંઈ હમેશાં પાર પડતું નથી. ઘણીક વાર એવું બને છે કે, એક નૌકા આખા સમુદ્રને નિર્વિઘ્ન ઓળંગી આવે છે અને કિનારા પાસે આવી પહોંચતાં અકસ્માત્ જાગેલા તોફાન કે વંટોળિયામાં સપડાઇને ડૂબી જાય છે. એટલા માટે જ ઉર્દુમાં એક કહેવત છે કે, "વાહરે કિસ્મતકી ખૂબી, પાપીકી નાવ કિનારેપર આકર ડૂબી!" મારી માતાના ભાગ્યમાં પોતાની આશાની સફળતા જોવાનો પ્રસંગ લખાયલો નહોતો અને તેથી મારી કૌમાર્યરૂપ નૌકા એક કામાતુર પુરુષરૂપ તોફાનના ચક્કરમાં સપડાતાં ઠેઠ કિનારે પહોંચવાની અણીપર હતી, તે વેળાયે તેના ટુકડેટુકડા થઈ ગયા. પરણીને હું મારા પતિની પત્ની તો થઈ, પણ એક વિશુદ્ધ કન્યાના પવિત્ર સ્વરૂપમાં હું તેની શય્યાભાગિની ન થઈ. નૌકા કર્ણધારના હાથમાં આવી તો ખરી, પણ સમુદ્રમાં ડૂબ્યા પછી અને તે પણ ભગ્ન અવસ્થામાં! ભૂખ્યાને ભોજન મળ્યું, પણ કોકનું ચાખેલું એઠું; નગ્નને વસ્ત્ર મળ્યું, પણ ઉતરેલું જૂનું! ભાવી એટલું બધું પ્રબળ છે કે, તેને ટાળવાને કોઈ પણ સમર્થ નથી, એમ કહેવામાં આવે છે ખરું; પરંતુ અમુક પ્રકારની ઘટના માટેનું યોગ્ય ક્ષેત્ર જ્યાં આગળથી જ તૈયાર હોય છે, ત્યાં જ તે પ્રકારની ઘટના થઈ શકે છે, એટલે ભાવિના ઉત્પાદક મનુષ્યનાં પોતાનાં જ કર્મો છે, એવો મારો દૃઢ નિશ્ચય છે. મારા કૌમારભંગની ઘટના તે મારી માતાનાં કર્મોનુંજ ભયંકર પરિણામ હતું. જેવી ભૂમિ હોય, તેવો જ પાક નિષ્પન્ન થાય છે; વ્યભિચારિણી અને ભ્રષ્ટચરિતા માતાની પુત્રી ભાગ્યે જ પવિત્રચરિત્રા અને સતી થાય છે. આ મારા જીવનને સદાને માટે કલંકિત કરનારો અને મારી જીવનરેખાને ભયાનક માર્ગમાં દોરી જનારો નઠારો બનાવ કેવી રીતે બનવા પામ્યો, એનો સંપૂર્ણ વૃત્તાંત મારે અહીં આપવો જ જોઇએ; કારણ કે, જો એ બનાવ ન બન્યો હોત, તો પછીથી મારે જે અનેક સંકટોમાંથી પસાર થવું પડ્યું અને દુનિયાની જે લીલી સૂકી જોવી પડી, તે જોવાનો પ્રસંગ કદાપિ આવત જ નહિ. અર્થાત્ મારા ત્યાર પછીના સઘળા જીવનક્રમના મૂળ પાયારૂપ એ બનાવ હતો અને તે નીચે વર્ણવેલા સંયોગો વચ્ચે બનવા પામ્યો હતો;–

મારા લગ્નમાં ઉપર જણાવ્યા પ્રમાણે માત્ર એક વર્ષનો અવકાશ રહ્યો હતો, તેવામાં કચ્છભુજમાં વસ્તી અમારી જાતિની મારી માતાની એક બેનપણીની પંદર વર્ષની જવાન છોકરી કોલેરા થવાથી અચાનક મરી ગઈ, તેથી મારી માતા તથા વાલીબાઈને ખરખરામાટે ત્યાં ગયા વિના ચાલે તેમ હતું જ નહિ; તે બેનપણી સાથે એમનો તેવા પ્રકારનો જ ગાઢ સ્નેહ હતો. એ મરણ થવા પછી પાંચમે દિવસે પત્રદ્વારા અમને ખબર મળી, અને તેને બીજે જ દિવસે મારી માતા તથા સાસૂએ ભુજ તરફ જવામાટે તૈયારી કરી દીધી. બન્ને સખીઓએ એકલાં જ જવાનો અને મને તથા મારા ભાવિ પતિને ઘરમાં જ મૂકી જવાનો વિચાર કર્યો હતો. અહીં એટલું અવશ્ય જાણી લેવું જોઇએ કે, મારી માતા અને સાસૂ એટલે કે અમો બધાં કાંઈ એક જ ઘરમાં નહોતાં રહેતાં. જો કે ઘરો એક જ

ફળિયામાં અને પાસે પાસે હતાં, પરંતુ જૂદાં હતાં. લખનૌમાં મારી સાથે જે ત્રણ બદમાશ દોસ્તો હતા, તેમાંનો જાલિમસિંહ મારી માતાનો અને ભૂપતસિંહ મારી સાસૂનો માનીતો હતો. વયમાં તે બન્ને મારી માતા અને સાસૂ કરતાં દશ દશ વર્ષ ન્હાના હતા. તે બન્ને મારા ભાવી પતિ દેવલાને અને મને બેટા બેટા કહીને જ બોલાવતા હતા, અને અમે પણ તેમને પોતાના ઘરના માણસો પ્રમાણે જ માનતાં હતાં. મારી માતાએ પોતાની ગેરહાજરીમાં મારી અને ઘરની સંભાળ રાખવાનું તેમ જ અમારે ત્યાં જ આવીને રહેવાનું કામ જાલિમસિંહને સોંપ્યું, અને મારી સાસૂએ તેવી જ જવાબદારી પોતાના માનીતા ભૂપસિંહના માથાપર નાખી દીધી. એ વ્યવસ્થા કરીને બન્ને બહેનપણીઓ અથવા બીજા શબ્દોમાં કહીએ તો વેવાણો કચ્છભુજ તરફ જવાને સ્ટીમ લૉંચમાં બેસીને રવાના થઇ ગઇ. તેઓ લગભગ પંદર દિવસ પછી જામનગરમાં પાછી ફરવાની હતી. દરિયા કિનારે જાલિમસિંહ તથા ભૂપસિંહ બન્ને તેમને વળાવવાને ગયા હતા. તેઓ ત્યાંથી સીધા અમારે ઘેર જ આવ્યા; ભૂપસિંહે મારી સાસૂના ઘરમાં અડ્ડો જમાવ્યો અને જાલિમસિંહે પોતાની છાવણી અમારા ઘરમાં નાખી.

અમારા ઘરમાં વિલાયતી અને ગામઠી દારૂની બે ચાર બાટલીઓ જો કે આગળ પાછળ સ્ટૉકમાં રહ્યા જ કરતી હતી, છતાં જાલિમસિંહ બંદરપરથી આવતી વેળાએ બ્રાન્ડીની એક બાટલી પોતા સાથે પણ લેતો આવ્યો હતો. અને તેણે આવતાંની સાથે જ અંગરખા તળેથી કાઢીને તેને ગાલીચાપર મૂકી દીધી. અંગરખું અને ફેંટો વગેરે ઉતારી તકિયાને અઢેલીને બેઠા પછી તેણે મને આજ્ઞા કરી કે:—"બેટા ચંપા, એક ખાલી ગ્લાસ અને એક ઠંડા પાણીનો પ્યાલો લાવ જોઇએ." મેં પાણીનો પ્યાલો અને ખાલી ગ્લાસ લાવીને મૂક્યાં, એટલે તરત તેણે બીજો હુકમ ફર્માવ્યો, "હ—તારી માએ ટીમણમાટે પૂરી, ભજીયાં ને સંભારા કર્યા હતાં. તેમાંનો કેટલોક ભાગ તે આપણા માટે મૂકી ગઇ છે, માટે તે પણ એક થાળીમાં કાઢીને લાવ, અંધારું થઇ ગયુ છે એટલે બત્તી પણ સળગાવ, અને બારણાને આગળો પણ અટકાવ."

મેં તેના ફર્માન મુજબ બધું કામ કરી નાખ્યું અને હું જરાક દૂર તમાશો જોતી એક તરફ ચુપચુપ બેસી ગઇ. મારી માતાથી હું આજે પહેલીજ વાર વિખૂટી પડી હતી અને તેથી મારું મન પણ જરાક ડામાડોળ હતું. જો કે મારું મન મારી માતા વિષેના વિચારમાં પરોવાયલું હતું, છતાં મારી ચંચળ આંખો જાલિમસિંહની ચેષ્ટાઓને બરાબર જોયા કરતી હતી, અને ટેલીફોન પ્રમાણે મનને આઘાતપૂર્વક તેની શરાબખાઉનું જ્ઞાન કરાવ્યા કરતી હતી. શરુઆતમાં જ અડધા ગ્લાસ બ્રાન્ડીમાં અડધો ગ્લાસ પાણી મેળવીને તે શરબત પ્રમાણે ગટગટાવી ગયો અને ત્યાર પછી એકાદ બીડી ફૂંકી તેણે ખાવાની ચીજો પણ પેટમાં પધરાવી. બીજીવાર તેણે દારૂ ગ્લાસમાં પધરાવ્યો, એટલે અરધી બાટલી જેટલા મદિરાબાઇ તેની હોજરીમાં જઇને વિરાજ્યાં. એ પછી મદિરાએ પોતાનો કાંઇક રંગ બતાવવા માંડયો. જાલિમસિંહની સ્વચ્છ આંખોમાં લાલાશ, શરીરમાં પ્રસ્વેદ અને બોલવામાં ત્રણ પાયાનો ભાસ આદિ વિલક્ષણ ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં। દારૂના ઘેનમાં તેણે મને પોતાની પાસે બોલાવીને કહ્યું:—"બેટા ચંપા! દૂર કેમ બેઠી છે? અહીં આવીને મારી પાસે બેસ જોઇએ."

એક અગિયાર કે બાર વર્ષની બાળાને પોતાના પિતાસમાન પુરુષ પાસે બેસવામાં શો વાંધો હોય? હું પાસે જઇને બેઠી, એટલે તેણે કહ્યું:–"બેટા! આજે તારી મા અહીં નથી, એટલે મને તારાપર કૈં અજબ વ્હાલ આવે છે! પણ તારું મોઢું અત્યારે આમ ઉદાસ કેમ દેખાય છે? લે, જરાક દેવીની પ્રસાદી લે, એટલે બધી અલાબલા ટળી જશે, અને જીવ ખુશખુશાલ થશે. આ મદિરામાં શોકને ભૂલાવવાની અને ગમગીન માણસને ખુશ બનાવવાની તો કાંઇ અજબ ખૂબી રહેલી છે" એમ કહીને તેણે ગ્લાસમાં થોડોક બ્રાન્ડી નાખ્યો.

મેં જણાવ્યું કે:–"ના, ભાઇ! મને તો આ દારૂ જરાય ગમતો નથી. મને તો એમાંનો તીવ્ર વાસ નાકમાં આવે છે કે ઉલટી જેવું થઇ જાય છે, તો પછી એ ગળામાં તો ક્યાંથી જ ઉતરે? વળી એ મદિરા પીવાથી માણસ ગાંડુ તૂર બની જાય છે. જોયું ને તે દિવસે મારી માતા અને તમે દારૂ પીને કેવું ધીંગાણું કરતાં'તાં! મને તો એવું ના ગમે, ભાઇ!"

"ગાંડી રે ગાંડી! એ તો શરૂઆતમાં એમ જ લાગે; પણ એકવાર એનો સ્વાદ ચાખીશ અને એની તાસીરનો તજરુબો કરીશ, એટલે પછી અમે ના કહીશું, તો પણ તું આ મદિરાને છોડવાની નથી. મારા ઉસ્તાદે જ્યારે પ્રથમ મને પ્યાલો પીવડાવ્યો, ત્યારે મેં પણ આવી જ દલીલો કરી હતી. પણ આજે હવે જણાય છે, કે જો કોઈ સત્ય અમૃત હોય, તો તે આ મદ્ય છે અને તેથી એ મદ્યના બનાવનારને તથા મને એ પીતાં શીખવનારને હજારો ધન્યવાદ છે. બહુ નહિ તો થોડું પી–એ તો શરૂઆત હમેશાં થોડાથી જ થાય છે, સમજી?" જાલિમસિંહે મદ્યની મહત્તા દર્શાવી.

કોઇપણ જમાનાનો ખાયેલો માણસ એક કોમળ બાળકને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તાવવા માગે, તો તેમા તે તત્કાળ ફાવી શકે છે તેની આવી વાતોથી મારા મનમાં પણ એવો વિચાર આવ્યો કે, "આવા મોટી ઉમ્મરના માણસો અને મારી માતા તથા સાસૂ વગેરે બધાં જ દારૂ પીએ છે, તે એમાં કાંઇ એવો ગુણ હોયા વિના તો નહિ જ પીતાં હોય!" વળી મેં રાણીવાસમાં ગોલીઓ તથા નાજરોને પણ અનેક વાર મદિરાપાન કરતાં જોયાં હતાં ખરું પૂછો તો મદિરાપાનના વાતાવરણમાં જ હું ઉછરીને મોટી થઈ હતી, એટલે મારા મનમાં એવો વિચાર આવવો સ્વાભાવિક હતો. તેની એ અને એવી જ બીજી દલીલોથી મુગ્ધ થઈને મેં મદિરાપાનની સંમતિ આપી; મારા સંસારમાંના આગમન પછી મેં આજે પ્રથમવાર મદિરાપાન કર્યું.

ઉપરાસાપરી જાલિમસિંહે મને બેથી અઢી પેગ જેટલો દારૂ પાઇ દીધો. શરૂઆતમાં કોઇ પણ માણસ એક પેગ દારૂ પણ મુશ્કેલીથી પચાવી શકે છે, પણ મારું શરીર મજબૂત હોવાથી તેમજ મારો હમેશનો ખોરાક ઘણો જ સારો અને પૌષ્ટિક હોવાથી મને ઉલ્ટી બુલ્ટી તો થઇ નહિ, પણ નશો જરૂર ચઢવા લાગ્યો. મારી આંખોમાં આખું ઘર ભમતું દેખાવા લાગ્યું અને ભજીયાં પૂરી ખાધાં, પણ તે ક્યારે અને કેવી રીતે ખાધાં, એનું મને બરાબર ભાન ન હતું. અંતે એનું પરિણામ એ આવ્યું કે, હું ગાઢ નિદ્રાને આધીન થઇ ગઇ. સવારમાં સાત વાગતાં મારી આંખ ઉઘડી. તે વેળાયે હું રોજ સવારમાં જાગતી તેના કરતાં મારી શરીરમાં મદ્યની અસરથી કાંઇક જડતાનો અધિક અંશ જણાયો

અને આંખોમાં કાંઇક બળતરા થતી પણ જણાઇ. નવીનતા એટલી જોવામાં આવી કે, હું જેમ બિછાનું કર્યા વિના ગાલીચાપર જ સૂઇ ગઇ હતી, તે જ પ્રમાણે જાલિમસિંહે પણ બિસ્તર પાથરવાની તકલીફ લીધી ન હોતી અને તે પણ ગાઢ નિદ્રામાં પડ્યો હતો. મેં ઊઠીને મોઢું ધોયું અને આંખોપર પાણી છાંટયું; ત્યારે માથું કાંઇક હલકું થયું; અને ત્યાર પછી મેં જાલિમસિંહને જગાડ્યો. આમ મને મદિરાપાનની દીક્ષા મળી ચૂકી

બીજા દિવસની રાતે પણ આગલી રાત પ્રમાણેનો જ પ્રકાર આરંભાયો. એ દિવસે ખાવા વગેરેની વ્યવસ્થા આગલી રાત કરતાં વધારે સારી રાખવામાં આવી હતી. પુલાવ, કોરમો અને ફરમાસૂ રોટી વગેરે મેં જાલિમસિંહના કહેવાથી ઘરમાં જ તૈયાર કરી રાખ્યાં હતાં; કારણ કે, મારી માતા પાકશાસ્ત્રમાં બહુ જ પ્રવીણ હતી, અને પોતાની તે કળા મને તેણે પણ શીખવી હતી. આગલે દિવસે બ્રાન્ડી હજમ થઈ ગયેલી હોવાથી અને તેનો નિશો કાંઇક મજેદાર લાગવાથી આજે મેં અઢીને બદલે ચાર પેગ ચઢાવવાની હિંમત કરી, અને ખાદ્ય પદાર્થોને પણ ઘણો જ સારો ઇન્સાફ આપ્યો. ગઈ રાતે મદ્યપાન કર્યા પછી બિછાનાં કરવાનું ભાન રહ્યું નહોતું; તેથી આજે બિછાનાં મદ્યપાનના વિધિની પૂર્વે જ કરી રાખવામાં આવ્યાં હતાં, એટલે ગાલીચાપર સવાર સૂધી પડી રહેવાનો પ્રસંગ આજે આવે તેમ નહોતું. જાલિમસિંહ આજે બહારથી પણ પીને આવ્યો હતો, છતાં ઘરમાં આવ્યા પછી પણ તેણે લગભગ અડધી બાટલી જેટલા બ્રાન્ડીને પોતાના દારૂમાટેના ભૂખ્યા—અકરાંતિયા—ઉદરમાં પધરાવી દીધો, અને ત્યાર પછી ખાઇને તે કુંભકર્ણ પ્રમાણે ઘોરવા મંડી ગયો.

મને પણ મદિરા અને કેસર, બદામ તથા ખસખસવાળા પૌષ્ટિક ખાદ્ય પદાર્થોનો પૂરો નિશો ચઢેલો હોવાથી હું પણ મારા બિછાનામાં જઈ પડી, અને આનંદથી નિદ્રાદેવીની અજ્ઞેય ઉપાસના કરવા લાગી. રાત કેટલી વીતી હતી, એનું મને ભાન નહોતું; પરંતુ નિદ્રામાં ને નિદ્રામાં મને સ્વપ્ન સમાન એવો ભાસ થવા લાગ્યો કે, હું ગાઢ નિદ્રામાં પડેલી છું, એક પુરુષ મારી શય્યા પાસે આવીને ઉભો છે અને મારા મુખનું અવલોકન કરવા સાથે કોઈ એક વિચારમાં તલ્લીન થયેલો છે. ઘણીક વાર સૂધી તે વિચારમાં ને વિચારમાં જ મુગ્ધ થઇને ઉભો રહ્યો. એક વાર તેણે મારી તરફ પોતાનો હાથ લંબાવ્યો, પણ પાછો કાંઇક વિચાર આવવાથી આઘો ખસી ગયો. તેના મુખમાંથી ધીમા સ્વરે આવા ઉદ્ગારો નીકળતા સંભળાયા;—"કેવું આ મનોહર, કોમળ અને સુગંધપૂર્ણ પુષ્પ છે." આવી ધારણાથી તે પાછો મારી તરફ વળ્યો.

પાપી જે વેળાયે કોઈ ઘોર પાપકર્મ કરવાને તૈયાર થાય છે, તે વેળાયે ધર્મ આવીને તેને ગુપ્ત ચેતવણી તો અવશ્ય આપે છે. અને તેને તે પાપકર્મથી પરાઙ્મુખ કરવાનો પોતાથી બનતો યત્ન કરે છે; પરંતુ જેની પ્રત્યેક શિરામાં પાપ-વિષનો પ્રસાર થઈ ગયો છે, એવા પાપાત્માઓ ધર્મની તે ચેતવણીને જાણી શક્તા નથી, ધર્મનો અનાદર કરે છે અને અંતે પાપાચરણ કરી શાશ્વત નરકના અધિકારી બની જાય છે, એમ જે કહેવામાં આવે છે, તેનો તેના બે વાર અચકી જવા પછી મને પ્રત્યક્ષ અનુભવ થઈ ગયો.

દુષ્ટ જાલિમસિંહે મારી સાથે ચલાવેલી વર્તણુકથી મારા મનમાં કોપ તો ઘણો જ ઉપજ્યો, પણ કોણ જાણે શા કારણથી હું તેનાથી એટલી બધી દબાઈ ગઈ કે, મારાથી ઠપકાનો કે તિરસ્કારદર્શક એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ, અને ખરેખર તે વેળાયે આવા પ્રસંગે કેવા શબ્દોમાં પોતાનો ધિક્કાર દર્શાવવો, એનું પણ મને યથાર્થ જ્ઞાન નહોતું જ. બહુબહુ તો હું ગાળો ભાંડત, પણ તે પણ મારાથી ભાંડી ન શકાઈ. હૃદયના શોકને શબ્દોદ્વારા બહાર કાઢી ન શકવાથી હું મારી આંખોમાંથી આંસુ વર્ષાવીને તે શોકને બહાર કાઢવા લાગી. "પણ મારી માને હું શો જવાબ આપીશ?" એવો મને વિચાર થયો.

ઘણાકોનો એવો અભિપ્રાય છે કે, સ્ત્રીની બુદ્ધિ પ્રલય કરનારી અથવા તો સ્ત્રીની બુદ્ધિ પાનીએ હોય છે, પરંતુ હું એક સ્ત્રી તરીકે હિમતથી કહું છું કે, કેટલીક વાર સ્ત્રીની બુદ્ધિ જે કામ કરી જાય છે, તે પુરુષની બુદ્ધિ ભાગ્યે જ કરી શકે છે. જો તમો પરીક્ષકબુદ્ધિથી અને સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કિંવા પરીક્ષા કરશો, તો તમને તત્કાળ સૂર્યના પ્રકાશસમાન સ્પષ્ટ જણાઈ આવશે, કે એક દશથી બાર વર્ષના બાળક કરતાં દશ કે બાર વર્ષની બાળામાં બુદ્ધિનો, અને ચપળતાનો અધિક અંશ રહેલો હોય છે. પુરુષ ભણી ગણીને વર્ષો પર્યન્ત અભ્યાસ કરીને પંડિત થાય છે, અને સ્ત્રી સ્વાભાવિકજ પંડિતા હોય છે, એમ જે કેટલાક બુદ્ધિમાનોએ કહેલું છે તે અસત્ય તો નથી. જ વળી કેટલીકવાર કેટલાક અસહ્ય આઘાતોને એક અબળા જેટલા ધૈર્ય અને મૌનથી સહન કરી જાય છે, તેટલું ધૈર્ય અને મૌન પુરુષથી ભાગ્યે જ ધારણ કરી શકાય છે; અને અબળા પોતાનો પ્રસંગ આવતાં પોતાના શત્રુ પાસેથી જે બદલો લઈ શકે છે, તેવો બદલો પુરુષથી કદાપિ લઈ શકાતો નથી, એવો મારો પોતાનો તો દૃઢ અભિપ્રાય છે. તત્કાળ એને તાળું વાસી દેવાનું જ મેં મારા મનમાં વિશેષ ઉચિત અને લાભકારક ધારી લીધું. અહીં વાચકો કદાચિત્ પ્રશ્ન કરશે કે, ત્યારે આ બાબતની મારી માતાને ખબર પડી કે નહિ?

આવતાંની સાથે જ તરત તો મારી બદલાયલી અવસ્થા વિષે મારી માતાના મનમાં કશા પણ સંશયનો સંચાર ન થયો. તેણે મને આનંદમાં અને આગળ કરતાં પણ વધારે પ્રફુલ્લિત જોઇને મારી આવી સારી સંભાળ રાખવામાટે જાલિમસિંહનો એક કરતાં વધારે વાર અંતઃકરણપૂર્વક આભાર માન્યો. અને જાલિમે પણ વિવેક બતાવવામાં કશી પણ ખામી ન રાખી. બદમાશ લોકોને પવિત્રતાનો ખોટો ડોળ અને વિવેકનો આડંબર બતાવવાની કળા શરીફો કરતાં પણ વધારે સારી અવગત હોય છે અને જાલિમસિંહ તો વળી એ કળામાં બીજા બદમાશોનો પણ ઉસ્તાદ હતો, એટલે પછી શી કચાસ રહે વારુ? હું પણ બહારથી શુદ્ધતાનો ડોળ બતાવ્યા કરતી હતી; છતાં અંતરમાં જે વ્યસનનો ચટકો લાગી ગયો હતો, તે દિવસ અને રાત મને સતાવવા લાગ્યો. જ્યારે મારી માતા અને જાલિમસિંહ દારૂનો દોર ચલાવતાં હતાં, તે વેળાયે મારા મનમાં પણ મદિરાપાનની પ્રબળ લાલસા થઈ આવતી હતી, પણ માતાની શર્મ અને ભીતિ તે લાલસાને દબાવતી હતી. જ્યારે મને જુદા ઓરડામાં સુવાડવામાં આવતી, તે વેળાયે તો મારું મોત જ થઈ જતું હતું. નીતિવેત્તાઓ જે એમ કહી ગયા છે કે, સ્ત્રીની શય્યા ભિન્ન કરવી, તે શસ્ત્રવિના સ્ત્રીનો વધ કર્યા સમાન છે, એ

કાંઈ અસત્ય તો નથી જ એ શસ્ત્ર વિનાના માનસિક વધની વેદનાનો મારી માતાના આવ્યા પછી મને એકવાર નહિ, કિંતુ વારંવાર નિત્ય પ્રત્યક્ષ અનુભવ થવા લાગ્યો. કહેવાનો સારાંશ એટલો જ કે, માતાની ગેરહાજરી અને એકાંત વાસમાં લાગેલા ચટકાથી મારા આંતરિક જીવનનો રંગ સર્વ પ્રકારે બદલાઈ ગયો.

કોઇ વાર મારી માતાની ગેરહાજરીમાં આનંદનો પ્રસંગ મળી શકતો હતો, પરંતુ તે વખતે પણ ડર તો રહેતો જ હતો, અને મદિરાપાન તો માતાની ગેર-હાજરીમાં પણ કરી શકાતું નહોતું; કારણ કે, જો મોઢામાંથી નીકળતા વાસને લીધે એ બાબત માતાના જાણવામાં આવી જાય, તો બધો ઘડો ફૂટી જવાનો સંભવ હતો. આવી રીતે લગભગ બે મહિના જેટલો સમય વીતી ગયો, અને મારા ધૈર્યનો અંત આવ્યો. એક દિવસ મારી માતા પાણી ભરવાને ગઇ'તી અને હું રાંધતી ઘરમાં બેઠી'તી તેવામાં જાલિમસિંહ આવ્યો અને એકાંતનો લાભ લઇને મેં કહ્યુ કે;–"આમ ને આમ હવે દિવસ જવા દેવા છે કે કેમ?" મારા આશ-યને તે સમજી ગયો, અને તેથી તેણે કહ્યું કે;–"ચિંતા નહિ, એક બે દિવસમાં ગોઠવણ કરીશું." પાછા ચાર દિવસ વીત્યા. મારી માતા તે દિવસે કોઇ જરૂરના કામમાટે કોઇને ત્યાં જવાની હતી અને આખો દિવસ ત્યાં જ રહેવાની હતી, એ પ્રસંગ સાધીને જાલિમસિંહે કહ્યુ કે;–"આજે તો મારો રોજી માતા તરફ ફરવા જવાનો વિચાર છે; જો તુ અને ચંપા આવો, તો સારી ગમ્મત થશે." મારી માતા બોલી ઉઠી કે, "મારાથી તો આજે અવાય તેમ નથી. જો ચંપાની મરજી હોય તો ભલે આવે." 'ભાવતું'તું ને વૈદે બતાવ્યું,' જેવો જ ઘાટ થયો. મારી માતા ગઈ, અને અમે પણ ઘરમાંથી બહાર નીકળી પડ્યાં. મારી માતાની ગેરહાજરી છતાં અમે ઘરમાં ન રહ્યાં, તેનું કારણ એ હતું, કે ઘરમાં જો મદિ-રાપાન આદિની કાંઈ નિશાની રહી જાય અને તે મારી માતાના જોવામાં આવી જાય, તો તે ચતુર ચપળા બીજી બધી બાબતને કલ્પનાથી જાણી જાય, એવો અમારા મનમાં ભય હતો. ત્યારે અમે રોજી માતાની હદમાં જામનગરના દરિયા કિનારે ગયાં? નહિ; અમે ગામમાં ને ગામમાં જ રહી ગયાં; પણ એક ગુપ્ત સ્થાનમાં.

એક લંઘીનુ ઘર હતું કે જ્યાં આશકમાશૂકો આવી નીરાંતે પોતાની આશાને સફળ કરી શકતાં હતાં અને તે લંઘીનું ગુજરાન લગભગ એ ધંધાપર જ ચાલતું હતુ. લંઘાની જાત તે મુસલમાન કોમમાંની એક માગણ જાત છે. લંઘા જાતિના પુરુષો શરણાઈ વગાડવાનો ધંધો કરે છે, માગી ખાય છે, અને સ્ત્રીઓ–લંઘીઓ, કેટલીક ન્યાતોમાં કોઇના મરણપ્રસંગે રડવા કૂટવા આવેલાં બૈરાંને, પાટીદારોની ન્યાતમાંની ભાટડી પ્રમાણે, કૂટણાં બોલી કૂટાવે છે. લંઘીઓનો કંઠ બહુધા સરસ અને સુરીલો હોય છે, ને તેથી તેમનાં કૂટણાં સાંભળવાને પણ લોકોનાં ટોળે-ટોળાં એકઠાં થાય છે. પણ આ લંઘી પોતાનો એ ધંધો કરતી ન હોતી; તે તો બીજો જ ધંધો આદરી બેઠી હતી; અને એમાં તેને વગર મૂડીની કમાણી સારી હોવાથી તે થોડી ઘણી પૈસાદાર પણ થઇ હતી. સવારમાં લગભગ નવ સાડા-નવ વાગે જ જાલિમસિંહ મને એ લંઘીના ઘરમાં લાવ્યો, અને લંઘીએ અમને અમારામાટે ખાસ રાખેલો ઓરડો બતાવ્યો. ઓરડામાં એક ચટાઈ પાથરેલી હતી, એક ગાદલા સાથેનો ખાટલો તૈયાર હતો, મોરીપર પાણીની એક ડોલ અને એક માટલી તથા બે ત્રણ લોટા અને પ્યાલા પણ હતા. અમારા ત્યાં

જવા પછી એક ચાકરડી બ્રાન્ડીની બાટલી અને કાંઇક ખાવાનું લઇ આવી. રાત
પડતાં સુધી ઘેર જવાનું હોવાથી ખાવાપીવામાં અમે કચાશ ન રાખી, અને ત્યાર
પછી ધારેલા હેતુને સિદ્ધ કરવાનો અવસર આવી લાગ્યો.

મેં કહ્યું કે, "જાુલિમ, તું નિત્ય અમારા ઘરમાં આવી મારી માતા સાથે
જ વિનોદ ચલાવે છે અને મને પ્રેમથી બોલાવતો પણ નથી, એ જોઇને મારું
મન બળી જાય છે. આવી રીતે આપણે નિત્ય આપણા દિવસ ગુજારી ન શકીએ'
જરૂર આનો કોઇ ઉપાય શોધી કાઢવો જોઇએ"

"જોને ચંપા, મારું મન પણ હવે તારામાં જ પરોવાયલું રહે છે, પણ
હજી તું વયમાં આવેલી ન હોવાથી જો આપણે કાંઈ ખુલ્લું સાહસ કરીએ, તે
તને તો કાંઇ ન થાય, પણ મારું નખ્ખોદ નીકળી જાય–આ બિચારો જાલિમ
ક્યાંક સાત વર્ષ ધકેલાઇ જાય! એટલામાટે અત્યારે તો જેમ ચાલે છે તેમ ચાલવ
દો–વખત આવશે, ત્યારે બધા ઉપાયો થઇ રહેશે. બની શકશે ત્યાં સુધી આવ
પ્રસંગો આપણને વધારે પ્રમાણમાં મળી શકે, એવી તજવી જ હું કરતો રહીશ
અરે, તારા વિના તો મારી એક પળ પણ યુગ જેવી વીતે છે યુગ જેવી'
જાલિમસિંહે મારા હૃદયનું સાંત્વન કરવાના ઉદ્દેશથી કહ્યું.

"હું વયમાં ક્યારે આવીશ?" મેં આતુરતાથી પૂછ્યું.

"ક઼ાયદા પ્રમાણે જ્યારે સત્તર કે અઢાર વર્ષની થઇશ ત્યારે;" જવાબ મળ્યો

"ત્યારે તો હજી ચાર પાંચ વર્ષનો ગાળો કાઢવાનો છે; એટલે એટલો વખત
કેમ વીતશે?" મેં ઉદ્ગાર કાઢ્યો.

"તું આ વર્ષમાં પરણીશ, એટલે અત્યાર કરતાં તને કાંઇક વધારે સ્વતંત્રતા
મળશે, અત્યારે જે ભય છે તે પણ ઘટી જશે, અને તેથી એટલો વખત જોત-
જોતામાં વીતી જશે" જાલિમસિંહે આશ્વાસન આપ્યું.

એ પળથી જ હું પરણવામાટે આતુર બની ગઈ. પોતાના મનગમતા વ્યસ
નમાં સમય પાણીના પ્રવાહ પ્રમાણે ચાલ્યો જાય છે, એટલે અમારો વખત
કેવા વેગથી ચાલ્યો જતો હતો, એનું અમો બન્નેને જરા પણ ભાન નહોતું
અંતે સાંઝે ચાર સાડાચાર વાગવા આવ્યા. અમે ઘરવાળી લંધીને પાંચ વાગે
અમને ચેતવવાની સૂચના આપી રાખેલી હોવાથી બરાબર પાંચના ટકોરા
થતાં જ તેણે દરવાજાપર આવીને જણાવ્યું કે;–"ભાઇ, પાંચ વાગ્યા!" અમે
આનંદસંભાષણમાં નિમગ્ન હોવાથી આ પાંચ વાગ્યાની સૂચના અમને યમરાજાની
પંચતત્ત્વમાં મળી જવામાટેની સૂચના જેવી જ લાગી, પણ ઉપાય નહોતો.
કાળની ગતિને અટકાવવાની મોટા મોટા મહારથીઓમાં પણ શક્તિ નથી, તો
અમે તો કિસ ગણતીમાં? અંતે જાલિમસિંહ બહાદુરે જણાવ્યું કે;–"ચંપા, હવે
થોડીવાર પછી આપણે ઘેર જવામાટે તૈયાર થવું જોઇએ; ઘેર જતાં જતાં સાત
વાગી જશે."

"કાજી માતાએ જઇને તું શું કર્યું, એમ તારી માતા પૂછે તો મારે શો
જવાબ આપવો?" મેં અગમચેતી વાપરીને પૂછ્યું. "આપણા બન્નેની વાત
એકબીજાથી જૂદી પડવી ન જોઇએ."

"ધન્ય છે તારી બુદ્ધિને. આ વાત મારા તો ધ્યાનમાં જ ન રહી. સ્ત્રીઓ ન્હાની
ઉમ્મરની હોવા છતાં પુરુષો કરતાં વધારે ચાલાક હોય છે, એનો આજે તેં બરાબર

અનુભવ કરાવ્યો. જો તારી મા એ વિશે કાંઈ પણ પૂછે તો તેનો તારે આ પ્રમાણે જવાબ આપવો." એમ કહીને તેણે મને બધો પાઠ બરાબર ભણાવી દીધો, કે જેના ઉલ્લેખની આવશ્યકતા નથી.

તે પછી ફરી આવો પ્રસંગ મળશે કે નહિ, એ શંકાથી જો કે અમને આખા દિવસની સ્વતંત્રતા મળી હતી પણ તેથી તૃપ્તિ ન થઈ, અને અમારો બીજો પણ કેટલોક સમય વીતી ગયો. ઘડિયાળમાં છના ટકોરા પણ થઈ ગયા. સવારમાં અગિયાર વાગે પીધેલા મદ્યનો મદ ઉતરી જવા આવ્યો હતો, એટલે ઘેર જવામાં જો કે વધારે વાંધો નહોતો જ, છતાં હજી મારી આંખોમાં કેટલીક લાલાશની નિશાનીઓ હોવાથી અનુભવી જાલિમે જરાક અંધારું થવા પછી મને ઘેર જવાની સૂચના કરી, ને તેની તે સૂચના ઝટપટ મારે ગળે ઉતરી ગઈ. ધીમે ધીમે સાત વાગ્યા, અંધકાર થયો–દિવસનો અસ્ત અને નિશાનો ઉદય થયો! દીવાઓ પ્રકટી ગયા અને તે સાથે અમે અમારા એ ગુપ્ત સદનને ત્યાગવાની તૈયારી કરી. વસ્ત્રો આદિ વ્યવસ્થિત કરીને અમે અમારા ઓરડાનો દરવાજો ઉઘાડ્યો. અમે જે ઓરડામાં દિવસ વીતાડ્યો હતો, તેને અડોઅડ બીજા પણ બે ઓરડા હતા અને આગળ ત્રણે ઓરડાની એક સળંગ ચાલ હતી. એ ચાલનો દરવાજો બહારના દીવાનખાનામાં પડતો હતો અને તે દીવાનખાનામાંના દાદરપરથી નીચે ઓરડામાં ઉતરી બહાર રસ્તાપર નીકળી શકાતું હતું. એ ઘરની માલીક સ્ત્રીનું નામ રહમતબાઈ હતું અને તે બહુધા ઉપરના દીવાનખાનામાં જ આસન માંડીને બેસી રહેતી હતી.

અમે ઓરડામાંથી નીકળી ચાલમાં થઇને દીવાનખાનામાં આવ્યાં. ત્યાં ઘરની માલિક બેઠેલી હતી. તેણે જાલિમસિંહને પૂછ્યું કે;–"કેમ ભાઈ, વળી આ કયાંથી શોધી લાવ્યા ? પણ ભાઈ, તમારા જેવા ઉસ્તાદ તો મારા જોવામાં પણ ઘણા જ થોડા આવ્યા છે."

"એ તો બધો, તમારાં જેવાં ઉસ્તાદોએ જે પટ્ટી પઢાવી રાખી છે, તેનો જ પ્રતાપ છે! આને તમે ઓળખતાં નથી ? અરે, પણ નહિ, આની ઓળખાણ મારાથી આપી શકાય તેમ નથી; કારણ કે, એની મા તમારી જાની દોસ્ત હોવાથી વાત ફૂટી જાય, તો કયાંક મારો અને આનો બન્નેનો ફજેતો થઈ જાય ! તમારે એ સાથે શું કામ ? લ્યો, આ તમારા ઘરભાડાના દામ !" એમ કહીને જાલિમસિંહે એક રૂપિયો લેઇ રહમતબાઇના હાથમાં મૂકી દીધો.

"ઠીક છે, જો એ મારી જાની દોસ્તની દીકરી હશે, તો આજે નહિ, તો ચાર દિવસ પછી પોતાની મેળે જ ઓળખાઇ આવશે." એમ કહીને રહમતે રૂપિયાને ખીસામાં સેરવી દીધો, અને પાછું કહ્યું કે;–"આ ચાકરડીને કાંઈ બક્ષીસ તો આપો."

જાલિમસિંહે ચાકરડીને પણ ચાર આના આપ્યા. એટલામાં રહમતે પાન લાવવાને ચાકરડીને હુકમ ફર્માવવાથી અમે દીવાનખાનામાં બેઠાં. ચાકરડી પાન લાવવા ગઈ અને જાલિમસિંહ રહમત સાથે આમતેમના ગપાટા હાંકવામાં રોકાયો. તે વેળાયે મારા મનમાં વળી બીજા જ વિચારો આવવા લાગ્યા. જાલિમસિંહે રહમતબાઇને મારી માતાની જાની દોસ્ત તરીકે ઓળખાવી હતી તેથી આ ભેદ કોઇ દિવસે પણ મારી માતાના જાણવામાં આવી જશે, તો ભૂંડું

થશે, એવા ભયનો મારા હૃદયમાં સંચાર થયો. હું મારા હૃદયને પૂછવા લાગી:– “શું ત્યારે મારી માતા પણ અહીં આવતી હશે? તેને બીજો કોઈ અહીં બોલાવતો હશે કે તે પોતે કોઈ બીજાને બોલાવતી હશે? કિંવા તે આ પીટ્યા જાલિમસિંહની સાથે તો અહીં નહિ આવતી હોય? જો તેમ ન હોય, તો આ જાલિમડો તેના આ ભેદને કેવી રીતે જાણી શકે વારુ? બસ–હવે બીજી વાર આ ઘરમાં ન આવવું, નહિ તો બધી વાત જણાઈ જશે અને મારી મિટ્ટી પલીદ થશે. આજે જો અહીંથી કોઈના જાણવામાં ન આવે તેવી રીતે સહી-સલામત ઘેર પહોંચી જાઉં, તો જાણે જગ જીતી ને ગંગા ન્હાઇ!” હું આવી રીતે વિચાર કરતી હતી ત્યારે ઈશ્વર આજે ને આજે જ મારા દુષ્કર્મને પ્રકાશમાં લાવવાની બધી તૈયારી કરીને બેઠો હતો; છતાં એની કોઇને કલ્પના માત્ર પણ નહોતી. ચાકરડીને ઘરમાં કાથો ચૂનો થઈ રહેલો હોવાથી તે લેવાને બીજી વાર પાનવાળાની દુકાને જવું પડ્યું, અને તેથી અમારા જવામાં અણધાર્યો કાંઇક વધારે વિલંબ થયો. અંતે તે આવી અને તેણે પાનની બે બીડી બનાવી અમને આપી–અમે માનને મુખમાં પધરાવી ઉઠવાની તૈયારીમાં હતાં, એટલામાં જે ઓરડામાં અમે હતાં તેની ડાબી બાજુના, દીવાનખાનાની પાસેના ઓરડાનાં બારણાં ઉઘડ્યાં અને તેમાંથી એક સ્ત્રી તથા એક પુરુષ અમારી પેઠે જ બહાર નીકળ્યાં. તેમની વચ્ચે નીચે પ્રમાણેની ટુંકી વાતચીત થઈ અને હું વચલા દરવાજા પાસે જ ચટાઇપર બેઠેલી હોવાથી તે બરાબર મારા સાંભળવામાં આવી;–

“કેસર, જો તો ખરી બહારની બેઠકમાં કોઈ બહારનાં માણસ તો નથી ને?” પુરુષે કહ્યું.

“હોય તોય શું થયું? અહીં આવનારાં બધાંય આપણા જેવાં જ હોવાનાં, એટલે તેમનાથી ડરવાનું કાંઇ પણ કારણ નથી. જો એમ ઘડીઘડીમાં ડરી જઇએ, તો તે પછી કાંઇ પણ ન બને. એ તો થોડી ઘણી બેપરવાઇ રાખવી જ જોઇએ. ચાલો–તમે તમારે ઊતરી જાઓ, એટલે પછી હું મારે ચાલી જઇશ. પાછા ક્યારે મળશો?” સ્ત્રીએ કહ્યું.

“બે ત્રણ દિવસ પછી હું તને સંદેશો મોકલીશ. લે આ પૈસા ઘરવાળીને આપજે;” એમ કહીને તે પુરુષે સ્ત્રીના હાથમાં પૈસા આપ્યા, અને તેનો અવાજ આવવાથી એક રૂપિયા કરતાં તે વધારે રકમ હોવી જોઇએ, તેવું અનુમાન કરી શકાયું.

તત્કાલ તે પુરુષ માથાપર પછેડી ઓઢી મોઢું છૂપાવી સ્મશાનિયાના અવતારમાં બહાર નીકળ્યો અને ઝટપટ દાદરાપરથી નીચે ઉતરી ગયો. તે હિંદુ તો હતો જ, એમ તેના ધોતિયા અને અંગરખાથી જણાયું, પણ તેણે મોઢું સંતાડેલું હોવાથી તેની સૂરત જોવામાં ન આવી. તેની અને તેની માશૂકની જે વાતચીત ચાલી હતી, તેમાં તેણે કેસર નામનો ઉચ્ચાર કરવાથી અને તે સ્ત્રીનો અવાજ કાંઇક મારા પરિચયનો જણાયાથી હું મારા મનમાં કાંઇક ગભરાવા લાગી. “એ મારી મા તો નહિ હોય?” એવો મારા મનમાં સંશય ઉત્પન્ન થયો. મેં જાલિમસિંહને કહ્યું કે;–“ઘણું મોડું થયું છે, માટે હવે ચાલો. વાતો કરવી હોય તો બીજી વાર એકલા આવજો.”

"ના, બ્હેન, આમને એકલા ન મોકલતાં, તમે પણ સાથે આવજો." રહમતબાઇએ મને ભલામણ કરી અને મારી સાથે ઠઠ્ઠા મશ્કરીનો નવો સંબંધ બાંધ્યો.

હજી બોલવામાં હું એટલી બધી છૂટી થઈ નહોતી કે એક ઉતરેલી અને વંઠેલી કુટ્ટિનીની આવી મશ્કરીનો દાંતતોડ જવાબ આપી શકું; એટલામાટે હું કાંઇ પણ બોલી નહિ: જરાક હસીને જ મેં એ પ્રસંગને ટાળી નાખ્યો અને જવામાટે ઉઠીને ઊભી થઈ ગઈ. દારૂમાં એક એવી અસર હોય છે કે, કેટલાકોને દારૂ-ખાસ કરીને વિલાયતી દારૂ-પીધા પછી પાણીની ઘણી જ તરસ લાગે છે અને ઘડી ઘડી તાળવું અને ગળું સૂકાયા કરે છે. એ જ વખતે મને પણ અચાનક તરસ લાગી અને પાણી પીવામાટે મેં મારા ઓરડામાં જવાનો વિચાર કર્યો. પણ એ પાણીની તરસે તો મારો ઘાણ કાઢી નાખ્યો. જે બાબતને હું છૂપાવવા માગતી હતી, તે એવી ખરાબ રીતે ખુલ્લી થઇ ગઈ કે ભગવાન્ બચાવે! મારા મનમાં જે સંશય ઉત્પન્ન થયો હતો તે ખરો પડયો. અંદરની ચાલમાં જવામાટે મેં જેવો દરવાજામાં પગ મૂકયો અને ત્યાં જે દેખાવ મારા જોવામાં આવ્યો, તેથી મારી તરસ જ્યાંની ત્યાં જ છૂપાઈ ગઇ, અને હું પત્થરની એક પૂતળી પ્રમાણે દિગ્મૂઢ થઇને ત્યાં જ સ્તંભી ગઈ!

અહીં કોઇ પ્રશ્ન કરશે કે, શું કોઈ ભૂત, ખવીસ, પલીત, ડાકણ કે ચુડેલનાં દર્શન થયાં કે જેથી તમારી આવી અવસ્થા થઈ ગઈ? તો એના જવાબમાં હું જણાવીશ કે, તે અન્ય કોઇ નહિ, પણ જીવતી ડાકણ મારી માતા જ હતી, અને તેને જોઇને જ હું આવી દિગ્મૂઢ બની ગઇ હતી! અમારો બે ચાર પળ જેટલો સમય તો એક બીજાને આશ્ચર્યથી તાકીને જોવામાં વીતી ગયો. ત્યાર પછી મારી માતાએ ગંભીર સ્વરથી મને ઉદ્દેશીને કહ્યું કે;-"ચંપા! તું અહીં ક્યાંથી? અહીં શામાટે આવી, અને અહીં તને લાવનાર કોણ છે?"

જે વેળાયે એક માણસનો ગુપ્ત ભેદ પ્રકાશમાં આવી જાય છે, એટલે પછી તે નફ્ટ અને બેશરમ બની જીવપર ખેલવાને તૈયાર થાય છે, એ નિયમ મારા સબંધમાં પણ સત્ય જ સિદ્ધ થયો. જેનાથી હું ડરતી હતી, તે જ વાત સામી આવીને ઉભી રહી, એટલે હું તદ્દન બેપરવા બની ગઈ અને બોલી કે;-"મા! હું અહીં ક્યાંથી, એ સવાલ નકામો છે; તું કેમ આવી છે?"

આ અમારા સવાલ જવાબ જાલિમસિંહે સાંભળેલા હોવા જ જોઇએ; કારણ કે, હું અને મારી માતા બંને જ્યારે બહારના દીવાનખાનામાં આવી, ત્યારે તે ત્યાંથી કયારનોય પલાયન કરી ગયો હતો. મારી માતાએ રહમતને પૂછતાં તેણે જણાવ્યું કે;-"એ તો તારો અવાજ ઓળખતાં જ દુમ દબાવીને નહાસી ગયો, તે હવે આવશે. કેસર! આ તારી દીકરી કે! દીકરી છે તો નામ રાખે તેવી જ!"

મારી માતાના તનમનમાં રહમતની આ ટકોરથી આગ લાગી ગઈ; છતાં પોતાની તે આગને મનમાં જ દબાવીને તેણે મને કહ્યું કે;-"ચાલ, ચંપા, આગળ થા!"

"કેસર, ઘેર જઇને છોકરીને કાંઇ મારકૂટ ન કરીશ. સમજી? તું ડાહી છે, એટલે વધારે શિખામણ આપવી પડે તેમ નથી. હવે એને વહેલી પરણાવી દે. હું કોઇને આ વાત જણાવવાની નથી." રહમતે બળતાપર ડહામનો હિસાબ કરી બતાવ્યો.

મારી માતા વધારે કાંઈ પણ સવાલ જવાબમાં ઊતર્યા વિના મને સાથે લઈને ઘરતરફ જવાને ચાલતી થઈ. મારા મનમાં મોટી ધાસ્તી હતી કે, ઘેર જવા પછી મારી માતા કોણ જાણે મારાપર શોયે જુલ્મ વીતાડશે; પણ મારી એ ધારણા સદંતર ખોટી પડી; કારણ કે, જુલ્મ વીતાડવાની કે મારકૂટ કરવાની વાત તો દૂર રહી, પણ મારી માતાએ એ વિશે પોતાના મોઢામાંથી એક શબ્દ પણ કાઢ્યો નહિ કે મારું કોઈ રીતે અપમાન પણ કર્યું નહિ. એકવાર તેના ભયથી હું જેવી આશ્ચર્યચકિત થઈ હતી, તેવી જ હવે તેની આ સહનશીલતાથી આશ્ચર્યચકિત થવા લાગી. એ ભયંકર તોફાન પહેલાંની શાંતિ સમાન શાંતિ તો નહિ હોય, એવી મારા મનમાં વારંવાર શંકા થવા લાગી. એ દિવસ પછી જે એક વિશેષ ઘટના થઈ તે માત્ર એટલી જ કે, જાલિમસિંહ તે દિવસથી અમારે ત્યાં આવતો બિલકુલ બંધ થઈ ગયો.

મારી માતા જાણે કાંઈ બન્યું જ ન હોય, તે પ્રમાણે મારી સાથે આગળની પેઠે જ હેત અને મમતાથી વર્ત્યા કરતી હતી; છતા તેના મનમાં એક પ્રકારના ગુપ્ત કોપનો અગ્નિ તો દિવસ અને રાત પ્રજ્વ્યાં જ કરતો હતો, એમ કેટલીકવાર તેના મનોગત ઉદ્ગાર અથવા બબડાટથી મારા જાણવામાં આવી ગયું. તેનો કોપ મારાપર નહિ, પણ જાલિમપર હતો. માત્ર મારી માતાએ એકવાર મને સારી વર્તણુક રાખવાની સાધારણ સૂચના આપી દીધી હતી, અને મેં તેવી રીતે વર્તવાનું મારી માતાને વચન પણ આપ્યું હતું, તેથી તે એ વાતે નિશ્ચિન્ત હતી. જોતજોતામાં છ માસ વીતી ગયા અને એટલો સમય જાલિમસિંહ ક્યાંય મારા જોવામાં ન આવ્યો. એક દિવસ મારી માના હાથ ચોખ્ખા ન હોવાથી હું બજારમાં શાકભાજી લેવાને ગઇ. ત્યાં અચાનક એક મોદીની દુકાને મને તે બેઠેલો દેખાયો. તેની સાથે વાત કરવાની મારી આતુરતાને લીધે મારી માતાને આપેલા વચનને પણ હું ભૂલી ગઈ! તેણે મને જોયેલી ન હોવાથી મેં જ દુકાન પાસે જઇને ધીમા સ્વરથી તેને પૂછ્યુ કે, "કેમ જાલિમસિંહ, આટલો સમય ક્યાં હતા?" બજારમાં સો આવે ને સો જાય, એટલે મારી સાથે ત્યાં જ વાત કરવાનું વ્યાજબી ન લાગવાથી તેણે મને દુકાનની પાછલી બાજૂએ આવવાનું કહ્યું. ત્યાં માત્ર દાણાની ગૂણો જ હતી, બીજું કોઈ માણસ ન હોતું. એક ગૂણીપર તે બેઠો અને બીજી ગૂણપર હું બેઠી. બેઠા પછી તેણે મારા સવાલના જવાબમાં જણાવ્યું કે;—"ચંપા, તારી માતાના ભયથી તારે ઘેર આવવાનું મારાથી બની શકે તેમ નથી. જ્યાં સુધી તારી માતા જીવતી છે, ત્યાં સુધી એ આશાને તારે છોડી જ દેવી."

"મારી માતાથી તમે આટલા બધા ડરો છો, એ જોઇને મને તો ઘણી જ અજાયબી થાય છે. તે તો બિચારી કોઈ દિવસ કાંઈ પણ બોલતી નથી; તો પછી તેનો તમે આટલો ભય શામાટે રાખો છો?" મેં ઉદ્ગાર કાઢ્યા.

"ચંપા, તું હજી નાદાન છોકરી છે, ભોળી છે એટલે આ મૌનના ભેદને ન સમજી શકે, એમાં કાંઈ નવાઈ નથી. હવે હું તારે ઘેર આવું, તો મારી ખાત્રી છે કે તારી મા મને આવતો અટકાવે તેમ પણ નથી અને મને કાંઈ સારુ માઠુ સંભળાવે તેમ પણ નથી. પણ એથી તારે એમ સમજવાનું નથી કે, તે પોતાના મનમાંના ડંખને ભૂલી ગઈ છે અને હવે તેના મનમાં કાંઈ ક્લેશ છે જ નહિ. એ તો મોઢેથી મીઠું મીઠુ બોલી, જે દિવસે લાગ આવે તે દિવસે ટાઢા પાણીએ ખસ કાઢી નાખવાનો હુન્નર બતાવીને,

આંખના એક પલકારા જેટલા વખતમાં મારું કાટકું કાઢી નાંખે, એમાં તારે જરા પણ સંશય ધારવો નહિ. વળી તારી માતા તો પોતાનો આખો જન્મારો રાજપ્રપંચના ભયંકર વાતાવરણમાં વીતાડી ચૂકી છે, એટલે તેના મનને તો એક કૂતરાને મારી નાખવો અને એક માણસનો જીવ લેવો, એ બન્ને બરાબર છે. જનાનખાનામાં વસેલી ખવાસણો એવાં એવાં કાતિલ ઝેરોનું જ્ઞાન ધરાવે છે કે, જેના યોગે માણસ પળ માત્રમાં મરી જાય છે અને અમુક સમય જતાં તે ઝેરનાં કશાં ચિહ્નો પણ તે મરી ગયેલા માણસના શરીરમાં અવશિષ્ટ રહેતા નથી. એ તો તું એની પુત્રી છો, નહિ તો તને મારી નાખતાં પણ તારી માં વાર ન કરે, સમજી? આજ સૂધીમાં તારી ચુડેલ માએ મારા જેવા ત્રણ ચાર મર્દોના એવી જ નિર્દયતાથી ભોગ લીધા છે અને તેમાંનાં એકનો ભોગ લેવાના કાર્યમાં તો હું પણ તેની સાથે સામેલ હતો; એટલામાટે મારા મનમાં ભય થાય એ સ્વાભાવિક છે. પોતાનો જીવ બધાને વ્હાલો હોય છે; જાણી જોઇને તે બળતી આગમાં કોણ ધસે અને દીવો લઇને છતી આંખે ઉંડા કૂવામાં ભૂસકો કોણ મારે?" જાલિમસિંહે ભયના યથાર્થ કારણને વ્યક્ત કરી બતાવ્યું.

હું અત્યાર સૂધી મારી માતાને ઉતરેલી માનતી હતી, પરંતુ તે આવી ડંખીલી અને ખૂની પણ હશે, એની તો મને સ્વપ્નમાંય કલ્પના નહોતી. તેના આ ગુણને જાણીને તો વળી મારા હૃદયમાં એક નવીન ભયનો ઉદય થયો અને મારી માતાથી હું આગળ કરતાં પણ વધારે ડરવા લાગી. લગભગ અડધો કલાક મેં બેઠાં બેઠાં વાત કરવામાં વીતાવ્યો; પણ શાકભાજી લેવા નીકળેલી હોવાથી હદ કરતાં વધારે વિલંબ લાગતાં મારી માતાના મનમાં શંકા ઉત્પન્ન થવાનો સંભવ હોવાથી મેં તરત ઘેર જવાનું વ્યાજબી ધાર્યું. આ બનાવને પણ બે ત્રણ માસ વીતી ગયા અને તેટલા સમયમાં જાલિમ સાથે રસ્તામાં આવતાં જતાં બેચારવાર આંખમેળો થયો હતો, પણ તે દિવસની પેઠે વાતચીત કરવાનો અવસર મળી શકયો ન હોતો.

વૈદ્યકશાસ્ત્રના નિયમ પ્રમાણે એક કન્યાનું પ્રથમવાર રજસ્વલા થવું, તે તેની કન્યાસ્થિતિમાંથી સ્ત્રીની સ્થિતિમાંનાં પ્રવેશનું પ્રથમ ચિહ્ન કિંવા વયમાં આવવાનું સૂચક લક્ષણ મનાય છે. સાધારણતઃ પ્રથમ રજોદર્શન કન્યાને પંદર વર્ષની અવસ્થામાં પ્રાપ્ત થાય છે; છતાં એ કાંઈ અબાધ્ય નિયમ તો નથી જ. જેમ વાતાવરણ અધિક ઉષ્ણ હોય, તેમ ત્યાંની કન્યાઓ વહેલી રજસ્વલા થાય છે, તેમ જ એનો આધાર કેટલેક અંશે અમુક જાતિની પ્રકૃતિની ઉષ્ણતા કે શીતલતાપર પણ રહેલો હોય છે. અમુક વિશિષ્ટ જાતિમાંની મુખ્યતઃ યહુદી જાતિની કન્યાઓ લોકો ગમે તેવા વાતાવરણમાં વસતી હોય, છતાં તેમના પ્રાકૃતિક ગુણના પ્રભાવથી અન્ય જાતિની કન્યાઓ કરતાં બહુ જ વહેલી રજસ્વલા થાય છે અને નારીધર્મમાં આવી જાય છે. વળી જે કન્યાઓને ઉષ્ણ અને પુષ્ટિકારક ખાનપાન મળી શકતાં હોય, તેઓ સાધારણ ખોરાકથી પોષાયલી દીન કન્યાઓ સાથે સરખાવતાં બહુ જ સત્વર રજોદર્શન મેળવે છે.* રજોદર્શનના આગમન સાથે જ સ્ત્રીના શરીરની વૃદ્ધિ થવા માંડે છે અને સ્ત્રી તથા પુરુષના શરીરની જે દૃશ્ય ભિન્નતાઓ છે, તે બહુધા આ પ્રસંગે જ સ્પષ્ટ અસ્તિત્વમાં આવીને દૃષ્ટિગોચર થાય છે.

મારું વય અત્યારે લગભગ તેર વર્ષનું થઈ ગયું હતું; એટલે મારું શરીર બળવાન, પુષ્ટ અને પુષ્ટિકારક ખોરાકથી પોષાયલું હોવાથી જો તેરમે વર્ષે જ મને સ્ત્રીધર્મની પ્રાપ્તિ થાય, તો તેમાં અસ્વાભાવિક જેવું કાંઈ પણ નહોતું. એથી મારા કન્યાકાળનો હવે પ્રકટતાથી અંત આવી ગયો; અને એ કારણને આગળ કરી મારી માતાએ મારી સાસૂને લગ્નનો દૃઢતાથી આગ્રહ કર્યો, કારણ કે, રજ-સ્વલા થવા પછી પુત્રીને કુમારિકાવસ્થામાં પોતાના ગૃહમાં રાખવી, તે અયોગ્ય મનાય છે,' અને એ વત્તમાં નિઃસંશય એક બહુ જ ઉત્તમ રહસ્ય સમાયલું છે, પણ તે કોના માટે? કુલીનકાન્તાઓ માટે, નહિ કે મારા જેવીઓ માટે!!

એ વેળાએ મારી સાસૂ પણ માની ગઈ અને બન્ને પક્ષ તરફથી ધામધૂમ સાથે લગ્નની તૈયારીઓ થવા માંડી. ખવાસ જાતિએ બહુધા રાજપૂતોની લગ્ન-પદ્ધતિને સ્વીકારેલી છે, એટલે તે પદ્ધતિ પ્રમાણે મારી સાસૂ વાલીબાઇના દેવલા સાથે મારો લગ્નસંબંધ થઈ ગયો! એ લગ્નપ્રસંગે મારી માતા અને મારી સાસૂએ પૈસા ઉડાવવામાં, જાન જમાડવામાં અને અમારા જાતભાઈ તથા અમારી જાતબાઇઓને વિલાયતી પાર્ટીઓ–મેજબાનીઓ–આપવામાં કશી પણ મણા રાખેલી ન હોવાથી, આખા જામનગરમાં જ્યાં જુઓ અને જ્યાં સાંભળો ત્યાં તેમની વાહવાહ અને પ્રશંસા જ સંભળાતી હતી. ઉપર જણાવ્યા પ્રમાણે હું સ્ત્રીધર્મમાં આવી ગયેલી હોવાથી પરણ્યા પછી તરત જ મને સાસરે વળાવવામાં આવી અને કોઈ પણ પ્રકારના પ્રત્યવાય વિના હું મને નવા મળેલા પત્નીપદને દક્ષતાથી ચલાવવા લાગી. મારી ગૃહકાર્યકુશળતા અને બીજી રીતભાતને જોઇને મારી સાસૂ પણ એવી દંગ થઈ ગઈ કે, મારા જેવી કન્યાને જન્મ આપવામાટે મારી માતાની તે વારંવાર સ્તુતિ કરવા લાગી.

હું નવોઢા હોવાથી અને મારી સાસૂ મારી માતાની બાલમૈત્રિણી હોવાથી સાસરિયાંમાં મને કોઈ પણ પ્રકારનું દુઃખ નહોતું; અને તેનું બીજું કારણ એ પણ હતું કે, જેમ મારી માતા પૈસેટકે સુખી હતી, તે જ પ્રમાણે મારી સાસૂ પણ માલદાર હતી. પિયરિયાં અને સાસરિયાંએ કરેલાં મારાં ઘરેણાં અને વસ્ત્રોનો મારી પાસે એટલો મોટો જથ્થો હતો કે, તેની વધારે ઇચ્છા રાખવાનો અવ-કાશ જ રહ્યો નહોતો. હું ઘણીકવાર સવારમાં દશ વાગે જમી સાસરેથી મારી માતાને ત્યાં જતી અને બાકીનો દિવસ ત્યાં વીતાડી સાંઝે ત્યાંથી જમીખાઈ રાતે પાછી સાસરે આવતી હતી. પરણ્યા પછી મારી માતાએ મારાપરની પોતાની દેખરેખ ઓછી કરી નાખી હતી. હિંદુઓમાં એક એવી માન્યતા થઈ ગઈ છે કે, છોકરીને પરણાવી એટલે પછી તે વિશેના બધા ભયથી માબાપ મુક્ત થયાં, અને એ માન્યતાની કેટલેક અંશે મારી માતા પણ એક ઉપાસક હતી. આવી રીતે માનપાન, વસ્ત્રાલંકાર, ધનવૈભવ અને સર્વથી દુર્લભ્ય સ્વતંત્રતા આદિ સર્વ પદા-ર્થોની વિપુલતા હોવા છતાં જો કોઈ મને એમ પૂછે કે, તારો સંસાર અંદરથી પણ આવો જ ચળકતો અને સુખકારક હતો ખરો કે? તો મારું એ જ ઉત્તર તેને મળવાનું કે, કદાપિ નહિ. એનું કારણ શું? કારણ એ જ કે, મારા સમવયસ્ક-પણ માસ ન્હાના–પતિને પ્રેમ શો પદાર્થ છે અને પરણ્યા પછી પોતાની સ્ત્રી સાથે સ્વામીએ કેવા પ્રકારનું વર્તન રાખવું જોઇએ, એની લેશ માત્ર પણ કલ્પના નહોતી. મારો પતિ એક માવડિયો છોકરો હતો. હજી મારી સાસૂ તેને પોતાના હાથે દીલ

ચોળીને નવડાવતી અને માથામાં તેલ તથા આંખમાં કાજળ નાખતી હતી. સા સારાં ભપકાદાર કપડાં પહેરી ફળિયાના બીજા ન્હાના છોકરાઓ સાથે ગિલ્લી દંડાની રમત કરવી અને રોજ એક બે કજિયા વોરી લાવવા-ઘણીકવાર પોતે માર ખાઇ રોતી સૂરત લઈ ઘેર આવવું, એ જ તેનો રોજનો ધંધો હતો. ભણવા નામનું તો તેના દફતરમાં મીંડું જ હતું, અને તેથી શરીરે પુષ્ટ હોવા છ બુદ્ધિમાં તે બિલકુલ કૃશ-બીજો રાભો જ-હતો. એક સ્વચ્છંદ અને વળી માલદ માતાનો એકનો એક પુત્ર શરીરે પુષ્ટ હોય, એમાં કાંઇ નવાઈ જેવું નથી; કારણ કે,

"રાનીકો ચાર મંજાર મિઠાઈ કો,
ઘેરેકી ભેંસ ચરે મન ફૂતા;
બાનિયા બામ રુ ગૌવન સાંઢ,
બજારકી ઘૂંસ રુ ફૂલર સૂતા;
રાંડકો પૂત સોદાઈ કો ઘોડો,
છેલકી કુટ્ટિની રાજકો દૂતા;
યે કબ હું નહિ દૂબરે હોત,
રસોઈકો વિપ્ર કસાઇકા કૂતા!"

એટલે કે, રાણીનો ચાર, કંદોઇનો બિલાડો, જેને મન માન્યો ચારો મળે હોય એવી ભેંસ, વાણિયાની વામા એટલે કે શેઠાણી, ગાયનો સાંઢ, બજારમાં ઘૂસ, ફૂલડ ઔરીનું કાંતેલું સતર, વેશ્યાનો છોકરો, સોદાગરીનો ઘોડો, રંગીલ પુરુષની કુટ્ટિની, રાજાનો દૂત, રસોઈ કરનારો બ્રાહ્મણ અને કસાઇનો કૂતરો એ લામાંનું કોઈ પણ શરીરે કદાપિ દુર્બળ હોતું જ નથી; કારણ કે, એ સર્વને ખા યાન યથેચ્છ મળે છે અને મહેનતના નામનું મીંડું હોય છે અથવા કાંઈ પારકે હોય તો તે નામ માત્રનો જ હોય છે.

હું એક પત્ની તરીકેના વ્યવહારમા સર્વ પ્રકારે દક્ષ અને અનુભવી હત મારા હૃદયમાં સંસારસુખવિલાસની લાલસા પ્રબળ હતી, અને મારો પતિ પોતા બાળચેષ્ટામાં જ માત્ર પ્રવીણ હતો. મારા લગ્નને લગભગ એક વર્ષનો અવાધ થ છતાં તેટલા સમયમાં એકવાર પણ તેણે મને પ્રેમદૃષ્ટિથી જોઈ હોય કે એકવ પણ પ્રેમદર્શક સંબોધનથી બોલાવી હોય, એનું મને સ્મરણ નથી. કોઇવા એકાંતમાં તેને બોલાવવાનો કિંવા સ્પર્શ કરવાનો, હું મારી લજ્જાને ત્યાગી, યત્ન કરતી હતી, તો પણ તે દૂર ખસી જતો હતો અને જાણે તેના શરીરને કો ભૂતના હસ્તનો સ્પર્શ થતો હોય ને તેવી ભયદર્શક ચેષ્ટાઓ કરવા મંડી જતે હતો! હું શર્માઇ મનમાં જ બળી જળીને બેસી રહેતી અને સૌભાગ્યવતી હો છતાં વિધવાનો અવતાર ભોગવતી હતી. પરણ્યા પછીના સંસારસુખની મા સર્વ આશાઓ ધૂળમાં મળી ગઈ અને તેના સ્થાને ભયાનક નિરાશા જ મા સન્મુખ ભયંકર મુખ વિકાસીને ઉભી રહી. એ નિરાશા જ અંતે મારી ભયાન અધોગતિનું કારણ થઈ પડી. મારા મુખમાંથી ઘણીકવાર એકાંત પ્રસંગે આ ઉદ્ગારો નીકળી જતા હતા:-

"લોગ કહતે હયેં કે અહલેજર નહીં તો કુછ નહીં,
જર હુવા પયદા તો સમઝો ઘર નહીં તો કુછ નહીં;

મુઝકો સબ હાસિલ હય લેકિન હય કમી એક બાતકી;
જર ભી હૈય ઔર ઘર ભી હય દિલબર નહી તો કુછ નહીં!'

ધીમે ધીમે હું મારા મનમાં બહુ જ અકળાવા અને મુંઝાવા લાગી. મારાં સાસરિયાંના ઘરથી પિયરિયામાં જતાં માર્ગમાં ઘણીકવાર મને જાલિમસિંહ મળી જતો હતો, પણ હું તેની સાથે પરણ્યા પછી વધારે વાતચીત કરતી નહોતી; અને જો મને પતિના યથાર્થ સુખની પ્રાપ્તિ થઈ હોત, તો કદાચિત્ મારું એક-વાર ભ્રષ્ટ થયેલું જીવન સુધરી જવાનો પણ સંભવ હતો. પરંતુ અફસોસ કે તેમ ન થયું. અને હું પાછી ભ્રષ્ટતાના ઊંડા ખાડામાં ગબડી ગઈ. ધર્મનું એક પગથિયું ચૂકેલી હોવાથી પુનઃ તેનાપર ચઢવામાટેનું મારું મનોબળ નષ્ટ થયું હતું અને તેના પરિણામે મારું શરીર પણ કૃશ થતું જતું હતું. એક દિવસ પાછી હું બજારમાં શાક લેવા ગઈ. ત્યાં આગળ જણાવેલી દુકાને જ જાલિમ બેઠો હતો. મોદી અંદર અનાજ જોખતો હતો; એટલે દુકાન પાસેથી નીકળતાં તેણે મને ઉભી રાખી મંગળાચરણમાં ધીમેથી એ જ પ્રશ્ન કર્યો;–"ચંપા, તારું શરીર આટલું બધું નંખાયલું અને નિસ્તેજ કેમ થઈ ગયું છે? કાંઈ રોગ બોગ તો નથી?"

"હા છે–ભયંકર રોગ છે અને તેનું નામ પ્રેમ છે!" મેં નિઃશ્વાસ નાખીને ઉત્તર આપ્યું.

"એટલે?" તેણે પાછો સવાલ કર્યો.

"મારી કથા લાંબી હોવાથી અહીં માર્ગમાં જ વર્ણવી શકાય તેવી નથી; માટે અંદર બેસીએ તો વધારે સારું." મેં જણાવ્યું.

અમો બન્ને આગળની પેઠે જ દુકાનના અંદરના ભાગમાં જઇને બેઠાં. ત્યાં તેણે પાછો પ્રશ્ન કર્યો કે;–"તને એટલું બધું તે શું દુઃખ છે વારુ?"

"અમૂલ્ય હીરો અપરીક્ષક–અરસિક–પુરુષના અધિકારમાં છે. મારો અવતાર અકારો થયો છે.–જીવનરસ પ્રેમરસ વિના ખારો થયો છે." મેં બળતા હૃદયથી જવાબ આપ્યો, અને પછી મારા આંતરિક દુઃખની સર્વ કથા તેને કહી સંભળાવી.

મારી કર્મકથાને સાંભળી લીધા પછી તે બોલ્યો કે;–"ત્યારે હવે તારો શો વિચાર છે?"

"જો મને કોઇ પણ વિચાર સૂઝતો હોત, તો તમારી પાસે હું આ દુઃખડાં રડ-વાને આવત જ શા માટે? હું મારો વિચાર જણાવવાને નહિ, પણ તમારી સલાહ લેવાને જ આવી છું કે હવે મારે શું કરવું?" મેં જરાક મિજાજ ખોઇને કહ્યું.

"એ દુઃખમાંથી છૂટવાનો એક ઉપાય છે, પણ તે કેટલેક અંશે વધારે પડતો હોવાથી મને લાગે છે કે, તારાથી યોજી શકાય તેવો નથી." જાલિમે કહ્યું.

"પ્રથમ ઉપાય બતાવો તો ખરા, પછી તે યોજી શકાશે કે નહિ, એનો વિચાર પાછળથી કરી લઇશું." મેં આતુરતા દર્શાવી.

"તારા સુખમાટે હું મારાથી બની શકે તેટલું આત્મબલિદાન આપવાને તૈયાર છું; પણ આ દુઃખમાંથી છૂટવામાટે ત[illegible] આ જામનગરનો સદાને માટે ત્યાગ કરવો પડશે. તારાથી એ બની શકશે?" તેણે ઉપાયનો પ્રથમ અંશ વ્યક્ત કર્યો.

હું જરાક વિચારમાં પડી ગઇ. થોડી વાર પછી મેં પૂછ્યું કે;–"જો આપણે જામનગરને છોડી ન્હાસી જઇએ, તો જ સુખ મળી શકે?"

નિર્ભય અને નિરંકુશ સુખ તો પરગામમાં જ મળી શકે.'' ઉત્તર મળ્યું. તેણે વળી વધારામાં વિતંડાથી જણાવ્યું કે;—"રુક્મિણી શ્રીકૃષ્ણ સાથે ન્હાસી ગઇ હતી! ઓખા અનિરુદ્ધ સાથે પલાયન કરી ગઇ હતી! સંયુક્તા પૃથ્વીરાજ ચહુઆણ સાથે છ પાંચ અગિયાર ગણી ગઇ હતી! અને રૂપનગરની રાજકુમારી રાણા રાજસિંહ સાથે વંજો આપી ગઈ હતી! એટલે કે, એ બધી કોમલાંગીઓ પોતાના જન્મસ્થાનને છોડી પોતાના માનીતા સાથે બીજે સ્થળે ન્હાસી ગઈ હતી! ખરી વાત આમ છે, પછી તો જેવો તારો વિચાર. આપણે કાંઇ તને કોઈ જાતનો આગ્રહ કરતા નથી. આપણે તો જે ખરી વાત હતી તે જણાવી દીધી; હવે એ પ્રમાણે વર્તવું કે ન વર્તવું, એ તારા હાથમાં છે.''

પોતાની જન્મભૂમિને અને જન્મદાત્રી માતાને એકદમ ત્યાગી જવામાટેની હા પાડી દેવા જેટલી મારી હિંમત ચાલી શકી નહિ, અને એટલામાં કાંઇ કામ માટે મોટી અંદર આવ્યો તેથી મેં કહ્યું કે;—"ઠીક છે, અત્યારે તો વાર થઇ છે એટલે હું જાઉં છું. પાછી મળીશ તે વેળાયે આ બાબતનો બરાબર વિચાર કરીને જવાબ આપીશ. જો એ વિના બીજો કાંઈ ઉપાય હોય, તો તેનો તમે પણ વિચાર કરી રાખજો.''

આજે મને હમેશ કરતાં વધારે વાર થઈ હતી, પણ મારી સાસૂ સવારની ક્યાંક બહાર ગયેલી હોવાથી ઘરમાં મને પૂછનાર કોઈ નહોતું, એટલે કાંઈ પૂછપાછ થઈ નહિ અને હું મારા ઘરકામમાં વળગી ગઈ.

મેં જાલિમસિહને બે ત્રણ દિવસમાં મળવાનો વાયદો કર્યો હતો, પણ વચ્ચે ઘરની કેટલીક એવી અડચણો આવી પડી કે, બરાબર પંદર વીસ દિવસ થઇ જવા છતાં પણ મારાથી મળી શકાયું નહિ. એ અવધિમાં અમારા જામનગરમાં એક નાટક મંડળી આવી લાગી અને તેણે જામનગરમાં પાકી બાંધેલી નાટકશાળાને અભાવ હોવાથી એક કામચલાઉ કાચો માંડવો બાંધીને તેમાં પોતાનાં નાટકો ભજવવાની શરુઆત કરી. એક દિવસ મારી સાસૂ, મારી માતા, મારો અરસિક પતિ અને હું ચારે જણ નાટક જોવાને ગયાં.

નાટક જો કે ગુજરાતી હતું, પણ શેક્સપીયરના 'મર્ચેન્ટ ઓફ વેનિસ' નામના અંગ્રેજી નાટકના આધારે ગુજરાતીમાં લખાયું હતું. એ નાટકમાં યહુદી શાયલોકની જવાન છોકરી બાપના ઘરમાંથી નીકળી એક ખ્રીસ્તી યુવક સાથે પલાયન કરી જાય છે. તેના બાપનો તેને આ ક્રિશ્ચિયન જવાન સાથે પરણાવવાનો વિચાર નહોતો, તેથી દીકરીએ પોતાની ઇચ્છાનુસાર માર્ગ લઈ લીધો હતો. એ પછી મારા મનમાં એવું ભૂત ભરાઈ ગયું કે, કોઇ પણ તરુણ સ્ત્રીને પોતાના પ્રેમને ખાતર પોતાનાં માતા કે પિતાના ગૃહમાંથી ગમે ત્યારે પલાયન કરી જવાનો અધિકાર છે, પૂર્વે કેટલીક કામિનીઓ જ્યારે એ માર્ગમાં પ્રવાસ કરી ચૂકી છે ત્યારે તેમને અનુસરવામાં શી હાનિ છે?

એ નાટક જોઈ આવ્યા પછી બે ત્રણ દિવસ મેં જાલિમસિહની તપાસ કરી, પણ તે મળ્યો જ નહિ. ફક્કડ ભાઈઓનું શું ઠેકાણું? છેવટે આઠેક દિવસ પછી તેનો મેળાપ થયો અને તે વેળાયે મેં તેને જણાવ્યું કે, "જો મને મારી ઈચ્છા પ્રમાણે છૂટી મળી શકતી હોય, તો હું ગમે ત્યાં પલાયન કરી જવાને તૈયાર છું. એ વિશે હવે મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે. મારાથી હવે આમ અહીં દિવસો કાઢી શકાતા નથી. દેશ ચોરી ને પરદેશ ભિક્ષા!''

"શાબાશ રે ચંપા, શાબાશ! મોડી મોડી પણ આ નિશ્ચયપર આવી ખરી. ચાલ. હવે મને જરૂર તારી સેવા કરવાનો અવસર મળશે!" જાલિમ ખુશ થતો બોલ્યો.

"જાલિમસિંહ, તમે ધન વગર મારી સેવા કેવી રીતે કરશો, એ હું સમજી શકતી નથી. કસાઇના ઘરમાં બકરાંની જેટલી સલામતી, તેટલી જ જુગારી અને દારૂડિયાના ખીસામાં પૈસાની સલામતી હોય છે. એ તો વાસી વધે ત્યારે કૂતરું ખાયને; એ બધી ડંફાસ રહેવા દ્યો અને જેટલું બની શકે તેટલું જ કહી બતાવો." મેં બરાબર વખત જાણીને ટકોર કરી લીધી.

મારાં આ વાકયો સાંભળી તે કાંઇક ઝંખવાણો પડી ગયો, છતાં હિંમત અથવા નિર્લજ્જતા બતાવીને કહેવા લાગ્યો:—"એ તો ખોવાનુંયે નહિ ને કમાવાનુંયે નહિ, એવો મામલો હોવાથી આવા બેપરવા થઇને હરાયા ઢોર પેઠે ફરીએ છીએ; પણ પરદેશમાં પોતાની મેળે જ શુદ્ધિ આવી જશે અને તે આ બધાં ફેનફિતુરને એકદમ ભૂલાવી નાખશે! અમારો તો જેવો વખત તેવો સગ!"

જાલિમસિંહના વાક્ચાતુર્યમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહે અને તેના બોલવાનું નીતિના પગથિયાને ચૂકી ગયેલી મારા જેવી મેનાના હૃદયમાં તેના ધારવા પ્રમાણેનું પરિણામ તત્કાળ ન થાય, તો તો પછી તે કાળમુખાનો ઉસ્તાદ કાચો જ કહેવાય. અને તેનાં એ વચનો અક્ષરે અક્ષર સત્ય ભાસ્યાં, અને તેના બોલવામાં મારો થોડો ઘણો વિશ્વાસ પણ બંધાયો. "ત્યારે આપણે અહીંથી ઉપડવું ક્યારે અને અહીંથી ઉપડીને જવું કયાં?" મેં સવાલ કર્યો.

એના જવાબમાં તેણે જણાવ્યું કે:—"જ્યાંસુધી તારી માતા અને સાસૂ તને અહીં મૂકીને થોડાક દિવસનેમાટે ક્યાંક બીજે ગામ જાય નહિ, ત્યાંસુધી આપણને પલાયન કરવાનો લાગ મળવો મુશ્કેલ છે. જો તેઓ અહીં હોય અને આપણે નાસી જઇએ તો આજે રેલવે અને તારની ઘણી જ સારી સગવડ હોવાથી તેમ જ બન્ને પાસે પૈસાની કોથળીઓ પણ ભરેલી હોવાથી તેઓ જોતજોતામાં પોલિસને ખબર આપીને આપણને પકડાવી પાડે, અને તેમ થાય તો પછી આપણી ધોબીના કૂતરા જેવી હાલત થઇ પડે. માટે પહેલાં તો તેમની ગેરહાજરીનો લાભ મળવો જોઇએ."

"પણ ધારો કે તેમની ગેરહાજરીનો લાભ આપણને મળ્યો, તો તે વેળાયે શું કરવું?" મેં પાછો સવાલ રજૂ કર્યો.

"તો એ જ કરવું કે, પોતાથી બને તેટલાં નક્કર સોનાનાં અને મોતીનાં ઘરેણાં તેમ જ કાંઇક રોકડ નાણાંની રકમ સાથે લઇ લેવી અને ઘરને સદાને માટે રામરામ કરી દેવા જામનગરને છોડી પ્રથમ આપણે મુંબઇ સર કરીશું. મુંબઇ દશ લાખ માણસની વસતિવાળી એક અલબેલી નગરી છે. અને ત્યાં એવાં એવાં ઠેકાણાં પડ્યાં છે કે, બારને બાર ચોવીસ વર્ષ સુધી પણ શોધવા છતાં કોઇને પત્તો મળી ન શકે! એકવાર ત્યાં સહી સલામત પહોંચી ગયાં, એટલે પછી આપણને ત્યાં બાર બાદશાહી મળેલી સમજી લેવી." જાલિમસિંહ બોલ્યો.

"તમે ત્યાં બધા ફેનફિતૂરને ભૂલી સારી રીતે કમાણી કરવાનાં છો તો પછી અહીંથી ઘરેણાં ગાઠાં અને પૈસા ટકા સાથે લઇ જવાની શી અગત્ય છે?" મેં પૂછ્યું.

"અરે ભોળી રે ભોળી! આટલુંય નથી સમજતી? તું એતો જાણે જ છે કે, અત્યારે તો આપણે બિલકુલ કડકાબાલૂસ છીએ; અત્યારે કોઈ બાંધી મારે તો પણ આપણી પાસેથી એક ફૂટી બદામ પણ મળી શકે તેમ નથી. એ તો જ્યારે કમાઇશું ત્યારની વાત ત્યારે છે. પ્રથમતો અહીંથી નીકળીશું એટલે મંગળાચરણમાં વાટ ખર્ચીના પૈસા જોઇશે, અને તે પણ આપણે ચોરીછૂપીથી જવાનું હોવાથી કાંઇક વધારે પ્રમાણમાં વપરાશે. મુબઇમાં ઘર રાખીશું તો ઘરનું ભાડું ભરવું પડશે, ખાવા પીવાની ચીજો લેવી પડશે અને એવાં જ બીજા ખર્ચની પણ અગત્ય પડશે. ઘરેણાં ગાંઠાં લેવાનાં છે તે તો તારા શરીરના શૃંગારમાટે જ, એમાં અમારે શા લેવાદેવા? જો ચાર પીતળિયાં હશે ને પહેરીશ તો રાણી જેવી તુ દેખાઇશ, અને તે નહિ હોય તો ભીખારણ જેવી લાગીશ! વળી ચાર ઘરેણા હશે તો કોઈવાર માંદા સાજામાં કામ લાગશે. એ તો જેના હાથમાં તેના મોઢાંમાં! અહીંથી નીકળી ગયા પછી અહીંનો માલ કાંઇ આપણને કામ લાગવાનો નથી." જાલિમસિંહે મારા સંશયનું ટચાકડી બજાવતામાં સમાધાન કરી નાખ્યું.

'ત્યારે એ બધી વ્યવસ્થા હું કરીશ, અને વખત આવે ખબર આપીશ, એટલે તમે પણ પોતાની જે તૈયારી કરવાની હોય તે કરી લેજો!" મેં કહ્યુ.

"આપણે તે વળી શી તૈયારી કરવાની હતી! તારો હુકમ તે જ આપણી તૈયારી! બાવો ઉઠયો અને બગલમાં હાથ! વળી આવા કામમાં તો ઢીલ કરાય જ નહિ. તું માત્ર તારી બરાબર તૈયારી કરી લેજે; આપણે તૈયારી ફક્ત ટાંગાની જ કરવાની છે, તે કરી લઇશું" જાલિમસિંહે જવાબ આપ્યો.

આવી રીતે નાસવામાટેના છૂપા કોલકરાર કરી અમે તે વેળાએ તો એક બીજાથી છૂટાં પડ્યાં; હું મારે ઘેર ગઈ, અને જાલિમ ગામમાં ગમે ત્યાં મરી આવાને ચાલ્યો ગયો. આજે મારી સાસુ ઘરમાં હતી, એટલે તેણે પૂછ્યું કે, "આટલી બધીવાર કેમ થઈ?" મેં જણાવ્યું કે, "રસ્તામાં મારી મા મળી હતી, તે જરા વાતો કરતાં વિલંબ થઇ ગયો." સારું થયું કે, મારી માને મારી સાસૂએ એ વિશે કાંઇ પૂછ્યું નહિ અને તેથી મારું જૂઠાણું પ્રકાશમાં ન આવ્યું!

* * * *

જ્યારે મનુષ્યનું સારું કે નઠારુ થવાનું હોય છે, ત્યારે તેવાં અનુકૂળ કે પ્રતિકૂળ સાધનો પણ તેને તરત આવી મળે છે. જાલિમસિંહ સાથેની મારી છેલ્લી મુલાકાતને વીસપચીસ દિવસનો કાળ વીતી જવા પછી મારી માતા અને સાસુ લગભગ એક મહિનાને માટે બહાર જવાની છે, એવી વાત મારા જાણવામાં આવી. તેઓ આ વેળાએ પોરબંદર જવાનાં હતાં અને તે પણ વળી કોઇ ગુપ્ત રાજકારણમાટે; એટલે કદાચિત્ ત્યાં તેમને મહિના કરતાં પણ વધારે વખત લાગી જાય, એવો પણ સંભવ હતો. બેચાર દિવસમાં તે બન્ને પ્રયાણ કરી ગયાં. મારી સાસૂએ જતી વેળાએ મને ઉપદેશ આપ્યો કે;—"જો ચંપા, આ દેવલો તો ઓલેદોલો છે. એટલે ઘર સંભાળવાનો બધો ભાર તારાપર છે. અમે બનતાં સૂધી તો પંદર દિવસમાં આવીશું, પણ તે વધારે દિવસ લાગે તો ગભરાઇશ નહિ અને કાગળપત્ર લખતી રહેજે. તેમ જ અવારનવાર તારી માના ઘરની પણ

સંભાળ રાખજે." મારી માતાએ પણ એવા જ પ્રકારની ભલામણ કરી, અને તે બન્નેને મેં જણાવ્યું કે;-"ઘરની તમારે કાંઇ પણ ચિન્તા રાખવી નહિ; હું બધું સંભાળી લઇશ !" મને ધન્યવાદ આપી, તેમણે આનંદથી પ્રયાણ કર્યું.

મારી મા અને સાસૂ બે ચાર દિવસમાં પોરબંદર જવાની છે, એમ મેં જાલિમસિંહને જણાવી દીધેલું હોવાથી તેમના જવા પછી બીજે દિવસે જ તે મારે ઘેર આવ્યો. તે આવ્યો તે વેળાએ સમય સાંઝના પાંચ સાડા પાંચ વાગ્યાનો હતો. એ વખતે મારો ધણી દેવલો ગામના તેના જેવા જ નમાલા છોકરાઓ સાથે રમવાને ગામબહારના કોઈ બગીચા કે વાડીમાં ચાલ્યો જતો હતો અને તે રાતે આઠ નવ વાગે આવતો હતો, એની તેને ખબર હતી. હું ચોખા વીણતી બેઠી હતી, એવામાં આવતાંની સાથે જ તેણે હોકારો કર્યો;-"ચંપા! છે તો ખુશીમાંને?"

"તમ દીઠે વિશેષ." મેં કાયદાસરનો વિવેક દર્શાવ્યો.

મારા આગ્રહ કે મારી આજ્ઞા વિના જ જાલિમસિંહે દ્વારમાં પગ મૂકતાં જ કહ્યું:-"હવે બલાઓ ટળી ગઈ છે, તો ઉપાડવાની તૈયારી ક્યારે કરવાની છે? જો ચાલવું હોય તો ઠીક, નહિ તો મને નકામો રખડાવી ન મારતી!"

"કોણ જાણે ક્યાંથી ગર્જતા આવ્યા"તા ને ક્યાં વર્ષી પડ્યા? જરા વિવેકથી તો વાત કરો, આગળ પાછળનો કાંઈ વિચાર તો કરી જુઓ. મારી મા અને સાસૂ તો અહીં નથી અને પંદર વીસ દિવસ સુધી પાછી આવવાની પણ નથી; પણ મારો ધણી તો અહીં મુઓ છે, એટલે એનો શો ઈલાજ કરવો? આપણે આજે અહીંથી ગચ્છંતી કરીએ અને કાલે એ તારથી પોતાની મા અને સાસુને ખબર આપે, તો આપણી શી વલે થાય? આનો પણ કાંઈ ઉપાય થવો જોઇએ, તો જ આપણે સહીસલામત મુંબઇ પહોંચી શકીએ." મેં મારો વાંધો રજૂ કર્યો.

"ઠીક છે, એનો પણ રસ્તો કરી નાખીશું. માત્ર તું તારી તૈયારીમાં રહેજે એટલે થયું. બે દિવસમાં તો ગમે તે ઉપાયે પણ આપણે અહીંથી ઉપાડવાનાં જ." જાલિમસિંહે આશ્વાસન આપ્યું.

બીજે દિવસે બપોરે જમતી વેળાએ મારા ધણી દેવલાએ મને જણાવ્યું કે;-"એ; સાંભળ્યું કે, હું આજે સાંઝે ભૂપસિહ સાથે જોડીએ જવાનો છું; કારણ કે, ત્યાં કેટલીક રમતગમતો થવાની છે; મને આવતાં ચાર પાંચ દિવસ થશે, માટે ઘરની બરાબર સંભાળ રાખજે, નહિ તો આવીને માથું તોડી નાખીશ, સમજી?"

"ભલે પધારો—અહીંની કાંઈ પણ ફિકર રાખવી નહિ!" મેં કહ્યું.

અચાનક એ યોગ કેમ આવ્યો, એ ભેદ પ્રથમ તો મારી કલ્પનામાં ન આવ્યો, પણ પાછળથી જણાયું કે, એ પણ જાલિમની જ એક નવી બાજી હતી.

સાંઝે મારો ધણી જોડીઆ તરફ જવાને સિધાવ્યો અને જાલિમસિંહે આવી કહ્યું કે;-"આવતી કાલે રાતે જ આપણે અહીંથી ઊપડી જવાનું છે. મને ભૂપસિંહ મળ્યો હતો. તેણે જણાવ્યું છે કે દેવલો ચાર પાંચ દિવસ પછી આવવાનો છે, એટલે તે પહેલા તો આપણે મુંબઇમાં જઈને જૂનાં પણ થઈ જઇશું."

અત્યાર સુધી તો ન્હાસી જવાનો મારો દૃઢ વિચાર હતો, પણ જ્યારે જવાનો સમય પાસે આવી લાગ્યો—માત્ર ચોવીસ કલાકનો જ અવકાશ રહ્યો,

ત્યારે મારી માતાના અને મારી જન્મભૂમિના પ્રેમે મારા હૃદયનું કાંઇક આકર્ષણ કર્યું અને મારું મન ઢચું પચું થવા લાગ્યું. પણ ભાવીને ટાળવા કોણ સમર્થ છે? સ્વતંત્રતાને ઇચ્છનાર મનને હું વાળી ન શકી.

જાલિમસિંહની ભંભેરણીને વશ થઈ મનમાં ઘરને ન છોડવાના ગમે તેવા વિચારો આવવા છતાં હું ન્હાસી જવાને તૈયાર થઈ ગઈ. બીજે દિવસે સવારમાં મારી માના ઘરની તીજોરી મેં ખાલી કરી નાખી. તેમાં ઘરેણાંનો અને તેમાં પણ જામનગરની પેદાશનાં સાચાં મોતીનાં ઘરેણાંનો ભાગ વધારે હતો; સોનાં ચાંદીનાં ઘરેણાં ઓછાં હતાં અને રોકડ રકમ ત્રણસેં રૂપિયાની જ હતી. મારી સાસૂની તીજોરીમાંથી પણ ચારસેં રૂપિયા રોકડા અને બાકીના દાગીના જ હતા. શરીરપર પહેરી શકાય તેટલો દાગીનો પહેરીને બાકીનો બધો દાગીનો મેં એક પેટીમાં સારાં કપડાં સાથે ભરી લીધો અને રોકડમાં સાતસેં રૂપિયામાંથી સાડાચારસેંની ગીની હતી તે પાસે રાખી, અઢીસેં રોકડા રૂપિયા ભાર ઓછો કરવા અને મુસાફરી તથા બીજા ખર્ચમાટે જાલિમસિંહને સોંપી દીધા. બસ તૈયારી થઇ ચૂકી રાતે બન્ને ઘરોને તાળાં વાસી મારી સાસૂના ઘરમાંના પાછલા દરવાજેથી હું પેટી લઇને નીકળી ગઈ અને ગામ બહાર સંકેતિક સ્થળે જાલિમે ટાંગો તૈયાર રાખ્યો હતો, તેમાં જઇને બેઠી. જાલીમ પોતાના રોજના પોશાકને તલાકનામું આપી ચોખ્ખો જાંગલો બનીને આવ્યો હતો અને તેથી તેનો દેખાવ એટલો બધો બદલાઈ ગયો હતો કે, એકવાર તો હું પણ તેને જોઇને ભુલાવામાં પડી ગઈ.

ટાંગો જ્યારે ચાલવા લાગ્યો, ત્યારે મેં પૂછ્યું–"પ્રથમ આપણે ક્યાં જવાનું છે અને આપણો પહેલો મુકામ ક્યાં થશે?"

"અહીંથી આપણે ધ્રોળને રસ્તે થઇ રાજકોટ જઇશું અને બે દિવસનો પહેલો મુકામ પણ ત્યાં જ કરીશુ રાજકોટમાં આપણી બધી સગવડ થાય તેમ હોવાથી વાંધો આવે તેમ નથી." જાલિમે જવાબ આપ્યો.

"અને પછી ત્યાંથી?" મેં પૂછ્યું.

"સીધા વેરાવળ જઈ, વેરાવળથી આગબોટમાં બેસી મુંબઈ જઈશુ" ઉત્તર મળ્યું.

એ પછી બીજી આમ તેમની વાતો ચાલી. અમે રાતે ઘેરથી જમ્યા વગર નીકળેલાં હોવાથી અને જાલિમે ખાવાપીવાનો સારો જથ્થો બજારમાંથી ખરીદીને સાથે લીધેલો હોવાથી ધ્રોળને પાદર ટાંગો થોભાવી અમે ઉદરપૂજા કરી લીધી, અને પછી ત્યાંથી અમારી ટાંગાસફર આગળ લંબાવી. ટાંગો જેમ જેમ પંથ કાપતો જતો હતો, તેમ તેમ હું મને પોતાને 'મર્ચન્ટ ઑફ વેનિસ'માંના શાયલોકની પુત્રી જેસેકા ધારવા લાગી! આખી રાતની ટાંગાની મુસાફરી પછી અમે રાજકોટના સીમાડામાં આવ્યાં અને ત્યાં ગામમાં જવાને બદલે જાલિમના ઓળખીતા એક ખેડુતની વાડીમાં જ અમારો ઉતારો કર્યો. જાલિમે ટાંગાવાળાને પણ પાછા જામનગર જવું છે, એવી આશા આપી કાંઇક વધારે પૈસાની લાલચ આપી રોકી રાખ્યો, અને તે એટલામાટે કે, કદાચિત્ જામનગરમાં અમારા ભાગવાની ખબર પડે અને તપાસ ચાલતાં ક્યાંક ટાંગાવાળો અમુક બે માણસને–એક તરુણ સ્ત્રી અને એક અધેડ ભાયડાને–તે રાજકોટ લઇ ગયો હતો એમ બસી

ન દે! રાજકોટમાં કાંઇ જાણવા જેવો બનાવ ન બન્યો અને તે દિવસ, રાત તથ બીજો દિવસ ત્યાં વીતાડી બીજે દિવસે સાંઝની ટ્રેનમાં વેરાવળ જવાનું અમે નક્કી કર્યું. છેવટની ઘડીએ ટાંગાવાળાને ભાડાના ડબલ પૈસા આપી વિદાય કરી દીધો, અને અમે સ્ટેશનપર જવાને વિદાય થયાં. મને બૈરાંનાં ડબ્બામાં બેસાડ જાલિમ જૂદો ભાયડાના ડબ્બામાં બેઠો અને મને ભણાવી દીધું કે;–"જો જામ નગરની કોઇ ઓળખીતી બૈરી મળી જાય અને કાંઇ પૂછગાછ કરે, તો એટલે જ જવાબ આપવો કે, 'મારી મા અને સાસૂ વેરાવળ ગયાં છે, તેમણે મને બોલાવવાથી હું પણ ત્યાં જાઉં છું' એથી વધારે કાંઇ કહેવું નહિ અને ટ્રેનમાં હું તારી સાથે છું, એ પણ કોઇને જણાવવું નહિ."

પણ ટ્રેનમાં તેવું ઓળખીતું કોઇ મળ્યું નહિ અને બીજે દિવસે સવારમાં અમે સુખરૂપ વેરાવળનિવાસી થઇ ગયાં. વેરાવળમાં અમે એક બ્રાહ્મણીઅ વીશીમાં ઉતારો કર્યો, અને અગિયાર વાગતાં સુધીમાં ખાઇ પીને નવરાં થઇ બેઠાં; કારણ કે, ચાર સાડુચાર વાગે આગબોટ ઉપડવાની હોવાથી બે વાગ્યા પહેલાં તો અમારે કાંઠે પહોંચી જવાનું હતું. કાંઠાપર સ્ટીમરની ઑફીસમાંથી જાલિમે સેકન્ડ ક્લાસની બે ટિકિટો ખરીદી લીધી અને સેકન્ડ ક્લાસ પેસેન્જ રોમાટેના ખાસ મછવામાં બેસી અમે સ્ટીમરપર જવાને રવાનાં થયાં. એ વખતે લગભગ ત્રણું વાગ્યાનો અમલ થયો હતો, અને સ્ટીમર કિનારાથી લગભગ અઢી ત્રણ માઇલના અંતરે લંગર કરીને પેસેન્જરોને ઉતારવા તથા લેવામાટે ઉભી હતી બરાબર ચાર વાગે અમે સ્ટીમરપર પહોંચી ગયાં. એ શેપર્ડ કંપનીની મહાનદી નામની વિશાળ બાષ્પનૌકા હતી. તે સમયમાં શેપર્ડ કંપનીની બીજી બધી સ્ટીમરો કરતાં એ સ્ટીમર વિશાળતામાં તેમ જ ચાલવામાં ઘણી જ સારી ગણાતી હતી. મછવાના બે ખારવા અમારો સામાન લઇને આગળ ચાલ્યા અને સ્ટીમરની ઉતારેલી સીડીપર તેમની પાછળ અમે પણ ચઢ્યાં. એ સ્ટીમરમાં સેકન્ડ ક્લાસ એટલે કેબિન નહિ, પણ ઉપર ત્રીજા મજલાપરની સ્ટીમરના પાછલા ભાગમાંની ખુલ્લી કઠેરાબંધ જગ્યા હતી; ત્યાં બે બાજૂએ બે લાઇફબોટો લટકતી હતી અને થર્ડ ક્લાસ કરતાં વિશેષતા એટલી હતી કે, બે ત્રણ બાંકડાએ રાખેલા હતા. એ ત્રીજા મજલાની સીડીપર ચઢી ઉપરના છેક છેલ્લા પગથિયાપર પહોંચતાં એક બેન્ચપર ભૂપસિંહ અને તેની જોડે જ અમારા જામનગરના ગોપાલ સિંહ નામના એક બીજા ખવાસને જોઇને અજાયબીથી હું દંગ થઇ ત્યાં જ સ્તંભી ગઇ, મારા મોઢાપરનું નૂર ઉડી ગયું, અને આગળ વધવાની મારી હિંમત ચાલી ન શકી! સારા ભાગ્યે સેકન્ડ ક્લાસમાં બીજું કોઇ હતું નહિ. ખારવાએ અમારાં સામાન મૂકી પાછા ફર્યા, એટલે સીડી સાંકડી હોવાથી તેમને ઉતરવાની જગ્યા કરી આપવામાટે લાચારીએ મારે ઉપર ચઢવું પડ્યું. એટલામાં જાલિમસિંહ નીચે સ્ટીમરના બબર્ચીને રાતે ખાણું લાવવાનો ઑર્ડર આપવામ રોકાયલો હતો, તે પણ આવી લાગ્યો, અને તેણે મજૂરીના પૈસા આપ ખારવાઓને વિદાય કરી દીધા. નવરાશ મળતાં મને બોલાવવાને બદલે તેણે ભૂપસિંહ અને ગોપાલસિંહને જ ઉદ્દેશી પૂછ્યું કે;—"ઓલ્લો–તમે આવી પહોંચ્ય? પેલો નંદકુમાર ક્યાં છે? તેને તમે ક્યાં છોડ્યો અને સ્ટીમરમાં તમે ક્યાંથી બેઠા?"

"અમે જોડીએથી ઘોડાપર પાછા ફર્યા, રસ્તામાં દેવલાના ઘોડાએ મસ્તી કરી, દેવલો પડ્યો અને તેનું માથુ એક પથ્થર સાથે અફળાયાથી મોટો જખમ થઈ ગયો, એટલે તેને અમે જામનગરની હૉસ્પિટલમાં પહોંચાડી દીધો અને અમે જામનગરથી જ સ્ટીમરમાં બેઠા. દેવલો હૉસ્પિટલમાં છે અને કદાચિત્ ઘા વકર્યો તો રામશરણ પણ થઈ જાય!" ભૂપસિંહે જવાબ આપ્યો.

"ઑલરાઈટ–જે થયું છે તે સારું જ થયું છે'" જાલિમસિંહે વિદ્યા સાથે બાપ માર્યાનું વૈર હોવા છતાં જાણે પોતે અંગ્રેજીનો કેવોક ખાં હોયની, તેવો ડોળ બતાવ્યો."

થોડી વાર પછી ભૂપસિંહ અને ગોપાલસિંહ કાંઈ કાર્યવશાત્ નીચે ગયા એટલે મેં મારા ઉસ્તાદને પૂછ્યું કે;–"કેમ ઉસ્તાદ ! આ બધી તમારી જ કરામત કે? પોતાના હાથે જ પોતાનો કૂજેતો ?"

"બેસ બેસ; તારે હવે કાંઈ લફલફ કરવાની જરૂર નથી· જેમ હું કહું તેમ કર્યા કર, અને હું કરું તે જોયા કર; આમાં શો ભેદ છે અને શો લાભ છે, તે મુંબઈ ગયા પછી તને નીરાંતે સંભળાવીશ."

હું ચૂપ થઈ ગઈ. રાત પડી એટલે બબરચી ખાણું લાવ્યો અને દારૂ તો રાજકોટથી અમે સાથે જ લીધો હતો. દરીઓ કાપતાં કાપતાં આખરે આગબોટ સહીસલામત મુંબઈ પહોંચી અને બીજે દિવસે ખુશખુશાલ અમે પ્રિન્સેસ ડૉકના એલ માર્કાના ગોડાઉન પાસેના કિનારાપર ઉતર્યાં.

જાલિમસિંહે અને ભૂપસિંહે આગળ એક બે વાર મુંબઈમાં આવી સારી રીતે ભટકેલા હોવાથી મુંબઈના તેઓ જાણીતા હતા· આગબોટમાંથી ઉતરી કસ્ટમની તપાસમાંથી છૂટી અમે વિક્ટોરીઆ ભાડે કરી, મુંબઈની સર્વ કોમમાટેની એક ધર્મશાળામાં અમારી છાવણી નાખી. મુસાફરખાનાના રખવાલને આઠ આના ચાંપવાથી તેણે અમને એક જૂદો ઓરડો કાઢી આપ્યો અને ત્યાં ત્રણ દિવસ કરતાં વધારે રહેવાનો ઑર્ડર ન હોવા છતાં ગુપ્ત દક્ષિણાના પ્રતાપથી ખાસા મજાના સાડા સાત દિવસ અમે ત્યાં કાઢી નાખ્યા. આઠમે દિવસે કામાટીપુરાની આઠમી ગલીમાંની એક અઢારે આલમની વસતિવાળી જનરલ ચાલમાં જાલિમસિંહ એક ઓરડી અને દીવાનખાનું ભાડે રાખી આવ્યો, અને અમો સર્વ ઑનરેબલ મેમ્બરો ત્યાં રહેવામાટે પધાર્યાં. એ નવા ઘરમાં પગ મૂકતાં જ જાલિમસિંહે રૂપિયા પચાસ મારી પાસેથી ઘરનો સામાન વગેરે લાવવામાટે માગ્યા, એટલે મેં જામનગરમાં તેને આપેલા અઢીસેં રૂપિયાની યાદગિરી આપીને પૂછ્યું કે;–"આપણે જામનગરથી મુંબઈ આવ્યાં, એટલામાં અઢીસેં રૂપિયા ખર્ચાઈ ગયા કે શું ? જો શરુઆતમાં જ આપણે આમ કાંકરા પેઠે રૂપિયા ઉડાવીશું, તો પરદેશમાં ઝાઝુ આગળ કેમ ચાલી શકશે વારુ?" એના જવાબમાં જાલિમસિંહજી બોલ્યો કે;–અઢીસેંનો હિસાબ પૂછે છે, તે કાંઈ તારા રૂપિયા હું ખાઈ ગયો નથી. તારો મારામાં વિશ્વાસ હોય અને સાડીસત્તર વાર ગરજ હોય, તો મને રૂપિયા આપ, ને નહિ તો બજારમાંથી તું જ જઈને બધી ચીજો લાવ ને ઘરમાં વસાવ. એક તો તારામાટે ગામ છોડ્યું, બદનામ થયા ને પાછી અમને જ ચોર બનાવે છે! અમારામાં જ અવિશ્વાસ રાખે છે! શર્મ છે ઘણી જ મોટી શર્મ છે!" હું તો તેનાં આર્યાકયો સાંભળીને આવી જ

બની ગઈ, અને એટલી બધી દબાઈ ગઈ કે, મારાથી એના જવાબમાં એક પણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિ. મેં તરત ત્રણ ગીની કાઢીને તેના હાથમાં આપી દીધી. ત્રણસેંનું પાણી તો થઇ ચૂક્યું !

બપોર સુધીમાં ઘરમાં જોઇતો જરૂર જેટલો સામાન આવી ગયો અને અમે ઘર માંડીને બેઠાં. સાંઝે દારૂ લાવવામાટે જાલિમસિંહે પાછી પૈસાની ઉઘરાણી કરી અને ચાર છ દિવસ ચલાવવાનું કહી પાછી મેં એક ગીની તેના મોઢામાં ઝીંકી ! કામાટીપુરાની ગલીઓમાંની વસતિ એટલે આખી મુંબઈ નગરીનો કચરોપુંજો જ સમજી લેવો. વેશ્યા, ચોર, જુગારી, ખૂની, ખીસાકાતરૂ, ચેપીવાળા, ઠગ, લુચ્ચા, પહેલવાન અને હીજડા એ બધાનું એકત્ર મદર્શન જોવું હોય તો કામાટીપુરાની ગલીઓમાં સફર કરવી. આવા લત્તામાં અમે અમારું નિવાસસ્થાન શોધ્યું હતું, એટલે ત્યાં ગમે તેવી ધમાચકડી કરો અને ગમે તેમ વર્તો, તેમ કરતાં કોઇ અટકાવે તેમ તો સંભવે જ નહિ. જે બહુ જ આબરૂદાર નરનારીઓને મુંબઇનો બીજો કોઇ પણ લત્તો ન સંઘરે, તેને કામાટીપુરા સંઘરે. વેશ્યાઓનું નિવાસસ્થાન, વ્યભિચારિણીઓનું સંકેતસ્થાન, ચોરોનો નિર્ભય અડ્ડો, ખૂનીઓની સદાની છાવણી અને પોલીસની આંખોનું શલ્ય જો કોઇ પણ સ્થાન હોય તો તે કામાટીપુરા જ છે. બે ચાર દિવસના વસવાટથી અને આસપાસની પરિસ્થિતિને જોવાથી અમારા નિવાસસ્થાનના વાતાવરણનું જ્ઞાન મને થઈ ચૂક્યું. અસ્તુ; મારા ત્રણે સાથીઓ બન્ને વખત ખાઈપી સુઈ રહેતા કે ગામમાં રઝળી આવતા પણ તેમનો એ એક નિયમ હતો કે, વારાફરતી કોઇ પણ એક જણ તો મારી પાસે હાજરનો હાજર રહેવો જ જોઈએ. ધંધો કરવો તો દૂર રહ્યો, પણ ધંધાની તેઓ વાર્તા સુદ્ધાં પણ કાઢતા નહોતા.

મુંબઈ જેવાં શહેરોમાં તો ભોળી નાદાન જવાન વૈરીને પોતાની જાળમાં ફસાવનારા સેંકડો શિકારીઓ રખડ્યા કરે છે, એટલે તેવા કોઇ શિકારીનો દાવ ચાલી જતાં આ શિકાર તેના હાથમાંથી છટકી ન જાય, એટલા કારણથી મારી સંભાળ રાખવામાટે જ જામનગરથી ભૂપસિંહ અને ગોપાલસિંહને સાથે લાવવાની જાલિમસિંહે વ્યવસ્થા કરી હતી. પણ હાલ તરત તો એનું પરિણામ એ આવ્યું કે, મુંબઈ જેવા શહેરમાં બીજા બે માણસોનો નાહકનો ખર્ચ વધ્યો અને એકને બદલે ત્રણ જણની રખેવાળીમાં હું આવી પડી. હવે તો મારી પોતાની જ ભૂલથી મારા માથે આવી પડેલી આફતને ભોગવી લીધા વિના મારો છૂટકો જ નહોતો. અજાણ્યા દેશમાં મારાથી ક્યાંય જઇ શકાય કે કાંઇ કરી શકાય તેમ નહોતું. ખાન અને મદિરાપાનમાં રોજ સાત આઠ કે કોઇવાર દશબાર રૂપિયાની પણ હોળી થઈ જતી હતી અને આ બધી ધામધૂમ મારા માલપર જ હતી. જે પાસે હોય તે ખર્ચાતું જાય અને આવકના નામે મીંડુ હોય, તો કુબેરનો ભંડાર પણ ખૂટી જાય, તો મારી મિલ્કત તો હતી જ કેટલી ? ભાવી દુર્દશાનો વિચાર આવતાં મને મહા પશ્ચાત્તાપ થવા લાગ્યો, પણ હવે તો 'સાપે ગળી છછુંદરી, ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય' જેવી જ મારી અવસ્થા થઇ પડી હતી. છતાં એક બેવાર હિંમત કરીને મેં તેમને કાંઇ ધંધામાં પડવાનો આગ્રહ કર્યો, પણ તેનો એવો જ જવાબ મળ્યો;—"હાલ તો ચાલી શકે એમ છે—વર્ષ બે વર્ષ તો ધાસ્તી જેવું નથી; અમારે તારા બેઠાં ધંધો કરવાની અને મહેનત કરી કરીને મરવાની શી અગત્ય

છે? જો ધંધો જ કરવો હોત, તો જન્મારાનો દાગ લઇ જામનગર છોડી અહીં તારી સાથે ભટકવાની ઝખ શામાટે મારત? જો ધંધો કરીશું તો પણ જેમાં એકના દશ ગણા થાય છે તેવા જુગારનો અથવા તો થોડી મહેતનમાં વધારે નફો કરાવી દેનારા સટ્ટાભાઇનો! ચાલ આજે એક પચાસ રૂપિયા આપ, જઇને દાવ લગાવું અને તારા નસીબને અજમાવું. એના જેવો બીજો એક પણ ધંધો નથી, સમજી કે?"

મેં જુગારમાટે રૂપિયા આપવામાં આનાકાની કરી, એટલે મને બે-ચાર તમાચા મારીને તે પચાસને બદલે સો રૂપિયા લઇ ગયો અને આખી રાત ગુમ થઇ ગયો. બીજે દિવસે સવારમાં આવ્યો, પણ ખીસા તરછટ ખાલી લઇને અને મારાપર ગાળોનો વર્ષાદ વર્ષાવતો. બદમાશોની જાળમાં સપડાયા પછી બાળો-ઓની કેવી દુર્દશા થાય છે, તેનો આ એક ઘણો જ સરસ અને ધડો લેવા લાયક દાખલો હતો. એમાં પણ વળી ખૂબી તો એ હતી કે, ભૂપસિંહ અને ગોપા-સિંહ જો કે પોતે આવી નાગાઈ કરતા નહોતો, પણ જ્યારે જાલિમસિંહ સાથે મારી કાંઇ બોલાચાલી થતી, ત્યારે તેઓ તેના પક્ષમાં જ બોલતા હતા, ને તેની ગેરહાજરીમાં તેની નિંદા પણ કરતા હતા. આવી રીતે દિવસો વીતતા ગયા અને લગભગ બે ત્રણ મહિનામાં તો આડા અવળા ખર્ચ અને જાલિમસિંહના જુગારે મારી પાસેની રોકડ રકમ ઉપરાંત પંદર સો રૂપિયાનાં ઘરેણાંની પણ ધૂળધાણી કરી નાખી. મારો ગભરાટ હવે હદથી વધારે વધવા લાગ્યો, પણ એ ગભરાટને ટાળવાનો અને સુખમાં વખત ગાળવાનો મારી પાસે કોઇ પણ ઉપાય ન હોવાથી હું માથુ કૂટીને બેસી રહેવા લાગી!

એક દિવસ જાલિમસિંહ રાતે આઠ વાગે ગભરાયલો મુંઝાયલો ઘેર આવ્યો અને દરવાજા બંધ કરી ધીમા સ્વરથી કહેવા લાગ્યો કે;–"જામનગરથી આપણને શોધવામાટે અહીં બેચાર માણસો આવી લાગ્યા છે અને મને લાગે છે કે, પોલીસને પણ આ બાબતની ખબર આપવામાં આવી હશે, માટે હવે વધારે દિવસ મુંબઇમાં આપણું રહેવું સલામતીભરેલું નથી. એક બે દિવસમાં આપણે અહીંથી આપણી છાવણી ઉઠાવીને મયદાન ખાલી કરી નાખવું જોઇએ; નહિ તો ક્યાંક વિનાકારણ લેવા ના દેવા થઇ જશે અને માથાપર કોઈ નવી બલાએ નાગ-હાની આવી પડશે, બોલો તમારો સહુનો શો વિચાર છે?"

"જે તારો વિચાર તે જ અમારો વિચાર, અમે તો છીએ તારા હુકમના તાબેદાર!" ભૂપસિંહ બોલ્યો.

"આપણો પણ એ જ જવાબ અને એ જ વિચાર!" ગોપાલે કહ્યું.

"ઠીક છે, તમારો આવો અભિપ્રાય છે, તો બધૂ મતે ઠરાવ પસાર! ચંપાનો અભિપ્રાય જાણવાની કાંઇ વધારે અગત્ય જ નથી. પરમ દિવસે આપણે અહીંથી રવાના થઇ જઇશું. ખબરદાર ત્યાં સુધી કોઈએ પણ દિવસે બહાર રખડવા જવું નહિ." જાલિમસિંહે મને માણસોની ગણત્રીમાંથી-સાવ બાદ કરી નાંખીને કહ્યું.

બે દિવસમાં જાલિમે મુસાફરીનો કેટલો કીમતી વિલાયતી સામાન–લેધર બેગ, ઓઢવાનાં રગ્સ, ફેશનેબલ ગોદડી અને ઓસીકાં, બૂટ, સૂટ, ઓવર કોટ અને એવી જ બીજી વસ્તુઓ–ખરીદીને સફરની બધી તૈયારી કરી લીધી. મારા માટે તેણે સ્પેશીયલ ઑર્ડરથી એક પર્દાનશીન મુસલમાન બીબીનો ડ્રેસ બના-

વરાવ્યો. ત્રીજે દિવસે રાતે નીકળતી વખતે હું પર્દાનશીન મુસલમાન, બીબી, જાલિમસિંહ અલીગઢ કૉલેજમાંથી ભણીને બહાર પડેલો આલીખાનદાન જેન્ટલમેન અને ભૂપસિંહ તથા ગોપાલસિંહ એ બે અમારા મુસલમાન નોકરો એવા વેશમાં અમે ઘરમાંથી બહાર નીકળ્યાં અને બોરીબંદરના સ્ટેશનપર આવી જાલિમે મીયા બીબીમાટે ફર્સ્ટ ક્લાસની ટિકિટો અને બે નોકરોમાટે થર્ડ ક્લાસની ટિકિટો લીધી; પણ તેઓ થર્ડ ક્લાસની ટિકિટ હોવા છતાં ફર્સ્ટ ક્લાસ પૅસેન્જરોના નોકર હોવાથી ફર્સ્ટ ક્લાસના સર્વન્ટ્સ કમ્પાર્ટમેન્ટમાં જ બેસવાના હતા અને તે કમ્પાર્ટમેંટ અમારા કમ્પાર્ટમેંટની બાજૂમાં હતો તેમ જ વળી વચ્ચેથી દરવાજો પણ હતો. અમે ક્યાં જવાનાં હતાં, એની જાલિમસિંહ વિના બીજા કોઇને કશી પણ ખબર નહોતી. મેલટ્રેને મુંબઈના વિક્ટોરિયા ટર્મીનસનું પ્લૅટફૉર્મ છોડ્યા પછી જ તેણે મને જણાવ્યું કે;—“આપણે અહીંથી લખનૌ જવાનું છે.” રંગીલા લખનૌ નગર વિષે કેટલીક અદ્ભુત આખ્યાયિકાઓ મારા સાંભળવામાં આવી હતી, તેથી મારા મનમાં પણ એ નગરને જોવાનો લાભ મળશે, એ વિચારથી કાંઇક આનંદ થવા લાગ્યો. અમારા ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં માત્ર એક યુરોપિયન ગૃહસ્થ અને એક લેડી હતાં અને બીજું અમારું જોડું હતું તેઓ અમારી ભાષા સમજતાં નહોતાં અને અમે તેમની ગૉટપીટનો તુમડીમાંના કાંકરા કરતાં વધારે અર્થ સમજી શકતાં નહોતાં, એટલે એક રીતે બન્ને પક્ષને લાભ જ હતો. ખાવા પીવાની ચીજો અમે સાથે પણ સારા પ્રમાણમાં લીધેલી હોવાથી તેમ જ ટ્રેનમાં ડાઇનિંગકારની નવીન વ્યવસ્થા હોવાથી ખાનપાનમાં કે બીજી કોઈ બાબતમાં અમને પ્રવાસમાં જરા પણ તકલીફ વેઠવી પડી નહિ; કાંકરાની પેઠે રૂપિયા વેરાતા હતા ત્યાં પછી તકલીફનું નામ પણ શાનું હોઈ શકે વારુ? તકલીફ તો જ્યાં કલદારની તાણાતાણ હોય ત્યાં જ આવીને પોતાનો પથારો પાથરી બેસે છે; જ્યાં સમર્થ લક્ષ્મીબાઇ અને ધનજીભાઇ આસન માંડી બેઠાં હોય છે, ત્યાં પીડાબાઇ અને દુ:ખજીભાઇનો પદસંચાર થઇ શકતો નથી અને એ જ વિશ્વની વિચિત્રતા છે.

અમારા ચારેનો મીયાં બીબી અને નોકરોનો વેશ સારી રીતે ભજવાઈ ગયો. મુસાફરીમાં કાંઈ જાણવા જેવો બનાવ બન્યો નહિ અને બે દિવસના પ્રવાસ પછી ત્રીજે દિવસે અમે લખનૌમાં પહોંચી ગયાં પ્રથમ તો અમે દિલકુશામાંના એક પારસીના વિલાયતી હૉટલમાં ઉતારો કર્યો, અને બે દિવસ પછી જાલિમસિંહ શહેરના અમીનાબાદ નામના લત્તામાં એક જગ્યા ભાડે રાખી આવ્યો, એટલે પછી અમે ત્યાં જઇને પડ્યાં. ત્યાં પાછાં અમે અમારી જાતપર આવી ગયાં, એટલે કે બનાવટી મુસલમાન મટી પાછાં ખરાં હિન્દુ બની ગયાં. આ અમારું ઘર કેવા પ્રકારનું હતું, એનું વર્ણન મેં પ્રથમ પ્રકરણમાં આપેલું છે. માત્ર તે લત્તો કેવા પ્રકારનો હતો, તે વિષે ચાર શબ્દો લખવાની મારી ઇચ્છાને હું રોકી શકતી નથી. હું જે સમયમાં લખનૌમાં હતી, તે સમયમાં અમીનાબાદ જો કે મુંબઇના કામાટીપુરા જેટલો અને જેવો નઠારો લત્તો તો નહોતો જ, છતાં તે સદ્દતર આબરૂદાર લત્તો હતો, એમ પણ કહી શકાય નહિ. અમીનાબાદમાં મુંબઇના ગિરગામ જેવી મિશ્રિત વસતિ હતી. બે ઘર ગૃહસ્થોનાં હોય તો એક ઘર વેશ્યાનું પણ હોવાનું જ. દિલ્હી અને લખનૌમાં વળી બહુધા એવો રીવાજ

છે કે, ગમે તેવા આબરૂદાર લત્તામાં પણ જો માળપર વેશ્યા કે ગાનારી નાયિકા--કળાવતી--નું રહેઠાણ હોય તો તેમાં અડચણ નહિ. એટલે નીચેની દુકાનોમાં વેશ્યાઓ ભાગ્યે જ વસે છે. અમીનાબાદમાં પણ એવો જ પ્રકાર હતો. આસપાસ ગૃહસ્થોનાં ઘર, નીચે સારા સારા વ્યાપારીઓની દુકાનો કે જ્યાં દિવસે હજારો રૂપીઆનો વ્યાપાર ચાલે, અને ઉપર મેડાપર ગણિકાઓનાં ગાન થતાં હોય, તેની કોઇને પણ છીટછાટ નહોતી. એથી વિશેષ ચૌક લખનૌમાં મોટામાં મોટો વ્યાપારી બજાર મનાય છે અને દિવસે જ્યાં લાખોનો રોજગાર થાય છે, ત્યાંની મોટી મોટી પેઢીઓના ઉપરના ભાગમાં રાતના આઠ વાગ્યા કે કળાવતીઓના સુકોમળ કંઠરવ, સારંગીના તારના ધ્વનિ અને મૃદંગના શબ્દો જ્યાં જુઓ ત્યાં સંભળાય છે. ગિરગામના ગૃહસ્થો પ્રમાણે ચૌકના ગૃહસ્થોએ વેશ્યાઓ વિરુદ્ધ કોઇવાર બળવો જગાવ્યો નથી અને પોતાનો અણગમો બતાવ્યો નથી. ત્યાંના લોકો અહીંના લોકો કરતાં વિશેષ વિલાસપ્રિય અને રંગીલા છેલછબીલા છે--એટલા માટે જ તેમના વિશે કહેવામાં આવ્યું છે, કે "અયસા ન્યારા હિંદુસ્તાન ઘરઘર ઢોલક ઘરઘર તાન!" ચૌકમાં રાંડોના બંધાવેલા ઈમામવાડા છે અને ત્યાં મોહર્રમના દિવસોમાં તેમ જ અન્ય સમયે મોટમોટા આલી-ખાન્દાન અને શરીફ લોકો પણ ખુશીથી બેધડક ચાલ્યા જાય છે અને તેથી કોઇના પોઝીશનમાં કશો પણ વાંધો આવતો નથી. એ તો જેવો જ્યાંનો રિવાજ. જાલિમસિંહને આવા લત્તા વિના બીજા બહુ જ સારા આબરૂદાર લત્તામાં જગ્યા લેવી પાલવે જ નહિ; કારણ કે, ત્યાં ધીંગામસ્તી કરવામાં વખતે વાંધો આવી પડે અસ્તુ.

એક દિવસ બબ્બાની બહારમાં જાલિમસિંહ પોતે જ પોતાના મોઢેથી બોલી પડ્યો કે;--"ચંપા! આપણો ખજાનો ધીમે ધીમે ખાલી થતો જાય છે; અને તેથી જો તેને પાછો ભરવાની કોશિશ આપણે નહિ કરીએ, તો આ પરદેશમાં આપણે રઝળી મરવાનાં, એ હું સારી રીતે જાણું છું; પણ એનો ઉપાય, ખજનાને ભરવાનો એક અજીબ રસ્તો મેં શોધી કાઢયો છે; ઠેઠ મુંબઇથી એ બાબતનો વિચાર કરીને જ હું અહીં લખનૌમાં આવ્યો છું."

"લખનૌમાં શું રૂપિયા અને ગીનીનો વર્ષાદ વર્ષે છે કે, જેથી આપણો ખજાનો ભરાઈ જશે? આ વાત કેવી રીતે મનાય?" મેં વચ્ચે શંકા બતાવી.

"મેં એમ સાંભળ્યુ છે કે, લખનૌમાં એવા અનેક રંગીલા, છેલછબીલા ઐયાશ માલતુજ્જાર અને નવ્વાબો વસે છે કે, જેઓ કોઈ પણ રૂપાળી, લટકાળી અને મનોહર હાવભાવવાળી નવયૌવના નારીને જોતાંની સાથે જ તેનાપર લટ્ટૂ બનીને તેના ખજાનામાં રૂપિયા અને ગીનીનો વર્ષાદ વર્ષાવવા મંડી જાય છે! જો તારાપર કોઈ આંખનો અંધો અને ગાંઠનો પૂરો રઇસ કે નવ્વાબ ગળી જશે, તો રોજની બે કલાકની નોકરીના બદલામાં મહિને હજારોની રકમ પગાર તરીકે મળી જશે અને આપણી પૈસા વિશેની બધી ચિંતાઓ પળ માત્રમાં ટળી જશે!" જાલિમસિંહે નફટાઇની હદ કરી.

"અહીં તમે મને મારું બજારમાં લીલામ કરવાને લાવ્યા છો, ઠીક છે!" હું જરા છેડાઇને બોલી.

"અરે ગાંડી, આજ કાલ જેઓ મોટી મૂડી નાખીને વ્યાપાર કરે છે, તેમનાં ધડાક દેતાં કે દીવાળાં ફુંકાય છે અને વગર મુડીએ ક્ષેમ તથા કુશળ બન્ને પાસેથી દલાલી ખાઇને સંતોષ માનનારા દલાલોની તો મોટી ઇમારતો ચણાય છે. દલાલી જેવો તો આજકાલ બીજો કોઈ ધંધો છે જ નહિ;–'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો' એવો જો કોઇનો પણ હિસાબ હોય તો તે આબરૂદાર દલાલનો જ છે; બાકીના બધા ધંધા જોખમ અને ખોટના છે!" જાલિમે હવે નફટાઇની હદને પણ છોડી દીધી.

મેં ટોણારૂપી ચાબુક તેને માર્યો, પણ એથી ઉછળી પડે એવો એ જાલિમડો તેજી ઘોડો નહોતો, બલ્કે અડિયલ ખચ્ચર હતો, એમ કહો તો ચાલે. મારા ફટકાથી ચમકવાને બદલે સામો ટાઢે પેટે તે હસવા જ મંડી ગયો. હવે મને મારા નાદાન પતિનું સ્મરણ થવા લાગ્યું અને તેની દયા આવવા લાગી. તે તો બિચારો માત્ર અણસમજૂ અજ્ઞાન હતો, પણ જેના માટે મેં તેનો ત્યાગ કર્યો, તે આ જાલિમડો તો એક સ્ત્રીની કમાણી ખાનારો બિલકુલ બાયલો જ નીકળ્યો.

આ વાત આટલેથી જ અટકી ગઈ, પણ એનું પરિણામ એટલું જરૂર થયું કે, તેના અંતરનો આશય મારા જાણવામાં આવી ગયો અને તેથી એ દિવસથી હું તેને મારા ખરા અંતઃકરણપૂર્વક અંદરખાનેથી ધિક્કારવા લાગી. કોઈ અક્કલનો અધૂરો અને ગાંઠનો પૂરો મારો ગ્રાહક તેને ધારણા પ્રમાણે મળી શકયો નહિ અને મારા પૈસાની પાયમાલી તો ચાલૂ જ રહી. મારો નિશ્ચય થઈ ગયો કે, જો બધા પૈસા ખલાસ થશે અને કોઈ શિકાર હાથમાં નહિ આવે, તો એ ત્રણે બદમાશો મને જરૂર પરદેશમાં રઝળાવીને ઉડનછૂ થઈ જશે અને પછી અજાણ્યા દેશમાં કાંતો મારે છેલ્લી પાયરીએ જવું પડશે ને કાંતો ભીખ માગીને પેટ ભરવું પડશે. પણ ભીખ પણ કોઈ આપશે કે કેમ, એની શંકા જ હતી. એટલા માટે હું એમના બંધનમાંથી છટકવાનો અને પોતાના ભાગ્યની પોતે જ વ્યવસ્થા કરી લેવાનો માર્ગ નિત્ય શોધ્યા કરતી હતી; પણ મને આ આત્મકથનના આરંભમાં જણાવ્યા પ્રમાણે એક બંદિવાનની અવસ્થામાં રાખેલી હોવાથી તેવો કોઈ પણ માર્ગ કે ઉપાય મળી શકતો નહોતો.

પરંતુ પરમેશ્વર મારી માન્યતા પ્રમાણે પાપાત્માઓપર પણ દયા કરનારો હોવાથી તે ઘટઘટવ્યાપક પરમાત્માએ અંતે આ મહાપાપિની પ્રમદાની પ્રાર્થના સાંભળી, અને છ મહિના લખનૌમાં આવ્યાને થઇ ગયા પછી, મારી મુક્તિમાટે મારા બંદિવાસનાં દ્વારો ઉઘાડી નાખ્યાં. તે દિવસે નાટકમાં જવાનો યોગ કેવી રીતે આવ્યો, મને પરમેશ્વરે છૂટવામાટેની કેવી બુદ્ધિ સૂઝાડી અને તેના યોગે તે બદમાશોના હાથમાંથી છૂટકો મેળવવા સાથે મારો નાટકમાં કેવી રીતે પ્રવેશ થયો, એ સર્વ અતઃપૂર્વ વાંચકોના જાણવામાં આવી ગયેલું હોવાથી તે વિશેના નવીન ઉલ્લેખની આવશ્યકતા નથી. આ ઘટનાથી "ભગવત રૂઠે કયા કરે અવળી મતિયાં દે!" એ કહેવત જેમ પ્રચલિત છે, તેમ જ એ કહેવત પણ પ્રચલિત થવી જોઇએ, "ભગવત રીઝે કયા કરે, સવળી મતિયાં દે!" એકવાર ઇશ્વર મારાથી રૂઠયો હતો અને તેથી ઘરબારને છોડી દુષ્ટ જાલિમ સાથે નાસવાની મને અવળી બુદ્ધિ આપી હતી; આજે મને લાગ્યું કે,–ઇશ્વર મારાપર રીઝયો છે અને તેથી જ તેણે આવી રીતે બદમાશોની જાળમાંથી છૂટવાની મને સવળી બુદ્ધિ

આપી હતી; અસ્તુ. જે થવાનું હતું તે થઇ ગયું, એટલે તેનો શોક વ્યર્થ છે. હવે મારો નાટકમાં પ્રવેશ થવા પછી આ વિશ્વનાટકમંની એક એક્ટ્રેસ–નટી–તરીકેના મારા એક નવીન પાઠરૂપ જીવનનો આરંભ થયો અને તે મારા નાટ્ય જીવનમાં મને સારા અને નઠારા શા શા–કેવા કેવા–અનુભવો મળ્યા, તે મારા અનુભવોને હવે હું શબ્દચિત્રદ્વારા મારા વાંચકો સમક્ષ રજૂ કરવા ઇચ્છું છું.

---

## પ્રકરણ ૪ થું

### રંગભૂમિનું આંતરિક દૃશ્ય

ઘણી ખરી નાટકમંડળીઓ મુંબઈ છોડી જ્યારે મધ્ય હિંદુસ્તાનમાંનાં શહેરો અથવા ગામોમાં આવે છે, ત્યારે તેઓ મુંબઇ પ્રમાણે કેવળ શનિવાર, રવિવાર (દિવસે) અને બુધવારે જ નાટકો ભજવી બતાવવાને બદલે એક રવિવારની રાત્રિ વિના બહુધા દરરોજ રાતે પોતાનાં નાટકો ભજવી બતાવે છે. તેથી મુંબઈ કરતાં એ સ્થળોમાં જો નાટકોની સંખ્યા વિશેષ હોય, તોજ તેમનાથી વધારે ફાવી શકાય છે. જે નાટકમંડળીમાં મારો પ્રવેશ થયો હતો, તે નાટકમંડળી પોતાનાં ખાસ લખાવેલાં નાટકો ઉપરાંત બીજી નાટકમંડળીઓનાં નાટકો પણ ભજવતી હોવાથી તેનું ગાડું સારી રીતે ગબડતું જતું હતું. બીજી નાટકમંડળીનાં નાટકો ન જ ભજવવાં, એવી પ્રતિજ્ઞાવાળી જો કોઇ પણ હું નાટકમંડળી હોય તો તે કેવળ વિક્ટોરિયા નાટકમંડળી જ છે, પછી તેનાં નાટકો ગમે તેવાં હોય તે એક બીજી બાબત છે. એ વિના બીજી સારી સારી નાટકમંડળીઓ પણ જ્યારે મુંબઇમાંથી બહાર નીકળે છે ત્યારે બીજી નાટકમંડળીઓનાં સારાં નાટકો બેધડક ભજવી બતાવે છે. અરે હવે તો મુંબઇમાં પણ એવો પ્રકાર બહુધા જ ચાલતો જોવામાં આવે છે. જે દિવસે એક વિલક્ષણ સંયોગથી મારો નાટકમાં પ્રવેશ થયો, તે દિવસે 'અસીરે હિર્સ' નામક નાટક હતું, એ તો મેં આગળ જણાવેલું જ છે; એ પછીનો બીજો રવિવારનો દિવસ ખાલી ગયો અને સોમવારે રાતે પાછું 'અલીબાબા ચાલીસ ચોર'નું નાટક ભજવાયું. મને નાટકમાં આવ્યાને હજી બે દિવસ થયા હતા અને અદ્યાપિ બધાં સ્ત્રીપુરૂષ ખેલાડીઓ તેમ જ માલિક, મેનેજર અને મુન્શી (કવિ) વગેરે મારી જોડે માનમર્યાદાથી જ વર્તતાં અને સભ્યતાથી જ વાતચીત કરતાં હતાં. રાતે નાટક હોવાથી ભોજનકાર્યની સાત વાગતાંમાં જ સમાપ્તિ કરવામાં આવી, અને ત્યાર પછી હું મારા ઓરડામાં જઇ બેઠી બરાબર આઠ વાગે ઘંટાનાદ થયો અને બધાં એક્ટર્સ તથા એક્ટ્રેસિસ આવીને પોતાની ડ્યૂટીપર હાજર થઇ ગયાં.

આઠ ને પાંચ મિનિટ થતાં માલિક મી૦ પ્રમાદચંદ્ર મારા ઓરડામાં આવ્યો અને સભ્યતાથી કહ્યું;–"મીસ ચંપા! તમારે હવે નાટકનો ધંધો કરવાનો છે, એટલે એ ધંધાથી તમારે હવે વાકિફગાર થવું જોઇએ. જો હરકત ન હોય તો મારી જોડે આવો, એટલે અત્યારે સ્ટેજપર ચાલતાં કેટલાંક કામો હું તમને બતાવી દઉં."

"હાજી–હું ચાલવાને તૈયાર છું" મેં જવાબ આપ્યો અને તરત ઉઠીને તેની સાથે સ્ટેજપર જવાને ચાલતી થઇ ગઇ.

અત્યાર સુધીમાં મેં કોઇવાર જવનિકાની પાછળનો રંગભૂમિનો ભાગ જોયેલો

ન હોવાથી નાટકની સુંદરતા વિશે મારી જે કેટલીક અસત્ય કલ્પનાઓ અથવા ભ્રમણાઓ હતી, તેમનો આજે રંગભૂમિના આંતરિક દૃશ્યને જોવાથી નિરાસ થઇ ગયો. પ્રથમ અમે પેન્ટરૂમમાં ગયાં. આ રૂમના બે વિભાગો કરેલા હતા, એક વિભાગ સ્ત્રીખેલાડીઓમાટે અને બીજો વિભાગ પુરુષ ખેલાડીઓમાટે. પેન્ટરૂમ એટલે મોઢાં રંગવાનો ઓરડો. નાટકમાં જેવા પ્રકારની ભૂમિકા હોય, તેને અનુસરીને કાળાંનાં ધોળાં અને ધોળાંનાં કાળાં મોઢાં આ પેન્ટરૂમમાં જ કરાય છે; ભેદ માત્ર એટલો જ કે, ઘઉંવર્ણો રંગને અથવા તો સાધારણ શ્યામતાને નાટકમાંથી દેશનિકાલની શિક્ષા મળી ચૂકી છે. રાજાના બધા દરબારી અને ચોપદાર સુદ્ધાં પણ ગોરા રંગના જ હોવા જોઇએ અને સ્ત્રી પછી તે રાણી હોય, દાસી હોય, કોલણ હોય કે ભીલડી હોય, તોપણ ગોરી ગોમટી અને ગુલાબી ગાલવાળી હોવી જ જોઇએ, એવો હિંદુસ્તાનની વર્તમાન રંગભૂમિનો એક નિયમ જ બંધાઇ ગયો છે. નાટકનાં એકટરો અને એકટ્રેસિસ ધોળા પેન્ટસાથે ગાલપર લાલીનો એવો તો રંગ ચઢાવે છે, કે તેમને જોતાં 'નાટકવાળાઓનાં મોઢાંપર ગુલાબનાં ફૂલ ઊગે છે કે શું ?' એવા પ્રશ્નનો હૃદયમાં ઉદ્ભવ થાય છે; તેમ જ લાલીનો વધારે ઉપયોગ કરવાથી કેટલીક વાર તો કેટલાક એકટર્સનાં મોઢાં રાતા મોઢાંનાં વાંદરા જેવાં જ દેખાય છે. પેન્ટરૂમમાં પેન્ટ કરતી વખતે નાટકવાળાઓનો અવતાર જોવા જેવો અને ફોટોગ્રાફ પાડી લેવા લાયક હોય છે. નાટકમાં હિંદુ, પારસી, મુસલમાન વગેરે બધી જાતનાં પાત્રો હોવાથી પડદો ઉંચકાયા પછી જેઓ ઝગમગતા પોશાકમાં રંગભૂમિપર રજૂ થાય છે અને રાજા મહારાજા કે તલવારબહાદુરની ભૂમિકાથી રંગભૂમિને ધ્રુજાવી મૂકે છે, તેમનો પેન્ટરૂમમાંનો અવતાર જુદા જ પ્રકારનો હોય છે. કોઇએ ગંજીફ્રાકની બાં ઉંચી ચઢાવેલી છે, કોઇએ લંગોટ કસ્યા છે, તો કોઇએ ધોતિયાં ઉંચાં ચઢાવ્યાં છે. જો કોઇના વાળ મોટા હોય તો વાળને પેન્ટ ન લાગે, એટલામાટે માથાપર રૂમાલબાંધીને ચુંદડિયા બ્રાહ્મણનો વેશ કર્યો છે, કોઇએ ઇજારના પાયચા ઉપર લીધા છે, મોઢાપર સફેદાના લેપડા લગાવ્યા છે અને હાથની હવાથી તેમને સૂકવવાના પ્રયત્નો ચાલે છે. એકટરો પોતપોતામાં મોંભાવતા શબ્દોનો વ્યવહાર અને મશ્કરી ઠઠ્ઠા કરી રહ્યા છે; પોતાના અદ્ભુત સૌંદર્ય (?)નું સામેનાં વિશાળ દર્પણોમાં વારંવાર અવલોકન કરાય છે, પાન ચવાય છે અને બીડીઓ ફુંકાય છે, ઇત્યાદિ દૃશ્યનું યથાર્થ ચિત્ર આલેખવાને કોઈ કુશળ ચિત્રકારની જ આવશ્યક્તા છે. મારી ધારણા છે કે, નાટકના પ્રારંભ પૂર્વેના એ પેન્ટરૂમમાંના દેખાવનું ઉત્તમ ચિત્ર આલેખી ચિત્રોના કોઈ સારા પ્રદર્શનમાં મૂક્યું હોય, તો ચિત્રકારને અવશ્ય સોનાનો નહિ તો ચાંદીનો ચાંદ પણ મળે તો ખરો જ! આવાં ઉત્તમ-નૈસર્ગિક અને કૃત્રિમતારહિત દૃશ્યોને ત્યાગી ચિત્રકારો કોઈ એક કાલ્પનિક સુંદરીના કલ્પનામય મનોહર લાવણ્યને ચીતરવાનો આડંબર કરી પોતાના મગજનો અકારણ ભુસો શામાટે કરતા હશે, એ હું સમજી શકતી નથી. જો હું ચિત્રકારિણી હોત તો અવશ્ય અહીં એનું એક ચિત્ર આપત; પણ લાચાર છું કે, એ કળા મને નથી આવડતી.

એ પછી અમે ડ્રેસરૂમમાં ગયાં. ડ્રેસરૂમના પણ સ્ત્રી અને પુરુષોમાટે જુદા જુદા બે વિભાગો હતા. ઉપર જણાવ્યા પ્રમાણે જેવી રીતે નાટકનું સૌંદર્ય

બનાવટી તે જ પ્રમાણે પોશાકોને પણ ઠગપોશાક જ ધારી લેવા. ધારો કે, એક રાજાનો જરીનો પોશાક છે, ને તે પાટલૂન, અંગરખું તથા વેસ્ટ એવી રીતે ત્રણ ભાગમાં વ્હેંચાયલો છે; તો કોટમાંથી વેસ્ટનો જેટલો ભાગ બહાર દેખાતો હશે, તેટલા ભાગમાં જ જરીકામ હોવાનું, કોટ ગોઠણ સુધી આવતો હોય તો પાટલૂનમાં ગોઠણથી નીચેના ભાગમાં જ જરી હોવાની, બાકી માદરપાટનું કપડું અને અલ્લા અલ્લા ખયર સલ્લા! અને જરી પણ વળી બિલકુલ જૂઠી–રાતે જ ચળકનારી, એટલે કે, નાટકના પોશાકો નાટકવાળાનેજ કામના; બીજે વેચવા જાઓ, તો ત્રણ બદામ ન ઉપજે! નાટકનાં ઘરેણાંની પણ એ જ અવસ્થા જાણી લેવી. હીરા, મોતી અને રત્નને બદલે કંકર, પથ્થર અને કથીરનો ભંડાર ભરપૂર! નાટકમાંના દેખાવો સીન, સીનેરી અને પડદા વગેરેની તો પ્રસિદ્ધિ જ છે કે, નાટકમાંના પર્વત, જંગલ, બાગ, મહેલ વગેરે માત્ર બહારના દેખાવની દેવદારનાં પાટિયાં અને કપડાંની જ બનાવટ છે; અને તેમાં પેન્ટર સાહેબની પીછીની જ કરામત હોય છે! રંગભૂમિનો ઉપરનો ભાગ પણ પોલો હોય છે, તેમ જ નીચેની જમીન પણ (કે જેને અગ્રેજીમાં ટ્રેપ–Trap કહેવામાં આવે છે) પોલી જ હોય છે. કહેવાનો સારાંશ એટલો જ કે, નાટકની રંગભૂમિ બહારથી અત્યંત સુંદર દેખાવા છતાં અંદર જ્યાં જુઓ ત્યાં પોલવાળી જ જોવામાં આવે છે અને તેથી ઘણીકવાર નાટક સાથે આ સૃષ્ટિની જે સરખામણી કરવામાં આવે છે, તે સર્વથા યથાર્થ હોય એમ જ જણાય છે. મારે પણ હવે એ પોલપોલના ઉદ્યાનમાં જ વિહાર કરવાનો હતો, એટલામાટે એ પોલને જાણવાની પણ અગત્ય તો હતી જ, અને તે મેં જાણી લીધી. સ્ટેજપર સારી રીતે ફેરવ્યા પછી માલિક મને તેના પોતાના રૂમમાં લઈ ગયો અને ત્યાં ચાહ વગેરે પાયા પછી મને નાટક જોવા બેસવામાટે એક નોકર–સાથે ઑડિયન્સમાં મોકલી દીધી. હું રિજર્વ્ડ ક્લાસમાં જઇને બેઠી અને નાટક જોવા લાગી.

મારી બાજૂની સીટપર એક મુસલમાન સુંદરી વિરાજેલી હતી. એ સુંદરીના નખથી શિખાપર્યન્ત શરીરસૌંદર્યનું વર્ણન કરવા કરતાં એટલું કહેવું જ સંપૂર્ણ છે કે, વિધાતાએ તેને નવરાશના સમયમાં બહુ જ ધ્યાનપૂર્વક ઘડેલી હોવી જોઇએ. વળી તેના એ સ્વાભાવિક સૌંદર્યને તેનાં ઉત્તમ વસ્ત્રો તથા આભૂષણોએ અત્યંત વધારી મૂક્યું હતું–સુવર્ણમાં સુગંધનું મિશ્રણ થયેલું પ્રત્યક્ષ દેખાતું હતું. પ્રથમ તો મને એવો ભ્રમ થઇ ગયો કે, એ કોઇ મોટા નવાબની બેગમ હશે; પણ પછીથી વિચાર આવ્યો કે, બેગમો તો પર્દાનશીન હોય છે અને આ તો માથાપરથી દુપટ્ટાના પાલવને પણ ખસેડીને બેઠી છે, એટલે રખેને બેગમને બદલે વેશ્યા ન હોય! છેવટે મારી એ બીજી કલ્પના જ સત્ય નીવડી. નાટકના બે ત્રણ પ્રવેશો થઈ જવા પછી તેણે જ મને પોતાના કોકિલા સમાન મધુર સ્વરથી પૂછ્યું;–"બહન, યહાં કહીં જરા ઠંડા પાની મિલ સકતા હય? અજબ તિશ્નગી લગ રહી હયે–સોડાલેમન વગયરા મિલ સકતે હયેં, મગર પાનીકા કામ નહીં દે સકતે."

"જી–હાં–પાની મિલ સકેગા–મેરે સાથ આઇયે." મેં કહ્યું. હું તેને મારી જોડે મારા રૂમમાં લઈ આવી અને એક મુસલમાન એક્ટરના કૂજામાંથી ઠંડુ પાણી મંગાવીને આપ્યું. પ્રાણી પીવા પછી તેણે કહ્યું:–"મયઁ આપકી નેહાયત એહસાનમંદ હું, તકલીફ મોઆફ કીજિયેગા, બહન!"

"ઇસમેં તકલીફ કૌનસી હુઇ! હાં, મગર આપ કૌન હયઁ?" મેં વિવેક દર્શાવ્યા પછી પૂછ્યું.

"ખાદિમા દેહલીકી એક મશહૂર તવાયફ હયઁ;" જવાબ મળ્યો.

"ઔર ઇસ્મેં મુબારિક?" મેં પૂછ્યું.

"લૌંડી કો લોગ હશ્મતજાન કહતે હયઁ. હાં, મગર આપકી પહચાન?"

"મૈં ઇસ નાટક કંપનીકી એક હોનહાર ઍક્ટ્રેસ હું, અભી દો તીન રોજ હુવે આઈ હું, મેરા નામ ચંપા હય."

"બહોત ખૂબ! અચ્છા તો ચંપા બહન, આપકી કંપની અગર દેહલી આય, તો ઇસ નાચીજ કનીજકે ગરીબખાનેકો જરૂર યાદ ફરમાઇયેગા. ઇસ ખાતિરદારીકા ઈવજ અદા કરકેં લૌંડી નેહાયત મમનૂન હોગી."

"અગર દેહલીમેં નસીબ લે જાયગા, તો જરૂર આપસે મિલુંગી." મેં કહ્યું.

એ પછી મેં પાન વગેરે મંગાવ્યાં અને તેને સ્વીકારી તે પાછી નાટક જોવાને ચાલી ગઈ. હું બીજીવાર ઓડીયન્સમાં ગઈ નહિ. એ હશ્મતજાનના સૌંદર્યને જોવા પછી કેટલાક વિલક્ષણ વિચારો મનમાં આવતાં હું મારા રૂમમાં જ કોચપર બેસી રહી મારા મનમાં જે વિચારો આવ્યા, તે આ પ્રકારના હતાઃ—

"બહુધા ગણિકા જાતિમાં આવા અલૌકિક લાવણ્યનું પ્રમાણ વિશેષ જોવામાં આવે છે તેનું કારણ શું હોવું જોઇએ? એટલું જ નહિ, પણ બોલવાની છટા અને બુદ્ધિચાતુર્યનો અંશ પણ ગણિકાઓમાં ગૃહસ્થ સ્ત્રીઓ કરતાં અધિક પ્રમાણમાં રહેલો હોય છે, એપણ ખરેખર એક અજાયબી જ છે પણ ઈશ્વરનો અપક્ષપાત ન્યાય અહીં પણ દેખાઈ આવે છે. વેશ્યાઓ રૂપજીવી કહેવાય છે, એટલે જો એમને ઈશ્વરે સૌંદર્ય અને મનોમોહક ભાષણચાતુર્ય આદિ સાધનો ન આપ્યાં હોય, તો પુરુષો એમના પ્રતિ કેવી રીતે આકર્ષાય અને એમનો ઉદરનિર્વાહ કેવી રીતે ચાલી શકે? ઈશ્વરે પ્રત્યેકને જેમ નિર્વાહનાં જૂદાં જૂદાં સાધનો આપ્યાં છે, તે જ પ્રમાણે એમને સૌંદર્ય અને ભાષણચાતુર્ય આદિ સાધનો આપી મૂક્યાં છે કે, જેથી એમના નિર્વાહમાં પણ કોઈ પ્રકારનો પ્રત્યવાય આવી ન શકે. અહા, ઈશ્વરની કેવી દીર્ઘદૃષ્ટિ અને કેટલી બધી દયા! આવું સ્વર્ગીય સૌંદર્ય જો કોઈ સતી નારીને મળ્યું હોય, તો તેના પતિના ભાગ્યની સીમા જ કહેવાય! હું સ્ત્રી હોવા છતાં એના રૂપથી આટલી મુગ્ધ બની ગઈ, તો પુરુષોની તો એને જોતાં કોણ જાણે કેવીયે દુર્દશા થતી હશે.

"છે આંખ બે જાદૂ ભરી ને ચાલ પણ જાદૂ ભરી;
છે આકૃતિ ને બોલવાની ઢાળ પણ જાદૂ ભરી;
દે દેખતાં એ સર્પ જેવા વાળ પણ જાદૂ ભરી;
જ્યાં જ્યાં જુઓ ત્યાં કામિનીની કાય છે જાદૂ ભરી!"

—એ કવ્યુક્તિની સત્યતા આ સુંદરીના શરીરમાં સંપૂર્ણ અનુભવાય છે. અસ્તુ. ભાગ્ય મેળવશે, તો પાછાં મળીશું!"

હું આવા પ્રકારના વિચારોમાં લીન હતી, એટલામાં નાટક કંપનીનો માલિક પ્રમાદચંદ્ર આવ્યો અને કુરસીપર બેસી કહેવા લાગ્યો—"કેમ ઓડીયન્સ-માંથી ઉઠી આવ્યાં? ખેલ પસંદ ન પડ્યો કે શું? જૂનો ખેલ છે, એટલે અમે પણ એવા ખેલોપર વધારે ધ્યાન આપતા નથી."

"ના ના, ખેલ તો ઠીક છે, પણ મારી તબીયત જરા ઠીક નથી." મેં કહ્યું.

"ચિન્તા નહિ. પણ હું તમને એ કહેવા આવ્યો છું, કે આવતી કાલથી બરાબર કાયદા પ્રમાણે તમારે રીહર્સલમાં બેસવું; થોડા દિવસમાં આપણે 'રામલીલા' નામનું નવું નાટક કરવાનાં છીએ અને તેમાં સતી સીતાનો પાર્ટ તમારી પાસે ભજવાવાનો મારો તથા મારી કંપનીના ડાયરેક્ટરનો નિશ્ચય થઈ ચૂક્યો છે. એટલામાટે કાયદાસરના રીહર્સલ ઉપરાંત ડાયરેક્ટર તેમ જ મુન્શી તમને ખાનગી તાલીમ પણ આપશે. જો તમારો આ પાર્ટ વખણાશે, તો કંપનીને પણ ફાયદો થશે અને નાટકની લાઇનમાં તમારો ચાન્સ પણ આગળ જતાં વધશે."

"શરૂઆતમાં જ આવો સારો પાર્ટ આપી મને પ્રકાશમાં લાવવાની આપની ઉદારતામાટે હું આપની અંતઃકરણપૂર્વક આભારી છું. મારાથી બનશે, તેટલો એ પાર્ટને કુશળતાથી ભજવી બતાવવાનો હું પ્રયત્ન કરીશ." મેં વિવેકથી ઉત્તર આપ્યું.

"ઠીક છે—ત્યારે આવતી કાલે રીહર્સલમાં તમને તમારા પાર્ટનાં કાગળિયાં મળી જશે—જરા ઉતાવળથી ગોખી નાખજો, એટલે એકટિંગ, વગેરે આપવાનું બની શકે અને ખેલ જલદી બહાર પાડી શકાય." માલેકે કુરસીપરથી ઉઠતાં ભલામણ કરી.

"એ વિષે તમારે જરા પણ ચિન્તા ન રાખવી." મેં આશ્વાસન આપ્યું.

બીજે દિવસે સવારમાં નવ વાગે હું રીહર્સલમાં આવી. રીહર્સલમાં બેસવાની એવી વ્યવસ્થા હોય છે કે, માલિક, ડાયરેક્ટર અને પ્રોમ્પ્ટર; તેમ જ મુન્શી કે કવિ હોય તો તે સર્વ સ્ટેજપર એક ટેબલની આસપાસ સ્ટેજની એક બાજુએ બેસે છે અને ઓડિયન્સમાં આગળના ભાગમાં જ એક તરફ પુરુષ નટો અને બીજી તરફ સ્ત્રીખેલાડીઓ બેસે છે. જેમનો પ્રવેશ આવે, તે સર્વ ઓડિયન્સમાંથી સ્ટેજપર ચઢવાની નાનકડી સીડીપરથી સ્ટેજપર જાય છે અને કામ પૂરું થતાં પાછાં આવીને પોતાની જગ્યા સંભાળી લે છે. નાટકના છકેલા અને છટકેલા એકટરો રીહર્સલમાં પણ સખણા બેસી શકતા નથી અને ધીમે સાદે કે પછી ઇશારામાં તરેહવાર ચેષ્ટાઓ કર્યા કરે છે. તેમ જ કેટલાકો બહાર કમ્પાઉંડમાં જઇને ઠીઠી ઠાઠા કરીને કે બીડીઓ ફુંકીને પણ પોતાનો નકામો વખત ગાળતા હોય છે, માત્ર એકટ્રેસિસ મૌન ધારીને બેસી રહે છે. આજે 'રામલીલા'નું રીહર્સલ ચાલ્યું અને મને મારા પાર્ટનાં કાગળિયાં મળી ગયાં. મને પાર્ટ યાદ ન હોવાથી એ દિવસે તો એક છોકરાએ જ રીહર્સલમાં સીતાનો પાર્ટ કરી બતાવ્યો કે જે બીજા શહેરોમાં એ પાર્ટ ભજવી આવ્યો હતો. ચાર દિવસ પછી મને પાર્ટ કાંઇક મોઢે થતાં મને પણ સ્ટેજપર બોલાવવામાં આવી અને મારો પાર્ટ ચલાવવામાં આવ્યો. એક બિલકુલ નવા પંખીડા તરીકે મારું કામ તેમને સંતોષકારક જણાયું અને તેથી માલિક, તથા ડાયરેક્ટરે મને શાબાશી પણ આપી. ઓંઢરજી નામનો નાટકનો એક મુન્શી ભાષા કેમ સુધારવી તથા પાઠમાંના ક્યા શબ્દોપર ભાર આપવો એ બતાવતો હતો અને લલ્લુ શામળ નામનો વાગાળો હારમોનિયમ માસ્ટર મને ગાયનો બપોર પછી બેસડાવતો હતો. એ નાટક કંપનીમાં મારા ઉપરાંત બીજી ચાર સ્ત્રીખેલાડીઓ હતી અને તેમાંની જેણે પ્રથમ કંપનીના માલિક સાથે મારી મુલાકાત કરાવી હતી, તે મિસ ચમેલીને મને એકટીંગ—અભિનય બતાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. બીજી ત્રણ એકટ્રેસોનાં

નામ અનુક્રમે મોતીજાન, યમુના અને દામિની હતાં. આ બધી સ્ત્રીઓનાં નામની આગળ મિસ (કુમારિકા) શબ્દ લખવામાં આવતો હતો, પણ ચમેલીના બે ધણી થયા હતા, મોતીજાન આઠવર્ષની પુત્રીની માતા હતી, યમુનાનો છોકરો દોઢ વર્ષનો હતો, અને દામિની ગર્ભવતી હતી. એ ચારેના ધણી પણ નાટકમાં જ નોકર હતા. ચમેલીનો ધણી એક સારો કૉમિક એક્ટર હતો, મોતીજાનનો ધણી દરવાજાપર પહેરાવાળાની જગ્યા સંભાળતો'તો યમુના ઢેડીનો પારસી પતિ પીલો લેડીપાર્ટ કરતો હતો, અને દામિનીનો આશક એક વંઠેલો નવ્વાબ હતો. બીજી ખૂબી એ કે, એ ચમેલી વગેરે નામો તે એ સ્ત્રીઓનાં ખરાં નામો નહિ, પણ નાટક કંપનીવાળાએ આપેલાં બનાવટી નામો જ હતાં. ગુજરાત કાઠિયાવાડની કેટલીક હિન્દુ જાતિઓમાં જેમ કન્યા પરણીને સાસરિયાંમાં આવ્યા પછી તેનું પિયરનું નામ બદલી સાસરિયાંનું એક નવું નામ રાખવામાં આવે છે, તેવો જ પ્રકાર કેટલેક અંશે નાટક કંપનીઓમાં પણ ચાલતો દેખાય છે. ચમેલી મૂળ બ્રાહ્મણ જાતિની અબળા હતી અને તેનું ખરું નામ લલિતા હતું; મોતીજાન મૂળ વડોદરાની મોચણ હતી અને તેનું ખરું નામ જમના હતું; યમુનાની જાતિ દક્ષિણી મહારની હતી અને તેનું મૂળ નામ ઇઠી હતું; તેમ જ દામિની અસલની નરી નામની કચ્છની મુસલ્માન કુંભારણ હતી. એ સર્વમાં સંગીતકળામાં માત્ર યમુના જ કાંઇક સારી હતી અને નાટકની નટી તરીકે બધી રીતે ઉતરતી હોવા છતાં શરીરના ડોળડાળ અને સૌન્દર્યમાં દામિનીનો પહેલો નંબર હતો. મોતીજાન વાને ગોરી, પણ ફૂલેલી અને લગભગ ચાળીસને પહોંચેલી આધેડ બાયડી હતી અને ચમેલી દેખાવ અને ગાવામાં સાધારણ હોવા છતાં એક સારી તરુણ ડ્રામેટિસ્ટ હતી—ગદ્ય બોલવું એ તો એનો જ હિસ્સો હતો, તેમ જ અભિનયમાં પણ એ કુશળ હતી, અને એટલામાટે જ બીજી એક્ટ્રેસો તથા સ્ત્રીભૂમિકા ભજવનારા ન્હાની ઉમ્મરના છોકરાઓને એક્ટિંગ શીખવવાનું કામ માલિકે એ ચમેલીને જ સોંપેલું હતું. ચમેલી જેમ પોતાના કાર્યમાં પ્રવીણ હતી, તેવી જ તે શાંત સ્વભાવની, વિવેકી અને સભ્યતાની પણ પ્રતિમા હતી. બીજી એક્ટ્રેસો જેવી છછોંછળી અને અભિમાની કે તોફાની નહોતી. તે પોતે નાટકની એક વખણાયલી એક્ટ્રેસ હોવા છતાં નાટકના ધંધા વિશે તેના વિલક્ષણ વિચારો હતા. એક દિવસ બપોરે તે ખાનગી ઓરડામાં મને અભિનય બતાવતી હતી, તેવામાં મેં તેને પૂછ્યું કે;—

"લલિતા બહેન!" કારણ કે, જ્યારથી તેનું ખરું નામ મારા જાણવામાં આવ્યું હતું ત્યારથી ખાનગીમાં હું તેને તે ખરા નામથી જ બોલાવતી હતી, "આ નાટકના ધંધામાં હું ફાવીશ ખરી કે નહિ? ખરેખરો અભિપ્રાય આપજો, મોહ્રું રાખવાની વાત કરશો નહિ."

એના જવાબમાં તે બોલી કે;—"ચંપા બહેન! કાળા માથાનું માનવી હૃદયની દૃઢતાથી ધારે તે કાર્યમાં વિજય મેળવી શકે છે. એટલે તમારા ફાવવા ન ફાવવાનો કાંઇ સવાલ જ નથી. આપણી કંપનીમાં યમુના સર્વથી સારી ગાનારી છે, છતાં તેના ગળામાં કાંઇક નૈસર્ગિક કર્કશતા છે અને તમારો અવાજ વાંસળી જેવો સ્વચ્છ તથા મધુર છે, તેમ જ તમે સારાં સુરીલાં હોવા સાથે તમારા શારીરિક

હાવભાવો પણ ઉત્તમ છે, એટલે નાટકના ધંધામાં તમે ફાવવાનાં તો ખરાં જ. છતાં પણ મારે કહેવું જ જોઇએ કે......

"કેમ અટકી ગયાં-મારા સમ, જો ન કહો તો!" મેં આગ્રહ કર્યો.

"અટકી તો એટલામાટે ગઈ કે, હવે કહેવામાં સાર નથી. છતાં તમે સોગન્દ આપો છો તો સાંભળો, નાટકના ધંધા વિષે મારા સારા વિચાર નથી અને તેથી હું એમ જ કહેવા જતી' તી કે, નાટકના ધંધામાં ફાવવાનાં સર્વ અનુકૂળ સાધનો તમારી પાસે હોવા છતાં જો તમે આ ધંધામાં ન પડ્યાં હોત, તો વધારે સારું થાત. મૂળમાં તો નાટકનો વ્યવસાય નઠારો નથી, પણ અત્યારે તે એવા હલકટ લોકોના હાથમાં જઈ પડ્યો છે કે, જેમને પોતાની જ આબરૂની દરકાર નથી, તો પછી તેઓ બીજાની લાજ આબરૂની દરકાર રાખે, એ બને જ કેવી રીતે? નાટકનાં જે પાત્રો પોતાની ઉત્તમ ભૂમિકાઓ ભજવતી વેળાએ ધર્મ, નીતિ અને ન્યાયનાં મોટાં મોટાં ભાષણો આપે છે અને પ્રેક્ષકો તરફથી ધન્યવાદદર્શક તાળીઓ મળતાં અભિમાનથી મસ્તક ઝુકાવી પોતાની ભૂમિકાની કૃતકૃત્યતા થયેલી માને છે, તે જ પાત્રોનાં આંતરિક જીવન એવાં તો અધમ અને ભ્રષ્ટ હોય છે કે તેમનું વર્ણન કરવું, તે પણ એક મહાપાપ છે. એથી જ નાટક સ્વર્ગીય વ્યવસાય હોવા છતાં અત્યારે નરકાગાર સમાન થઈ પડ્યું છે, તે દિવસે જો મને એવી ખબર પડી હત કે, તમે નાટકના વ્યવસાયને પોતાનું જીવન સમર્પવા ઇચ્છો છો, તો તો કંપનીના માલિક સાથે હું તમારી મુલાકાત કરાવત જ નહિ અથવા તો તમને આ ધંધામાં ન પડવાની ચોખ્ખી સલાહ આપી દેત. કાજળની કોટડીમાં રહેવાથી જેમ જરૂર શરીરને દાગ લાગે છે, તેજ પ્રમાણે નાટકમાં આવેલી અબળા ભમે તેવી શુદ્ધચરિત્રા હોય, છતાં તેનામાં અવશ્ય કેટલાક દુર્ગુણોનો સંગદોષથી સંચાર થઈ જતાં તેનું જીવન બગડી જાય છે, એવી મારી મારા પોતાના અનુભવથી માન્યતા બંધાયેલી છે. હજી પણ મારો તો તમને એ જ ઉપદેશ છે કે, આ નરકસ્થાનમાંથી નીકળી કોઇ સારા ગૃહસ્થના ગૃહિણીપદને ધારણ કરી પોતાના જીવનને અમૃતના સ્વરૂપમાં ફેરવી નાખો તો વધારે સારું! પછી તો જેવો તમારો નિર્ધાર. ઉપદેશ આપવો, એ ઉપદેશકનું કર્ત્તવ્ય છે, અને તેને માન્ય કે અમાન્ય કરવો, એનો આધાર પોતાની ઇચ્છાપર રહેલો છે." લલિતાએ અતિશય લાગણીથી એ ઉદ્ગારો કાઢ્યા.

'બહેન! તમે પોતાના અનુભવથી જે કહો છો, તે કાંઇ ખોટું તો નહિ જ હોય અને મારા માટે આવી લાગણી ધરાવવામાટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. પણ મારે ઘણી જ લાચારીથી અને ન છૂટકે જ આ નાટકનો આશ્રય લેવો પડ્યો છે. તમારી લાગણીને જોઇ જે વાત મેં આપણા માલિકથી પણ છૂપાવી છે, તે હું તમને કહી સંભળાવું છું, એટલે એથી તમે મારી પરિસ્થિતિને જાણી શકશો અને મારાપર તમને હું ધારું છું, કે દયા પણ આવશે,

એમ કહીને મારો જે પૂર્વ વૃત્તાંત હું વાંચકોને જણાવી ચૂકી છું, તે સઘળો વૃત્તાંત મેં અક્ષરેઅક્ષર ચમેલી એટલે કે લલિતાને કહી સંભળાવ્યો. મારો વૃત્તાંત સાંભળી તેની આંખોમાં આંસૂ આવી ગયાં. હું મારો વૃત્તાંત કહેતી હતી, તે વેળાએ તેનો સિગારેટ ફુંકવાનો વ્યવસાય અખંડ ચાલતો હતો. બીડીની તેને

ઘણી જ સખ્ત ટેવ પડી ગઈ હતી. મારો વૃત્તાંત ધ્યાનપૂર્વક સાંભળી લીધા પછી તેણે કહ્યું કે;

"બ્હેન ! તમને તો, તમે ઘેરથી જ સ્વછંદતા શીખ્યાં છો, એમ પણ કેટલેક અંશે કહી શકાય; પરંતુ હું એક કુલીન કુટુંબની બ્રાહ્મણકન્યા અને કુલીન પતિની પત્ની હોવા છતાં કેવા અદ્દ્ભુત સંયોગોથી મારા જીવનનો અધઃપાત થયો છે, તે ઇતિહાસ ખાસ જાણવા જેવો હોવાથી સંક્ષેપમાં જ હું તમને કહી સંભળાવું છું."

એટલું કહીને તેણે પોતાની કર્મકથાનો આરંભ કર્યો.

## પ્રકરણ ૫ મું

### લલિતા

"મને આ ભ્રષ્ટતાના ખાડામાં નાખનારી દુશ્મન મારા કુટુંબની મુફલસી અથવા ગરીબી છે. હું ગુજરાતના એક કુલીન બ્રાહ્મણની કન્યા હતી અને મારો લગ્નસંબંધ પણ એક કુલીન વિપ્ર સાથે જ કરી આપવામાં આવ્યો હતો. મારો પતિ કુલીન તો હતો, પણ હું બાર વર્ષની અને તે ત્રીસ બત્રીશ વર્ષનો બીજવર હતો, એટલું જ નહિ, પણ તેના ઘરમાં વીસે વસા દરિદ્રતા વસતી હતી. વળી મારા પતિનો વિદ્યાદેવી સાથે પણ બારમો ચંદ્રમા હતો, એટલે સાધારણ દક્ષિણાદાન ઉપરાંત બીજી રીતે વધારે આવકનો કોઈ આધાર ન હોવાથી મહા મુશ્કેલીથી દેશમાં ગુજરાન કરી શકાતું હતું. જેમ તેમ સાત આઠ વર્ષ વીત્યાં, મારી ઉમ્મર વીસ વર્ષની થઈ, એટલે મારો ધણી ચાળીસીની હદમાં આવી લાગ્યો. એ વેળાએ તેને સંગ્રહિણીનો રોગ લાગૂ પડવાથી દક્ષિણાદાન આવતાં પણ અટકી ગયાં અને ખાવાના પણ સાંસા પડવા લાગ્યા, ત્યાં પછી દવાદારૂ માટે પૈસા તો ક્યાંથી જ હોય ? મેં આવી પરિસ્થિતિને જોઇને મારા પતિને એક દિવસ કહ્યું:-"હવે જો તમારો વિચાર હોય તો આપણે મુંબઈ ચાલીએ; અહીં કોઈ જાતની આવક નથી ,અને મારા પિતાની એવી શક્તિ નથી કે, તે બારે માસ આપણને મદદ આપી શકે અને આપણો નિર્વાહ ચલાવી શકે. મુંબઇમાં કોઈ શેઠિયાને ત્યાં હું રાંધવામાટે નોકર રહીશ તોપણ એટલો પગાર મળશે કે તમારો ગુજારો થઈ જશે. મને તો ખાવાનું તે શેઠને ત્યાંથી જ મળવાનું. વળી શેઠાણીઓ કપડાં લત્તાં પણ આપશે, એટલે સુખમાં તો રહીશું-અહીં રહેવાથી તો ભૂખે મરી જવાનો જ વખત આવી લાગશે."

મારી આ વાત મારા ધણીને ગળે ઉતરી અને તેણે મુંબઈ જવાની હા પાડી. પણ મુંબઈ પહોંચવા જેટલા અને મુંબઇમાં પણ આઠ પંદર દિવસ નિર્વાહ કરી શકાય તેટલા પૈસા તો પાસે જોઈએ ને? તેટલી મૂડી પણ ઘરમાં નહોતી; એટલે મારી સોનાનાં પતરાંની મઢેલી બે ચૂડીઓ હતી, તેમનાપરનું સોનું ઉતારીને મેં પડતર ભાવે વેચી નાખ્યું અને તેના ઉપજેલા પૈસાથી મારા ધણીને લઇને હું અલબેલી મુંબઈ નગરીમાં આવી પહોંચી અને ત્યાં મારા એક નવીન જીવનનો આરંભ થયો.

"ચારેક દિવસ ધર્મશાળામાં રહી, ગાંઠના રોટલાપર ગુજરાન ચલાવ્યા પછી એક વૈષ્ણવ ગૃહસ્થને ત્યાં મને ખાવું પીવું અને મહિને છ રૂપીઆ પગારની

નોકરી મળી ગઈ. તે વખતમાં મુંબઇમાં ઘરભાડાની આજના જેટલી મોંઘારત ન હોવાથી અનંતઋષિની વાડી–ભૂલેશ્વર લત્તામાંના એક માળામાં ભોંયતળીએ નળ અને કૂવાની બાજૂમાં ચાર રૂપીઆ ભાડાની એક કોટડી મેં ભાડે રાખી લીધી. મારા ધણીને મેં ત્યાં રાખ્યો. હું સવારમાં પાંચ વાગે મારી નોકરીપર જતી, તે રાંધી શેઠ શેઠાણીને જમાડી બપોરે એક દોઢ વાગે ઘેર આવતી અને પાછી ત્રણ સાડા ત્રણે જતી તે રાતે નવ દશ વાગે મારો છૂટકો થતો હતો. હું મારા માંદા ધણીમાટે રાતે રાંધી રાખતી અને તેપર તે બીજી રાત સુધી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. કોઈવાર જો શેઠને ત્યાં મિષ્ટાન્ન વગેરે થતું તો શેઠાણીની રજાથી કાંઇક તેવું ખાવાનું મારા ધણી સારુ લાવતી હતી. પણ આનું પરિણામ વિપરીત થયુ; મારો પતિ સંગ્રહિણીના રોગથી પીડાતો હતો, છતાં પાનખાન અને ઔષધ આદિની યોગ્ય વ્યવસ્થા ન થઈ શકવાથી ધીમે ધીમે તેના રોગે ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. છ રૂપીઆ પગારમાંથી ચાર રૂપીઆ તો ભાડું જાય, એટલે બાકીના બે રૂપીઆથી આખો મહિનો આવી સ્થિતિમાં કેમ કાઢી શકાય. જો આરોગ્ય હોય તો જમણવારમાં જવાય; ક્યાંકથી દક્ષિણા પણ મળી જાય અને ગાડું ગબડ્યાં કરે; પણ આ તો માંદગી આવીને પેઠી અને તે પણ એવી કે બે મહિના પછી તો મારો ધણી ખાટલાવશ રહેવા લાગ્યો અને તેથી તેને એવી અવસ્થામાં મૂકી નોકરીપર જવું પણ મને ભયંકર દેખાવા લાગ્યું. આ વાત મેં મારાં શેઠશેઠાણીને જણાવી, અને કાંઇક મદદ તથા એક મહિનાની રજા માગી; પણ બન્ને એવાં તો પાજી હતાં કે, મારા ચઢેલા પગાર ઉપરાંત તેમણે માત્ર બે રૂપીઆ અને એક વસ્ત્ર મને આપ્યું અને કપાતે પગારે એક મહિનાની રજા આપી.

"ચિન્તાની સીમા થઈ ગઈ. દેશમાં મેં વેચેલી ચૂડીની ચીપોના આવેલા રૂપીઆમાંના દશબાર રૂપીઆ બાકી હતા, તે પણ ખલાસ થઈ ગયા અને ભૂખે મરવાનો પ્રસંગ આવી લાગ્યો. મારી આવકનો રસ્તો બંધ થઈ ગયો હતો અને તે સાથે ઘરમાં મારો ખર્ચ થોડો ઘણો વધ્યો હતો. મારો એ વખત એવા પ્રકારનો હતો, કે ઈશ્વર મારા શત્રુને પણ એવા દિવસો ન દેખાડે, એવી અત્યારે પણ હું ઈશ્વરને અનન્ય ભાવથી પ્રાર્થના કરું છું. ધણી ખાટલાવશ, કોઈ સગાસંબધીની ઓથનું નામ નહિ, પારકો પરદેશ, હું એક અનુભવ વગરની તરુણ અબળા અને ઘરમાં હાલ્લાં હડિયું કાઢે એવી દશા; એટલે એ સમયમાં મારા મનમાં કેવો અને કેટલો ગભરાટ થતો હશે, એની તમારે જ કલ્પના કરી લેવી. એક દિવસે છેલ્લા બે આનાના પૈસા હતા તે પણ ખર્ચાઈ ગયા. રાત પડી અને સવારમાં શેર ખીચડી લાવવામાટે પણ કાંઈ ન રહ્યું. હવે મારું ધૈર્ય ચાલ્યું ગયું; છાતી ભરાઈ આવી અને હું ડૂસ્કાં ભરીભરીને રડવા લાગી. પરમેશ્વરને મારું સત્વર મરણ લાવવામાટે પ્રાર્થના કરવા લાગી !

"અત્યારે આપણી નાટકમંડળીના જે મુખ્ય કૉમિક એક્ટર લાલજીને હું મારા ધણી તરીકે ઓળખાવું છું, તે બ્રહ્મ ક્ષત્રિય જાતિનો છે, અને એ તે વેળાએ અમારી બાજૂની કોટડીમાં રહેતો હતો. જે વેળાએ મારા વિલાપનો વ્યાપાર ચાલ્યો, તે વેળાએ એ ઘરમાં રાંધવાના કામમાં રોકાયલો હતો. મારા રડવાના અવાજને સાંભળી તે તરત મારા ઉંબરામાં આવી રડવાનું કારણ

પૂછવા લાગ્યો. એ અમારો પાડોશી હોવાથી આગળ પણ એની સાથે અમારો સાધારણ વાતચીતનો પ્રસંગ તો હતો જ; એટલે મેં એને મારાં દુઃખડાંની બધી વાત પહેલેથી માંડીને કહી સંભળાવી. મારી કથા સાંભળીને તે ઝટ પોતાની ઓરડીમાં ગયો અને રોકડા વીસ રૂપીઆની થોકડી લાવી મારા હાથમાં મૂકીને કહ્યું:–'લ્યો અત્યારે તો કામ ચલાવો; અને જો વધારે અગત્ય પડશે, તોપણ બંદોબસ્ત કરી આપીશ.' તેની આ ઉદારતાને જોઈ હું તો તેને દેવ જ માનવા લાગી. બીજે દિવસે ઘરવાળાને બે માસનું ચઢેલું ભાડું ચૂકવી આપ્યું અને બીજી પણ જોઇતી ચીજો ખરીદી લીધી. બીજે દિવસે સાંઝે લાલજીએ મને સલાહ આપી:–'બાઈ! તમે આવી ગરીબ હાલતમાં છતાં આવા માંદા ધણીને ઘરમાં રાખી અમથાં દુઃખી શામાટે થાઓ છો? અહીંના પૈસાદારોએ ગરીબ બીમારો-માટે હોસ્પિટલોની જોઇએ તેવી સારી સગવડો રાખી છે. તમારા ધણીને હોસ્પિટલમાં મૂકી આવો, એટલે ત્યાં એમની સારવાર પણ સારી થશે અને એમને ખાવા પીવાનું પણ તેઓ જ પૂરું પાડશે. તમે રોજ એકવાર તમારા ધણી પાસે જઈ આવજો એટલે થયું.' તેનો આ ઉપદેશ મારા ધ્યાનમાં પણ ઉતર્યો, અને મેં કહ્યું:–'ભાઈ! એ બધી ખરી વાત, પણ હું અબળા જાત છું અને મુંબઇથી જરા પણ જાણીતી નથી; તો જો બની શકે તો આટલી વ્યવસ્થા તમે જ કરી આપો, તો તમારો જ પાડ!' તરત તેણે એ કામ પોતાના માથા-પર ઉપાડી લીધું, અને વળતે દિવસે તેની સાથે જઈ હું મારા ધણીને ગોકળ-દાસ તેજપાલ હોસ્પિટલમાં રાખી આવી. મારા હૃદયમાંની ચિન્તાનો એથી ઘણોક ભાર ઓછો થઈ ગયો. બે મહિનાથી જે ઉંઘ સાથે મારું વેર બંધાયું હતું, તે ઉંઘે–નિદ્રાદેવીએ–આજે મારાપર પૂર્ણ કૃપા કરી.

"બે દિવસ વીત્યા; બે દિવસમાં હું મારા ધણી પાસે ચાર વાર જઈ આવી હતી; અને જોયું તો હોસ્પિટલમાં મારા ધણીની સારી સંભાળ લેવાતી હતી. લાલ-જીએ હોસ્પિટલના એસિસ્ટંટ ડૉક્ટર તથા નર્સ સાથે તે માટે કાંઇક બંદોબસ્ત કર્યો હતો. બે દિવસ વીત્યા પછી મેં લાલજીને કહ્યું:–'ભાઇ! હવે તો મારો પાછો નોકરીપર જવાનો વિચાર થાય છે. નોકરી કરવાથી પેટિયું ત્યાંથી નીકળશે અને જે પગાર મળશે તે તમારા કર્જમાં ભરી દેવાશે, એટલે ભાડું પણ હાલ તરત ઉતારી નાખવું સારું છે. એ સારા થઇને આવશે, એટલે પાછી ક્યાંક ઓરડી રાખી લઇશું.' મારા આ વિચારને જાણી લાલજી કેટલીકવાર સુધી વિચારમાં પડી ગયો, અને ત્યાર પછી તેણે કહ્યું:–"જુઓને, હું વાંઢો છું અને તેથી મારે પોતાના હાથે જ ચૂલો ફુકવો પડે છે. વીસીનું ખાવાનું મારી તબીયતને અનુકૂળ આવતું નથી. મારું કોઇ ખાનાર પીનાર છે નહિ અને પગાર પોણોસોનો મળે છે; એટલે બીજાને ત્યાં નોકરી કરવા જાઓ તેના કરતાં મને જ રાંધીને જમાડો તો શું ખોટું છે? ઘરનો બધો ખર્ચ અને ભાડું વગેરે હું જ આપીશ અને જે વીસ રૂપીઆ મેં આપ્યા છે, તેને કર્જ માનવાની કાંઈ પણ અગત્ય નથી. આવા દુઃખના સમયમાં કોઇ પણ નિરાધારને સહાયતા આપવી, એ મનુષ્ય માત્રનો ધર્મ છે. પછી તો જેવો તમારો વિચાર."

"આ તેની માગણીમાં કાંઈ પણ ગેરવ્યાજબી જેવું ન હોવાથી મેં તરત તેની માગણી સ્વીકારી લીધી અને બીજા દિવસથી જ તે મારે ત્યાં જમવા લાગ્યો.

અમે આ રીતે પરિચયમાં આવ્યાં, એટલે અમારી ઓરડીઓ પડખાપડખ હોવાથી ઘણીક વાર વચ્ચેનો દરવાજો અમે આવવા જવાની સગવડને ખાતર ઉઘાડી નાખતાં હતાં. એ વેળાએ દુ:ખોવડે મારું હૃદય દગ્ધ થયેલું હોવાથી મારો ઉત્સાહ પણ મરી ગયો હતો; એટલે અદ્યાપિ મારા હૃદયમાં કોઈ પણ પ્રકારની કુવાસનાનો ઉદ્ભવ થયો નહતો. લાલજીનો અને મારો આટલો પરિચય હોવા છતાં અદ્યાપિ તેના હસ્તનો મારા શરીરને કિંવા મારા હસ્તનો તેના શરીરને ભૂલેચૂકે પણ સ્પર્શ થયો નહોતો. એક દિવસ તેના અત્યાગ્રહથી હું તેની સાથે નાટક જોવાને ગઈ અને અમે વિક્ટોરિયામાં બેઠાં. તે દિવસે જ અમારા પરસ્પર સહજ સ્પર્શનો યોગ આવી ગયો, પણ તે સ્પર્શ શાંત–ઠંડો હતો.

"મને ઑર્કેસ્ટ્રામાં બેસાડી, લાલજી પોતે નાટક ખલાસ થયે મળવાનું કહી ચાલ્યો ગયો અને જ્યારે મેં તેને રંગભૂમિપર રાજાના પાઠમાં આવેલો જોયો ત્યારે જ મારા જાણવામાં આવ્યું કે તે નાટકમાં એક નટ તરીકે નોકરી કરતો હતો. પ્રથમથી જ તે દેખાવડો તો હતો જ, અને તેમાં વળી નાટકના સફેદા અને ઝીક-ઝીકીના ચળકતા પોશાકે તેને સંપૂર્ણ સુંદર અને આકર્ષક બનાવી દીધો હતો. હું તેના પાઠને જોઇને પૂર્ણ પ્રસન્ન થઈ ગઈ. નાટક પૂરું થતાં પાછાં અમે ગાડીમાં બેઠાં અને રાતે ત્રણ વાગે ઘેર આવ્યાં નાટકમાં બે ત્રણ એક્ટ્રેસો હતી, તેમની વાત નીકળતાં મેં તો એવો જ અભિપ્રાય દર્શાવ્યો કે;–"બળ્યું, પીટયાં બૈરાંને તે હજારો ભાયડા આગળ નાચવાનું ને લટકા મટકા કરવાનુ કેમ ફાવતું હશે? આ તે બાયડીઓ કે બાયડાઓ! મારા જેવી તો ગભરાઇને મરી જ જાય!" લાલજીએ મારા આ શબ્દ વિરુદ્ધ કાંઈ પણ શબ્દ ન ઉચ્ચાર્યો.

આવી રીતે બે ચાર વાર નાટકમાં જવાનું થયું અને ચાર પાંચ વાર મહાલક્ષ્મી અને પાલવાની સહેલ કરવા પણ મને તે લઈ ગયો; ત્યાં ચાહે કૉફી પીવાનો પ્રસંગ આવ્યો અને અત્યાર સુધી અમે જે એક બીજા સાથે મર્યાદાપૂર્વક બોલતાં અને વર્તતાં હતાં, તેમાં કેટલેક ભાગે વિનોદનો પ્રવેશ થતાં મર્યાદાનો ભાગ ઓછો થવા લાગ્યો. અમારો આ સંબંધ એવો તો ગુપ્ત રહી શક્યો કે, માળામાંના કોઈ પણ મનુષ્યના મનમાં મારા વિષે કશી પણ શકા આવેલી નહોતી. રાતે ફરવા જવું હોય તોપણ પાડોસણોને તો હું એમ જ જણાવતી કે, 'એમની તબીયત જરા વધારે બગડી છે, એટલે રાતે હોસ્પિટલમાં તેમની પાસે જ સૂવા જવું પડશે' અને સવારમાં કોઈ પૂછતું, તો એમ જ જણાવતી કે, 'સવારમાં વ્હેલી ઉઠીને ચાર વાગે હું આવતી રહું છું.' પણ જે એમ કહેવામાં આવે છે કે, 'પાપ છુપું રહેતું નથી. તે તો માથાપર ચઢીને બોલે છે.' તે કથનની સત્યતાને અનુભવવાનો પ્રસંગ અલ્પ સમયમાં જ આવીને ઉપસ્થિત થયો; અને તે પ્રસંગના પ્રતાપે જ મારો અધ:પાત થઈ ગયો.

"બનાવ એવો બન્યો કે, મારા ધણીની માંદગી ભયંકર થતી ગઈ અને બીજી તરફ હું ગર્ભવતી થઈ. જો એવી જ રીતે ચાર માસ વીતી જાય તો પછી પાપના પ્રકાશને અટકાવવાનો કોઇ ઉપાય યોજી શકાય તેવી આશા નહોતી. પણ એટલામાં હોસ્પિટલમાં જ મારા ધણીનો અંતકાળ થઈ ગયો અને હું રંડાણી. મારા ધણીની ઉત્તરક્રિયાના ખર્ચનો લાલજીએ બંદોબસ્ત કરી આપ્યો. તેરમું વગેરે થઈ ગયા પછી લાલજીને મેં કહ્યું:–'તમે જાણો છો કે અત્યારે મારી શી

અવસ્થા છે? પાપના ઘડાનો ફૂટવાનો સમય આવી ચૂક્યો છે, એટલે હવે આપણા બચાવનો કોઈ માર્ગ આપણે શોધવો જ જોઇએ. ગર્ભપાત કરીને બાળહત્યા કરવાની મારી ઇચ્છા નથી; એટલામાટે એવો કોઈ ઉપાય શોધી કાઢો કે 'સર્પ પણ મરે અને લાઠી પણ ન તૂટે.' એના જવાબમાં લાલજીએ જણાવ્યું:–'પંદરેક દિવસમાં અમારી કંપની કરાચી જવાની છે, તો તું પણ ચાલ મારી સાથે. હું જીવું છું ત્યાંસુધી તને પાળીશ અને આપણે પતિપત્ની તરીકેજ રહીશું.' મને એટલુંજ જોઇતું'તુ.

"કંપનીને ઉપડવાને બે દિવસ બાકી રહ્યા, તે વેળાએ મેં મારા પિતાને એક કાગળ લખીને તેમાં જણાવ્યું:–'મારા પતિનો સ્વર્ગવાસ થયો છે, તેમની ઉત્તરક્રિયા અહીં યથાશાસ્ત્ર કરી છે અને મારું મન સંસારમાંથી ઉઠી ગયેલું હોવાથી હું સંસારને ત્યાગી હિમાલય તરફ જાઉં છું, માટે મને શોધવાનો પ્રયત્ન ન કરશો અને મારા પતિના સ્નાન સાથે મારા નામનું પણ સ્નાન કરી નાખજો.' ત્રીજે દિવસે તો સ્ટીમરમાં હું લાલજી સાથે કરાંચી જવામાટે મુંબઈથી ઉપડી ગઈ કરાંચી નાટકવાળાઓ માટે કમાણીનું એક સારું ક્ષેત્ર હોવાથી જો પોતાનાં નાટકો વખણાય તો ત્યાં એક વર્ષ ગાળવાનો કંપનીના માલિકનો વિચાર હતો. ભાગ્ય યોગે કંપનીનાં નાટકો એક પછી એક વખણાવા લાગ્યાં અને તેથી ત્યાંનો એક વર્ષનો મુકામ નક્કી થઈ ગયો અને કરાચીમાં એક જૂદું ઘર લઇને નાનકવાડામાં રહ્યાં હતાં અને ત્યાંજ મેં પુત્રને જન્મ આપ્યો. પણ દુર્ભાગ્યવશાત્ તે બાળક બે માસનો થઈને મરી ગયો કે જે આજે જો જીવતો હોત તો બરાબર આઠ નવ વર્ષનો હોત. ત્યાર પછી મને કાંઈ સંતાન થયું જ નથી. એક રીતે મારો પુત્ર ન જીવ્યો, એને હું ઈશ્વરની કૃપાજ માનું છું.

"મારા પુત્રના મરી જવા પછી કરાચીમાં લાલજી કેટલાક મવાલી દોસ્તોની એવી બુરી સોબતમાં પડી ગયો કે, તેનો આખો પગાર દારૂ અને જુગારમાં જ ઉડી જવા લાગ્યો અને ઘરમાં ખાવા પીવાના સાંસા પડવા લાગ્યા. તેના સ્વભાવમાં પણ એટલો બધો ફેરફાર થઇ ગયો કે, જે લાલજી એકવાર મને ઊંચે સાદે પણ બોલાવતો ન હોતો, તેજ લાલજી હું કોઇ ઉપદેશની વાત કહું તો તરત એલફેલ બકવા મંડી જતો અને કોઇ કોઇ વાર તો હાથચાલાકીપર પણ આવી જતો હતો. એક બે વાર તો આ કંટાળાથી હું આપઘાત કરવાના વિચારપર આવી ગઇ, પણ પાછું મનને વાળ્યું અને ભાગ્ય સાથે લડવાનો નિશ્ચય કર્યો. એક બે વાર લાલજીને છોડીને ચાલ્યા જવાની ઇચ્છા થઇ, પણ પુનઃ હૃદયે ઉપદેશ આપ્યો કે, ઘર ઘર માટીના ચૂલા છે. 'ઔરતને ખસમ કિયા, તો કે બહોત બુરા કિયા–કરકે છોડ દિયા, તો ઉસ્સેભી બુરા કિયા!' એકને છોડી, બીજા પાસે અને બીજાને છોડી ત્રીજા પાસે જવું, એ તો ચોખ્ખી વેશ્યાવૃત્તિ જ કહેવાય. પ્રમાદથી થયેલું એક પાપ પણ મારા હૃદયને ડંખ્યા કરતું હતું, એટલે બીજું પાપ વ્હોરવાની હિંમત કેમ ચાલી શકે?

મેં નાટકમંડળીના માલિકની મુલાકાત લીધી અને તેને બધો વૃત્તાંત કહી સંભળાવી ગમે તેટલા થોડા પગારે પણ મને નાટકમાં નોકરી રાખવાની માંગણી કરી. તેને દયા આવવાથી હું નાટકનો કક્કો પણ જાણતી ન હોવા છતાં મને ત્રીસ રૂપીઆના પગારે નોકરી રાખી લીધી અને અજમાયશ તરીકે એક બે નાના

પાર્ટ પણ આપ્યા. એ કંપનીનાં ઘણાં ખરાં નાટકો મેં જોયેલાં હોવાથી અને ઘરમાં પણ હમેશ નાટકની વાતો થતી હોવાથી એ પાર્ટોમાં મારો સાધારણ વિષય થયો. એવામાં ચીફ્ કેરેક્ટર્સ કરનારી એક એક્ટ્રેસ નીકળી જતાં તેના પાર્ટોનો ચાન્સ મને આપવામાં આવ્યો અને તેની જગ્યા સોળ આના નહિ તો બાર આના જેટલા પ્રમાણમાં મેં સંભાળી લીધી. તે એક્ટ્રેસને દોઢસોનો પગાર હતો, એટલે મને એંસીનો પગાર કરી આપવામાં આવ્યો, અને હું તેથી સંતુષ્ટ હતી. લાલજી ઘરમાં આવતો, ખાતો અને રહેતો, પણ તે પૈસા આપતો ન હોતો; અને જ્યારથી મારો પગાર આવવા માંડ્યો ત્યારથી મેં પણ કોઇ વાર પૈસાની માંગણી કરી નહોતી. એકવાર નાટકમાં નાચનારી બૈરીઓને જોઇને મને જે અજાયબી થતી હતી, તે જ પ્રસંગ મારા માથાપર આવી પડવાથી હવે મને મારા વિષે પણ અજાયબી થવા લાગી. 'પીપળ પાન ખરંતાં હસતી કુંપળિયાં, અમ વીતી તુજ વીતશે, ધીરી બાપળિયાં !' એ જગત્પ્રસિદ્ધ કહેવતની સત્યતાનો મને પોતાને અક્ષરે અક્ષર અનુભવ મળી ચૂકયો.

"સાંભળી, બ્હેન મારી કર્મકથા? તે દિવસથી નાટકમાં નાચું છું, કમાઈ ખાઉં છું. અને બાયડી લાલજી શેઠની કહેવાઉં છું. 'આવો જાવો મેહમાન, યે ઘર હય તુમારા; ખિચડી લાઓ ગાંઠકી ઓર બર્તન હમારા; કોઇ આકે પૂછે કૌન હય? મહમાન હમારા!!' એવો જ મારો હિસાબ છે આ દુઃખમાં પણ એટલું હું સુખ માનું છું કે, આ નાટકમાં ફાવી જવાથી અને ગુજરાન જોગું મળી રહેવાથી આ પાપી પેટ માટે કોઇ ત્રીજા પુરૂષનું મોઢું મારે અત્યાર સુધીમાં જોવું પડ્યું નથી અને તેવા પ્રસંગ આવતાં પહેલાં મોત આવી જાય તો વધારે સારું, એવી જ મારી ઇચ્છા છે. જે એક પાપ થઇ ગયું છે તે હજી પણ મને એટલું બધું સાલ્યાં કરે છે કે, તેની વેદનાને હું કે મારો ઈશ્વર જ જાણે છે; પણ એનું કોઇ પ્રાયશ્ચિત્ત જ નથી, એટલે લાચાર !

"નાટકવાળાના જાળમાં અને નાટકના ધંધામાં પડવાથી મને જે બીજી એક મોટામાં મોટી હાનિ થઈ છે, તે ધર્મની છે. લાલજી મદિરાપાની અને માંસભક્ષક છે અને તેને સ્પર્શ્યાસ્પર્શની કાંઈ પરવા જ નથી. જો કે મેં અદ્યાપિ મદિરા કે માંસને હસ્તસ્પર્શ પણ કર્યો નથી, છતાં તેની સાથે મારો એવો સંબંધ છે, કે મારા શરીરને હું સર્વથા પવિત્ર માનું તો તે મારી ભૂલ જ કહી શકાય. નાટકના ધંધાથી બીજો જે ગેરલાભ થયો તે એ કે, રોજના ઉજાગરા કરવાના હોવાથી ચાહે કૉફી અને બીડી પીવાનું વ્યસન મને પણ ચોંટયું, અને તેનું પરિણામ એ થયું કે, મુંબઇમાં મારા બુરા વખતમાં મારું શરીર જેટલું હૃષ્ટપુષ્ટ અને બળવાન્ હતું, તે હૃષ્ટપુષ્ટતા અને બળ આજે મારા શરીરમાં નથી. તે સમયની તેજસ્વિતા પણ ચાલી ગઈ છે અને તેના સ્થાનમાં નિસ્તેજસ્વિતા અને શ્યામતાની છટા છવાઈ ગઈ છે. નાટકમાં મને બીજા પણ કેટલાક કડવા અનુભવો મળ્યા છે, પણ મારું હૈયું ઠેકાણે હોવાથી હું કોઇની લાલચમાં લપટાણી નથી અને વિશેષ અનીતિના ખાડામાં ઉતરી પડી નથી, પરંતુ બધી અબળાઓ એવા દૃઢ વિચારની હોતી નથી, અને એટલામાટે જ આ ધંધામાં ન પડવાનો, હું કોઈ પણ નાટકમાં, નવી આવનારી નારીને બેધડક ઉપદેશ

આપું છું. એક કવિએ નાટકવાળાની સ્ત્રીની સ્થિતિને દર્શાવનારી એક ગજલ લખી છે, તે આ પ્રમાણે:-

ગજલ

બળ્યો અવતાર અબળાનો પતિ જો નાટકી પામી;
ઉભી છે ગાય જાણી લ્યો ભયંકર ખાટકી સ્હામી-બળ્યો.
કરે જે વાત મોટી તે બધી ખોટી કસોટીથી;
મળે છે દાળ ને રોટી, સહુ સંસાર સુખ વામી-બળ્યો.
પતિ ધારે લંગોટી, સ્ત્રી લહે વસ્ત્રો કહો ક્યાંથી?;
પડે સમણાં ઘરેણાંનાં, હૃદયમાં વેદના જામી-બળ્યો.
બળ્યાં એ સર્વ સુખ પણ, જો મળે કૈં સ્વાદ પ્રીતિનો;
નથી એ પ્રેમ પણ મળતો, થતાં પરદારરત સ્વામી-બળ્યો.
કહે છે પ્રેમ જીવન સુંદરીનું એક, ભવમાંહી;
જતાં તે જીવતાં મૃતની અવસ્થા હોય! હું પામી-બળ્યો.

"આ તો થઈ નાટકવાળાની સ્ત્રીની અવસ્થા, પણ જે સ્ત્રી પોતે જ નાટકવાળી હોય, તેની દુર્દશામાં શી કચાશ રહે વારુ? કદાચિત્ સૌન્દર્ય, મધુર સ્વર અને ઉત્તમ હાવભાવ હોય તો એક સ્ત્રી નાટકમાં નામના અને પૈસા મેળવી શકે છે, પણ તે સાથે તે અનીતિના એટલાબધા ઊંડા ખાડામાં ઉતરી જાય છે કે અંતે તેનું પરિણામ બહુ જ દુઃખકારક આવે છે. મારી પણ અંતે શી દુર્દશા થવાની છે, તે પ્રભુ જાણે! પરંતુ 'સાપે ગળી છછુંદરી, ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય' એવી મારી હાલત હોવાથી મારાથી આ ધંધાને છોડી શકાય તેમ નથી અને પિયરિયાંમાં હવે મારાથી જવાય તેમ નથી. બહેન ચંપા! તમારી સ્થિતિ મારા કરતાં જૂદા પ્રકારની છે; જો તમે પાછાં ઘેર જાઓ, તો હું નથી ધારતી કે, તમારી માતા તમારો અસ્વીકાર કરે; તેમ જ સાસરિયાંમાં પાછાં સમાતાં પણ મારા ધારવા પ્રમાણે તમને વાંધો આવે તેમ નથી. હજી પણ ત્યાં ચાલ્યાં જાઓ, તો વધારે સારું; ધણી નાદાન છે તો બે વર્ષ પછી સાનવાળો થઈ જશે અને બધી બીના ઢંકાઇ જશે-ગમે તેવી પણ ધણીની છાયા અબળાને જેટલી લાભકારક છે, તેવો સાર આ સ્વચ્છંદ અને અયોગ્ય સ્વતંત્ર જીવનમાં નથી. પછી તો જેવો તમારો વિચાર!"

લલિતાના આત્મકથન અને ઉપદેશનું મારા હૃદયમાં તાત્કાલિક એવું તો પરિણામ થઈ ગયું કે, મારી વૃત્તિ ચળવિચળ થવા લાગી. 'હું પાછી ઘેર જાઉં? મારી સાસૂ અને મારી માતા કોઈ પણ જાતનો ઠપકો આપ્યા વગર મારો સ્વીકાર કરશે કે? હા, જો હું માફ માગીશ અને રડી પડીશ, તો અવશ્ય તે બન્ને મને સ્વીકારશે અને મારો જન્મારો સુધરશે, પણ અહીંથી આ નાટકનો માલિક મને જવા દેશે કે? શું હું કોઇની વેચાણ છું? મારી ઇચ્છા હોય, તો અત્યારે જ અહીંથી નીકળી જવાને હું મુખ્તિયાર છું-મને કોણ અટકાવનાર છે? પણ જામનગરમાં પણ 'આ ભાગી ગયેલી ચંપા' એમ કહીને લોકો મારી તરફ આંગળીઓ ચીંધવાના અને મારી નિંદા પણ કરવાના જ. નિંદાથી લાભ છે અને નિંદાથી હાનિ છે. નિંદાના ભયથી લોકો આડે માર્ગે જતા અટકે છે અને નિંદા આડે

માર્ગે ઉતરેલા લોકોને પાછા સારાં ટોળામાં ભેગાં થતાં અટકાવે છે. પણ નિંદા તો રાજાની પણ થાય છે, એટલે એવી નિંદાથી ડરવું નકામું છે. એ તો લોકો ચાર દિવસ બોલી બકાડીને પોતાની મેળે જ છાનાં થઇ જશે !' ત્યારે હવે સવાલ ફક્ત એટલો જ બાકી રહ્યો કે, નાટકના વ્યવસાયમાં આગળ વધવું કે જન્મભૂમિની દિશામાં પાછાં હટવું? નાટકમાં રહીને બગડેલા જીવનને વધારે બગાડવું કે જાગ્યા ત્યાંથી સવાર માની ઘેર જઇ બગડેલા જીવનને સુધારવું?' મને મારા અંતઃકરણ પાસેથી તત્કાળ એ ગુંચવાડા ભરેલા સવાલનો જવાબ મળી શક્યો નહિ, હું ધ્યાનમગ્ન થઈ ગઈ અને મારા ઓરડામાં જઈ એ વિષે વિચાર કરતી જ કોચપર માથે હાથ દઈને પડી રહી.

---

## પ્રકરણ ૬ ઠું

## હું સતી સીતા !

છેવટે મારો એવો નિશ્ચય થયો કે, હાલ તરત તો નાટકના સ્વીકારેલા નવીન વ્યસાયનો સ્વય અનુભવ લેવો અને તેમા જો નિરાશા કે નાસીપાસી મળે તો જ ગૃહના માર્ગમાં વિચરવું-જગતનો અનુભવ મેળવવાનો જે પ્રસંગ ગમે તે પ્રકારે પ્રાપ્ત થયો છે, તેને તેનો કાંઈ પણ લાભ લીધા વિના વ્યર્થ તો જવા ન જ દેવો. આ મારા વિચારો મેં લલિતાને જણાવ્યા અને તેથી તેણે 'માણસ વાળ્યું વળતુ નથી, પણ હાર્યું વળે છે'' આ સિદ્ધાન્તને હૃદયમાં સ્થાન આપ્યું. તે દિવસ પછી મને કોઈ વાર પણ ઉપદેશનો એક પણ શબ્દ કહ્યો નહિ, અને મને પ્રેમપૂર્વક અભિનય આદિ શીખવવા લાગી. થોડા જ દિવસમાં એટલે કે લગભગ પદર દિવસના અવધિમાં માલિકે રીહર્સલમાં મારું કામ જોઈ મને સ્ટેજપર રજૂ થવાને લાયક ધારી લીધી અને જણાવ્યું;-"હવે આપણે એકાદ અઠવાડિયામાં આપણો નવો ખેલ મૂકીશુ અને પાસ પણ થશે જ !"

પછી પ્રયોગની તારીખ નક્કી કરવામાં આવી અને લખનૌના ઉર્દૂ અખબારોમાં તેના ઇસ્તેહાર (જાહેર ખબર) પણ છપાઈ ગયા. એ જાહેર ખબરમા જે એક ખાસ ધ્યાન ખેંચનારી બીના હતી તે એ કે, કઈ કઈ એક્ટ્રેસ 'રામલીલા' નામક નાટકમાં કઈ કઈ ભૂમિકા ભજવી બતાવવાની છે, તેનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતોઃ-

| | |
|---|---|
| સીતા-નઈ એક્ટ્રેસ મિસ મેનકા | સુલોચના-મિસ દામિની |
| મંદોદરી-મિસ ચમેલી | કૈકેયી-મિસ મોતીજાન |
| મંથરા-મિસ યમુના | |

હું આગળ જણાવી ચૂકી છુ તેમ એક્ટ્રેસોની હારમાં આવતાં અને રંગભૂમિપર ભૂમિકા ભજવવાનો સમય આવી લાગતાં જ બીજી એક્ટ્રેસો પ્રમાણે મારું પણ નવું નામ નિર્માણ થઈ ચૂક્યું. હું મિસિસ દેવલાને બદલે મિસ મેનકા બની ગઈ ! કુમારિકા પત્ની થઈ શકે છે, પણ પત્નીને કુમારિકા બનાવવાની અદ્દ્ભુત શક્તિ નાટકવાળાઓમાં રહેલી છે, એનો પ્રત્યક્ષ અનુભવ મને આજે

પહેલીવાર જ મળ્યો ! ભેદ માત્ર એટલો જ હતો કે, વિશ્વામિત્ર જેવા કોઈ યોગીશ્વરને પોતાની કામજાળમાં સપડાવી સ્વર્ગની અપ્સરા મેનકા પ્રમાણે કોઈ શકુન્તલાની માતા થવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું નહોતું.

અંતે એક પછી એક દિવસો વીતતા ગયા અને 'રામલીલા' નાટકના પ્રયોગનો દિવસ આવી ઉભો રહ્યો. પ્રભાતમાં નિદ્રામાંથી જાગ્રત થતાં શય્યામાં જ અચાનક મારા હૃદયને એ વિચારે આઘાત કર્યો કે,–"આજે રંગભૂમિપર મારૂં પ્રથમ પ્રદર્શન થવાનું છે, તો તે મારા પ્રયત્નમાં મને વિજય મળશે ખરો કે? હું ગભરાઈ તો નહિ જાઉં, શર્મમાં તો નહિ અટવાઉં? લજ્જા મને કંપાવશે કે સભાતેજ મૂગી બનાવશે, તો મારા આજસુધીના પરિશ્રમની અને માલિકની મહેનતની ધૂળધાણી થશે–બધાંની આશાપર પાણી ફરી જશે ! હે પ્રભો, તું જ આજે મારો સહાયક થજે અને મને મારા પાઠમાં વિજય આપજે !" રીહર્સલમાં જતાં આજે માલિકે પણ એ જ ભલામણ કરી કે, "જુઓ ચંપા ! આજના ખેલનો બધો આધાર તમારાપર જ છે, માટે હિંમત રાખજો; કેટલીક વાર નવા એકટર્સ અને નવી એકટ્રેસો ગભરાઈ જાય છે અને તેથી તેમને પોતાને તેમ જ નાટક કંપનીના માલિકોને બહુ જ નુકસાન થાય છે. સ્ટેજપર જ્યારે પહેલવહેલાં નીકળો ત્યારે તમારે એમ જ ધારવું કે, જાણે ઓડિયન્સમાં કોઈ છે જ નહિ અથવા તો જેઓ છે તેઓ જાણે કાંઈ જોતાં જ નથી. આમ ધારવાથી તમે બેધડક બોલી અને ગાઈ શકશો અને તમારો પાઠ અવશ્ય પાસ થઈ જશે. જે અડચણ છે, તે માત્ર આજની રાતની જ છે, આજની રાત પસાર થઈ ગઈ, અને એકવાર તમે વખણાયાં, એટલે પછી તો સ્ટેજ તમને રમવાના એક સ્થાન જેવું જ જણાશે; માટે મનને દૃઢ રાખી ગભરાટને હૃદયમાં પેસવા ન દેશો."

• રીહર્સલની સમાપ્તિ થવા પછી મારી મૈત્રિણી લલિતાએ મારી પીઠ થાબડી કહ્યું કે,–"બહેન ! જરા પણ ગભરાશો નહિ, એ તો બધું સારી રીતે પાર પડી જશે અને મને સોળે સોળ આના નિશ્ચય છે કે, તમારો આજનો પાઠ વખણાશે, અને તમને તથા મને બન્નેને યશ મળશે. ઓડિયન્સ તરફ વધારે નજર રાખવાને બદલે સારા એકટર કે એકટ્રેસમાં અને પોતાના અભિનય કિંવા અંગવિક્ષેપમાં વિશેષ ધ્યાન પરોવશો, તો ગભરાટ જેવું તમને કાંઈ પણ લાગવાનું નથી."

રાતે સાડા આઠ વાગે નાટકશાળાનાં દ્વાર ઊઘાડવામાં આવતાં જ બીજા, ત્રીજા અને ચોથા વર્ગના પ્રેક્ષકો કોઈ શત્રુ પર તૂટતા સૈનિકો પ્રમાણે પ્રેક્ષકોની જગ્યા પર તૂટી પડ્યા અને કેટલાકો તો જગ્યા માટે મારામારી પણ કરવા મંડી ગયા. ઑર્કેસ્ટ્રા અને પહેલા વર્ગની બેઠકો રીઝર્વ્ડ હોવાથી ત્યાંના પ્રેક્ષકો પોતપોતાની સગવડ પ્રમાણે આવતા જતા હતા અને શાંતિથી પોતાની નીમેલી જગ્યા પર બેસી જતા હતા. સાડાનવ વાગતાં સુધીમાં તો નાટકશાળા પ્રેક્ષકોથી ઉભરાઈ જતી દેખાવા લાગી. સાડાનવે ડ્રૉપ ઉંચકાયો અને સીતા-સ્વયંવર–રામનાં સીતા સાથેનાં લગ્નની ઘટના–થી નાટકનો આરંભ થયો. પ્રથમ પ્રવેશમાં તો મારું કાંઇ અધિક કાર્ય હતું નહિ પણ પ્રથમ અંકના ત્રીજા પ્રવેશમાં વિલાસભવનમાં રામ સાથેનો પ્રેમસંવાદ થયા પછી અને તેને અનુસરતાં બે ત્રણ ગાયનો ગાવા પછી મારો પાઠ જરાક ઉંચકાયો. મારાં બે ગાયનો વન્સ-

મોર થયાં અને તેથી મારા અત્યાર સુધી થથરતા પગો રંગભૂમિ પર સ્થિર થયા. મારા હૃદયમાં નવીન બળ અને શરીરમાં નવીન ચૈતન્યનો સંચાર થયો. એ પ્રવેશ કરી અંદર આવતાં વીંગમાં ઉભેલા માલીકે મને શાબાશી આપી, અમેલી તો દોડીને મને બાઝી જ પડી અને બીજા એકટરોએ પણ ધન્યવાદનું દાન કરવામાં પૂરી ઉદારતા બતાવી. એ ચારે તરફની વાહવાહ સાંભળી એક વાર સ્ત્રીની ભૂમિકા ભજવનારા એક નટ–પાત્ર–ના પશ્ચાત્તાપ વિશેની વાંચેલી એક કવિતાનું મને અચાનક સ્મરણ થઈ આવ્યું:–

"આનંદે મેં પ્રથમ ભજવ્યો વેશ જ્યારે નટીનો,
સાડી ઓઢી જરિસહિત ને સ્વર્ણપટ્ટો કટીનો;
કંઠે મોતી ખચખચિત ને ભૂષણો સર્વ ખોટાં,
ચાલ્યો જ્યારે નૂપુરઠમકે થાય આનંદ ગોટા!
આરીસામાં નિરખિ મુખને રુચિરું રૂપ ગોરે,
મૂકેશોની શિર પર ધરી ટોપિને બાંધી દોરે;
ગાલે લાલી ગમતી ટિકડી ભ્રૂ બનાવીજ કાળી,
ઘાલી નાકે નથ વળિ વશ કાનમાં કાંપ વાળી.
મોહ્યા લોકો વર અભિનયે ડોલાવી મેં ધરાને,
નૃત્યે શીખ્યો ત્વરિત પગમાં આંધિયા ઘૂઘરાને;
ચાડ ચાલું લટક મટકે મારી આંખો ઇશારે,
નારી જેવી વસન ભરીને કીધી છાતી વધારે.
મારું સ્વાભાવિક અતિ હતું કંઠ માધુર્ય સારું,
આવીને હું વિકટ નખરે પ્રેક્ષકોને પ્રહારું;
મોટો થાતાં પ્રતિદિન મૂછો કાઢવાનો પ્રસંગ,
વર્ણું એવા સુહૃદય, મમ આ કેટલાએક ઢંગ?
ગાતાં જે જે લહરી ચડતી પ્રેક્ષકોમાંહિ ઘોર;
હર્ષે તાળી કરથી પિટવે ગર્જતી "વન્સમોર"

આ પાત્રના પુરુષજાતિદર્શક શબ્દોને સ્થળે સ્ત્રીજાતિદર્શક પ્રયોગો યોજીએ, તો જાણે એ કવિતા કોઈએ મારી એ દિવસની સ્થિતિ દર્શાવવા માટેજ લખી હોયની, એવોજ મને ભાસ થવા લાગ્યો. મેં મારા હૃદયને પ્રશ્ન પૂછ્યો કે–"તે પુરુષ પાત્રને તો સ્ત્રી તરીકેની કોમળતા દર્શાવવા માટે મૂછો મુંડાવવી પડતી અને કૃત્રિમ સ્ત્રીલક્ષણો ધારણ કરવાં પડતાં હતાં, છતાં જ્યારે તેને પ્રેક્ષકો હર્ષનાદથી વધાવી લેતા'તા તો મારા જેવી ખરેખરી સ્ત્રી પાત્રનો તેઓ સત્કાર કરે એમાં શી નવાઇ!" હું સ્વર્ગ અને મારા વચ્ચે માત્ર ત્રણ આંગળનો ફાસલોજ જોવા લાગી. જેમ જેમ નાટક આગળ ચાલતું ગયું તેમ તેમ મારી ભૂમિકાની પ્રેક્ષકવર્ગમાં સારી પ્રશંસા થવા લાગી.અને તેના સમાચારો વારંવાર બહારથી ફરી આવતાં નાટકનાં સીનરી ખાતાંના કે બીજાં માણસોદ્વારા અમને સ્ટેજપર મળતા રહ્યા. એવી રીતે વખત જતાં બીજા અંકનો છઠ્ઠો પ્રવેશ એટલે કે લંકામાં અશોકવાટિકાનો સીન આવી લાગ્યો. એ પ્રવેશમાં પ્રેમભિક્ષા માગવા આવેલા રાવણ પ્રતિ સીતાનાં તિરસ્કારદર્શક ભાષણો પર એટલી તો તાળીઓ

પડી કે ન પૂછો વાત! રાવણ અને ત્રિજટાના જવા પછી મેં સીતા તરીકે આત્મહત્યાના વિચારથી આ ભાષણનો આરંભ કર્યો.

"બસ, ન પ્રાણ જાયગા, ન પ્રાણપતિ આયગા! ન રેહાઇ મિલેગી ઔર ન આબરૂ બચેગી. હે ઈશ્વર! કરુણાસાગર! આપઘાત મહાપાપ હય, પરંતુ ઈસ અપવિત્ર તનમેં ઇસ પાપી પ્રાણકા ખાસ અબ અત્યંત સંતાપ હય! ત્રિજટા ચિતા નહીં બનાતી હય, કેવળ દિલાસોંસે જી જલાતી હય. બેહતર હય કે અપનેહી બાલોંકી ફાંસી લગાલું, ઔર સરસે યે બલા ટાલું!"

તે વેળાએ પ્રેક્ષકો શાંત અને શોકાતુર બની ગયા, એટલી સારી મારા ભાષણની અસર થઇ ગઇ. અહીં સીતા આત્મહત્યાનો યત્ન કરે છે, પણ એટલામાં હનુમાનજી પ્રગટ થઇ સીતાને રામની મુદ્રિકા સાથે આશ્વાસન આપી એ અનર્થને ટાળે છે અને પ્રવેશ પૂરો થાય છે. આ પ્રવેશ ભજવી આવ્યા પછી રંગભૂમિ પરના મારાથી સો યોજન દૂર વસતા સારા કૃત્રિમ સીતા તરીકેના દર્શાવેલા સતીત્વ અને આત્મહત્યાના પ્રયત્નનું સ્મરણ થતાં મને હસવું આવી ગયું! આ તો એવોજ ઘાટ થયો કે:—

"જે જારિણી બાજારમાં તજી લાજ દામ કમાય છે,
નાટકનિલયમાં આવીને સીતા બની તે ગાય છે;
નિજ લાજકાજ હજાર જન સામે કટારી ખાય છે,
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે!" (અમૃત)

ટુંકામાં એટલું કહેવું બસ છે કે, મારા નાટયજીવનનું મંગલાચરણ સારું થયું. નાટક વખણાયું અને મારો પાઠ પણ સારી રીતે વખણાયો. એનું એક બીજું કારણ એ પણ હતું કે, સીતાનો પાઠ તે એક સતી સ્ત્રીનો પાઠ હોવાથી એ પાઠમાં વધારે લટકમટકની આવશ્યકતા નહોતી અને હિંદુ પૌરાણિક નાટક હોવાથી ભાષા પણ હિંદી હતી, એટલે ગાડું ગબડી ગયું. હું અદ્યાપિ નાટયકળામાં અધિક પ્રવીણ ન હોવાથી અને ઉર્દૂ ભાષાનું પણ મેં સારું જ્ઞાન ન મેળવેલું હોવાથી જો 'અલ્લિરેહિર્સ'માંના નૌશાબાના કે 'શાહીદેનાજ'માંના સહીહાના પાઠને ભજવવાની નોબત આવી હોત, તો પ્રથમ પ્રયત્નમાં મને આટલો વિજય મળી શક્યો હોત કે કેમ, એ શંકા જ છે. સર્વથી વિશેષાંશે મને વિજયિની કરનારું મારું કંઠમાધુર્ય હતું, એ પણ મારે અહીં ખાસ કરીને જણાવવું જ જોઇએ. સારું થયું કે એ પાઠ મળવાથી જેમ મારી પ્રતિષ્ઠા જળવાઇ, તેમ જ એ પાઠ પ્રથમ આપવાથી માલિકની આબરૂ પણ સચવાઈ ગઈ. એ દિવસથી ચીબાવલા અને ટચાક ઍક્ટરો પણ મારી હાંસી કરતા અટકયા અને આપણો ભાવ વધવા સાથે પોઝીશન પણ વધવા માંડ્યું! એ દિવસ પછી માલીકની મારા પરની કૃપાદૃષ્ટિ પણ વધવા લાગી. એ તો દુનિયાનો કાયદોજ છે કે, 'આમ વ્હાલું નહિ પણ સહુને કામ જ વ્હાલું લાગે છે!'

સીતાનો પાઠ ભજવતાં મને જે એક બીજા વિશિષ્ટ વિષયનો અનુભવ થયો તે એ કે, આ જગતમાં દુરાચારીઓ કરતાં સદાચારી મનુષ્યોની સંખ્યા ઘણી જ ઓછી હોવા છતાં નાટકમાં જ્યારે જ્યારે પણ ધર્મની પ્રશંસાનાં અને પાપ પ્રતિ તિરસ્કાર દર્શાવનારાં તેમ જ સત્યના મહત્ત્વને બતાવનારાં અને

અસત્યને વખોડનારાં વાક્યો બોલાતાં હતાં ત્યારે ત્યારે પ્રેક્ષકોની તાળીઓની ગર્જનાથી નાટકશાળા ગાજી ઉઠતી હતી; અને રાવણ જેવા પાત્રપર ધિક્કાર વર્ષાવવાનો ભાવ પણ પ્રેક્ષકો બતાવતા હતા. પણ એનું મારા હૃદયમાં કાંઈક બીજું જ પરિણામ થયું. મને તો એનો ભાવાર્થ એવો જ જણાયો કે, જગતના લોકો ધર્મ કિંવા સત્ય કરતાં ધર્મ અને સત્યના આડંબરને જ વધારે ચાહનારા છે. પોતે ગમે તેવી અનીતિનું ગુપ્ત આચરણ કરશે, પણ જો તેની અનીતિનું, અનીતિને ટાળવાના ઉદ્દેશથી, કોઈ સ્પષ્ટ શબ્દોમાં દર્શન કરાવશે, તો તેને તેઓ અસભ્ય, અશ્લીલ અને બીભત્સ કહી, નીતિનો મિથ્યા આડંબર બતાવી, જાણે પોતે મહા નીતિશાલી અને ધર્માત્મા હોય, તેવો ડોળ દેખાડતાં જરા પણ શર્માશે નહિ. સર્વ એકાકાર કરવાનો બીજાઓને ઢોલ વગાડીને ઉપદેશ આપવા છતાં અને પોતે મહાન્ સુધારકોમાં ખપવા છતાં વખત આવતાં જાતિમંડળના નિયમોને આધીન થઈ દેહશુદ્ધિ ને પ્રાયશ્ચિત્ત કરી પોતે મુંગે મોઢે માથું મૂછ બોડાવશે; પણ જાતિબંધનને પાળનારા બીજાઓની તે જ મહાશયો નિર્લજ્જતાથી મશ્કરી ઉડાવશે અને 'મિયાં ગિર ગયે પણ ટંગડી ઊંચી'ના ગુમાનથી ડોળ સો બતાવશે ને બતાવશે જ! સ્ત્રીઓ સતી સીતા, અનસૂયા અને સાવિત્રીની સહસ્ર મુખે પ્રશંસા કરશે, પણ પોતે ગમે તેવા અનાચારમાં સંચરશે. આ બધી મને તો અધપરંપરા જ દેખાય છે. પોતે અનીતિમય હોવા છતાં નીતિનો દંભ દર્શાવવો, ધર્મહીન હોવા છતાં ધર્મનો બાહ્ય રંગ બતાવવો અને અસત્યવાદી હોવા છતાં સત્યના વાદને મુખમાં લાવવો, એ મારા વિચાર પ્રમાણે તો ભયંકર અનીતિ, ભયંકર અધર્મ અને ભયંકર અસત્ય છે. પાપી જો પોતાના પાપને નિષ્કપટતાથી સ્વીકારે, તો તે જ અદ્વિતીય જ સત્યવાદી છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. જ્યાં સૂધી અનીતિનાં આબેહૂબ સત્ય ચિત્રો આલેખીને તેનાં ભયંકર પરિણામોનું જનસમાજને જ્ઞાન આપવામાં આવશે નહિ અને આડંબરશીલ જનસમાજ જ્યાં સૂધી એવાં સત્ય ચિત્રોને અશ્લીલ નામ આપતો અટકશે નહિ, ત્યાંસૂધી અનીતિનું આ સંસારમાંથી જડમૂળથી તો કદાપિ ઉચ્છેદન થવાનું નથી તે નથી જ.

શનિવારે 'રામલીલા' નાટકનો પ્રથમ પ્રયોગ થઈ જવા પછી સોમવારે નાટક કંપનીનો માલિક હાથમાં કાગળિયાંનું એક બંડલ લઇને મારી પાસે આવ્યો અને ખુરસીપર બેઠા પછી કહેવા લાગ્યો કે;—"મિસ ચંપા! મને તમારા કામથી પૂરતો સંતોષ મળેલો હોવાથી હું આજથી તમારા પગારમાં દશ રૂપિયાનો વધારો કરી આપું છું અને આ બીજો સીતા કરતાં પણ નાટ્યકળાની દૃષ્ટિથી વધારે સારો 'અમૃત' નાટકમાંનો આઇનેસનો પાઠ આપું છું કે જે તમે પૂરી ચાલાકીથી ભજવી બતાવશો, એવી મને દૃઢ આશા છે. આ પાઠથી વળી તમને વધારે સારો ચાન્સ મળશે."

"આ મેહેરબાનીમાટે હું આપનો ઉપકાર માનું છું; મારાથી બનશે તેટલો સંતોષ આપીશ." મેં કાગળિયાંનુ બંડલ લઇને વિનયથી ઉત્તર આપ્યું.

અમારા માલિકની ચાર પાંચ ગાડીઓ હતી, એટલે તે જ દિવસે સાંઝે અમને અમોદચંદ્ર મને અને મારી સખી અથવા ગુરુ લલિતાને ગાડીમાં બેસાડીને ફરવા લઈ ગયો. સાંઝે પાંચ વાગે નીકળેલાં અમે દિલકુશા, સ્ટેશન, વિક્ટોરિયા પાર્ક આદિ સ્થાનોની હવા ખાઇને લગભગ સાડા આઠ વાગે પાછાં આવ્યાં. તે દિવસે

મારો અને લલિતાનો બન્નેનો કાંઈ પાઠ ન હોવાથી લલિતાને આગ્રહ કરીને મેં મારા રૂમમાં જ બેસાડી અને અમો બન્નેએ સાથે જ બેસીને ભોજન લીધું. ભોજન પછી પાન બનાવતાં લલિતાએ કહ્યું કે;—

"બ્હેન ચંપા! આજે સાંઝે દિલકુશાના ખંડિયેર પાસે જ્યારે આપણે ગાડી ઉભી રખાવી હતી, તે વેળાએ સ્હામેના બાંકડાપર બેઠેલા લફંગાઓ તારી કેવી તારીફ કરતા હતા, તે તેં કાંઈ સાંભળી કે ?"

"સીતાના પાઠ વિષે તેઓ કાંઈ વાતચીત કરતા'તા ખરા, પણ તે વેળાએ આપણા માલિક સાથે હું પણ વાતચીતમાં રોકાયલી હોવાથી તે હું બરાબર સાંભળી શકી નહોતી." મેં જવાબ આપ્યો.

"તેમાંના એકે મંગળાચરણમાં જ એવો ઉદ્‌ગાર કાઢ્યો કે, 'સાલી ઇસ નઈ રંડી મેનકાને તો સીતા કે કામમેં કમાલ કર દિખલાયા; ગાના તો વો સુરીલા ઔર જમાવટકે સાથ ગાતી હય કે, કલકત્તેકી ગૌહરજાન ઔર દેહલી-વાલી હશમતજાનકોભી શર્માતી હય! કમ્બખ્ત નાટકવાલાભી અચ્છા પરીન્દા પકડ લાયા હય!' આમાં સાલી અને રંડી એ બે શબ્દો ખાસ ધ્યાનમાં રાખ-વાના છે." લલિતાએ તે તારીફનો પુનરુચ્ચાર કરી સંભળાવ્યો.

"આ તે મુઈ પ્રશંસા કે નિંદા? મને સાળી અને રંડી કહેવાનો એ પીટ્યા ભામટાઓને શો અધિકાર હતો?" હું જરાક છેડાઈ ગઈ.

"ગાંડી રે ગાંડી! અરે નાદાન! આ તો જેમ સરકાર તરફથી લાયકીવાળા ગૃહસ્થોને સર, રાવ બહાદુર, આઈ. સી. એસ. વિગેરે ખિતાબો આપવામાં આવે છે, તેવા જ તમાશબીનો તરફથી લાયકીવાળાં ઍક્ટર્સ અને ઍક્ટ્રેસોને મળતા માનપાનના ખિતાબો છે ખિતાબો, સમજી? જેમ અતિશય હર્ષ થવાથી આંખમાંથી આંસૂ નીકળી આવે છે, તે જ પ્રમાણે એ લોકોના મુખમાંથી જેના પાઠને જોઈ ઘણી જ ખુશી હાસિલ થઈ હોય, તેની તારીફમાં આવા કુસુમ સમાન કોમળ શબ્દો ખરી પડે છે. જે ઍક્ટર કે ઍક્ટ્રેસ સ્ટેજપર સારું કામ કરી જાય છે, તેના કપાળમાં તમાશબીનોની આવી ગાળો ખાવાનું અવશ્ય લખાય છે. ન વખણાયલી ઍક્ટ્રેસ 'બિચારી' કહેવાય છે અને વખણાયલી નટી પ્રેક્ષ કોની 'સાળી' થાય છે. કોઈ કોઈ વાર તો તારીફ તરીકે બોલાતી એ ગાળોનું થર્મામીટર એટલી ઉંચી ડિગ્રીએ ચઢી જાય છે કે, તે શબ્દોનો ઉચ્ચાર કરતાં મારી જીભ અચકાય છે. તારે આવા શબ્દોથી જરા પણ ગભરાવું નહિ; કારણ કે, આ શબ્દો તો તારા ભાવી વિજયની નિશાની છે; તારે એ બરાબર સમજી રાખવું કે, એક એક્ટ્રેસ તરીકેની તારી સફળ જિંદગાની છે." લલિતાએ પોતાની નિત્યની ગંભીરતાને ત્યાગીને આજે પહેલી વાર જ મને પોતાના વિનોદી સ્વભાવનો પરિચય કરાવીને કહ્યું.

"શું, ખરેખર આથી નાટકવાળાઓ પોતાની આબરૂમાં વધારો થયેલો માનતા હશે?" મેં આશ્ચર્ય દર્શાવ્યું.

"ઇંગ્લાંડની પેઠે હિન્દુસ્તાનમાં નાટકવાળાઓને સરકાર ખિતાબો આપતી નથી, એટલે માનતા હશે એમ નહિ, પણ માને છે, અને તેમણે તેમ માનવું જ જોઇએ; કારણ કે, બીજો ઉપાય નથી." લલિતા બોલી.

"એ તો એક વિચિત્રતા જ કહી શકાય!" મેં ઉદ્‌ગાર કાઢ્યો.

"નાટકમાં જ્યાં વિચિત્રતાનો ભંડાર જ ભરેલો છે, ત્યાં પછી આવી એક જ વિચિત્રતાનો વિચાર કરવો વ્યર્થ છે. જેમ જેમ દિવસો વીતતા જશે, તેમ તેમ તને પોતાની મેળે જ એ વિચિત્રતાઓનો અનુભવ મળતો જશે, એટલે અત્યારે મારે તે કહી બતાવવાની એટલી બધી અગત્ય નથી." લલિતાએ ટુંકામાં જ પતાવી દીધું.

હું માત્ર 'રામલીલા'માં જ સીતાનો પાઠ ભજવતી હતી અને 'અમૃત' માંનો આઇનેસનો પાઠ તૈયાર કરતી હતી. લગભગ એક માસ વીતી ગયો, અને તેટલા અવધિમાં કોઈ ખાસ જાણવા જોગ બનાવ ન બન્યો. એક મહિના પછી 'અમૃત' નાટક પ્રેક્ષકો સમક્ષ રંગભૂમિપર ભજવી બતાવવામાં આવ્યું. અને આઇનેસની ભૂમિકામાં મને મારા સદ્ભાગ્ય યોગે મારી ધારણા કરતાં એટલો તો વિશેષ વિજય મળ્યો કે, એ દિવસથી લખનૌના વિલાસિજનોનું ધ્યાન મારામાં પરોવાયું. એ દિવસે માલિક, ઍક્ટ્રેસો અને ઍક્ટરો તરફથી શાબાશીનો અને તમાશબીનો તરફથી તારીફનો જે વર્ષાદ મારાપર વર્ષાવવામાં આવ્યો, તેને સહન કરવાની મારામાં શક્તિ નહોતી; તે શાબાશીઓના જવાબ આપતાં અને ઉપકાર માનતાં માનતાં મારી જિવ્હા અને મુખ બન્ને થાકી ગયાં. માત્ર લલિતાએ એ દિવસે મને ધન્યવાદ આપવાને બદલે પ્રથમ અંક સમાપ્ત થવા પછી મારા રૂમમાં આવી ઉપદેશના બે શબ્દો સંભળાવ્યાઃ–

"મારી વ્હાલી ચંપા; આજે તારા વિજયથી મને જેટલો હર્ષ થાય છે, તેટલો જ શોક પણ થાય છે. આજનો દિવસ તે તારી ભાવી ભાગ્યરેખાનો દિવસ છે. જો તું તારા પોતાના મનને વશ રાખીશ અને લાલચમાં નહિ લપટાય તો તારો કાંઇક બચાવ થશે; પણ જો મનને ચંચળ બનાવી અવિચારથી કોઈ પણ આડા માર્ગમાં ઉતરી, લાલ લોકોની લંપટતામાં લપટાઈ, તો પછી સમસ્ત સંસારનાં સંકટો ભવિષ્યમાં તારા માટે જ સુજાયલાં છે, એમ તારે નિશ્ચયપૂર્વક માની લેવું. હું આજે તને ધન્યવાદ આપવાને બદલે એક શુભેચ્છક મૈત્રિણી તરીકે, આજનો આ વિજય તને મદમાં ન છકાવો, લંપટ ન બનાવો અને અનીતિના ઉંડા ખાડામાં ન ગબડાવો, એની ચેતવણી આપવા જ આવી છું. મેં નાટકમાં રહીને જે કાંઈ જોયું છે અને જાણ્યું છે, તે અનુભવના આધારે જ હું તને આ ઉપદેશ આપું છું; માટે જે કાર્ય કરે, તેનો દશ વાર વિચાર કરજે, કોઈ પણ માર્ગમાં વિચારીને જ આગળ પગલું ભરજે."

"તમારા જેવી કર્ણધારિણી સંભાળનારી, યોગ્ય દિશામાં દોરનારી છે, તો આ નૌકા ખોટી દિશામાં જવાની નથી, કોઈ ખડક સાથે ઓચિંતી અથડાવાની નથી." મેં હસીને ઉત્તર આપ્યું.

"ઈશ્વર તને સદ્‌બુદ્ધિ આપો." એટલું કહીને લલિતા તેનો બિટ્રીસનો પાઠ હોવાથી બીજા અંકમાંના પોતાના પ્રવેશમાં ચાલી ગઈ.

બીજે દિવસે સંધ્યાકાળ પૂર્વે જ લલિતાના ઉપદેશનો પ્રત્યક્ષ ચમત્કાર દેખાયો. પોષ્ટદ્વારા મને એક નામ વગરની પ્રેમપત્રિકા મળી. એ પત્રિકા વાંચી હું આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગી. એ પ્રેમપત્રિકા લખનાર પુરુષના પ્રેમોદ્‌ગારો નીચે પ્રમાણે હતાઃ–

## પ્રકરણ ૭ મું
## યોગી કે ભોગી ?

"કુમારી મેનકા !

"શનિવારની રાત્રે મેં તમારો આઇનેસનો પાર્ટ જોયો, અને એ પાર્ટમાંના તમારા હાવભાવો તથા અભિનય તેમ જ બોલવાની છટા આદિ જોઇને હું એવો તો મોહમુગ્ધ થઈ ગયો છું કે, તમારા વદનચંદ્રનાં દર્શનમાટે મારાં નેત્રો ચકોર પ્રમાણે તરસી રહ્યાં છે. જો તમારા જેવી મેનકા મને પોતાનો વિશ્વામિત્ર બનાવે, તો મારા ભાગ્યની સીમા જ થઈ જાય ! જો મને તમારી સ્નેહસુધાનું પાન કરાવી નવીન જીવન અર્પશો, તો તમને ધન, ધાન્ય અને ઐશ્વર્ય આદિ કોઇ પણ વસ્તુની ન્યૂનતા રહેશે નહિ. એ સર્વ વસ્તુઓ મારા ભંડારમાં ભરપૂર ભરેલી છે, માત્ર તમારા જેવી મનોહારિણી અને પ્રેમરસદાયિની મૃગાક્ષી નવયૌવના સુંદરીની જ ખોટ છે અને તે ખોટ મારી પ્રાર્થનાને માન્ય કરી કાઢી નાખશો, એવી આશા હું રાખું છું. આવતી કાલે સાંજે પાંચ વાગે દિલકુશાના ખંડિયેરમાં હું તમારી વાટ જોઇશ. જો તમે આવવાની કૃપા નહિ કરો, તો મારી કેવી દુર્દશા થશે, એની અત્યારે મારાથી કલ્પના માત્ર પણ કરી શકાતી નથી. વિશેષ રૂબરૂમાં.

"લી. તમારો પ્રેમી હંસ."

આ પ્રેમપત્રિકા શુદ્ધ હિન્દી ભાષામાં લખાયલી હતી, પણ વારંવાર હિન્દી કે ઉર્દુના પ્રયોગોથી કંટાળો ન આપતાં તેનો આ ગુજરાતી અનુવાદ જ આપ્યો છે. આ પત્ર વાંચીને હું તો સ્તબ્ધ જ થઈ ગઇ ! નાટ્યજીવનના પ્રારંભમાં જ મારું આવું મૂલ્ય અંકાયલું જોઈ, જેમ એક રીતે મારા મનમાં આનંદ ઉછળવા લાગ્યો, તે જ પ્રમાણે લલિતાના ઉપદેશરૂપ વાકયોનું સ્મરણ થતાં હૃદય એવી પ્રેમપત્રિકાઓને ન સ્વીકારવાના વિચારથી કાંઈક ખેદસહિત પાછું પણ હટવા લાગ્યું. આ પત્રિકા લલિતાને બતાવીને એ વિશે તેની સલાહ લેવી કે એકલાં જ દિલકુશાના ખંડિયેર તરફ જઈ એ પત્રિકાના લખનારની મુલાકાત લેવી, એ બે વિચારોનું મારા હૃદયક્ષેત્રમાં તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું. અંતે હું એવા નિશ્ચયપર આવી કે, ગમે તેમ થાય, પણ જે કાર્ય કરવું તે લલિતાની સલાહ અને મધ્યસ્થતાથી જ કરવું, એકલીના સ્વતંત્ર વિચારથી કાંઈ પણ કરવું નહિ; આ જો કોઈ બદમાશોનો મને પોતાના ફન્દામાં ફસાવવાનો અને અયોગ્ય રીતે મારાપર બળાત્કાર કરવાનો ફાંસો હોય તો ? હું અહીંની અજાણી છું, એટલે આવા સાહસકર્મમાં તો મારે પ્રવૃત્ત ન જ થવું !

આવા પ્રકારના નિશ્ચયપર આવી નાટકશાળાથી દશ મિનિટના રસ્તાપર આવેલા લલિતાના નિવાસાલય પ્રતિ મેં પ્રયાણ કર્યું. એ વેળાએ સાંજ થવા આવી હતી અને લલિતા ચાહ કરવામાટે પ્રાઇમસ સળગાવવાની તૈયારી કરતી હતી. મને જોતાં જ તે ઉઠીને ઉભી થઈ અને આવવાનું કારણ પૂછયું. મેં કહ્યું, "સ્ટવ સળગાઓ અને ચાહ બનાવો, એટલે પછી મારા આવવાનું કારણ નીરાંતે કહી સંભળાવું છું. પણ ચાહ એક કપ વધારે મૂકજો, મેહમાનને ભૂલી જશો નહિ." "ના, બા ! આવાં માગી ખાનારાં મેહમાનો તો અમને ભારી પડી

જાય. લખનૌમાં સારી ચાહના એક કપના ચાર પૈસા આપવા પડે છે, માટે એક આનો હોય તો ચાહ પીવાની આશા રાખજો!" એવી રીતે વિનોદાત્મક ઉત્તર આપીને તે પોતાના કામમાં લાગી ગઈ. દશ પંદર મિનિટમાં ચાહ તૈયાર થઈ-ચાહનાં બે કપ વાંસની ટિપોયપર મૂકી તે પણ મારી સામેની કુરસીપર બેસી ગઈ અને ઘરમાં તેનો ધણી ન હોવાથી-તે કોઈ જુગારખાના કે ચંડૂખાનાની મુલાકાતે ગયેલો હોવાથી-ચાહ પીતાં પીતાં અમે અમારી વાતચીતનો આરંભ કરી દીધો.

"હવે અત્યારે અહીં આવવાનું કારણ જણાવીશ?" લલિતાએ કહ્યું.

"લ્યો ત્યારે પ્રથમ આ પ્રેમપત્રિકા વાંચો." એમ કહી તે પત્રિકા મેં લલિતાના હાથમાં આપી દીધી.

તેણે ચાહના કપને ખલાસ કરવા સાથે તે પત્રિકાના વાંચનની પણ સમાપ્તિ કરી નાખી અને પૂછ્યું કે;-"બસ, આ પત્રિકા મને બતાવવા માટે જ અહીં સુધી આવવાનો પરિશ્રમ વેઠવો પડ્યો કે?".

"જી નહિ, આ પત્રિકામાંની પ્રાર્થનાને માન્ય રાખવી કે એને કચરાની ટોપલીને સ્વાધીન કરી દેવી, એ સંબંધી સલાહ લેવામાટે." મેં જણાવ્યું.

"શનિવારે રાત્રે મેં કહેલાં વચનો તને યાદ છે ખરાં કે? આ તો મંગળાચરણ છે, આવી તો હજી પાંચસો પત્રિકાઓ આવશે, એટલે કેટલાકોની પ્રાર્થનાને માન્ય રાખીશ અને કેટલાકોનો તિરસ્કાર કરીશ? આવા કાગળોને કચરાની ટોપલીને સ્વાધીન કરવા કરતાં પણ બાળી નાખવા, એ વધારે સારું છે." લલિતાએ કહ્યું.

"પણ મારી એવી ઇચ્છા થાય છે કે, જો તમે મારી સાથે આવો, તો આ પત્ર લખનાર કોણ છે તે આપણે જોઇએ અને સંસારનો એક નવો અનુભવ મેળવીએ." મેં કહ્યું.

"ચંચળતાને ત્યાગવાની તારા હૃદયમાં લેશમાત્ર પણ શક્તિ હોય એમ જણાતું નથી. અત્યારથી જ તારા મનની આવી સ્થિતિ છે તો આગળ જતાં કોણ જાણે શુંયે થશે, એનો જ મને ભય થયા કરે છે." લલિતાએ જરાક મોઢું બગાડીને કહ્યું.

"ત્યારે મારી ઇચ્છાને તમે માન્ય નથી જ રાખવાનાં?" મેં ગળગળા સ્વરથી એ વાક્ય ઉચ્ચાર્યું.

"દિલકુશાનો માર્ગ બધાંમાટે રાત દિવસ ખુલ્લો છે, અત્યારે જ જા; ગાડી જોઇએ તો હું બોલાવી આપું." લલિતાએ બેપરવાઈ બતાવી.

"નહિ, તમે મારી સાથે ચાલો-એકલી તો હું ક્યાંય જવાની જ નથી." મેં પાછો આગ્રહ કર્યો.

"વાહ! વાહ! આ ધંધો તો ઘણો જ સરસ! પોતે તો ડૂબવા જાય છે, પણ સાથે મને પણ ડૂબાવવા ચહાય છે?" લલિતાએ કટાક્ષ કર્યો.

"જો ખાસ ડૂબવાનો જ મારો મનોભાવ હોત, તો આ વાત હું તમને જણાવત જ નહિ......"

તે મને બોલતી અટકાવી વચ્ચે બોલી કે;-"ઠીક છે, તો છેલ્લે સુધી જો

મારી સલાહ પ્રમાણે વર્તવાનું વચન આપતી હોય, તો હું આવતી કાલે તારી સાથે આવીશ અને સંસારની વિલક્ષણતાનું તને પૃથક્કરણ સહિત દર્શન કરાવીશ."

"હું તેવી રીતે વર્તવાને કબૂલ છું." મેં વચન આપી કહ્યું.

બીજે દિવસે અમારો દિલકુશામાં જવાનો નિશ્ચય થયો.

• જો કે માગવાથી ફરવા જવામાટે માલિકની ગાડી અમને મળી શકે તેમ હતું, પણ આજે અમારે બીજી રમત રમવાની હોવાથી હું પાછી લલિતાને ઘેર ગઈ. ત્યાં તેણે ભાડાની લેંડો ગાડી બોલાવી તૈયાર રાખી હતી, તેમ જ તે પોતે પણ ઉત્તમ વસ્ત્રોથી શરીરને શૃંગારી મારી વાટ જોતી બારીમાં ઉભી હતી. મને આવતી જોઈ હાથવતી ગાડીમાં બેસવાનો ઈશારો કરી, તે પોતે પણ પાંચ મિનિટમાં આવી લાગી અને અમે દિલકુશા તરફ જવાને ઉપડી ગયાં.

અમારી ગાડી દિલકુશાના ખંડિયેરના કૉમ્પાઉન્ડમાં આવીને ઉભી રહી, તે વેળાએ બરાબર સવા પાંચ વાગ્યા હતા, એટલે પત્રિકામાંના ટાઇમ કરતાં અમે પંદર મિનિટ મોડાં હતાં. પણ પંદર મિનિટનો ફેર તે કાંઈ આપણા હિંદુસ્તાની કાયદા પ્રમાણે ફેર ન કહેવાય, એટલે અમને નાસીપાસ થવાનો કે પેલા મારા-પર ફિદા થયલા પુરુષના ન મળવાનો તો ભય નહોતો જ. અમારી તો એવી ધારણા હતી કે, એ પત્રિકા લખનાર કોઈ મોટો રઇસ હશે, અને તે કીમતી પોશાકમાં તથા ભપકાબંધ જોડીની ગાડીમાં કે મોટરમાં બેસી આવ્યો હશે. પણ ત્યાં જ્યારે કોઈ પણ ગાડી કે કોઈ પણ એવો પુરુષ અમારા જોવામાં ન આવ્યો, ત્યારે અમારા મનમાં કાંઇક નિરાશાનો ઉદ્ભવ થવા લાગ્યો. ખંડિયેરના મધ્ય ભાગમાં માત્ર એક કાષાયવસ્ત્રધારી સંન્યાસી આમતેમ હરતો ફરતો અમારા જોવામાં આવ્યો. થોડીવાર પછી તે મહાત્મા અમારી ગાડી તરફ આવતો દેખાયો. ગાડીમાં બે ત્રણ વાર દૃષ્ટિપાત કર્યા પછી તે નજીકમાં આવ્યો અને પૂછ્યું-"મિસ મેનકા આપનું જ નામ ને ? મારી પત્રિકા ગઈ કાલે આપને મળેલી હોવી જ જોઇએ."

"એ પત્રિકા પાઠવનાર, હંસ સંજ્ઞાધારી મહાશય આપ પોતે જ કે ?" લલિતાએ સામો સવાલ કર્યો.

"જી હા, હંસ સંજ્ઞાધારી આ પરમહંસે જ એ પત્રિકા પાઠવી છે." વિનય સહિત તેણે ઉત્તર આપ્યું, "નીચે ઉતરી આવો, આપણે ખંડિયેરમાં ફરતાં ફરતાં જરા વાર્તાલાપનો આનંદ મેળવીએ."

"ચિન્તા નહિ, ચાલો." લલિતાએ એ ઉત્તર આપીને મને નીચે ઉતર-વાનો હસ્તસંકેત કરી દીધો.

એ સંન્યાસી કદમાં ઉંચો, સાધારણતઃ શરીરે પુષ્ટ, રંગે ગોરો અને લગ-ભગ ૪૫ થી ૫૦ વર્ષની અવસ્થાનો હોવા છતાં બળવાન્ અને દેખાવડો હતો, તેનું મુંડાવેલું માથું ઉઘાડું અને ચકચકતું હતું, આંખોપર ચશમાં ચઢાવેલાં હતાં, મોમાં પાનનો ડૂચો ભરેલો હતો, હાથમાં એક ફેશનેબલ લાકડી હતી, ગળાથી નીચે પગ સુધી લંબાયલો ગેરુઆ રંગનો ચોલો પહેરેલો હતો અને વિશેષતા એટલી કે જે વસ્તુએ બીજા સંન્યાસીઓના પગમાં જોવામાં નથી આવતી, તે સ્ટૉકિંગ્સ અને દશ બાર રૂપીઆની કીમતનાં ચળકતાં વિલાયતી બૂટ એના

પગમાં જોવામાં આવતાં હતાં. એના જમણા હાથની આંગળીમાં વળી હીરાજડિત એક વીંટી પણ ઝગઝગારા મારી રહી હતી! એણે ખીસામાંથી કાંઇક કાઢવામાટે ઉપરના ભગવા ઝબ્બાને ઉંચો કરતાં અંદર વળી બીજો જ પોશાક દેખાયો. અંદરના ભાગમાં ગંજીફ્રાક, સુંદર અંગ્રેજી ફેશનનું બંડિયાન, તેમાં સોનાનાં મશીનપૉલિશ ચમકતાં બટન, ઘડિયાલમાંની સુવર્ણશૃંખલા ઇત્યાદિ રાજવંશીય ઠાઠ જોવામાં આવ્યો! એ સંન્યાસીના અંદરના અને બહારના પોશાકમાં જેટલો ભેદ હતો, તેટલો જ તેના અંદરના અને બહારના વર્તનમાં પણ અંતરાય હતો, એ તો તેની પત્રિકા જ સિદ્ધ કરતી હોવાથી તેના વિશેષ વિવેચનની આવશ્યક્તા નથી.

અમે દિલકુશા ખંડિયેરના મધ્ય ભાગમાં ગોઠવેલા બાંકડાપર બેઠાં. પરમહંસજી સામા બેંચપર વિરાજી ગયા અને અમો બંને મૈત્રિણીઓ સામેના બીજા બેંચપર બેસી ગઈ. બેઠા પછી લલિતાએ સ્વામીશ્રીને પ્રશ્ન કર્યો;–"ત્યારે આપનું નામ મહારાજ?"

"આ શરીરને લોકો શાશ્વતાનંદના નામથી ઓળખે છે;" ઉત્તર મળ્યું.

"ઓહો, ત્યારે તો મને લાગે છે કે, જે શાશ્વતાનંદ સ્વામી વૈષ્ણવ ધર્મના એક પૂરા વિરોધી, મૂર્તિપૂજાના શત્રુ અને શુદ્ધ વૈદિક ધર્મપ્રચારક મંડળના મહાન્ ઉપદેશક તરીકે પ્રખ્યાત છે, જેમનું નામ વર્તમાનપત્રોમાં વારંવાર વાંચવામાં આવે છે અને જેમનાં કેટલાંક વૈદિક ધર્મવિષયક વ્યાખ્યાનો પુસ્તકના રૂપમાં પ્રકટ પણ થઈ ચૂક્યાં છે, તે શાશ્વતાનંદ સ્વામી આપ પોતે જ હશો. અમારાં મહદ્ભાગ્ય કે, આપના જેવા ધર્મોદ્ધારક અને જગત્તારક મહાત્મા પુરુષનાં દર્શનનો અમને આમ અચાનક લાભ મળી ગયો, એટલું જ નહિ, પણ સંભાષણનો પ્રસંગ પણ પ્રાપ્ત થયો." લલિતાએ બહારથી વિનયદર્શક શબ્દોનો ઉચ્ચાર કર્યો, પણ તેમાં માર્મિકતાથી જોતાં શાલમાં લપેટેલાં ખાસડાં જ સમાયલાં હતાં.

શાશ્વતાનંદ વિદ્વાન્ હોવાથી તે તેનો એ આશય સમજી તો ગયો, કારણ કે, તેનું મોઢું કાંઇક પડી ગયું; છતાં 'અર્થીને કંઈ અક્કલ હોતી નથી' એ ન્યાયથી જાણે પોતે કાંઈ પણ સમજ્યો ન હોયની! તેવો ડોળ બતાવીને કહ્યું; "જી હા! તે શાશ્વતાનંદ હું પોતે જ, મને પણ તમારાં દર્શન અને સંભાષણનો લાભ મળ્યો, એથી ઘણો જ આનંદ થયો છે; અને આવો લાભ આપણ સર્વને હમેશાને માટે મળતો રહે, એવી મારી પ્રબળ ઇચ્છા છે. તમારો જે વિચાર હોય તે ખરો. પણ આ મેનકા કેમ કાંઈ બોલતાં નથી?"

"એ તો નવું પંખીડું પાંજરામાં આવતાં જ થોડુંક બોલે છે? ધીમે ધીમે જીભ બોલે છે. વખતના જવા સાથે બધો તાલ જામી જશે, આપ એનો સ્વભાવ જાણી જશો અને એ આપના રંગને પામી જશે." લલિતાએ લટકતો મેળમાં રાખનારો લાયક જવાબ સંભળાવ્યો.

"ઠીક છે–પણ અહીં બેસવા કરતાં અહીંથી પાસે જ દિલકુશા નેટિવ છાવણીના બજારમાં આપણી ખાનગી જગ્યા છે, ત્યાં ચાલીએ તો તમારી કાંઈ

ખાતિર બરદાશ્ત તો કરી શકાય. જો હરકત ન હોય તો પધારો." સંન્યાસી મહાશયે ધીર રહીને માગણી કરી.

સૂર્યનો અસ્ત થઈ ચૂક્યો હતો અને ધીમે ધીમે રાત્રિના આગમનની સૂચના આપતો અંધકાર પોતાની સત્તા જમાવતો હતો. આજના ખેલમાં મારો પાઠ તો હતો જ નહિ અને 'ચતરાબકાવલી'નો ખેલ હોવાથી લલિતાનો ચપલાનો પાઠ બીજા અંકના આરંભમાં આવતો હતો, એટલે તેણે પરમહંસજી(?) ની એ માગણી આનાકાની વગર તરત સ્વીકારી લીધી અને ત્રણે ગાડીમાં બેસી તેમના ઘરમાં પહોંચી ગયાં.

તેના ઘરમાંના ઠાઠમાઠને જોઇને હું તો આભી જ બની ગઈ. એ ઘરનો આગળનો ભાગ બજારમાં પડતો હતો, નીચે એક ગાંધીની દુકાન હતી, અને મેડાપર જવાનો દાદરો પાછળ ગલીમાં આવેલો હતો. મેડાપર ત્રણ ઓરડા હતા, આગળના ઓરડામાં બેઠક હતી, ત્યાં જાજમ, ખુરસી, ટેબલ, હિન્કસના લૅમ્પસ, કોચ, ચીનીનાં રમકડાં અને એવી જ બીજી વસ્તુઓ એવી તો સુશોભિત રીતે ગોઠવેલી હતી કે,'જાણે નાટકમાંનો એક ફર્નિશ્ડ બંગલાનો દેખાવ ! બીજો ઓરડો રસોડા તરીકે વપરાતો હતો અને ત્રીજો ઓરડો તે સ્વામીનું શયનમંદિર હતું. શયનમંદિરની રચના જામનગરમાં મેં જોએલાં રાજાનાં શયનમંદિરોને પણ એક બાજૂએ મૂકી દે તેવી હતી. સીસમના સાડા છ ફીટ લાંબા અને ચાર ફીટ પહોળા ઉત્તમ કારીગરીના પલંગપર ઉંચા રૂની રેશમી પડવાળી પાંચ મણની શય્યા નાખવામાં આવી હતી અને તેને બારીક રેશમની સફેદ ચાદરવડે આચ્છાદેલી હતી. લગભગ સો સો રૂપીઆની કીંમતનાં તો બે ઓઢવાનાં રગ્સ ઘડી કરેલાં પડ્યાં હતાં, ચાદર અને મચ્છરદાનીમાંથી ઉત્તમ કીમતી અત્તરનો સુવાસ ચારે તરફ પ્રસરી રહ્યો હતો અને શયનમંદિરમાં ડ્રેસિંગ ટેબલ, લુકીંગ ગ્લાસ, સૌગંધિત પદાર્થો, જળ અને જળપાત્ર આદિ જોઇતી બીજી વસ્તુઓ પણ પૂરતા પ્રમાણમાં લાવી રાખવામાં આવી હતી. સંસારત્યાગી સંન્યાસીએ અમને પોતાના શયનમંદિરમાં લઈ જઇને બેસાડી અને પોતે પણ ત્યાં જ ઝુકી ગયા ! આરસપથ્થરના ગોળ ટેબલની આસપાસની ચાર ખુરસીઓમાંની ત્રણ ખુરસીઓપર અમે ટેબલપર હાથ રાખીને બેઠાં. બેસતાંની સાથે જ એક નોકર કૉફીના ત્રણ કપ્સ અને ત્રણ જૂદી રકેબીઓમાં ત્રણ આમંડકેક્સ લાવી ટેબલપર મૂકી ગયો. તેણે કૉફી વગેરેની વ્યવસ્થા પ્રથમથી જ કરી રાખેલી હોવી જોઇએ. પ્રથમ અમે કૉફી તથા કેકને ન્યાય આપ્યો અને પછી તાંબૂલભક્ષણનો વિધિ થયો. એ પછી મહાત્માએ વાર્ત્તાલાપનો આરંભ કરતાં કહ્યું કે;—

"મારો સ્થાયી નિવાસ તો શુદ્ધ વૈદિકધર્મપ્રચારક મંડળના શહેરમાંના મકાનમા જ છે; આ શહેરથી દૂરનું મકાન તો માત્ર તમારા જેવાં મેહરબાન મેહમાનોની મેહમાનદારી કરવામાટે જ મેં જૂદું રાખ્યું છે ! શહેરમાં તમારાં જેવાં અતિથિઓનું આદરાતિથ્ય કરી શકાય તેવી વ્યવસ્થા નથી."

"આ વ્યવસ્થા આપે ઘણી જ સારી કરી રાખી છે. ગુપ્ત અતિથિઓનો ગુપ્ત સત્કાર આવા ગુપ્ત નિવાસાલયમાં જ થવો જોઇએ." લલિતા બોલી.

"તમે તો અનુભવી છો, એટલે તમને વધારે સમજાવીને કે સ્પષ્ટ કરીને કહેવાની કાંઈ અગત્ય નથી." સાધુભાઈ પોતાની ગતમાં આળોટ્યા.

ચાણુક્ય લલિતા તેનો આંતરિક હેતુ સમજી ગઈ, તેને તે બહારની બેઠકમાં લઈ ગઈ અને કહેવા લાગી કે; "આજને આજ બધું કામ થઈ જાય તેમ નથી; કારણ કે, નાટકમાં પણ એ નવીસવી જ આવેલી છે અને દુનિયાની ચાલબાજીઓથી બિલકુલ અજાણી છે. આજે એને કાંઈ ભેટ સોગાદ આપો અને મીઠી મીઠી વાતોથી લલચાવો એટલે બીજીવાર આવીશું ત્યારે કામ બની જશે. વળી આજે નાટકમાં મારો પાઠ બજ્યો છે એટલે મારાથી પણ વધારે વાર ઓઠી થવાય તેમ નથી અને મારા વિના એ એકલી રહી શકે તેમ નથી.'

"ઠીક છે, ત્યારે તો આજે તમારા કહેવા પ્રમાણે જ કરું છું, પછી બીજીવાર વળી જોઈ લઈશું. તમને તમારી મેહનતનો બદલો પણ હું બરાબર આપીશ." શાશ્વતાનંદે લલિતાની ઇચ્છાનો સ્વીકાર કર્યો.

તે બન્ને પાછાં શયનમંદિરમાં આવ્યાં અને પોતાના ઘડિયાલમાંનો સોનાનો લગભગ દોઢસોથી બસેં રૂપીઆની કીમતનો છેડો કાઢી મારા હાથમાં આપતાં શાશ્વતાનંદજી બોલ્યા; "મિસ મેનકા! લ્યો આ વિશ્વામિત્રના તપની થોડીક કમાણીને ભેટ તરીકે સ્વીકારો."

"ઘણો જ ઉપકાર થયો." મેં પ્રથમવાર મારી જિહ્વાને પરિશ્રમ આપ્યો.

"પાછાં ક્યારે પધારશો?" સ્વામીએ પૂછ્યું.

"આપ શનિવારની રાત્રે પાછા નાટક જોવા પધારજો એટલે અમે ક્યારે આવી શકીશું એ હું આપને ચિઠ્ઠીમાં લખી જણાવીશ." લલિતાએ કહ્યું.

"શનિવારે હું આવીશ અને પહેલા અંક સુધી જ બેસીશ; તેટલા વખતમાં મને ચિઠ્ઠી મળવી જોઇએ." સ્વામી બોલ્યા.

"મેનકાનો પાઠ પહેલા અંકમાં પૂરો થતો હોવાથી બીજા અંકમાં આપ બેસવાના નથી, એ તો હું પણ જાણું છું; પણ ચિન્તા નહિ, પહેલા અંકમાં મારો પાઠ નથી એટલે જવાબ વહેલો જ આપને મળી જશે." લલિતાએ ચમકાવ્યું.

"ત્યારે તમે પણ આ એક મારી નાનકડી ભેટ લેતાં જાઓ." એમ કહીને શાશ્વતાનંદ સ્વામીએ લલિતાના હાથમાં બે ગીનીઓ સેરવી દીધી.

"જી નહિ, મને અત્યારે આ ભેટ આપવાની જરૂરત નથી; એ તો પછી બધું થઈ રહેશે. આટલો બધો પરિશ્રમ શામાટે ઉઠાવો છો? હું તો આપની આજ્ઞાંકિત દાસી જ છું. અનેક શ્રદ્ધાળુ સુંદરીઓને હજારો રૂપીઆનો માલ આપવા છતાં પણ આપના જેવા મહાત્માઓની ચરણસેવાનો લાભ મળી શકતો નથી; તે લાભ અમને વિનામૂલ્યે મળ્યો છે, તો પછી આ ભેટ સોગાદની શી આવશ્યકતા છે? એ તો આ મેનકા હજી નાદાન છે એટલે આપની યોગ્યતા જાણી શકતી નથી. આપે તો એમ જ જાણવું કે અમારાં તનમન ધન તે આપનાં જ છે." આવો વિવેક દર્શાવવા છતાં લલિતાએ ગીનીઓ હાથમાંથી નીચે તો ન જ મૂકી અને બરાબર કૉમિક પાર્ટ બજાવી બતાવ્યો.

"ચિન્તા નહિ, એ તો આપણ સર્વને પરસ્પર લાભ છે. સાધુજનોની સેવા કરશો, તો તમારી કાયાનું કલ્યાણ થઈ જશે. આ તત્ત્વ મેનકાને પણ સમજાવી રાખજો." સ્વામીએ ભલામણ કરી.

"નિશ્ચિન્ત રહો, મને વધારે ભલામણ કરવી પડે તેમ નથી; એના કરતાં

ચાર ચોમાસાં મેં વધારે ગાળ્યાં છે." લલિતાએ આશ્વાસનદાયક ઉત્તર આપ્યું, અને ઉઠીને કહ્યું; "વારુ, ત્યારે અમને હવે જવાની રજા છે ? બહુ મોડું થઇ ગયું છે."

"ભલે પધારો, લ્યો આ બે રૂપીઆ ગાડી ભાડાના, સઇસને આપજો." એમ કહીને તેણે બીજા બે રૂપીઆ વળી લલિતાના હાથમાં મૂકયા.

એ પછી અમે બન્ને ઉઠી નીચે ઉતરી ગાડીમાં બેસી ગઇ અને ગાડીવાળાને ગાડી સીધી નાટકશાળા તરફ લઇ જવાની સૂચના આપી દીધી. ગાડી ચાલવા લાગી એટલે લલિતાએ મને કહ્યું: "તને કહ્યા પ્રમાણેનો પાઠ આજે તેં ઘણો જ સારો ભજવી બતાવ્યો. છેવટ સુધી તું વધારે ન બોલી અને બોલવાનું બધું કામ મેં જ બજાવ્યું એથી તારો પ્રભાવ સારો જળવાયો."

"પણ બહેન ! દિલકુશા તો જાણે એક જાહેર જગ્યા હતી અને ગાડીવાળો પણ પાસે હતો એટલે ભય જેવું વધારે નહોતું; પરંતુ તેના ઘરમાં જવાનું તમે તત્કાળ સ્વીકારી લીધું, એ તમારી હિમત કે તમારું સાહસ ! જો કોઇ પીટચો લફંગો હોય અને પોતાના ઘરમાં લઇ જઇ આપણાપર બળાત્કાર પણ કરે અને બે પીતળિયાં હોય તે પણ ચાર તમાચા ચમકાવીને ઉતારી લે, તો આપણે શું કરીએ વારુ ?" મેં ઉદ્ગાર કાઢ્યા.

"આમ બોલવામાં તારા અનુભવની ન્યૂનતા દેખાઈ આવે છે. એ તો તરછટ બદમાસ અને શરીફ બદમાશ-જેન્ટલમેન લોફર-તરત ઓળખાઇ આવે છે. એ મહાત્માને હું સારી રીતે ઓળખું છું, તેમ જ એનું ઘર બજારમાં હતું એટલે વધારે ધાસ્તી રાખવાનું કારણ નહોતું. શરીફ બદમાશો હજાર જાતના દાવપેચ ચલાવી પોતાના મતલબને સાધે છે, પણ આબરૂ જવાના ડરથી બળાત્કાર કે ખુલ્લો અનાચાર કરવાની હિંમત તેમનામાં હોતી નથી, એ હું સારી રીતે જાણતી હોવાથી તેની સાથે તેના ઘરમાં જતાં મારા મનમાં કાંઈ પણ જાતનો ખટકો થયો નહોતો અને થવાનો સંભવ પણ નહોતો." લલિતાએ મારી શંકાનું સમાધાન કર્યું.

"આ તમારી ધારણા ખરી છે. બગલાભગતોનો એવો જ સ્વભાવ હોય છે." મેં મારી ભૂલનો સ્વીકાર કર્યો.

"હવે તારો શો વિચાર છે ? બીજીવાર એની પાસે આવવાની અને એને વધારે સારી રીતે નીચોવવાની તારી ઇચ્છા છે કે ?" લલિતાએ ઠાવકું મોઢું રાખીને તાનાનું તીર ચલાવ્યું.

"બળ્યું, આમ તે શું બોલતાં હશો ! મારી તો બલાને પણ હવે અહીં બીજીવાર આવવાની ઇચ્છા નથી." હું બોલી.

"કારણ ?" તેણે પૂછ્યું.

"પચાસ વર્ષના બુઢ્ઢાને તે કંઈ નવયૌવના પોતાનો પ્રિયતમ બનાવવાની હતી ?" મેં ઉત્તર આપ્યું.

"તારો કદાચિત્ આવો વિચાર હશે, પણ આજે તો કેવળ ધનમાટે બાર વર્ષની કન્યાઓના પોણાસો વર્ષનાં મડદા સાથે પરણવાના અને પરણીને મહિના બે મહિનામાં જ રંડાવાના દાખલા પણ બનતા દેખાય છે. હજી એક વાર તો તને હું અહીં લાવનાર જ" લલિતાએ સમયના પ્રભાવને પ્રદર્શિત કરી બતાવ્યો.

"એ તો ઠીક, પણ બહેન ! એ સંન્યાસીનો અંદરનો પોશાક, અંદરનું વર્તન અને એના ગુપ્ત આવાસનો ઠાઠ માઠ જોઇને મારા મનમાં તો ક્યારનો એ જ સવાલ થયા કરે છે કે, આ તે યોગી કે ભોગી ?" મેં એક નવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"આ વિષયનો જવાબ હું આવતી કાલે આપીશ; બે વાગ્યા પછી મારે ત્યાં આવજે. આ જો સામી નાટકશાળાની લાઇટ દેખાય છે એટલે હવે વધારે વાતચીત કરી શકાય તેમ નથી." લલિતાનું ઉત્તર મળ્યું.

ગાડી નાટકશાળાના દરવાજા પાસે આવી ઉભી રહી. લલિતાએ બેને બદલે ગાડીવાળાને ભાડાના, વખત વધારે થઈ ગએલો હોવાથી, ત્રણ રૂપીઆ આપ્યા અને ત્યાર પછી અમે અંદર ચાલી ગઈ. નાટકનો આરંભ થઈ ગયો હતો, અને પ્રથમ અંક વિશેષ લાંબો ન હોવાથી લલિતા સીધી પેન્ટરૂમમાં ગઈ અને હું મારા રૂમમાં જવાને ચાલતી થઈ.

---

## પ્રકરણ ૮ મું

### જગત્ પાખંડી છે!

હું વાયદા પ્રમાણે બરાબર બે વાગે લલિતાના ઘેર ગઈ. લલિતા મારી વાટ જોઇને જ બેઠી હતી. શરૂઆતમાં નાટકની કેટલીક આમ તેમની વાતો થવા પછી મેં સ્મરણ કરાવ્યું કે,—"બહેન ! હવે પેલી યોગી કે ભોગીની વ્યાખ્યા મને સંભળાવશો ?" "ઠીક સ્મરણ કરાવ્યું, મારા મગજમાંથી તો એ વિષય નીકળી જ ગયો હતો. સંભળાવીશ અને તે પણ ઘણી જ ખુશીથી સંભળાવીશ." એમ કહી, તેણે પોતાના ભાષણનો નીચે પ્રમાણે આરંભ કર્યો.

"જેને આપણે આશ્ચર્યકારક કહી શકીએ એવું આ જગત્માં કાંઈ છે જ નહિ; તો એ યોગીને ભોગીના અવતારમાં જોઇને જે આટલું બધું આશ્ચર્ય થાય છે, તે જ મને કાંઇક આશ્ચર્યકારક જણાય છે. એક મહાત્માએ આર્યાવર્તમાંના પૌરાણિક વૈષ્ણવ સંપ્રદાય, શાક્ત પંથ અને તેવા જ બીજા કેટલાએક ધર્મોમાં પોતાના અભિપ્રાય પ્રમાણે ધર્મના નામે અધર્મનાં મિશ્રણો અને પ્રતિમાપૂજાના નામથી ચાલતા અનાચારોને જોઈ, ધર્મગુરુઓના અધર્માચારોને જગદ્વિધ્વંસક માની, પોતાને શુદ્ધ જણાતા શુદ્ધ વૈદિક ધર્મના પ્રચારનો ઝુંડો ઉઠાવ્યો અને પોતાના તે પ્રયત્નમાં કેટલોક વિજય પણ મેળવ્યો. એ જીર્ણમતસંસ્થાપક નવીન પ્રતિપાદનને માનનારાઓનો નિરંતર અન્ય ધર્મોપર પૂર્ણ કટાક્ષ હોય છે અને અન્ય ધર્મોમાંનાં વ્યંગોને પ્રકટ કરવાનો તેમનો મુખ્ય વ્યવસાય છે. એ વૈદિક-ધર્મવિસ્તારક મંડળમાં ઉપદેશકો તરીકે સંન્યાસીઓની સંખ્યા વિશેષ છે; અને સંન્યાસીઓ સર્વસંગપરિત્યાગી હોવાથી જ્યાં સંન્યાસીઓ ધર્મોપદેશકો હોય, ત્યાં અનાચાર થવાનો લેશ માત્ર પણ સંભવ નથી, એવી તેમની માન્યતા પણ દેખાય છે. મુખ્યત: વૈષ્ણવ ધર્મગુરુઓપર તેમનો આક્ષેપ છે. વાદને ખાતર આપણે એમ પણ ધારી લઇએ કે એ આક્ષેપો સત્ય હશે; પરંતુ એથી એમ તો ધારી લેવાનું નથી જ કે, સર્વ વૈષ્ણવ ધર્મગુરુઓ એવા જ હશે અને અપવાદરૂપ પણ તેમનામાં કોઈ પૂજ્ય વ્યક્તિ નહિ જ હોય. તેમ જ એ નવીન

વૈદિક ધર્મવિસ્તારક મંડળમાંના સર્વ સંન્યાસી ધર્મોપદેશકો ભીષ્મપિતામહના અવતાર હશે અને અપવાદરૂપ પણ તેમનામાંના કોઈ મુંડકા વંઠેલા નહિ હોય, એમ ધારી લેવું પણ સર્વથા ભૂલભરેલું છે. એ તો જ્યાં ગામ હોય ત્યાં ઢેડવાડો હોવો જ જોઇએ. કિંતુ કોઈ મનુષ્ય દુર્ગુણી હોય અને તેને દુર્ગુણી કહેવો, એ અપ્રિય સત્ય હોવા છતાં સત્ય જ છે, નિંદા તો નથી જ, એવી મારી માન્યતા છે; પરંતુ એ સત્ય વદવાનો અધિકાર પણ તેને જ છે કે, જેના પોતાનામાં તેવા દુર્ગુણનો અંશ માત્ર પણ ન હોય. પોતે કાચના ઘરમાં રહી બીજાના ઘરપર પત્થર ઉછાળવા, એ તો એક પ્રકારની અક્ષમ્ય મૂર્ખચેષ્ટા જ કહી શકાય. આજકાલ એ વૈદિક ધર્મના ડંકા વગડાવનારાઓની એવી જ નોબત (હાલત) થયેલી દેખાય છે, અને તેથી બહુ જ ખેદ થાય છે. બીજા ધર્મગુરુઓને એમ કહીને ગાલિમદાન કરવું કે, 'તેઓ પોતાને મળતી ભક્તજનોની સંપત્તિનો એક ધર્મગુરુને શર્માવનારા અયોગ્ય ભોગવિલાસ અને વ્યભિચાર આદિમાં; લાડી, વાડી ને ગાડીની મોજશોખમાં ધૂમાડો કરી નાખે છે, પોતે પણ ડૂબે છે અને પોતાનાં અનુયાયિ જનોને પણ ડૂબાવે છે; તો એ ઠીક છે. જ્યાં રાજા પ્રમાણે જ ધર્મની એક ગાદી સ્થપાય છે અને સત્તા તથા સંપત્તિનો એકત્ર વાસ થાય છે, ત્યાં બહુધા આવું અનિષ્ટ પરિણામ જ આવે છે. પરંતુ આક્ષેપકોએ કે પોતાપર પણ સ્હામો એવો જ આક્ષેપ ન આવી પડે, એની ઘણી જ સંભાળ રાખવાની છે. એ વૈદિક ધર્મના ઉપદેશક મહાત્મા પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીશાશ્વતાનંદજી અનેકવાર પોતાનાં ભાષણો અને લેખોમાં બીજાઓપર આવા આક્ષેપો કરી ચૂક્યા છે, કરે છે અને કરશે–એના જીવનનો એ જ વ્યવસાય છે; પરંતુ જે દુર્વર્તનમાટે એ બીજાને નિંદે છે, તે જ દુર્વર્તનના માર્ગમાં પોતે સડસડાટ ચાલ્યો જાય છે, એનું એ બિચારા પામર જીવને ભાન હોય એમ દેખાતું નથી! એનું જેમ વૈદિક ધર્મના અનુયાયી જનોમાં પૂર્ણ માન છે, તેમ જ કેટલાક રાજા મહારાજાઓની સભામાં પણ એની સારી પ્રતિષ્ઠા છે, એટલે એ જ્યાં જાય છે ત્યાં એને પ્રતિષ્ઠા સાથે લક્ષ્મીની પણ સારી પ્રાપ્તિ થાય છે, અને તે લક્ષ્મીનો તેં જોયું તેમ આવા અનાચારોમાં વ્યય થાય છે. એવાઓને જેમ આપણે નીચોવ્યા તેમ હમેશ નીચોવવા એ એક રીતે જગત્પર ઉપકાર કરવા બરાબર છે. સંસારત્યાગી સંન્યાસી ધર્મોપદેશક રાજવંશીય વિલાસ ભોગવે છે, વેશ્યાનો સંગ કરી નરકનો અધિકારી થાય છે, છતાં બીજા પંથવાળાઓને મૂર્ખ, ભોળા, પેમલા અને અંધશ્રદ્ધાળુ કહી વગોવનારાં, વૈદિક ધર્મનાં સુધરેલાં પૂછડાંઓ પોતે તેમનાથી પણ બદતર બની એવા પાખંડીને પોતાનો નેતા માની તન મન અને ધનથી એની પૂજા કરતા જાય છે. આથી સ્પષ્ટ જણાય છે કે, જગત્‌ના લોકોને પારકાનો ગુણ અને પોતાનો દોષ દેખાતો જ નથી. પોતે માની લીધું તે બધું જ સારું અને બીજાએ સ્વીકાર્યું તે બધું જ ખોટું. આ, જગત્‌ની અપૂર્ણતાનું એક પ્રત્યક્ષ પ્રમાણ છે. સંન્યાસના નિયમો જાણ્યા વિના અને તે નિયમો પોતાથી પાળી શકાશે કે નહિ, એનો વિચાર કર્યા વિના જેઓ માત્ર 'સર મુંડનમેં તીન ગુન, સરકી જાવે ખાજ; ખાવનકો લડુ મિલે; લોગ કહેં મહારાજ!' એવી જ ભાવનાથી માથું મુંડાવે છે, તેવા અર્ધદગ્ધો પાસેથી આવા પાપાચાર વિના બીજા શા ફળની આશા

રાખી શકાય વારૂ? એ તો ઊલામાંથી કાઢો કે ચૂલામાંથી કાઢો, બન્ને બરાબર : કોઇએ સત્ય જ કહ્યું છે કે,—

"ખારતણી ભૂમીમાં સો મણુ બાજરિ વાવી;
ખાર બધું ખઈ ગયો, પાછિ પાશેર• ન આવી;
વિવેક સમજ્યો નહી, પાત્ર કુપાત્ર ન જોયું;
ખાધું તેને પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું;
બધી ભૂમિ સરખી નથી, કંઈ છાયા કંઈ તાપની;
કહે નરભો કુપાત્ર થાય તો, દસોંદ આવે પાપની!"

"આ તમારી વ્યાખ્યા સાંભળી સર્વ ધર્મમાંથી મારી શ્રદ્ધા ઉઠી જાય છે; ત્યારે કોઈ પણ ધર્મ પાળવો ખરો કે ધર્મ વિનાના જ રહેવું?" મેં શંકા દર્શાવી.

"ધર્મ ખોટો નથી, પણ સમયના વહન સાથે ધર્મના વ્યવસ્થાપકોનો મોટો ભાગ અધર્માચારી થતો જાય છે અને એટલામાટે તેને પાલે પડેલો બિચારો ધર્મ પણ ઠાલો વગોવાય છે. આ બધી અવ્યવસ્થાને જોઈ મારી તો એવી જ દૃઢ ભાવના થઈ ગઈ છે કે, પોતાને કોઇ પણ• એક વિશિષ્ટ પંથ કે ધર્મના અનુયાયી તરીકે ઓળખાવવા કરતાં સદાચાર અને સત્યનું પાલન કરી ઘટઘટ-વ્યાપક એક જ પરમાત્માની એકનિષ્ઠાથી ઉપાસના કરવી એના જેવો બીજો કોઇ ધર્મ જ નથી." લલિતાએ ઉત્તર આપ્યું.

"ખરેખર જ્યારે જૂના પંથોમાંનો સડો કાઢી નાખવામાટે નીકળેલા નવા પંથોમાં પણ તે પંથોના કેટલાક નેતા અને ધર્મરતભોની આવી અવળે અસ્તરે મુંડાવી પૂજા કરવાની વિલક્ષણ ચેષ્ટાઓ જોવામાં આવે છે, ત્યારે તો તમારા આ થન પ્રમાણે વર્તવામાં જ લાભ દેખાય છે. જ્યાં જુઓ ત્યાં આત્રોને આવો સડો પેસી ગયેલો જોવામાં આવે છે, એટલે હવે જગતને આપણે કેવું ધારવું?" મેં ઉદ્ગાર કાઢ્યા.

"એ જ કે, જગત્ પાખંડી છે! લાંબી બુદ્ધિવાળા ટુંકી બુદ્ધિવાળાઓને હથેળીમાં ચાંદ બતાવી ધૂતી ખાય છે—દુનિયાની ગાડી એમ જ ગબડતી જાય છે! ઘ નાટકમાં સતી સીતાનો વેશ ભજવે છે, પણ પોતે સતી નથી; તેમ જ એ પુરુષો ધર્મગુરુ અને ધર્મોપદેશકોનો બાહ્ય વેશ ભજવી બતાવે છે, પોતાને યોગી નામથી ઓળખાવે છે, છતાં અંતરમાં એઓ યોગી નથી; કિન્તુ મોટામાં મોટા લોભી છે, લાલચૂ છે, અને ભોગી છે! એમનાથી તો સો યોજન દૂર રહેવું જ કલ્યાણકારક છે." લલિતાએ કહ્યું.

લલિતાની 'જગત્ પાખંડી છે,' જગત્ ચૂડેલના વાંસા જેવું છે, એ જગત્ વિષયક ટુંકી વ્યાખ્યા મને ઘણી જ ગમી, અને ખરેખર અત્યાર સુધીના મારા અનુભવથી હું કહી શકું છું કે, જગત્ના પાખંડનો મને ડગલે ને પગલે સાક્ષાત્કાર થતો ગયો કે જે હવે પછીના મારા જીવનવૃત્તમાં વાચકોને પણ દેખાતો જશે. અમારો આ પ્રમાણે સંવાદ ચાલતો હતો એવામાં વળી એક વિચિત્ર બનાવ બન્યો. લલિતાનો પતિ લાલજી અચાનક આવી લાગ્યો; તેણે એટલો બધો દારૂ પીધેલો હતો કે, તેની આંખો લાલચોળ થઈ ગઈ હતી અને સ્થિરતાથી ઉભા રહેવાનું કે લથડિયાં ખાધા વિના ચાલવાનું પણ તેનામાં સામર્થ્ય નહોતું. તેણે

આવતાંની સાથેજ લલિતાને કહ્યું કેઃ—"મારી મિસ ચમેલી! અત્યારે મને રૂપિયા પચીસની સખત જરૂરત છે, માટે જરા પેટીની કળમાં ચાવી ફેરવો અને મારી હથેળીમાં પચીસ પતીકાં સેરવો."

"એટલે? હજી પગાર મળ્યાને તો પૂરા પાંચ દિવસ પણ થયા નથી, એટલામાં સો રૂપિયાની કયાં હોળી સળગાવી? હું તો તમારા પગારમાંથી એક રાતી પાઈ પણ દેખતી નથી અને ઘરનો બધો ખર્ચ મારા પગારમાંથીજ ચલાવું છું છતાં તમારું પૂરું નથી થતું તો સેંકડા રૂપિયા હું કયાંથી લાવું?" લલિતાએ સભ્યતાથી કહ્યું.

"એ નખરાં મૂકી દે અને રૂપિયા લાવ. મને પગાર મળ્યો હતો ને તને નહોતો મળ્યો? મારો પગાર જુગાર અને છાંટા પાણીમાં ઉડી ગયો; તારો પગાર કયાં ઉડી ગયો? ઘરખર્ચમાં કાંઈ પાંચ દિવસમાં સો સવાસો રૂપિયા ઉડી ન જાય, સમજી મારી મહારાણી! એ તો હું પણ નાટકવાળો છું તો! ચાલ, ઝટ કર, મારા ચાર પાંચ મવાલી દોસ્તો નીચે મારી વાટ જોતા ઉભા છે, વાર થાય છે!" આબરૂદાર ધણીજી બોલ્યા.

"કહ્યું તો ખરું કે, મારી પાસે નથી—ન હોય તે કયાંથી લાવી આપુ? તમારો પગાર ધાસલેટ અને જુગારમાં ઉડી ગયો અને મારો પગાર ગયા મહિનાનાં દાણાવાળા, દૂધવાળા અને ભાડાવાળા વગેરેનાં બિલ્સ ચૂકવવામાં આપ્યો ગયો—થોડા પૈસા છે તે ઘરખર્ચમાટે આવતી સોળમી તારીખ સૂધી ચલાવવાના છે, એટલે મારાથી આપી શકાશે નહિ. તમારા મવાલી દોસ્તો પાસેથી ઉછીના લઈ ઉડાવો, પગારને દિવસે આપી દેજો." લલિતાએ કહ્યું.

"પોતાના ધણીનું આવું અપમાન કરે છે?" લાલજી બોલ્યો.

"હું અપમાન નથી કરતી, પણ સીધો જવાબ આપું છું."

"હું પૈસા વગરના એ લૂખા જવાબને ભયંકર અપમાન માનું છું."

"તમે ગમે તેમ માનો તેની સાથે મારે કાંઇ પણ લેવા દેવા નથી!"

"ત્યારે સીધી રીતે નહિજ આપે? આ તારી બેનપણીના દેખતાં આજે વળી મેથીપાક ખાવાની તારી મરજી થઈ હોય એમ જણાય છે. તારુ શરીર તો લોઢાનું છે, પણ તને લાત અને તમાચા મારતાં મારા કોમળ હાથપગોને કેટલી બધી ઇજા અને તકલીફ થાય છે, એનો તને કાંઇ વિચાર છે—કાંઇક તો દયા લાવ!" લાલજીએ નમ્રતાની સીમાજ કરી!

"બસ હવે બહુ થયું; લાલજી! હવે તારો લવારો બંધ કરી અત્યારે અહીંથી ચાલ્યો જા અને મને વધારે ન સતાવ. તારાં દુઃખો સહન કરી કરીને હવે મને તારું મોઢું જોવાનો પણ કંટાળો આવી ગયો છે. મારા અવતારને બગાડનાર ગોલા! તારે મારું પાલન કરવું જોઇએ, તે તો રહ્યું, પણ સ્હામો નિર્લજ્જ થઇને મારી પાસેથી પૈસાની જ્યારે ને ત્યારે માગણી કરતાં શરમાતો નથી? બાયડીની કમાણી ખાતાં લજાતો નથી? મેં તારું ઘણું સહ્યું છે, માટે હવે જો જરા પણ તીન પાંચ કરી છે, તો તેનાં તારે ઘણાંજ કડવાં ફળ ચાખવાં પડશે; પછી મને દોષ ન આપતો." લલિતાએ હવે કાંઇક આંખ ફેરવીને એ વાકયો ઉચ્ચાર્યાં.

"કડવાં ફળ અને તે તું ચખાડનારી? મારી પાળેલી બિલાડી અને મારી

સ્હામે જ મિયાઉં કરનારી? આ ગીદડ ભપકીઓ કોઇ બીજાને જઇને બતાવ; બસ વધારે વાત નહિ, રૂપિયા લાવ." લાલજીભાઇએ બિલકુલ શરમ છોડીને જ વાત કરવા માંડી.

"લાલજી! તું હજી સ્ત્રીના સ્વભાવને ઓળખતો નથી, સ્ત્રીનો સ્નેહ જ્યારે ધિક્કારના સ્વરૂપમાં બદલાય છે, ત્યારે નરકનો વિક્ષોભ પણ તેની આગળ તુચ્છ થઇ જાય છે. આટલા દિવસ તું ભલો કે ભુંડો હોવા છતાં હું તારામાં અમુક એક કારણથી પ્રેમ ધરાવતી હતી, પણ તારી નાલાયકી દિવસે દિવસે વધતી જવાથી હવે મારો તે પ્રેમ ધિક્કારના રૂપમાં ફેરવાઇ ગયો છે, માટે હવે મને છેડવાથી વધારે સાર નીકળી શકે તેમ નથી. બે વખત ગુપચુપ આવીને ખાઈ જવું હોય, તો ખાઈ જજે, પણ જો આવા ફજેતા કરવાની જ તારી મરજી હોય; તો હું તને અત્યારે સાફ કહી દઉં છું કે, તારે મારા ઉંબરામાં પગ ન મૂકવો મારા પગારના પૈસા તને જુગાર અને દારૂમાટે આપી હું મારા નિર્વાહમાટે બજારમાં બેસવા જાઉં કે શું? નાટકવાળી–નાટકમાં નાચનારી તો બનાવી અને એટલેથી ન ધરાયો તે હવે મારું બજારમાં લીલામ કરાવવાનો ઉપાય આદરવા માંડ્યા છે? નીચ! મને તારું મોઢું જોવાથી પણ પાપ લાગે છે!" લલિતાએ અંતઃકરણની ખરી લાગણીથી જ તે નફ્ટને એ શબ્દો ક્રોધના આવેશમાં સંભળાવ્યા.

"ચાલ, તારા રૂપિયા ન આપે તો રહ્યા, પણ મુંબઈમાં તારા ધણીની માંદગી અને ઉત્તર ક્રિયા વખતે મેં જે રૂપિયા આપ્યા હતા, તેમાંથી પચીસ રૂપિયા આપ; આપણે એટલેથી જ હિસાબ ચૂકતો કરીને ચાલ્યા જવાને તૈયાર છીએ; બસ એ સાથે આપણુ આજથી છૂટા છેડા! હું પણ હવે તારા ઉંબ-રામાં પગ મૂકવાને અને તારું કાળું મોઢું જોવાને રાજી નથી!" લાલૂજીએ નીચતાની સીમા કરી.

"નિમકહરામ કૂતરા! પોતાના નીચ હેતુને પાર પાડવામાટે, મને આજના આ અધમ અવતારમાં લાવવામાટે ઉદારતાનો આડંબર બતાવી આપેલા રૂપિયાની આજે લાંબા વખત પછી ઉઘરાણી કરતાં તારી જીભ કપાઈ કેમ નથી જતી? ખૂટ્યો વાણીઓ જૂનાં ખાતાં તપાસે છે! બસ અત્તર ઘડી ચાલતો થા, એક પળમાત્ર પણ અહીં ઉભો રહ્યો છે, તો હમણાં જ પોલીસને સ્વાધીન કરીશ. મને પોતાની મા કે બહેન બનાવીને રૂપિયા આપ્યા'તા, તે પીટ્યો આજે ઉઘરાણી કરવા નીકળ્યો છે!" લલિતાના ક્રોધનો અવધિ થયો.

આ શબ્દો સાંભળી લાલજી પણ છેડાયો અને મોઢામાંથી એલફેલ બોલી લલિતાના શરીરપર મારવાને ધસ્યો, પણ મેં વચ્ચે પડી તેને અટકાવ્યો અને જણાવ્યું કેઃ–"લાલજીભાઇ! આટલેથી જ પતાવો, નહિ તો આ લાંબી મૂછોની આબરૂ આજે રહેવાની નથી. અમે અબળાઓ છીએ, પણ તમને તો બરાબર પહોંચી શકીશું, સમજ્યા?"

"રાંડ! તારામાં પણ નાટકના દાળભાતની વાયડાઈ આવવા માંડી કે? ટાંટિયા જેવડી છોકરીમાં આટલી કરામત! આવડુંક ન્હાનું મોઢું અને આટલી મોટી વાત! વચ્ચેથી હટી જા, નહિ તો ફોકટમાં આની હિમાયત કરતાં ખાઈ બેસીશ ક્યાંક બેચાર તમાચા ને લાત!!" લાલજીએ મને શ્રીવચન સંભળાવ્યાં.

મને પણ જાલિમસિંહ તરફથી આવા પ્રકારનો જ કેટલોક અનુભવ મળી ચૂકેલો હોવાથી અને હું તેના છટકામાંથી માંડ માંડ છૂટેલી હોવાથી અત્યારે બિચારી લલિતાના હૃદયમાં કેટલી બધી અસહ્ય વેદના થતી હશે, એની કાંઇક કલ્પના કરવાની શક્તિ મારામાં હતી. તેમ જ હું અને લલિતા એક પક્ષમાં અને પ્રતિપક્ષી એકલો તેમ જ દારૂમાં લોટપોટ હોવાથી તેને પહોંચી વળવું એ કાંઈ મોટી વાત નહોતી. મને ઉદ્દેશીને તેણે ઉચ્ચારેલા એ અપમાનસૂચક શબ્દોથી મારી રગેરગમાં ગુસ્સો વ્યાપી ગયો અને તેથી આગળ પાછળના પરિણામનો કાંઇ પણ વિશેષ વિચાર કર્યા વિના મેં "તારા કપાળમાં, પીટયા, લાત જ લખાયલી છે, અને તે પણ વળી એક બાયડીની લાત!" એમ કહેતાંની સાથે તેની છાતીમાં એક લાત મારીને તેને ભોંયપર પછાડી નાખ્યો, અને કહ્યું કે,–"મુઆ બાયલા! હું કાંઈ તારી દબાયલી નથી કે તારી આવી ગાળો સાંખી મુંગી મંતર બનીને બેસી રહું! હજી પણ સીધો સીધો ચાલતો થા, નાહિ તો તારો જીવ લઇને જ છોડીશ. તું મને હજી ઓળખતો નથી. વધારે ધામધૂમ કરી છે તો બધી ટેં ટેં સોંસરી નીકળી જશે અને લખનૌમાં જ તારી ચિતા ખડકાશે: પીટ્યો નમાલો, જુઓ તો ખરાં બૈરાંને ડરાવવા આવ્યો છે તે!"

હું લલિતાના પડખામાં જ ઉભેલી હતી એટલે તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પડ્યો હતો ત્યાંથી ઉઠ્યો અને તરત એક કુરસી ઉપાડી અમારાપર ફેંકી. અમો તો બન્ને જણી દૂર ખસી ગઈ, પણ છતમાં ટાંગેલો લેમ્પ કુરસી લાગવાથી નીચે પડ્યો અને ચિમની તથા શેડીંગ ગ્લોબના ચૂરેચૂરા થઈ ગયા. રૂપિયા પાંચ છનું નુકસાન થઈ જવાથી વાત રસાકસીપર આવી ગઈ. મેં લલિતાને કહ્યું કે;–"હવે વધારે શર્મ રાખવી કામની નથી, હવે તો ફેસલો જ કરી નાખવો જોઇએ; પછી તો જેવો તમારો વિચાર. ધણીને સૂઝે ઢાંકણીમાં ને પાડોશીને આરીસામાં પણ ન સૂઝે. પોતાનું રળી ખાવું અને આવા બાયડીપર શૂરા નબળા માટીનાં ખાસડાં શામાટે ખાવાં? એવી આબરૂ ને ઇજ્જત ગઈ ચૂલામાં!"

લલિતા પણ મારા આ તાનાનાં તીર વાગવાથી જોશમાં આવી ગઈ અને એક પહેલવાન પ્રમાણે લાલજીનાં શરીરપર ધસી જઈ તેનું ગળું પકડી તેને જમીનપર પછાડી તેની છાતીપર ચઢી બેઠી, અને બોલી કે;–"બોલ હવે શો વિચાર છે? આજે હું ખૂનપર આવી છું તે તારું ખૂન કરીને જ છોડીશ. હું ફાંસીએ ચઢીશ તો કાંઈ મારાં છોકરાં રઝળી મરવાનાં નથી. હજી પણ માફ માગી ફરીથી મને ન છેડવાની પ્રતિજ્ઞા કરી ચાલ્યો જાય તો તારો ઉગારો છે."

આનો જવાબ આપવાને બદલે તેણે બળ કરીને છાતીપર બેઠેલી નિર્બળ લલિતાને ઉથલાવી નાખી અને તેને મારવા જતો હતો, એટલામાં મેં તેના મોઢાપર એવી તો એક લાત લગાવી દીધી કે તેનાં નાક અને મોઢામાંથી ભક ભક કરતું લોહી વહેવા માંડ્યું અને ત્યાંની જમીન લોહીલુહાણ થઈ ગઈ. મામલો ભયંકર થવા લાગ્યો અને એ જ વેળાએ નિ:સરણીપર કોઇના ચઢવાનો અવાજ અમને સંભળાયો. અમે ચોંક્યાં, કોલાહલ સાંભળીને આસપાસનાં પાડોશી કે રસ્તામાં ઉભેલા લાલજીના લોફર દોસ્તો તો નહિ આવતા હોય, એવી મારા મનમાં શંકા થવા લાગી. લાલજી તો બેભાન જેવો થઈ ગયો હતો, એટલે હું દરવાજા તરફ ગઈ; તો ત્યાં અમારી

નાટક કંપનીના માલિકને મેં ઉપર આવતો જોયો. અમાદચન્દ્રને જોઈ મારો ભય ટળ્યો અને જીવમાં જીવ આવ્યો. અમાદચન્દ્ર અંદર આવી ઘરમાંની એ વિલક્ષણ દશાને જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો અને થોડી વાર સૂધી તો કાંઈ પણ બોલ્યો નહિ.

થોડીવાર પછી અમાદચન્દ્રે પૂછવાથી લલિતાએ પોતાના દુઃખનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, તે સાંભળીને તેણે કહ્યુ કે;–"લલિતા! આજે વીસ વર્ષથી હું નાટકનો ધંધો કરું છું. જેમ મારી કંપનીમાં ઘણી એકટ્રેસો આવી ગઈ છે તેમ જ બીજી કંપનીની એકટ્રેસોનો પણ હું સારો અનુભવ ધરાવું છું; પણ અત્યાર સુધીમાં તારા જેવી સદ્ગુણી અને એકમાર્ગી નાટકવાળી મારા જોવામાં આવી નથી એણે એવું જ કાંઇક અનિવાર્ય કારણ આપ્યું હશે, ત્યારે જ તારા હાથે આજે આટલું સાહસ થવા પામ્યુ હશે, એ વિષે મારી પૂરી ખાત્રી છે. ચિન્તા નહિ, આજે હું બધો નિકાલ લાવી નાખું છુ. પ્રથમ એના મોઢાપર પાણી છાંટીને જરા લોહીને બંધ કરો અને આ લોહીથી ખરડાયલી જગ્યા સાફ કરી નાખો."

લલિતાએ લાલજીના મોઢાપર પાણી છાંટયું અને મેં જગ્યા ધોઈ સાફ કરી નાખી. લાલજી શુદ્ધિમાં આવ્યો તે વેળાએ તેનો નશો બધો ઉતરી ગયો હતો અને તેથી માલિકને જોતાં જ તેણે પોતાનું મોઢું નીચું કરી દીધું. અમાદચંદ્રે તેને ઉદ્દેશીને કહ્યુ;–"લાલજી! તું મારી કંપનીનો એક સારો વખણાતો કૉમિક ઍક્ટર અને શહેરમાં આવી હાલતે રખડ્યા કરે તેમ જ ઘરમા આવા ધીંગાણાં કર્યા કરે, એથી મારી કંપનીની આબરૂને કેવો બટ્ટો લાગે છે એની તને કલ્પના છે ખરી કે? થીએટરમાં બધાંના દેખતા તને કાંઇ કહેવાને બદલે તારે ઘેર ખાનગીમાં જ તને ઠપકો આપવામાટે હું અહીં આવ્યો, તો અહીં વળી આ તોફાન જોવામાં આવ્યું. જો તારે આવી રીતે જ વર્તવું હોય, તો તુ ગમે તેવો કામદાર હોવા છતાં મારા કામનો નથી અને અત્યારે જ હું તને ખુશીથી રજા આપવાને તૈયાર છું. એવું સોનું શા કામનું કે જે કાનને તોડી નાખે? કાંતો આજે દારૂ ન પીવાની અને જુગાર ન રમવાની પ્રતિજ્ઞા કર અને કાંતો મારી કંપની છોડી ચાલ્યો જા. કંપનીમાથી નીકળ્યા પછી જો આ ભલી લલિતાની જરા પણ છેડ કરી છે, તો હું તને વગર ભાડાના સરકારી મકાનમાં જ મોકલી આપીશ. મે બહુ આંખમીચામણાં કર્યાં; પણ તને શર્મ ન આવી તે ન જ આવી! કોઈ છોકરું હોય તો મારીને પણ સમજાવીએ, પણ આટલા મોટા ઉંટને શું કહેવું?"

લાલજી એકદમ રડી પડ્યો અને અમાચંદ્રને હાથ જોડી કહેવા લાગ્યો કે;– "મારા સુરબ્બી શેઠ! આજ સૂધીના મારા અપરાધોની ક્ષમા આપો. લલિતાની પણ હું ક્ષમા માગું છું અને આજથી દારૂ તથા જુગારને પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગું છું. લલિતાને સમજાવો કે તે મારી સાથે છૂટાછેડા ન કરે; નહિ તો મારુ જીવન સાવ બગડી જશે; એના અંકુશથી હજી પણ હું ઠેકાણે આવીશ, નહિ તો હારાયા ઢોર જેવો જ બની જઇશ."

"હું તમારા અપરાધની ક્ષમા આપુ છું અને આજના મારા અયોગ્ય સાહસમાટે હું પોતે પણ ક્ષમા માગું છું. પણ હવે આવા ઢેઢભવાડા ન થાય તો તેમાં આપણ બન્નેની આબરૂ છે." ભલી લલિતાએ તરત ક્ષમા આપી દીધી.

ખરેખર જો લલિતાને સ્થળે હું હોત તો એટલી સસ્તી કીમતે માફી આપત નહિ. દુર્ભાગ્યની પ્રબળતાથી લલિતાનું જીવન અધોગતિને પ્રાપ્ત થયું હતું ખરું, પણ અદ્યાપિ એક કુલીન બ્રહ્મતનયા તરીકે તેની ઉદાત્તતાનો સર્વથા લોપ થયો નહોતો, એનો એ દિવસે મને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો. તેની આ ક્ષમાશીલતામાટે હું તેની મારા હૃદયમાં ગુપ્ત પ્રશંસા જ કરવા લાગી. કુલીનતા અને અકુલીનતામાં જે ભેદ છે તે એટલો જ કે કુલીનતા અધમ અવસ્થામાં પણ કાયમ રહે છે અને અકુલીનની નીચતા ઉત્તમ અવસ્થામાં આવવા છતાં પણ જતી નથી. હિન્દુસ્તાનમાં જાતિભેદને જે આટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે, તેનું આ પણ એક કારણ હોવું જોઇએ.

સંગ્રામનો અંત સમાધાનમાં આવ્યા પછી લલિતાએ કૉફી બનાવી અને તે કૉફીનો સત્કાર કરી પ્રમાદચંદ્ર તથા હું નાટકશાળામાં આવ્યાં અને ત્યાં આવ્યા પછી હું મારા મનને પૂછવા લાગી કે;–"ગધેડો ઘોડો થશે કે? દારૂડીઓ અને જુગારી લાલજી આજની પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરશે કે લલિતાના 'જગત્ પાખંડી છે' એ તત્ત્વને સિદ્ધ કરી બતાવશે?" એ પ્રશ્નનુ ઉત્તર તાત્કાલિક મળે તેવું ન હોવાથી એને જાણવાનું કાર્ય મારે ભવિષ્યપર જ મુલતવી રાખવું પડ્યું.

---

## પ્રકરણ ૯ મું
## મદનમૂર્તિ યૂસુફે !

એક દિવસ સવારમાં નવ વાગે નાટકશાળામાં રીહર્સલની શરૂઆત થઇ ગયા પછી બહારના પહેરાવાળાએ અમારી કંપનીના માલિકને આવીને ખબર આપી કે;–"જનાબ ! બહાર કોઇ એક નયા શખ્સ નાટકમેં મુલાજિમત કરનેકી ખાહિશસે આયા હય ઔર આનેકી ઇજાજત ચાહતા હય." એના જવાબમાં માલિકે એમ જણાવ્યું કે;–"ઉસે અભી બહાર બિઠાઇયે ઔર જબ દસ મિનિટકી રજા હો જાય ઉસ વક્ત યહાં લે આઇયે."

પહેરેગીર હુકમને માન આપીને ચાલ્યો ગયો. બહુધા નાટકમંડળીઓમાં રીહર્સલ વખતે જો કોઇ નવો ઍક્ટર કે ઍક્ટ્રેસ નોકરી રહેવાના ઇરાદાથી આવે છે, તો તેને રીહર્સલનો અડધો ટાઇમ થવા પછી ઍક્ટરોને પાણી પીવા કે અન્ય કાર્યમાટે મળતી દશ મિનિટની રજાના વખતમાંજ બોલાવવામાં આવે છે અને તેના સંગીત તથા નાટ્ય જ્ઞાનની પરીક્ષા લેવાય છે. કારણ કે, એ વેળાએ ચેષ્ટાખોર પાત્રોનો ઘણોખરો ભાગ ચાહે સોડા પીવા કે બીડીઓ ફુંકવામાટે બહાર નીકળી ગયેલો હોય છે એટલે નવા માણસને શર્માઇ જવાનો કે ગભરાટમાં પડવાનો ઓછો ડર રહે છે.

સાડાદશ વાગ્યા અને દશ મિનિટની રજા આપવામાં આવી, માત્ર માલિક, ડાયરેક્ટર અને સાજિંદાઓ બાકી રહ્યા. જ્યારે પણ કોઈ નવું પંખીડું નાટકની જાળમાં ફસાવામાટે આવતું ત્યારે તેની કળાને જોવાને મને બહુ જ આતુરતા રહેતી હોવાથી હું એ વખતે બહાર નીકળી નહિ, તેમ જ લલિતાને પણ મેં બળાત્કારે બેસાડી રાખી. પહેરેગીર પોતાને મળેલી આજ્ઞા પ્રમાણે તે નવા માણસને લઇને હાજર થયો, અને માલિક સાથે તેની ઓળખાણ કરાવી પાછો પોતાની 'ડ્યૂટી'પર ચાલ્યો ગયો.

એ નવો આવેલો ઍક્ટર એક નવયુવક હતો, તેનું વય ત્રીશ વર્ષની અંદરનું જ હોવું જોઇએ એવી કલ્પના થતી હતી; અને તેનાં સુરવાળ, અચકન, અને દુપટ્ટાને જોતાં-એટલે કે તેના પોશાકને નિહાળતાં-તે જાતિનો મુસલમાન હોવો જોઇએ, એવી મારી ધારણા થઈ ગઈ, અને મારી તે ધારણા છેવટે સત્ય નીવડી; ફેર એટલો જ પડ્યો કે તેને અચકનથી મેં હિન્દુસ્તાની ધાર્યો હતો, તેને બદલે તે પંજાબનો મુસલમાન નીકળ્યો અને મુસલમાન હોવા છતાં હિન્દુઓના ધર્મને માનનારો જણાયો.

પંજાબના વતનીઓ બહુધા ખુબસૂરત હોય છે અને તેમનાં શરીરબંધનો ઘણાં જ દૃઢ અને મજબૂત હોય છે, એ સર્વને વિદિત છે જ; પરંતુ આ તરુણનું સૌન્દર્ય એવું અને એટલું બધું તો અલૌકિક હતું કે, તેના એ સૌન્દર્યને, સૌન્દર્યને બદલે લાવણ્યના નામથી ઓળખવામાં આવે તો તેમાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. તે વાને ગોરો હતો, પણ તેની ગોરાશ પીળાશવાળી નહિ, પણ જેને આપણે 'સલૂણું'ના નામથી પીછાનીએ છીએ, તેવી તેની ગોરાશ હતી. તેનાં વિશાળ નેત્રો રામબાણનો ભાસ કરાવતાં હતાં. મનોહરાકૃતિ; મુખમંડળ અને ઉપરના ઓષ્ઠપર સહજ દેખાતો મૂછનો રુંવાટીવાળો દોરો અને તેની ચાલવાની લઢણ આદિ જોઇ જો કોઇ પણ લલના તેના લાવણ્યમાં લુબ્ધ થઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું. હું તો તેને એવા એક ધ્યાનથી જોઇ રહી કે મારી પાસે ચાલાક અને ચતુરા લલિતા બેઠેલી હતી, એનું પણ મને ભાન ન રહ્યું. જેવી રીતે રૂપાળી સ્ત્રી પુરુષની દૃષ્ટિને આકર્ષે છે તે જ પ્રમાણે રૂપાળો પુરુષ સ્ત્રીની દૃષ્ટિને-કિબહુના હૃદયને પણ આકર્ષે છે, એવો નિ:સર્ગનો અબાધિત નિયમ જ છે, અને હું તે નિયમના અપવાદરૂપ નહોતી.

અમારા માલિકે તેને એક કુરસીપર બેસવાનું કહીને પૂછ્યું કે;-"આપ પહેલે કિસી નાટક કંપનીમેં કામ કર ચુકે હયેં, યા યે પહલી કોશિશ હય?"

"જી-હુજૂર! ખાદિમ અમૃતસરકી એક નાટક કંપનીમેં દો બરસ તક મુલાજિમ થા; કિસી સબબસે અચાનક મુલાજિમત છોડનેકા મૌકા આ ગયા."

"તો જુરૂર વહાં આપ લેડીપાર્ટ કરતે હોંગે." માલિકે કહ્યું.

"જી હુજૂર." જવાબ મળ્યો.

"વહાં કૌન્સે કૌન્સે નાટક હુવા કરતે થે?" સવાલ પૂછાયો.

"બસ યહી ખૂનેનાહક, બજમેફાની, ભૂલભુલૈયાં, અસીરે હિર્સ, ખાબે હસ્તી, હરિશ્ચંદ્ર વગયરા વગયરા." તેણે ઉત્તર વાળ્યું.

"અચ્છા તો મેહરબાની કરકે આપ અપને કિસીભી પાર્ટકા એક ઉમ્દા ગાના ગાઇએ. ઔર કુછ ડ્રામા કે સાથ ઍક્ટિંગ ભી કર દિખલાઇએ. ઉમીદ હય કે આપકા સેટલ યહાં હો જાયગા." માલિકે ફરમાઇશ કરી.

"જયસા ફર્માન." એમ કહી તેણે હાર્મોનિયમ માસ્ટરને કહ્યું કે,-"જનાબ, 'શહીદેનાજ઼'કા 'બાકે બલમાંસે નેહા લગાયે' વાલા ગાના બજાઇએ."

એ નાટક અમારી કંપનીમાં પણ ભજવાતું હોવાથી અને વળી એ ગાયન ગાનારી 'રજીયા'નો પાઠ મને જ મળેલો હોવાથી એ ગાયન સાંભળવા અને તેનું ઍક્ટિંગ જોવાને હું બધાં કરતાં વધારે આતુર બની ગઈ.

તેણે ગાવાની શરૂઆત કરી દીધી–તે ગાયન આ પ્રમાણે:—

"બાંકે બલમાંસે નેહા લગાયે,
નયના વીર જાયે, ચયના નહીં આયે,
મોરી ગુઈયાં સૈયાં બિન હાયે,
બિરહા સતાયે, કછુ ના સોહાયે,
પિયા નહીં આયે, જીયા ઘબરાયે. બાંકે૦
ઇસ તરહ બેકદ્રિયે દિલફુચયે કાતિલમેં હય;
ગોયા એક ટૂટા હુવા સાગિર કિસી મહફિલમેં હય;
આફતોંમેં ફંસ ગયા અય હમ આશક કયા હુવા;
દિલ બલામેં હય બલા ગેસૂમેં ગેસૂ દિલમેં હય;
હાહાહાહા–બાંકે૦"

આ ગાયન શૃંગારનું હોવાથી અને એમાં અભિનયનું ક્ષેત્ર વિશાળ હોવાથી તેણે શૃંગારરસોત્પાદક એવા તો ઉત્તમોત્તમ હાવભાવ સાથે એ ગાયન પોતાના વાંસળી જેવા મધુર અને સુરીલા કંઠથી ગાઇ સંભળાવ્યું કે એકસમયાવચ્છેદે બધાંનાં મુખમાંથી 'વાહવાહ'ના પોકારો નીકળી ગયા અને તે 'આદાબ અર્જ' કરીને પાછો કુરસી પર બેસી ગયો. ત્યારપછી તેણે ભાષણનો પણ કેટલોક ભાગ બોલી બતાવ્યો. જો કે તેના બોલવામાં પંજાબી ઉર્દુનો લહજો આવી જતો હતો, છતાં તેની ઉર્દુ ભાષા ઘણી જ શુદ્ધ અને બોલવાની છટા પણ મનમોહક તથા આકર્ષક હતી. નાટક કંપનીને માટે તો એ એક બહુ જ ઉપયોગી મનુષ્ય હતો, અને એવી ઘર બેઠાં આવેલી ગંગાને પાછી ચાલી જવા દે એટલો બધો અમારો માલિક નાદાન કિંવા બેવકૂફ નહોતો. પચાસ રૂપિયા પગાર અને દશ રૂપિયા ભથ્થાના મળી સાઠ રૂપિયે તેનું કંપનીમાં રહેવાનું નક્કી થઈ ગયું.

અહીં મારે એક વાર્તાનો ઉલ્લેખ કરવો જોઈએ અને તે એ કે, એ તરુણ તો જાણે નાટકના વ્યવસાયમાં જોઇતાં સૌન્દર્ય, સંગીતજ્ઞાન, મધુર કંઠ, અભિનયકળા તેમ જ ભાષાજ્ઞાન આદિ સાધનોથી મંડિત હતો; પરંતુ નાટકમાં કાંઈ બધા એક્ટરો એવા જ ઉત્તમ ગુણવાળા આવતા નથી. આપણા દેશમાં લોકોનો નાટકના વ્યવસાય વિષે સારો અભિપ્રાય ન હોવાથી (સારો અભિપ્રાય ન હોવાનાં કેટલાંક કારણો છે કે જે આગળ જતાં જણાવવામાં આવશે) સારા સુશિક્ષિત મનુષ્યો નાટકના ધંધામાં જોડાતા નથી, અને જે અલલટપ્પુઓ જોડાય છે, તેઓ એમ જ ધારે છે કે, નાટકનો ધંધો બીજા બધા ધંધા કરતાં સહેલો છે અને નાટકમાં પાઠ કરવો એ તો જુલાબ લીધા પછી નરમ ખીચડી ખાવા બરાબર છે; એ પણ આપણી નાટ્યકળાની અવનતિનાં કારણોમાંનું એક કારણ છે. એથી નાટક ભજવી બતાવવામાં ઘણી જ અડચણો આવી પડે છે. કેટલાક ઍક્ટરોને તો સ્ટેજ પર આવવાની અને ઉભા રહેવાની પણ ખબર હોતી નથી, છતાં તેઓ પોતાને મૅનેજર કે ડાયરેક્ટરનો હોદ્દો ચલાવવાને લાયક ધારી લે છે, અને અધૂરામાં પૂરું જો અચાનક તેવા કોઇ ઍક્ટરનો ગમે તે કારણથી એકાદ પાઠ વખણાયો કે પછી જોઈ લ્યો ભાઇસાહેબ (કે જો ઍક્ટ્રેસ હોય તો બાઇસાહેબ)નો મિજાજ ! જમીનથી ત્રણ વેંત અદ્ધર ચાલીને માલિકને તરત પગાર વધારવાની, બસેં પાંચસે રૂપિયાની રકમ નામે લખીને આપવાની અને નહિ તો ચાલ્યા જવાની ધમકી

તેણે આપેલી જ ધારી લેવી ! આ દોષ માત્ર હિન્દુસ્તાનમાં જ છે એમ નથી, કિન્તુ સુધરેલા યૂરોપમાં પણ લગભગ એવી જ અવસ્થા છે. વિલાયતની જાણીતી ઍક્ટ્રેસ મિસ ફ્રિલિસ ડેર પોતાના 'From School to Stage' નામક ગ્રંથમાં એક સ્થળે લખે છે કે;–

"But many people seem to regard theatres as a last refuge when all attempts to succeed in other walks of life have proved failures, which probably accounts for the altogather over crowded state of the stage at the present time."

આપણે ત્યાંના ઘણાખરા ઍક્ટરો તો નિરક્ષરભટ્ટાચાર્ય જ હોય છે અને પોતાના ધંધામાં આગળ વધવા માટે અથવા તો પોતાના જ્ઞાનમાં વધારો કરવા માટે પણ તેઓ વાંચનલેખન કદાપિ કરતા નથી. કેટલાક ઍક્ટરો તો કેટલીકવાર પોતાનો પાઠ પણ ઝડપથી વાંચી શક્તા નથી, એ કાંઈ આપણી નાટ્યકળાને નીચું જોવડાવનારું જેવું તેવું કારણ નથી. મિસ ફ્રિલિસ ડેર એ વિષે પોતાના અનુભવને વ્યક્ત કરતી એ જ ગ્રંથમાં લખે છે કે;–

"The work was hard, but it is a great mistake to imagine that success on the stage can possibly be attained without hard work and although I found it rather irksome sometimes after rehearsals having to wrestle with history, geography, and mathematics, yet now I am glad that I was'nt allowed to shirk for a single minute, because a good education on the stage is absolutely imperrative"

એનો ભાવાર્થ એવો થાય છે કે,–"( મારું ) કાર્ય જો કે કઠિન હતું, પરતુ કઠિન પરિશ્રમ વિના શકયતાથી રંગભૂમિપર વિજય મેળવવાની કલ્પના કરવી, એ એક મોટામાં મોટી ભૂલ છે. કેટલીક વાર જ્યારે રીહર્સલો પછી તરત જ મારે ઇતિહાસ, ભૂગોળ અને અંકગણિત, બીજગણિત તથા ભૂમિતિ સાથે યુદ્ધ કરવું પડતુ હતુ ત્યારે એ વિષય મને કંટાળાભરેલો લાગતો હતો; છતાં આજે મને એક મિનિટને માટે પણ કાર્યત્યાગિની થવા દેવામાં ન આવી એ માટે મારા હૃદયમાં બહુ જ આનંદ થાય છે કારણ કે, રંગભૂમિપર સારા શિક્ષણની અત્યંત આવશ્યક્તા છે."

હિન્દુસ્તાનમાંના ઍક્ટરોના જ્યારે આવા વિચારો થશે, તે વેળાએ અવશ્ય નાટકની કળામાં ઘણી જ સારી સુધારાણા થએલી જોવામાં આવશે. અસ્તુ.

બરાબર સવાબાર વાગતાં રીહર્સલની સમાપ્તિ થઈ અને લલિતાને ઘેર જવામાટે વિદાય કરી, હું મારા ઓરડામાં આવી બેઠી. મારું મન નવા આવેલા તરુણ ઍક્ટરના સૌન્દર્યના વિચારમાં જ અદ્યાપિ નિમગ્ન હતું, તેવામાં જાણે મનોમન સાક્ષી હોયની તેવી રીતે તે એક બીજા ઍક્ટર સાથે આવીને મારા ઓરડાના દરવાજા બહાર વાત કરતો ઉભો રહ્યો. લગભગ પાંચેક મિનિટ વીતી જતાં મેં વિવેક દર્શાવીને કહ્યું કે;–"ખડે ખડે પયર થક જાયેંગે; નાહક તકલીફ કયોં ઉઠા રહે હયે ? કમરેમેં આઇયે ઔર બયઠ કર શૌકસે ગુફતગૂ કીજિયે."

"મેહરબાની." તેણે ઉપકાર માન્યો.

એટલામાં તેની સાથેનો ઍક્ટર "આપ યહાં બૈઠિયે, મયૅ આપકે ખાને વગયરાકા બંદોબસ્ત કરકે આતા હું" એમ કહીને ચાલ્યો ગયો અને તે તરુણ મારા ઓરડામાં આવીને બેઠો. એટલામાં માલિક ત્યાંથી પસાર થતાં તેને મારા ઓરડામાં ઈઝીચેરમાં પડેલો જોયો, પરંતુ તે મારા ઓરડામાં આવ્યા વગર અને કાંઇ પણ પૂછ્યા વગર પોતાના માર્ગે ચાલ્યો ગયો. એ પછી મેં તેની સાથે સંભાષણ કરવા માંડ્યું; અમારું સંભાષણ બધું ઉર્દુ ભાષામાં જ થયું હતું; કારણ કે, તે ગુજરાતી ભાષાનો એક અક્ષર પણ જાણતો નહોતો; પરંતુ વાચકોની સગવડને ખાતર હું તે અહીં ગુજરાતી ભાષામાં જ આલેખીશ.

"આપનું નામ, જનાબ?" મેં પૂછ્યું.

"યૂસુફ" ઉત્તર મળ્યું.

"અને જાત?"

"મુસલ્માન."

"મુસલ્માન તો ખરા, પણ અમારા હિન્દુઓની પેઠે મુસલ્માનોમાં પણ વળી કેટલીક પેટા જાતિઓ થયેલી છે અને મારા પૂછવાનો આશય એ છે કે આપનો જન્મ તેવી કઈ પેટા જાતિમાં થએલો છે?"

"આપનો સવાલ હવે મારા સમજવામાં આવ્યો. પંજાબમાં અમારી જાતિ રબાબીના નામથી ઓળખાય છે. અરબી ભાષામાં રબાબ એક વાદ્યયંત્રનું નામ છે, એ તંતુવાદ્ય સારંગી જેવું હોય છે અને એને વગાડનાર રબાબી કહેવાય છે. અમારી જાતિના લોકોના નિર્વાહનું સાધન એ રબાબ હોવાથી જ કદાચિત્ અમારી જાતિને રબાબી નામ મળ્યું હશે. અમે મુસલ્માન હોવા છતાં અમારામાં જે મુસલ્માનો કરતાં એક ભિન્નતા છે તે એ કે, અમે ગુરુ નાનકના પંથને પણ માનીએ છીએ. ગુરુ નાનકના ટિકાણાં—મંદિરો—માં જઇએ છીએ. ગ્રંથ સાહેબ સમક્ષ બેસીને રબાબ વગાડી ભજન ગાઇએ છીએ. ટિકાણામાં જઈ રબાબ વગાડી ભજન ગાવાં એ જ અમારો ધંધો છે. એથી ટિકાણામાંથી જેમ અમને લાભ મળે છે તેમ જ ગુરુ નાનકના ધર્મને માનનારા હિંદુઓ પણ અમારો પૈસાટકાથી સારો સત્કાર કરે છે. અર્થાત્ મુસલ્માનો કરતાં હિન્દુ જાતિ સાથે અમારો વધારે ગાઢ સબંધ છે અને તેથી અમારી જાતિમાં કેટલાક હિન્દુ રીતિ રિવાજોનો પણ પ્રવેશ થઈ ગયો છે. ગાવા બજાવાનો અમારો બાપદાદાનો ધંધો છે અને તેમાં સારી કમાણી છે, છતાં મને નાટકનો શોક હોવાથી હું નાટકમાં નોકરી કરું છું." તેણે પોતાની જાતિનો ટુકો ઇતિહાસ કહી સંભળાવ્યો.

અમારી કંપનીમાં એક બીજો પંજાબી હિન્દુ ઍક્ટર હતો તેની પાસેથી ગુરુ નાનકના ધર્મની અને એ રબાબી મુસલ્માન જાતિ વિશેની કેટલીક વાતો મેં સાંભળી હતી અને તેથી હું જાણતી હતી કે, રબાબી મુસલ્માન હોવા છતાં પોણા હિન્દુ જેવા હોય છે. એટલામાટે એ જાતિ વિષે વધારે પૂછવાનું મેં વ્યાજબી ન ધાર્યું. હું બીજું કાંઈ પૂછવા જતી'તી એટલામાં ખાનાના બંદોબસ્તમાટે ગયેલો ઍક્ટર પાછો આવ્યો અને તેણે તેને—યૂસુફને—કહ્યું કે;—"અત્યારે તો બજારમાં એક માણસને ખાતું લાવવા મોકલ્યો છે તે હમણાં લઈ આવશે; સાંજે બીજો કાયમનો બંદોબસ્ત કરી લઇશું."

"બીજે ઠેકાણે બેસવાની સારી સગવડ નહિ હોય માટે ખાનું અહીં જ લાવજો, અહીં જ યૂસુફખાન જમી લેશે." મેં તેને સૂચના આપી.

"પણ તમે હિન્દુ અને અમે મુસલ્માન, તમને કાંઈ વાંધો નહિ આવે કે?" તેણે કટાક્ષ કર્યો.

"મારા ઘરમાં બેસીને યૂસુફખાન ખાશે એથી મને શી હરકત થવાની હતી વારુ? એમનું ખાતું કાંઈ મારા મોઢામા તો નથી જ આવી પડવાનું." મેં પણ તેવો જ જવાબ આપીને તેને ચુપ કરી દીધો.

"ખરેખર આઝાદગી તો આવી જ હોવી જોઇએ. 'દુઇરા સું બદર કર્દમ્ યકી દીદમ્ દુઆલમરા!' પણ બધા હિન્દુઓના આવા વિચારો હોતા નથી." યૂસુફે પોતાની શીરીન જબાનથી જણાવ્યું.

"પણ નાટકમાંના કેટલાક હિન્દુઓ અને હિન્દવાણીઓ એવી છીછીફૂફૂની પાખંડીને ધિક્કારે છે અને ખુશીથી મુસલ્માનનાં બનાવેલાં ચાહે કૉફી તથા પાંઉ બિસ્કીટને પેટમાં પધરાવે છે, એ તો આપના જાણવામાં હોતું જ જોઇએ." મેં પણ વિનોદમાં આગળ વધીને કહ્યું.

જમી રહ્યા પછી યૂસુફ બહાર જવાને તૈયાર થયો અને વિવેક દર્શાવતો બોલ્યો કે;–"બાનો! ત્યારે હવે હું રજા લઇશ; કારણ કે, મુસાફિરખાનામાં હું મારા ટ્રંક અને બિસ્તર રાખી આવ્યો છું તે લાવવા છે તેમ જ બજારમાંથી સાબૂ અને ટુથ પાઉડર વગેરે બીજી પણ કેટલીક ચીજો ખરીદવાની છે. આપને મારા માટે અત્યારે જે તકલીફ ઉઠાવવી પડી છે, તેમાટે હું આપની મોઆફી ચાહું છું."

"ઓહો ઘણી જ ભારી તકલીફ ઉઠાવવી પડી! નાટકવાળાઓ બોલવામાં ચાલાક કહેવાય છે, તે કાંઈ ખોટું તો નથી જ. માણસને ઘેર માણસ ક્યાંથી? એ તો મારાં મોટાં નસીબ કે આપની આટલી ખાતિરદારી પણ આ લૌંડી કરી શકી. વારુ, આપ બજારમાં જવાના છો તો લ્યો આ એક રૂપિયો લેતા જાઓ, અને મારા માટે પણ સારા ટુથ પાઉડરની એક બાટલી લેતા આવજો. હું પણ તકલીફ આપવામાટે માફી માગું કે?" એમ કહીને મેં તેના હાથમાં રૂપિયો મૂક્યો. તેના હસ્તનો સ્પર્શ થતાં મારા શરીરમાં એક પ્રકારના વિલક્ષણ કંપનો આવિર્ભાવ થઈ ગયો.

મંદ હાસ્ય સાથે રૂપિયો લઇ તે ત્યાંથી ચાલ્યો ગયો.

તેના જવા પછી રસોડામાંથી મેં મારી થાળી મંગાવી, ઘણીકવાર રસોડામાં જઇને પંગતમાં જમવા બેસવાના કંટાળાને લીધે હું મારા ઓરડામાં જ થાળી મંગાવતી હતી, અને તેથી જો બજારમાંથી ખાવાની બીજી કોઈ સારી વસ્તુ મંગાવી હોય તો તેનો સ્વાદ પણ લઈ શકાતો હતો. પંગતમાં બેસીને શેઠાઈ બતાવવાનું મને યોગ્ય લાગતું નહતું. પરંતુ આજે જમવામાં મારું બરાબર ધ્યાન નહોતું. જ્યારે મન કોઈ એક વિશિષ્ટ વિષયમાં લીન થઈ જાય છે, તે વેળાએ બીજી કોઈ પણ વસ્તુ રુચિકર થતી નથી. અર્થાત્ રુચિ ન હોવાથી બેચાર કોળિયા ભરી મેં હાથ ધોઈ નાખ્યા અને પટેલને થાળી લઈ જવાનું કહી કોચપર લંબાવી દીધું. હું મારા મનને કેટલાક સવાલો પૂછવા લાગી;–

"એક પુરુષને પરમેશ્વરે આટલું અને આવું અદ્વિતીય સૌન્દર્ય શા માટે આપ્યું હશે વારુ? પુરુષ છતાં પણ એનામાં આટલી બધી મનોમોહકતા અને આકર્ષકતા

છે, તો જો એ સ્ત્રી હોત, તો તો અનેક આશકોના પ્રાણ હરનારી બીજી કલીયો-પેટ્રા જ થઈ પડત ! એને પુરુષ બનાવવામાં પરમેશ્વરની ભૂલ તો નહિ થઈ ગઈ હોય ? અરે આ રૂપસુંદર તરુણને જોઈ પુરુષની પણ એવી ભાવના થઈ જાય કે, 'આને પરમેશ્વરે સ્ત્રી બનાવી હોત તો કેવું સારું થાત !' તો પછી અબળાનું મન ચળી જાય તેમાં શી નવાઈ! ઈશ્વર પણ એક મહા વિલક્ષણ વ્યક્તિ છે કે જે હૃદયને લોભાવનારી આવી વસ્તુઓને દૃષ્ટિ સમક્ષ લાવે છે અને તે છતાં જો કોઈ તેવી વસ્તુમાં લોભથી લપટાય છે તો તેમાટે તેને પાપી ગણીને શિક્ષા કરે છે !"

અહીં મારા સુજ્ઞ વાચકો કદાચિત્ મને સવાલ કરશે કે, 'ત્યારે શું તમો તેનાપર પ્રથમ દૃષ્ટિએ જ આશક થયાં હતાં કે ?' જો હું સત્યને જ માન આપનારી હોઉં, તો એ સવાલના જવાબમાં મારે જણાવવું જોઇએ કે, પ્રથમ દૃષ્ટિએ આકર્ષિત થવાનાં આવાં ઉદાહરણો જગત્‌માં અનેક બન્યા કરે છે. મહાસતી દ્રૌપદી જેવી પ્રાતઃસ્મરણીયા પ્રમદાનું મન પણ એકવાર કર્ણની વીરતાને નિહાળી મોહવશ થઈ ગયું હતું, અને ગુજરાતી ભાષાનો પેશ્વા મહાકવિ પ્રેમાનંદ કે જેનાં કાવ્યો પુરુષો સ્ત્રી આગળ વાંચી સંભળાવે છે તેણે સુભદ્રાહરણમાં કહ્યું છે કે એક વેળા એ દ્રૌપદી યોગીના વેશમાં આવેલા અર્જુનપર મોહી પડી હતી અને પાંચ પાંડવને છોડી નાસી જવાને તૈયાર થઈ હતી, તો પછી મારા જેવી એક ખવાસણ અને અધૂરામાં પૂરું નાટકમાં નૃત્ય કરનારી નટીના અવતારમાં ફેરવાયલી ચંચળ હૃદયની ચપળાનું ચિત્ત આવી લાવણ્ય પ્રતિમાને જોઈ ઘડીભર ચળાયમાન થાય, તો તેમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું શું હોઈ શકે વારુ ? જળના પ્રવાહનો એ સ્વભાવ જ છે કે જ્યાં નીચાણ હોય ત્યાં તે ઢળી જાય છે, તેમ જ તારુણ્યનો એ ધર્મ જ છે કે જ્યાં તે રૂપને નિહાળે છે ત્યાં મોહવશ થાય છે. નિઃસર્ગનો એ એક અબાધિત નિયમ છે, અને સૃષ્ટિના બધા જીવો મનુષ્ય પશુ કે પક્ષી એ નિયમના ગુલામ છે. સંસ્કૃતમાં એક શ્લોક છે કે;–

"सुभाषितेन गीतेन युवतीनां च लीलया ।
मनो न मुह्यति यस्य स योगी ह्यथवा पशुः" ॥

એટલે કે;–"સુભાષિત, સંગીત અને યુવતીની લીલાથી જેનું મન મુગ્ધ નથી થતું, તે કોઈ યોગી અથવા પશુ જ હોવો જોઇએ" અર્થાત્ સંસારી પુરુષનું મન તો એ વસ્તુઓથી મુગ્ધ થવું જ જોઇએ. એ જ નિયમ જો સ્ત્રીઓના સંબંધમાં પણ લાગૂ પાડવામાં આવે, તો એમ કહી શકાય કે, સુભાષિત, સંગીત અને સુંદર પુરુષ–સુંદર અને તરુણ–સ્ત્રી લીલાથી જે લલનાનું મન મુગ્ધ નથી થતું, તે સ્ત્રી અવશ્ય કોઈ યોગિની કિંવા પશુ જાતિની માદા જ હોવી જોઇએ.

જે મહાત્મા શાશ્વતાનંદ મને મનમાન્યા પૈસા આપવાને અને મારા યૌવન-વનનો માળી થવાનો અત્યંત આતુર હતો, તેના પ્રતિ મારું લેશમાત્ર પણ આકર્ષણ થયું નહિ, અને જેના કુળ, શીલ તથા ગુણ તેમ જ આર્થિક પરિસ્થિતિ વિષે હું સર્વ પ્રકારે અજ્ઞાન હતી, તેવા એક સુંદર નાટકવાળા તરુણ પુરુષમાં મારું મન પ્રથમ દૃષ્ટિએ જ પરોવાયું એ નિઃસર્ગની પ્રબળતા, નિઃસર્ગનો પ્રભાવ

નહિ તો બીજું શું વારુ? મારી તે સમયની અવસ્થાનો વિચાર કરતાં અત્યારે મને રાજર્ષિ ભર્તૃહરિના નિમ્નલિખિત ઉદ્‌ગારોનું સ્મરણ થઈ આવે છે;–

"यां चिन्तयामि सततं मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या
धिक् तां च तं च मदनं च इमां च मां च" ॥

એટલે કે, "હું જે સ્ત્રીનું નિરંતર ચિન્તન કરું છું, તેનો મારામાં પ્રેમ નથી; તે એક બીજા પુરુષને ઇચ્છે છે અને તે પુરુષ વળી એક બીજી પ્રમદામાં પ્રેમાસક્ત છે; તે સ્ત્રીનો વળી મારામાં મોહ છે; એટલા માટે તે મારી સ્ત્રીને, તેના આકર્ષક પુરુષને, તે પુરુષની પ્રેમપાત્રાને, મને પોતાને અને એ સર્વના મૂળ કારણરૂપ કામદેવને એ સર્વને ધિક્કાર છે!",

પરંતુ મારો આ પ્રેમોદ્દેશ ફળીભૂત થયો ખરો કે?

---

## પ્રકરણ ૧૦ મું

### મનની પરવશતા!

મને યૂસુફના મુખદર્શનથી પણ એક પ્રકારનો અવર્ણનીય આનંદ થતો હતો. હું જેમ બને તેમ તેને વિશેષ પ્રમાણમાં મારા સમાગમમાં લાવવાની ઇચ્છા કરવા લાગી જે સ્થળે એક મનુષ્યનો કોઈ પણ કારણથી કાંઇક સત્કાર થાય છે, તે સ્થળે જવાની તે મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા થાય છે, એ એક નિયમ જ છે. યૂસુફના પ્રથમ દિવસે જ મેં કરેલા સત્કારનું તેના મનમાં એટલું પરિણામ તો અવશ્ય થયુ કે તે રીહર્સલમાં આવતી વેળાએ રીહર્સલમાંથી. છૂટ્યા પછી જમવા જતી વખતે અને રાત્રે નાટક વેળાએ સ્ટેજપર આવતાં મને સલામ કરવાનું કદાપિ ભૂલતો નહોતો; હું પણ તેના એ વિવેકનો ઢળેલી આંખો સાથે યોગ્ય હાવભાવથી જવાબ આપતી હતી અને તેનો ઉપકાર માનતી હતી યૂસુફના સૌન્દર્યમાં મારું મન પરોવાયા પછી લલિતાને ઘેર જવા આવવાનો મારો વ્યવહાર કાંઇક ઓછો થવા લાગ્યો. પ્રથમ બહુધા હું રોજ ત્યાં જતી હતી, તે પછી એકાંતરે જવા લાગી, પછી અઠવાડિયામાં બે વાર અને છેવટે અઠવાડિયામાં એક વાર જવાપર વાત આવી ગઈ. લલિતા કેટલીક વાર મારા ન આવવાનું કારણ પૂછતી હતી પણ એક કે બીજું બહાનું બતાવી 'હોઠ સાજા તો જવાબ ઝાઝા' વાળી કહેવતને અનુસરી તેના સવાલોને ટાળી દેવાની ચેષ્ટા કરતી હતી; અને લલિતા વધારે કાંઈ ન બોલે એટલે તે મારાં ઉત્તરોથી સંતુષ્ટ થએલી હોવી જોઇએ, એમ જ હું મારા મનમાં માની બેસતી હતી. પણ મારી એ ધારણા કેટલી બધી ભૂલ ભરેલી હતી એ પાછળથી બરાબર મારા જાણવા અને અનુભવવામાં આવી ગયું; કારણ કે, લલિતા પ્રથમથી જ મારી સર્વ ચેષ્ટાઓને જાણી ગઈ હતી. અને અમુક એક વિશિષ્ટ ઉદ્દેશથી જ તેણે મૌનવ્રતનો સ્વીકાર કરી લીધો હતો.

એક દિવસે રીહર્સલ ઓવર–પૂરું–થતાં લલિતાએ મને કહ્યુ કે;–'ચંપા, આજે બપોર પછી બે ત્રણ વાગે જરાક મારે ત્યાં આવજે; મારું એક ખાસ કામ

છે અને તે વિષે તારી જોડે કેટલીક વાતચીત કરવાની છે." મેં 'વારુ જી' કહ્યું, અને તે ચાલી ગઈ. જમ્યા પછી એક કલાક કે દોઢ કલાક જેટલો સમય વામકુક્ષીમાં વીતાડી, હું નાટકશાળામાંથી ઠાઠમાઠ કરીને ભાડાની ગાડીમાં બેસી લલિતાને ત્યાં જવામાટે નીકળી.

લલિતા સિગરેટ ફુંકતી અને મારી વાટ જોતી નેતરની ઇઝીચેરમાં પડી હતી. મને આવેલી જોતાં તે બેઠી થઇ ગઈ, અને હુ કુરસીપર બેઠા પછી તેણે પ્રથમ જે પ્રશ્ન રજૂ કર્યો તે એ કે;-"કેમ ચંપા, આજકાલ આઠ આઠ દશ દશ દિવસનો ગાળો પડી જવા છતાં તને અહીં આવવાનો વખત મળતોજ નથી કે શુ? આગળ તો મારા ગરીબખાનાની મુલાકાત લીધા વિના તારો એક દિવસ પણ ભાગ્યેજ વીતતો હતો અને હમણાં આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો વારુ?"

એના જવાબમાં મેં જણાવ્યુ કે;-"એ તો તમે જાણો જ છો કે, આજ કાલ ઉન્હાળો ચાલતો હોવાથી બપોરે એટલી તો સખ્ત ગરમી પડે છે કે ઘરમાં બેઠાં પણ બળી જવાય છે, તો બહાર નીકળતાં શી દુર્દશા ન થાય? કદાચિત્ સાંઝ પછી આવી શકાય, પણ રાતે તો તમે નાટકશાળામાં આવો છો, એટલે ત્યા જ મુલાકાત થઈ જાય છે. એ વિના ન આવવાનું બીજું કાંઇ પણ ખાસ કારણ નથી."

"ચંપા, હવે તું નાટકવાળી થઇ ખરી. પણ એટલી કચાશ રહી ગઈ કે, દાઈથી પેટ છુપાવી શકાતું નથી, એ તત્ત્વને જાણી ન શકી. ગાંડી, તું એમજ માને છે કે, તારી ચેષ્ટાઓથી હું બિલકુલ બેખબર અને અજાણ છું? જો તું એમ ધારતી હોય તો તે તારી ભૂલ છે. યૂસુફ પ્રથમ દિવસે આવ્યો તે વેળાએજ તેને જોતા તારા મનની કેવી અવસ્થા થઈ હતી, તે મારા ધ્યાન બહાર નથી, અને ત્યાર પછીના તારા વર્તનને પણ હું સારી રીતે જાણું છું. લખનૌની ઉન્હાળાની ગરમીએ નહિ, પણ હૃદયમાં ઉદ્ભવેલા મદનરૂપ ગ્રીષ્મઋતુના અસહ્ય તાપેજ તને અહીં આવતી અટકાવી છે, તારી બુદ્ધિમાં વિકારવશતા તથા ભ્રમણા જગાવી છે; મારા હૃદયમાં પ્રથમથીજ તારા વિષે જે ભીતિ અને શંકા હતી તે સત્ય સિદ્ધ થવાની વેળા નિકટમાં આવી છે." ચતુર લલિતાએ મારી ચેષ્ટાઓનો બધો સરવાળો આંકી બતાવ્યો.

તેના મુખમાંથી નીકળતો એકે એક શબ્દ મને છાતીમાં બાણ સમાન ખુચતો હતો અને તે આટલી સીમા પર્યંત મારા ભેદને જાણી ચૂકી છે, એનો પ્રત્યક્ષ અનુભવ થતાં હું કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના આશ્ચર્ય અને નિઃસ્તબ્ધતાથી તેના મુખમંડળને જોઇ રહી. ઇચ્છા છતાં મારા મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ.

મને મૂગીમંતર થઇ ગએલી જોઇને લલિતા પાછી કહેવા લાગી કે;-"ચંપા, હું તારી માતા કે શેઠાણી નથી, એટલે મારાથી આમ ડરવાનું કે દબાઈ જવાનું તને કાંઈ પણ કારણ નથી. આ વાત તને જણાવવાનું કારણ એટલું જ કે, જેમ છોકરાં કેટલીક વાર પોતે કરેલાં મસ્તીતોફાન વિષે માતાપિતાના સવાલના જવાબમાં જૂઠી વાતોજ જણાવે છે અને એમ ધારે છે કે, 'માતાપિતા તો બિચારાં કાંઇ જાણતાજ નથી' એટલે કે, બાળકોની એવી ધારણા હોય છે કે,

માતાપિતા તો કોઇ વાર જાણે બાળક હતાં જ નહિ અને તેમણે એવાં મસ્તી-તોફાન કર્યાં જ નહિ હોય! પણ તેમની એ ધારણા જેમ ખોટી હોય છે, તે જ પ્રમાણે જો તુ એમ ધારતી હોય કે તારી આ વિકૃત ચેષ્ટાઓને કોઈ નથી જ જાણતું, તો તે તારી ધારણા ખોટી છે એટલું તને બતાવી આપવામાટે જ આજે મારે આ વાત કાઢવી પડી છે. કામાતુર સ્ત્રીપુરુષો જગતને અંધ માને છે, પણ ખરી રીતે તો તેઓ પોતે જ આંધળાં હોય છે. અને તેથી પોતાની આસપાસ બાર ગાઉમાં કેવળ અંધકારને જ જોયા કરે છે."

"ત્યારે તમે એમ ધારો છો કે યૂસુફ સાથે મારો તમારા ધારવા પ્રમાણેનો સંબંધ થઈ ચૂકયો છે?" મેં સવાલ કર્યો.

"ના, હજી વાત તેટલી હદ સુધી આવેલી નથી: છતાં એટલું તો સ્પષ્ટ કલ્પી શકાય છે કે જો આવું જ રીહર્સલ ચાલતું રહેશે તો નાટક અવશ્ય ભજવાશે જ; જેનુ મંગલાચરણ થયું છે, તે કાર્ય અવશ્ય થાશે જ." લલિતાએ ટુંકામાં પોતાનું સત્ય અનુમાન જણાવી દીધું.

"તમારા કથનનો અક્ષરે અક્ષર સત્ય છે, મારા હૃદયની એ ભાવના તો છે જ. પણ હું એમ પૂછવા માગું છું કે શું સ્ત્રીને એવા એક પુરુષની આવશ્યક્તા નથી? તમારા કહેવા પ્રમાણે જ અનેક સ્થળે ભટકવા કરતાં એવા કોઇ પોતાને મનોગમતા એક જ પુરુષને પસંદ કરી પોતાનો પ્રેમ અર્પ્યો હોય તો તેમાં શી હાનિ છે વારુ? મારો યૂસુફ સાથે ક્ષણિક કિંવા સામયિક પ્રેમ-સંબંધ કરવાનો મનોભાવ નથી. હજી તો એ વિષે અમારી કોઈ વાર વાત સુદ્ધાં પણ થઇ નથી. પરંતુ જો તે મારા સંબંધને સદાને માટે સ્વીકારશે, તો જ હું તેની પ્રેમભાગિની થઇશ, એવો મારો નિર્ધાર છે. જો યૂસુફ તેવી રીતે વર્તવાની હા પાડે, તો તે શું એક લાયક મર્દ નથી? મારી પસંદગી ખોટી તો નથી જ; કારણ કે, મારી ધારણા પ્રમાણે તો એ એક હીરો છે." મેં મારા હૃદયરહસ્યને સ્વીકારીને કહ્યું.

"હીરાની પરીક્ષા તેં કરી નથી, અત્યારે તો કેવળ ચળકાટથી જ તેં તેને હીરો માની લીધો છે. પણ જે જે ધાતુઓ ચળકતી હોય છે, તે સર્વ સુવર્ણ નથી. પીળું તેટલું સોનું નથી, એ નિયમને તું ભૂલી ગઈ છે. કદાચિત્ તે હીરો હોય, તો પણ ટેટનો છે; મોતી હોય, તો તે બનાવટી પાણી ચઢાવેલું છે, અને સોન હોય તો તે પિચગોલ્ડ છે એટલે કે પરિણામે જેની કાંઈ કીમત જ નહિ. એના સમાગમમાં અત્યારે કદાચિત્ ચાર દિવસ તને આનંદ દેખાશે, પણ સંસારના અમુક પ્રકારના પ્રસંગો આવતા કાચ પોતાને કાચ જ સિદ્ધ કરી બતાવશે, અને તારો અવતાર બગડી જશે. ચેતવણી આપવી એ એક તારી શુભેચ્છક મૈત્રિણી તરીકે મારો પરમ ધર્મ છે, અને એ ચેતવણી પ્રમાણે ચાલવું કે ન ચાલવું, એ તારી ઇચ્છાને આધીન છે. આજના સ્વતંત્રતાના ચાલતા જમાનામાં કોઇને વધારે ઉપદેશ આપવો પણ ભયંકર છે." લલિતાએ જગતના ખરેખરા રંગને બતાવીને કહ્યું.

જો કે, લલિતાનો પ્રથમથી જ મારાપર પ્રભાવ પડી ગએલો હોવાથી હું તેના આ ઉદ્ગારોના ઉત્તરમાં કાંઈ બોલી શકી નહિ, છતાં સત્યને અનુસરીને મારે જણાવવું જોઇએ કે, આ વેળાએ, યૂસુફમાં મારુ મન અત્યંત લીન થએલું

હોવાથી, તેના ઉપદેશનું મારા હૃદયમાં જાણવા જેવું કાંઇપણ પરિણામ થયું નહિ એ પછી લલિતાએ પણ એ વિષયને છોડીને બીજા વિષયોની ચર્ચા ચલાવવા માંડી. છેવટે નિયમ પ્રમાણે ચાહ લીધા પછી હું જવાને તૈયાર થઈ. જતી વેળાએ પુન: તેણે એટલી સૂચના આપી દીધી કે;–"આપણા માલિકને પણ તારા વર્તન વિશે કાંઇક શંકા ઉપજી છે, માટે જે કાંઈ પણ પગલું ભરે તે એવી રીતે ભરજે કે જેથી એકદમ રહસ્ય પ્રકાશમાં ન આવી જાય અને બંધાયલી પ્રતિષ્ઠાની હાનિ ન થાય! વળી કોઇકોઇ વાર અહીં પણ આવ્યા કરજે કે જેથી કેટલાક સમય સુધી તારું મન એ વિષયમાંથી નીકળીને બીજા વિષયમાં પરોવાય, અને સારાસારને વિચારવાનો અવકાશ મળી શકે."

હું જ્યારે નાટકશાળામાં આવી ત્યારે યૂસુફ નાટકશાળાના મોટા રસ્તાપર પડતા દરવાજામાં જ માલિકની કુરસીની બાજૂમાં બીજી કુરસીપર બેસીને તેની સાથે કાંઈ વાતચીત કરતો હતો. સાંઝે અમારા માલિકનો એવી રીતે દરવાજામાં કુરસી નાખીને બેસવાનો રોજનો રિવાજ જ હતો. બીજા પણ એક બે ઍકટરો સ્હામી બાજૂએ બેઠેલા હતા. હું બધાને 'સાહેબજી' કરીને અંદર ચાલી ગઈ.

એ દિવસની રાત્રે 'શાહીદેનાજ'નો ખેલ હતો અને તેમાં અમારી કંપનીમાં આજે પહેલીજવાર યૂસુફ 'રજીયા'નો પાઠ કરવાનો હતો. દીવાબત્તી થતાં તે મારા ઓરડા પાસે આવ્યો અને દરવાજામાં ઉભો રહી પૂછવા લાગ્યો કે;–"બાનો, અંદર આવવાની રજા છે કે?"

"ઘણી જ ખુશીથી." મેં મંદ હાસ્ય સાથે રજા આપી. "તમને મારા ઓરડામાં આવવાની પરવાનગી ન હોય, એમ બને ખરું?"

"કેમ આજે બપોર પછી ક્યાં ગયાં'તાં? હું બેચાર વાર આવ્યો અને તાળું જોઇને પાછો ચાલ્યો ગયો." કુરસીપર બેસવા પછી યૂસુફે પૂછ્યું.

"તમને વેઠવી પડેલી તકલીફમાટે હું માફ માગું છું હું મિસ ચમેલીને ઘેર તેમને મળવામાટે ગઈ હતી. પણ આજે તમે કાંઈ આપણા માલિક સાથે વાતોમાં ખુબ મશગૂલ થઈ ગયા હતા–શી વાતો ચાલતી'તી?" મેં પૂછ્યું

"મિસ ચંપા, આજે એક અજીબ વાતનો ઝઘડો ચાલતો હતો, કે જે તમારી આગળ કહેતાં પણ મારી જીભ ઉપડતી નથી, પણ તમારા ભલા અને તમારી આબરૂને ખાતર મારે એ વાત તમને જણાવવી જ જોઇએ"

"ખુશીથી જણાવો" તે શી વાત હોવી જોઈએ એનો કેટલોક ભાસ થઈ જવા છતાં તેના મોઢેથી જ એ વાત બોલાવવાના ઉદ્દેશથી મેં કહ્યું.

"વાત તો એમ છે કે, તમે મારા તરફ જે પ્રેમ દર્શાવો છો અને મને પોતાના ઓરડામાં બોલાવી મારી સાથે હસીને વાતચીત કરો છો, તેથી નાટકમાંનાં કેટલાક માણસોના મનમાં એવો શક પેદા થયો છે કે, આપણો કોઈ બીજા પ્રકારનો સંબંધ હોવો જોઇએ, અને એ વાત ઠેઠ માલિકના કાન સુધી પણ પહોંચી ગઈ છે. આપણા માલિક એ વિશે જ મને કાંઇક પૂછતા હતા, પણ મેં સાફ જણાવી દીધું કે, 'કેવળ વાતચીતના પ્રસંગ વિના અમારો બીજો કોઈ પણ પ્રકારનો સંબંધ નથી અને તમને કોઇએ જૂઠી ભભેરણી જ કરેલી છે. છતાં તમારા મનમાં શક આવતો હોય તો હું મિસ ચંપા સાથેના મારા વાતચીતના વ્યવહારને પણ ત્યાગી દઉં! એક જ સ્થાનમાં રહેતાં અને એક જ

માલિકની નોકરીમાંનાં સ્ત્રીપુરુષોની એક બીજા સાથે પાક મહબ્બત નથી બંધાતી કે શું?' આપણા ભલા માલિકે માત્ર એટલું જ કહ્યું કે, 'હું કાંઈ તમારાપર કોઈ જાતનો આરોપ મૂકતો નથી, છતાં એટલી ભલામણ માલિક તરીકે મારે આપવી જ જોઇએ કે, મારી નાટકશાળા તે વેશ્યાવિહારસ્થાન છે, એમ કહેવાનો લોકોને–ખાસ કરીને મારા દુશ્મનોને–પ્રસંગ ન મળે એનો વિચાર કરજો અને ચેતીને ચાલજો, એમાં જ મજા છે.' આ વાતચીત." એટલું કહીને તેણે વધારામાં જણાવ્યું કે, "આહા, દુનિયા કેવી ગીબતખોર અને બીજાનાં ન હોય તેવા છિદ્રોને જોનારી છે! જેનું બીજ પણ ન વવાયું હોય તેનું આ નઠારી દુનિયા ઝાડ કરી બતાવે છે, બેગુનાહોને નાહક સતાવે છે!"

માલિકના કાને આ વાત ગઈ અને તેણે વળી યૂસુફ આગળ એ વિશેની ચર્ચા કરી એને એક રીતે હું મારી આશાની પૂર્ણતા થવાનું શુભ ચિહ્ન જ માનવા લાગી. અત્યાર લગી સ્ત્રીમાં રહેલી ચારગણી લજ્જાના પ્રભાવથી હું મારા મનનો ભાવ યૂસુફને જણાવી શકી નહોતી, તે મારા મનોભાવને વ્યક્ત કરવાનો આજે આ સકારણ યોગ્ય પ્રસંગ મળી ગયો. યૂસુફની વાત સાંભળી કાંઇક કોપનો ભાવ દર્શાવીને હું બોલી કેઃ–"એ તો હજી કાંઈ પણ નથી, અને કાંઈ હોય, તોય પીટચા બીજા કોઇને મારી ઠાલી પચાત કરવાનો શો અધિકાર છે? મને મારો પ્રેમ ગમે તેને આપવાની પૂર્ણ સ્વતંત્રતા છે. પીટચાઓને કાંઈ કામ ધંધો છે? રાઇને પર્વત બનાવી વાતને માલિક સુધી પહોંચાડી દીધી! નાટકમાં નોકરી કરવાને બધી સતીઓ જ આવે છે તો! અને પોતે વળી બધા સદ્‌ગુણના ભંડાર અને એક પત્નીવ્રતમાં રામચદ્રજીના અવતાર એટલે બીજાની ખણખોદ ન કરે, તો કેમ ચાલે વારુ? આ નકટા નાટકવાળાઓ પોતાના ખીસામાં જ્યાં સુધી પૈસા હોય ત્યાં સુધી બાર અને બાજારી બેસવાઓને જંપવા દેતા નથી, બીજાની ગીબત કરતાં શર્માતા નથીઃ આના કરતાં વધારે તે બીજી શી નફટાઈ હોઇ શકે? યૂસુફખાન, તમારે જ્યારે ઇચ્છા હોય ત્યારે બે ધડક મારા ઓરડામાં આવવું અને વાતચીત કરવી; એ નિંદાખોર કૂતરાંના ભસવાથી તમારાપરનો મારો સ્વાભાવિક પ્રેમ કાંઈ ઓછો થવાનો નથી. જો આપણા માલિક વધારે તીનપાંચ કરશે, તો બહાર મિસ ચમેલી અને મિસ મોતીજાન પ્રમાણે જુદી જગ્યા ભાડે રાખીને રહીશું અને અહીં આવી નોકરીનો ટાઇમ ભરી ચાલતાં થઇશું. ત્યાં તો કોઇ તમને આવતા નહિ અટકાવે ને? આપણી ગેરહાજરીમાં તો આ નીતિની શાળારૂપ (?) નાટકશાળા વેશ્યાવિહારસ્થાનના નામથી નહિ ઓળખાય ને? બે દિલ રાજી તો શું કરવાનો છે પીટચો કાજી?"

"તમે આટલાં બધાં હિમ્મતવાળાં હશો, એવી તો સ્વપ્નમાં પણ મારી ધારણા નહોતી. તમારી આવી દૃઢતાને જોઈ મારામાં પણ હિમત આવી ગઈ છે. હું તમને તમારા સ્વતંત્ર વિચારોમાટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. તમારા જેવી સ્ત્રીની ઇચ્છાને આધીન થવામાં કોઈ પણ જાતનો ભય નથી. આટલા દિવસ હું મનમાં ને મનમાં મુઝાયા કરતો હતો, પણ હવે મારો તે મુંઝારો જતો રહ્યો છે. હવે જો કોઈ કાંઈ કહેશે તો હું જોઈ લઇશ." યૂસુફે બહુ જ માર્મિકતાથી પોતાનો પ્રેમ દર્શાવ્યો.

યૂસુફ મારા મનોભાવને જાણી ગયો છે અને મારી ઇચ્છાને આધીન થવા-માટે તત્પર છે, એ જાણીને મારા હર્ષનો અવધિ થયો. એ વેળાએ મને જાણે કોઈ છુપો ખજાનો મળી ગયો હોયની, તેવો જ ભાસ થવા લાગ્યો. એ પછી આમ તેમની કેટલીક વાતચીત કર્યા પછી યૂસુફ જમવામાટે ચાલ્યો ગયો.

તેના ગયા પછી મારા મુખમાંથી અચાનક ધીમા ઉદ્ગાર નીકળી ગયા કે;– "જાલિમ યૂસુફ, તેં મને આ કેવા જાદૂથી ભુરકી નાખી છે કે જેથી હું પોતે પોતાને પણ ભૂલી ગઈ છુ !–અફસોસ–

"હજાર હયફ કે દિલ મેરા મેરે બસમે નહીં;
સિવાયે ઉસકે કિસી ઔરકે હવસમેં નહીં!
નહીં દિલ માનતા કમ્બખ્ત કયા ચારા હમારા હય ?;
જિસે યે પ્યાર કરતા હય વહી પ્યારા હમારા હય!"

ભગવદ્ગીતામાં અર્જુને મન વિશે જે એમ કહ્યુ છે કે, 'હે કૃષ્ણ, મન ચચળ, બહુ વેગવાળુ, સબળ અને દૃઢ છે, એટલે તેના નિગ્રહને હું વાયુ પ્રમાણે દુષ્કર જ માનું છું!' એની સત્યતાનો મને પરિપૂર્ણ અનુભવ, કિબહુના સાક્ષાત્કાર થવા લાગ્યો. ભલે શ્રીકૃષ્ણના કથનાનુસાર એ ચંચળ મન અભ્યાસ અને વૈરાગ્યથી વશમાં આવી શકતુ હોય, પણ તે અભ્યાસનો અવકાશ અને વૈરાગ્યની વેળા મળે ત્યારે કે હમણાં? જ્યાં દિવસ અને રાત કવિઓના સર્વ રસના વિલક્ષણ ભાવોવાળા લેખથી પરિપ્લુત પાઠો ગોખાતા હોય, નાટકમાં વ્હાલાવ્હાલી અથવા પ્યારાપ્યારીના પ્રવેશો ભજવાતા હોય અને વિલાસિતાને ઉદ્દીસ કરનારા હાવભાવો બતાવાતા હોય, તેવા નાટકના રસમય વાતાવરણમાં બિચારા અરણ્ય-વાસી વૈરાગ્યનો પ્રવેશ કયાંથી અને કેમ કરીને થઈ શકે વારુ? વિષમાં જો સુધાના ગુણની શકયતા હોય તો જ આજકાલના નાટકના વાતાવરણમાં વૈરાગ્યનો નિવાસ સંભવી શકે!

રાત્રે નાટકની શરુઆત થઈ અને પ્રથમ અંકના ચોથા પ્રવેશમાં યૂસુફે રક્યાના વેશમાં પોતાના દર્શનનો પ્રેક્ષકોને પ્રથમ વાર લાભ આપ્યો. જે ગાયન અમારી કંપનીમાં દાખલ થતી વખતે તેણે ગાયું હતું તે જ ગાયનથી એ પાઠની શરુઆત થતી હતી. અલૌકિક સૌન્દર્ય, તેમાં સ્ત્રીનો વેશ, ઉત્તમ કંઠ, અને અદ્ભુત હાવભાવથી તેનું એ ગાયન ચાર વખત વન્સમોર થયુ અને ત્યાર પછીનાં પણ તેનાં બધાં ગાયનો ત્રણત્રણ ચારચાર વાર ઉપરા સાપરી વન્સમોર મેળવતાં ગયાં. તેણે પોતાના પાઠનો પ્રેક્ષકોપર એટલો તો સારો પ્રભાવ પાડી દીધો કે, બીજી બધી એકટ્રેસોના પાઠ આજે ઢંકાઈ ગયા. મને પોતાને જે ગાયનમાં ત્રણ વન્સમોર મળતી હતી તેમાં એ દિવસે એક જ વન્સમોર મળી. બીજે દિવસે યૂસુફની શહેરમાં એટલી બધી વાહવાહ બોલાવા લાગી કે, હસ્તપત્રકો–હેંડબિલ્સ–મા કેવળ એકટ્રેસોનાં નામો આપવાનો નિયમ હોવા છતાં એ દિવસ પછીનાં હસ્તપત્રકોમાં અમુક પાઠ માસ્તર યૂસુફ ભજવી બતાવશે એમ ખાસ છપાવીને જાહેર કરવાની માલિકને ફરજ પડી; કારણ કે, તેથી લોકોનું વિશેષ આકર્ષણ થવાનો સંભવ હતો અને તેમાં માલિકનો લાભ જ સમાયલો હતો કામ વિશેની લાયકાતમાં એ ભાયડાએ અમો બાયડીઓને દૂર બેસાડી દીધી અને અમે બધી ટમહમ જોતી જ રહી

ગઈ. ગંભીર લલિતાના મુખમાંથી પણ તેના નાટ્યકળાકૌશલ્યને જોઇને એવો ઉદ્ગાર નીકળી ગયો કે; "નાટકની લાઇનમાં, અને તેમાં પણ સ્ત્રીપાઠ ભજવવામાં તો એ ખરેખરો હીરો જ છે!" માલિકે પણ તેને શાબાશી આપવામાં કશી ખામી ન રાખી. ઘણાખરા ઍકટરોએ પણ તેનાં મુક્તકંઠે વખાણ કર્યાં. અને ઍકટ્રેસોનો તો તેની ચાલાકીમાટે વિરુદ્ધ અભિપ્રાય હતો જ નહિ. પણ જે બેચાર છિદ્ર-સંતોષી અને કોઈની ઉન્નતિને ન જોઈ શકનારા મૂષક સ્વભાવના ઍકટરો હતા તેઓ તો એમ બોલવાને પણ ન ચૂક્યા કે;–"આ બધા લોકો ગાંડા થઈ ગયા છે કે શું? આય બાયલા જેવું ઍકટિંગ કરેચ ને આને આતલો બધો સાના વખાની મરેચ? અરે બાવા અમુને આજે નાતક કરતાં તીસતીસ વરસ થવા આયાં તેમાં આવા તો કચ્ચ કઈ આયા અને ચાલી ગિયા! આય પોરિયાએ એતલી તે સું નવાઈ કીધી! પાત તો કરતો તો અમારો બાલો!" ઇત્યાદિ.

જાણે પોતે ત્રીશ વર્ષથી નાટકમાં વૈતરું કર્યું અને એવા ઘણાકોને આવતા જતા જોયા એથી જ તેમની પોતાની મોટાઇનો આંકો આવી ગયો, અને એટલા માટે એવા લાયક નવા કામદારોને વખાણવાને બદલે તે ખોડાં ઢોરોનાં જ લોકોએ વખાણ કરવાં જોઈએ; એવો જ લગભગ તેમના બોલવાનો ભાવાર્થ હતો. અદેખાઓની જ્યાં જુઓ ત્યાં વિપુલતા જ હોય છે, એટલે એ વિશે વધારે બોલવું વ્યર્થ છે વિનાકારણ અદેખાઈની આગમાં બળતા એ પામર જીવોની તો દયા જ ખાવી જોઇએ! કારણ કે, નાટકના વ્યવસાયમાં સરકારી નોકરી પ્રમાણે વધારે વર્ષોની નહિ, પણ ખરા કામની જ વધારે કીમત અકાય છે અને કામદારને જ માન અપાય છે, એની તે બિચારાઓને કલ્પના માત્ર પણ નહોતી.

ઉપર જણાવ્યા પ્રમાણે યૂસુફને તેની પ્રથમ ભૂમિકાના વિજયમાટે સર્વ જનો તરફથી મોંઢામોંઢ શાબાશીઓ મળી અને તેણે યશ મેળવ્યો. યૂસુફે છૂટતા શબ્દોમાં તે સર્વનો ઉપકાર માનવામાં અને પોતાની બાકસારી બતાવવામાં કશી પણ કચાશ રાખી નહિ. માત્ર જો કોઇ ધન્યવાદાત્મક વચનોને ઉચ્ચારવાની કૃપણતા બતાવનાર હોય તો તે કેવળ હું જ હતી હૃદયમાં તેની અત્યંત વખાણનારી અને ચાહનારી હોવા છતાં પણ એ વેળાએ સર્વના દેખતાં તેને ધન્યવાદ આપવાની હિંમત હું બતાવી શકી નહિ. અને તેનું કારણ એ હતું કે અમારી પરસ્પર પ્રેમદૃષ્ટિનો મર્મ કેટલાકોના જાણવામાં આવી ગએલો હોવાથી, જો હું એવું કાંઈ સાહસ કરીશ તો ટીખળી નાટકવાળાઓને ઠઠ્ઠા મશ્કરી અને નિંદાનો નવીન વિષય મળી જશે એવી મારા મનમાં ભીતિ હતી. માત્ર એકવાર મેં ભાવદર્શક કટાક્ષ અને સ્મિતથી જ મારા હૃદયનો ધન્યવાદદાયક ભાવ તેને દર્શાવી દીધો અને તેણે પણ તેથી તેવો જ સાંકેતિક સતોષ દર્શાવ્યો. પ્રેમી જનોને પોતાના પરસ્પર ભાવોને દર્શાવતી વેળાએ કેટલીકવાર નેત્રપલ્લવી અને સાંકેતિક મૂક ભાષા જેટલી ઉપયોગી થઇ પડે છે, તેટલી ઉપયોગી શબ્દમયી વાણી થઈ શકતી નથી. મારું આ પ્રતિપાદન કદાચિત્ કેટલાક શુષ્ક અને અરસિક જનોને વિલક્ષણ જણાશે, પણ અનુભવી પ્રેમીજનો એના રહસ્યને સારી રીતે જાણતા હોવાથી મને તેવા અરસિકોની દરકાર નથી. નાટકની સમાપ્તિ થયા પછી સર્વ પોતપોતાને સ્થળે ચાલ્યાં ગયાં. મને તો મૃદુ શય્યા કંટકશય્યા સમાન જણાવા લાગી અને આખી રાત જાગરણમાં જ નાકળી ગઈ! યૂસુફની શી દશા હતી તે તો પ્રભુ જાણે.

આ હૃદયવેદનાને લાંબા સમય સુધી ભોગવવા કરતાં અને વિરહના અગ્નિમાં બળવા કરતાં પોતાના બળતા હૃદયને સત્વર શાંત કરી શકાય તેવો કોઇ ઉપાય શોધી કાઢવો જોઇએ, એવો મેં મારા મનમાં અખંડ જાગરણમાં રાત ગાળ્યા પછી પ્રભાતમાં શય્યામાંથી ઉઠતી વેળાએ નિશ્ચય કરી લીધો. પણ એ નિશ્ચયને પરિપૂર્ણ કેવી રીતે કરવો એ એક મહાભયંકર પ્રશ્ન આવીને મારા સમક્ષ ઉભો રહ્યો. એટલામાં પહેરાવાળાએ મને આવીને ખબર આપી કે–"બહાર ગાંવસે કોઈ બુઢ્ઢી ઔરત આઈ હય ઔર વો આપસે મિલના ચાહતી હય." હું વિચારમાં પડી ગઇ કે, મને પ્રભાતના પહરમાં મળવા આવનારી બુઢ્ઢી બાયડી તે વળી કોણ હશે? કોઈ દલ્લાલા શયતાનની ખાલા તો નહિ હોય ને? ખયર જે હશે તે જણાઈ રહેશે. આમ વિચારી મેં તેને બોલાવવાની પહેરેગીરને સુચના આપી. તે બુઢ્ઢી સ્ત્રી મારા ઓરડામાં આવતાં જ હું આશ્ચર્ય અને કેટલેક અંશે ભયના ભાવથી કંપવા લાગી. તે બીજી કોઈ નહિ, પણ મારી માતા મારી જન્મદાત્રી માતા પોતે જ હતી. પણ મારી માતા લખનૌમાં ક્યાંથી? તેને મારો પત્તો કોણે આપ્યો?

---

## પ્રકરણ ૧૧ મું

### માતાનો શાપ !

મારી માતાના આવવાથી મારા મનમાં બે ચાર પ્રકારના ભય એકસમયાવચ્છેદે ઉત્પન્ન થયા. એક તો જો એ મારી માતા છે એમ માલિકના જાણુવામાં આવશે તો તેના પહેરવેશથી હું બ્રાહ્મણ જાતિની સ્ત્રી નહિ, પણ કોઈ રાજપૂતાણી કે ખવાસણ છું એમ તરત તે પામી જશે; કારણ કે, અત્યાર સુધી કેવળ લલિતા વિના મારો એ ભેદ કોઇના જાણુવામાં આવી શક્યો નહેતો. બીજું જો મારી માતા પોતાના હઠપર આવશે, તો અવશ્ય મને પાછી જામનગર લઈ જશે, અને જો તેમ થશે તો મદનમૂર્તિ યસુફ સાથેનો અલભ્ય પ્રેમપ્રસંગ હાથમાંથી નીકળી જશે અને જામનગરમાં એના સ્મરણથી જન્મારો ઝૂરીઝૂરીને જ ગાળવો પડશે. વળી ત્યાં આડોશીપાડોશી તથા ઓળખીતાંપાળખીતાં તેમ જ સાસૂ અને ધણીનાં મેણાંટોણાં સાંભળવાં પડશે તે તો વધારામાં જ. ત્યારે હવે આ બલાના હાથમાંથી છટકવાનો શો ઈલાજ કરવો? મારું મસ્તક આવા પ્રકારના વિચારચક્રપર ચઢી ભયંકરતાથી ભ્રમણ કરવા લાગ્યું. મને આવી રીતે મૂગી મંતર અને વિચારમગ્ન થએલી જોઇને છેવટે મારી માતાએ જ પોતાની જિહ્વાને પરિશ્રમ આપીને કહ્યું કે;–"કેમ ચંપા, વિચારમાં કેમ પડી ગઇ? પોતાની જન્મદાત્રી માતાનો સત્કાર કરી શકે અને તેના દર્શનથી પ્રફુલ્લિત થાય એટલી ઉદારતા પણ તારા હૃદયમાં નથી કે શું? શું તારું લોહી એટલી બધી હદ સુધી ધોળું થઈ ગયું છે? હૃદય લાગણીવગરનું બની ગયું છે?"

"મા, અત્યારે અહીં જ વાતો કરવાની નથી. હું જરા પ્રવાસના શ્રમથી મુક્ત થા એટલે પછી આપણે એક બીજી જગ્યામાં જઇશું અને ત્યાં તારે જે કાંઇ બોલવું હોય તે પેટ ભરીને બોલજે–ગમે તેટલા ઉભરા કાઢજે. હું તે સાંભળવાને તૈયાર છું. થોડીવાર જો જીભને બંધ રાખીશ, તો મારાપર તારો મોટો ઉપકાર થશે." મેં નમ્રતાથી કહ્યું.

જો કે મારી માતાના મનમાં ક્રોધ તો ઉદ્ભભવ્યો, છતાં તે જમાનાની ખાધેલી અને ચતુર અબળા હોવાથી તેણે પોતાના ક્રોધને મનમાં જ શમાવી દીધો અને મારી ઇચ્છા પ્રમાણે પોતાની જીભને પણ તાળું વાસી દીધું. એથી એ મારી માતા છે, એની કોઇને જાણ થઈ નહિ. માત્ર મારા દેશની કોઇ બુઢ્ઢી મેહમાન તરીકે આવી છે, એટલી જ વાત સર્વના જાણવામાં આવી.

ઘણી ખરી નાટક મંડળીઓમાં જો કોઈ ઍક્ટર કે ઍક્ટ્રેસને ત્યાં મેહમાન આવે, અને તે ઍક્ટ્રેસ કે ઍક્ટર મંડળીના રસોડે જમનાર હોય તો તે મેહમાનને ત્રણ કિંવા પાંચ દિવસ સુધી મંડળીને રસોડે જમાડી શકાય છે, અને ત્યાર પછી જો તે મેહમાનની ત્યાં વધારે દિવસ રહેવાની ઇચ્છા હોય તો તેના માટે ખાન-પાનની જૂદી ગોઠવણ કરવી પડે છે.

એ કાયદા પ્રમાણે પાંચ દિવસ સુધી–કિંબહુના મારા માલિકની મારાપર પૂર્ણ કૃપા હોવાથી મહિનો દિવસ સુધી પણ હું મારી માતાને કંપનીમાં રાખવાને શક્તિમતી હતી; પરંતુ જામનગરમાંનો મારો બધો ભેદ કદાચિત્ ખુલી જશે તો હું માલિકની આંખમાં હલકી પડી જઇશ, એવા ભયથી મેં મારી માતાને કંપનીમાં રાખવાને બદલે લલિતાના ઘરમાં જ રાખવાનું વધારે વ્યાજબી ધાર્યું; કારણ કે લલિતા મારા બધા ભેદને જાણતી હતી, એ તો મેં પૂર્વે જણાવેલું જ છે.

માત્ર એકજવાર કંપનીના રસોડામાંથી ભાણું મંગાવી મારા રૂમમાં જ જમાડીને હું મારી માતાને લલિતાને ત્યાં લઈ ગઈ. લલિતાને મેં ખરેખરી વાત જણાવી દીધી અન તેથી તેણે મારી માતાનો મારા કરતાં પણ અધિક પ્રેમ અને સન્માનપૂર્વક સત્કાર કર્યો. જ્યારે મેં મારી માતાને લલિતાનો પરિચય કરાવ્યો એટલે મારી માતાએ નિર્દોષ બુદ્ધિથી કાંઇક આશ્ચર્ય બતાવીને પ્રશ્ન કર્યો કે; "લલિતાબાઈ આજ કે?" મેં સમયસૂચકતા વાપરીને તરત સ્હામો પ્રશ્ન પૂછ્યો કે;–"મા, તુ આ લલિતા બહેનને ઓળખે છે કે શુ?" એના ઉત્તરમા મારી માતા બોલી,–"ના, દીઠાં તો એમને આજે જ પહેલી વાર; પણ એમનો કાગળ આવેલો હોવાથી એમને નામે તો હું ઓળખું છું. ચંપા, તુ તો એવી કઠણ હૈયાની નીકળી કે પોતાની માતાને ભૂલી જ ગઇ. અને કોઇ-વાર એક કાગળ લખવાની પણ તેં ઉદારતા ન બતાવી; પણ આ બિચારી દયાળુ બાઇએ તારા અહીં હોવાના સમાચાર મને કાગળ લખીને જણાવ્યા કે જેથી આજે લાંબા વખત પછી આ દુ:ખી માતાને પોતાની પુત્રીના મુખદર્શનનો પ્રસંગ મળી શક્યો. એમાટે આ ભલી બાઇનો હું જેટલો ઉપકાર અને આભાર માનું તેટલો ઓછો જ છે." બસ બધુ રહસ્ય મારા જાણવામાં આવી ગયું. મેં એક વિશિષ્ટ ભાવ-દર્શક દૃષ્ટિથી લલિતા સ્હામુ જોયુ, અને મારા ભાવને જાણી તે મંદહાસ્ય કરવા લાગી.

મેં લલિતાપર અતિશય વિશ્વાસ રાખી તેને મારો બધો સત્ય વૃત્તાંત જણાવી દીધો હતો, તે વિશ્વાસનો આવો દુરુપયોગ કરી તેણે મારી માતાને લખનૌમાં બોલાવવા સુધીનું સાહસ કરેલું જોઇને, જો કે લલિતાપર મારા મનમાં ક્રોધ તો અનિવાર્ય ઉપજ્યો, પરતુ એ ટંટાફિસાદનો સમય ન હોવાથી મારા ક્રોધને મેં મનમાં જ શમાવી દીધો, અને મારી માતાને પૂછ્યું કે;–"મા, અહીં આવવામાં મારુ મોઢુ જોવાની ઇચ્છા ઉપરાંત બીજો તારો શો હેતુ છે વારુ?"

"એ જ કે, તને પાછી જામનગર લઈ જવી અને જે દેવલાનુ ઘર ભાગીને તું અહીં આવી છે તે બિચારાનુ ઘર પાછું મંડાવવું." મારી માતાએ જવાબ આપ્યો.

"પણ મારી સાસૂ મને ઘરમાં રાખશે અને કોઇ વાર ભૂલે ચૂકે પણ મને મારા આ ન્હાસી આવ્યા બાબત મેણાં ટોણાં નહિ મારે એની શી ખાત્રી ? એવાં મેણાં સાંભળવામાટે અને ગુલામગીરી કરવામાટે જામનગર આવવું તેના કરતાં અહીં સ્વતંત્રતાથી•પોતાની મેહેનતનું રળેલું ખાવું તે શું ખોટું છે? મને તો મારું હૃદય ત્યાં આવવાની ના પાડે છે." મેં મારી સ્પષ્ટ અનિચ્છા દર્શાવી.

"એ વિશે તારે જરા પણ ચિંતા રાખવી નહિ; કારણ કે, એ વિશેની મેં બધી ગોઠવણ કરી રાખી છે. મેણાં મારવાની વાત તો દૂર રહી, પણ ' તું ક્યાં ગઇ'તી અને શામાટે ગઇ'તી?' એટલો સવાલ પણ કોઈ તને પૂછનાર નથી. કારણ કે, પોરબંદરથી પાછા ફર્યા પછી જ્યારે તારા ન્હાસી જવાની વાત મારા જાણવામાં આવી એટલે હું તો તારી સાસૂને જ ગળે પડી કે, 'તારા દીકરામાં માલ નહિ એટલે બાયડી ન્હાસે જ તો. તારા દીકરાના પાપે હું મારી સોના જેવી દીકરીને ખોઈ બેઠી !' તારી સાસૂ પોતાના કુંવરજીના ગુણોને નથી જાણતી એમ તો તારે ન જ ધારવું, એટલે તે બિચારી તો કાંઈ પણ બોલવાની નથી જ, અને દેવલામાં તો રામ છે જ ક્યાં કે કાંઈ બોલી શકે? માટે તું કોઈ પણ જાતની શંકા ન રાખતાં જામનગર આવ. જો, દીકરી ! મારાં હવે ઢળતાં પાણી છે એટલે ક્યારે આંખ મીચાશે એનો ભરોંસો નથી, તો જે પાંચ પૈસાની મૂડી છે તે પારકાનો હાથમાં ન જાય અને છેલ્લી ઘડીયે તારા હાથનું પાણી મળે, એટલી જ મારી આશા છે તારા હાથે જે કાંઈ પણ ભૂલ થઈ હોય તેમાટે હું તને જરા પણ ઠપકો આપવા માગતી નથી; કારણ કે, મૂળ ભૂમિ અને બીજ બન્ને વિકૃત હોય ત્યાં પછી ફળ પણ તેવું જ થાય, એ માટે તારા કરતાં હું મને પોતાને તેમ જ આપણી જાતિના રીતરિવાજોને જ વધારે દોષભાગી માનું છું." મારી માતાએ ખુલ્લા દિલથી અને માતાના ખરા પ્યારથી કહ્યુ.

મારી માતાનાં આવાં વિનયભરેલાં, નમ્રતાયુક્ત અને મૃદુ મધુર વચનો સાંભળીને તે ક્ષણે તો મારું હૃદય પણ ભરાઈ આવ્યું અને તે કહેવા લાગ્યું કે, "ચંપા, જો તારો દહાડો ઘેર હોય તો અત્યારેજ તારી જન્મભૂમિમાં તારા પોતાના ગૃહપ્રતિ ચાલતી થા ! જો સુખના આ પ્રાપ્ત થએલા પ્રસંગનો અનાદર કરીશ, તો ભવિષ્યમાં તારી શી અને કેવી દુર્દશા થશે, એ અત્યારે કહી શકાય તેમ નથી!" અર્થાત્ એક તરફથી હૃદયે પુનઃ ઘેર જવાની અનુમતિ આપી; પણ બીજી તરફ યૂસુફમાં પરોવાયલું તે જ હૃદય પ્રેમભોગની લાલસાને ત્યાગી શક્યું નહિ. ખરેખર એ વેળાએ યૂસુફના પ્રેમે તો મારા પ્રાણહારક મંત્રની જ અગત્ય સારી, પણ આશ્ચર્ય તો એ છે કે તે સમયે શત્રુરૂપ ક્ષણિક મદનમોહ મને પ્રભુ કરતાં પણ વિશેષ શક્તિમાન્ અને પરમપ્રિય દેખાતો હતો, એટલે હું તેના બંધનમાંથી મુક્ત થવા અશક્ત હતી. હું તે વખતના મારા મનોવિકારને 'પ્રેમ'નું નામ આપું છું, પરંતુ કેટલાક વિદ્વાન્ અને તત્ત્વવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે એ યૌવનકાળનો પ્રમાદ કિંવા ઉન્માદ પણ હોઈ શકે. એ ઉન્માદરૂપ વિકૃત પ્રેમે જ મારા જીવનની ધૂળધાણી કરી નાખી. અસ્તુ. મેં મારી માતાને કહ્યું કે;—"મા, જો એમ જ હોય, તો એ બે દિવસ પછી આપણે એ બાબતનો વિચાર કરીશું અને અહીંથી છાવણી ઉપાડવાના ઠરાવપર આવીશું. હાલ તો

જ્યારે અચાનક આટલા લાંબા પ્રવાસે આવી છે, તો બે ચાર દિવસ રહે, વિશ્રાંતિ લે, અને અહીંની કેટલીક જૂની અને જોવા લાયક ઇમારતોને જોઈ મનને રમાડ."

"ઠીક છે, જો તું આવવાને તૈયાર હોય તો બેચાર દિવસને બદલે બેચાર અઠવાડિયાં પણ અહીં વીતાડવાને હું તૈયાર છું. કારણ કે, હું અહીં વિશ્રાંતિ લેવાને કે જૂની અને જોવા લાયક ઈમારતોને જોઈ મનને રમાડવામાટે આવી નથી, કિંતુ તને પાછી ઘેર લઈ જવામાટેજ આટલા લાંબા પ્રવાસે આવી છું. જો તારા મનમાં કાંઈ બીજો વિચાર હોય, તો અત્યારે જ જણાવી દેજે, કે જેથી હું વળી નવેસરથી હેરાન ન થાઉં." મારી માતાએ કહ્યું.

"શાંત થા, મા, હું બનતાં સૂધી તો આવીશ." મેં આશ્વાસન આપ્યું.

પ્રથમ દિવસના વાર્તાલાપનો આટલેથી જ અંત આવ્યો. ત્યાર પછી આમતેમના કેટલાક બીજા ગપાટા ચાલ્યા અને સાંઝ પડવાથી લલિતાએ ચૂલો સળગાવ્યો. અમો ત્રણે સાથે જ જમ્યાં અને જમ્યા પછી નાટકશાળામાં જવા નીકળ્યાં. મારી માતાને મેં નાટક જોવામાટે ઓડિયન્સમાં બેસાડી, અને ત્યાર પછી તે દિવસના ખેલમાં મારો પાર્ટ ન હોવાથી મારા રૂમમાં આવીને પુનઃ જામનગર જવું કે ન જવું એ વિષયના વિચારમાં મનને નિમગ્ન કરી દીધું. વિચારમાં ને વિચારમાં કેટલો સમય વીતી ગયો તેનું પણ મને ભાન રહ્યું નહિ, અને જ્યારે યૂસુફે આવી મારી વિચારનિદ્રામાંથી મને જાગ્રત કરી ત્યારે જ મારા જાણવામાં આવ્યુ કે, નાટકનો પ્રથમ અંક સમાપ્ત થયો હતો. યૂસુફના આવી બેસવાથી હું મારી માતાને ચાહ પાણી પીવામાટે બોલાવવાનું પણ ભૂલી ગઈ, અને યૂસુફ સાથે વાતે વળગી ગઇ. યૂસુફે કહ્યું કેઃ—"હું લગભગ પાંચ મિનિટથી અહીં આવીને ઉભો છુ, પણ તમારું ધ્યાન કોણ જાણે ક્યાં છે કે તમે કોઇને જોઈ શકતાં જ નથી. મેં ખાસ તમને બોલાવ્યાં ત્યારે જ જવાબ મળ્યો. એટલાં બધાં તે શા વિચારના વમળમા અટવાયાં છો વારુ?"

"યૂસુફ, જરા બેસો. અત્યારે હું તમારા વિશેના વિચારમાં જ નિમગ્ન હતી. આજે મારા દેશમાંથી અચાનક મારી માતા અહીં આવી લાગી છે, અને તેનો મને પાછી દેશમાં ઘેર લઈ જવાનો વિચાર છે. એક તરફ તમારો પ્રેમ સતાવે છે, અને બીજી તરફ માતાનો સ્નેહ નિરુપાય બનાવે છે. હવે મારે કયા માર્ગનો સ્વીકાર કરવો?" મેં કહ્યું.

"ચંપા, જો તમારે જવું હોય, તો ભલે જાઓ. પણ જવા પહેલાં યા તો આ તમારા સાચા આશકની ગર્દનપર છુરી ચલાવો અથવા તો એને બીજી કોઈ રીતે સદાની શાંત નિદ્રામાં સુવડાવો. એટલું તો જરૂર યાદ રાખજો કે, તમારા વિયોગમાં આશક જીવવાનો નથી. જો તમે નહિ મારો, તો ઝૂરીઝૂરીને એ મરી જશે. મજનું, ફરહાદ અને રાંઝા પ્રમાણે આશકોની તવારીખમાં પોતાની અમર નામના કરી જશે. એકવાર જુદાં પડ્યા પછી ફરીથી મને જીવતો જોવાની જરા પણ આશા રાખશો નહિ. માશૂકોના—પ્રેમ કરવો તો સહજ છે, પરંતુ તેનો છેવટ સૂધી નિભાવ કરવો કઠિન છે. બધી માશૂકો કાંઈ લયલી, શીરીન અને હીર જેવી વફાદાર હોતી નથી!" યૂસુફે મારા હૃદયમાંની પ્રેમજ્વાળાને ઉદ્દીપિત કરવાનો યત્ન આદર્યો.

મારી માતાનાં પ્રેમપૂર્ણ વચનોનું મારા અંતઃકરણમાં જે થોડું ઘણું પરિણામ થયું હતું તેને યૂસુફના આ નાટકી ભાષણે હવામાં ઉડાડી દીધું અને હું

મારા આશકને આશ્વાસન આપતી કહેવા લાગી કે;—"યૂસુફ, જો કે અત્યાર લગી હું જવું કે ન જવું એના વિચારમાં અટવાયા કરતી હતી, પણ તમારો મારાપર આટલો બધો પ્રેમ છે અને મારા વિયોગથી તમારી આટલી બધી દુર્દશા થવાનો સંભવ છે, તો હવે હું તમને છોડીને ક્યાંય જવાની નથી. તમારે મારા આ વચન વિશે પોતાના મનમાં જરા પણ શંકા રાખવી નહિ. મારો એ જ નિશ્ચય માની લેજો કે;—

"માદર પિદરકો છોડું મયં,
હર એકસે રિશ્તા તોડું મયં;
હર એકસે મુંહકો મોડું મયં,
પર તુઝસે રિશ્તા જોડું મયં!"

"શાબાશ, મારી સાચી જિગરજાન! મહુબ્બત તો આવી જ હોવી જોઇએ. બસ, તું મારી છે, તો આ દુનિયા પણ મારી છે. જો તું એક પળ માત્રને માટે પણ દૂર જનારી છે તો આ જિન્દગી અકારી છે..."

યૂસુફ આગળ બોલવા જતો હતો એટલામાં અચાનક લલિતાના આવી લાગવાથી તેનું બોલવું આટલેથી જ અટકી ગયું. આવતાંની સાથે જ પોતાના વિનોદી સ્વભાવને અનુસરીને લલિતાએ હુટકારો કર્યો કે;—"કેમ ચંપા બહેન, કાંઈ ખાનગી જેવું તો નથી ને? તેવું હોય તો જણાવી દેજો. આપણી કબાબમાં હડ્ડી થવાની ઇચ્છા નથી."

યૂસુફ તો બિચારો તરત ઉઠીને ચાલ્યો, અને ત્યાર પછી મેં લલિતાને કહ્યું કે;—"બહેન, મેં તમને મારો બધો ભેદ જણાવ્યો તેનો ઉપયોગ તો બહુ જ સારો કરી બતાવ્યો. મારી માતાને મારી ખબર તમે આપી હશે, એમ જો બીજું કોઇ કહેત તો હું કદાપિ માનત નહિ. હવે એટલી કૃપા કરજો કે હાલ તરુત યૂસુફ સાથેના મારા સ્નેહ સંબંધની વાત મારી માતાને કહેશો નહિ, અને તે અત્યારે મને લીધા વગર એકલી જ પાછી જાય એવી યુક્તિ યોજી દેજો. કારણ કે અત્યારે તો ગમે તેમ થઈ જાય તોય હું જામનગર તો નથી જ જવાની. જો તમે કોઈ યુક્તિ નહિ યોજો, તો મારે મારી માને સાફ જવાબ સંભળાવી દેવો પડશે."

"ચંપા, મેં જે કાંઇ પણ કર્યું છે, તે કેવળ તારા ભાવિ કલ્યાણની ભાવનાથી જ કર્યું છે. મારો તો હજી પણ એ જ અભિપ્રાય છે કે, ઘેર જવામાં જ તારા જીવનનું શ્રેય છે. છતાં જો મારો અમૃતરૂપ ઉપદેશ તને વિષરૂપ ભાસતો હોય તો એકવાર હું તારી માતાને ગમે તેમ સમજાવી એકલી જ પાછી મોકલીશ, અને ભવિષ્યમાં પુનઃ તારા હિતનો આવો પ્રયત્ન નહિ કરું. હું તો તારી શુભેચ્છક છું અને શુભેચ્છક રહીશ; પણ એટલું તો જરૂર યાદ રાખજે કે, આ સ્વચ્છંદ વૃત્તિ તારા જીવનની પાયમાલી કરી નાખશે, અને તે દિવસે મારા ઉપદેશનો અનાદર કરવામાટે તારા હૃદયમાં ભયંકર પશ્ચાત્તાપ થશે. દુનિયામાં બહુધા એમ જ બને છે. હવાના ઘોડાપર ચડેલા અવિચારી માણસો વાળ્યાં વળતાં નથી, પણ હાર્યાં વળે છે, પણ રાંડ્યા પછીનું ડહાપણ હમેશાં નકામું થઈ પડે છે." લલિતાએ ખરી લાગણીથી કહ્યું.

"લલિતા બહેન, હું અવશ્ય તમારા ઉપદેશ પ્રમાણે વર્ત્તીશ અને જામનગર જઈશ, પણ તે કેટલાક વખત પછી; હાલ તરત તો આ બલામાંથી મને છોડવો. તમારો આ ઉપકાર હું કદાપિ ભૂલવાની નથી." મેં નમ્રતાથી પ્રાર્થના કરી.

ચતુર લલિતા જાણી ગઈ કે, આ તલમાં તેલ નથી અને તેથી તેણે વધારે ઉપદેશ આપવાનું માંડી વાળ્યું. તેણે આમ તેમની બીજી કેટલીક વાતચીત કરી ચાહનો એક ટંબ્લર ચઢાવી બે ત્રણ સિગારેટનો ધુમાડો કરી ચાલતી પકડી. નાટક પુરું થવા પછી હું અને મારી માતા પણ તેની સાથે જ ગયાં અને તેને ઘેર જ સૂતાં. બીજે દિવસે સવારમાં ચાહ નાસ્તા વખતે મારી માતાએ મારા જામનગર જવા વિષેની વાત કાઢતાં લલિતાએ ગંભીરતાના આડંબરને ધારણ કરી મધુરતાથી કહ્યું કે;–"જુઓને માજી, મારો તો એવો જ અભિપ્રાય હતો કે, તમારી દીકરી પાછી ઘેર આવે, બન્નેનો ઢાંકપીછોડો થઈ જાય, અને બન્નેને એકબીજાના સમાગમનો સદાને માટે લાભ મળે; અને એટલામાટે જ મેં ખાનગી રીતે કાગળ લખીને તમને અહીં બોલાવ્યાં હતાં. રાતે તમે નાટક જોવા બેઠાં હતાં તે વેળાએ ચંપા અને હું અમારા શેઠ પાસે ગયાં, અને ચંપાને રજા આપવામાટે તેમને સમજાવવામાં મેં કાંઈ પણ ખામી રાખી નહિ. ચંપા તો બિચારી રડી પડી, પરંતુ માલિક એકનો બે ન થયો. છેવટ તેણે એટલું આશ્વાસન આપ્યું કે, 'ચંપાનું ત્રણ વર્ષનું કાયદાસરનું એગ્રીમેન્ટ હોવા છતાં જો ચંપાની નોકરી કરવાની ઈચ્છા ન જ હોય, તો બે કે ત્રણ માસ પછી એના બધા પાર્ટ બીજી ઍક્ટ્રેસને તૈયાર કરાવી લીધા પછી એને હું મારી નોકરીમાંથી મુક્ત કરીશ, પણ તે એવી શરતે કે એગ્રીમેન્ટની મુદ્દત પૂરી થતાં સુધી એણે બીજી કોઈ નાટક મંડળીમાં ઍક્ટ્રેસ તરીકે નોકરી કરવી નહિ, અને જો નોકરી કરવી જ હોય તો આ નાટક મંડળીમાં જ કરવી' આ તેનું વચન મેં માન્ય રાખ્યું છે; કારણ કે, એમાં આપણાથી જરા પણ વાંધો લઈ શકાય તેમ નથી. જો અત્યારે જ ચંપા નોકરી છોડીને ચાલી જાય અને શેઠ કોર્ટમાં ફરિયાદી માંડે તો રૂપિયા બે હજાર ડેમેજિસના આપવા પડે, અને કોર્ટનો બીજો ખર્ચ થાય ને રખડપટ્ટી કરવી પડે તે તો વધારામાં જ. એટલા માટે હાલ તરત તો તમે ભલે દેશમાં પધારો, અને બે ત્રણ માસ પછી ચંપા પણ આવી લાગશે. તમારા અહીં આવવાથી એટલો લાભ તો અવશ્ય થયો જ કે, તમને પોતાની દીકરી જીવતી છે કે મરી ગઈ છે, એની પણ ખબર નહોતી, તેને બદલે હવે કાગળપત્ર મળતાં રહેશે, અને છેવટે ચંપા જામનગરમાં પણ આવશે."

"લલિતા બહેન, તમારા વચનમાં મારો પૂર્ણ વિશ્વાસ છે, એટલે તમે જ જ્યારે આમ કહો છો તો હું વધારે બોલી શકતી નથી. નહિ તો હુ વળી એવી છું કે, એ નાટક મંડળીના શેઠનો ધોળે દિવસે અને ભરે બજારે ફજેતો કરી નાખું. પણ ચિંતા નહિ, આટલા દિવસ વીત્યા છે તો ત્રણ મહિના બીજા પણ ભેગા. હું આવતી કાલે જ જઈશ, કારણ કે, મારા ઘરને સંભાળનાર કોઈ નથી." એ પ્રમાણે લલિતાને સરળ ઉત્તર તથા અનુમોદન આપી મારી માતા મને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"જો ચંપા, મારા જવા પછી દર ચાર દિવસે મને કાગળ લખતી રહેજે અને શેઠ તને પોતાની નોકરીમાંથી મુક્ત કરે કે તરત ઘેર આવવામાટે રેલમાં બેસી જજે. જો આઠ દિવસ અગાઉથી ખબર આપીશ, તો હું કોઈ માણસને ખાસ તને તેડવામાટે મોકલી આપીશ. હું તારા અને આ લલિતા બાઇના વચનમાં વિશ્વાસ રાખી જાઉં છું; પણ તું જો આ વિશ્વાસનો ભંગ કરીશ અને પોતાની માતાની ઇચ્છાથી વિરુદ્ધ વર્તી માતા સાથે દગાબાજી કરી દેશમાં આવવાની

વાતને હવામાં ઉડાવી દઇશ, તો જાણજે કે, ભવિષ્યમાં તારા માટે મહાભયંકર સંકટો સૂજાયલાં છે. રસ્તે રસ્તે રઝળીશ, ભયંકર રોગનું બલિદાન થઇશ, તારી કમાણીપર બીજાઓ તાગડધિન્ના કરશે, અને તને પોતાને પેટ ભરીને ખવાય તેટલો જાર બાજરાનો રોટલો પણ નહિ મળે. એ ખરી વાત છે કે, સતી શાપ આપતી નથી અને શંખણીના શાપ લાગતા નથી; અર્થાત્ હું અસતી હોવાથી મારો શાપ લાગવાનો નથી, એવી તારી ભાવના હોય તો તેને દૂર કરી નાખજે; કારણ કે, હું ભલી કે ભુંડી પણ તારી માતા છું, અને માતાનો શાપ અવશ્ય લાગી જાય છે એ નિશ્ચયપૂર્વક જાણી લેજે. સુખ અને દુ:ખના બે માર્ગો તારા સમક્ષ ખુલ્લા છે, તેમાંના તારું બુદ્ધિબળ કિંવા સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય તને સૂચવે તે માર્ગનો સ્વીકાર કરજે. ગમે તો સુખના શિખરપર ચઢજે અને ગમે તો દુ:ખની ગર્ત્તામાં જઈ પડજે."

"માતા, તું આટલી બધી ગભરાય છે શામાટે ? હું તારી રજા વગર તારી ગેરહાજરીમાં ન્હાસી ગઇ હતી એટલે તું મને પાછી ઘરમાં રાખીશ કે નહિ, એ ભયથી જ હું આવવાની હિંમત કરતી નહોતી. પણ જ્યારે તું મને માનપૂર્વક લઈ જવાને અને મારી સાસૂ પણ મને રાખવાને તૈયાર છે, તો હવે હું શામાટે ન આવું ? આ પીટયુ એગ્રીમેન્ટ ન કર્યું હોત તો કાંઈ નહોતું. ત્રણ મહિના પછી હું જરૂર આવીશ અને ત્યાં સુધી તારા કહેવા પ્રમાણે ચાર ચાર દિવસે કાગળ મોકલતી રહીશ" મેં બિલકુલ સોળે સોળ આના અસત્યનો આશ્રય લઇને આ વાકયો ઉચ્ચાર્યા.

તે દિવસે રીહર્સલમાં ન જવાની મેં તથા લલિતાએ આગલી રાતે જ રજા લીધેલી હોવાથી બપોરે જમ્યા પછી અમો ત્રણે ગાડી કરીને ફરવા નીકળ્યાં અને માતાને મેં લખનૌનાં સર્વ પ્રેક્ષણીય સ્થળો બતાવ્યાં અને એવી તો મીઠી મીઠી વાતોથી તેને રીઝવી નાખી કે, તેના મનમાં મારા વચનની સત્યતા વિશે લેશ માત્ર પણ શંકા રહી નહિ. પરંતુ પોતાની જન્મદાત્રી માતાને આવી રીતે ઠગવામાટે અંદરખાનેથી મારું અંત:કરણ મને વારંવાર ડંખ્યા કરતું હતું, અને એક કવિની એ ઉક્તિનું વારંવાર સ્મરણ થઇ આવતું હતું કે;—

"નહિ માત વ્હાલી દીકરીને, પ્રીત વ્હાલી થઇ ગઈ;
અફસોસ કે દુનિયા બધી બિલકુલ મવાલી થઇ ગઈ!"

લલિતા અને હું મારી માતાને ટ્રેનમાં બેસાડવાને સ્ટેશનપર ગયાં. ઠેઠ જામનગર સૂધીની સેકન્ડ ક્લાસની ટિકિટ મેં મારા પોતાના પૈસા આપીને લીધી, અને ચાર પાંચ રૂપિયાનો લીલો મેવો અને બીજી ખાવાની ચીજો પણ સ્ટેશનપરથી ખરીદીને મારી માતાને આપી. ટ્રેન આવી, મારી માતાને સારી જગ્યા કરાવી આપીને મેં સેકન્ડ ક્લાસમાં બેસાડી. મારી માતાએ લલિતાને મારી સંભાળ રાખવા વિશેની ભલામણ આપી, અને વળી પણ બનતી ઉતાવળે મોકલી આપવાનું જણાવ્યું. પોતાનાં પુત્ર પુત્રી ગમે તેટલાં મોટી ઉમ્મરનાં અને હુશિયાર થયાં હોય છતાં માતપિતા તો તેમને બાળક અને પોતાની સંભાળને લાયકનાં જ ધારે છે, એ જ માતપિતાના વાત્સલ્યની એક અલૌકિકતા છે. ઘણાંક માતપિતાઓને પોતાના ત્રીસ પાંત્રીસ વર્ષના અને ચાર પુત્રના પિતાની પદવીને

પામેલા પુત્રને પણ 'બગા' કહીને બોલાવતાં આપણે જોઇએ છીએ, એનું પણ ખાસ એ જ કારણ છે. બીજા સર્વ પ્રેમ મળી શકશે, પણ માતપિતાના પ્રેમ જેવો નિ:સ્વાર્થ પ્રેમ તો આ વિશ્વમાં ક્યાંય મળવાનો નથી તે નથી જ. અંતે ટ્રેન ઉપડવાનો વખત થયો. એ વેળાએ મારા મનમાં પણ માતા વિશેનો પ્રેમ ઉભરાઈ આવ્યો અને વિયોગનો સમય અત્યંત નિકટ આવી લાગવાથી પાછો મેળાપ થશે કે નહિ એવી શંકાથી મારી આંખોમાંથી એકદમ આંસુનો ધોધરિ પ્રવાહ વહી નીકળ્યો. મારી માતા પણ રડવા લાગી. મા દીકરી એક બીજાને ગળે વળગી ભેટયાં, અને છેલ્લા ઘંટાનાદે મને માતાની મીઠી ગોદમાંથી દૂર થવાની ફરજ પાડી!

---

## પ્રકરણ ૧૨ મું

### પ્રેમપત્રિકા

મારી માતાના સ્વદેશગમન પછી બેચાર દિવસમાં કોઇની કલ્પનામાં પણ ન આવી શકે એવો એક અદ્ભુત બનાવ બન્યો. યૂસુફ સાથેનો મારો પ્રેમ-સંબંધ પ્રકટ થઈ ગએલો હોવાથી ઘણીકવાર યૂસુફના નામપર આવતાં પત્રો નાટકનાં માણસો ખાસ ચેષ્ઠા કરવાના હેતુથી મારા હાથમાં જ લાવીને મૂકતાં હતાં; પરંતુ હું જાણે કાંઈ જાણતી જ નથી એવો બાહ્ય ભાવ બતાવીને અને અંતરમાં 'જબ ઓઢલી લોઈ, તો ક્યા કરેગા કોઇ' એ કહેવતને સ્મરીને તેનાં પત્રો લઈ લેતી હતી અને પ્રથમ વાંચી લીધા પછી યૂસુફને આપતી હતી. આજકાલના સુધરેલા જમાનાની એટીકેટ પ્રમાણે કોઇનો કાગળ વાંચવો તે એક અપરાધ મનાય છે અને તે એટલે સુધી કે પત્નીનું પત્ર વાંચવાનો પતિને કે પતિનું પત્ર વાંચવાનો પત્નીને પણ અધિકાર નથી; છતાં હું એ નિયમનો નિત્ય ભંગ કરતી હતી, અને યૂસુફ પણ સુધરેલા વિચારનો ન હોવાથી એ વિશે પોતાનો કાંઈ પણ વાંધો રજૂ કરતો નહોતો.

મારા મનમાં પ્રથમથી જ સંશય હતો કે, યૂસુફ યૂસુફેસાની અને મદન-મૂર્તિ હોવાથી અવશ્ય લખનૌની કેટલીક સ્ત્રીઓ તેનાપર મોહાશે અને કદાચિત્ કોઇની પ્રેમપત્રિકા પણ તેનાપર આવશે, એ શંકાથી જ હું તેનાં પત્રો વાંચતી હતી, અને એકવાર અચાનક મારી તે શંકા સત્ય સિદ્ધ થઈ ચૂકી. હું રીહર્સ-લમાં બેઠી હતી, એટલામાં ટપાલવાળો આવ્યો, અને તેની પાસેથી એક એકટરે પત્રો લઈ સર્વને સર્વનાં નામ પ્રમાણે વ્હેંચી આપ્યાં. પણ યૂસુફનું પત્ર ખાસ મારા હાથમાં આપ્યું. ઉપરનું એડ્રેસ અંગ્રેજીમાં હતું અને 'લોકલ' લખેલું હોવાથી તે પત્ર લખનૌમાંથી જ આવેલું હોવું જોઇએ, એમ સ્પષ્ટ જણાતું હતું. રીહર્સલ સમાપ્ત થયા પછી નીરાંતે વાંચીશું એમ ધારીને મેં તે પત્રને મારા પોલકાના ખીસામાં પધરાવી દીધું. પણ રીહર્સલ ખલાસ થયા પછી તે ખીસામાંના પત્રની વાત મારા મનમાંથી નીકળી ગઇ, અને સાંઝ સુધી તેના વાચનની સ્મૃતિ જ ન થઇ.

દિવસ થોડો જ બાકી રહ્યો હતો. આકાશમાં મેઘોએ પશ્ચિમ દિશામાં એક મહાસુન્દર સોનેરી રંગનો ગાલીચો બિછાવ્યો હોય, તેવો ભાસ થતો હતો. મેઘો ધીમે ધીમે પોતાનો રંગ બદલીને અસ્તંગત થતા સૂર્યને જાણે કાળી ચાદર ઓઢાડીને

છુપાવી દેવાનો પ્રયત્ન કરતા હોયની એવો પણ ક્વચિત્ ભ્રમ થઇ જતો હતો. નાના પ્રકારનાં મનુષ્યો પોતાના દિવસવ્યવસાયથી પરવારીને રાત્રિની વિશ્રાંતિને ભોગવવાના ઉદ્દેશથી ઘર તરફ વળેલા જોવામાં આવતા હતા. એવા સમયમાં નાટકશાળાના ઉપરના માળના કઠેરામાં ઇઝીચેરમાં હું એક પુસ્તક વાંચતી પડી હતી; કારણ કે, લલિતા પોતાને ઘેર ગએલી હતી અને યસુફ ક્યાંક બહાર ફરવા ચાલ્યો ગયો હતો, એટલે પુસ્તકના વાચન વિના સમયને વીતાડવાના અન્ય સાધનનો મારી પાસે અભાવ હતો. અચાનક મને તે પત્રનું સ્મરણ થઈ આવતાં પુસ્તકને એક બાજૂએ મૂકીને તે પત્ર વાંચવાનો મેં વિચાર કર્યો. અંધકારના સામ્રાજ્યવિસ્તારનો આરંભ થઇ ચૂકેલો હોવાથી મેં એક વોલસેટ મંગાવ્યો, અને તેમાંની મીણબત્તીના પ્રકાશથી પરબીડિયું ખોલી પત્ર વાંચવા માંડ્યું. મેં ઉર્દુ કે હિંદી કાગળ વાંચવાની આશા રાખી હતી, તેને બદલે સ્પષ્ટ અને શુદ્ધ ભાષામાં લખાયલા ગુજરાતી કાગળને જોતાં મારા આશ્ચર્યની સીમા થઇ ગઇ, અને તથી દશગણી વધારે આતુરતાથી હું તે કાગળ વાંચવા લાગી. તે નીચે પ્રમાણે;–

"મારા હૃદયેશ્વર યૂસુફખાન,

"આ અલબેલી લખનૌ નગરીમાં આવ્યા પછી જે દિવસે પ્રથમ જ તમારા મનોહર મુખમંડળના દર્શનનો અલભ્ય લાભ મારાં નેત્રોને મળ્યો, તે દિવસથી જ મારો મનોભાવ તમને જણાવી દેવાની મારા મનમાં પ્રબળ ઇચ્છા થયા કરતી હતી. તે મારી ઇચ્છા પૂરી થવાનો પ્રસંગ આજે આવી પહોંચ્યો છે, તે માટે આપણ બન્નેએ પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ. મારા હૃદયના જે ભાવો મેં આ પત્રમાં પ્રકટ કરેલા છે, તેમનું ધ્યાનપૂર્વક અવલોકન કરવાની હું તમને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરું છું. હું સર્વ પ્રકારે સુખી છુ, રૂપવતી છું, તરુણી છું, • ધનાઢ્યની પુત્રી છું અને મારા પિતાની, તેમને અન્ય કોઈ સતાન ન હોવાથી, જીવ કે પ્રાણ સમાન છું. મારા પિતાએ મને ગુજરાતી તેમ જ અંગ્રેજી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપેલું છે, અને મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં હું પસાર થઈ ચૂકી છું. હવે પછી વિલાયત જઇ બૅરિસ્ટરની પરીક્ષામાં પાસ થવાનો અને જગત્માં કોઈ પણ હિન્દુસ્તાની અબળાએ ન મેળવી હોય તેવી અલૌકિક નામના મેળવવાનો મારો મનોભાવ છે. સારાંશ કે, પ્રત્યેક રીતે દૈવ મને અનુકૂળ છે; પણ, પ્રિયકર ! શું કહું ? આ જગત્માં સર્વથી શ્રેષ્ઠ અને અત્યંત પ્રભાવશાળી નિજસ્વભાવાનુરૂપ જે પ્રેમસુખ હોવું જોઇએ, તે જ માત્ર મારા ભાગ્યમાં નથી ! મારું લગ્ન થએલું હોવા છતાં પણ હું અવિવાહિતા કિંબહુના એક વિધવા જેવી અવસ્થામાં જ છું. મારી જોડીનો, મારી યોગ્યતાનો, મારા જેવો રૂપાળો અને મારા વિચારોને અનુકૂળ થનારો મારો પતિ નથી ! જ્યાં આવી પરિસ્થિતિ હોય, ત્યાં મારા સૌભાગ્યવતી કે વિધવા હોવાંમાં શો ભેદ હોઈ શકે વારુ ? એવા પ્રકારનાં થએલાં મારાં લગ્નને રદબાતલ કરીને હું તમને મારા પ્રેમભાગી બનાવવાને તલપી રહી છું. પ્રિયતમ, પ્રેમમીમાંસા વળી એક જૂદું જ શાસ્ત્ર છે ! તમે તરુણ છો, સુંદર છો, સુશિક્ષિત છો, અને થોડામાં કહીએ તો મનોમોહક અને આકર્ષક સર્વ ગુણોના ભંડાર છો એટલે પ્રેમશાસ્ત્રમાં વર્ણવેલા સુખની મને તમારા યોગે પ્રાપ્તિ થઈ શકશે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી. અત્યારે હું અસહ્ય

માનસિક વેદનામાં જ મારો કાળ વીતાડું છું. અત્યારે મારી જે દયાજનક દશા થએલી છે, તેનું ચતુર કવિઓથી પણ વર્ણન કરી શકાય તેમ નથી. પ્રેમ—ખરા પ્રેમ—ફૂલવને મેળવવા માટે હું ગાંડી બની ગઈ છું, અને તેથી અભ્યાસમાં પણ મારું મન લાગતું નથી. આ કારણથી જ—મનને બહેલાવવા માટે જ—હું મારા પિતાની આજ્ઞા લઈ હિન્દુસ્તાનમાં પ્રવાસ કરવા પ્રવાસિની તરીકે આવી છું. જ્યારથી તમને જોયા છે ત્યારથી ઉઠતાં બેસતાં, ખાતાં પીતાં, ફરતાં હરતાં, સૂતાં જાગતાં અને રાત દિવસ કેવળ તમારી મોહક મૂર્ત્તિજ મારાં નેત્રો સમક્ષ તર્યા કરે છે. એક ક્ષણ માત્ર પણ હું તમારા મદનતુલ્ય મુખને વિસારી શકતી નથી. જો આ માનસિક વેદનામાંથી મારો ઉદ્ધાર નહિ કરો, તો અવશ્ય માનજો કે આ પ્રેમપિપાસુ પ્રમદા આ નશ્વર જગત્માં હવે થોડા દિવસની જ મેહમાન છે. મને જે આધુનિક વિદ્યાદાન અપાયલું છે, તેણે મારા વિચારોને સ્વતંત્રતાની દિશામાં વાળેલા છે, અને અબળા તે અબળા નહિ, પણ સબળા હોવાનું તત્ત્વ મારા હૃદયમાં ઠસાવેલું છે. છતાં અત્યારે મને જણાય છે કે, પ્રેમના વિષયમાં સ્ત્રી અબળા જ છે. વધારે શું લખું? હું મારાં તનમનધન. આદિ સર્વ તમારાં ચરણોમાં સમર્પી ચૂકી છું. આ તમારી પ્રિય દાસીને સર્વદા સદા પ્રેમદૃષ્ટિથી નિહાળતા રહો, એ જ અભ્યર્થના—

'કબ્રકો થોડી જમીં મિલ જાય કૂચે યારમેં;•
માંગતે અય આસમાં, તુઝસે નહીં જાગીર હમ !'

સ્ત્રીનાં નેત્રોમાં પુરુષ કરતાં ચારગણી વધારે લજ્જાનો નિવાસ હોવાથી હૃદયમાં પ્રેમનો ગમે તેવો પ્રબળ પાવક પ્રજળતો હોય, છતાં મુખથી તે પોતાના મનોભાવને સંપૂર્ણ રીતે ભાગ્યે જ વ્યક્ત કરી શકે છે. કદાચિત્ ચાર આંખો થતાં મારાથી વધારે ન બોલી શકાય, એટલા માટે આ પ્રેમપત્રિકાદ્વારા મારો ઉદ્દેશ મેં તમને જણાવ્યો છે, અને આજકાલમાં હું તમને એકાંતમાં મળીશ. ત્યાં સુધી આ પ્રેમપત્રિકાને પ્રેમના એક પ્રથમ ચિન્હ તરીકે જીવ પ્રમાણે જતનથી સંભાળી રાખજો. આશા છે કે, આ પ્રેમાતુર દાસીને તમે નિરાશ તો નહિ જ કરો.

તમારી પ્રેમાકાંક્ષિણી
**સત્યવતી."**

આ પ્રેમપત્રિકા વાંચતાં મારા પ્રેમીના પ્રેમમાં ભાગ પડાવવા અથવા બીજા શબ્દોમાં કહું તો મારા પ્રેમીને મારી પાસેથી છીનવી લેવા નીકળેલી એ નવીન પ્રેમાકાંક્ષિણીપર ક્રોધ આવવાને બદલે મને તેની સ્થિતિપર દયા આવી ગઈ, અને મારા હૃદયમાં બીજા જ પ્રશ્નો ઉદ્‌ભવવા લાગ્યા. "શું આધુનિક સ્ત્રીશિક્ષણનું આવું જ પરિણામ થાય છે કે? અહા, એ ઉચ્છૃંખલ યુવતીનું આ કેવું અપૂર્વ સાહસ! એના નીચ મનોવિકારોની આ કેટલી બધી પ્રબળતા! જે ઘટનાની કલ્પના થવી પણ અશક્ય હોય, તેને એકાએક પ્રત્યક્ષ બનેલી જોઇને કોને આશ્ચર્ય ન થાય વારુ? એનો પતિ જીવતો છે અને તે સુશિક્ષિત પણ હશે જ, તોપણ આ સુધરેલી બાઇના તેના વિશે આવા વિચારો કેમ? આવા બનાવોને જોતાં પતિ પાછળ ચિતામાં બળીને સતી થનારી સ્ત્રીઓની કથાઓ પુસ્તકોમાં આપણે વાંચીએ છીએ, તે સર્વ ખરી હશે કે કેમ, એ વિશે શંકા ઉત્પન્ન થાય છે, કદાચિત્ તે કથાઓ ખરી હોય, તોપણ તે કાળ હવે વહી ગએલો લાગે

છે. અત્યારે તો સીતા, તારા, મન્દોદરી, દમયંતી, સાવિત્રી અને અનસૂયા માત્ર પુસ્તકોનાં પાનામાં જ છે, ભારતવર્ષમાં નથી. પણ જ્યાં નીતિ વિનાનું શુષ્ક અને અયોગ્ય શિક્ષણ બાળાઓને અપાતું હોય, ત્યાં આવું પરિણામ થવું જ જોઇએ. એ બિચારીનો એમાં શો વાંક? આંગ્લ કવિઓની શૃંગારરસવાહક કવિતાઓ, લવ સૉન્ગ્સ–પ્રેમગીત–અને સંસ્કૃત કાવ્યો તથા નાટકોમાંના શૃંગારદર્શક શ્લોકો આદિનું આજકાલ કૉલેજોમાં પુરૂષ તેમ જ સ્ત્રીઓને પરિણામના વિચાર વિના એક સરખું અને સાથે જ શિક્ષણ આપવામાં આવે છે, અને છેવટે તેનું આવું વિઘાતક પરિણામ થાય છે. પરમ દિવસે પણ હું ન ભૂલતી હોઉં, તો એ બાઈ સાહેબના ટેબલપર બુકેશિયો, ઘેટ શાસ્કલ અસ્ટેવ, શૃંગાર તિલક અને પંચાયુધપ્રપંચભાણ આદિ બિલકુલ બીભત્સ પુસ્તકો પડેલાં હતાં; પણ આજકાલનાં સુધરેલાં માતાપિતા પોતાની વયમાં આવેલી છતાં સ્કૂલ અને કૉલેજમાં ભણતી કુમારિકા કે નામ માત્રની વિવાહિતા પુત્રીઓને આવાં પુસ્તકો છૂટથી વાંચવા દે છે, એ પણ એક આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય, કદાચિત્ આજકાલની તરુણીઓ આવાં પુસ્તકો ચોરીથી પણ વાંચતી હોય, તો તે પણ શક્ય છે. વાંચવામાટે આવાં પુસ્તકો તરુણ બાળાઓના હાથમાં આવી શકે, એ પણ આધુનિક ઉચ્ચ કેળવણીનો જ પ્રભાવ અને પ્રતાપ કહી શકાય! પરંતુ એ પોતે એક હિન્દુ–ઉચ્ચ કુળની હિન્દુ–બાળા હોવા છતાં અને યૂસુફ એક મુસલ્માન છે એમ એના જાણવામાં હોવા છતાં એના મનમાં આ પ્રેમયાચના કરતાં જાતિભ્રષ્ટતા અને ધર્મભ્રષ્ટતાનો વિચાર કેમ ન આવ્યો વારુ? તેમ થવું પણ શક્ય છે; કારણ કે,

'तावन्महत्त्वं पांडित्यं विवेकित्वं कुलिनता ।
यावज्ज्वलति नांगेषु हंत पंचेषु पात्रकः' ॥

અર્થાત્ જ્યાં સુધી સ્ત્રી કિંવા પુરુષના અંગમાં અનંગનો અગ્નિ પ્રજ્વલિત નથી થતો, ત્યાં સુધી જ તેનામાં મહત્તા, પાંડિત્ય, વિવેક અને કુલીનતા આદિ ગુણોનો વાસ હોઈ શકે છે; કામની જ્વાળા ઉદ્ભવતાં જ એ સર્વ સદ્ગુણોનો તત્કાળ લોપ થઇ જાય છે. એ મહાશક્તિ અનંગરાજે જ એને દીવાની બનાવી છે, એની સાન-ભાન ભૂલાવી છે!"

અહીં કદાચિત્ મારા વાંચનાર, એવો પ્રશ્ન રજૂ કરશે કે, 'બાઇસાહેબ, તમે મોટાં પવિત્રતાનાં પૂતળાં ખરાં ને, તે તમારા મનમાં તો આવા વિચારો આવવા જ જોઇએ!' ખરેખર આ કટાક્ષને હું પોતે સર્વ પ્રકારે પાત્ર છું, અને હું પોતે અનીતિના માર્ગમાં ચઢેલી હોવાથી બીજી કોઈ અબળા વિશે આવા વિચારોને હૃદયમાં સ્થાન આપવાનો મને કશો પણ અધિકાર નથી. છતાં 'परोपदेशे पांडित्यं' એ લોકોક્તિ અને લલિતાના સહવાસના પરિણામે મારા હૃદયમાં આવા પ્રકારના ઉત્તમ વિચારો ઘડીભર આવ્યા હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. થોડીવાર પછી મારા હૃદય સમક્ષ વળી એક બીજો જ પ્રશ્ન આવીને ઉભો રહ્યો.

"આ પ્રેમપત્રિકા મારે યૂસુફને આપવી કે નહિ? જો આપીશ, તો તે ગુજરાતી ન જાણતો હોવાથી અવશ્ય બીજા કોઈ પાસે વંચાવશે, અને તેથી બિચારી સત્યવતીનો વિનાકારણ ભવાડો થશે. જો મારી પાસે વંચાવશે, તો તો જાણે ઠીક જ છે. પણ આ પ્રેમપત્રિકામાંના વિષયને જાણ્યા પછી તેમ જ સત્ય-વતીની મુલાકાત લીધા પછી જો યૂસુફનું મન ચંચળ થતાં તે એ યુવતીના

પ્રેમબંધનમાં બંધાશે, તો મારી તો બધી આશાઓ ધૂળમાં જ મળી જશે. ત્યારે હવે શું કરવું? ગમે તેમ થાય, તો પણ એકવાર આ વાર્તા યૂસુફને જણાવીને સત્યવતી સાથે તેની મુલાકાતનો યોગ પણ લાવી આપવો અને એક સ્ત્રી સાહસની કેટલી સીમા પર્યન્ત આવી પહોંચે છે તે નજરે નિહાળીને જગતનો એક નવીન અનુભવ મેળવવો તો ખરો જ." આવા પ્રકારના નિશ્ચયપર આવી યૂસુફને એ પ્રેમપત્રિકામાંના વિષયથી સજ્ઞાન કરવાનો મેં નિર્ધાર કરી રાખ્યો.

અહીં સત્યવતીનો પણ વાંચકોને કેટલોક પરિચય કરાવવો જોઇએ. સત્યવતી ગુજરાતના રાજનગર અમદાવાદના નિવાસી ઉચ્ચ હિંદુ જાતિના એક કુલીન પિતાની કન્યા હતી. પરંતુ તેનો પિતા સુધરેલા વિચારનો અને સુસંપન્ન હોવાથી તેણે પોતાની એ એકની એક અને લાડકવાઈ પુત્રીને ગુજરાતી તેમ જ અંગ્રેજી શિક્ષણ આપ્યું હતું અને પોતાનો વિચાર ન છતાં પોતાની પત્નીના દબાણથી એક સારા સુશિક્ષિત અને ધાર્મિક વૃત્તિના પોતાની જાતિના તરુણ સાથે તેનો લગ્નસંબંધ પણ કરી આપ્યો હતો. સત્યવતીનો પતિ અરવિન્દ જો કે સાધારણતઃ સુશિક્ષિત અને સુશીલ હતો, પરંતુ તે દેખાવડો અને વિનોદી સ્વભાવનો ન હોવાથી સત્યવતીને-ઉચ્છૃંખલતા, અયોગ્ય લાડ, પ્યાર અને શિથિલ ધર્મબંધનના વાતાવરણમાં ઉછરેલી સત્યવતીને-તે, જેટલા પ્રમાણમાં ગમવો જોઇએ તેટલા પ્રમાણમાં ગમતો નહોતો. પતિપત્ની એક બીજાના ગાઢ સમાગમમાં આવે અને તેમનો પરસ્પર પ્રેમ સંબંધ દૃઢ થાય એવી આશાથી સત્યવતીના પિતાએ તે બન્નેને હિન્દુસ્તાનમાં પ્રવાસ કરી દિલ્હી, આગ્રા આદિ નગરોમાંનાં પુરાતન પ્રસિદ્ધ સ્થાનો જોવા અને પ્રવાસનો અનુભવ મેળવવા માટે મોકલ્યાં હતાં. એટલે કે, લખનૌમાં સત્યવતીનો સ્વામી પણ સાથે જ હતો; અને તે ઉપરાંત એક ચાકરડી અને એક ચાકર પણ હતાં. અમારા શેઠ પ્રમાદચંદ્ર સત્યવતીના પિતાના મિત્ર થતા હોવાથી અને પ્રમાદચન્દ્રની કંપની લખનૌમાં છે એ તેમના જાણવામાં હોવાથી પોતાના જમાઇને તેમણે અમારા શેઠપર એક કાગળ લખી આપ્યો હતો, અને તેથી એ પતિપત્ની અમારા શેઠના અતિથિ તરીકે જ લખનૌમાં રહ્યાં હતાં. તેમના રહેવામાટેનો બધો જૂદો બંદોબસ્ત કરી આપવામાં આવ્યો હતો, અને તેમણે રાંધવા ખાવાની પણ જૂદી વ્યવસ્થા કરી લીધી હતી. તેઓ હમેશ નાટક જોવા આવતાં હતાં, અને તેથી જ સત્યવતીના હૃદયમાં યૂસુફના પ્રેમની હોળી સળગી ઉઠી હતી. નીતિવેત્તાઓએ ખરું જ કહ્યું છે કેઃ—

'सुरूपं पुरुषं दृष्ट्वा भ्रातरं यादि वा सुतम्।
× × क्लिद्यति नारीणामामपात्रमिवाम्भसा'॥

'ભ્રાતા હોય કે પુત્ર હોય, પણ જો તે રૂપાળો હોય તો તેને જોઇને પણ સ્ત્રીનું મન ચલિત થઈ જાય છે' તો પછી પારકો પુરુષ તરુણ, સશક્ત અને રૂપાળો હોય તો તેને જોતાં ચપળાનું ચિત્ત તત્કાળ દ્રવી જાય, એમાં તો આશ્ચર્ય જેવું કાંઇ હોઈ શકે જ નહિ. મારી પોતાની પણ યૂસુફને એકવાર જોતાંની સાથે જ એ અવસ્થા થઇ હતી, તો મારા જેવી જ ચંચળ વૃત્તિવાળી અન્ય તરુણીની એ દશા શામાટે ન થાય વારૂ? હૃદય તો બધાનું સરખું જ હોય છે; પરંતુ જેઓ પોતાના ચંચળ હૃદયને સ્થિર કરી એક પતિમાં જ તનમનધનથી અનુરક્ત રહે

છે, તે આર્ય અબળાઓ ખરેખર કોટિશઃ ધન્યવાદને પાત્ર છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ.*

અચાનક યૂસુફ આવી લાગ્યો અને તેને જોતાં જ મારા મનમાં તેના પ્રેમની પરીક્ષા કરવાનો તાત્કાલિક વિચાર સ્ફુરી આવ્યો. તેને સામેની ખુરસીપર બેસવાનું કહી, આસપાસ બીજું કોઇ ન હોવાથી મેં પૂછ્યું કે;—

"યૂસુફ, જો અત્યારે તમને મારા કરતાં વધારે રૂપાળી, વધારે શીખેલી ભણેલી અને વધારે માલતુજ્જાર કોઇ નાજનીન મળી જાય; તે પોતાના ધન અને જોબનને તમારાપર નિસાર કરવાને તૈયાર થાય, તો મારા પ્રેમમાં પરોવાયલી તમારી ચિત્તવૃત્તિ તે અબળાના પ્રેમ તરફ ઢળી જાય ખરી કે નહિ? મોઢું રાખવાની વાત ન કરશો, જેવી ભાવના હોય તેવી સાફસાફ કહી નાખજો. કેમ, મારા આ અટપટા સવાલને સાંભળી આમ લેવાઇને વિચારમાં કેમ પડી ગયા?"

"જ્યારે તમે આવો સવાલ પૂછો છો, તો પછી મને પણ એ સવાલ પૂછવાનો હક્ક છે કે, જો તમને મારા કરતાં વધારે રૂપાળો, વધારે ભણેલો ગણેલો અને વધારે માલતુજ્જાર પુરુષ મળી જાય અને તે તમારાપર ધનતન કુરબાન કરવાને તૈયાર થાય તો તમારો આશમાંનો પ્યાર તેની તરફ દોડી જાય ખરો કે નહિ? તમે પણ જે ખરેખરું હોય તે જણાવી દેજો" યૂસુફે સ્હામો તેવો જ સવાલ રજૂ કર્યો.

"આ શરીરમાં પ્રાણ છે ત્યાં સૂધી તો તેમ થવું અશક્ય છે." મેં સાહસ કરીને તત્કાળ ખરો કે ખોટો જવાબ આપી દીધો. ખરો કે ખોટો કહેવાનું કારણ એ કે, મારો પોતાનો મારા વચનમાં વિશ્વાસ નહોતો.

"તો મારું પણ એમ જ માની લેવું." યૂસુફે ટુંકામાં જ પતાવી દીધું.

હવે વધારે બોલવા જેવું ન રહેવાથી મેં તરત પ્રેમપત્રિકા કાઢીને તેને કહ્યું કે;—"લ્યો ત્યારે, બોલવા પ્રમાણેનું જ વર્ત્તન રાખજો. મારા પ્રેમની પરીક્ષાનો પ્રસંગ હજી આવ્યો નથી; પણ તમો સાહેબના પ્રેમની પરીક્ષાનો પ્રસંગ વાજતો ગાજતો આવી લાગ્યો છે."

"એ શું છે?" યૂસુફે પૂછ્યું.

"તમારાપર આશક થએલી એક માલદાર હસીનાએ મોકલેલી પ્રેમપત્રિકા" મેં જવાબ આપ્યો.

પ્રેમપત્રિકાને તેણે હાથમાં લઇને જોઈ અને ગુજરાતી અક્ષર જોઇને કહ્યું કે:—"આ તો તમારી ભાષામાં લખાયલો કાગળ છે અને હું ધારું છું કે તમે વાંચી પણ લીધો છે, એટલે એનો સાર તમે જ સમજાવો કે એ લખનાર કોણ છે અને તેની શી ઇચ્છા છે?"

મેં તેને પ્રેમપત્રિકાનો સાર કહી સંભળાવ્યો. તે સાંભળતી વેળાએ તેના મુખમંડળમાં જે ચિન્હો વ્યક્ત થતાં હતાં તેથી તેના હૃદયની ચંચળતાની કાંઇક કલ્પના કરી શકાતી હતી; કારણ કે, મુખાકૃતિ મનની અનુક્રમણિકા હોવાથી, અનુક્રમણિકા જોતાં જેમ પુસ્તકમાના વિષયનું કેટલેક અંશે દર્શન થઇ શકે છે તેજ પ્રમાણે મનુષ્યની મુખાકૃતિમાં થતાં પરિવર્તનોથી તેના હૃદયમાંની ભાવનાનો કેટલેક અંશે આપણા હૃદયમાં પ્રકાશ પડી શકે છે. સાર સંભળાવ્યા પછી મેં પૂછ્યું કે;—"કેમ ત્યારે હવે શો વિચાર છે?"

"વિચાર એ જ કે, આ પ્રેમપત્રિકાને ફાડી કે બાળી નાખો, અને આવી નિર્લજ્જ નારીને મળવા ભેટવાની વાતને ટાળી નાખો" યૂસુફે પોતાનો વિચાર જણાવ્યો.

"નહિ, યૂસુફ, આટલા બધા કઠોર ન થાઓ. બિચારી આશાની ભરેલીને, એકવાર બીજું કાંઈ નહિ, તો મુલાકાતનો લાભ તો તમારે આપવો જ જોઇએ. તેની શી ઇચ્છા અને શી યાચના છે તે તો તમારે જાણવી જ જોઇએ; કાગળ કરતાં મોઢા મોઢની વાતચીતથી વધારે ખુલાસો થશે અને આપણને એક નવો અનુભવ મળશે. તમારા ખાતર નહિ, તો મારા ખાતર પણ તમારે તેની મુલાકાત તો લેવી જ પડશે." મેં તેના વિચારથી વિરુદ્ધ આગ્રહ કર્યો.

લાચારીએ યસુફે મારી ઇચ્છા પ્રમાણે વર્તવાની હા પાડી, અને ત્યાર પછી જમવાનો વખત થઈ ગએલો હોવાથી અમે થોડા વખતને માટે એક બીજાંથી છૂટાં પડ્યાં; કારણ કે, રાતે પાછો નાટકની વેળાએ તો અમારો મેળાપ થવાનો જ હતો.

રાતે નાટક સમયે લલિતાને એ પ્રેમપત્રિકાનો સર્વ વૃત્તાન્ત મેં સંભળાવ્યો; એટલું જ નહિ, પણ તે પ્રેમપત્રિકા તેને વાંચી પણ સંભળાવી. એ સાંભળી આશ્ચર્યનું કાંઇ પણ ચિહ્ન બતાવવાને બદલે હસીને તે બોલી કે;–"આ તો આજ-કાલના નવા જમાનામાં રોજ જોવામાં આવતી એક સાધારણ બાબત છે, એટલે એ વિશે વિચાર કરીને મગજને વિના કારણ તકલીફ આપવાની કાંઈ પણ અગત્ય નથી. સુધરેલી બાયડીઓનો એવો પ્રકાર ચાલ્યો છે કે, ન પૂછો વાત. કણબી-ઓને માટે તો એમ કહેવાતું હતું કે, **'કણબીનો કૂઓ, એક મુવો ને બીજો ઊભો'** પણ આ તો એવો રંગ બદલાયો કે, **'સુધરેલી-ભણેલીનો કૂઓ, દશ જીવતા ને અગિયારમો ઊભો!'**

"ખરેખર વખત તો એવો જ આવ્યો છે. પણ આ દેખાવ-યૂસુફ તથા સત્યવતીની મુલાકાતનો દેખાવ–પણ જોવા જેવો તો થવાનો જ. આ મુલાકાતની એવી ગોઠવણ કરવી જોઇએ કે, એમના વચ્ચે ચાલતી બધી વાતચીત આપણા સાંભળવામાં આવી શકે, અને આપણે ત્યાં હાજર છીએ એ સત્યવતીના જાણ-વામા ન આવી શકે, એમાટેની વ્યવસ્થા હું કરીશ; પણ લલિતા બહેન, તમારે ત્યાં હાજરી તો આપવી જ પડશે." મેં કહ્યું.

"ઠીક છે, જોઈશું." લલિતા બોલી.

એવામાં બીજે દિવસે બનાવ એવો બન્યો કે, અમારા શેઠ પ્રમાદચન્દ્રે મને બપોર પછી કોઇ કારણવશાત્ પોતાના એકાંતવાસમાં બોલાવી. શેઠની આજ્ઞા પ્રમાણે હું તેની પાસે જવાને તૈયાર થઇ.

---

## પ્રકરણ ૧૩ મું
## પ્રેમ કે વિકાર?

મારા શેઠ પ્રમાદચંદ્ર પોતાના ખાનગી ઓરડામાંના એક કોચપર લાંબા પડેલા હતા. દિવસો ઉન્હાળાના હોવાથી ચારે તરફની બારીઓના ખસના પડદા બાંધેલા હતા અને તે પડદાપર બહારના ભાગમાંથી એક માણસ થોડી થોડીવારે પાણી છાંટતો હોવાથી ઓરડામાં પવનની શીતલ લહરી આવ્યાં કરતી હતી. શેઠે એ વેળાએ કેવળ બારીક મલમલનું એક ધોતિયુ તથા શરબતી મલ-

મલના હિન્દુસ્તાની ફેશનના પહેરણ વિના બીજાં સર્વ વસ્ત્રોને દેશવટો આપી દીધો હતો. નાટકના લાંબા વાળવાળા બે છોકરા તેમના પગ દાબતા અને બે છોકરા ખસના ભીના પંખાવડે વાયુ ઢોળતા આસપાસની ક્રુરસીઓપર બેઠા હતા. એ મધ્યાહ્ન વેળાએ અમારા શેઠના ખાનગી ઓરડામાં થોડો ઘણો નવાબી ઠાઠ પ્રત્યક્ષ જોવામાં આવતો હતો.

હું શેઠના એ ખાનગી ઓરડાના દરવાજા પાસે આવી લાગી, તે વેળાએ દરવાજાપર જાપાની ચકનો પડદો નાખેલો હતો એટલે મેં એકદમ અંદર ન જતાં બહારથી જ પૂછ્યું:–"કેમ અંદર આવવાની રજા છે કે ?" "કોણ છે ?" શેઠને બદલે એક છોકરાએ જ જવાબ આપવાને બદલે સામો સવાલ પૂછ્યો. "એ તો હું ચંપા. શેઠ છે કે ?" "પધારો પધારો–" કહેતા શેઠ કોચપર ઉઠીને બેઠા થયા, અને તે ક્ષણે જ મેં અંદર પ્રવેશ કર્યો. "બેસો, સામેની આરામ કુરસીમાં સુખેથી બેસો." એ પ્રમાણે મને માનપૂર્વક બેસવાનું કહી, અમારા શેઠે બે છોકરાને હુકમ ફર્માવ્યો:–"અલ્યા રતિયા અને જેલા ! જાઓ મિસ ચંપામાટે એક લેમન બરફ અને મારા માટે સોડા બરફ લાવો, અને શિવા તથા જોઇતા ! તમે પાસેના રૂમમાં તમારી ભાભૂ પાસે બેસો; હું બોલાવું ત્યારે આવજો."

ચારે છોકરાઓ આજ્ઞા પ્રમાણે તત્કાળ ઉઠીને ચાલતા થઈ ગયા, અને ઓરડામાં હું અને મારા માનવંતા શેઠ એવી રીતે માત્ર બે જણ જ બાકી રહ્યાં. શેઠના કોચ અને મારી ઇજીચેર વચ્ચે ત્રણ ચાર ફીટનો જ અંતરાય હતો, તોપણ મને કુરસી જરાક પાસે લેવાનું સુચવી શેઠે કહ્યું:–"મિસ ચંપા, તમે જાણો છો કે આજે આ વેળાએ ખાસ મેં તમને મારા ખાનગી ઓરડામાં શા કારણથી બોલાવ્યાં છે ?"

"આપનો મનોભાવ જણાવ્યા વિના તે મારા જાણવામાં કેમ કરીને આવી શકે ? શેઠે બોલાવી એટલે પગાર ખાનાર ચાકરડીએ શેઠના વચનને માન આપી આવવું જ જોઇએ, એ નિયમનું પાલન કરવા માટે જ હું આવી છું." મેં સમયાનુકૂલ જવાબ આપ્યો.

"તમારા જેવી અનુભવી અને ચાલાક–પુરુષોને પોતાની આંગળીના વેઢાપર નચાવનારી–અબળા મારા જેવા પુરુષના એક સાધારણ મનોભાવને ન સમજી શકે, એમ બને જ નહિ. છતાં જો તમારો બધી વાત મારા મુખથી જ બોલાવવાનો વિચાર હોય, તો તેમ કરવામાં પણ મને કાંઈ વાંધા જેવું નથી." શેઠજી બોલ્યા.

"અત્યાર સુધી તો આપના મનોભાવની કલ્પના મારા મસ્તિષ્કમાં આવી શકી નહોતી, પણ હવે કાંઈક કલ્પના આવતી જાય છે; આપના શબ્દોની માર્મિકતા કેટલેક અંશે આપના ગુપ્ત આશયને ખોલીને બતાવતી જાય છે." મેં મર્મમાં જ કહ્યું.

"પ્રેમી પ્રમદા પ્રેમી પુરુષના ઈશારાને તરત સમજી જાય છે ! અર્થાત્ મારા પ્રતિ તમારો પ્રેમ કાંઈ આકર્ષાય છે. તમારું પ્રેમી હૃદય મારા તરફ ખેંચાય છે ?" શેઠજીએ આગળ વધવા માંડ્યું.

"એક સારા માલિક તરફ તેના અન્નથી પોષાતી એક દાસીનો જેટલો અને જેવો પ્રેમ હોવો જોઇએ, તેટલો અને તેવો પ્રેમ મારો આપનામાં છે અને તે સદાને માટે કાયમ રહેવાનો." મેં તરત ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"પણ હું તમારા તરફથી એના કરતાં કાંઈક ભિન્ન પ્રકારના અને વિશેષ પ્રેમની આશા રાખું છું." તે બોલ્યો.

"એટલે? આપના બોલવાનો ભાવાર્થ મારા સમજવામાં ન આવ્યો." હું બીલકુલ ભોળી ભટાક બની ગઈ.

"એક વાર મારી ભાવનાને સમજી જવા છતાં પાછાં નખરાં કરો છો કે? એટલે એ જ કે......"

તે આગળ બોલવા જતો હતો એટલામાં મોકલેલા બે છોકરાઓ લેમન, સોડા અને બરફ લઇને આવી પહોંચ્યા. અમો શીતલતાનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરી શીતલ થયાં. છોકરાઓને ખાલી બાટલી અને પૈસા આપી વિદાય કર્યાં પછી શેઠજીએ પોતાના અધૂરા રહેલા વાક્યને આગળ લંબાવતાં કહ્યું:– "એટલે એ જ કે, પ્રેમની જે ભાવનાને અત્યારે તમે યૂસુફમાં દૃઢ કરી છે, તે ભાવનાનો ભોગી આ દાસને બનાવો; જે વસ્તુ તેના હાથે લુટાવો છો, તે મારા હાથે લુટાવો."

"શેઠ સાહેબ! માફ કરજો, હું તો આજે આપે મને પોતાના ખાનગી ઓરડામાં મધ્યાન્હ કાળે બોલાવી ત્યારથી જ જાણી ગઈ હતી કે 'દાળમાં કાંઇક કાળું છે,' પણ તમે મારા શેઠ છો, અને શેઠ એક રીતે નોકરોના પિતા ગણાય છે; આપ પિતા થઇને પોતાની પુત્રીપર કુદૃષ્ટિ રાખો છો, એમાં આપને પાપનો વિચાર નથી આવતો?" મેં પંડિતા બનીને ઉપદેશ આપવા માંડ્યો.

મારો આ ઉપદેશ સાંભળી ગંભીરતા ધારવાને બદલે વિકટ હાસ્ય કરીને અમારા માનવંતા શેઠજીએ ઉદ્ગાર કાઢ્યા કે;–"ચંપા! આ પાંડિત્ય તમારામાં ક્યારનુંક આવીને ભરાણું? નાટકમાં આવ્યા પહેલાંનું જ હતું કે નાટકમાં દાળ ભાત ખાધા પછી આવ્યું? જો તમારા આ ઉપદેશને સત્ય તરીકે સ્વીકારીએ તો એક જ માલિકની નોકરી કરતાં અને એક જ માલિકના અન્નથી પોષાતાં સ્ત્રીપુરુષો એક રીતે ભાઈ બહેન જ કહી શકાય; એટલે કે, તમે યૂસુફનાં બહેન અને યૂસુફ તમારો ભાઈ થાય! ત્યારે હવે કહો કે ભાઈ બહેન વચ્ચે આવો પ્રેમસંબંધ વાજબી અને સશાસ્ત્ર માની શકાય ખરો કે? એ તો બધી લોકોની માની લીધેલી ઠાલી વાતો જ છે; એ પિતાપુત્રી અને ભ્રાતાભગિની તો જે સ્વાભાવિક હોય છે તે જ થાય છે અને બીજાં બધાં વા ખાતાં રહી જાય છે. શું તમે એ નથી સાંભળ્યું."

"ઉંઘ જુએ નહિ તૂટી ખાટ, તરસ જુએ નહિ ધોબીઘાટ;
ભૂખ જુએ નહિ ટાઢો ભાત, પ્રેમ જુએ નહિ જાત કજાત!"

શેઠજીના આ પ્રતિવાદને સાંભળી હું તો બરફ જેવી ઠંડીગાર જ બની ગઈ, અને થોડીવાર સુધી તો આનો શો જવાબ આપવો એની પણ મને કશીયે સૂઝ ન પડી; પરંતુ કોઈ પણ રીતે માલિકની ઇચ્છાને તાબે થવાનો મારો વિચાર ન હોવાથી મેં બીજી રીતે વાદમાં આગળ વધવાનો અને તેને મ્હાત કરવાનો નિશ્ચય કરીને કહ્યું;–"શેઠજી! ત્યારે એટલું પૂછવાની મને આજ્ઞા છે કે, શું આપનો મારામાં ખરેખરો પ્રેમ છે કિંવા પશુઓમાં જેવી રીતે અમુક ઋતુમાં ઉત્પન્ન થાય છે તેવો એક પ્રકારનો ક્ષણિક વિકાર છે?"

"જેવો રામનો પ્રેમ સીતામાં, કૃષ્ણનો પ્રેમ રાધામાં, નળનો પ્રેમ દમયંતીમાં, મજનૂનો પ્રેમ લયલીમાં, ફરહાદનો પ્રેમ શીરીમાં અને રોમિયોનો પ્રેમ જુલિયટમાં હતો તેવો જ મારો પ્રેમ તમારામાં છે, એમ તમારે ખાત્રીપૂર્વક માની લેવું. આના કરતાં મારા પ્રેમની વધારે શી સાબિતી હોઇ શકે વારુ?" શેઠજીએ 'માર તોપ કોણ પૂછે છે' ના હિસાબથી જેમ આવ્યું તેમ બકી દીધું

હવે મારો પણ બોલવાનો તથા શેઠજીના મોઢામાં ડૂચો મારવાનો વારો આવી લાગ્યો. શેઠજીનાં કેટલાંક વિલક્ષણ ચરિત્રોની વાર્તા લલિતા તેમ જ બીજી ઍક્ટ્રેસોના મુખથી મારા સાંભળવામાં આવી હતી તેમ જ તેમના કેટલાક આચારો મેં કોઇ કોઈવાર મારી આંખે પણ જોયા હતા. એટલે મેં મૃદુ સ્વરે પરંતુ તીક્ષ્ણ કટાક્ષથી ધીમે રહીને કહ્યું કે;—"મારા મુરબ્બી શેઠ! પોતાના પ્રેમનાં આવાં બણગાં જો કોઈ બિચારી આંધળી આગળ આપે ફુંક્યાં હોત, તો તે જરૂર આપના વજ્રજાળમાં ફસાઈ જાત. પણ હું તો આપના સદ્દગુણોને સારી રીતે જાણનારી છું એટલે આપનો આ પ્રયત્ન વ્યર્થ થઈ પડવાનો. એક તો આપ પરણેલા છો આપની પત્ની અહીં જ છે, અને બે બાળકો બાપા કહીને બોલાવનારા પણ તૈયાર છે. વળી આ નાટક મંડળીમાં કોઇ તમારાથી બચ્યું નથી—બચ્યાં હોઇએ તો તે લલિતા અને હું જ છીએ. એ ઉપરાંત વળી આપના વિષે જે અફવાઓ સંભળાય છે તે તો જુદી જ. આપની વૃત્તિ આવી રીતે સર્વાંશે વિકારમયી હોવા છતાં આપ પોતાને રામ, રોમિયો, મજનૂ અને ફરહાદ જેવા પ્રેમીઓમાં ખપાવો છો, એ જોઇને મને આશ્ચર્ય થાય છે, એટલું જ નહિ, પણ માનવી મૂર્ખતાના આ અદ્ભુત પ્રકારને જોઇને હસી પડાય છે. ક્યાં રામચંદ્ર અને રોમિયો જેવા મહા પુરુષોનો પ્રેમ! ક્યાં મરણ પર્યન્ત એકપત્નીવ્રત ધારી રામનો પ્રેમ અને ક્યાં તમારો વિકારરૂપ પ્રેમ! ક્યાં કૃષ્ણનો શુદ્ધ સ્નેહ અને ક્યાં ઘરઘરના ટુકડા માગી ખાનારા ભટકતા વાઘરી કે ભીખારીનો વિકાર? ધર્માત્મા સાથે ચાંડાલની તુલના, સિંહ સાથે શિયાળની સરખામણિ, પારસમણિ સાથે કાચની બરાબરી? આ આપનો પ્રેમ નથી પણ સોળેસોળ આના વિકાર છે; આપણા તો આવા વિકારને દૂરથી જ નવ માઇલના નમસ્કાર છે!! હજી વધારે કાંઈ કહેવાની ઇચ્છા છે?"

"જો તમારી એવી જ માન્યતા હોય, તો જેમ હું સતો નથી, તેમ જ તમે પણ કોઈ મહાસતી તો નથી જ. હું છું વ્યભિચારી તો તમે પણ છો એક નારી બાજારી. આ દૃષ્ટિથી જોતાં પણ આપણા સંબંધમાં કશો વાંધો આવે તેમ નથી. હું રામ નથી તો તમે ક્યાં સતી સીતાના અવતાર છો? હું નાટકનો માલિક છું ને તમે નાટકમાં નાચનાર છો! મારી સાથે પ્રેમનો સંબંધ રાખવાથી કંપનીમાં તમારું પોઝીશન વધશે, અને અત્યારે જેઓ તમને સાહેબજી કરવાના પણ અખાડા કરી જાય છે તે જ બધા ઝુકી ઝુકીને સલામ કરશે. એ ઉપરાંત હું તમારો પગાર પણ વધારીશ, અને ફરવામાટે ગાડી ઘોડાની પણ સગવડ કરી આપીશ!" સીધી રીતે ન ફાવવાથી પ્રમાદચંદ્રે હવે મને લાલચમાં લપટાવવાનો યત્ન આદર્યો.

"ત્યારે શું આપનો એવો ઉપદેશ છે કે, હું યૂસુફ સાથેનો મારો પ્રેમ ચાલુ રાખું અને તે ઉપરાંત તમારા પ્રેમનો સ્વાદ પણ ચાખું—એક મ્યાનમાં બે તલવાર સાથે જ રાખું?" મેં એક ઘણો જ આડો સવાલ રજુ કર્યો.

"નહિ, જો એમ કરો, તો તો બિલકુલ ન ફાવે; માલિકની માનીતી ઍક્ટ્રેસ જો બીજા એક સાધારણ ઍક્ટરના પ્રેમને સ્વીકારે તો માલિકના પોઝીશનમાં મોટો વાંધો આવે!" શેઠજી બોલ્યા.

"અને મારી સાથે પ્રેમની બાજી રમનાર શેઠ જો બીજી કોઈ સુંદરીના સ્નેહરસને ચાખે, તો મારા પોઝીશનમાં વાંધો ન આવે? આવા વિષયમાં પુરુષ કરતાં સ્ત્રી વધારે દ્વેષબુદ્ધિ ધરાવે છે. પુરુષ તો હજી શાંતિ ધરી જાય છે, પણ પ્રેમમાં છેતરાયલી અબળા તો પેટની બળી ગામને સળગાવે છે! માટે આ વીત-પરથી ટળી જાઓ, તમારા પ્રેમને એમને એમ જ પાછો ગળી જાઓ!" મેં કહ્યું.

"નર તો ભ્રમર છે, કાળાં વસ્ત્રને દાગ લાગતો જ નથી!" માલિકે પાછી ફિલાસૉફી ચલાવી.

"સ્ત્રી મક્ષિકા છે, ઇચ્છામાં આવે તો મિષ્ટાન્નપર જઈ બેસી જાય છે, અને મનમાં આવે તો વિષ્ઠાને પણ પોતાનું આસન બનાવે છે. સ્ત્રીને કાબૂમાં રાખવાનો યત્ન કરવો તે હવાને કાબૂમાં રાખવાના યત્ન સમાન છે. 'સ્ત્રી રહે તો આપથી ને જાય તો સગા બાપથી!' એ કહેવતનું આજે જગત્‌માં સર્વત્ર સન્માન છે." મેં પણ શેરડેશેરડું પરખાવી દીધું.

"પોતાના શેઠની આજ્ઞાને શિરસાવદ્ય કરવાને બદલે તમે શેઠને આવા મોંફાટ જવાબ સંભળાવશો, એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. તમારી આવી જબાંદરાજી જોઇને મને અજાયબી થાય છે." ભડોળ ખૂટી જવાથી હવે શેઠજી મારી તારીપર આવી પહોંચ્યા.

"અને પોતાને ત્યાંની એક નોકર નિરાધાર અબળાપર શેઠ થઇને આપ આવી બુરી નજર રાખશો અને તેની પાસેથી આવી નફટ માગણી કરશો, એવી મને પણ આજ સુધી શંકા નહોતી; છતાં આપને આવી રીતે છેક હલકા પાટ-લાપર બેસી ગએલા જોઇને મને પણ ઘણી જ અજાયબી થયા કરે છે!" મેં પણ જેવાનો તેવો જ જવાબ સંભળાવ્યો.

"અરે રાંડ ભૂંડણ! તારા પેલા ભીખારડા યૂસુફ જેટલી પણ મારી કીમત તેં ન આંકી? આટઆટલી પ્રાર્થનાઓ કરું છું તો પણ વાંકીની વાંકી? તારા યૂસુફડાનો તો છે મારી પાસેથી મળતા પગારપર આધાર અને હું છું આખી નાટક મંડળીનો– અરે એક નાના જેવા રાજ્યનો–માલિક અને સરદાર! હજી પણ વિચાર કર; મારા પ્રેમથી સંસારનાં સર્વ સુખ મળશે, અને એ ભીખારડાની સોબ-તથી તારો અવતાર બગડી જશે." શેઠજીએ ગુસ્સાની ઝાંખી કરાવી.

"શેઠ સાહેબ? પોતાના માનની પોતાના હાથે જ પાયમાલી ન કરો, અને તુ તાંથી વાત કરવાનું માંડી વાળો. હું કાંઇ તમારી દબાયલી નથી કે તમારા ગમે તેવા અપમાનને મોઢે ડૂચો મારીને સાંખી જાઉં. તમને હાથચાલાકી કરવાની ટેવ છે, એ પણ હું જાણું છું; પણ મારી આગળ જો તેવા કાંઈ તોર બતાવશો, તો જરૂર જાણજો કે એક તમાચાને બદલે ગાલપર બે તમાચા અને એક લાતને બદલે છ લાત ખાશો. પછી દોષ ન દેતા કે, ચંપાએ મારું માન ન જાળવ્યું. યૂસુફ સારો છે કે નઠારો, રૂપાળો છે કે કાળો અને માલદાર છે કે ભીખારી એનો મારે વિચાર કરવાનો છે, તમારે એની સાથે કાંઈ પણ લેવા દેવા નથી. 'રાજાને ગમી તે રાણી અને છાણાં વીણતી આણી!' મારા મનનો કોઇ મુખત્યાર છે? મારું મન

એનામાં પરોવાયું છે તો હું એની માશૂક ને એ મારો પ્રિયતમ છે! તમારો અધિકાર માત્ર એટલો જ કે નાટકની નોકરી લેવી અને બરાબર સોળમી તારીખે પગાર ચૂકવી આપવો." આપણે વક્તાની પેઠે છટાથી ભાષણ કર્યું.

"ત્યારે યૂસુફ સાથેનો સંબંધ નહિ જ છૂટે?"

• "એ સ્નેહબંધન કદાચિત્ મુઆ પછી તૂટે તો તૂટે!"

• "તો પછી ગમે તેવો કામદાર હોવા છતાં હું મારી કંપનીમાંથી યૂસુફને રજા આપીશ; જો અમૃતરસ પી નહિ શકાય, તો ઢોળી નાખીશ.

"તમે એને રજા આપશો, તો હું પણ રાજીનામું આપીશ. બન્ને અહીંથી સાથે જ બહાર પગલાં ધરીશું; બીજી કોઈ નાટકમંડળીમાં બમણા પગારે અને હજાર ગણા વધારે માનપાન સાથે નોકરી કરીશું."

"તમારું મારે ત્યાં ઍગ્રીમેન્ટ છે એટલે તમારાથી રાજીનામું આપી શકાય તેમ નથી."

"અને યૂસુફનું પણ ઍગ્રીમેન્ટ હોવાથી કારણ વિના તેને પણ તમારાથી રજા આપી શકાય તેમ નથી."

યૂસુફની ચાલ સારી નથી, એમ બતાવી શકાશે."

"તો મારા વિરુદ્ધ કેસ કરશો ત્યારે માલિકની વર્તણૂંક સારી નથી, એ વાત ઘડીના છઠ્ઠા ભાગમાં સાબિત કરી શકાશે."

"કોર્ટમાં મારી જબાની જ સાચી મનાશે."

"રાજ્ય ન્યાયી અંગ્રેજોનું છે એટલે એક અબળાની એફીડેવિટપર તમારી જબાની કરતાં બહુ જ વધારે વજન અપાશે."

"ઠીક છે ત્યારે હવે જોઇ લેવાશે."

• "કિસ્મતપર આધાર, જે થવાનું હશે તે થાશે."

"ઠીક ત્યારે ભલે પધારો."

"તમે પણ પેલા રૂપાળા છોકરાને બોલાવી ડીલ દબાવીને થાક ઉતારો."

આ વચનો ઉચ્ચારવા સાથે જ હું ઝડપથી ત્યાંથી ઉઠીને બહાર નીકળી ગઈ. બહાર આવ્યા પછી જાણે કેદખાનામાંથી છૂટી હોઉંને એવો જ મને ભાસ થવા લાગ્યો. ગરમા ગરમીમાં માલિકને મેં ભારે પડતા શબ્દો અને વાકયો સંભળાવ્યાં હતાં, તેનો હવે મારા મનમાં વિચાર થવા લાગ્યો. જે થવાનું હતું તે તો થઈ ગયું, બન્યું ન બન્યું થાય તેમ તો નહોતું જ; એટલે હવે મને નાટકશાળાના કંપાઉંડમાં રહેવાનું ભયંકર દેખાવા લાગ્યું.

* * * * *

હું મારા ઓરડા તરફ જતી હતી એવામાં વચ્ચે અમાદચંદની સ્ત્રી પોતાના ઓરડાના ઉંબરાપર બેઠી હતી તેણે મને બોલાવી અને પોતા પાસે બેસાડીને કહ્યું કે;—"ચંપા બહેન! શેઠની મુલાકાત લઈ આવ્યાં? પરિણામ શું આવ્યું?"

"એ તો કાંઇ નાટકના પાઠ વિષેની વાતચીત કરવી'તી તે કરી લીધી." મેં ખરી વાતને છુપાવવાના હેતુથી કહ્યું.

"ચંપા બહેન! ઢાંકપીછોડો કરવાની કશીપણ અગત્ય નથી. મારા ધણીનાં લક્ષણો હું સારી રીતે જાણું છું એટલે તમે ઓરડામાં ગયાં ત્યારની હું બહાર ઉંબરા

પાસે જ ઉભી હતી અને તમારી બધી વાતો મેં સાંભળી છે. તમારા જેવી ચોખું ને ચટ ચમકાવનારી અને બંગાળી ત્રણ ત્રણ મણના શબ્દો સંભળાવનારી કોઈ બાયડી અત્યાર સુધી એમને મળી નહોતી. ભાર બહુ વધ્યો'તો તે આજે તમે ઠીક હલકો કરી નાખ્યો. આ ધણીને પનારે પડવાથી બહેન ! મારો તો આખો ભવ બગડી ગયો છે. હૈયામાં સળગતી હોળી કોને બતાવીએ અને અંદરનાં દુઃખડાંની વાતો કોને સંભળાવીએ ? આ બે છોકરાં થઈ ગયાં; બાકી હવે તો બબ્બે ને ચાર ચાર મહીના વીતી જાય છે, તોય ધણીનું મોઢું ભાગ્યે જ દેખાય છે. પીટયો નાટકવાળાની બાયડીનો તો કાંઈ અવતાર છે! નામનાં શેઠાણી, પણ અંદરથી જીવતર બધુ ધૂળધાણી! એ નિર્લજ્જ થઇને આવી રીતે પોતાના દિવસો વીતાડતા જાય છે અને મારો જન્મારો એળે જાય છે! આ તમે એનાં વિરોધી છો એટલે વળી છાની ચાર વાતો કહી હૈયાનો ભાર ઓછો કરી શકાય છે; નહિ તો કોઇ બેવલી આગળ વાત કરીએ, તો તે શેઠની વ્હાલી થવાને બધી વાત કહી દે, અને પરિણામ એ થાય કે આ બળાપાના વ્યાજ તરીકે વળી ખાસડાંનો માર ખમવાનો વખત આવી લાગે. માર ખાઇખાઇને બહેન! મારા તો હાડકાં પણ ખોખરાં થઇ ગયાં છે. હવે મોત આવે અને આવા ધણીના જુલમમાંથી છોડાવે, તો જાણે ગંગા ન્હાઇ! જીવતરનો મને હવે એટલો બધો કંટાળો આવી ગયો છે કે છોકરાં પણ વ્હાલાં નથી લાગતાં. ખરેખર જે બાયડીને ધણીનું સુખ નથી હોતું, તે બાયડીનો સંસાર ઝેર થઇ જાય છે. બાયડી બીજાં બધાં દુખોને ખમી શકે છે, પણ પોતાના દેખતાં ભાયડો બીજી સ્ત્રીઓ સાથે પ્રેમકલ્લોલ કરે અને પોતાને મન મારીને બેસી રહેવું પડે, એ માત્ર એક એવી બીના છે કે જે સ્ત્રીથી સહી શકાતી નથી; અને એ બીના તો અહીં ત્રીસે દહાડાની થઈ પડી છે. એ કારણથી જ જુઓને હજી તો પૂરાં છવ્વીસ વર્ષ પણ મને નથી થયાં તેટલામાં તો મારું શરીર બળીને ખાક થઈ ગયુ છે, તેજ બધું ચાલ્યું ગયું છે, અને જવાનીનું નૂર પણ ઉડી જવાથી અત્યારે મારો દેખાવ ડાકણ જેવો જ લાગતો હશે, એવી મારી ધારણા છે. ખાતાંપીતાં હૃદયની વેદનાના યોગે શરીર આમ ખવાતું જાય છે, એથી જણાય છે કે, મારા મરણનો સમય પાસે આવતો જાય છે.'' જે વેળાએ મારી શેઠાણી પોતાના આ ઉભરાઓને બહાર કાઢતી હતી, તે વેળાએ હૈયું ભરાઈ આવવાથી તે બિચારીની આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો જતો હતો. મારું હૃદય તેની આવી અવસ્થાને જોઇને બહુ જ દ્રવી ગયું અને શેઠપર જે મારો તિરસ્કાર હતો તે હજાર ગણો વધી ગયો. એટલામાં અચાનક એક સાંભળેલી વાર્તાનું સ્મરણ થઈ આવતાં મેં કહ્યું કે;—

"મોંઘી શેઠાણી! જો તમને ખોટું ન લાગે, તો એક વાત પૂછવાનો મારો વિચાર છે.''

"ખુશીથી પૂછો. જ્યાં અવતાર જ બગડી ગયો ત્યાં પછી ખોટું લાગવા જેવું રહ્યુ છે જ શું જે?'' શેઠાણીએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"મેં સાંભળ્યું છે કે, પહેલાં આપણી કંપનીમાં હાર્મોનિયમ વગાડનાર ત્રાગાળાનો એક રૂપાળો જવાન છોકરો હતો અને તેની સાથે તમારો કાંઈ પ્રેમસંબંધ હતો, એ વાત ખરી છે કે ખોટી?'' મેં પૂછ્યું.

"અક્ષરે અક્ષર ખરી વાત છે. એકલા એની સાથે જ નહિ, પણ * * *

તમારાથી હું મારા પાપને છુપાવવા ઇચ્છતી નથી. જેનો ધણી વ્યભિચારી હોય છે, અને તેમાં પણ સ્ત્રીના દેખતાં જ જે ધણી વ્યભિચાર કરતાં જરાએ અચકાતો નથી, તેની સ્ત્રી આવે રસ્તે ઉતરી જાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. કારણ કે, ધણી પોતે જ તેને પોતાની પ્રત્યક્ષ કૃતિથી બતાવી આપે છે કે, કુકર્મ આમ થાય છે! તેમ જ બીજી રીતે તેને હલકી નીતિના નાટકવાળાઓની વચ્ચે પડદા વગર રહેવાનું અધમ પરિણામ પણ કહી શકાય ધણી તરફનો કશો સંતોષ તો હોય જ નહિ, અને તેવામાં સારા દેખાવડા અને વાચાળ નાટકવાળાઓ સાથે છૂટથી વાતચીત કરવાનો અને ઠઠ્ઠા મશ્કરીનો ચોવીસે કલાક પ્રસંગ મળી શકતો હોય, ત્યાં પછી એક સાધારણ મનની સ્ત્રી પોતાના મનોવિકારને કેવી રીતે અને કેટલાક દિવસ સુધી કાબૂમાં રાખી શકે વારુ? જ્યાં ગંધક અને અગ્નિનો સંયોગ થયો ત્યાં પછી જ્વાળા ઉત્પન્ન થવી જ જોઇએ, એવો કુદરતનો કાયદો જ છે. હું એ નિયમના અપવાદરૂપ નહોતી અને અત્યારે પણ નથી જ." શેઠાણીએ મનની બળતરામાં ને બળતરામાં બધી ખરી વાત ઓકી કાઢી.

"આપની આ કર્મકથા સાંભળીને તો એમ જ દેખાય છે કે, આપના કરતાં તો અમારા જેવીઓનાં જીવન જ વધારે સુખમય અને સંતોષકારક છે. કારણ કે, અમને આપના જેટલો આબરૂ જવાનો ભય નથી' હું એજ પ્રાર્થના કરું છું કે, જે થવાનુ હતું તે તો થયું, પણ ઈશ્વર આપનું હવે પછીનું આયુષ્ય શેઠને સુબુદ્ધિ આપીને, સુખ અને સંતોષમાં વીતાડે!" મેં અનુકંપા દર્શાવી.

"ઘરમાં સંતોષ નહિ, એટલે સુખમાટે આમ ફાંફાં મારવાં પડે છે; પણ બહેન! ખરું પૂછો તો હું તો એ સુખને ધૂળના બાચકા જેવું જ માનું છું. જેમ પુરુષને પરસ્ત્રી પાસેથી ખરું સુખ મળી શકતું નથી તે જ પ્રમાણે સ્ત્રીને પરપુરુષ પાસેથી પણ ખરું સુખ તો નથી જ મળી શકતું. માત્ર લાચારી જ આબરૂદાર સ્ત્રીઓને આ માર્ગે દોરી જાય છે; પરંતુ આવા સંકટકાળમાં પણ જે અબળાઓ મનને મારી પોતાના પવિત્ર પાતિવ્રત્યને જાળવી રાખે છે તેમને કોટિ કોટિ ધન્યવાદ છે. તેઓ સ્ત્રીઓ નહિ, પણ ભારતવર્ષની પૂજ્ય અને પ્રાતર્વંદનીય દેવીઓ જ છે!!" છેવટ શેઠાણીએ એક આર્ય અબળાના મુખારવિન્દને શોભાવનારા ઉદ્ગારો કાઢ્યા.

મેં જવાની રજા માગી, પણ શેઠાણીએ ચાહ પીવાનો આગ્રહ કરી મને બેસાડી. શેઠાણીએ પોતે જ પ્રાઇમસપર ચાહ બનાવી અને તે પીધા પછી હું 'ઇચ્છા ન છતાં આવા પ્રકારના સંયોગોમાં મુકાઈ, પણ ભારતવર્ષની કેટલી બધી અબળાઓ આવી રીતે નષ્ટભ્રષ્ટ થતી હશે, તે તો પ્રભુ જ જાણે! આવી અબળાઓની ભ્રષ્ટતાના ઉત્તરદાતા ખરેખર તેમનો વ્યભિચારી અને ચાંડાલ પ્રકૃતિના પતિઓ જ છે!! અને એવા પતિઓને શોધીશોધીને કાંતો જીવથી મારી નાખવા જોઇએ અને કાંતો કાળે પાણીએ મોકલવા જોઇએ! તેમને માટે તો ૧૮૭૮ ના દરીપારના કાયદાની જ જરૂર છે.' એવા અશક્ય પણ સત્ય મનસ્વી ઉદ્ગાર કાઢતી મારા ઓરડા તરફ જવાને ચાલતી થઈ. એ દિવસે શેઠ સાથે મારો શત્રુતાનો સંબંધ સંધાયો અને શેઠાણી સાથે મિત્રતાનો નવીન સંબંધ બંધાયો. એ પણ એક વિલક્ષણતા જ. હવે આપણે સત્યવતીનો પીછો પકડીએ.

## પ્રકરણ ૧૪ મું.

### સત્યવતી

હું શેઠ સાથે વાતચીત કરી, શેઠાણીનાં દુઃખડાંની વાતો સાંભળી, નાના પ્રકારની કલ્પનાના તરંગોમાં ઘસડાતી મારા ઓરડામાં પાછી આવી. તે વેળાએ યુસુફ મારા ઓરડાની બહાર પડેલા, એક નાટકમાં 'શેઠની મરણ પથારી' તરીકે વપરાતા, કોચ ઉપર એક ઉર્દુ નોવેલ વાંચતો મારી માર્ગપ્રતીક્ષામાં વખત વીતાડતો બેઠો હતો. તે વાંચવામાં લીન હોવાથી પ્રથમ તો તેણે મને જોઈ નહિ, પણ જ્યારે મેં ચાવી નાખી, તાળું ખોલવા માંડ્યું એટલે તેના અવાજથી તેનું માથુ ચોપડીમાંથી બહાર નીકળ્યું, અને મને જોતાં જ પોતાની ચોપડી બંધ કરી, તેણે હાફકોટના નોટા તોબરા જેવડા ખીસામાં પધરાવી દીધી. એક તો લખનાના સખ્ત ઉન્હાળાની ગરમી, બીજું થોડીવાર પહેલાં જ ગરમાગરમ ચાહ પીધેલી, અને ત્રીજું મારુ મન શેઠની વર્તણૂંકથી ઉપજેલા કોપાનલથી બળતું હોવાથી મારું શરીર પરસેવાથી રેજભેજ થઇ ગયું હતું અને કપાળપરથી પરસેવાનાં બિન્દુઓ ટપકતાં હતાં. મોઢું રૂમાલથી લુછી હાથમાં પંખો લઈ હું ઇજીચેરમાં પડી, એટલામાં યુસુફ પણ અંદર આવ્યો અને ખાટલાપર આડો થઇ ગયો. તેણે પણ પોતાના હાથમાં એક પંખો ઉપાડી લીધો અને કૃત્રિમ પવનના યોગે પોતાના સુંદર તથા કોમળ શરીરને તાપના મારથી મુક્ત કરવાના પ્રયત્નસાથે આજકાલની નાટકિયા ભાષામાં બોલવાની શરુઆત કરીને, પૂછ્યું;–"કેમ દિલ્હારે મન, આજે આવા ખરા બપોરે કયાં ઉડનછૂ થયાં હતાં? મારી તો વાટ જોઈને આંખો પણ સુજી આવી. એ તો ઠીક થયું કે, આ નોવેલની ચોપડી સાથે હતી, નહિ તો આટલો વખત કયામતના વખત જેવડો લાંબો થઈ પડત!" •

"અમારા અભાવે તમારુ તો નોવલ વાંચવાથી પણ દિલ બહેલી જાય છે, પણ તમારા અભાવે અમારી તો બુરી હાલત જ થઇ જાય છે. એ તો ઈશ્વરે અમો બાયડીઓનું ચિતડુ જ પીટ્યુ એવું ચંચળ બનાવ્યું છે, એટલે બીજાને શો દોષ આપવો? યુસુફખાન! આજે તમારામાટે તો મારામારીનો મોટો માણુકથંભ રોપાયો છે, અને એ મારામારી કરીને જ હું અત્યારે ચાલી આવી આવું છું." મેં કહ્યું.

"એ વળી શી મોકાણ જાગી?" યુસુફે આતુરતાથી પૂછ્યું.

"તમારામાં બંધાયલો મારો પ્રેમ જોઇ, અદેખા બનેલા આપણા નેકમિ-જાજ માલિકે આજે મને પોતાના ખાનગી ઓરડામાં બોલાવી ખુલ્લેખુલ્લા શબ્દોમાં મારા પ્રેમની ભિક્ષા માગી." હું બોલી.

"અને તમે શો આપ્યો જવાબ?" સવાલ પૂછાયો.

"ચોખ્ખો નેપાળાનો જુલાબ!" મેં જવાબ આપ્યો.

એ પછી શેઠ સાથે થયલી તડાતડીની બધી હકીકત પહેલાંથી માંડીને છેલ્લે સુધી મેં તેને કહી સંભળાવી, અને છેવટે જણાવ્યું કે,–"મારા જિગર! હવે આપણ બન્નેનું આ નાટકશાળામાં એની નજર નીચે વધારે વાર વસવું સલા-મતી ભરેલું નથી. હવે તો બહાર રહેવું, બહાર ખાવું, અને વખતસર આવીને નોકરી કર્યે જવી, એ જ આપણા માટે વધારે લાભકારક છે."

"મને પણ એજ રસ્તો લેવો હવે ઠીક લાગે છે. આપણે એક બે દિવસમાંજ એનો બંદોબસ્ત કરી નાંખીશું. જ્યાં આપણ બન્નેનો રાજીપો છે, ત્યાં એ બિચારા માલિકથી કાંઇ પણ થઈ શકવાનું નથી, ને જો કાંઈ વધારે બેવકૂફી કરે, તોપણ છેવટે એનું કાંઈ પણ વળવાનું નથી." યૂસુફે કહ્યું.

"અહા પ્રેમનો પંથ પણ કેવો અટપટો છે! ન ધારેલાં હજાર વિઘ્નો એ પંથમાં પગ મૂકતાંની સાથેજ સ્હામાં આવી મળે છે!!" મેં ઉદ્ગાર કાઢ્યો.

"અરે એક વાત ઠીક યાદ આવી" યૂસુફે એક નવી વાત કહેવા માંડી, "પેલી મારાપર પ્રેમપત્રિકા પાઠવનારી આપણા શેઠની મેહમાન તરુણી અત્યારે તમારા આવ્યા પહેલાં હું ચોપડી વાંચતો બેઠો હતો તે વેળાએ લટાર મારતી અહીં આવી હતી, અને તે એટલી સૂચના આપી ગઇ છે કે, 'સાંજે પાંચ વાગે હું વિક્ટોરિયા પાર્કમાં એકલી ફરવાના બહાનાથી જવાની છું, ત્યાં જરૂર મને આવી મળો.' હવે મારે શું કરવું? જવું કે અખાડા કરી જવા?"

શેઠ સાથે થએલી મોઢાની ઝપાઝપીમાં હું સત્યવતીની વાત બિલ્કુલ ભૂલી ગઈ હતી; તે પાછી યૂસુફની આ વાત સાંભળી, તરત હૃદયમાં સ્ફુરી આવી, અને મેં જણાવ્યું કે;—"તમારે જવું તો જોઇએ જ હું પણ અત્યારે જ લલિતાને ઘેર જાઉં છું. આ તાળાની કુંચી તમે સાથે લેતા જાઓ અને એ કુંચી લલિતાના ઘરના તાળાને પણ લાગતી હોવાથી હું કહું તેવી રીતે એનો ઉપયોગ કરજો. લલિતાના ઘરપર જવાના બે રસ્તા છે, એટલે આગલા બારણાને તાળું વાસી પાછલે દાદરેથી હું ઉપર જઈશ, અને અમો બંને અંદરના ઓરડામાં છુપાઇ બેસીશું. તમે તેને આ ચાવીથી આગલું બારણું ઉઘાડી ઉપર લાવજો અને બહારના મોટા ઓરડામાં લાવી તે જે કાંઇ કહે તે શાંતિથી સાંભળી લેજો. તેના બે ઉદ્ગારો અમારા સાંભળવામાં પણ આવી શકશે અને તેથી અમારી જે આકાંક્ષા છે તે તૃપ્ત થશે."

"બહુ સારુ." હુકમના તાબેદાર બન્દા યૂસુફે કહ્યું.

હું તરત કપડાં પહેરી તૈયાર થઇ ગઇ, અને ઓરડાને તાળું વાસી, ચાવી તેને આપી, લલિતાના ઘર ભણી જવાને ચાલતી થઈ. યૂસુફ કપડાં બદલવાને પોતાના ઓરડા તરફ ગયો.

* * * * *

મારી ઇચ્છા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી, લલિતાને શેઠ સાથે થએલી મારી મુલાકાત અને તેના પરિણામની વાત સંભળાવી, તે વિશે અમે વાતચીત કરતાં બેઠાં હતાં. લગભગ છ વાગવા આવ્યા હતા, તડકો એકદમ ચાલ્યો ગયો હતો, અને થોડી થોડી શીતળતાના પ્રસારનો આરંભ થઇ ચૂક્યો હતો; એ વેળાએ નીચે તાળામાં ચાવી ફરવાનો અને બારણામાં ખખડાટ થવાનો અવાજ મારા કાનોમાં આવી અથડાયો. જો કે એ અવાજ મંદ હતો, પણ મારા કાનોને મેં ત્યાંજ રાખેલા હોવાથી હું તે બરાબર સાંભળી શકી. લલિતા અને હું તરત ઉઠીને અંદરના ઓરડામાં ચાલ્યાં ગયાં, અને થોડીવારમાંજ અમે બારણામાંના એક છિદ્રદ્વારા યૂસુફ તથા સત્યવતીને બહારના ઓરડામાં ટેબલની આસપાસ પડેલી બે ખુરસીઓપર સ્હામસ્હામાં વિરાજેલાં જોયાં. નાન્હી થઇ ગએલી હોવાથી હવે નાટકનો આરંભ કેવોક થાય છે તે જોવાને મારું મન અતિશય આતુર

બની ગયું. છેવટે નાટકનો પણ પ્રારંભ થઇ ચૂક્યો અને સત્યવતીબાઇ મૌનનો ભંગ કરી બોલ્યાં કે;–

"મકાન તો તમે બહુ જ સારું, એકાંત અને સગવડવાળું શોધ્યું છે. વળી એવી ખબર હોત, તો અત્યાર પહેલાં તો આપણે અહીં દશ વાર આવી જાત!"

"ચે જને મક્કાર અસ્ત!" યૂસુફે ફારસીમાં ઉદ્ગાર કાઢ્યો.

એ ફારસી વાક્યનો એવો અર્થ થાય છે કે, 'કેવી દુષ્ટ સ્ત્રી છે!' તેની ફારસી ભાષામાં એ ઉદ્ગાર કાઢવામાં એવી ધારણા સમાયલી હતી કે, એક ગુજરાતી અબળા ફારસી ભાષા નહિ સમજતી હોવાથી તે ગમે તેમ બોલશે તો ચાલ્યું જશે. પણ તેની એ ધારણામાં તે ઠગાયો હતો; કારણ કે, (પછીથી મારા જાણવામાં આવ્યા પ્રમાણે) સત્યવતીએ સ્કૂલમાં સેકંડ લેંગ્વેજ તરીકે ફારસી ભાષાનો આગળ થોડો ઘણો અભ્યાસ કરેલો હોવાથી આવાં સાદાં વાક્યોના અર્થને સમજવા જેટલી બુદ્ધિ તેનામાં હતી એટલે તે તરત બોલી ઉઠી કે;–"કેમ મેન, મેં તમારી સાથે શી દુષ્ટતા કરી છે કે જેથી તમારે આવો ઉદ્ગાર કાઢવો પડ્યો?"

"જી નહિ, એ તો મારા એક પાઠમાંનું વાક્ય છે તે અચાનક યાદ આવતાં મોઢામાંથી બહાર નીકળી ગયું મેં એ ઉદ્ગાર તમારા વિશે નથી કાઢયો." પોતાની ધારણાને નિષ્ફળ થયેલી જોઇને સમયસૂચકતાથી યૂસુફે વાત ફેરવી નાખવાનો ઘણો જ સારો પ્રયત્ન કર્યો.

"ઓહ આઈ સી; ત્યારે તો તમને ઠપકો આપવામાટે હું તમારી ક્ષમા માગું છું." એમ કહી સત્યવતીએ પોતાના પોલકાના ખીસામાંથી એક પડીકું કાઢી તેમાંથી પેપરમેંટની એક ગોળી યૂસુફના હાથમાં આપતાં જણાવ્યું કે;– "જુઓ, ગઈ કાલે બજારમાંથી હું આ વિલાયતી સ્વીટની ગોળીઓ લઈ આવી છું તે! જરા એનાપરના અક્ષરો વાંચો."

છોકરાઓની રમવાની લખોટી જેવડી તે ખાંડની ગોળીપર લખેલું વાક્ય જે યૂસુફે વાંચ્યું તે "કિસ્ મી ક્વિક્" (મને સત્વર ચુંબન કરો!) એ હતું. એ વાક્ય વાંચતાં જ તે ચાલાક નાટકિયો સત્યવતીના મનોભાવને જાણી ગયો. સ્વાભાવિકતાથી કિંવા હું તેની પુરાણી અને પ્રથમ પ્રેમભાગિની ત્યાં હાજર હોવાથી તે તો પરમેશ્વર જાણે, પણ યૂસુફે પોતાની મુખાકૃતિને કાંઇક વક્ર તથા ગંભીર બનાવી અને સત્યવતીને ઉદ્દેશી કહ્યું કે;–"બાનુ! આ ગોળી ઓળીની વાત રહેવા દો, અને તમે મારી મુલાકાતની આ તકલીફ ખાસ શા કારણથી લીધી છે તે જણાવો; કારણ કે, હું અંગ્રેજી એટીકેટનો જાણકાર નથી."

"આપને આનંદ આપવામાટે અને તેના બદલામાં આપ પાસેથી મનગમતો આનંદરસ અનુભવવામાટે." સત્યવતીએ પોતાનો ભાવ દર્શાવ્યો.

"મારા જેવા એક પરપુરુષ અને તે પણ વળી નાટકિયા પાસેથી આપને શો વિશેષ આનંદ મળી શકશે? શું તમારે મારી પાસે નાચ નચાવવો છે?" યૂસુફે પોતાની ખાકસારી બતાવીને યોગ્ય પ્રશ્ન રજૂ કર્યો.

"એ વિચારવાનું કામ મારું છે; આપને એ વિષે કાંઈ પણ સવાલ જવાબ કરવાનો કશો પણ અધિકાર નથી. હું માત્ર એટલું જ પૂછવા માગું છું કે, આપને મારી ઇચ્છા માન્ય છે કે નહિ?" સત્યવતીએ તેને એકદમ પોતાના ફન્દામાં ફસપડાવવાનો યત્ન આદર્યો.

યૂસુફ પ્રથમ તો તેનાં આ ભયંકર વચનો સાંભળી કાંઇક વિચારમાં પડી ગયો, પણ થોડીકવાર પછી હિંમત લાવીને તેણે જવાબ આપ્યો કે;—"એક આલીખાન્દાન માબાપની અને લાયક શૌહરની આબરૂનો વિચાર કરતાં આપની ગમે તેવી ઇચ્છા માન્ય ન રાખવામાં જ મને વધારે ભલાઈ દેખાય છે. એમાં જેમ મારી ભલાઈ છે, તેમ જ તમારી પણ મોટામાં મોટી ભલાઈ છે!"

"હું કોઈ ધર્મગુરુ પાસે રિલીજીયન અને મોરાલિટી (ધર્મ અને નીતિ) નો ઉપદેશ સાંભળવામાટે નથી આવી; લેકિન જેનામાં મારું મન પરોવાયું છે તે મારા આશક પાસે લવ—પ્યાર—ની માગણી કરવા આવી છું. આ સ્ત્રીસ્વાતંત્ર્યનો યુગ છે, કેળવાયલા સુધારાવાળાઓ ફ્રી લવ Free love માંગે છે, અને ઇચ્છાનુસાર છેડાફાડ થાય તેટલા માટે સિવિલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કરે છે અને ઓન. મી૦ બાસુના બિલની હિમાયત કરે છે એની કદાચ તમને ખબર નહિ હોય. એટલે મારી ઇચ્છાથી હું જે કાંઈ પણ કરું, તેમાં મારા ફાધર મધર કે હસ્બંડને આડાં આવવાનો કશો પણ અધિકાર નથી. જો હસ્બંડને મારું આ સ્વતંત્ર વર્તન યોગ્ય ન લાગે, તો તે કોર્ટમાં જઇને છૂટાછેડા મેળવી લેવાની સ્વતંત્રતા ધરાવે છે. અને હું આપની સાથે રિમેરેજ—પુનર્લગ્ન—કરવાની તેટલી જ સ્વતંત્રતા ધરાવું છું. બોલો, હવે કાંઈ વાંધો છે?" સત્યવતીની વાણીરૂપ મેલ ટ્રેન એકદમ કલાકના દોઢસો માઇલની સ્પીડથી રસ્તો કાપવા લાગી.

"તમે પરણ્યાં ત્યારે ક્રિશ્ચિયન ધર્મનો સ્વીકાર કર્યો હતો? અથવા તો તમે ઇન્ટરમેરેજ કરેલાં છે?" યૂસુફે પૂછ્યું.

"નહિ, અમારાં લગ્ન હિંદુ રિવાજ પ્રમાણે જ થએલાં છે, અને મારો ધણી મારીજ ન્યાતનો છે!" સત્યવતીએ જવાબ આપ્યો.

"વારુ; તમારી ન્યાતમાં નાતરાનો અને છૂટાછેડા લેવા કે આપવાનો ગુજરાતના કણબી તથા ત્રાગાળાની ન્યાત જેવો રિવાજ છે, અને તે લૉબુકમાં માન્ય રખાયલો છે?" યૂસુફે બીજો તેવો જ સવાલ મૂક્યો.

"ના, તેવું કોઈ પણ નથી. અમારી ન્યાતમાં નાતરું પણ નથી અને ડાયવોર્સ પણ નથી." જવાબ મળ્યો.

"ત્યારે તો તમારાથી પોતાના જીવતા ધણી પાસેથી કોઈ પણ રીતે છૂટાછેડા મેળવી શકાય તેમ નથી, અને બીજું આવું પગલું ભરવાનો પણ તમને હક્ક નથી. કારણ કે એથી તમે અને તમારી સાથે એવો સંબંધ રાખનાર 'એડલ્ટરી'—વ્યભિચાર—ના અપરાધમાં આવતા હોવાથી જો કોઈ દિવસે આવો ગુપ્ત વ્યવહાર પ્રકાશમાં આવે તો હાલત ઘણી જ ખરાબ થાય, અને તમારી સાથે મારા જેવા મુફલિસને પણ જેલખાનામાં ડસકલાં ખખડાવવાનો વખત જોવો પડે. આવા જોખમમાં જાણી જોઇને કોણ ઉતરે, પોતાની પોતાના હાથે જ પાયમાલી કોણ કરે?" યૂસુફે ઘણોજ સારો ફટકો લગાવ્યો.

"પ્રથમ તો આ વાતની કોઇને ખબર પડવાની જ નથી, અને ખબર પડે, તોપણ પોતાની આબરૂના પોતાના હાથે જ કાંકરા કરવામાટે કોર્ટમાં કોઈ પણ જવાનું નથી કે જેથી જેલમાં જવાની ધાસ્તી રહે." સત્યવતીએ છેલ્લે પાટલે આવીને કહ્યું.

બ્બાનુ! તમારા આવા આ નિડર અને નફ્ફટ જવાબો સાંભળીને મને ઘણી જ અજાયબી થાય છે. તમારા કુલશીલનો વિચાર કરો, તમારાં નામ અને તમારી કીર્ત્તિનો વિચાર કરો; તમારાં માતાપિતાએ તમને હજારોની હોળી કરીને કેવું ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપેલું છે, તેનું સ્મરણ કરો. તમે એક પરણેલાં હિન્દુ યુવતી છો! હૃદયમાં આવા દુષ્ટ વિકારોની પ્રબળતા થવા ન દો. કેળવણીને બટ્ટો ન લગાડો. પ્રથમ જ્યારે તમે અમારા શેઠનાં મેહમાન તરીકે લખનૌમાં આવ્યાં, ત્યારે હું તમને બહુ જ સુશીલ અને સદ્‌ગુણવતી ધારતો હતો, પણ મારો તે વિચાર તમારા આજના આ આચરણને જોઇને તદ્દન બદલાઈ ગયો છે. એવું આચરણ ન કરો કે, જેના યોગે પાછળથી પસ્તાવું પડે. પાપ છુપું રહેવું જ નથી. એટલે આવાં કૃત્યો પ્રકાશમાં આવતાં જગત્ તમને ધિક્કારશે, ઈશ્વર ફિટકારશે અને અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ જેવી તમારી દશા થઈ જશે. તમારા જેવી સુશિક્ષિત સુંદરીએ આવા અયોગ્ય માર્ગમાં સંચરવું યોગ્ય નથી.'' યૂસુફે કોઈ એક મહાત્મા પ્રમાણે પોતાના ઉપદેશામૃતનો બળવાન્ પ્રવાહ વહેવડાવીને કહ્યું.

પરંતુ એ ઉપદેશામૃતનું વિકારરૂપ ભયંકર વિષના પરિણામને આધીન થએલી સત્યવતીના હૃદયમાં કશું પણ પરિણામ થએલું જોવામાં ન આવ્યું. તેણે પાછી પોતાની વાણીની અસિધારા ચલાવીને કહ્યું કે;-''મિસ્ટર યૂસુફ! આવી બ્રહ્મજ્ઞાન-શુષ્ક બ્રહ્મજ્ઞાન-ની કથાઓ તો હું પણ સમજી શકું છું, સમજ્યા કે? આ સર્વ વિષયોનો મેં સારી રીતે વિચાર કરેલો છે. મારાં માતાપિતાએ એક બુલ-બળદ-સાથે મારો લગ્નસંબંધ કરી આપ્યો, એમાં મારો શો અપરાધ? મારા કર્મમાં લગ્નનું એક નામમાત્રનું જ કલંક લાગેલું છે; કારણ કે, મારો એ મારા અરસિક હસ્બંડમાં જરા પણ પ્રેમ નથી! મારાં વડીલોએ મારી અજ્ઞાનાવસ્થામાં મારાં લગ્ન કરી દીધાં, તે અત્યારે મને હવે સાફ નાકબૂલ છે. તે વેળાએ પતિ એટલે શું અને લગ્નમાં શો ઉંડો ભાવાર્થ સમાયલો છે, એના રહસ્યને હું લેશમાત્ર પણ જાણતી ન હોતી. હુ આવી શીખેલી ભણેલી અને મોટા પૈસાદારની દીકરી-ચાર સ્ત્રીઓને સલાહ આપું તેટલી યોગ્યતાવાળી-અને મારો પતિ નિર્ધન તથા અરસિક હોય, એ કેમ પાલવે? એવા પતિ સાથે મારાથી જન્મારો કેમ કાઢી શકાય? એવા રાબા જેવા ધણી સાથે વસવાથી તો આ મારી બ્યૂટી અને મારા ચ ર્મનો પણ ધૂળધાણી થઇ જાય! શું, મારા આ વિચારો ખોટા છે?''

"પૈસાદર તો બંદા પણ નથી! મુફલિસ છું, નાચી કૂદીને પેટિયું કાઢું છું. મેહરબાની કરીને આપ કોઇ પૈસાદારને પસંદ કરી લ્યો તો વધારે સારું!'' યૂસુફે બલા ટાળવાના હેતુથી કહ્યું.

''તમે પૈસાદાર નથી, પણ રસિક એવા છો કે લાખોમાં એક; અને રૂપની મૂર્ત્તિ તો પરમેશ્વરે ખાસ અવકાશના સમયમા પોતાના હાથેજ ઘડેલી છે, એટલે તમારા પૈસાની ખોટ મારા પૈસાથી પૂરાશે. આપણો સંસાર સુખકર થશે!'' સત્યવતી બોલ્યાં.

''જે બનાવ બનવાનો હતો તે બની ગયો છે, જેની સાથે તમારો લગ્નસબંધ થવાનો હતો તે થઇ ગયો છે. તમારા જેવી એક સુશિક્ષિત અને દેશને શીખામણ આપનારી અબળાએ જો પોતાનો પતિ ઓછો રસિક હોય, તો તેને પોતાની કળાથી સંપૂર્ણ રસિક બનાવીને સુખસંતોષથી પોતાનો સંસારવ્યવહાર

ચલાવવો જોઈએ. મારી પૈસાની ખોટ તમારા પૈસાથી પૂરાશે તો શું જો તમારી ઇચ્છા હોય તો તમારા ધણીની તે ખોટને તમે તમારા પૈસાથી પૂરી ન શકો? પોતાના શિરછત્રને 'બળદ' કહીને બોલાવતાં તમને તમારા મુખની શોભા વધેલી દેખાય છે ખરી કે? વળી હું એ પણ નથી માની શકતો કે તમારો પતિ એટલો બધો અરસિક અને પશુ સમાન હશે! કારણ કે, મને તો એક બેવારની વાતચીતથી તે બહુ જ સભ્ય અને નમ્ર સ્વભાવનો ગૃહસ્થ હોય એમ લાગે છે." યૂસુફે વિરુદ્ધતામાં દૃઢ રહીને કહ્યું.

"મારા પતિની પશુતાનો અનુભવ ન હોવાથી જ તમે આમ બોલો છો. તેની અરસિકતાની એક એક વાત સાંભળશો તો તમને પણ તિરસ્કાર આવ્યા વિના નહિ રહે." એમ કહીને સત્યવતીએ પોતાના અભિપ્રાય પ્રમાણે પોતાના પતિની મૂર્ખતાનો વૃત્તાંત સંભળાવવા માંડ્યો, "સાંભળો, કોઈ દિવસ જો હું પિયાનો ખોલીને કોઇ ઇંગ્લિશ ટ્યૂન ગાવા માંડુ, તો તે એમ જ કહેવાનો કે, 'આ વળી ગધા મલ્હાર રાગ શો ચલાવ્યો? આ રાગથી માથું ભમી જાય છે, માટે બંધ કર!' કહો કેવા કદરદાન તાનસેન મારા પતિરાજ! જો કોઈ દિવસે બહુ જ પ્રેમથી કિસ-મી-ક્વીક અથવા લવ-મી-ડીયર કે યૂ-આર-માઈન કે આઇ-એમ-યોર્સની સ્વચ્છ ચીનાઈ પ્લેટમાં પાઉં, બિસ્કીટ ને કેક મોઢા આગળ મુકું, તો કહે કે, 'આમાંથી તો દારૂ અને ઇંડાંનો વાસ આવે છે—આના કરતાં તો અમારી પૂરી, કચોરી ને ગોળપાપડી જ સારી!' અહાહા, કેવી પરીક્ષક શક્તિ! એક દિવસ હું મોરોક્કો લેધરની સપાટ સીવતી બેઠી હતી, એટલામાં આવીને બોલ્યા કે 'આ વળી મોચણનો અવતાર ક્યારથી ધાર્યો?' એટલે પછી મેં પણ, 'જ્યારથી તમારા જેવા મોચીનાં મડમ થયાં ત્યારથી!' એવો જવાબ આપીને જીભનો એવો તો સપાટો ચલાવ્યો કે ફરીથી એવું બોલવાનું બિલકુલ ભૂલી જ ગયા!!"

"વાહ બહુ જ સારું કર્યું! એકને બદલે દશ બોલ ન સંભળાવે તો કેળવાયલી સુધરેલી બૈરીના પોઝીશનમાં મોટો વાંધો આવી જાય!" યૂસુફે કટાક્ષમાં જ કહ્યું.

"પણ હવે એ નકામી વાતો જવા દો અને મારી વપુવાટિકામાં ખીલેલા નવીન યૌવનસુમનના રસભોગી ભ્રમર થવાનું મને વચન આપો." સત્યવતીએ પુનઃ પ્રેમભિક્ષા માગી.

"સ્ત્રીની શરીરરૂપ વાટિકા અને તેમાં નવીન યૌવનરૂપ પ્રફુલ્લ પુષ્પ! વાહ, અલંકારશાસ્ત્રનો પણ સારો અભ્યાસ કરેલો દેખાય છે. પણ, બાનુ! એક તો તમે હિન્દુ અને હું મુસલ્માન; બીજું તમે પરણેલાં છો; ત્રીજું જ્યાં સુધી નીતિ રીતિમાં છો ત્યાં સુધી જ બાપના પૈસાનો ગર્વ તમારાથી બતાવી શકાય છે; એકવાર તેમની આજ્ઞા અને તેમની ધર્મરીતિથી જો ખુલ્લી રીતે દૂર થશો, તો પછી બાપની દોલતમાંની એક ફૂટી બદામ પણ તમને મળશે નહિ અને આ ચાર દિવસનો ચટકો બતાવનાર વિકારને વશ થવાથી છેવટે બન્દરમાં બેસવાનો પ્રસંગ આવશે. આમ છતાં ધારો કે હું તમારો પ્રેમ સ્વીકારું અને મારી પચાસ સોની કમાણીપર આધાર રાખું, પણ મેં મારો પ્રેમ પ્રથમથી જ એક બીજી અબળાને આપી દીધેલો હોવાથી લાચાર છું કે, તે પારકી ચીજ હવે હું તમને આપી શકતો નથી; માટે મારી આશા છોડી દેવાની કૃપા કરો." યૂસુફે છેવટે ચોખ્ખી ના ભણી દીધી.

“તમે જેને પોતાનો પ્રેમ આપ્યો છે, તે તમારી આબરૂદાર માશૂકને હું ઓળખું છું. પેલી ચંપા! બિચારી નાટકમાં નાચનારી! તેના કરતાં પણ મારી કીમત એટલી ધારી?” સત્યવતી બોલી.

“હું પણ નાટકમાં નાચનારો અને તે પણ નાટકમાં નાચનારી, એટલે જેવાની સાથે તેવાનો મેળાપ છે; એમ એક વર્ણમાં થવું જ યોગ્ય છે, એમાં જ સુખના રાગનો આલાપ છે!

“ રસ્મે દુનિયા હય કે હમ્સરસે હયં હમ્સર મિલતે;
બાજસે બાજ કબૂતરસે કબૂતર મિલતે!”

યૂસુફના આ જવાબથી આશાવતી સત્યવતીના મુખમંડળમાં નિરાશાની કૃષ્ણછાયા છવાયલી મારા જોવામાં પ્રત્યક્ષ આવી ગઇ. તેણે થોડીવારને માટે પોતાના મુખને બીજી દિશામાં ફેરવી નાખ્યું, અને હથેળીપર મસ્તકને ટેકવી કાંઇક ઉંડો વિચાર કર્યો પછી નિઃશ્વાસ નાંખી યૂસુફને ઉદ્દેશી તે કહેવા લાગી કે:–

“કોઇએ ખરું જ કહ્યું છે કે,

‘પાવૈયાના ગામમાં પાતર કરી દુકાન;
તેલ ગુમાવ્યું ગાંઠનું, જરા ન પામી માન;
જરા ન પામી માન, રાત આખી તે જાગી;
મળ્યું ન ધન કે ધાન્ય, પ્રેમની ભૂખ ન ભાગી;
ભાગી ત્યાંથી નાર, શોક કરતી તે નાના;
પાતર કરી દુકાન, ગામમાં પાવૈયાના!’

“તમારી પાસે આવીને મારે આજે નિરાશ હાલતમાં જ પાછાં ફરવું પડે છે. હજી પણ બેચાર દિવસ હું અહીં રહેવાની છું, તેટલા અવધિમાં જો વિચાર ફરે, તો બંદીને યાદ કરજો. નહિ તો છેલ્લા સલામ; તમે કોઈ બીજી ગુલંદામ શોધી છે, તો અમે પણ શોધી લઇશું કોઈ બીજો દિલારામ।”

આટલું બોલી જવાબની વાટ ન જોતાં એકદમ ઉઠી દાદરાપરથી ઉતરી, તે પોતાને રસ્તે પડી ગઈ. હું “એ સુધરેલું ઉચ્ચ કુળની બ્રાહ્મણ જ્ઞાતિની શીખેલી ભણેલીની વતી! મારા પ્રેમીને ભ્રમાવનારી, પેટ બળી!” આદિ સ્વસ્તિવાચક શબ્દો બબડતી અંદરના ઓરડામાંથી દરવાજો ખોલી, બહાર નીકળી આવી અને લલિતા પણ મારી પાછળ આવી લાગી.

બહારના ઓરડામાં આવતાં જ મેં યૂસુફને સવાલ કર્યો;–“એ મારા બાહુતી ફરિસ્તા! આજે આટલાં બધાં નીતિ અને ધર્મનાં ભાષણોનો ક્યાંથી વહી નીકળ્યો પ્રવાહ? દોજખમાં જન્નતની રોશની ક્યાંથી આવી, તમને આટલી બધી નીતિ કોણે ભણાવી?”

“નાટકમાં નોકરી કરવાથી જો ફાયદો થયો હોય, તો એટલો જ કે વિદ્વાન કવિ અને મુન્શીઓના લેખો મોઢે કરીને બોલવાથી પ્રસંગાનુસાર બોલવાની શક્તિ તો આપણામાં ઘણી જ સારી આવી!”

એ પછી નાસ્તો કરીને અમો બધાં, ટાઇમ થવા આવેલો હોવાથી, નાટકશાળા ભણી જવાને પગે ચાલતાં જ નીકળ્યાં.

પણ પછી પ્રેમનિરાશ સત્યવતીનું શું થયું?



# પ્રકરણ ૧૫ મું

## નરકનો જીવ સ્વર્ગમાં

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મારો અને યૂસુફનો પોતાની જુદી જગ્યા ભાડે લઇને બહાર રહેવાનો અને નાટકશાળામાંથી દૂર થવાનો વિચાર હતો, અને તદનુસાર યૂસુફ અમારા નિવાસ માટે અનુકૂળ થઇ પડે તેવી કોઈ જગ્યા શોધતો હતો. એટલામાં બે દિવસ પછી નાટક મંડળીમાં પાકે પાયે એવી વાત બહાર આવી કે પંદરથી વીસ દિવસમાં કંપની લખનૌથી ઉપડીને દિલ્લી જવાની છે અને ત્યાં જો થીએટર મળે તો તે ભાડે રાખવા માટે અને જો તે ન મળે તો માંડવો બાંધવાનો બંદોબસ્ત માટે શેઠજી પોતે એક બે દિવસમાં દિલ્લી જવાના છે, અને ત્યાં લગભગ કાંઈ નહિ તો તેમને દશબાર દિવસ લાગી જશે. આ વાત સાંભળી નવું ઘર માંડવાના અમારા વિચારને હાલ તરત અમે મુલતવી રાખ્યો; કારણ કે, 'એક તોલડી તેર વાનાં માગે' અર્થાત્ જ્યાં જુદું ઘર માંડ્યું કે, નાની મોટી હજાર ચીજો જોઇએ અને ઉપડતી વેળાએ પાછી તે ચીજો સાથે લેવાની ખટપટ પણ તેટલી જ કરવાની. જો દશ કે પંદર દિવસમાં જ કંપની બીજે ગામ જવાની હોય તો પંદર દિવસ માટે એ મેહનત કરવી નકામી હોવાથી દિલ્લીમાં જવા પછી જુદા ઘરમાં રહેવાના નિશ્ચયપર અમે આવ્યાં. સ્ટેશન બદલવાની વાત કાંઈ ખોટી નહોતી; કંપનીનો લખનૌમાં લગભગ આઠ દશ મહિનાથી મુકામ હતો, બધા ખેલો ઘણીવાર ભજવાઈ ગયા હતા, અને નિત્ય નવીનતાને ચાહનારા પ્રેક્ષકોમાટે આ કંપનીમાં વધારે નવીનતા જેવું બાકી ન રહેવાથી આવકમાં ઘણો જ ઘટાડો થઈ ગયો હતો; અને તેથી હવે જેમ બને તેમ ઉતાવળથી સ્ટેશન બદલવાની ખાસ અગત્ય હતી. ત્રીજે દિવસે અમારા મુરબ્બી માનવંતા (?) શેઠ શ્રીયુત પ્રમાદચંદ્ર પોતા સાથે બે માણસો લઈ દિલ્લી જવા માટે ઉપડી ગયા. અમારા મનથી એક જાતની બલા જ ટળી; તરતનો તેની સાથે અણબનાવ થયેલો હોવાથી જો તે હાજર હોત, તો કાંઇ ને કાંઈ ઉત્પાત મચાવ્યા કરત, અને મને તથા યૂસુફને સીધી રીતે નહિ તો આડકતરી રીતે પોતાથી બનતો ત્રાસ આપવામાં કચાશ રાખત નહિ, એવી અમારી માન્યતા હતી; અને તે શ્રીમાન્‌નાં આગલાં ચરિત્રોની કથા સાંભળેલી હોવાથી અમારી એ માન્યતા વિના શંકા સેંકડે નવ્વાણું ટકા જેટલા પ્રમાણમાં તો, મારા ધારવા પ્રમાણે ખરી જ હતી. અસ્તુ.

શેઠના દિલ્લી જવા પછી કોઇ ખાસ જાણવાજોગ બનાવ બન્યો હોય તો તે એ જ કે, સ્વામી શાશ્વતાનંદ બેકવાર નાટક જોવા માટે પધાર્યા હતા અને તેમણે મારા પર મળવા માટે એક સંદેશો પણ મોકલ્યો, પણ મેં તેપર કાંઇ વધારે ધ્યાન આપ્યું નહિ અને ઉડાવનારો જવાબ આપી સંદેશો લાવનારી લખનૌની એક જે દલ્લાલા શયતાનની ખાલા હતી તેને, તે આવી હતી તેવી ને તેવી જ, ખાલી હાથે પાછી મોકલી દીધી. શેઠની ગેરહાજરી હોવાથી અને હું ઘણે ભાગે બેપરવા બની ગએલી હોવાથી મારા ઓરડામાં યૂસુફની હાજરી આગળ કરતાં વધારે દેખાવા લાગી; એટલું જ નહિ, પણ કેટલીકવાર તો રાતે પણ તે મારા ઓરડામાં જ નિદ્રાનો આસ્વાદ લેતો પડી રહેવા લાગ્યો. જે દિવસથી સત્યવતી સાથેના પડેલા પ્રસંગ સમયે તેની વાચાળતા મારા સાંભળવામાં આવી હતી, તે દિવસથી તો વળી હું તેનાપર બહુ જ

ફિદાફિદા થઇ ગઇ હતી; અરે કહો કે ગાંડીતુર બની ગઇ હતી, અને જો તે બે ચાર કલાક નજરે ન દેખાય તો મને જાણે એક જાતનો અંધાપો આવી જતો હતો ! જેમ જેમ યૂસુફ સાથેનો મારો સંબંધ વધતો ગયો, તેમ તેમ ઍક્ટરો અને ઍક્ટ્રેસોમાં અમારી ચર્ચા પણ વધારે ચાલવા લાગી, પરંતુ નાટકમાંની બહુધા ઘણીખરી વ્યક્તિઓ એક કે બીજા દુર્ગુણના ફન્દામાં પૂરેપૂરી ફસાયલી હોવાથી અમને અમારા મોઢાપર કોઇની કાંઇ પણ આડુ અવળુ કહેવાની હિંમત ચાલી શકતી નહોતી. મારા ઓરડાની નિત્ય મુલાકાત લેનારામાં અમારી શેઠાણીનો, શેઠના દિલ્હી ગયા પછી, વધારો થયો. તે દિવસે ભેદનો બધો પડદો નીકળી ગએલો હોવાથી ઘણીક વાર બિચારી હૃદયની વેદનાથી પીડાતી શેઠાણી મારી પાસે આવીને કલાક કલાક ને બબ્બે કલાક બેસતી અને અંતરની વાતો કરી પોતાની છાતીપરનો ભાર હલકો કરતી હતી. મારામાં તેનો એટલો તો પ્રેમ અને વિશ્વાસ બંધાઇ ગયો હતો કે, મારાથી તેણે પોતાની કોઇ પણ વાત છુપી રાખી નહોતી અને મારા તરફના પોતાના પ્રેમને વ્યક્ત કરવા માટે એકાંતરે કે અઠવાડિયામાં બે વાર તો નક્કી તે કાંઇ પણ સારું સારું રાંધીને મારામાટે તથા યૂસુફમાટે મોકલી દેતી હતી; કારણ કે, યૂસુફ સાથેના મારા પ્રેમની ગાંઠથી તે સારી રીતે જાણીતી હતી. મારી પણ તેના પ્રતિ પૂર્ણ પ્રીતિ અને અનુકંપા હતી. એવી રીતે મારા એ દિવસો તો કાંઇક આનંદ અને સંતોષથી વીતવા લાગ્યા. સત્યવતી, યૂસુફના પ્રેમને મેળવવાની પોતાની આશામાં નિષ્ફળ થઇને પોતાના પતિ સાથે ગત પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી ચાર પાંચ દિવસે લખનૌથી ગચ્છંતી કરી ગઇ.

લગભગ પદરેક દિવસ વીતી જવા પછી સાંઝે ચાર વાગે હું મારા ઓરડામાં ચાહે પીધા પછી સિગારેટ ફુંકતી બેઠી હતી એવામાં યૂસુફ આવ્યો અને પોતાના ખીસામાંથી તેના નામપર આવેલું એક પરબીડિયું કાઢી મારા હાથમાં મૂક્યું. પરબીડિયુ ફોડેલું હતું, છતાં તેમાંનો કાગળ તરત કાઢી વાંચવાને બદલે મેં પૂછ્યું–"આ કાગળ મને આપવાનું કાંઇ કારણ? તમારાપરનો કાગળ તમે વાંચેલો તો હશે જ."

"નહિ, પરબીડિયું ફોડયું ખરું, પણ કાગળ તમારી ગુજરાતી લિપિમાં હોવાથી હું વાંચી શકયો નથી. તમે જુઓ કે એ કોનો કાગળ છે? પેલી સત્યવતીનો તો નથી?" યૂસુફે ખુલાસો કર્યો.

મેં કાગળ કાઢી જોયો તો તે સત્યવતીનો જ હતો. યૂસુફની કલ્પના ખરી હતી, પણ ભેદ એટલો જ કે, યૂસુફ પાસેથી લખનૌમાં પાપમય પ્રેમની ભિક્ષા માગનારી સત્યવતી અને એ કાગળ લખનારી સત્યવતી કાં તો જૂદી જ હોવી જોઇએ અથવા તો તે સત્યવતીના સ્વભાવમાં કોઇ આકસ્મિક કારણથી અચાનક મહાન્ પરિવર્તન થઇ ગએલું હોવું જોઇએ, એવો તેના આરંભમાં કરાયલા 'પ્રિય ધર્મબંધુ યૂસુફ,' એ પ્રમાણેના સંબોધનથી મને પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો, અને કાગળના વાંચન પછી મારી એ ધારણા અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થઈ. તે પત્રમાંનો લેખ આ પ્રમાણેનો હતો;–

અજમેર તા૦ ૧૯૦

"પ્રિય ધર્મબંધુ યૂસુફ !

"વિ. વિ. તમે મ્હારો અને મ્હારા પ્રેમનો એકવાર ભયંકર તિરસ્કાર કરેલો હોવાથી મારા આ પત્રથી તેમ જ એક વાર હું આપના અનુરાગની આકાંક્ષિણી

હોવા છતાં મ્હારા 'પ્રિય ધર્મબંધુ યૂસુફ' એ સંબોધનથી તમ્હારા હૃદયમાં કદાચિત્ પ્રથમ દૃષ્ટિએ આશ્ચર્ય ઉદ્ભવવાનો સંભવ છે; પરંતુ પરિવર્તન એ આ સૃષ્ટિનો ધર્મ છે અને તે પ્રમાણે આજે મ્હારામાં જે મહત્ પરિવર્તન થઈ ગયું છે તે સ્વાભાવિક હોવાથી એટલું બધું આશ્ચર્યકારક નથી. અસ્તુ; હવે મ્હારામાં એ પરિવર્તન કેવી રીતે થયું અને આ પત્ર લખવામાં મ્હારો શો ઉદ્દેશ સમાયલો છે, તેનો જ હું ઉલ્લેખ કરીશ.

"હું મ્હારા પતિ અને દાસ દાસી સાથે લખનૌથી નીકળી દિલ્લીમાં આવી, અને બે દિવસ ત્યાં રહી ત્યાંનાં કેટલાંક જૂનાં સ્થળો જોયાં. તમ્હારી પ્રેમપ્રાપ્તિમાં નિરાશા મળવાથી દિલ્લીનો એ પ્રવાસ મ્હારામાટે જોઇએ તેવો આનંદદાયક થઇ શક્યો નહિ. હું તમ્હારી મદનમૂર્ત્તિને ભૂલી ન હોતી. એથી મ્હારી પ્રકૃતિ અસ્વસ્થ છે, માટે એકદમ પાછા અમદાવાદ ચાલો, એવો મ્હેં મ્હારા પતિને આગ્રહ કર્યો અને ત્રીજે દિવસે હમે રાજપૂતાના માલવા રેલ્વેની મેલ ટ્રેનમાં બેસી અમદાવાદ જવા દિલ્લીથી નીકળ્યાં. હમારાં દાસદાસી થર્ડક્લાસમાં હતાં અને હમે પતિપત્ની સેકન્ડ ક્લાસમાં પ્રવાસ કરતાં હતાં. હમારા કમ્પાર્ટમેન્ટમાં હમારા ઉપરાંત બે યુરેશિયનો બેઠેલા હતા. કેટલીક વાર સુધી તો તેઓ શાંત હૃદયથી બેઠા હતા; પણ લગભગ બે કલાક પછી તેમણે પોતાના બેગમાંથી બ્રાન્ડીની બાટલી અને કેક ઇત્યાદિ કાઢી મદિરાપાન તથા નાસ્તા પાણીનો વ્યાપાર ચલાવવા માંડ્યો. બન્ને એવા તો ધાસલેટિયા હતા કે અડધા પોણા કલાકમાં તો સોડા અને બરફ (કે જે ચાલતી ટ્રેનમાં મળી શકે છે) ની મેળવણી સાથે તેઓ આખી બાટલી ઢીચી ગયા અને ખાલી બાટલીને બહાર પધરાવી દીધી. એ મદિરાબાઇની પેટમાં પધરામણી થવા પછી ત્હેમની આંખો અને ત્હેમના મનનો રંગ ધીમે ધીમે બદલાવા લાગ્યો. આંખો લાલ થવા સાથે ચિત્ત વિકારવશ થયું અને ત્હેમણે મ્હારાપર અચાનક સંકટની વૃષ્ટિ વર્ષાવી. હમે પતિપત્ની કમ્પાર્ટમેન્ટના એક છેડે બારી પાસે બે સીટપર સ્હામ સ્હામાં બેઠાં હતાં અને તે જ પ્રમાણે તે બન્ને ચિનચિનિયાઓ બીજા છેડાની બારી પાસે સ્હામસ્હામા બેઠા હતા. મદિરાબાઈનો મદ ચઢતાં જ પહેલાં તો ત્હેમણે મારી તરફ નજર કરીને પોતપોતામાં કાંઇક બીભત્સ અને અયોગ્ય શબ્દો ઉચ્ચાર્યા અને ત્હેમની બીજી વાતોથી હું એમ પણ જાણી શકી કે, તેઓ એમ જ ધારતા હતા કે, આ હિન્દુડી અને હિન્દુડો અંગ્રેજી ભાષા સમજતાં જ નથી. ત્હેમના આવા અભિપ્રાયનું કારણ એ હતું કે, મ્હારા પતિરાજ પોતાના સાદા-ધોતિયું અને ખમીસ આદિથી બનેલા-પોશાકમાં જ બેઠા હતા અને હિન્દુ અબળાઓ પોતાની ભાષાનું પણ લખવા વાંચવાનું જ્ઞાન ભાગ્યે જ ધરાવે છે, તો પછી અંગ્રેજી જાણવાનો તો સવાલ જ ક્યાં રહ્યો? એ સ્થિતિને તેઓ જાણતા હતા. છેવટે ત્હેમણે મારી છેડ કરવાનો નિશ્ચય કર્યો અને ત્હેમનો તે નિશ્ચય જાણી હમો બન્નેના મનમાં પ્રથમ તો ગભરાટ થયો; પરંતુ જે મ્હારા પતિને હું નમાલા અને બાયલાના અવતારરૂપ ધારતી હતી ત્હેમણે તત્કાળ હિંમત લાવીને ત્હેમને અંગ્રેજીમાં ભાષણ કરી એવા તો ધધડાવ્યા કે પોતાની ધારણા ખોટી પડેલી જોઇ તે બદમાશો એકદમ સજ્જડ જ થઈ ગયા.

"મ્હારા પતિના ભાષણનો આશય આ પ્રમાણેનો હતો;–'જો કે તમ્હે જેન્ટલમેન નામને લાયક નથી; છતાં પાશ્ચાત્ય સભ્યતાને જાળવવામાટે હું તમ્હને જેન્ટલ-

મેન તરીકે સંબોધીને કહું છું કે, તમ્હારો વિચાર તમ્હે આટલેથી જ અટકાવીને બેસી રહેજો, નહિ તો આનું પરિણામ તમ્હારામાટે સારું આવવાનું નથી. તમ્હે ધારતા હશો તેવા ઈન્ડિયનો બાયલા અને હિચકારા નથી, અને તેમાં પણ જ્યાં પોતાની માતા, ભગિની, પુત્રી કે પત્ની અથવા પોતાના દેશની કોઈ પણ જાતિની કોઈ પણ સ્ત્રીની પ્રતિષ્ઠાનો પ્રશ્ન આવીને ઉભો રહે તો તે સ્ત્રીની પ્રતિષ્ઠા જાળવવા-માટે તો ઇન્ડિયન્સ પોતાના પ્રાણની પણ પરવા કરતા નથી, એ કદાચિત્ તમ્હારા જાણવામાં નહિ આવ્યું હોય અને તેથી જ આ સાહસ કરવાનો તમ્હે પોતાના મનમાં હવાઈ કિલ્લો બાંધ્યો છે. એક પગલું આ તરફ આગળ વધો અને જુઓ કે બન્નેનાં માથાં અહીં જ ધૂળ ચાટતાં થાય છે કે નહિ! તમ્હારા ધર્મ અને તમ્હારી સભ્યતા કરતાં હમારો ધર્મ અને હમારી સભ્યતા સ્ત્રીની પવિત્રતા તથા નિર્મળતાને વધારે માનની દૃષ્ટિથી જોનારાં છે-બીજાં બધાં અપમાનો કદાચિત્ ઇન્ડિયન્સ સાંખી જશે, પણ પોતાના દેખતાં તેઓ પોતાની પત્ની કિંવા અન્ય આસ અબળાની અપ્રતિષ્ઠા તો પ્રાણ જતાં પણ થવા દેવાના નથી. કેવળ પોતાના સ્ત્રીસમુદાયની પ્રતિષ્ઠા જાળવવામાટે જ આનંદથી પોતાના પ્રાણોની રણયજ્ઞમાં આહુતિ આપનારા મેવાડના રાજપૂતો-અલાઉદ્દીન જેવા ક્રૂર બાદશાહને પણ ત્રાહિ ત્રાહિ બોલાવનારા ચિત્તોડના શૂરવીરો-ઇન્ડિયન્સ હતા, એ બરાબર યાદ રાખજો! તેમ જ હમારી સ્ત્રીઓ પણ એમ સસ્તામાં પોતાની લજ્જાનો લોપ થવા દેનારી હોય છે, એમ ધારતા હો તો તે તમ્હારી ભૂલ છે. હમારી આર્ય અબળાઓ આનંદથી આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરે છે, પણ પોતાની મોંઘા મૂલ્યની પવિત્રતાને કદાપિ કલંકિત થવા દેતી નથી. હું તો ઠીક, પણ વધારે અસભ્યતા બતાવશો, તો આ મ્હારી પત્ની પણ તમ્હારામાંના એકની સારી રીતે ખબર લઇ નાખશે' સમજ્યા? શું અંગ્રેજી શિક્ષણે તમ્હને આવી સભ્યતા આચ-રવાનો પાઠ પઢાવ્યો છે? નહિ જ. કિન્તુ તમ્હારા જેવા હવસના બંદા ગુલામો જ વિના કારણ સમસ્ત જાતિના ગૌર નામને બટ્ટા લગાવે છે અને હિન્દુસ્તા-નમાં વિઘાતક અસંતોષનો વાયુ ફેલાવે છે!!'

"મ્હારા પતિનું આટલું લાંબું લેક્ચર સાંભળવાનો અદ્યાપ મ્હને પ્રસંગ મળેલો ન હોવાથી ત્હેમનામાં અંગ્રેજી ભાષા અંગાના બળવાન્ પ્રવાહ પ્રમાણે અને તે પણ વળી અતિશય શુદ્ધતાથી બોલવાની આવી શક્તિ રહેલી છે, એની મ્હને કલ્પના જ નહોતી. તે યુરોપિયનો તો ગભરાયા જ, પણ ત્હેમના આ ભાષ-ણથી હું પણ ચકિત થઈ ગઇ. તે અવિચારી યુરોપિયનોનો બધો મદ ઉતરી ગયો, અને તેઓ મ્હારા પતિની અતિશય નમ્રતાપૂર્વક ક્ષમા માગવા લાગ્યા તેમ જ આગળ પગલાં ન ભરવામાટે પ્રાર્થના કરી. આગળ વધવામાં સાર ન હોવાથી મ્હારા પતિએ ઉદારતા બતાવીને તેમને ક્ષમા તો આપી, પણ તે સાથે એવી શર્ત કરી કે, ત્હેમણે બીજા સ્ટેશને ટ્રેન ઉભી રહે એટલે ત્યાંથી ઉઠીને બીજા કમ્પાર્ટમેન્ટમાં ચાલ્યા જવું. શર્ત પ્રમાણે તેઓ બિચારા ખસિયાણા પડીને હમારા કમ્પાર્ટમેન્ટને ખાલી કરીને ચાલ્યા ગયા. ત્હેમના જવા પછી મેં મ્હારા પતિને કહ્યું કે;-

'આજે તો કંઇ બહુ જ પાણી ચમકાવ્યું! એ તો સારું થયું કે, સસ્તામાં પીડા પતી ગઇ, નહિ તો તમ્હે શું કરી શકત વારુ?'

'હું શું કરી શકત, એ સવાલ ત્હારા મોઢામાંથી ? જો મામલો આગળ વધ્યો હોત, તો બેમાંથી એકાદને ઉચકીને ટ્રેનમાંથી બહાર જ નાખી દેત, સમજી ? હું મ્હને કાચોપોચો ન ધારતી! એ તો પોતામાંનું પાણી પ્રસંગ આવે ત્યારે જ બતાવાય છે; કાંઇ પાણી બતાવવામાટે હમ્મેશ લડાઇઓ લેવાતી નથી !'

"ત્યારે જો કોઇવાર મ્હારો કાંઈ અપરાધ જોવામાં આવે, તો મ્હને પણ પોતાના બળનો સ્વાદ ચખાડો ખરા કે ?" મેં પૂછ્યું.

"જેની લજ્જાને રક્ષવામાટે મસ્તકને હાથમાં લઈ ફરતા હોઇએ, તે અર્ધાંગનાનો જો કોઇ એવો અક્ષમ્ય અપરાધ જોવામાં આવે, તો ત્હેને તો ત્હેના એ અપરાધની ક્ષમા ન જ આપી શકાય–તેના માટે તો પછી મારવું કે મરવું એ જ એક ન્યાય!!" જવાબ મળ્યો.

"એ વેળાએ મ્હારા પતિના મુખમંડળમાં તેજસ્વિતાની એવી તો પ્રભા મ્હારા જોવામાં આવી કે, અત્યાર સુધી જે તિરસ્કાર મ્હારા હૃદયમાં તેમનામાટે વસી રહ્યો હતો તે શુદ્ધ પ્રેમનાં રૂપમાં ફેરવાઇ ગયો, અને હું અત્યાર સુધી શારીરિક ભ્રષ્ટતાના સ્પર્શથી અલિપ્ત રહી હતી, એ માટે હું મને પોતાને ધન્યવાદ આપવા લાગી.

"એક અંગ્રેજ ગ્રંથકારે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, 'કેટલીક વિશિષ્ટ પ્રમાદિની પ્રમદાઓને કાબૂમાં રાખવામાટે બળના દેખાવની, કિંબહુના કેટલીકવાર ક્રૂરતાના સ્પર્શની પણ આવશ્યકતા છે. સ્ત્રીઓ જે વારંવાર પુરુષોપર કઠોરતાના દોષનો આરોપ કરે છે, તેનું કારણ કૃતઘ્નતા જ છે. ઘણીકવાર એક હઠીલી અબળાના હૃદયમાં મૃદુ ઉપચાર કરતાં યોગ્ય પ્રમાણમાં બતાવેલી કઠોરતા જ વિશેષ ઉત્તમ પરિણામ નિપજાવે છે. જે પુરુષોમાં સ્ત્રીઓનો અતિશય પ્રેમ હોય છે, તે સર્વ પુરુષો કાંઈ મૃદુતમ સ્વભાવના હોતા નથી. સ્ત્રી, પુરુષમાં અમુક અંશે કઠોરતા હોવાની જ આશા રાખે છે. પરંતુ જે પુરુષ કઠોર થઇ શકતો હોય, તેણે હૃદયમાં માયાળુતાને પણ ધારણ કરવી જ જોઈએ;* મારા હૃદયથી માયાળુ પણ બાહ્ય કઠોર પતિમાં એ ગુણના નિવાસનો મને પ્રત્યક્ષ પરિચય થયો અને ત્હેણે જ મ્હને પતિના પ્રેમબંધનમાં બાંધી દીધી..

"કામદેવના અવતાર યૂસુફ! તમ્હે મ્હારા પ્રેમનો અસ્વીકાર કર્યો અને મ્હને તિરસ્કારી કાઢી, તેથી હું આજે શુદ્ધ રહી શકી છું અને મ્હારા મનમાં શરમાવાનું કારણ રહ્યું નથી. એ માટે હું તમ્હારો જેટલો આભાર માનું તેટલો

* "On the other hand a show of force, even a touch of cruelty, is necessary in the management of certain hysterical women. It is often insincerity that causes women to accuse men of roughness. A reasonable amount of harshness frequently appeals to a refractory womn more than gentle per suasion. The men most loved by women are not often the gentlest of men. The female expects a measure of roughness in the male. But the man who can be rough must also be kind at heart,"

*Walter M. Gallichan.*

ઓછો જ છે. તમ્હારામાં મ્હારો જે વિકૃત પ્રેમ હતો તેને મ્હેં આજથી પવિત્ર બંધુપ્રેમમાં ફેરવી નાખ્યો છે અને તેથી જ 'પ્રિય ધર્મબન્ધુ યૂસુફ'ના સંબોધનથી આ પત્ર લખવાની શરૂઆત કરી છે. આશા છે કે, તમ્હે પણ મ્હને પોતાની ધર્મભગિની માનીને એવો આશીર્વાદ આપશો કે, મ્હારા વલ્લભમાં બંધાયલો મ્હારો આ પ્રેમ અવિચળ રહે અને હું એક આદર્શ આર્ય અબળા તરીકે ઓળખાઉં. હું એકવાર જે માનસિક પાપની અધિકારિણી થઈ ચુકી છું, તે પાપને પશ્ચાત્તાપના નિર્મળ જળથી ધોઈ નાખવાનો હું દૃઢ પ્રયત્ન કરીશ. જે પતિ પોતાની પત્નીની પ્રતિષ્ઠાના રક્ષણ માટે પ્રાણની આહુતિ આપવાને તૈયાર થાય છે, તે પોતાની પતિના, પ્રાણ કરતાં પણ વિશેષ મૂલ્યવતી, પ્રતિષ્ઠાને જે વિકારવશ વાનતાઓ પોતાની ઇચ્છાથી જ પરપુરુષના હસ્તે લૂટાવે છે અને પોતાનાં ઉભય કુળને સદાને માટે કલંકિત બનાવે છે, તેવી કુલકલંકકામિનીઓને લક્ષાવધિવાર ધિક્કાર છે!

તમ્હારી ધર્મમાર્ગમાં વિચરની ધર્મભગિની
અખંડ સૌ. સત્યવતી."

પત્ર વાંચી મેં તેનો સાર યૂસુફને વિસ્તારથી સમજાવી દીધો; અને તે જ વેળાએ હું મારા મનમાં કહેવા લાગી;—"બહેન સત્યવતી! ખરી રીતે તો તારે મારો જ આભાર માનવો જોઇએ કે, મારા કારણથી જ તારું પાતિવ્રત્યરત્ન લૂટાતું બચી ગયું—તારા ચારિત્ર્યને સદાને માટે કલંક લાગતું અટકી ગયું. જો તારું પ્રેમપત્ર મારા હાથમાં ન આવ્યું હોત અને તે દિવસે હું અંદરના ઓરડામાં હાજર ન રહી હોત, તો સત્યવતીના નવીન યૌવનરૂપ અગ્નિ સમક્ષ યૂસુફનું વિકારરૂપ ઘૃત પીગળ્યા વિના રહેત કે કેમ, એ એક પ્રશ્ન જ છે. ચાલો, ઠીક જ થયું; મારી નહિ, તો મારી એક દેશભગિની—આર્યભગિની—ની પવિત્રતા જળવાઈ અને તેની પ્રીતિ પાછી પોતાના પાતમાં બંધાઈ, એ પણ જાણે કે અજાણે મારા હાથે એક સત્કૃત્ય જ થયું છે, અને એ માટે હું મને પોતાને જો ધન્યવાદને પાત્ર ગણું તો તેમાં મારી અયોગ્યતા કશી પણ નથી......"

હું આવા પ્રકારના વિચારમાં ઘેરાયલી હોવાથી થોડી વારને માટે બોલતી બંધ થઈ ગઇ, એટલે મારી તે વિચારનિદ્રાનો ભંગ કરતો યસુફ બોલી ઉઠયો;—"ચાલો બિચારી પોતાની મેળે જ સીધા રસ્તાપર આવી ગઈ તે ઘણું જ સારું થયું—એના ધણીનાં પણ મહાભાગ્ય કે ઘરમાં સંતોષ અને સુખનું સામ્રાજ્ય ફેલાયું અને અણબનાવનો અગ્નિ ઓલવાઈ ગયો."

"યૂસુફ! આ ઉદ્ગારો તમારા હૃદયની ઉંડાણમાંના છે કે કેવળ ગળામાંના? ખરા ઉદ્ગાર છે કે માત્ર મને રાજી રાખવાનો પ્રકાર છે?" મેં પૂછ્યું.

"આ કેવો આડો સવાલ? આમ પૂછવાનું કાંઈ કારણ?" યૂસુફે અજાયબીથી મારા તરફ એકીટસે જોઈ રહીને સામો સવાલ કર્યો.

"કારણ એ જ કે, ધારો કે, મારી જોડે તમારો પ્રેમસંબંધ ન સંધાયો હોત અને તેમાં પણ સત્યવતી સાથેની તમારી એકાંત મુલાકાત વખતે મારી હાજરી ન હોત, તો તો તમે એ પોતાની ઇચ્છાથી ચાલી ચલાવીને તમારા થાળમાં આવી પડેલા પકવાન્નને ખાધા વિના ફેંકી દેત ખરા કે? શું તમે એટલા બધા ફિરિશ્તાખસ્લત ઇન્સાન છો? આ બાબતને હું જાણવા માગું છું." મેં કારણ જણાવ્યું.

યૂસુફ કેટલીકવાર સુધી ગંભીર મુદ્રા કરીને વિચારમાં પડી ગયો. શો જવાબ આપવો તેનો માર્ગ તેને સૂઝ્યો નહિ. તે કોઈ બનાવટી જવાબની ગોઠવણી ન કરી લે એટલા માટે તેને વિચાર કરવાનો સમય ન આપવાના ઉદ્દેશથી મેં પાછો તકાદો કર્યો; "કેમ વિચાર શાનો કરો છો ? હા કે ના નો તરત જવાબ મળવો જોઇએ !"

કોર્ટમાં ચાલાક બૅરિસ્ટર કે પ્લીડરના ક્રોસ એક્ઝામિનેશન વખતે જેવી રીતે સાધારણ બુદ્ધિના સાક્ષીઓ ગભરાઈ જાય છે અને તે ગભરાટમાં એકને બદલે બીજો જ જવાબ આપી દે છે, તેવી જ અત્યારે બિચારા યૂસુફની હાલત થઇ પડી હતી. છતાં તે પોતાના હોશને સંભાળીને ધીમા સ્વરથી કહેવા લાગ્યો; "મિસ ચંપા ! હું તમારા મનને મનાવવા ખાતર જૂઠું બોલવાને નાપસંદ કરું છું. ખરી વાત તો એ છે કે, જો એ વેળાએ એ પ્રેમના વ્યવહારમાં વચ્ચે તમારી દસ્તઅંદાજી ન હોત, તો અવશ્ય હું તે યુવતીના મોહમાં લપટાઇ જાત, એમાં જરા પણ શક નથી. ઉત્તમ પક્વાન્નનો ભરેલો થાળ એક ભૂખ્યા માણસ—અરે કહોને કે એક દુકાળિયા બુભુક્ષિત—ના મુખ આગળ આવે, અને તે, તે પક્વાન્નના આહારથી પોતાની ક્ષુધાના અગ્નિને શાંત ન કરે, એમ બનવું સર્વથા અશક્ય છે. હું ફિરિશ્તો નથી, પણ એક મામૂલી ઇન્સાન છું, અને તેથી મારું મન ચળી જાય તો તે બનવા જોગ છે; પણ આશા છે કે, તમારો અંકુશ હશે, તો મારા હાથે એવી શેતાનીઓ નહિ થવા પામે અને મારો અવતાર સુધરશે. જેમ સત્યવતી પોતાની પવિત્રતાના બચાવનાર તરીકે આ પત્રમાં મારો ઉપકાર માને છે, તેવી જ રીતે મારી પવિત્રતાનાં બચાવનાર તરીકે હું મારા ખરા જિગરથી તમારો એહસાન માનું છું. ખરી રીતે તો સત્યવતી અને મારી બન્નેની પવિત્રતાને બચાવનાર ફિરિશ્તા તમે જ છો !"

"યૂસુફ ! હું તો મહાપાપિની છું ! પણ હશે, તમે પોતાના હૃદયનો સત્યભાવ જણાવી દીધો, એ માટે પણ હું તમને ધન્યવાદ આપું છું; આટલું સત્ય બોલનારા પણ આજકાલ વિરલ થઈ પડ્યા છે. મારું માત્ર તમને એટલું જ કહેવું છે કે, સ્ત્રી અથવા પુરુષ કોઇને માટે પણ ઘર ઘરના ટુકડા ખાવામાં કશો પણ માલ નથી. માટે સંભાળીને ચાલશો તો તેમાં તમારો જ લાભ છે. પછી તો જેવી તમારી મરજી—ધણીનું કોઈ ધણી નથી." મેં પંડિતા બનીને ઉપદેશ આપ્યો.

એ પછી અમારી કેટલીક પ્રેમવાર્તા અને ભાવિ સુખવિષયક વાર્તાનો આરંભ થયો કે જે અહીં આપવાની વિશેષ અગત્ય નથી.

બેક દિવસ પછી દિલ્લીમાં નાટકશાળા આદિની વ્યવસ્થા કરીને અમારા શેઠજી પાછા લખનૌમાં આવી લાગ્યા અને તેમના આવ્યા પછીના બીજા જ દિવસથી નાટક મંડળીમાંની મારી કેટલીક અસહ્ય પીડાઓનું મંગળાચરણ થયું.

## પ્રકરણ ૧૬ મું
## શેઠજીની શઠતા !

શેઠના આવ્યાને બે ત્રણ દિવસ થયા એટલામાં સોળમી તારીખ આવી. સોળમી તારીખ એટલે ઘણી ખરી નાટક કંપનીઓનો પગારનો—નાટકના હિન્દુ ઍક્ટરો માટે દીવાળીનો અને મુસલમાન ઍક્ટરોમાટે ઇદનો—દિવસ ! સોગંદ ખાવામાટે કેવળ

એ દિવસે જ નાટકવાળાઓનાં ખીસાંમાં કલદારનો ખનખનાટ સભળાય છે, અને બીજે દિવસે જુઓ તો પાછી તેમની 'કલ થી ઇદ ઇદડિયાં, આજ રોઝી બિચડિયાં' એ કહેવત પ્રમાણેની જ હાલત થયેલી દેખાય છે. કારણ કે, બહુધા નાટકવાળાઓ એક કે બીજા વ્યસનના બંદા ગુલામ તેમ જ ઘણા ખરા ઉડાઉ હોવાથી પગારના દિવસ સુધી તેમનાપર દારૂવાળા, ચાહકોફી ને સોડાલેમનવાળા, પાનવાળા, અને એવા જ બીજી ચીજો વેચનારાઓનું એટલું તો દેવું થઈ ગએલું હોય છે કે તેમનાં બિલ્સ ચૂકવવા પછી કેટલાકોનાં ખીસાંમાં ભાગ્યે જ થોડા ઘણા પૈસા બચી શકે છે, અને કેટલાકોનો તો આખો પગાર દેવામાં તણાઈ જવા ઉપરાંત થોડું ઘણું દેવું આપવું બાકી પણ રહી જાય છે. બૈરાં છોકરાંવાળા કદાચિત્ પાંચપંદર રૂપિયા બચાવીને ઘેર મોકલતા હોય, તો તેમનાં બાલબચ્ચાંનાં મોટાં ભાગ્ય; નહિ તો કેટલીક વાર તો,

"કુચ્છ મુલકસે કાગજ આયા,
બચ્ચે કચ્ચે મરતે હયઁ;
બચ્ચોંકો ખડ્ડેમેં ડાલો,
યહાં ભી ફાકે પડતે હયઁ;
બેચ ખાઈ તલવાર ઢાલ અબ,
નજર મ્યાનપર ધરતે હયઁ!"

એવી દશા પણ થવાની. ઘેર બૈરાંછોકરાં ભૂખે મરતાં હોય તેની ચિંતા નહિ, પણ પોતાના અયશઆરામ અને મોજમઝામાં ખાંચો ન પડવો જોઇએ. ચોખ્ખો એવો જ હિસાબ કે;–

"બૈરીને બંટો નહિ ખાવા, ભાઈ નવલશાનંદ;
મરી ગયાં ઘરનાં સૌ ધારી, રોજ કરે આનંદ!"

આ એક સાધારણ નિયમ થયો, પરંતુ સર્વ નિયમોના જેમ અપવાદો હોય છે જ, તે પ્રમાણે નાટકમાં એ નિયમના અપવાદ બિલ્કુલ છે જ નહિ, એમ ધારવાનું નથી. નાટકમાં જેમ ઉદારતામાં અથવા ઉડાઉપણામાં રાજા વિક્રમ કે સુલતાન હાતમની બરાબરી કરનારા (?) ની સંખ્યા જરા વધારે પ્રમાણમાં છે, તેવી જ રીતે થોડાઘણા પ્રમાણમાં અપવાદરૂપ કંજૂસ, મખ્ખીચૂસ, સવારમાં જેમનું ભૂલથી નામ લેવાઈ જાય તો કદાચિત્ ખાવાનું પણ ન મળે એવા બખીલ મારવાડી અથવા શેકસપીયરના 'મર્ચન્ટ ઑફ વેનિસ'માંના શાયલોકના અવતારોની પણ થોડી ઘણી સંખ્યા તો છે જ. અમારી કંપનીમાં પણ એવા બે ત્રણ ચમ હતા, અને પ્રસંગ આવેલો હોવાથી તેમનું કિંચિત્ વિવેચન અસ્થાને તો નહિ જ ગણાય.

મદનચન્દ્ર નામનો એક ત્રાગાળો અમારે ત્યાંનો સારો ગાનાર, મેલ અને ફીમેલ બન્ને પાર્ટ કરવામાં સાધારણ રીતે હોશિયાર, અને સવાસો રૂપિયાનો પગાર મેળવનાર ઍક્ટર હતો. પણ તે એવો તો બખીલ હતો કે, ઈશ્વર તોબા! પગમાં જોડા પહેરવાના સોગંદ, નાગે પગે આખા લખનૌમાં રખડી આવે; બીડી પીવાથી પોઝીશનમાં વાંધો આવે–પીવા તો સિગારેટ જ જોઇએ, પણ તે માગીતાગીને મેળવેલી જ; ઘેર ગમે તેવો મિત્ર કે મેહમાન આવ્યો હોય તો તેને હરામ જો ચાહનો એક કપ મંગાવીને પણ પાય તો! જેટલો પગાર મળે તે બધો

બરાબર ઘેર પહોંચવો જોઇએ અને મનીઓર્ડર કમીશનના પૈસા બહારથી પરબારા આવવા જોઇએ, એ સિદ્ધાંત! નેપોલીયનની ડિક્ષનરીમાં જેમ 'અશક્ય' શબ્દ નહોતો, તેમ આ મદનચંદ્રની ડિક્ષનરીમાં 'લાગણી,' 'અનુકંપા,' 'હમ્દર્દી,' અને 'અર્ચ,' આદિ શબ્દોનો પૂરેપૂરો છપ્પનિયો દુકાળ હતો! પોતાને એક પાઇનો મળતા લાભમાટે બીજાના હજારના લાભની હાનિ કરી નાખવી અને બીજાનું ભલું થતું જોઇને અગ્નિ વિના જ દ્વેષના અગ્નિથી બળી મરવું એ એ મહાશયનું ખાસ કામ અને બીજાની ભલાઈ માટે બે શબ્દ માત્ર બોલવા હોય તો તેટલા કામમાં પણ હાડકાં હરામ! ભાઇશ્રીપાંચના આવા આચાર અને વળી ખૂબી એ કે, વગર પૈસે અને વગર શર્મે ચારચાર ને પાંચપાંચ સો રૂપિયાની પગારદાર કે જે મોભાદાર અને પોતાના માનને જાળવનાર હોવાથી એના મોઢામાં થૂકે પણ નહિ તેવી ઍક્ટ્રેસો અને માનવંતી ગાનારીઓપર મજનૂં તથા ફરહાદની પેઠે આશક થવાને તૈયાર!!

બીજા એક હતા પારસી ગૃહસ્થ. ઉમ્મર વર્ષ પંચાવન, નાટકમાં નોકરી કરનાર ત્રીસ વર્ષના જૂના ઍક્ટર અને વ્યાજવટાવનો ધંધો ચલાવનાર, સાથે લાગા એક સુંદર સોદાગર! પોણીસોનો પગારો અને તેમાં વ્યાજની આવકનો તેટલો જ વધારો. ઉડાઉ ઍક્ટરોને પૈસાની જરૂર જ્યારે ને ત્યારે પડે એટલે એ સાહેબ ઉધાર આપવાને તૈયાર! પણ મેહરબાનીની રાહે લેવાનું માસિક વ્યાજ સવ્વા છ ટકાનું, અને તે પણ વળી ચાલૂ એટલે ધારો કે, તેમની પાસેથી તમે એકસો રૂપિયા વ્યાજે લીધા છે અને એક મહિને દશ દશ રૂપિયા આપી દશ હફ્તાથી તે રકમ પાછી આપવાનો કરાર છે. તો જ્યાં સુધી એ સો રૂપિયાની રકમ પૂરી ન થાય, ત્યાં સુધી વ્યાજ તો તમારે દર મહિને પૂરા સવ્વા છ ટકા-એટલે કે પૂરા સો રૂપિયા-નું જ ભરવાનું. અર્થાત્ દશ મહિને એકસો રૂપિયાની મુડીપર સાડાબાસઠ રૂપિયાની કમાણી; આવી કમાણી છતાં અવતાર જોયો હોય તો ધૂળધાણી! બાર મહિને કપડાંલત્તાંમાં તેમના બાર રૂપિયા પણ ખર્ચાતા હશે કે કેમ, એ એક ભયંકર સવાલ છે! નાટકમાંનો પાર્ટ ભજવતી વખતે જરીનાં, રેશમનાં, મખમલનાં અને કોઈ એવા કૉમિકમાં આજકાલની ફૅશન પ્રમાણેનાં વસ્ત્રો વારંવાર પહેરવા મળતાં હોવાથી કદાચિત્ કપડાં પહેરવાનો તેમનો શોક સ્વર્ગવાસી થઇ ગયો હોય, તો તે ઈશ્વર જાણે! કેટલીક વાર નાટક કંપની કદાચિત્ ખોટમાં હોય અને બે મહિનાનો પગાર ચઢી ગએલો હોવાથી, 'આટા તોલો ઠીકરી જલતી હય' જેવા ઍક્ટરો બિલ્કુલ કડકાબાલુસ બની ગયા હોય તેવા વખતમાં તે બિચારાઓની ગરજનો લાભ લઇને એ પારસી ગૃહસ્થે તેમની પાસેથી પચ્ચીસ ટકા—રૂપિયે ચાર આનાનું વ્યાજ ઓકાવ્યાના દાખલા પણ બની ચૂકયા છે!

પણ બીજી રીતે જોતાં નાટકના કેટલાક ઍક્ટરો એ જ દાવના છે. મારા સાંભળવા પ્રમાણે મુંબઈમાં બિચારો એક બ્રાહ્મણ એ નકટા ઍક્ટરોને કેવળ દોઢ ટકાના અને તે પણ કપાતા વ્યાજે સેંકડોની રકમ ધીરતો હતો, છતાં તે નમ્ર સ્વભાવનો હોવાથી તેના લીધેલા પૈસા ઘણાક કાચીનના શાહુકારો પાછા વાળવાના ચોખ્ખા અખાડા કરી જતા હતા. તે અચાનક સ્વર્ગવાસી થયો, અને મુદ્દત બરાઈ જવાથી તેની વિધવાએ કેટલાક ઍક્ટરોપર કોર્ટમાં ફરિયાદ માંડી, એટલે પોણોપોણોસો

અને સોસોના પગારદારોએ લાચારી બતાવીને બબ્બે તથા ચારચાર રૂપિયાના હફતા બંધાવ્યા અને એક મહાશય તો ઇન્સોલ્વંટ પણ થઇ ગયા! આ પારસી ગૃહસ્થ તો પગારને દિવસે છાતીપર જ ઉભેલો હોય છે, અને જે કોઇ પણ હફતો તથા વ્યાજ આપવામાં જરા પણ આનાકાની કરે છે, તેને બંગાળી સાડા ત્રણત્રણ મણની ગાળ સંભળાવે છે એટલે તરત પૈસા કાઢી આપે છે. ખરું જ કહ્યું છે કે,

"ભાઈ સાહેબનો એકે નહિ ને સાળા કહે તો બે;
જો તેથી પણ આગળ ચાલે, ગમે તેટલા લે!"

અસ્તુ—કેટલોક વિષયાંતર થઈ ગયો. અત્યાર સુધી કોઇ પણ દિવસે શેઠજીએ મારા મનમાં જેના યોગે અસંતોષ ઉપજે એવું વર્તન કર્યું નહોતું; પરંતુ એ પગારના દિવસે શેઠજીની ઇચ્છાના મેં કરેલા તિરસ્કારપૂર્વક અસ્વીકારનું પ્રથમ પરિણામ દેખાયું. અનુક્રમે મારું નામ આવતાં હું પગારપત્રકમાં સહી કરીને પગાર લેવા ગઇ, તે વેળાએ રિહર્સલમાંની મારી ચારપાંચ દિવસની ગેરહાજરીનો પગાર કાપી લેવામાં આવ્યો, તેમ જ મારી માતાને મેં નાટક જોવા બેસાડી હતી તેની ઑર્ચેસ્ટ્રાની એક ટિકિટના બે રૂપિયા પણ કાપી લીધા! એ પહેલાં કોઇ પણ દિવસે મારી રીહર્સલમાંની આઠઆઠ દિવસની ગેરહાજરી છતાં પણ મારા પગારમાંથી એક પૈસો પણ કપાયો નહોતો. એ પૈસા કાપી આપવામાં મેં જરા પણ વાંધો ન બતાવ્યો, બલ્કે, પગાર ચૂકવનાર મેહતાજીની બાજૂમાં બેઠેલા શેઠને ઉદ્દેશીને સ્મરણ કરાવ્યું કે;—"શેઠજી! હું આપની કંપનીમાં નોકર રહી ત્યાર પછીની મારી આગળની પણ ઘણી ગેરહાજરીઓ હાજરીપત્રકમાં લખાયલી છે, માટે તે બધા ખાડાઓનો હિસાબ કરાવીને આંકડો મને આપજો, એટલે તે પણ હું ચૂકવી આપીશ. જો તે પૈસા મેહરબાનીની રાહે તમે છોડી દીધા હોય, તો તેવી મેહરબાનીની મને જરૂર નથી, અને ભૂલથી ન લેવાયા હોય તો તે ભૂલ સુધારજો; કારણ કે, 'ભૂલ ચૂક લેવી દેવી' એ વ્યવહારનો નિયમ છે."

"આવી ભૂલભાલને સુધારવાનો આ પ્રસંગ નથી. તમારી જે ફરિયાદ હોય તે પછીથી જણાવજો, એટલે તેનો કાયદા પ્રમાણે વિચાર કરવામાં આવશે." શેઠજીએ જરાક તુમાખીમાં જ જવાબ આપ્યો.

"ઓય રે તમારા કાયદાપરથી મરી જાઉં આખી ને આખી!" એટલો ધીમા સ્વરથી ડહામ દઇને છણુકામાં ને છણુકામાં હું ત્યાંથી વીજળીના ઝબકારાની પેઠે અદૃશ્ય થઇ ગઇ.

તે જ દિવસે સાંઝે સાત વાગે પેટપૂજાના સમયે વળી બીજો એક નવો ચમત્કાર થયો. અમારી કંપનીના રસોડામાં રસોઈ બે જાતની રંધાતી હતી, અને એ બે જાતની રસોઇ જમનારાનાં મંડળોને નાટકનાં વિનોદી ઍક્ટરોએ 'શેઠખાતું' અને 'સદાવ્રતખાતું' એવાં બે જૂદાં જૂદાં નામો આપ્યાં હતાં. શેઠ ખાતામાં જમનારાઓમાટે અન્ન ઉંચા પ્રકારનું, બે ત્રણ શાક, પૂરતું ઘી, ઉનીઉની રોટલી અને અથાણાં ચટણી તથા રાઇતાની—તેમ જ દિવસે દહિં અને રાતે દૂધની પણ વ્યવસ્થા રાખવામાં આવતી હતી, અને 'સદાવ્રતખાતા'માં એટલે કે, ઍક્ટરો અને કંપનીના સીનેરીવાળા તથા બીજા કામદારોના જમવાના ખાતામાં તે

લોકોને, છોકરાઓને આટલી જ રોટલી આપવી અને મોટાને આટલી જ રોટલી આપવી, એમ ગણીગાંઠી રોટલી અપાતી હતી; દાળ, ભાત ને ઘઉં આદિ અન્ન હલકી જાતનું વપરાતું; ઘીની ગણીને દરેક વખતે બબ્બે પળી આપવાનો જ હુકમ હતો, અને તેમાંથી પણ વળી રાંધનાર ભટજી મહારાજ કરકસર કરી પોતામાટે બચાવતા હતા; શાક એક જ અને તે પણ બજારમાં જે સસ્તામાં સસ્તું મળતું હોય તે; રાઇતું, ચટણી, અથાણું કે કચુંબર સ્વપ્નમાં જ હોય, ત્યાં પછી દહિં દૂધની આશા તો કયાંથી જ હોય? દહિં દૂધ જેને જોઇએ તે પોતાના ઘરનું લાવીને ખાય અને જેને રસોડામાં એટલે કે આ 'સદાવ્રત ખાતા'માં ન જમવું હોય તેને ભતાના મહિને પાંચ રૂપિયા આપવાનો કંપનીનો કાયદો હતો. પણ હિન્દુને પાંચ રૂપિયા હકે! મુસલમાન કે પારસીને સાડા સાત! કારણ કે, તેમને માંસભક્ષણ અને મદિરાપાનમાટે વધારે ખર્ચ થાય છે, એવી માન્યતા હતી અને છે. હિન્દુઓ જેઓ માંસભક્ષણ કે મદિરાપાન ન કરતા હોય તેવા હિન્દુઓ—બીજા ઉત્તમ પ્રકારનાં ભોજન પોતાની શારીરિક સંપત્તિને દૃઢ કરવામાટે જો પૈસા હોય તો ખાઇ શકે છે, એની કંપનીના કાયદાને ખબર નહોતી; હશે.

આટલા દિવસ સુધી મારી થાળી 'શેઠખાતા'માંથી પીરસાઇને આવતી હતી; એટલું જ નહિ, પણ રોટલીઓ ઘીમાં તરબોળ હોવા ઉપરાંત ભાતમાં નાખવામાટે ઘીની ભરેલી એક ન્હાની વાટકી પણ વધારામાં મોકલાતી હતી. પણ આજે બધો મામલો ફરી ગયો. બપોરે પગારના ખાડા કપાયા, અને રાતે ખાવાનું 'શેઠખાતા'માંથી આવવાને બદલે 'સદાવ્રતખાતા'માંથી આવ્યું. આ શેઠજીના આંતરિક કોપની એક બીજી ખુલ્લી નિશાની હતી.

રસોડામાં કુલ ત્રણ બ્રાહ્મણ રસોઇયા હતા; એક મોટા મહારાજ અને બે તેમના મદદગાર. તેમાંનો એક સત્તર અઢાર વર્ષની ઉમ્મરનો સિદ્ધપુરનો નિવાસી મનસુખ નામનો છોકરો હમેશાં મારું ભાણું લાવતો હતો, અને મહિને હું તેને રૂપિયો બે રૂપિયા ખર્ચવામાટે આપતી હતી; એટલે તે બિચારો વળી મારી જરા વધારે ખાતર બરદાસ્ત રાખતો હતો. આજના ભાણાનો નવો રંગ જોઇને મેં પૂછ્યું કે;—"અલ્યા મનસુખા! આજની થાળી કાંઇ નવી જેવી કેમ દેખાય છે! દુધ નથી, ઘી નથી, બે શાક નથી, અને ચટણી રાઇતુ વગેરે પણ નથી તેનું શું કારણ?"

"બાઇ! જો શેઠને કાને વાત ન જાય, તો એનું કારણ હું કહું. જો શેઠને કાને આ વાત જશે, તો મારી નોકરી ઉખડી જશે ને પરદેશમાં હું રખડી મરીશ." મનસુખાએ ડરી ડરીને ધીમા સાદે એ શબ્દો ઉચ્ચાર્યા.

"શેઠને કાને એ વાત નહિ જાય; ને જશે કે તને રજા આપશે, તો હું તને મારી પાસે રસોઇયા તરીકે નોકર રાખીશ. તારે જરા પણ ગભરાવું નહિ. જે હોય તે બેધડક બોલી દે." મેં હિંમત આપી.

"આજે શેઠજીનો મોટા મહારાજને એવો હુકમ મળ્યો છે કે, ચંપાબાઇને 'શેઠ ખાતા'માંની એક પણ ચીજ મોકલવી નહિ. 'સદાવ્રતખાતા'માંથી જ થાળી મોકલવી, અને તે પણ બેચાર દિવસ. પછી તેમને જણાવી દેવું કે, તમારી થાળી તમે પોતે જ આવીને લઇ જાઓ, અથવા તો કોઇ નોકર રાખો; કંપનીનો રસોઇઓ થાળી આપવા નહિ આવે." મનસુખાએ શેઠની શઠતાને જાહેર કરી નાખી.

"એટલું જ ને ? ચિન્તા નહિ. આ થાળી અત્યારે જ તું પાછી લઈ જા, અને મોટા મહારાજને કહી દેજે કે કાલથી 'સદાવ્રતખાતા'માંથી થાળી મોકલવાની તકલીફ ન લેશો. એ સદાવ્રતનો ખીચડો તમારે ત્યાં ભેગા થએલા ગુજરાતના બીજા ભીખારીઓને જ ખવડાવ્યા કરો; હું મારા ખાવાનો બંદોબસ્ત કરી લઇશ. આ શહેર છે, કાંઈ જંગલ નથી, સમજ્યા? પૈસા હશે તો બધું મળી શકશે" મેં જરાક આંખ ફેરવીને કહ્યું.

"બાઇ ! મારાપર કૃપા કરીને ન કોપાશો. હું ચાકર માણસ શું કરું ? મારું મન પણ બળી જાય છે, પણ શેઠને શું કહી શકાય ? બીજો કોઈ હોય તો કાંઈ કહીએ પણ ખરા." બિચારો ગરીબ મનસુખો ગળગળો થઈ ગયો.

"એમાં તારો શો વાંક ? તું બિચારો ચિઠ્ઠીનો ચાકર. તેં આટલી વાત પણ જણાવી દીધી, અને મારુ માન જાળવ્યું, એટલી તારી વફાદારીમાટે પણ તારો હું ઉપકાર જ માનું છું. તારાપર મારો જરા પણ રોષ નથી. તુ તારે થાળી લઈ જા." મેં શાંતિથી તેને આશ્વાસન આપીને કહ્યું.

"ત્યારે તમે આજે શું ખાશો ? રસોડું હમણાં જ બંધ થશે, એટલે કહો તો બજારમાંથી પૂરી, કચોરી ને રબડી વગેરે લાવી આપું ને કહો તો અહીં તમારા ઓરડામાં બીજું કાંઈ રાંધી આપું." મનસુખાએ ખરી લાગણીથી કહ્યું.

"ના, અત્યારે કાંઈ નહિ હમણાં જો તું મારી ખાતરદારી કરીશ, તો મારા લીધે તારાપર પણ શેઠનો કોપ ઉતરશે. માટે તું મારા વિશે શી શી ચર્ચા ચાલે છે તે સાંભળીને મને જણાવ્યા કરજે. હું તારી મેહનતનો બદલો તને આપીશ." મેં દીર્ઘદૃષ્ટિથી ઉચિત ઉપદેશ આપ્યો.

બિચારો ગરીબ છોકરો નિરાશ થઈ થાળી લઇને ચાલ્યો ગયો ! શેઠની આ શઠતાની વાત સાંભળી મારી રગેરગમાં કોપનો અગ્નિ વ્યાપી ગયો. યૂસુફ એ વેળાએ ક્યાંક બહાર ગએલો હતો, એટલે જેની આગળ ઉભરો કાઢી શકાય એવું બીજું કોઈ પણ ત્યાં નહોતું. લલિતા પણ હજી નાટકનો ટાઇમ થએલો ન હોવાથી ઘેરથી આવી નહોતી. હું અંતે કોપને શમાવી ન શકવાથી મારા મનમાં જ બબડવા લાગી;–"ઠીક છે, ઠંઠણપાળ શેઠ ! ઠીક છે ! પેલા તારા ખુશામદિયા ભડવા અને લાંબા વાળવાળા લટકાળા તથા રૂપાળા છોકરા 'શેઠખાતાં'માંની રસોઈ જમવાની યોગ્યતા ધરાવનારા, અને હું તારી આંખોમાં ખુચનારી? તારી નીચ ઇચ્છાને આધીન થનારી, ઇચ્છા વિરુદ્ધ પોતાની સ્વતંત્રતાને વેચનારી અને હાજીહાથી તને બેવકૂફ બનાવનારી તારી પીઠ પાછળ તને ગાળો ભાંડનારી ને ધિક્કારનારીઓને પદરપંદર દિવસની ગેરહાજરી છતાં પૂરા પગાર અપાય છે, ને આ સાચું બોલનારીને, પ્રેમ વિનાના શરીરસંબંધને ન ઇચ્છનારીને પૂરો પગાર આપતાં, પીટયા ! તારા કાળજામાં છરી ભોંકાય છે ! તું સ્ત્રીને ઓળખે છે, પણ સ્ત્રીના સ્વભાવને નથી ઓળખતો ! સ્ત્રીની કોમળતાને દેખે છે, પણ સ્ત્રીની કઠોરતાના પ્રભાવને નથી ઓળખતો ! જેને તું પોતાની એક ગુલામડી ધારે છે, તે આ અબળા નામથી ઓળખાતી ચંપા આ અપમાનનો બળવાન્ બદલો લેશે, ત્યારે જ જંપીને રહેશે !!"

જો પ્રથમથી જ મારી થાળી 'સદાવ્રતખાતા'માંથી મોકલવાનો પરિપાઠ રાખવામાં આવ્યો હોત, તો આજે મારા હૃદયમાં આટલી ભયંકર કોપજ્વાળા પ્રકટ-

વાનો સંભવ નહોતો. પરંતુ પ્રથમ અતિશય ઉચ્ચ પદપર ચઢાવીને જ્યારે એક વ્યક્તિને કાંઈ પણ તેવા સબળ કારણ વિના અચિંત્ય નીચે પછાડી નાંખવામાં આવે છે, તે વેળાએ તે અપમાન કિંવા અપ્રતિષ્ઠાનો આઘાત તેનાથી ભાગ્યે જ સહી શકાય છે; અને તેમાં પણ જેનો સ્વભાવ ઉગ્ર હોય તેનાથી તો એવો આઘાત એક પળમાત્ર પણ સહી શકાતો નથી. હું ઉગ્ર સ્વભાવની હોવાથી આ બનાવના યોગે કોપના અગ્નિથી બળીને ભસ્મીભૂત જ થઈ ગઈ. એટલામાં યૂસુફ આવ્યો, એટલે પ્રથમ મારા કોપનો ભોગ તે થયો; એક સ્થળેથી ગર્જના કરતાં આવેલાં વાદળાં બીજે જ સ્થળે વર્ષી પડ્યાં! તે કાંઇ બોલે તે પહેલાં મેં જ આંખો ફેરવીને સવાલ કર્યો;–

"કેમ, મીયાં યૂસુફ ! ક્યાં ભટકવા ગયા'તા ?"

"વિક્ટોરિયા પાર્કમાં ફરવા ગયો'તો. ત્યાંથી પાછો ફરતાં આજે મારો નૌશા-બાનો પાર્ટ હોવાથી હજામત કરાવવા અને હમ્મામખાનામાં ન્હાવા રોકાયો એટલે આવતાં જરા વાર થઈ ગઈ." યૂસુફે સીધો જવાબ આપ્યો.

"તમારી બજારમાં હજામત થઈ ને અમારી હજામત અહીં થઈ ગઈ !" મેં તેના એક શબ્દને પકડીને વાતને આગળ લંબાવી.

"એટલે ? કાંઈ સમજાતું નથી. તમારી હજામત કરનાર કોણ છે ?"

"લખનૌ જેવા શહેરમાં હજામોનો કાંઈ દુકાળ છે ?"

"બૈરાંની તે વળી હજામત થતી હશે !"

"ભાયડાની હજામત એક રીતે થાય છે, ને બૈરાંની હજામત બીજી રીતે થાય છે !" મેં કહ્યું.

"આજે કાંઈ બહુ જ ભેદમાં બોલાય છે ! જરૂર કાંઈ પણ નવાજૂની થએલી દેખાય છે !" યૂસુફે હવે કાંઈક મારા બદલાયલા રંગને ઓળખ્યો.

"કૂતરો જ્યારે હડકાયો થાય છે, ત્યારે બિલ્કુલ ભાન ભૂલી જાય છે. અને જે હડફેટમાં આવે તેને બચકું ભરવાને ધાય છે." હું બોલી.

"એવો હડકવા કોને ચાલ્યો છે ?" યૂસુફે અજાયબીથી પૂછ્યું.

"આપણા શેઠજીને ! તે દિવસની મારી 'ના'નો કાંટો રહી રહીને ઠેઠ અત્યારે એની છાતીમાં સાલ્યો છે !" એ કહેવા સાથે આજના બનાવોનો બધો વૃત્તાંત મેં મારા ગમખાર યૂસુફને કહી સંભળાવ્યો અને તે સાંભળીને તેનો પિત્તો પણ ઉછળી આવ્યો.

તે ગુસ્સામાં જ બોલ્યો કે, "ત્યારે છોડી દો, કાલે ને કાલે જ એની નોકરી. આવા શેઠની નોકરીની આપણને શી દરકાર છે ? જે નાટકમંડળીમાં જઇશું ત્યાં આપણામાટે એકને બદલે દશ નોકરીઓ તૈયાર છે."

"જી નહિ, હાલ તરત હું નોકરી પણ છોડવાની નથી અને એ શેઠની ઇચ્છાને વશ પણ થવાની નથી. એની કંપનીમાં રહી મારી ઇચ્છા પ્રમાણે ચાલીશ, અને એ મુઆ બળેલાને રોજરોજ બાળીશ. જે દિવસે બહુ જ તણાશે, તે દિવસે તૂટી જવાનું તો છે જ. રજ્જો, આવી હરકતોથી પોતાને ધિક્કારનારી બાયડીને વશ કરવા ચહાય છે !" હું બોલી.

"બિચારાને સ્ત્રીના હૃદયનો જોઇએ તેવો અનુભવ નથી, એટલે અમથો જ આમ ખાંડ ખાય છે." યૂસુફે મારા મતને પુષ્ટિ આપી, અને કહ્યું કે, "ઠીક

ત્યારે હું બજારમાં જઈને તમારામાટે કાંઈક ખાવાનું લાવું છું. હજી પોણા કલાકનો સમય છે, તેટલી વારમાં તો હું આવી પહોંચીશ."

મને પણ ભૂખ લાગેલી હોવાથી આનાકાની ક્યાઁ વગર મેં તેને જવા દીધો. તેના ગયા પછી તરત જ લલિતા આવી અને તેને પણ મેં બનેલી બધી બીના કહી સંભળાવી. આવી બાબતો હજારવાર તેની નજર તળેથી નીકળી ગયેલી હોવાથી મારી ધારણા પ્રમાણે તેણે કશી પણ અજાયબી ન બતાવી. એટલે મેં પૂછ્યું કે;—"કેમ લલિતા બહેન! આ કથાએ તમારા હૃદયને જરા પણ ન ડોલાવ્યું?"

"હૃદય શાનું પથરાનું ડોલે? હું ઘણા દિવસથી જેની આશા રાખી બેઠી હતી, તે પરિણામ છેવટે આજે આવ્યું; પણ મારી ધારણા કરતાં કાંઈક મોડું આવ્યું, એટલું આપણા શેઠજીએ અપૂર્વ ધૈર્ય બતાવ્યું." લલિતા બોલી.

"વાહ, ત્યારે તો આપણા શેઠજીની આબરૂ આ પ્રમાણે જોતાં તો આવી બાબતોમાં વધારે સારી બંધાયલી છે!" મેં કટાક્ષથી કહ્યું.

"એ તો બહેન! ન બોલ્યામાં નવ ગુણ; બાકી જ્યાં જોશો ત્યાં એક કે બીજી રીતે નાટક મંડળીઓની સાંકળમાં આવી જ કડીયો સંધાયલી છે!" લલિતાએ માર્મિકતાથી જ ઉત્તર આપ્યું.

"આપણે તો આવતી કાલે જ કરવાનાં છીએ ધડાકા." મેં કહ્યું.

"ધડાકા કરશો તો ફાવશો, ને દબાશો તો જે થોડી ઘણી પ્રતિષ્ઠા છે તે પણ ધીમે ધીમે ગુમાવશો. એ તો મોચીના દેવને ખાસડાંનો હાર પહેરાવાય છે, વીંછીને મારવામાટે જોડાનો જ ઉપયોગ થાય છે; સીધી આંગળીથી ઘી નથી નીકળતું, આડી આંગળીથી જ કાઢી શકાય છે." લલિતાએ, તે અમારા શેઠના સ્વભાવને સારી રીતે જાણતી હોવાથી, મર્મમાં જ જે સૂચના આપવાની હતી તે આપી દીધી.

યૂસુફના આવ્યા પછી હું જમી, અને રાતે મેં મારો પાઠ પણ બરાબર ભજવી બતાવ્યો.



## પ્રકરણ ૧૭ મું

## જ્વાળામુખીનો સ્ફોટ

નાટક પૂરું થયા પછી હું બિછાનામાં તો પડી, પણ સવાર થયું અને સૂર્યોદય પણ થયો તોય મારી આંખોને ઉંઘનો સ્વાદ મળી શક્યો નહિ; કારણ કે, શેઠને ક્યારે મળું અને મારા હૃદયમાં ઘૂમી રહેલા વિચારોને શબ્દોદ્વારા ક્યારે બહાર પાડું, એ જ વિચાર પ્રબળતાથી મારા મસ્તિષ્કમાં ઘૂમી રહ્યો હતો અને તે એટલી હદ સુધી કે તેણે ચિંતાનું જ સ્વરૂપ ધારણ કરી લીધું હતું, એમ કહું તોપણ ચાલી શકે; અને ચિંતાતુર મનુષ્યનાં નેત્રોમાંથી નિદ્રાનો સર્વથા લોપ થઈ જાય છે, એ જગત્પ્રસિદ્ધ વાર્ત્તા હોવાથી એના વિશેષ વિવેચનની કશી પણ આવશ્યકતા નથી. આખી રાતનો ઉજાગરો થવાથી સવારમાં શરીર બહુ જ મંદ અને શિથિલ દેખાયું, પરંતુ આજકાલના નવા જમાનામાં એવી મંદતા તથા શિથિલતાને દૂર કરી શરીરને, ભલે થોડા વખતને માટે, પણ

ઉત્તેજિત કરનારાં ચાહ અને કૉફી જેવાં સાધનો તૈયાર હોવાથી એ મંદતા તથા શિથિલતાનો મારા શરીરમાં વધારે વાર ટકાવ થઈ શક્યો નહિ. સ્ટ્રાંગ ચાહનો એક કપ પેટમાં પધરાવી એક સરસ ટેસ્ટફુલ સિગારેટને મોઢામાં નાખી સળગાવતાંની સાથે જ શરીરમાં કૃત્રિમ ઉષ્ણતા અને ઉત્સાહનો આવિર્ભાવ થઈ ગયો અને સુસ્ત ચહેરામાં લાલી આવી ગઈ. જિન્તાનની ગોળીવાળી પાનપટ્ટીએ પણ સારી મદદ કરી. પાન ચાવતી વખતે મારા મનમાં એક વિચાર આવ્યો કે, 'ચાલો આ કાળમાં મનને મનાવવાનું આ પણ એક અચ્છું સાધન છે; ભીમે દુઃશાસનના રક્તપાનથી પોતાના વૈરના અગ્નિને શાંત કર્યો હતો અને આજે પાનના રક્તપાનથી લોકો પોતાના હોઠને લાલ રાખી પોતાની મરી ગએલી વીરતાનું મંદ, નિરર્થક સ્મરણ કરાવે છે!' સિગારેટનો ધૂમાડો થઈ ગયા પછી મેં મારા સર્વગુણસંપન્ન શેઠજી પાસે જવાની તૈયારી કરી; કારણ કે, રીહર્સલની વેઠ આજે રજાનો દિવસ હોવાથી ઍક્ટરોના માથાપરથી ટળી ગઈ હતી. હું શેઠજીના ઓરડામાં ગઈ તે વેળાએ શેઠજી ગરમાગરમ ચાહ પીવામાં મશગૂલ હતા. એક છોકરો કપમાંથી ગરમ ચાહ સોસરમાં નાખતો હતો અને શેઠજી સોસરમાંની ચાહને પોતાના ગોળમટોળ પેટમાં નીરાંતે પધરાવતા હતા. મને જોઇને તેમણે મોઢું જરાક બીજી બાજૂએ ફેરવી નાંખ્યું.

મેં પણ કાંઈ મોટા માનપાન કે આદરસત્કારની આશા તો રાખી જ નહોતી; એટલે શેઠના બેસવાની ખાસ ઝુલણા કુરસીમાં બેસીને મેં મારા ભાષણનો નીચે પ્રમાણે આરંભ કરી દીધો:–

"મારા મેહરબાન શેઠજી! આમ મોઢું ફેરવી નાખવાની અને ઉછીનો અણગમો બતાવવાની કશી પણ અગત્ય નથી. આજે હું તમારી સાથે વાતચીત કે પીંછી મારામારી કરીને હમેશનો ફેસલો કરી નાંખવાને જ આવી છું. એટલે મોઢું આ બાજૂએ લાવો અને જે કાંઈ નાલાયકી કરવાનો વિચાર હોય તે અત્યારે જ ખુલ્લંખુલ્લાં કહી બતાવો. વીરપુરુષો તો સામી છાતીએ જ આઘાત કરે છે; બાયલાની પેઠે પાછળથી ઘા નથી મારતા. સમજ્યા? પેલું આપણા એક ગુજરાતી નાટકમાંનું ગાયન તમને યાદ તો હશે જ કે, 'ધિક્ક છે ધિક નફ્ટ નર, ઘા આગળ મૂકી પાછળ મારે!' બોલો, આ વિશે તમારો શો જવાબ છે?"

"ચંપા! એક તો મારા ખાનગી ઓરડામાં તમે રજા વગર આવ્યાં એ જ તમારું ગેરવાજબી પગલું છે, અને તે ઉપરાંત વિનાકારણ આવાં અપમાનકારક વચનો સંભળાવો છો, એ તો તમારી નાલાયકીની હદ જ થાય છે. મેં શી નાલાયકી કરી અને બાયલાની પેઠે પાછળથી શો ઘા માર્યો, તે વિશે કાંઈ ખુલાસો કર્યા વિના જ એકદમ કોઇના શિરપર આરોપ મૂકવો, એ બુદ્ધિમતી સ્ત્રીનું કાર્ય નથી." શેઠજીએ ધીમેથી પાસું બદલી ખોટી સભ્યતાનો ડોળ બતાવ્યો.

"નાલાયકીના ભંડારના મુખમાંથી એ શબ્દો નીકળે છે કે, "મેં શી નાલાયકી કરી?" અરે વાહ રે મારા વાલી! આ તો સો ઉંદર ખાઇને બિલાડી મર્જાદ લેવા નીકળી! એવી કોઇ નાલાયકી છે જ નહિ કે, જે તમે ન કરી હોય! જે તમારા હાથે પોતાના જોબનને લૂટાવે તેની ગેરહાજરીના ખાડા ન કપાય અને મારા જેવી એક ઍક્ટ્રેસ તમારી નીચ વાસનાને તાબે ન થાય, તો તેનો પગાર કપાય! એ જ ખરેખરી લાયકી! ખુશામદી ટટ્ટુઓને શેકખાતાનાં પકવાન મળે

અને સત્યવક્તા તમારા સદાવ્રતખાતાનો ઢોરને ખવડાવવા લાયક ખીચડો ખાય, એ વળી નંબર બીજાની લાયકી! તમારા દલાલો ઍક્સ્ટ્રા ક્લાસમાં બેસે. અને મારી માતા એકવાર નાટક જોવા આવી તેની ટિકિટના પૈસા લેવાય. એ પણ ખાસ વખાણવા જેવી જ લાયકી! બાયડી બળી બળીને મરે અને બાયડીના હક્કનું ફળ ત્રણ ટકાની ઍક્ટ્રેસો તથા નાટકના છોકરાને મળે એ તો વળી અલૌકિક અશ્રુતપૂર્વ લાયકી! દુનિયામાં મળવી મુશ્કેલ એવી લાયકી! ટુંકામાં કહેવાનું એટલું જ કે, તમારી લાયકીઓનું વર્ણન કરવા બેસે તો શેષનાગની હજાર જિહ્વાઓ પણ થાકી જાય, તો મારા જેવી એક જીભવાળી અબળાથી એ લાયકીઓનું પૂરે-પૂરું વર્ણન કેવી રીતે કરી શકાય? ગુજરાતી ભાષાના શબ્દકોષ બનાવનારાને હવે મારે ખાસ ખબર આપવાની છે કે, જેવી રીતે કાફરીસ્તાનમાં સાત કે બાર દુશ્મનોનાં ખૂન કરનાર પુરુષ જ પુરુષ નામ ધારણ કરવાને લાયક મનાય છે; તેવી રીતે અમારી કંપનીના શેઠના સંબંધમાં લાયકાતનો બીજો જ અર્થ થાય છે; માટે એ લાયકાતની નવી વ્યાખ્યાને કોષમાં સ્થાન આપવું અને ઉદાહરણ તરીકે અમારા મોટી લાયકીવાળા શેઠનું નામ સ્થાપવું!"

"બસ, વધારે લવારો કરવાની અગત્ય નથી. તમારી જે કાંઈ ફરિયાદ હોય તે સીધી સીધી સંભળાવો અને નહિ તો ચાલતાં થઇ જાઓ. જો યોગ્ય ફરિયાદ હશે, તો તેનો ઇન્સાફ મળશે; અને નહિ તો આવા નિર્લજ્જ આરોપો મૂકવા-માટે તમારે યોગ્ય શિક્ષા ભોગવવી પડશે." શેઠજીએ કોપનો રંગ લાવીને કહ્યું.

પણ એવી ધમકાવણીથી કાંઇ આપણે ડરી જઇએ તેવાં ન હોવાં; હું પણ કાફન માથાપર બાંધીને જ આવેલી હોવાથી મેં તત્કાળ ચોખ્ખે ચોખ્ખું પરખાવી દીધું; "શિક્ષા કરનારા બધા મરી ગયા અને તમને આશ્ચર્ય કે તાવ પણ ન આવ્યો! તમે પણ હું જે કાંઇ કહેવા આવી છું તે સીધે સીધા સાંભળી લ્યો અને પોતાની ભૂલને સુધારો નહિ તો મારા હાથે તમારી ઓકાત બગડી જશે અને આટલા દિવસની બનાવટી આબરૂ ધૂળમાં મળી જશે. છેડાયલી બાયડી છંછે-ડાયલી નાગણ જેવી હોય છે, એ તત્ત્વને કદાપિ ભૂલશો નહિ."

"આવી લાંબી લાંબી પ્રસ્તાવનાઓ કરવા કરતાં જો છેવટે તમારો વિચાર શો છે, તે જ જણાવો તો મોટી મેહરબાની." શેઠજીએ ધોતિયાના છેડાથી ચશ્માનો કાચ સાફ કરતાં ઝીણી આંખો મટકાવી કહ્યું.

"બહુ વિચાર કર્યા પછી છેવટે તમારી નોકરી છોડી દેવાનો મારો નિશ્ચય થઈ ચૂક્યો છે." હું બોલી.

"પણ તમે ત્રણ વર્ષ સુધી કંપનીની નોકરી કરવાનું એગ્રીમેન્ટ કરી આપ્યું છે, તે ભૂલી ન જાઓ. કાં તો ચુપચુપ નોકરી કરો અને કાં તો ડેમેજિસના રૂપિયા ત્રણ હજાર ભરીને ગમે ત્યાં ચાલ્યાં જાઓ." શેઠજીએ કાયદાનો આશ્રય લીધો.

"મેં કંપનીમાં એક ઍક્ટ્રેસ તરીકે નોકરી કરવાનું-સ્ટેજપર ત્રણ વર્ષ સુધી તમે જેમ નચાવો તેમ નાચવાનું ઍગ્રીમેન્ટ કરી આપ્યું છે ખરું, પણ કાંઇ મરી જવાનું ગુલામીખત લખી આપ્યું નથી. કોઇ પણ ખાતામાં વધારેમાં વધારે નવ કલાક કરતાં વિશેષ નોકરી નોકર પાસેથી લેવાતી નથી; અને જો લેવાય છે તો તેનો વધારાનો કાંતો પગાર અપાય છે ને કાંતો પછી તે નોકરી જુલમ અથવા ગુલામગીરીના નામથી જ ઓળખાય છે. આ નાટક મંડળીમાં દિવસના ત્રણ

કલાક રીહર્સલમાં અને રોજ રાતે છથી સાત કલાક નાટકમાં જાય છે અને નવા નવા પાઠ યાદ કરવામાં સરેરાસ રોજ ત્રણથી ચાર કલાકનો સમય વીતી જાય છે; એટલે કે, રોજ બારથી તેર કલાકની સખ્ત મજુરી લેવાય છે, છતાં બિચારા ઍકટરોને ખોડા ઢોર માનીને ઢોરને લાયકનો ખોરાક અપાય છે અને પગારમાં કાપકૂપ થાય છે, એ કાયદા મને મંજૂર નથી.'' મેં અંદરના ભેદોનો પાડો વાંચવા માંડ્યો.

"કાયદા બધાને માટે એકસરખા છે, કાંઈ તમારા માટે નવા કાયદા કરવામાં આવ્યા નથી. 'એ તો સહુમત તે વહુમત' એવો નિયમ હોવાથી એ બાબતમાં તમારાથી કશો પણ વાંધો લઈ શકાય તેમ નથી. ઍગ્રીમેન્ટમાં લખ્યા પ્રમાણે કંપની તમને ખોરાક અને રહેવાની જગ્યા આપવાને બંધાયલી છે અને તે આપે છે; તો વધારે તમે શું માગો છો?'' શેઠે કહ્યું.

"વાહરે મારા કાયદાબાજ શેઠ! તમારી બુદ્ધિ તો ચાણકયની બુદ્ધિને પણ મહાત કરનારી છે; પણ આ રમત તમારાં હવે પછી પેદા થનારાં છોકરાંને શીખવજો, ચંપા તો તમારા જેવાં ઘણાંક બાળકોને ભણાવે તેવી ચાલાક છે. તમે તો કહેશો કે, ઘોડાની પેઠે પલાળેલા ચણા ખાઓ અને રાતે તબેલામાં આરામ લેવામાટે સૂઈ જાઓ, તો શું તે પણ અમારે કબૂલ કરવું કે? કારણ કે, ચણા પણ ખોરાક છે. અને તબેલો પણ ઘોડા બાંધવાની જગ્યા તો છે જ. જો કોર્ટમાં આવી કાયદાબાજી ચલાવશો તો ફજેતીના ફાળકા થશે અને આબરૂના વટાણા વેરાઇ જશે. બ્રિટિશ ઇન્સાફની અદાલત તમારા એ ગુલામીખતને કોઇ કાળે પણ કબૂલ રાખવાની નથી. અંધારામાં ને અંધારામાં બિચારા અશિક્ષિત અજ્ઞાન ઍકટરોની બુદ્ધિમંદતાનો અત્યારે તો તમે લાભ લેતા જાઓ છો, પણ જ્યારે કોઇ દિવસ આ તમારાં કાળાં કર્મોનો પ્રકાશ થશે, ત્યારે પાપરૂપ જલથી પલળીને ભારી થએલી ગોદડીને નીચોવી કોરી કરવાનું કામ બહુ જ ભારી થઇ પડશે. 'ફાવેલો ડાહ્યો' એવી કહેવત છે ખરી, પણ કોઇ દિવસે 'ડાહ્યો કાગડો બે પગે બંધાય' એ કહેવત ખરી ઠરવાનો પણ વારો આવી લાગે છે અને તે વેળાએ એ ફાવેલ ડાહ્યાપર જ લોકો ધિક્કારનો વર્ષાદ વર્ષાવી તેને મૂર્ખશિરોમણિના નામથી ઓળખે છે, એ વાત તમે માનો છો ખરા કે નહિ? સરકાર પોતે પણ નોકરોપર આવી સખ્તાઈ કરતી નથી. તો તે તમારી સખ્તાઈને કબૂલ રાખશે, એવી કલ્પના જ તમારા મસ્તિષ્કમાં કેવી રીતે આવી શકે છે, તે હું સમજી શકતી નથી.'' મેં જવાબ આપ્યો.

"ત્યારે જેવી રીતે હિમાલયની રાજકુમારી પ્રમિલાએ સમસ્ત પુરુષજાતિ વિરુદ્ધ બળવો જગાવ્યો હતો, તેવી રીતે તમે મારી વિરુદ્ધ બળવો જગાવશો જ? જો એમ કરશો, તો છેવટે પ્રમિલાએ જેમ અર્જુનના પ્રેમમાં પડતાં પોતાનાં શસ્ત્રો છોડી દીધાં હતાં અને પુરુષજાતિના વર્ચસ્વને માન્ય રાખ્યું હતું; તે જ પ્રમાણે તમારે પણ કાયદાના હુકમથી શાંત થવું પડશે અને લખી આપેલા ઍગ્રીમેન્ટની શરતો કે ગુલામીખતની કલમો માથું નમાવીને માન્ય રાખવી પડશે. આટલામાં જ સમજી જાઓ, તો સારું છે; નહિ તો મને પણ મહેનતમાં નાખશો અને પોતે પણ હેરાન થશો. વાર્યાં નથી વળતાં, પણ હાર્યાં તો જરૂર વળશો'' શેઠજીએ બીજીવાર ધમકી બતાવી.

"તમારો જો એવો જ વિચાર હોય તો અત્યારથી જ આપણા આ કંપનીને અને તમારા જેવા શેઠ માલિકને સદાના રામ રામ છે. જે પગાર નીકળે છે, તે પણ

તમને કૃષ્ણાર્પણ કર્યો અને જીવતાં છૂટીએ તો જાણે ગંગા ન્હાયાં! ચાલો ત્યારે ઉઠો અને મારો સામાન તપાસી લ્યો, નહિ તો વળી પેલા ગોવર્ધનપર જેમ ચોરીનો આર્જ મૂક્યો હતો, તેમ મારાપર પણ મૂકશો અને કહેશો કે, 'મારું આ લઇને ભાગી ગઇ અને તે લઇને ન્હાસી ગઇ.' આપણો અત્યારે અને આ પળે જ આ કેદખાનાને ખાલી કરી ચાલ્યાં જવાનો પકકો નિશ્ચય થઇ ગએલો છે. જો જબર-દસ્તીથી મને અટકાવશો તો કાલ થનારો ફજેતો આજે જ થશે અને બન્નેનાં નામ ચૌટામાં ચર્ચાશે." મેં પણ રોકડું જ પરખાવી દીધું.

હવે શેઠજીનો પિત્તો એકદમ તપી આવ્યો—કહો કે, તેમનામાં પોતાની શેઠાઇની છટા આવી ગઇ અને તેના જોશમાં તેઓ બોલી ઉઠયા:—"જા જા, આ ઘડીએ અને આ પળે જ ચાલતી થા. તારા જેવી એક ત્રણ બદામની નાચનારીપર ઍગ્રીમેન્ટ બજાવીને મારી આબરૂ હલકી કરું એવો હું નાદાન નથી; જો કંપ-નીને પગાર આપવાની શક્તિ હશે તો તારા જેવી એક હજાર ને એકવીસ નાચ-નારીઓ આવી મળશે. પેલા તને વેચી નાખવામાટે લાવેલા ગુલામી ધંધો કરનારાઓના પંજામાથી તને છોડાવી અને નાટ્યકળા શીખવી પાંચ પૈસા રળી ખાવા લાયક બનાવી, તેના બદલામા તેં આવી નીચતા બતાવી? શરમ છે, ઘણી જ શરમ છે! પાંચ પાઠ વખણાયા એટલે ખોપરી ફાટી ગઇ; ગાડા નીચે ચાલનાર કૂતરું જેમ પોતાના આધારે જ ગાડાને ચાલતું ધારે છે તેમ આ કંપ-નીને પોતાના આધારે ચાલતી ધારવાને તૈયાર થઇ! તારો પગાર પણ મારે નથી રાખવો, તે પણ લેતી જા અને પેલા ભીખારડા યૂસુફને ખવડાવી ખુશ થા. અલ્યા પરશવા! મેહતાજીને બોલાવ."

શેઠનો માનીતો છોકરો પરશવો જઇને કંપનીના મેહતાજીને બોલાવી લાવ્યો અને તેને શેઠજીએ હુકમ ફર્માવ્યો, "આ ચંપાનો ગઈ કાલ સુધીનો હિસાબ કરી નાખો અને કાયદાસર જે કાંઇ એનું નીકળતું હોય તે ચૂકવી આપો. એ જાય ત્યારે એનાં પેટીપટારાં તપાસી જોજો કે કંપનીની કોઇ ચીજ ચાલી ન જાય. આજથી કંપની એ નાલાયકને રજા આપે છે."

"બિચારી આ નાલાયક કંપની મને તે શું રજા આપવાની હતી! એમ કહો, કે આ હિંમતબહાદુર ચંપા આજથી આ કંપનીને અઢી ફદીયાનું પાણીચું પકડાવે છે! મેહતાજી! ચાલો અને ઝટ મારો નિકાલ કરી નાંખો. આ જીવતા દોજખમાંથી જેમ જલદી છૂટાય તેમ સારું છે." મેં પણ છેલ્લા પાટલાપર આવી જઇને ચમકાવ્યુ.

બિચારો મેહતાજી વૃદ્ધ અને ભુલો માણસ હોવાથી શેઠની સ્પષ્ટ આજ્ઞાના અભાવનો લાભ લઇ, તેણે મને કાપકૂપ વગર મારો ચઢેલો પગાર ચૂક્વી આપ્યો અને ત્યારપછી મારા સામાનની તપાસણી કર્યા વિના જ મને કંપાઉન્ડમાંથી બહાર જવાની સદર પરવાનગી આપી દીધી. મારું બીજું તો એવું કોઇ સ્થાન હતું જ નહિ કે જ્યાં જઇ શકાય અને છૂટથી રહી શકાય; એટલે 'મુલ્લાની દોડ મસ્જિદ સુધી' એ કહેવત પ્રમાણે સીધી હું મારા રાચરચીલા સાથે લલિતાને ઘેર જઇ પહોંચી અને તેને બનેલી બધી બીના કહી સંભળાવી. હું જે વેળાએ નાટકશાળામાંથી નીકળી તે વેળાએ યૂસુફ ક્યાંક ઉડનછૂ થયેલો હતો. તે પાછ-

ળથી આવ્યો અને મારા ચાલ્યા જવાની વાત સાંભળી થોડીવાર પછી મારી પાસે દોડી આવ્યો. મારો બધો વૃત્તાંત સાંભળી તેણે પણ નોકરીપર ન જવાનો પોતાનો નિશ્ચય દર્શાવ્યો. તેનો કાંઇ વધારે સામાન તો કંપનીમાં હતો જ નહિ, 'આવા ઉઠયા બગલમાં હાથ' જેવો હિસાબ હોવાથી તેણે તો પગારના નામપર ધૂળ નાખીને મારી સાથે લલિતાના ઘરમાં જ પોતાનો અડ્ડો જમાવ્યો. ખૂબી એ થઈ કે, એ દિવસે રાત્રે 'શહીદે નાજ' નું નાટક હતું અને તેમાં અમારાં બન્નેના પાઠ વખણાયલા હોવાથી હેન્ડબિલ્સમાં અમારાં નામો છપાયલાં હતાં કે, ચંપા ફલાણો પાઠ કરશે અને યૂસુફ ફલાણો પાઠ કરશે, પણ "પ્યાલો હોઠે અડાડતામાં તો અનેક વિઘ્નો નડે' એ કહેવત અનુસાર સવાર પછી મામલો ફેરવાઇ જતાં રાતે પાઠો બદલાયાથી પ્રેક્ષકો બહુ જ અસંતુષ્ટ થયા. હજી છેલ્લા પાંચ સાત ખેલો કરવાના હોવાથી ચીકાર ઑડિયન્સની આશા રાખતા લોભી શેઠના મનમાં કમાણીના રામ બોલો ભાઇ રામ થવાની ધાસ્તી પેસી ગઈ.

લલિતા અને લાલજી તો નિયમ પ્રમાણે પોતાની નોકરીપર ગએલાં હતાં. તેઓ રાતે ત્રણ વાગે આવ્યાં, ત્યાંસુધી હું અને યૂસુફ આમ તેમની વાતો, હાસ્યવિનોદ અને ભવિષ્યમાં હવે શું કરવું એ વિષે સલાહ મસલતમાં વખત વીતાડતાં જાગતાં જ બેઠાં હતાં; કારણ કે, રોજ જાગરણ કરવાની ટેવ પડી ગએલી હોવાથી જો સૂતાં હોત તો અમને ઉંઘ આવત નહિ અને બિછાનાને અકારણ પરિશ્રમ વેઠવો પડત. લલિતાને આવેલી જોતાં જ મેં સવાલ કર્યો કે;— "કેમ લલિતા બહેન ! ખેલ ભજવાયો ? કાંઇ ખામી તો ન આવી ?"

"એ તો કોઇનાં વિના કાંઇ અટકી રહેતું જ નથી. મોટા મોટા રાજા મરી જાય છે તેમના વિના પણ ચાલ્યું જાય છે, તો તમારા બે વિના નાટક કાંઇ બંધ તો ન જ પડે; કારણ કે, તમારા પાઠો ત્રણ ત્રણ જણને તૈયાર છે. છતાં કોઇ વખણાયલા પાત્રનો પાઠ બીજો ઍક્ટર ભજવે, તો પ્રેક્ષકોની આંખમાં તે એટલો બધો બેસતો નથી અને તેથી કેટલેક અંશે ખામી જરૂર દેખાઇ આવે છે. આજે પણ તમો બન્નેને ન જોવાથી ઑડિયન્સમાંનો અસંતોષ સ્પષ્ટ દેખાઇ આવતો હતો. યૂસુફનાં જે ગાયનો ચાર ચાર વાર વન્સમોર મેળવતાં હતાં, તે ગાયનોમાં વીજળીએ એક પણ વન્સમોર લીધી નહોતી અને યમુનાએ કરેલો તારો પાઠ તો બિલકુલ માર્યો જ ગયો. એથી માલિકના મનમાં ભય પેસી ગયો છે અને તે તમારી જોડે સમાધાન કરવા માંગે છે. તમો બન્ને મારાં મહેમાન છો, એની તેને ખબર છે અને મારા ધારવા પ્રમાણે તે પોતે આવતી કાલે અવશ્ય અહીં આવવાનો જ. કારણ કે, આપણા એ શેઠને ગરજ હોય ત્યારે કૂતરાને કાકો કહેવાની અને આગલા ઘરનો દીકરો બની જવાની પણ કળા ઘણી જ સારી આવડે છે; તેમ જ ગરજ સરી ગઈ હોય, તો આંખો ફેરવવાની અને શર્મને બિલકુલ દેશનિકાલ કરી દેવાની કળામાં પણ તે તેટલો જ નિપુણ છે. એટલામાટે મારો એ જ ઉપદેશ છે કે, આ તમારો વખત હોવાથી જો તે સમજાવવા આવે, તો પોતાનો લાભ સાધી લેવામાં જરા પણ ચુકશો નહિ, નહિ તો પાછળથી કશો પણ લાભ થવાનો નથી. દિલ્લીમાં પણ એકાદ મહિનો શાંત રહેજો અને તમારા પાઠો તથા તમે પોતે વખણાઈ જાઓ, ત્યારે જ માથું ઉંચકજો,

નહિ તો અહીં પાઠ કરાવશે અને દિલ્લી નવું સ્ટેશન હોવાથી ત્યાં તમારા પાઠ કાઢી નાખશે, તો ઑડિયન્સની આંખમાં તમો આવશો જ નહિ, એટલે પછી તમારી તેને બહુ જ ઓછી ગરજ રહેશે અને અત્યારે તમે તેનાપર ગાલિબ છો, તેને બદલે તે તમારાપર ગાલિબ થઈ જશે. નાટક કંપનીની ખટપટો રાજખટપટ જેવી હોવાથી બહુ જ વિચારીને વર્તવામાં ન આવે તો ઘણીકવાર લાભને બદલે હાનિ જ થઈ જાય છે." લલિતાએ પોતાનો અનુભવ દર્શાવ્યો.

લલિતાની ધારણા અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થઈ. અમારા શેઠ સવારમાં સાડા સાત વાગ્યામાં જ લલિતાને ઘેર આવી ચડક્યા. રોજ દશ વાગે બિછાનામાં આંખ ઉઘાડનાર ઊંઘણશી આજે સાડા સાત વાગ્યામાં તો મારા ઉતારામાં આવી હાજર થયા હતા, એટલે તરત મેં કલ્પના કરી લીધી કે, શેઠજીપર રાતે નિદ્રાદેવીએ બિલ્કુલ કૃપા કરી હોય, એમ દેખાતું નથી. લલિતાએ, પોતે જાણે કશામાં હોય જ નહિ અને કાંઈ જાણતી જ નથી, એવી રીતે તેમનો સત્કાર કર્યો અને કૉફી વગેરે બનાવી તેમના મોઢા આગળ હાજર કરી દીધી. શેઠજી તો પોતાના સ્વાર્થમાં જ આળોટતા હતા, એટલે મને તથા યૂસુફને બોલાવી તેમણે જગતના મહાન્ ઉપદેશક બુદ્ધદેવ જેવો બાહ્ય આડંબર બતાવીને પોતાના ભાષણનો આરંભ કર્યો:-

"યૂસુફ અને ચંપા, તમો બન્ને હજી નાદાન છો અને આ દુનિયાની ખટપટોને જાણતાં નથી, તેથી જ તમોએ આવી નાદાની કરી છે અને મારી કંપનીમાંથી દૂર થયાં છો. છતાં છોરૂકછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય, એ નિયમને અનુસરી તમોને તમારા અપરાધની ક્ષમા આપવા અને આપણા વચ્ચે પડેલા મતભેદને ટાળી સમાધાન કરવામાટે જ હું ખાસ અત્યારે ચાલી ચલાવીને અહીં આવ્યો છું. ચંપા પાસે મેં જે કાંઈ અયોગ્ય માગણી કરી હતી, તે માત્ર તેના પ્રેમની પરીક્ષા લેવામાટે જ હતી, તેમાં મારો જરા પણ આંતરિક દુષ્ટ ભાવ નહોતો અને તેની સાબિતી તરીકે આજથી હું એને મારી ધર્મપુત્રી તરીકે બોલાવું છું. ચંપા! યૂસુફમાં તમારો આવો અવિચળ પ્રેમ હોવાથી હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. મારી કંપનીમાં પ્રથમ આવી તમે નાટકનો વ્યવસાય શીખ્યાં અને નામ મેળવ્યું, તેમ જ યૂસુફે પણ કંપનીની સારી આબરૂ વધારી છે, તો તમારા જેવાં ઉત્તમ માણસો મારી નોકરીમાંથી દૂર થાય, એમાં મારી આબરૂ નથી અને તમે ઘરઘર ભટકો, એમાં તમારી પણ આબરૂ નથી. જુન્વું તે સુન્વું, એ કહેવત જગત્પ્રસિદ્ધ હોવાથી એક સ્થળે ઠરીને રહેવામાં જ વધારે પ્રતિષ્ઠા છે. આશા છે કે, તમે આજના ખેલમાં પાઠ કરી આગળની પેઠે જ ગાડું ગબડાવશો. હવે હું તમને કાંઈ પણ કહેવાનો નથી. ચંપા! હવે તમારા ખાડા પણ કપાશે નહિ.અને ભોજન પણ શેઠખાતામાંથી જ આવશે. આ તો મેં તમને તાવી જોયાં હતાં, પણ ધારો કે, એકવાર સાથી તકરાર થઈ હોય, તો પણ સાથે પડેલાં વાસણ પણ એક બીજા સાથે અથડાય છે, એમ ધારીને દરગુજર કરવા સ્વભાવ રાખવો જોઇએ. શેઠના એકવારના અપરાધને મહત્વ આપી તેની સેંકડો મેહરબાનીઓને ભૂલી જવી, એ તો મૂર્તિમતી કૃતઘ્નતા જ કહેવાય. બોલો, હવે તમારો શો વિચાર છે?"

યૂસુફે કાંઈ પણ ઉત્તર આપવાને બદલે કાંઇક અર્થસૂચક દૃષ્ટિથી મારી સ્હામું

જોયું. હું તેના આશયને સમજી ગઇ અને શેઠજીને સંબોધીને કહેવા લાગી કે;— "મારા મુરબ્બી શેઠજી! મને પ્રથમ પોતાની નાટકમંડળીમાં રાખી આ ધંધો શીખવાનો ચાન્સ આપવામાટે હું આપનો આભાર માનું છું. પણ પોતાનો લાભ તથા સ્વાર્થનો વિચાર બધાંને હોય છે, એ વાત તો આપના જેવા અનુભવી પુરૂષથી અજાણી નહિ જ હોય. જો તમારો અમો બન્નેને પાછાં પોતાની નોકરીમાં રાખવાનો વિચાર હોય, તો અત્યારે અમને જે પગાર આપવામાં આવે છે, તેમાં પચીસ પચીસનું પ્રમોશન આપો અને તે ઉપરાંત દર વર્ષે બન્નેને સાથે એક બેનિફિટ નાઇટ આપવાનું કબૂલ કરો. વળી હવેથી અમો આપની કંપનીના રસોડામાંનું ભોજન જમીશું પણ નહિ અને કંપનીના કૉમ્પાઉંડમાં રહીશું પણ નહિ; એટલે દરેકને પંદર રૂપીઆ ભત્તાના અને સાત સાત રૂપીઆ ઘરભાડાના તમારે જૂદા આપવા પડશે. આ બધી શર્તોવાળું નવું ઍગ્રીમેન્ટ થવું જોઇએ અને તેમાં આગળના ઍગ્રીમેન્ટને રદબાતલ ગણવાનો ઉલ્લેખ હોવો જોઇએ. જો આવી વ્યવસ્થા કરી આપવાનો આપનો વિચાર હોય, તો અમો તમારી નોકરી નિમક-હલાલી અને દિલોજાનથી પોતાની કંપની જાણીને કરીશું; નહિ તો તમને નોકર ઘણાં મળશે અને અમને શેઠ ઘણા મળી રહેશે. કોઇનું કોઈ વગર અટકી પડવાનું નથી.

"જસા ન માગે જામકો, યે માંગનકી ટેક;
તેરે માંગન બ્હોત તો, મેરે ભૂપ અનેક!"

અમારા ચાલાક શેઠે આકું અવળું સમજાવી હથેલીમાં ચાંદ બતાવી આ નવા ઍગ્રીમેન્ટના વિચારથી અમને ચળાવવાના પોતાથી બનતા બધા પ્રયત્નો કરી જોયા અને મોઢેથી વચનો આપવામાં વિક્રમ કરતા પણ વિશેષ ઉદારતા બતાવી. પણ હું એક ટળીને બીજી ન થઈ, અને ચૂસુકે બધો ભાર મારા માથા-પર જ નાંખી દીધો, એટલે અંતે લાચારીએ શેઠજીએ સાંજે ચાર વાગ્યા સુધી માથાકૂટ કર્યા પછી મારી ઇચ્છા પ્રમાણેનાં ઍગ્રીમેન્ટો કર્યા અને તેમની બે નકલો શેઠજીની સહી સાથેની અમે પણ લઈ લીધી. આખા દિવસના અપવાસી શેઠ સાંજે છ વાગે નાટકશાળામાં પધાર્યા અને લલિતા મને મારા વિજયમાટે ધન્યવાદ આપવા લાગી. રાતે અમો બન્ને પાઠ કરવાને થીએટરમાં ગયાં, પણ કાલની અમારી ગેરહાજરીની અફવા ગામમાં ફેલાઈ ગયેલી હોવાથી ઓડિયન્સમાં અડધોઅડધ ઘટાડો જોવામાં આવ્યો. એ દિવસે અમારા પાઠ જોઈ જનારાએ કરેલા રિપોર્ટની અસરથી વળતા દિવસના ઓડિયન્સની એ સ્થિતિ હતી કે, સાડા આઠ વાગ્યા પછી નાટકશાળામાં જગ્યા ન હોવાથી ટિકિટ ઑફિસની બારીએ તાળું વાસવું પડ્યું. ઉપરાઉપરી છેલ્લા આઠ ખેલમાં એવી જ પેદાશ થવાથી શેઠજીનાં ખીસાં તર થઈ ગયાં અને અમારાં માન એટલાં બધાં વધી ગયાં કે, સ્વર્ગ અમને હવે માત્ર ત્રણ આંગળના અંતરપર દેખાવા લાગ્યું!

એક અઠવાડિયા પછી કંપની લખનૌને ત્યાગી દિલ્હી જવામાટે ઉપડી. લખનૌમાં કમાણી સારી થયેલી હોવાથી શેઠજીએ દિલ્હી જવામાટે સ્પેશિયલ ટ્રેન કરી હતી. તેમાં એક ફર્સ્ટક્લાસનો ડબ્બો, બે સેકન્ડક્લાસનું કૅરેજ, બે થર્ડ ક્લાસ બોગી, ચાર માલગાડીઓ, એક બ્રેકવાન અને એન્જીન એ પ્રમાણેની વ્યવસ્થા હતી. ફર્સ્ટક્લાસનો અડધો ડબ્બો શેઠજી અને તેમના કુટુંબમાટે રાખ-

વામાં આવ્યો હતો, અને એક કમ્પાર્ટમેન્ટમાં યૂસુફ, લલિતા, લાલજી તથા મારા બેસવાની સગવડ કરવામાં આવી હતી. સેકન્ડ ક્લાસોમાં બીજી ઍક્ટ્રેસો, કેટલાક મોટા ઍક્ટરો અને માનીતા છોકરા વિરાજ્યા હતા, અને થર્ડક્લાસોમાં બાકીના છોકરા, સીનરીવાળા તથા રસોઇયા આદિની પધરામણી થઈ હતી. માલગાડીઓમાં કંપનીનો સામાન તથા ઍક્ટ્રેસો તેમ જ ઍક્ટરોની ટ્રંકો અને પથારીઓ ભરેલી હતી.

## પ્રકરણ ૧૮ મું

### સ્ટેશનપરનો દેખાવ

પુરાતન કાળમાં નાટકમંડળીઓનું માન કે મહત્ત્વ હતું કિંવા નહિ, એ વિષેનો વિશ્વસનીય ઈતિહાસ મારા જાણવામાં ન હોવાથી તે વિશે હું કાંઈ કહેતી નથી, પરંતુ આજકાલના જમાનામા તો નાટકમંડળીઓને કેટલુંક મહત્ત્વ અને સન્માન ખુલ્લી રીતે અપાય છે, એ તો હું છાતી ઠોકીને કહી શકું છું; કારણ કે, એ મારી નજરે જોયેલી ઘટના છે. પછી તે મહત્ત્વ અને માન આંતરિક ગમે તેવાં પવિત્ર કે અપવિત્ર કારણોથી અપાતુ હોય, તે એક જુદી બીના છે; પણ એથી કાંઇ બહારના દેખાવ કે આડંબરમાં ખામી પડેલી દેખાતી નથી. એક રીતે આજની કેટલીક સારી નાટકમંડળીઓ તેવા માનને પાત્ર પણ છે; કારણ કે, તત્રભવાન્ સમ્રાટ્ પંચમ જ્યાર્જ જેવા પ્રાતઃસ્મરણીય રાજરાજેશ્વરની પધરામણી જેવા પ્રસંગે, અનેક પ્રકારનાં દુર્વ્યસનો અને અજ્ઞાનના યોગે તળિયાઝાટક થયેલા કેટલાક નામ માત્રના રાજા, જાગીરદાર કે સરદારો, પોતાના દેશમાંથી સેકન્ડ ક્લાસ કે ઇન્ટર મીડિયટમાં અકળાતા ઝીકાતા આવે છે અને મુંબઈના સ્ટેશનપર પોતાની મહત્તા બતાવવામાટે વાંદરા કે કલ્યાણના સ્ટેશનપરથી થોડાક માઈલની મુસાફરીમાટે સ્પેશિયલ ટ્રેન છોડાવે છે; તેના કરતાં તો નાટકમંડળી હજાર દરજ્જે સારી, કે તે કાં તો સાધારણ ટ્રેનમાં જ પોતાની મુસાફરી કરે છે અને કાં તો જ્યાં મુકામ હોય ત્યાંથી જ્યાં જવાનું હોય ત્યા સુધીની સળંગ સ્પેશિયલ ટ્રેન રોકાવે છે. જ્યારે પણ લખનૌ, બનારસ, અમૃતસર, દક્ષિણ હયદરાબાદ, અમદાવાદ, વડોદરા, સુરત, મુંબઈ કે કરાંચી જેવાં મોટાં શહેરોમાંથી કોઈ પણ માન પામેલી નાટકમંડળી બીજે સ્થળે જવાને ઉપડે છે, તે વેળાએ ગાયકવાડ સરકાર જેવો કોઈ પ્રજાપ્રિય ભૂપાલ જતો હોય અને તેની વિદાયગિરી માટે જેટલી ધામધૂમ કરવામાં આવે, તેટલી જ બલકે કેટલીકવાર તેથી પણ વધારે ભારે ધામધૂમ સ્ટેશનના પ્લૅટફૉર્મપર આપણા જોવામાં આવે છે. જો કોઈ રાજ્ય સાથે નાટકમંડળીની સરખામણી કરીએ, તો નાટક મંડળીના માલિકને રાજા અને તેના ઍક્ટરો તથા ઍક્ટ્રેસોને રાજ્યમાંના મોટા અમલદાર ધારી લેવાં. અર્થાત્ પ્રયાણસમયે જેવું રાજા તથા તેના અમલદારોનું સ્ટેશનપર ગૌરવ કરાય છે, તેવું જ નાટકમંડળીના માલિક તથા તેનાં ઍક્ટરો અને ઍક્ટ્રેસોનું પણ ગૌરવ થાય છે. પણ એ ગૌરવના વિધિમાં મુખ્યતઃ ભાગ લેનારા કોણ હોય છે વારુ ?

પ્રથમ નાટકકંપનીના રાજારૂપ માલિકને માન આપનારાઓને આપણે

ઓળખીશું. એમાં નાટકમંડળી સાથે પરિચય રાખવામાં એક પ્રકારનું અભિમાન માનનાર અને માનના ભિક્ષુક કેટલાક ધનવાનો, હમેશાં વગર પૈસે એક્સ્ટ્રા ક્લાસની ખુરસીઓપર આવી વિરાજનારા, પોતાનાં કુટુંબી તેમ જ મિત્રોને પણ મફત નાટક બતાવનારા અને એક્સ્ટ્રા ક્લાસને 'ખુદાબક્ષ' ક્લાસનું નવું સાર્થક નામ અપાવનારા બ્રીફલેસ બૅરિસ્ટર, વસીલા વગરના વકીલ, કંપનીના મોદી, કંપનીનો બીજો માલ આપનારા ખાતાવાળા વ્યાપારીઓ, ડૉક્ટરો અને ક્વચિત્ પોલીસવાળાની સંખ્યા પણ વધારે પ્રમાણમાં હોય છે. બૅરિસ્ટર અને વકીલો નાટકમાં થતી મારામારી કે ઍક્ટરો સાથેના કેસમાં શેઠ તરફથી મફત બ્રીફ લઇને કોર્ટમાં ઉભા રહે છે; તઓ એમ ધારે છે, કે અમે લાઇટમાં આવીએ છીએ અને નાટકમંડળીના માલિક જાણે છે કે, મફત નાટક બતાવવાથી કોર્ટનું કામ મફતમાં જ કાઢી લેવાય છે. મોદી અને બીજો માલ આપનારા નાટક જોવાની લાલચથી ચાંપીને ઉઘરાણી કરતા નથી, અને તેથી માલિકનો સારો નઠારો વખત સચવાઇ જાય છે. ડૉક્ટરો કે વૈદ્યો કંપનીમાં બીમાર થતાં માણસોને ખુદાબક્ષ નાટક જોવાના બદલામાં ખુદાબક્ષ દવા આપે છે, એટલું જ નહિ, પણ વિઝિટનો ચાર્જ પણ કરતા નથી. વળી નાટકના ખુદાબક્ષ પ્રેક્ષકોમાં છાપાવાળાના રીપોર્ટરો પણ હોય છે અને તેઓ પણ આ પ્રસંગે ગેરહાજર હોતા નથી. તેઓ અમે છાપામાં તમારા નાટક વિરુદ્ધ અભિપ્રાય છાપીશું એવો દમ ભરાવીને, અધિપતિ અને માલિકની જાણ વગર, ખુદાબક્ષ ટિકિટો લઇ જાય છે, અને નાટકમંડળીના માલિકો પણ દરેક પ્રકારની વાખવાખી સાધારણમાં સાધારણ છાપામાં પણ છપાવવાની લાલચથી છાપાવાળાને માટે જૂદી બેઠક રાખી મૂકે છે. મારી તો ખાતરી છે કે, સોએ પોણીસો ટકા રિપોર્ટરો ને અધિપતિઓને નાટક શું, લખાણ શું, અભિનય શું, હાવભાવ શું, નેપથ્ય શું, રસ શું, અલંકાર શું તથા સમય અને સ્થાનની એકતા શું છે, ઇત્યાદિનું જરા પણ ભાન હોતું નથી. વળી એ રિપોર્ટરો વગેરે છાપાનાઉભૂતો મારા જેવી ત્રણ બદામની કીમતની નટીઓપર નજર રાખનારા હોય છે તે તો નફામાં–પણ તેની વાત પછી ! અધિકારનો દુરુપયોગ કરનાર ઘણા છે, સદુપયોગ કરવાને માટે હિંમત અને મનની ઉંચી શક્તિ જોઇએ છે. પોલીસવાળા દોઢ વાગ્યાનો નાટક બંધ કરવાનો કાયદો હોવા છતાં અઢી વાગે નાટક બંધ થાય તોપણ નાખતી કરી જાય છે, અને તે મહેનતના બદલામાં પોતાના પરિવાર તથા મિત્રમંડળ સહિત નાટક જોઇને ખુશ થાય છે. એ લોકોનો અને નાટકના માલિકનો આવો કાર્યકારણ સંબંધ હોવાથી છેલ્લે દિવસે તેઓ સ્ટેશનપર આવી નાટકના માલિકને હારતુર્રો પહેરાવી, તેના નામની હુર્રે બોલાવી, જેવી રીતે આજકાલના જેન્ટલમેનો કોઇનો હજારો ઉપકારોના બંધનમાંથી માત્ર એક 'થૅંક યૂ' અથવા 'આઈ થૅંક યૂ વેરી હાર્ટિલી' શબ્દનો ઉચ્ચાર કરી તત્કાળ મુક્ત થઇ જાય છે, તેવી રીતે છ મહિના કે બાર મહિના સૂધી મફત નાટક જોવાના અને આઇસ્ક્રીમ કે સોડાલેમન ઝુડવાના નાટકના માલિકના ઉપકારના ભારથી સદાને માટે છૂટી જાય છે, અને નાટકમંડળીના વિક્રમાદિત્ય માલિકો પણ એટલાથી જ સંતુષ્ટ થાય છે, અભિમાનથી ફૂલી જતા, પોતાને ભૂલી જતા દેખાય છે !

એ માનપાન આપનારાનો વળી એક બીજો વર્ગ પણ છે, કે જેનો નાટક-મંડળીના માલિક સાથે સીધો કશો સંબંધ ન હોવા છતાં પણ ઉપર જણાવેલા લોકો પ્રમાણે કેવળ 'એટીકેટ'ને જાળવવા ખાતર જ તેના માથાપર નાટકના માલિકનો એવો સત્કાર કરવાની ખાસ ફરજ આવી પડે છે. એ વર્ગ આશકડાઓનો અથવા આશકાઓનો છે. જે જે શહેરમાં નાટકમંડળીનો બે, ચાર, છ કે બાર માસમાટે મુકામ થાય છે, ત્યાં નાટકમાંની ઍક્ટ્રેસો અને મધુર કંઠવાળા ફીમેલ પાર્ટ કરતા રૂપાળા નખરાળા છોકરાઓના કેટલાક આશકો ચોમાસાના લાલ સર્પો પ્રમાણે પેદા થઈ જાય છે. જો અમુક શહેરમાં કંપની બેચાર વાર આવી ગઈ હોય તો કેટલાક જૂના આશકો હોય છે, અને વળી નવાઓનો તેમાં ઉમેરો થાય છે. આવા આશકાઓનો ખરો સંબંધ તો પોતાનાં પ્રેમપાત્રો સાથે જ હોય છે, તોપણ માલિક તેમની સાથે મળવા ભેટવાના કામમાં અડચણ ન કરે, એટલામાટે બિચારા નાટકમાં રોજ પૈસાની હોળી કરીને આવે છે અને માલિકને વારંવાર ભેટસોગાદો આપી સંતુષ્ટ રાખવાની ચેષ્ટા કર્યા કરે છે. જો કોઇ સારો માલિક હોય, તો તે તેમની દાળ ગળવા દેતો નથી, પણ જે એવો તેવો જ હોય છે અથવા તો જે માલેક પોતે પણ એવા ફેલાનો કરનાર હોય છે, તે તો આ વ્યવસાયને એક પ્રકારની કમાણીનો માર્ગ જાણી આંખ આડા કાન કરી જાય છે, અને ગાડું ગબડવા દે છે. જો આપણે અટકાવ કરીશું તોપણ તેઓ ચોરીછૂપીથી હળશે મળશે, તો પછી આ મફતના લાભને શામાટે ખોઈ દેવો, એ તત્ત્વને તે સારી રીતે જાણતો હોય છે. આવા આશકાઓને પણ પોતાની પ્રેમમૂર્તિઓને 'સી ઑફ' કરવા સ્ટેશનપર આવતાં લાચારીએ માલિકને પણ માન આપવું પડે છે. એ જ પ્રમાણે રેલવે કંપનીવાળા સ્ટેશનમાસ્ટર, ટિકિટ કલેક્ટર અને લગેજ ક્લાર્ક આદિ પણ મોઢેથી માન આપવામાં કશી કચાશ રાખતા નથી; કારણ કે મફત નાટક જોવાનો ચટકો તો તેમને પણ લાગેલો જ હોય છે. કંપની ઉપડતી વખતનો આ એક સાધારણ વ્યવહાર છે, અને તે થોડા કે વધારે પ્રમાણમાં સર્વ નાટકમંડળીઓના પ્રયાણ સમયે અમલમાં મૂકાય છે. હવે હું અમારા પ્રયાણ સમયે થયેલી ધામધૂમનું વિશિષ્ટ વર્ણન કરીશ.

જે દિવસે અમારે પ્રયાણ કરવાનું હતું, તે દિવસે લખનૌના એક અમીરે આખી કંપનીને મેહમાની આપી હતી. તે અમીર જાતનો મુસલમાન હોવા છતાં તેણે હિંદુઓના જમવાની, બ્રાહ્મણ રસોઇયાને બોલાવી, જૂદી અને ઘણી જ સારી વ્યવસ્થા કરાવી હતી. પારસી અને મુસલમાન ઍક્ટરો તથા ઍક્ટ્રેસોના ભોજનની વ્યવસ્થા સાથે જ રાખવામાં આવી હતી. અમારા માલિકને તેણે પાંચસોની કીમતનો પોશાક અને પોતાની કલબ તરફથી એક સુવર્ણનો ચાંદ આપ્યો અને બધી ઍક્ટ્રેસોને એક એક સાડી આપી. માત્ર સૌદામિનીને સાત આઠસો રૂપીઆનાં વસ્ત્રો અને એક હજારની એક કંઠીનો વિશેષ લાભ થયો; કારણ કે, તે સૌદામિનીનો આશક હતો. સૌદામિનીએ પણ ઉદારતાથી તેના હૃદયને સંતોષ આપી અત્યાર સુધીમાં ત્રણેક હજાર તેની પાસેથી ઓકાવ્યા હતા અને આ છેલ્લો લાભ તો 'સપ્લીમેંટરી' હતો. ત્યાંથી જમી ખાઈ અમો બધાં સાંઝે પાંચ વાગે સ્ટેશનપર આવી લાગ્યાં, તો ત્યાં અમને આવકાર આપવાને લગભગ ત્રણસે

માણસ તૈયાર હતાં. તેમણે અમને તાળીઓના ધ્વનિથી વધાવી લીધાં. અમારી સ્પેશિયલ ટ્રેન તૈયાર હતી, પણ તે સાડા છ વાગે ઉપડવાની હતી એટલે સર્વ ઍક્ટરો અને ઍક્ટ્રેસો પોતપોતાના આશકાઓ સાથે અને શેઠજી પોતાના વખાણનારાઓ સાથે વાતચીત કરવામાં અને મળવા ભેટવાના કામમાં મશગૂલ થઈ ગયાં. આશકાઓએ પોતાની માશૂકોને ભેટો વગેરે આપી અને દિલ્લીમાં આવી મળવાનાં વચનો પણ આપ્યાં. અડધા કલાક પછી બધાંની ટ્રેનમાં પધરામણી થઈ અને પ્રથમ શેઠજીના ગળામાં ફૂલોના મોટા મોટા હાર અને હાથમાં ગજરા એટલા બધા પ્રમાણમાં આવી પડ્યા કે, તેમના કમ્પાર્ટમેન્ટમાં ફૂલોનો મોટો ઢગલોજ થઈ ગયો. ઍક્ટરો અને ઍક્ટ્રેસોની પણ એવી હાલત હતી. કોઈ અભાગિયાનું ગળું જ હાર વિના ખાલી અને હાથ ગજરા વિનાનો રહ્યો હોય! માત્ર બિચારા સીનરીવાળા, પડદા ખેંચનાર અને લાઇટવાળા વગેરે મજૂર વર્ગનો ભાવ પૂછનાર કોઈ નહોતું. છતાં તેમના માટે પણ આનંદનો એક વિષય તો હતો જ અને તે એ કે, તેઓ સર્વની નિન્દા કરીને પોતાના અદેખાઇથી બળતા હૃદયને શાંત કરતા હતા. તેઓ પણ રાત દિવસ નાટકમાં વસનારા હોવાથી દરેકના છિદ્રને થોડા કે વધારે પ્રમાણમાં જાણતા હોય તો તે સ્વાભાવિક જ છે. એટલે તેઓ ફલાણી આવી અને ફલાણો તેવો, આ ફલાણીનો આશક અને આ ફલાણા છોકરાનો આશકો, ઇત્યાદિ ટીકાઓ કરે, એ પણ માનવસ્વભાવને જોતાં સ્વાભાવિક જ હતું.

મેં પ્રથમથી જ કોઈની સાથે આશકાઇનો વધારે સંબંધ ન રાખેલો હોવાથી અને મારી ગણના 'મિજાજી રંડી'માં થતી હોવાથી માત્ર મારા આશકોની સંખ્યા વધારે ન હોતી, અને લલિતા તો આશક વગરની જ હતી. વધારે નહોતા કહેવાનું કારણ એ કે, પોતાની ઇચ્છામાં ન ફાવેલો છતાં શાશ્વતાનંદ સંન્યાસી પોતાની પ્રતિષ્ઠાના વિચારને ખીંટીએ મૂકી, અમારા પ્રયાણ સમયે મારી ઝાંખી કરીને સ્વર્ગમાં જવાની આશાથી સ્ટેશનપર આવ્યા હતા અને પુષ્પમાળા તથા પુષ્પગુચ્છ સાથે બીજી કેટલીક ભેટ સોગાદ પણ લાવ્યા હતા! મારા કમ્પાર્ટમેન્ટ આગળ લોકોની વધારે ભીડ ન હોવાથી તેમને મારી સાથે વાતચીત કરવાનો પણ સારો પ્રસંગ મળ્યો. પ્રથમ તો તેણે આવીને મારા ગળામાં પુષ્પમાળા પહેરાવી અને હાથમાં ગુચ્છ આપીને કહ્યું;—"મિસ ચંપા! તમે આખા લખનૌને દીવાનું બનાવીને જાઓ છો! એ ઘા લખનવીઓના મનમાં લાંબા વખત સુધી સાલ્યા કરશે! હું આશા રાખું છું કે, આ નાટકમંડળી પાછી વ્હેલી-વ્હેલી આ રંગીલા લખનૌ નગરમાં આવે અને તમારા પાર્ટ જોવાનો લખનવીઓને અલભ્ય પ્રસંગ પાછો સત્વર પ્રાપ્ત થાય! હું પણ થોડા વખતમાં સત્ય વૈદિક ધર્મના ઉપદેશમાટે દિલ્લી તરફ આવવાનો છું, એટલે ત્યાં તમારી મુલાકાત લઇશ! આપણે પાછાં મળીએ ત્યાં સુધીના સ્મરણમાટે આ એક નજીવી ભેટ હું તમને આપું છું, તે કબૂલ કરીને સેવકને આભારી કરશોજી." એમ કહીને તેમણે માણિક્યજડિત સુવર્ણની એક પહોંચી મારા હાથમાં આપી અને તેને આશ્વાસક શબ્દો તથા ઉપકાર સાથે મેં સ્વીકારી લીધી (દિલ્લીમાં જવા પછી કીમત અંકાવતાં એ પહોંચીની પાંચસેંની કીમત અંકાઇ હતી). એ ઉપરાંત તેનો

ઇશારો થતાં એક માણસ ફ્રૂટનો એક કરંડીયો અને મીઠાઈ વગેરે કેટલીક ખાવાની ચીજો મને આપી ગયો. શેઠજીના કેટલાક મિત્રોએ તો સ્પેશિયલ ટ્રેનના એન્જીન અને ડબ્બાઓને પણ ફૂલપાનથી શૃંગારી દીધા અને અંતે ટાઇમ થઇ જવાથી મિત્રો, વખાણનારા, ખુશામદિયા અને આશકોના હર્ષનાદ તથા 'હુર્રે'ના પોકારો વચ્ચે અમારી સ્પેશિયલ પ્રથમ ધીમે ધીમે ચાલી અને પછીથી ચાલને વધારી લખનૌના સ્ટેશનપરથી અદૃશ્ય થઈ ગઈ. ટ્રેન ચાલી કે તરત જ લાલજી-ભાઈ–લલિતાના લાલ તો જરાક તબીયત સારી ન હોવાથી અને હમેશાં ઉંઘવાની વધારે ટેવ હોવાથી ઉપરના 'બર્થ' પર લાંબા થઇ ગયા અને થોડી વારમાં જ કુંભકર્ણના અવતારના રૂપમાં ફેરવાઈ ગયા. બાકી કમ્પાર્ટમેન્ટમાં હું, યૂસુફ અને લલિતા ત્રણ જણ જાગતાં રહ્યાં.

"કંપનીમાં રહેવાની શર્ત રદ બાતલ થયેલી હોવાથી આપણે દિલ્લીમાં ઉતારો ક્યાં કરીશું?" યૂસુફે વાતનું મંગળાચરણ કર્યું.

"જ્યાંસુધી બહાર જગ્યા વગેરે લેવાનો બંદોબસ્ત ન થાય, ત્યાંસુધી ચાર છ દિવસ કંપનીમાં રહેવાનું અને કંપનીના રસોડે ખાવાનું રાખી શકાય તેમ છે. એ વિશે શેઠજીથી કશો પણ વાંધો લઈ શકાય તેમ નથી અમસ્તાં ગભરાઓ છો શા માટે?" લલિતાએ કહ્યું.

"મારો તો એ જ વિચાર છે કે, કંપનીના કમ્પાઉંડમા તો ગમે તેમ થાય, તો પણ ન જ રહેવું. કંપનીમાં રહેવા કરતાં તો કોઈ ધર્મશાળામાં રહેવું જ વધારે સારું છે; કારણ કે, આપણા શેઠજી વિલક્ષણ સ્વભાવના છે; નહિ તો કોઇવાર ફેરી જાય, તો સામાન મેલીને જ નાસવું પડે. ઘણાકોને એમ કરવું પડ્યુ છે, એટલે ચેતીને ચાલવામાં જ સાર છે." યૂસુફે પુનઃ પોતાનો વિચાર દર્શાવ્યો.

"દિલ્લી આવવા તો દ્યો. અત્યારથી જ આટલી બધી ચિંતા શા માટે કરવા માંડી છે? મરી ગયેલાંને જગ્યા મળે છે, તો જીવતાંને દિલ્લી જેવા શહેરમાં બે ચાર દિવસ રહેવા માટેની જગ્યા નહિ મળે? આપણી હુસ્મતજાન ત્યાં છે, તો પછી ધર્મશાળા, મુસાફિરખાનું કે નાટકકંપનીની જગ્યામાં શી અગત્ય છે? હવે પછીના જે સ્ટેશનપર આપણી સ્પેશિયલ પાણી કે કોયલા લેવાને થોભશે, ત્યાંથી હુસ્મતજાનને તાર કરી દઇશું, તો બિચારી ગાડી લઇને સ્ટેશનપર સામી લેવા પણ આવશે; અને તેના ઘરમાં રહેવાનું આપણને સારું ફાવશે." મેં મારા વિચાર પ્રમાણે બધી ચિંતાનું નિકંદન કાઢી નાખ્યું.

"પણ ચંપા બહેન! હુસ્મતજાનનો તમને વધારે પરિચય નથી અને પાછું દિલ્લી શહેર છે, માટે જે કાંઈ કરો તે જોઇ વિચારીને કરજો. ભલે હુસ્મતજાન, ભલી, ભોળી અને સારી બૈરી હોય, છતાં નીતિ એ છે કે, કોઈ પણ વ્યક્તિમાં તેની કસોટી કર્યા વિના કદાપિ પૂરેપૂરો વિશ્વાસ મૂકવો નહિ. ચેતીને ચાલવામાં જ સલામતી સમાયલી છે. દિલ્લીના ઠગ અને દિલ્લીની ઠગવિદ્યા આખી દુનિયામાં પ્રખ્યાત છે, એટલે કોઈ અજાણી બૈરી અને તે પણ વળી એક તવાયફના ઘરમાં જઈને રહેવા કરતાં બેચાર દિવસ આપણી કંપનીના ઉતારામાં કાઢવા અને થોડી ઘણી અડચણ ભોગવી લેવી, એ જ મારા વિચાર પ્રમાણે વધારે સારું અને નિર્ભયતા ભરેલું છે. પછી તો જેવો તમો બન્નેનો વિચાર" લલિતાએ પોતાના નિત્યના નિયમ અને સ્વભાવ પ્રમાણે યોગ્ય સૂચના આપી દીધી.

"બહેન! તમારી આ સૂચના ખાસ માનવા અને માથે ચઢાવવા લાયક છે. ઠીક છે; હવે હું એવી રીતે વર્ત્તીશ કે જેથી દુનિયાનો અનુભવ પણ મળે અને કશી હાનિ પણ ન થાય. જે કાંઈ પાંચ પૈસાનું જોખમ મારી પાસે છે, તેને તમે જ સંભાળજો; હું અને યૂસુફ માત્ર ત્રણ કપડાં અને સાધારણ પાંચ પચાસનાં ઘરેણાં સાથે હશ્મતજાનને ત્યાં જઇશું અને જોઇશું કે દિલ્લીની વખણાયલી તવાયફોના ઘરની આંતરિક સ્થિતિ કેવા પ્રકારની છે, તેમના પર નાણાંનો વર્ષાદ કયાંથી વર્ષે છે અને તે તેમના કયા અદ્વિતીય ગુણના કારણથી વર્ષાવવામાં આવે છે. એકાદ વાર તમને પણ હું ત્યાં બોલાવીશ અને કાંઈ જાણવા જેવું હશે તો જણાવીને જે સલાહ લેવાની હશે તે લઇશ. મને લાગે છે કે, આવી રીતે વર્તવાથી કાંઈ પણ નુકસાન થવાનો સંભવ નથી." મેં મારી ધારણા પ્રમાણે નિર્ભયતાનો માર્ગ દર્શાવ્યો.

"મને પણ એમાં કાંઈ ધાસ્તી કે શંકા રાખવા જેવું દેખાતું નથી." યૂસુફે મારા મતને અનુમોદન આપ્યું.

"આમ કરવાથી એક પ્રકારની નિર્ભયતા મળશે ખરી, એમાં તો શંકા નથી જ; એટલે કે અમુક અંશે ભયની ન્યૂનતા થશે; પણ એથી કાંઈ સર્વ પ્રકારની ભીતિઓનો લોપ થવાનો નથી. માત્ર ધન એ જ સર્વ ભયોનું કારણ નથી. કિંતુ સ્ત્રીનું યૌવન અને બુદ્ધિચાતુર્ય કેટલીક વાર ધન કરતાં પણ અધિક ભયનું કારણ થઇ પડે છે અને કવચિત્ તે સ્ત્રીના જીવનનો પણ નાશ કરાવી નાખે છે. આ વાત કાઢવાનું કારણ એ જ કે, આજકાલ હિંદુસ્તાનમાં વળી એક નવીન આપત્તિનો આરંભ થયો છે. પ્લેગ અને દુષ્કાળ આદિથી જેવી રીતે હજારો-લાખો જીવોનો નાશ થયો છે અને થાય છે, તેવી જ રીતે આ નવીન આપત્તિ તરુણી અને લાવણ્યમયી લલનાઓના શિરપર જ ઉતરી આવેલી દેખાય છે. બહેન! તમે વર્તમાનપત્રો વાંચતાં નથી, એટલે દુનિયામાં અત્યારે શીશી કરામતો ચાલી રહી છે અને માનવપ્રાણી કેવા કેવા પ્રપંચોનો પ્રસાર કરે છે, એની તમને જરા પણ ખબર નથી......"

લલિતા આગળ બોલતી હતી, એટલામાં અધીરતાથી મેં વચ્ચે જ પૂછ્યું:— "એવી તે શી આપત્તિ છે કે જે કેવળ તરુણ અને લાવણ્યમયી લલનાઓના શિરપર જ ઉતરી આવી છે? શું ધન કે યૌવનોપભોગની લાલસા ધરાવનારા લુટારા અને કામાતુર પુરુષોના હાથે તરુણ અને સુંદર સ્ત્રીઓનાં ખૂન થાય છે કે પ્લેગના જેવો કોઈ રોગ તેમને સ્વર્ગ કે નરકના પ્રદેશમાં સદાને માટે ખેંચી જાય છે?"

"મુંબઈના "ગુજરાતી" છાપાખાનામાં છપાયલી "જનાનખાનાની બીબીઓ" નામની નવલકથા તો તમે વાંચેલી જ છે. તેમાં વર્ણવ્યા પ્રમાણે જેમ બોસ્ફરસ નદીમાંથી રોજ વીસથી પચીસ વર્ષના વયના તરુણ, હૃષ્ટપુષ્ટ અને સુંદર પુરુષોની જ લાશો મળી આવતી હતી, તે પ્રમાણે છેલ્લા દોઢ વર્ષથી કલકત્તા, મદ્રાસ, દિલ્લી, કરાંચી, અને મુંબઈ જેવા સ્થળોમાંથી કેટલીક વાર તરુણ અને સુંદર અબળાઓ અચાનક અદૃશ્ય થાય છે અને અલ્પ વયની બાળાઓ હરાઈ જાય છે; છતાં ખૂબી તો એ કે, તે અબળાઓ અને બાળાઓના લાગતાવળગતાઓ તથા પોલિસના તેમને શોધવાના જીવ સટોસટના પ્રયત્નો નિષ્ફળ થાય છે, અને તેમનો ક્યો પણ પત્તો મળી શકતો નથી. એ યુવતીઓ અને બાળાઓને કોણ હરી જાય

છે અને ક્યાં લઈ જવામાં આવે છે, એની પણ હજી પોલિસને કશી બાતમી મળી શકી નથી. કેટલાક લોકોની માત્ર એવી કલ્પના છે કે, એ યુવતી તથા બાળાઓને કોઈ દૂરના દેશમાં વેશ્યાના ધંધામાટે લઈ જવામા આવે છે, અને ત્યાં તેમને એવા જાપતામાં રાખે છે કે, કોઇને પણ તેમનો કશો પત્તો મળી શકતો નથી. કેટલાકો વળી એમ પણ કહે છે કે, યૂરોપીઓનાં સંસ્થાનોમાં ગીરમીટથી હિંદમાંથી જે કૂલીઓને લઈ જવામાં આવે છે; તેમની સાથે પરણાવવામાટે એ અબળાઓને ત્યાં લઈ જવામાં આવે છે; અને કેટલાકો કહે છે કે, મધ્ય એશિયામાં લઈ જઇને તેમને ગુલામ તરીકે વેચવામાં આવે છે, અને ચોથા કહે છે કે, જે ન્યાતોમાં કન્યાની અછત હોય છે, તે ન્યાતોના વાંઢાઓને તે વેચવામાં આવે છે.'' લલિતાએ આપત્તિનું વિવેચન કરી સંભળાવ્યું.

“પણ ધારો કે કોઇની એવી વેશ્યાવૃત્તિ કરવાની ઈચ્છા ન હોય અને તે પોલિસને ખબર આપે, તો શું તેનો છૂટકો ન થઈ શકે? સંસ્થાનોમાંથી સરકારને ફરિયાદ કરી ગીરમીટમાંથી છૂટીને પાછી આવી ન શકે? આજકાલના સુધરેલા કાળમાં અને સુધરેલાં રાજ્યોમાં આવા અત્યાચાર થઇ શકતા હોય, એ ખરેખર ન માની શકાય તેવી વાત છે.'' મેં મારી શંકા દર્શાવી.

''વિલિયમ વિલ્બરફોર્સ જેવા ઉદારચિત્ત અંગ્રેજોની સહાયતા હોય તો જ પાછો અવાય; નહિ તો ગડબડ કરવા જતાં હમણાં ડચોનાં સંસ્થાન પુતુગાલોમાં હબશીઓના જેવા હાલ થાય છે તેવા જ હાલ થાય! તમારી શંકા સત્ય છે–આજકાલના જમાનામાં આવી વાતોમાં એકદમ કોઇનો પણ વિશ્વાસ ન બંધાય, એ સ્વાભાવિક છે; છતાં પણ આશ્ચર્ય છે કે, આવા અત્યાચારો આજકાલ પણ બનતા સંભળાય છે. કેટલાકો કહે છે કે જગત્ સુધર્યું છે, પણ મારું તો એવું માનવું છે કે, મનુષ્યની વૃત્તિ જેવી બે હજાર વર્ષપર હતી તેવી તે આજે પણ છે. આ આપત્તિનો હિંદુસ્તાનમાં તો હમણાં આરંભ થયો છે, પણ યૂરોપના સર્વ દેશોમાં અને અમેરિકા જેવા સુધારણાના શિખરે પહોંચેલા દેશમાં તો જંગલી લોકોની માફક આ સ્ત્રીહરણનો એક સાધારણ વ્યવસાય થઇ પડ્યો છે, અને એ વ્યવસાયથી હજારો શરીફ બદમાશોનો જાહોજલાલીથી નિર્વાહ ચાલ્યાં કરે છે. કહે છે કે, એ બદમાશોના હાથમાં સપડાયલી કોઈ અબળા જો તેમની ઈચ્છા પ્રમાણે વર્તવાની ના પાડે છે અને પોલિસ પાસે જવાની કે બૂમબરાડા મારવાની ચેષ્ટા કરે છે, તો પોતાની સલામતીમાટે, કોઈ પણ પ્રકારની દયા બતાવ્યા વગર અતિશય નિર્દયતાથી તેને મારીને ત્યાંની ત્યાં જ દાટી દેવામાં આવે છે, અને તેથી અત્યાચારની વાર્તાઓ પ્રકાશમાં આવી શકતી નથી. જગત્ સુધરેલું કહેવાય છે, પણ સ્ત્રીઓના સંબંધમાં તો જગત્ જેવું હતું તેવું ને તેવું જ છે. કાળ ઘણો જ ભયંકર હોવાથી સંભાળીને પગલું ભરવામાં જ લાભ છે. તું હજી જવાન છે અને દુનિયાનો આરંભ તેં હજી હમણાં જ કર્યો છે. મેં એવા એવા દાખલાઓ સાંભળ્યા છે અને વાંચ્યા છે કે યૂરોપમાંના આ દેશમાં એ સ્ત્રીહરણ કરનાર બદમાશોની જ વહુ દીકરી તથા બહેનાદિનાં હરણ થયાં છે. એ ખાડો ખોદનાર જ ખાડામાં પડ્યા છે, છતાં આ ચુડેલના વાંસારૂપ જગત્માં એ વ્યવહાર અટક્યો નથી અને એને કોઈ અટકાવી શકનાર પણ નથી. પેલી “એક ઠગનો ગુનાહનો સ્વીકાર” નામક

વાર્તાનો નાયક અમીરઅલી પોતાની બહેનને જ મારે છે તેના જેવું જ એ છે. આ નાટકનો પ્રયોજ ચુડેલનો વાંસો છે એમ નથી, પણ આ જગત્ પણ ચુડેલનો વાંસો છે. માયા પોતે જ ચુડેલ જેવી છે ત્યાં બીજાની શી વાત?" લલિતાએ શંકાનું નિરસન કર્યું.

આ વાત ચાલતી હતી તે દરમ્યાન અમારી સ્પેશિયલ ટ્રેન એક ફ્લૅગ સ્ટેશનપર સિગ્નલ ન મળવાથી ઉભી રહી. ત્યાં અમે નાસ્તા પાણીની શરૂઆત કરી, અને ત્યાર પછી એક મોટા સ્ટેશને ટ્રેન થોભતાં હુશ્મતજાનને મેં મારા આવવા વિશે અને બે માણસના ઉતરવાની સગવડ કરી રાખવામાટે તાર કરી દીધો. માર્ગમાં કોઈ પણ પ્રકારની જાણવાજોગ ઘટના ન બની અને અમે દિલ્લીમાં આવી લાગ્યાં. શેઠજીને મેં જણાવી દીધું કે;–"હું અને યૂસુફ મારી એક બેનપણીને ત્યાં જઇએ છીએ. મારો સામાન જુદો રખાવજો. બેત્રણ દિવસમાં જગ્યાનો બંદોબસ્ત કરી સામાન ઉપાડી જઇશું."

"પણ બેચાર દિવસ જો કંપનીની જગ્યામાં રહેવું હોય, તો તેમાટે મને કશો પણ વાંધો નથી. બહાર જઇને અમસ્તાં તકલીફમાં શામાટે પડો છો? પછી તો જેવો તમારો વિચાર. હવે તમને કાંઈ વધારે આપણાથી કહી શકાય તેમ નથી." શેઠજીએ પૂરેપૂરો વિવેક કરી બતાવ્યો.

"આ કૃપામાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મેં તાર કરીને મારી બેનપણીને બોલાવેલી હોવાથી અત્યારે તો જઇશ, પણ જરૂર પડશે તો કંપનીની જગ્યામાં પણ રહીશ." મેં પણ ગોળ દેતાં મરે તેને ઝેર ન આપવાની યુક્તિ ચલાવી.

હુશ્મતજાન પોતાની બે ઘોડાની ગાડી લઇને આવી હતી અને મારી વાટ જોતી સ્ટેશનની બહાર ગાડીમાં બેઠી હતી. તેનો એક નોકર પ્લૅટફોર્મપર આવ્યો હતો અને હુશ્મતજાનના આવવાની તેણે અમને સૂચના આપી. બધો સાથે લીધેલો સામાન લલિતાને સોંપી, પેહેરેલે કપડે અમે–હું અને યૂસુફ–સ્ટેશનમાંથી બહાર નીકળ્યાં અને ગાડી પાસે આવી લાગ્યાં.

હુશ્મતજાને સલામવાલેકુમ સાથે દિલ્લીની શીરીન અને ફસીહ ઉર્દુ જબાનમાં અમારો એટલો બધો સત્કાર કર્યો કે તેનું વર્ણન કરવાની મારી અશક્ત લેખિનીમાં લેશ માત્ર પણ શક્તિ નથી. એક તો તવાયફ, બીજું ભણેલી ગણેલી અને ત્રીજું દિલ્લીમાં વસનારી એટલે તેની ભાષા અને લિયાકતનાં વખાણ કરવાં તે મોરનાં ઇંડાને ચીતરવા જેવું જ કહી શકાય. ગાડીમાં હુશ્મતજાને મને પાછળની સીટપર પોતાને પડખે બેસાડી અને યૂસુફે અમારી સામેની સીટપર સ્થાન લીધું.

ગાડી ચાલતી થઈ અને જેમ જેમ માર્ગ કાપવા લાગી તેમ તેમ મારા જોવામાં આવ્યું કે, આખું દિલ્લીનગર હુશ્મતજાનપર એટલું બધું ફિદા હતું કે, કોઈ રાજામહારાજાની સવારી વખતે લોકો જેમ રાજાને જોવામાટે આતુર હોય છે, તે પ્રમાણે તેઓ હુશ્મતજાનને જોવાની આતુરતા ધરાવતા હતા. અત્યારે હુશ્મતજાને પોશાક પણ તેવો જ પારદર્શક અને રંગીલો ધાર્યો હતો અને તેણે તેના સૌંદર્ય સાથે મળીને વિલાસિ જનોનાં નેત્રોનું વિશેષ બળથી આકર્ષણ કરવા

માંડ્યું હતું. કેટલાક ઓળખીતાઓ હુરમતજાનને ઇશારાથી સલામ કરતા હતા અને તેનો તે આંખના એવા તો બેમાલૂમ ઇશારાથી જવાબ આપતી કે એ નેત્રપલ્લવી ભાષાના આશયને તે બે વિના ત્રીજું કોઈ પણ સમજવાને સમર્થ થઇ શકે જ નહિ.

આવી રીતે નગરના લોકોના મુખદર્શનનો લાભ લેતાં અને દિલ્લીના વિલાસપ્રિય જનોને અમારા મુખદર્શનનો અલભ્ય લાભ આપતાં અંતે હુરમતજાનની ભવ્ય હવેલી આગળ અમે આવી પહોંચ્યાં. ગાડી ઉભી રહી, પાછળ ઉભેલા ઘોડાવાળાએ તરત નીચે ઉતરીને ગાડીનો દરવાજો ઉઘાડ્યો, અમે નીચે ઉતરીને હવેલીનાં પગથિયાંપર ચઢયાં અને શેઠાણીનો ઇશારો મળતાં જ કોચમેન ગાડીને તબેલા તરફ લઈ ગયો.



## પ્રકરણ ૧૯ મું
## હુરમતજાનની હવેલી

હુરમતજાનના ડ્રોઇંગ રૂમમાં દાખલ થતાં જ મારી આંખો ત્યાંના ભપકાને જોઇને એવી તો અંજાઈ ગઈ કે, હું ઘડી ભર આ મર્ત્યલોકમાં છું કે સ્વર્ગમાંના ઇન્દ્રભુવનમાં છુ એની પણ મારા હૃદયમાં શંકા થવા લાગી. એ ઓરડામાંની નાના પ્રકારની ફેન્સી ચીજો, ગાલીચા, છબીઓ, ફર્નીચર અને તેવી જ બીજી વસ્તુઓનું વિસ્તારથી વર્ણન આપવાની મારી ઇચ્છા નથી. જેમણે કોઇ મોટા લક્ષ્મીપુત્ર (ધનાઢ્ય) કિંવા રાજામહારાજાઓના એવા બેઠકના ઓરડાઓ જોયા હોય (જેવા કે, વડોદરાના મહારાજાના લક્ષ્મીવિલાસ પેલેસમાંનો ડ્રોઇંગરૂમ, કચ્છના રાઓશ્રીની મોલાતમાંનો સોનાથી મઢેલા ફર્નીચરવાળો વિશાળ ઓરડો, જૂનાગઢના નવ્વાબનો મહેલ અને નિઝામ સરકારનો સ્લીપિંગ હૉલ ઇત્યાદિ) તેમણે અવશ્ય મનમાં એવી કલ્પના કરી લેવી કે, તે ઓરડાઓ કરતાં હુરમતજાનનો બેઠકનો ઓરડો કોઇ પણ પ્રકારે શોભામાં ઉતરતો નહોતો. કદાચિત્ રાજામહારાજાના ઓરડાઓમાંની ચીજો સોનાથી અને રત્નોથી મઢેલી હશે, તો અહીં ખોટાં રત્નો બહારના ચળકાટમાં સાચાં રત્નો કરતાં પણ વધી જતાં હોવાથી બહારની શોભા અને ગોઠવણીમાં તો એ ઓરડો રાજમહારાજાઓના મકાનની સજાવટને પણ થોડી વારને માટે ભૂલાવી દેતો હતો. મને મોરોક્કો કે રશિયન લેધરના મઢેલા સ્પ્રિંગવાળા એક કોચપર બેસવાનું કહી એક દાસીને હુરમતજાને કાંઇક ઇશારત કરી દીધી અને દાસી અદૃશ્ય થઈ ગઇ. ચૂસુફ પણ એ જ કોચના બીજા ખૂણાપર બેઠો હતો. એ કોચની નરમાશ અને કુમાશ એવી તો અવર્ણનીય હતી કે, બેસનારની તેપરથી ઉઠવાની ભાગ્યે જ ઇચ્છા થઈ શકે. એટલું જ નહિ, પણ કદાચિત્ ઊંઘ પણ આવી જાય. થોડીવારમાં જ બે નોકરો એક ટિપોય લાવીને અમારા સમક્ષ રાખી ગયા અને ત્યાર પછી તરત જ બે દાસીઓ લીલા તથા સૂકા મેવાના થાળ, શીરાજની બનાવટની અંગુરી શરાબ, પોર્ટુગાલનો પોર્ટવાઇન, બેચાર જાતનાં ઉંચાં શરબતો અને ચારપાંચ જાતના મુરબ્બા વગેરે ખાદ્ય પેય પદાર્થોને ટિપોયપર ગોઠવી ગઈ. આ બધી ચીજો રૂપાની રકેબી અને રૂપાના ડિકેન્ટરમાં જ લાવવામાં આવી હતી. પોતાની

આજ્ઞા પ્રમાણે વસ્તુઓ આવતાં જ હશ્મતજાન જે કુરસીપર બેઠી હતી ત્યાંથી ઉઠીને અમારી પાસે આવી અને સામી કુરસી મૂકાવીને બેઠા પછી કચ્છની બનાવટના ચાંદીના બે પ્યાલામાં શીરાજીને રેડી અમને કહેવા લાગીઃ—"આજે મારાં અહોભાગ્ય કે તમારા જેવાં મેહરબાન મેહમાનો—તે પણ વળી આશક માશૂક—ના સત્કારનો આવો અલભ્ય પ્રસંગ મારા હાથમાં આવ્યો છે. લ્યો કરો બિસ્મિલ્લાહ અને તન તથા મનના થાકને ઉતારો. પછી આપણે નીરાંતે હરીશું ફરીશું અને પેટ ભરીને વાતો કરીશું."

"હશ્મતજાન, આપણો વધારે પરિચય ન હોવા છતાં માત્ર એક પ્યાલા પાણીનો તમો આટલો બધો સંબંધ જાળવશો અને અમારો આટલો બધો સત્કાર કરશો, એવી મારા મનમાં લેશ માત્ર પણ આશા નહોતી. અહીં મારી ધારણાથી સર્વથા વિરુદ્ધ પ્રકાર જોઇને મારા મનમાં એમ થવા માંડ્યુ છે કે, આ ઉપકારનો બદલો હું ક્યારે વાળી શકીશ? હું તમારા જેટલી પૈસાવાળી કે બીજી કોઇ કરામતવાળી નથી. આજની તમારી આ લાયકીના ભારથી મારું માથું સદાને માટે નીચું જ નમેલું રહેવાનું. ખયર—જેવી ઈશ્વરની મરજી. હું ઇચ્છું છું કે ઈશ્વર તમારા સત્કારનો ભવિષ્યમાં મને યોગ મેળવી આપે અને ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ કહેવત પ્રમાણે હું પણ તમારી સેવા કરવાને ભાગ્યવતી થાઉં." મેં એવી રીતે વિવેકદર્શક આડંબરયુક્ત ભાષણ કરીને શીરાજીને મુખદ્વારા ઉદરમાં પહોંચાડી દીધીઃ અને યૂસુફે પણ સહજ ઉપકાર માનીને તરત મારું અનુકરણ કર્યું.

"મિસ ચંપા! આટલો બધો વિવેક બતાવવાનો અને તકલ્લુફ કરવાનો પરિશ્રમ લેવાનું કાંઇ પણ કારણ નથી. જ્યારે તમે મારો સત્કાર કર્યો હતો ત્યારે તમે મારી જાહોજલાલીથી જરા પણ જાણીતાં નહોતાં, એટલે તે નિઃસ્વાર્થ સેવાનો તો આ દુનિયામાં બદલો છે જ નહિ. વળી મેહમાન કોને ત્યાં હોય છે? મેહમાનની બની શકે તેટલી ખાતરદારી કરવી એ મેજબાનની પહેલી ફરજ છે. તે દિવસની ઓળખાણને યાદ રાખી મારી સેવાને સ્વીકારવાનો આજે તમે મને માગ્યા વગર પ્રસંગ આપ્યો, એમાટે હું તમારો જેટલો પણ ઉપકાર કે આભાર માનું, તેટલો ઓછો જ છે. આ ગરીબખાનાને તમારા પધારવાથી જે શોભા મળી છે, તે અવર્ણનીય છે. આ ઝૂપડું તમારું જ હોવાથી તમે ગમે તેટલા વખત સુધી અહીં રહો, તો તેમાટે આ ખાદિમાને કશો પણ વાંધો નથી. જે નમક રોટી મળશે તે હાજર કરીશ અને તમારી સેવામાં રાત દિવસ તત્પર રહીશ. મેહરબાની કરીને હવે વધારે વિવેક બતાવી મને શર્માવશો નહિ." હશ્મતજાને પૂરેપૂરો દહેલવી વિવેક બતાવીને કહ્યું.

આ તો સાધારણ નાસ્તાનો વિધિ હતો. એ નાસ્તાને અમો બન્નેએ પૂરતો ઈન્સાફ આપ્યા પછી અને હશ્મતજાનના હુક્કા તથા મોંઘામાં મોંઘી કીમતની ઈજીપ્શિયન સિગારેટનો ધૂમાડો કર્યા પછી તે અમોને પોતાની હવેલીમાંના બીજા ભાગોમાં ફરવાને અને પોતાના ઘરની બધી બાદશાહી વ્યવસ્થા બતાવવાને લઈ ગઈ. તેણે કહ્યું;—"જરા ચાલવા કરવાથી પગ પણ મોકળો થશે, વિષયાંતર થવાથી હૃદયને આનંદ પણ મળશે અને તેથી હવે પછીના ખાનાને વધારે સારો ઇન્સાફ આપી શકાશે."

બેઠકનો ઓરડો રસ્તાપરના આગળના ભાગમાં ઉપર માળપર હતો, એટલે ત્યાંથી ઉતરી પાછળના ભાગમાં જવાને અમે નીકળ્યાં. વચ્ચે એક મોટો ચોક હતો, તેમાં એક બાજૂએ રસોડાની ચાર કોટડીઓ હતી, બીજી બાજૂએ જાજરૂ, ન્હાવાની ઓરડીઓ અને નળ વગેરેની વ્યવસ્થા હતી અને સામે ત્રીજી બાજૂએ મોખરાના જેવું જ એક બીજું મોટું મકાન બાંધેલું હતું. એ મકાનના નીચેના ભાગમાં બેઠક જેવો જ સર્વ પ્રકારના ઉત્તમ સામાનથી શૃંગારેલો એક વિશાળ ઓરડો હતો અને ઉપરના ભાગમાં વચ્ચે ચાલવાનો રસ્તો રાખી બંને બાજૂએ સૂવાના હારબંધ ઓરડા (દરેક બાજૂએ છ છની હાર હોવાથી બધા મળીને બાર ઓરડા) બનાવેલા હતા. દરેક ઓરડામાં એક પલંગ, એક કોચ, ફુરસી, એક ડ્રેસીંગ ટેબલ, સાદા પાણી અને ગુલાબજળથી ભરેલા કુંજા, કાચના ઉંચા ગ્લાસ અને એવી જ બીજી ચીજો અને ભીંતપર પ્રેમના ભિન્ન ભિન્ન પ્રકારોને દર્શાવનારાં દેશી તથા અંગ્રેજ–યૂરોપીયન–ઉત્તમ ચિત્રકારોનાં ચિત્રો જોવામાં આવતાં હતાં. એમાંના ત્રણચાર ઓરડામાં જૂદી જૂદી જાતની તરુણ અને સુંદરતામાં રતિની બરાબરી કરનારી પ્રમદાઓ આકર્ષક અર્ધનગ્ન દેખાય તેવા પોશાકમાં સજ્જ થઇને બેઠેલી કે સૂતેલી અમારા જોવામાં આવી અને તેમણે પણ અમારો સારી રીતે મુખસત્કાર કર્યો. એ સૂવાના ઓરડાઓ ઓળંગી ગયા પછી પાછળના ભાગમાં એક ઓરડો ખાસ નાના પ્રકારનાં વાદ્યયન્ત્રોમાટે રાખવામાં આવ્યો હતો અને તેમાં સિતાર, સારંગી, દિલરુબા, તાઊસ, ફિડલ, હાર્મોનિયન, પિયાનો, મૃદંગ, નરઘાં, ખંજરી અને એવાં જ બીજાં વાદ્યયત્રો વિપુલ પ્રમાણમાં પડેલાં હતાં. આથી અનુમાન કરી શકાતું હતું કે, હશ્મતજાનના ઘરમાં નૃત્ય ગાનના મોટામોટા જલ્સા થતા હોવા જોઇએ અને જે તરુણીઓ અમારા જોવામાં આવી હતી, તેઓ ખાસ એ જ કાર્ય કરતી હોવી જોઇએ. પણ પાછળથી મારે મારા એ અનુમાનને કેટલેક અંશે ફેરવવું પડ્યું અને તેનું કારણ હું આગળ ચાલતાં જણાવીશ.

હશ્મતજાને તે વાદ્યયંત્રોવાળા ઓરડામાં તે તરુણીઓને બોલાવી અને વાદ્યયંત્રો વગાડવાની આજ્ઞા કરી દીધી. અમો બધાં કોચપર બેસી ગયાં અને તે તરુણીઓએ ભિન્ન ભિન્ન વાદ્યોને હાથમાં લઈ સ્વરો મેળવી જ્યારે વગાડવાની શરુઆત કરી અને તેમનો ધ્વનિ ઓરડામાં ગુંજી અમારા શ્રવણોમાં આવી અથડાયો, તે વેળાએ પુસ્તકોમાં વાંચેલી ઈન્દ્રસભાની છટાનો મને પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો. એ જ વેળાએ, જો આવો કોઈ એક પ્રવેશ કોઈ નાટકમાં ગોઠવવામાં આવ્યો હોય તો બહુ જ આકર્ષક થઇ પડે, એવો વિચાર પણ મારા મનમાં ઉદ્ભવ્યો. તે તરુણીઓએ તુર્કસ્તાનના જનાનખાનાની બેગમો તથા બાંદીઓ જેવા પોશાકો પહેરેલા હોવાથી જાણે તુર્કસ્તાનના કોઇ પાશા કે અમીરના જનાનાની લૌંડીઓ જ દિલ્હીમાંના હશ્મતજાનના મકાનમાં આવી હોયની, એવો પણ કેટલેક અંશે ભાસ થતો હતો. એ વાદ્યયંત્ર વગાડવાની પોતાની કુશળતાનો પરિચય કરાવ્યા પછી એક દિલારામ નામની યુવતીએ તુર્કી ભાષામાં એક ગાયન ગાયું. તેનો કંઠ એટલો તો મધુર હતો અને ઉચ્ચારો એવા તો સ્પષ્ટ હતા કે, હું તથા યૂસુફ તુર્કી ભાષાનો કક્કો પણ ન જાણતાં હોવા છતાં એ ગાયન શૃંગારરસનું હોવું જોઇએ, એવી કલ્પના તત્કાળ કરી શક્યાં અને મુગ્ધ બની ગયાં. તે યુવતીના હાવભાવો

ગાયનના આશયને વિશેષ વ્યક્ત કરતા હતા. હવેલી જોવામાં અને ગાયન આદિ સાંભળવામાં લગભગ બે અઢી કલાક જેટલો સમય વીતી ગયો અને તેટલામાં જમવાનો વખત પણ થઈ ગયો. હુરમતજાને ત્યાં જ જમવાનું મંગાવ્યું. અમો બધાં નીચે દસ્તરખાનપર બેસી ગયાં અને નાના પ્રકારની આવેલી ખાદ્ય વસ્તુઓને ન્યાય આપવાનો આરંભ કરી દીધો. ભોજનની આવી ઉત્કૃષ્ટ વ્યવસ્થા કોઇ નવ્વાબ કે સુલ્તાનના મહાલયમાં પણ હશે કે કેમ, એની શંકા જ હતી. માંસ, મત્સ્ય, લીલોતરી અને ધાન્યનાં નાનાવિધ પકવાન્નો અને શાક આદિમાંથી જે ખુશબૂ આવતી હતી, તેથી જ ક્ષુધાની અર્ધ શાંતિ થઈ જતી હતી, તો પછી તેમને ખાવાથી સ્વર્ગીય શાંતિનો લાભ મળે, એમાં તો પૂછવું જ શું? જે યુવતીઓએ થોડા વખત પહેલાં અમને પોતાના વાદ્યવાદન અને સંગીતવડે રીઝવ્યાં હતાં, તેઓ જ હવે અમારી જમવા વખતની સરભરામાં રોકાઇ ગઇ હતી. એમાંની બે બાળાઓ યૂરોપિયન, એક સ્પૅનિશ અને એક રશિયન હતી, એ જોઇને મને કાંઇક આશ્ચર્ય થયું; પણ એનો ભેદ પાછળથી મારા જાણવામાં આવતાં એ એક સાધારણ ઘટના હોવાથી મારું તે આશ્ચર્ય સર્વથા ચાલ્યું ગયું.

આખો દિવસ અમે હુરમતજાનની હવેલીમાં નાના પ્રકારના આનંદવિનોદ, વાર્તાલાપ અને વિલાસોપભોગમાં વીતાવ્યો. દિવસ ક્યાં ચાલ્યો ગયો અને રાત ક્યારે પડી, એનું પણ મને કે યૂસુફને ભાન રહ્યું નહિ. રાતના જમવાના પદાર્થો તો વળી એવા તેજાનાવાળા હતા કે જમ્યા પછી એક જાતનો નશો ચઢવા માંડ્યો, અને જાણે ઉચ્ચ પ્રકારની મદિરાનું યથેચ્છ પાન કર્યું હોય તેવો ભાસ થયો. એ ખાદ્ય પદાર્થોમાં બદામ, પિસ્તાં, ચારોળી, જાયફળ, એલચી, અંબર, કસ્તૂરી અને કેસર જેવી વસ્તુઓનો મુક્ત હસ્તે ઉપયોગ કરવામાં આવ્યો હતો. હું તો વિચારમાં જ પડી ગઈ કે, આવો રાજા જેવો ખર્ચ રાખીને બેઠી છે તે હુરમતજાનની કોણ જાણે કેટલીયે પેદાશ હશે, અને હતું પણ તેમ જ. નૃત્યગાયનની આવક ઉપરાંત બીજી એક જાતની તેને એટલી બધી આવક હતી કે જેની કલ્પના કોઇના પણ મસ્તિષ્કમાં તત્કાળ આવી શકે જ નહિ. એ બધો ભેદ કેટલાક લાંબા વખત પછી મારા જાણવામાં આવ્યો.

રાત્રિનું પૌષ્ટિક અને માદક ભોજન લીધા પછી વધારે વાર બોલવા કે બેસવાની અમારી ઇચ્છાનો લોપ થયો, અને નિદ્રાધીન થવાની અમને પ્રબળ વાંચ્છના થવા લાગી. આહાર અને વ્યવહારમાં લજ્જા ન રાખવી અને પોતાની પ્રકૃતિને ગમે તે રીતે જાળવવી, એ મારો પરમ સિદ્ધાંત હોવાથી મેં તરત મારી મેજબાનને જણાવ્યું:—"હુરમતજાન! આજની આપની મેહમાનદારીથી તબીયત એવી તો ખુશતર થઇ ગઈ છે કે, હવે વધારે વાર જાગરણ ન કરવાની જ મનોવૃત્તિ થાય છે. અમને હવે સુવા-માટેની વ્યવસ્થા કરી આપો તો મોટો ઉપકાર. એક તો મુસાફરીનો થાક હતો અને આજે દિવસના એક કલાકનો પણ આરામ લીધો નથી, એટલે રાતે સુઇ જઇએ તો સવારમાં પાછી તાજગી આવે; નહિ તો આવતી કાલે મને તો અવશ્ય તાવ આવી જવાનો."

"તાવ આવે તમારાં દુશ્મનોને. ગભરાઓ છો શામાટે? સુવાની બધી વ્યવસ્થા મેં બપોરથી કરી રાખી છે. વાદ્યયંત્રોવાળા ઓરડામાં બે પલંગ મુદ્દ રાખ્યા સાથે

તૈયાર છે, ત્યાં જઇને પોઢી જાઓ; અને જો ઉપરના ઓરડામાં સૂવાનો વિચાર હોય તો ત્યાં પણ પલંગ અને બીજી જરૂરી ચીજો હાજર છે. એક બાંદીને આખી રાત ખાસ તમારી હાજરીમાં રહેવાની આજ્ઞા મેં આપી છે, છતાં બીજી બાંદી જોઇએ તો આપું. તે પગ દાબશે, પંખાવતી વાયુ ઢોળશે, અને બીજું જે કામ પડશે તે કરી આપશે. અડધી રાતે જાગીને બૂમ કરશો, તો પણ તરત જવાબ મળશે. અહીં તમને કોઈ પણ બાબતની અડચણ ભોગવવી પડે તેમ નથી. જાઓ; ખુદા હાફિજ; ખુશીથી સુઈ જાઓ. સવારમાં ઈન્શાઅલ્લા પાછાં મળીશું." હશમતજાને આધીનતા દર્શાવી.

વાયુયંત્રોવાળા ઓરડામાં જ સૂવાનું અમે વધારે પસંદ કર્યું. તે ઓરડાનો પાછળનો ભાગ પશ્ચિમાભિમુખ હોવાથી હવા પણ સારી આવતી હતી, તેમ જ રાતે કદાચિત્ ઉઠવું પડે તો પણ દાદરો ઉતરવાની અને ચઢવાની અગત્ય નહોતી. મારી એ ઇચ્છાને જાણતાં જ બાંદીને મોકલી, ત્યાં હશમતજાને લાઇટ વગેરે કરાવી, અને થોડીવારમાં જ હું મારા દિલદાર યૂસુફને સાથે લઈ તે શયનમંદિરમાં જઈ પહોંચી. ત્યાંનું વર્ણન કદાચિત્ કેટલાકોને અતિશયોક્તિ જેવું લાગશે, પણ તેમણે નિશ્ચયપૂર્વક માનવું કે, મારા કરેલા આ વર્ણનમાં અતિશયોક્તિનો એક અક્ષર માત્ર પણ નથી. પલંગો સીસમના લાકડાના, સુંદર નક્ષીકામવાળા અને તેથી મોટી કીમતના હતા. તે ઉંચા હોવાથી ઉપર ચઢવા માટે મખમલની ગાદીવાળું એક સ્ટૂલ નીચે રાખવામાં આવ્યું હતું. શય્યાનો શરીરને સ્પર્શ થતાં જ પ્રત્યક્ષ અનુભવ મળ્યો કે, ગાદલાં અત્યંત મૃદુ રૂનાં ભરેલાં અને મખમલના પડવાળાં હતાં, અને તેમની ઉપરની સફેદ ચાદરો ચીનાઈ રેશમની હતી. ઓસીકાં પણ તેવાં જ હતાં, અને પગ આગળ ઓઢવાના વિલાયતી રગ તથા કાશ્મીરની શાલ દરેક સોથી દોઢસો રૂપીઆની કીમતનાં હોવા જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું.

અમો બન્ને સૂવાનાં લઘુ વસ્ત્રો પહેરી જેવાં પોતપોતાની શય્યામાં પડ્યાં કે તરત બે બાંદીઓ આવીને મોરની પાંખોના સુંદર કારીગરીના પંખાઓવડે અમોને વાયુ ઢોળવા મંડી ગઇ. આવી સુંદર હવેલી, આવું સુંદર શયનમંદિર, આવા સુંદર પલંગ, આવી સુંદર શય્યા અને સુંદર વીજનવતી સુંદર દાસીઓ આદિને જોઇને અમો બન્નેએ થોડીવારને માટે પોતાને રાજા તથા રાણી ધારી લીધાં હોય, તો તેમાં અસ્વાભાવિક્તા કે નવીનતા જેવું કાંઇ પણ નહોતું. રાજા અને રાણી શયન વેળાએ આના કરતાં પણ અધિક શો વૈભવ ભોગવતાં હશે? કાંઇ જ નહિ.

પશ્ચિમાભિમુખ બારીઓમાંથી વાયુની સુખકારક શીતલ લહરી આવતી હોવાથી થોડીવાર પછી બન્ને બાંદીઓ અમારા પગ દાબવાના કાર્યમાં લાગી ગઇ. જે બાંદી મારા પગ દાબવા બેઠી હતી, તેને શરીર દાબવાની કળા એવી તો ઉત્તમતાથી અવગત હતી કે તેનું યથાર્થ વર્ણન થવું અશક્ય છે. પગ તો ઘણીક બાયડીઓ અને ઘરનાં છોકરાં પણ દાબે છે અને પીઠપર મુક્કીઓ પણ મારે છે, તે એટલે સુધી કે પોતાના બધા બળનો તેઓ પોતાના ધારવા પ્રમાણે વ્યય કરી નાખે છે; છતાં એ કળાથી તેઓ અજ્ઞ હોવાથી તેમના એ પરિશ્રમથી સામા ધણીને

જોઇએ તેવો સંતોષ મળી શકતો નથી; કેટલીકવાર તો સામું શરીર હચમચી જાય છે, અને થાકેલા શરીરને સુખનો સ્પર્શ થવાને બદલે પીડા ભોગવવાનો જ પ્રસંગ પ્રાપ્ત થઇ જાય છે. પણ આ બાંદીએ તો હદ કરી. જેવી મખમલની શય્યા મૃદુ હતી, તેવા જ તેના હાથ બળવાન્ અને પરિશ્રમહારક હોવા છતાં અત્યંત મૃદુ અને સુખકારક હતા. તેના હાથોનો પવનની લહરી સાથે શરીરને સ્પર્શ થતાં જ નિદ્રાદેવી પોતાના સ્થાનમાંથી પ્રયાણ કરી, મારાં નેત્રોના નિકટમાં આવવા લાગી.

મારા ભાગે આવેલી બાંદી તો સ્વરૂપના અવતાર જેવી જ હતી. એ બન્નેનાં નામ અનુક્રમે-બન્ને મુસલ્માન જાતિની હોવાથી-ખયરન અને મરીયમ હતાં. મેં જ્યારે ખયરનની પ્રશંસા કરી ત્યારે તેણે પોતાની નમ્રતા-ખાકસારી-બતાવતાં કહ્યું કેઃ-"મારા કરતાં જેમ મરીયમ સુંદરતામાં વિશેષ છે, તેમ તે આ ચંપી કરવાની કળામાં આખા દિલ્હી શહેરમાં એક જ છે. એના હસ્તનો જ્યારે તમારા શરીરને સ્પર્શ થશે, તે વેળાએ તો અહીં જ તમોને જન્નતમાં હોવાનો ભાસ થવા માંડશે !" તેના આ ઉદ્ગારને સાંભળી મારા હૃદયમાં સ્ત્રીના સ્વાભાવિક દોષ દ્વેષની જાગ્રતિ થઈ. મારા શરીરમાં રોમાંચ થયો. મરીયમ સ્ત્રી છતાં તેના હસ્તનો મારા શરીરને સ્પર્શ થતાં જન્નતમાં હોવાનો ભાસ થાય ! એથી મનમાં જ હું શંકાશીલ થઇ કહેવા લાગી કેઃ-"મરીયમ આવી સુંદર તથા કળાનિપુણ હોવાથી મારી નિદ્રિતાવસ્થાનો લાભ લઈ યૂસુફ એના પ્રેમજાળમાં તો નહિ ફસાય ? ચંચળ મનના એ નાટકવાળાનો વિશ્વાસ શો ?" આવા વિચારથી કેટલીક વાર સુધી તો હું જાગતી રહી, પણ અંતે પૌષ્ટિક વસ્તુઓના મદ, શીતલ પવન, અને ખયરનના હસ્તસ્પર્શ આદિ જાદુભરેલાં સાધનોએ મને મરણતુલ્ય ગાઢ નિદ્રામાં નાંખી દીધી.

* * * * *

રાતે લગભગ બે વાગ્યાનો વખત હશે, એ વેળાએ અચાનક પાસું બદલતાં મારી આંખ ઊઘડી ગઇ. પ્રથમ યૂસુફની સામે મારી પીઠ હતી, ત્યાં હવે આંખો બરાબર સામી આવી ગઇ અને એક અજબ ખેલ મારા જોવામાં આવ્યો. મારી શંકા ખરી ઠરી, પણ થોડાક ફેરફાર સાથે. મારી બાંદી ખયરન મને ગાઢ નિદ્રામાં પડેલી જોઇ નીચે ગાલીચાપર નિદ્રાવશ થઈ ગઈ હતી, પણ મરીયમ હજી નિદ્રાવશ યૂસુફના મસ્તક અને મુખમંડળપર હાથ ફેરવતી બેઠી હતી. તેની પીઠ મારી તરફ હોવાથી મને તે જોઈ શકતી નહોતી, પણ હું તેની ચેષ્ટાને બરાબર નિહાળી શકતી હતી. યૂસુફના મનમાં વિકાર ઉદ્ભવવાને બદલે મરીયમના મનમાં વિકારનો પ્રથમ ઉદ્ભવ થયો, અને પોતાના તે વિકારને રોકી ન શકવાથી હૃદયને શાંત કરવામાટે યૂસુફના ચંદ્રસમાન મુખના ચુંબનનો સ્વાદ તેણે ચોરીથી લઈ લીધો.

મારી માલિકીની ચીજપર બીજી ચોરટીને તરાપ મારતી જોઇને જો કે મારા હૈયામાં તો હોળી સળગી ગઈ, પરંતુ પારકાનું ઘર હોવાથી અને તેમાં પણ વળી રાત્રિનો સમય હોવાથી હોહા કરવાનું મેં વ્યાજબી ન ધાર્યું. ક્રોધની જ્વાળાને મેં હૃદયમાં જ શમાવી દીધી. ચોરનું મન સ્થિર હોતું જ નથી, એટલે ચુંબન લીધા પછી તે ચોરટી મરીયમે મારી તરફ જોયું, અને તેની બિલાડી જેવી આંખો તરત પામી ગઈ કે, હું જાગતી હતી. એટલે તે બીજી વાર તેની

ચેષ્ટા કરવાની હિમત ચલાવી શકી નહિ, અને તરત ત્યાંથી ઉઠીને ગચ્છંતી કરી ગઈ. તેના જવા પછી મેં નીચે ગાલીચાપર પડેલી ખયરનને જગાડીને "મને મળસકે ઉઠીને ગરમ પાણીથી નાહવાની ટેવ છે; માટે જા અને ગરમ પાણી તૈયાર કરી નાખ" એમ કહી બહાર વિદાય કરી ઓરડાનાં બારણાં અંદરથી મજબૂત વાસી દીધાં, અને યૂસુફને જગાડ્યો. અત્યાર સુધી મારા મનમાં શંકા હતી કે યૂસુફ કદાચિત્ જાગતો હશે અને આ કૃતિ તેને પોતાને ગમતી હોવાથી જ થઈ હશે, પણ તેને ગાઢ નિદ્રામાં પડેલો જોઇને મારી તે શંકાનો લોપ થઈ ગયો. યૂસુફ મારી દૃષ્ટિમાં સર્વથા નિર્દોષ દેખાયો.

"કેમ મને શામાટે જગાડ્યો?" યૂસુફે જાગીને આંખો ચોળતાં સવાલ કર્યો.

"તમારા કબ્જામાં સોંપેલી મારી પ્રેમરૂપ થાપણ અચાનક ન ચોરાઈ જાય એટલામાટે." મેં જરાક માર્મિકતામાં જ ઉત્તર આપ્યું.

"એટલે?" યૂસુફ ગભરાટમાં પડીને બોલ્યો, "આ ઘડી ઘડી તમારા મનમાં શંકાપિશાચિકાનો વાસ શા કારણથી થયા કરે છે, તે હું સમજી શકતો નથી. અહીં તો કોઈ સત્યવતી છે નહિ, કે જેથી આવી શંકાને ચિત્તમાં સ્થાન આપી શકાય!"

"અરે મારા નાદાન આશક! દુનિયામાં એવી એવી તો કરોડો સત્યવ-તીઓ ભરેલી છે. તમે તો ઉંઘમાં ગાફિલ થઇને પડ્યા હતા, તેવામાં એક અજબ જેવો બનાવ બની ગયો છે અને તેટલામાટે જ મારે તમને જગાડવા પડ્યા છે." એમ કહીને મેં મારી નજરે જોયેલા બનાવનું યથાર્થ વર્ણન કરી સંભળાવ્યું.

એ વર્ણન સાંભળી આશ્ચર્યમાં જ તેના મુખમાંથી એવો ઉદ્‌ગાર નીકળી ગયો કે:–"ખરેખર આ દુનિયામાં રૂપાળા થઇને અવતરવું, એ પણ એક અજીમ ગુનાહ છે!"

"એમ જ છે, અને તેટલામાટે રૂપાળાં સ્ત્રીપુરુષે પોતાની પવિત્રતાને જાળ-વવાની ઘણી જ ચિંતા રાખવાની છે. પારકાના ઘરમાં આવી ઘોર નિદ્રાને આધીન થવું, એ રૂપવાનોને ઉચિત નથી."

"તે જ પ્રમાણે ટુંકા વખતની ઓળખાણવાળી ગમે તેવી પણ એક બાજરી ઔરતના ઘરમાં, મોટા વિશ્વાસથી આવી રીતે આવીને બેધડક નિવાસ કરવો, એ પણ અયોગ્ય જ કહી શકાય. હું તો તમારા લીધે જ અહીં આવ્યો છું; એટલે અહીં જે કાંઇ પણ લાભ કે હાનિ થાય, તેના શ્રેય કે અશ્રેયના ઉત્તરદાતા તમે જ છો; મારો એની જોડે કશો પણ સંબંધ નથી." યૂસુફે બિલકુલ ખરાં વચનો ઉચ્ચાર્યાં, અને તે વધારામાં બોલ્યો કે, "જો એક નાચીજ બાંદીએ આવી ગુસ્તાખી કરી હોય, તો બેહેતર છે કે એ વાત તેની શેઠાણીને જણાવવી અને તેની ફજેતી કરાવવી"

"મારો પણ એ જ વિચાર છે......" હું વધારે બોલવા જતી હતી એવામાં બહાર કોઈ ધીમા સ્વરે વાતચીત કરતી બે વ્યક્તિઓ ઉભેલી હોય, એવો મને ભાસ થયો અને તેથી વાતને અધૂરી મૂકી મેં બારણાં ઉઘાડી બહાર ડોકિયું કર્યું, પણ કોઈ મારા જોવામાં ન આવ્યું મેં બહારથી આવેલો સ્પષ્ટ સ્વર સાંભળ્યો હતો અને ત્યાં તો કોઈ નહોતું, એટલે હું વધારે અજાયબીમાં પડી ગઈ, અને આમાં

અવશ્ય કાંઈ પણ ભેદ હોવો જોઇએ, એવો મારો નિશ્ચય થઈ ગયો. મેં કલ્પના કરી કે, કદાચિત્ "એક તો મરીયમ જ અમારી કાંઈ વાત સાંભળી શકાય તો સાંભળવામાટે આવેલી હોવી જોઇએ, પણ બીજું કોણ હશે? ખયરન?" કોણ જાણે શા કારણથી હું મારા કલ્પનારૂપ અશ્વને વધારે દોડાવી શકી નહિ.

એ પછી મને ઉંઘ આવી નહિ, અને વિચારમાં જ એટલો બધો કાળ વીતી ગયો કે, ખયરને આવીને ગરમ પાણી તૈયાર હોવાની વર્દી આપી ત્યારે જ મારા જાણવામાં આવ્યું કે, ઉષ:કાળ થઇ ગયો હતો અને અરૂણોદયની તૈયારી હતી. આવશ્યક પ્રાતર્વિધિથી મુક્ત થઈ, સ્નાન આદિ કરીને જે વેળાએ હું અને યૂસુફ પાછાં અમારા શયનમંદિરમાં આવ્યાં, તે વેળાએ હશ્મતજાન પોતાના મનોહર નિશાવેશમાં ત્યાં આવી હતી, અને મરીયમના અચાનક અદૃશ્ય થઈ જવાનો આખી હવેલીમાં કોલાહલ મચી ગયો હતો. ગુસલખાનામાંથી હું રાત્રિનો વૃત્તાંત ચાહ પીવા વખતે હશ્મતજાનને જણાવવાનો વિચાર કરતી હતી એવામાં મરીયમના ગુમ થવાના સંભળાયલા સમાચારે મને અચાનક વિશેષ આશ્ચર્યમાં નાંખી દીધી. પહેલી જ રાતે એક સાધારણ ચાકરડી પોતાની શેઠાણીના એક મેહેમાનને નિદ્રાવશ સ્થિતિમાં ચાહતી થાય અને તે જ પાછી રાતમાં ને રાતમાં જ અદૃશ્ય થઇ જાય, એ સર્વ રહસ્યપૂર્ણ ઘટનાઓ હતી: છતાં તેના ગુમ થવાથી રાત્રિનો વૃત્તાંત કહેવાનું મેં યોગ્ય ન ધાર્યું. તત્કાળ ખોવાયલી મરીયમનો કશો પણ પત્તો મળી શક્યો નહિ.

હશ્મતજાને મરીયમને શોધવાની પોલીસને સૂચના મોકલી દીધી અને ત્યાર પછી આગલા દિવસ પ્રમાણે જ તે અમારી સરભરા કરવા મંડી ગઈ. મરીયમની એ રાત્રિની પ્રેમચેષ્ટા તથા અદૃશ્ય થવામાં એક મહાભયંકર ભેદ સમાયલો હતો, એ વાર્તા કેટલાક લાંબા કાળ પછી મારા જાણવામાં આવી.



## પ્રકરણ ૨૦ મું

### શ્વેતાંગ શીલર

અમે એવી રીતે હશ્મતજાનની હવેલીમાં મેહમાન તરીકે ત્રણ દિવસ વીતાવ્યા. હશ્મતજાને અમારી ખાતરદારી કરવામાં કશી પણ ખામી આવવા દીધી નહિ. ચોથે દિવસે બપોરનું ખાનું લીધા પછી પાન ખાઇ, હુક્કાની નળીને મોઢામાં સ્થાન આપ્યા પછી મેં ધીમેથી જણાવ્યું:—"બાનુ હશ્મતજાન! તમે અમારી એક વખતની મુલાકાતમાં જ જે આવી ખાતિરદારી કરી છે, એ એહસાનનો બદલો અમારા જેવાં ગરીબ માણસોથી કદાપિ વાળી શકાય તેમ નથી. કાયદો એવો છે કે, 'એક દિવસ મહેમાન, બીજે દિવસ મઈ, ત્રીજે દિવસ રહે તેની અક્કલ ગઇ,' આજે અમોને અહીં આવ્યાને ચોથો દિવસ થઈ ગયો છે તો હવે કૃપા કરીને અમને અમારા સ્થાને જવાની રજા આપશો, એવી હું આશા રાખું છું. અમો અહીં ખાલી જગ્યા લઇને જ રહેવાનાં છીએ, એટલે પછી વળી એક બીજાને ત્યાં આવીશું, જઇશું અને આપણો સંબંધ વધતો જ રહેશે."

"મિસ ચંપા! 'ત્રીજે દિવસ રહે તેની અક્કલ ગઇ' એ કાયદો સાધારણ મેહમાનો માટેનો હશે, પણ હું તો તમને મારાં એક બહેન કરતાં પણ વધારે

માનું છું, એટલે એ કાયદા પ્રમાણે વર્ત્તવાની અહીં કશી પણ અગત્ય નથી. આ ઘર મારું નહિ, પણ તમારું જ છે. તમારી નાટક કંપની જેટલા દિવસ દિલ્લીમાં રહેવાની હોય તેટલા દિવસ અહીં જ રહો, તો મને કશી પણ અડચણ થવાની નથી. આ મોટી હવેલીમાં જગ્યાની કાંઇ ખોટ નથી અને રસોડામાં ચાળીસ માણસની રસોઈ થાય છે, એટલે તમે બે માણસ કાંઇ વધારે થવાનાં નથી. હું તો કશી જુદાઇ રાખતી જ નથી. તમો જુદાઈ રાખતાં હો તો તમારી ઇચ્છા. અહિંથી સગવડો તૈયાર હોવા છતાં વિના કારણ જૂદુ મકાન રાખવું અને નવું વસાવવાની અનેક તકલીફો વેઠવી, એ બધો ખટાટોપ શામાટે ? સાથે વસીશું તો એક બીજાના સ્વભાવને વધારે સારી રીતે જાણી શકીશું અને આપણો પરસ્પર પ્રેમ પણ વધારે દૃઢ થતો જશે. એ તો તમે સાંભળ્યું જ હશે કે, 'સોનું જોઇએ કસી અને માણુસ જોઇએ વસી;' તમારે ક્યાં વર્ષ બે વર્ષ રહેવું છે ? ચાર મહિના અહીં ગાળી નાખવા એમાં તે શું ? હું દિલ્લીમાં વસ્તી હોઉં અને તમે જૂદું મકાન ભાડે રાખી રહો, એ સારું દેખાય ખરુ કે ? એમ થાય તો પછી ઓળખાણ શા કામની ?'' હશમતજાને અતિશય આગ્રહ કર્યો.

''મારાં મેહરબાન ! આપની આ ઉદારતા અને સલુકાઇમાટે હું અંત:કરણથી આપનો આભાર માનું છું. છતાં મારી એવી ઇચ્છા છે કે, પોતાના જુદા મકાનમાં રહી શકાય અને કોઇને વધારે તકલીફ ન અપાય તો વધારે સારું. એ તો આપ જાણો જ છો કે, અહીં કોઇની સાથે મારો વધારે પરિચય નથી, એટલે જૂદું ઘર માંડીશું તોપણ કેટલીકે ચીજ વસ્તુ કે માણુસ વગેરેની મદદ તો અમારે આપની પાસેથી લેવી જ પડશે, અને મારી ધારણા પ્રમાણે આપને તેટલો પરિશ્રમ આપવો જ બસ છે મીઠા ઝાડનાં મૂળિયાં ઉખેડી કાઢવાં ન જોઇએ, એ જ જગત્‌ની નીતિ છે. આપણે હમેશાં એક બીજા સાથે મળતાં રહીએ, એવો જ આપનો વિચાર હોય, તો આટલામાં આપના પડોશમાં જ આપ કોઈ સારી જગ્યા ભાડે લઈ આપો, એટલે અમે ત્યાં જ રહીશું. બાકી એથી વિશેષ આપની ઉદારતા તથા ભલાઇનો ખોટો લાભ લેવાની અમારી ઇચ્છા નથી. કૃપા કરીને હવે અધિક આગ્રહ ન કરશો.'' મેં એક વિશિષ્ટ ઉદ્દેશથી હશમતજાનની હવેલીમાં રહેવાની અનિચ્છા દર્શાવી.

દુનિયાની તજરૂબાકાર હશમતજાન મારી મનોભાવનાને જાણી ગઇ અને તેથી વિશેષ આગ્રહ ન કરતાં મારી ઇચ્છાને અનુકૂળ થઈ કહેવા લાગી:—''ચિંતા નહિ; તમારું મન કોઈ રીતે દુ:ખાય તેમ વર્તવાની મારી પણ ઇચ્છા નથી. હજી આપણો લાંબા વખતનો સહવાસ થયો નથી, તેથી તમારા મનમાં આવી ભિન્નતા વસે તો તે સ્વાભાવિક છે. હું અહીં પાસે જ આજે કોઈ સારી જગ્યા ભાડે રાખી સૂવા બેસવાનો સામાન અને વાસણકૂસણ વગેરે મોકલી બધી યોગ્ય વ્યવસ્થા કરાવું છું. તમો ખુશીથી જૂદાં રહેજો; રાંધવા અને બીજા કામ માટે મારી એક બાંદી તથા નોકરને પણ હું મોકલીશ. આશા છે કે, આ ગરીબ નાચીજની આટલી સેવાનો તો અવશ્ય તમો બન્ને સ્વીકાર કરશો જ.''

''એ માટે અમને કશો પણ વાંધો નથી. ઠીક ત્યારે આવતી કાલ સુધીમાં આ બંદોબસ્ત થઇ જાય તો વધારે સારું; પરમ દિવસથી તો નાટકની શરૂઆત થશે અને અમારે નોકરીપર ચઢવું પડશે.'' મેં જણાવ્યું.

"આવતી કાલે સવારમાં જ તમે પોતાના મકાનમાં નિવાસ કરી શકશો. આ બાબદની હવે તમારે કશી પણ ફિકર રાખવી નહિ. એની જવાબદારી હવે મારા માથાપર આવી." હશમતજાને આશ્વાસન આપ્યું.

લલિતાને ચાર દિવસથી મળાયું નહોતું, એટલે યૂસુફને સાથે લઇને હું કંપનીને ઉતારે લલિતાને મળવામાટે હશમતજાનની ગાડીમાં બેસીને રવાના થઈ ગઈ.

લલિતાએ પણ નાટકશાળા (માંડવા) ની પાસે જ–લગભગ પાંચસો કદમની હદમાં એક સારી જગ્યા પોતામાટે ભાડે રાખી લીધી હતી, અને તે બીજે દિવસે ત્યાં રહેવામાટે જવાની હતી. તેને મળીને અને સ્ટેશન તરફથી ફરીને હું અને યૂસુફ પાછાં આવ્યાં, એટલે તરત જ હશમતજાને કહ્યું–"જગ્યાનો બંદોબસ્ત થઈ ગયો છે, ભાડું મહિનાનું સાત રૂપીઆ છે અને જગ્યા ઘણી જ સારી છે."

મેં ફરી એક વાર તેની મેહરબાની માટે ઉપકાર માન્યો અને આગળની પેઠે જ રાત ત્યાં વીતાડી. સવારમાં ચાહ નાસ્તો લીધા પછી હશમતજાન અમો બન્નેને લઇને અમારી નવી જગ્યામાં લઈ જવામાટે નીકળી.

એ મકાન હશમતજાનની હવેલીના પાછળના ભાગમાં આવેલું હતું અને તેના પાછલા દરવાજાની બરાબર સામે જ અમારા મકાનનો આગળનો દરવાજો પડતો હતો. ત્યાં જઈ ત્યાંની વ્યવસ્થા જોતાં અમો તો દંગ જ થઈ ગયાં. મકાનમાં નીચેના ભાગમાં બે મોટા ઓરડા અને ઉપર બે સહજ નાના ઓરડા અને એક અગાસી એમ પાંચ ભાગ હતા. પાછળના ભાગમાં સારું આંગણું અને તેમાં ન્હાવાની ઓરડી, રાંધણિયું તથા જાજરૂ વગેરેની વ્યવસ્થા હતી. ઉપરના ઓરડામાં બે પલંગ, બે કોચ, એક ગોળ ટેબલ, ચાર કુરસીઓ, કેટલીક તસ્વીરો, એક હેંગિંગ લૅમ્પ અને ટેબલ લૅમ્પ, ફર્શપર તુર્કસ્તાનની બનાવટનો કીમતી ગાલીચો તથા થૂકદાની વગેરે વસ્તુઓ એવી તો કળાથી ગોઠવવામાં આવી હતી કે, ત્યાં અમારો જાણે કેટલાંક વર્ષોનો વાસ હોય, તેવો જ રંગ જણાતો હતો. નીચેના ઓરડામાં પલંગ વિના લગભગ એવો જ બીજો ઠાઠ હતો. નીચે બે આરામ કુરસીઓ વધારે હતી. રસોડામાં રાંધવામાટેનાં બધાં વાસણો, કપ સોસર્સ અને દાણો મસાલો સુદ્ધાં તૈયાર હતાં, અને એક બાંદી તથા એક નોકર અમારી નોકરીમાટે પણ હાજર હતાં. કંપનીના ઉતારેથી જે અમારો થોડો ઘણો સામાન આવ્યો, તેને છોડવાની કે દિલ્લીમાંથી નવો સામાન ખરીદવાની અમને અગત્ય રહી નહિ. માત્ર ખાનપાનની વસ્તુઓના પૈસા અમે હશમતજાનની ઘણી આનાકાની છતાં આગ્રહ કરીને ચૂકવી આપ્યા અને એક માસનું ભાડું પણ આપી દીધું. એ પળથી જ અમે ત્યાં નિવાસ કર્યો અને બાર વાગે ભોજન પણ ત્યાં જ લીધું. અમારા રસોડામાં બનેલી વસ્તુઓ ઉપરાંત હશમતજાનને ત્યાંથી પણ કેટલીક સારી સારી ખાદ્ય વસ્તુઓ આવી હતી, એટલે હશમતજાનના દસ્તરખાનપર ખાધેલી સ્વાદિષ્ટ રસોઇની અમને કાંઈ વધારે ખોટ દેખાઇ નહિ. હશમતજાને શીરાજ વાઇન તથા પોર્ટુગાલના પોર્ટ વાઇનની પણ બે ત્રણ બાટલી ભેટ તરીકે મોકલી હતી, એટલે તેનો સ્વાદ પણ અમે ચાખ્યો.

દિલ્લીમાં અમારી કંપનીનાં નાટકોની શરૂઆત થઈ ગઇ અને આઠપંદર દિવસમાં તો લખનૌ પ્રમાણે જ મારું તથા યૂસુફનું નામ પણ ગામગપાટાના

એક મુખ્ય વિષયરૂપ થઈ પડ્યુ. માત્ર અમો બન્ને ઍક્ટ્રેસ અને ઍક્ટર તરીકે જ વખણાતાં હતાં, એટલું જ નહિ, પણ 'કાજી સાહબ દુબલે ક્યોં, તો કહે સારે શહરકા અંદેશા' એવા સ્વભાવના કેટલાક નાટકના બહુ જ શોકીન અને નાટકમાંની ખાનગી બાબતોની ખબર મેળવી તે પોતાના મિત્રોને જણાવી તેમાં અભિમાન માનનારા લોકોએ યુસુફ સાથેના મારા પ્રેમની પણ ખબર મેળવી હતી, અને તેથી તે વિષે પણ દિલ્લીના બજારોમાં ચર્ચા ચાલી રહી હતી. એથી લોકોને શો લાભ હશે એ તો પરમાત્મા જાણે, પણ એ જનસ્વભાવનો અમને તો એટલો લાભ મળ્યો કે, કોઇ પણ પ્રકારના પ્રયત્ન વિના અમે સારી રીતે પ્રકાશમાં આવી ગયાં.

પુરાતન દિલ્લી નગરના અનેક ઇતિહાસ પ્રકટ થયેલા છે, તેમ જ 'પુરાતન દિલ્લી'* વિષે એ જ નામનું એક સચિત્ર પુસ્તક 'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસે પ્રકટ કરી પોતાનાં કદરદાન ગ્રાહકોને તત્રભવાન્ સમ્રાટ્ અને સમ્રાજ્ઞીના ભારત વર્ષમાંના આગમનના સ્મારક તરીકે બક્ષીશ આપ્યુ છે, એટલે દિલ્લીનું પુનર્વર્ણન કરી વાંચકોને અકારણ કંટાળો આપવાની મારી ઇચ્છા નથી. ટૂંકમાં એટલું જ જણાવવું જ પૂર્ણ થશે કે, એ 'પુરાતન દિલ્લી' ને મારા ભોમિયા તરીકે રાખીને દિલ્લીમાંના જે જે જોવા જોગ પુરાતન સ્થળો અને જુની ઇમારતો છે, તે સર્વ જોઇને મેં મારી આતુરતાને તૃપ્ત કરી અને પુરાતન તથા નવીન દિલ્લીમાં કેટલો તફાવત થઇ ગયો છે, તે જાણી લીધો.

લખનૌ પ્રમાણે જ દિલ્લીની પ્રજા પણ રંગીલી અને શોકીન હોવાથી નાટક કંપનીની કોથળીમાં કલદારનું પૂરતા પ્રમાણમાં આગમન થતું હતું, અને તેથી અમારા શેઠજીનું મોઢુ જ્યારે જુઓ ત્યારે હસ્તું જ દેખાતું હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. દિલ્લીમાં આવ્યા પછીનો આસરે એક મહિના જેટલો કાળ એવી રીતે કોઇ પણ જાતના ખાસ ધ્યાન આપવાલાયક બનાવ વિના શાંતિ તથા સમાધાનમાં પસાર થઇ ગયો. એ દરમ્યાન પાંચ છ વાર હું લલિતાને ત્યાં ગઇ હતી ચાર પાંચવાર લલિતા મારે ત્યાં આવી હતી, અને લલિતાનો હશ્મતજાન સાથે પણ સાધારણ પરિચય થઇ ગયો હતો એટલે તે જ્યારે મારે ઘેર આવતી ત્યારે હશ્મતજાનને પણ મુલાકાતનો લાભ આપતી હતી. હશ્મતજાન તેની ખાતિરદારીમાં પણ કાંઇ ખામી રાખતી નહોતી. જાહેરમાં તો એવી રીતે હશ્મતજાનની ઉદારતા બાદશાહની બેગમ જેવી હતી, પણ 'માંહેલા ગુણ મહાદેવજી જાણે,' એ કહેવત પ્રમાણે તેનામાં જે આંતરિક સ્વાર્થપરાયણતા સમાયલી હતી, તે છેવટે અમારા જાણવામાં તો આવી, પણ તે ઘણી જ મોડી.

ઉપર જણાવ્યા પ્રમાણે લગભગ એક માસ જેટલો કાલાવધિ થઇ ગયા પછી જેનો મારી ભાવિ સ્થિતિ સાથે ગાઢ સંબંધ સંધાયલો છે, તે બનાવ બન્યો. દિલ્લીમાં એ વખતે એક બીજી નાટકમંડળી પણ પોતાની છાવણી નાખીને પડેલી હતી. એક દિવસે અમારો ખેલ બંધ હતો અને તે નાટકમંડળીનો ખેલ હતો, એટલે અમારા શેઠ પોતાની કંપનીનાં બધાં માણસોને તે નાટકમંડળીનું નાટક

* **પુરાતન દિલ્લી**—૩૦ સુંદર ચિત્રો સાથે દિલ્લીનું વર્ણન—કિંમત રૂ. ૧—૦—૦. મળવાનું ઠેકાણું "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ—મુંબઈ નં ૧.

બતાવવાની વ્યવસ્થા કરી હતી. એકબીજાને ત્યાં નાટક મફત જોવા જઇ શકાય, એવો બહુધા નાટકમંડળીઓનો વ્યવસાય બંધુતરીકે પરસ્પર સંબંધ હોય છે. યૂસુફ પણ બધાં સાથે નાટક જોવા ગયો, પણ મારી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી વિશ્રામ લેવાના ઉદ્દેશથી મેં ઘરમાં રહેવાનું જ વધારે પસંદ કર્યું. ઘરમાં તો રહી, પણ રોજની જાગવાની ટેવ પડી ગયેલી હોવાથી ઉંઘ આવી નહિ અને તેથી મેં હશ્મતજાનને ત્યાં જઇને વખત વીતાડવાનો નિશ્ચય કર્યો. હશ્મતજાન પણ રાતે એક વાગ્યા પછી જ સૂનારી હતી. હશ્મતજાનની હવેલીનો પાછલો દરવાજો ઉઘડાવી કોઇ પણ જાતના અટકાવ વગર હું તેના ડ્રૉઇંગરૂમમાં પહોંચી ગઇ, પણ ત્યાં એકલી હશ્મતજાનને બદલે, રાતના સાડા અગિયાર વાગ્યાનો શુમાર હોવા છતાં બે માણસોને બેઠેલાં જોયાં. એક હશ્મતજાન અને બીજો એક પુરુષ. તે પુરુષ તેના ગૌર વર્ણ તથા પોશાકથી શુદ્ધ અંગ્રેજ કિંવા યૂરોપીયન દેખાતો હતો. તેણે આખો કાળી બનાતનો સૂટ શરીરપર ધારણ કર્યો હતો, અને તેની નાઇટ-કેપ પાસેના ટેબલપર તથા વૉકિંગ સ્ટીક ટેબલની પાસે ટેબલના આધારે પડી હતી. મેં ડ્રૉઇંગરૂમના દરવાજામાં પગ મૂક્યો, તે વેળાએ તે હશ્મતજાનની સાથે કોઇ અગત્યની વાતચીતમાં રોકાયલો હતો, પણ મને જોતાં જ તેઓ બોલતાં અટકી ગયાં અને હશ્મતજાને અજાયબીથી પૂછ્યું: "કેમ મિસ ચંપા! અત્યારે અડધી રાતે કાંઇ ભૂલાં પડ્યાં?"

"આજે યૂસુફ નાટકમાં ગયો છે, હું એકલી જ ઘરમાં હતી અને ઉંઘ ન આવી એટલે કહ્યું કે ચાલો જરા હશ્મતજાન બહેન પાસે બેસીશું, એટલે વખત વીતી જશે. આપનું કાંઇ ખાનગી જેવું હોય તો મારે આપના તે કાર્યમાં વિઘ્ન-રૂપ થવાની અગત્ય નથી; હું તેવા કોઇ અગત્યના કાર્યમાટે આવી નથી."

"નારે, અમારે એવું ખાનગી જેવું તે શું હોય? આ સાહેબ એક અંગ્રેજ વ્યાપારી કંપનીના આખા હિંદુસ્તાનના એજંટ છે, ઉર્દૂ ભાષાના સારા જાણનાર અને કદરદાન હોવા સાથે હિંદુસ્તાની સંગીતશાસ્ત્રના ઘણા જ સમજદાર તથા વખાણનાર છે. એમના હાથે કરોડોનો વહીવટ થાય છે, છતાં નિરભિમાની હોવાથી આ બાંદીને ગાયન સાંભળવાના હેતુથી ઘણીકવાર પોતાની મુલાકાતનો લાભ આપે છે અને બે ગજલો સાંભળી સેંકડો રૂપીઆની નવાજિશ કરી જાય છે. આપણા લોકો અંગ્રેજી નાટકોને વખાણે છે. ત્યારે આ સત્યપ્રિય અંગ્રેજ ગૃહસ્થ આપણાં હિંદુસ્તાની નાટકોને જ વધારે સારાં ને પ્રશંસાપાત્ર માને છે. એમની સાથે તમારો પરિચય કરાવતાં મને ઘણો જ આનંદ થાય છે." હશ્મતજાને શુદ્ધ ઉર્દૂ ભાષામાં ચલાવ્યું.

"આવા એક ગૃહસ્થ અને તે પણ વળી એક અંગ્રેજ નોબલમૅન સાથે આમ પરિચય કરાવવામાટે હું આપનો આભાર માનું છું." મેં પણ ઉર્દૂમાં જ કહ્યું. અહીં મારે જણાવવું જોઇએ કે, યૂસુફ તથા હશ્મતજાન વગેરે ગુજરાતી ન જાણનાર વ્યક્તિઓ સાથે મારા સંભાષણોનો વ્યવહાર ઉર્દૂમાં જ ચાલતો હતો.

હવે હશ્મતજાને તે ગોરાને સંબોધીને કહ્યું:—"આલીજનાબ, શીલર સાહેબ! ગયા અઠવાડિયામાં તમે નાટક જોઈ આવ્યા અને જે ઍક્ટ્રેસની હદથી વધારે તારીફ કરતા હતા, તે ઍક્ટ્રેસ આ પોતે જ. એમનું ખરું નામ મીસ ચંપા છે, પણ ઍક્ટ્રેસ તરીકે મિસ મેનકાના નામથી ઓળખાય છે."

"ઓહ–'ખૂનેનાહક'માં મેહરબાનુ એટલે કે, ઓફિલિયાનો પાર્ટ કરનાર ઍક્ટ્રેસ આ આ પોતે જ! હિન્દુસ્તાનની આવી એક સારી ઍક્ટ્રેસ સાથે મુલાકાત કરાવવામાટે હું પણ આપનો દિલોજાનથી આભાર માનું છું." એમ કહીને તેણે મારી તરફ પોતાનો હાથ લંબાવ્યો અને અંગ્રેજી એટીકેટ પ્રમાણે ઇન્ટ્રોડક્શનના પ્રથમ ચિહ્નસ્વરૂપ હસ્તધૂનન (શેકહેન્ડ) કર્યું.

એ યૂરોપીયન બચ્ચો ખુબસૂરત, દેખાવડો, કદાવર અને એવા તો ઘાટીલા શરીરનો હતો કે, તેને જોતાં જ કોઈ પણ ચંચળ હૃદયની ચપળાના હૃદયમાં વિકારની જાગૃતિ થઈ જાય. તેની ઉમ્મર પણ ત્રીસબત્રીસથી વધારે દેખાતી નહોતી. તેની દૃષ્ટિમાં એક પ્રકારના એવા પ્રકાશ કિંવા તેજનો નિવાસ હતો કે, જેને કદાચિત્ મેસ્મેરિજમનો પાવર પણ કહી શકાય. જ્યારથી તેણે પોતાની દૃષ્ટિને મારા મુખમંડળમાં સ્થિર કરી ત્યારથી મારી દૃષ્ટિ પણ તેના મુખમંડળના અવલોકનમાં લીન થઈ ગઈ, અને હું તેને જોતી જ બેસી રહી. જો કે મારા હૃદયમાં તેના વિષે એક પ્રકારનો અભાવ ઉત્પન્ન થવા લાગ્યો હતો, છતાં મારી આંખોને હું બીજી તરફ ફેરવી શકતી નહોતી. જેને 'અજ્ઞેય આકર્ષણ'ના નામથી ઓળખવામાં આવે છે, તે એ જ હોવું જોઇએ, એવો મારો નિશ્ચય થઈ ગયો.

મારી પ્રશંસા કરતો શીલર હરમતજાનને ઉદ્દેશીને કહેવા લાગ્યો:–"મારા વ્યવસાયના કારણથી હિન્દુસ્તાનમાંનાં લગભગ બધાં મોટાં શહેરોમાં રહેવાનો મને વારંવાર પ્રસગ પડતો હોવાથી અને નાટક જોવાનો મને વધારે શોક હોવાથી મુંબઈ, કલકત્તા, મદ્રાસ, દિલ્લી, લખનૌ, લાહોર, અમૃતસર, કરાંચી અને સુરત, અમદાવાદ આદિ શહેરોમાં મેં અનેક નાટકમંડળીઓનાં અનેક ઍક્ટ્રેસિસનાં સ્ટેજપરનાં કામો જોયાં છે. અમારા વિલાયત પ્રમાણે બંગાળામાં ઍક્ટ્રેસિસની સખ્યા વધારે છે અને મુંબઇમાં તેથી ઓછી છે. ગુજરાતની કેટલીક નાટકમંડળીઓમાં તો સ્ત્રીના પાર્ટ પુરુષો ભજવી બતાવે છે. અર્થાત્ અત્યાર સુધીમાં જેટલી ઍક્ટ્રેસિસ મારા જોવામાં આવી છે, તે સર્વમાં મુંબઇની મિસ ગૌહરને હું સર્વોત્કૃષ્ટ માનું છું. અને તેની પછી આ મિસ ચંપાને બીજે નંબરે વખાણું છું. આશા રાખું છું કે, થોડા વખતમાં એ પણ મિસ ગૌહરની બરાબરી કરવાને ભાગ્યશાળી થશે." એ પછી તે મારી તરફ મોઢું ફેરવીને બોલ્યો:–"મિસ ચંપા! તમારા નાટકમાં જે એક વળી વધારે અજાયબી ઉપજાવનારી અને વખાણવા જેવી બીના મારા જોવામાં આવી તે એ કે, અમારા યૂરોપીયનો કલ્પના પણ ન કરી શકે, તેટલા પ્રમાણમાં તમારે ત્યાં ઘણીકવાર કેટલાક ચાલાક ખેલાડીઓ મર્દ હોવા છતાં સ્ત્રીના પાઠ ઘણી જ દક્ષતાથી ભજવી બતાવે છે. મુંબઇની પારસી નાટકમંડળીમાં 'જહરી સાંપ' નાટકમાં ખુર્શીદની ભૂમિકા ભજવનાર અને તમારે ત્યાં 'શહીદે નાજ'માં રજીયાનો પાર્ટ કરનાર મર્દો એનાં જીવતાં જાગતાં ઉદાહરણો છે. એ 'રજીયા'નો પાર્ટ કરનાર કોણ છે વારુ?"

"આ બાઇના ધરવાળા!" હરમતજાને જવાબ આપ્યો. અને હું શર્માઇને નીચું જોઈ ગઈ.

"ઓહ–આઈ સી! ત્યારે તો હસ્બંડ અને વાઈફ્ બન્ને નાટ્યકળામાં ઉસ્તાદ છે. આવું જોડું ભાગ્યે જ ક્યાંક જોવામાં આવે છે કે જ્યાં બન્નેનો ભાવ એક જ

વ્યવસાયમાં સમાયલો હોય અને બન્ને વળી તે વ્યવસાયમાં એક્કા ગણાતાં હોય. અમારા યુરોપમાં એવાં જોડાં કેટલેક સ્થળે મળી આવે છે. ત્યાં નાટકના ધંધામાં જોડાયલાં હસ્બંડ અને વાઈફ એક કરતાં વધારે છે. મિસ ચંપા ! હું આપને અને આપના ભાગ્યશાળી હસ્બંડને મુબારકબાદી આપું છું અને આપની તરક્કી ચાહું છું." શીલરે ઉદ્ગાર કાઢ્યા.

"અમારા વિષે આપના આવા સારા ભાવોને જાણી મને અતિશય સંતોષ થાય છે અને હું આપનો આભાર માનું છું. આપના જેવા કદરદાનો હોવાથી જ અમારી કદર થાય છે અને અમને સારા પગાર મળી શકે છે." મેં શર્માઈને ધીમા સ્વરથી ઉપકાર માન્યો.

આવા પ્રકારની વાતચીતમાં વખત પસાર થતાં લગભગ એક વાગવા આવ્યો. હરમતજાને પોતાની બાંદીને અડધા કલાક પહેલાં કૉફી તૈયાર કરવાનો હુકમ ફર્માવ્યો હતો, તે પ્રમાણે તે બાંદી અંગ્રેજી રીત પ્રમાણે એક થાળમાં કૉફીની કિટલી, દૂધ અને ખાંડથી ભરેલાં ચીનાઈ વાસણ, ખાલી કપસૉસર્સ અને ચમચા વગેરે લાવીને ટેબલ પર મૂકી ગઈ. અમે પોતાના હાથે કપ ભરી તેમાં જોઇએ તેટલી ખાંડ અને ઈચ્છા પ્રમાણે દૂધ મેળવી કૉફી પીતાં બેઠાં હતાં, એટલામાં યૂસુફ અચાનક આવી લાગ્યો. તેના કહેવા પ્રમાણે નાટકમાં કંટાળો આવવાથી માત્ર બે અંક જોઇને જ તે ચાલ્યો આવ્યો હતો અને ઘરમાંના નોકરે મારા હરમતજાનની હવેલીમાં હોવાના સમાચાર આપવાથી મારી પાસે આવ્યો હતો. હરમતજાને તેને પણ કૉફી લેવાનો આગ્રહ કરી કૉફી પીવડાવ્યા પછી શીલર સાથે તેની ઓળખાણ કરાવી અને થોડીવારના પરિચયમાં જ તેઓ મિત્રો પ્રમાણે વાતચીત કરવા મંડી ગયા. યૂસુફ સાથેના સંભાષણથી સંતોષ પામી શીલરે આનંદદર્શક મુદ્રાથી કહ્યું કે:–

"મિસ્ટર યૂસુફ ! તમારા નાટ્યકૌશલ્ય વિષે તો મારા હૃદયમાં માન હતું જ, પણ અત્યારે તમારા વ્યક્તિત્વ વિષે પણ મારા અંતઃકરણમાં સારું પરિણામ થયું છે અને તેથી હું આજથી તમને મારા એક મિત્ર માનું છું. તમારા હિન્દુસ્તાનમાં જો કે નાટકવાળાને ઘણી જ ઉતરતી પંક્તિના અને હલકા માનવામાં આવે છે, પણ સદ્ભાગ્યે અમારા પાશ્ચાત્ય દેશમાં તેવો પ્રકાર નથી. અમારા દેશમાં તો નાટકવાળાઓને સમાજ તરફથી યોગ્ય માન અપાય છે; એટલું જ નહિ પણ કેવળ તેમના નાટ્યકૌશલ્યના ગુણથી જ તેમને લોર્ડ જેવી મોટી માનદર્શક પદવીઓ પણ અપાય છે; આટલો બધો તમારા અને અમારા દેશની પ્રજાની ગુણગ્રાહકતામાં અંતરાય રહેલો છે. અર્થાત્ નાટકવાળા સાથે દોસ્તીનો સંબંધ રાખવાથી અમે અમારા પોઝીશનને ઓછું થયેલું માનતા નથી. મારી દોસ્તીથી તમને ભવિષ્યમાં સારો લાભ થશે."

"આ નાચીજ ગુલામમાં એટલું બધું કાંઇ પણ નથી; આપ જે ખાદિમને આટલું બધું માન આપો છો તે ફક્ત આપની લાયકી અને કદ્રદાની જ છે !" યૂસુફે વિવેક દર્શાવ્યો.

એ પછી આમ તેમની થોડી ઘણી વાતો ચાલ્યા પછી ઘડિયાળમાં બેના ટકોરા થયા. શીલર સાહેબ એક હાથમાં ટોપી અને બીજા હાથમાં લાકડી ઉપાડીને જવામાટે કોચપરથી ઉઠીને ઊભા થયા અને અમે પણ ઊભાં થઇ ગયાં. તે

પોતાને રસ્તે પડ્યા અને અમો માટીબૈયર હુરમતજાનની રજા લઇને અમારા ભાડાના ઘરમાં જવાને રવાના થયાં. ઘેર આવ્યા પછી કપડાં ઊતારતો યૂસુફ કહેવા લાગ્યો કે:—

"આ વળી હુરમતજાનની હવેલીમાં આજે નવો યૂરોપીયન પહો કોણ ફૂટી નીકળ્યો ? સત્યવતી જેમ મારી આશક ફૂટી નીકળી'તી તેમ આ ક્યાંક વમારો નવો આશક ન ફૂટી નીકળ્યો હોય, તેની સંભાળ રાખજો ! હું તો નહોતો લપસ્યો, પણ લોભરૂપ શેવાળથી લપસણી થએલી પ્રેમશિલાપરથી ક્યાંક તમારો પગ ન લપસી જાય, એની જાળવણી કરજો !"

"જો વાત લાવ્યા છો તે ! આવા રૂપાળા અને ગોરાગોરા દૂધ જેવા યૂરોપીયનો તે વળી મારા જેવી કાળી હિન્દુસ્તાની સ્ત્રીપર આશક થતા હશે ! હા, જો એમનામાં સ્ત્રીઓની અછત હોય, તો કદાચિત્ એમ થવું પણ સંભવે; પણ મારા સાંભળવા પ્રમાણે તો એમની કોમમાં સ્ત્રીઓની એટલી બધી વિપુલતા અને પુરુષોની એટલી બધી અછત છે કે એક એક પુરુષને ચાર ચાર સ્ત્રીઓ પરણાવવામાં આવે, તોપણ બિચારી કેટલીક તો કુંવારી જ રહી જાય ! વળી એમનામાં તો સ્ત્રી સામી પૈસા લઇને આવે છે, એટલે પછી એમને આવી ઝખ શામાટે મારવી પડે ? બળ્યા આવા વહેમ તે વળી શા ?" મેં કહ્યું.

"યૂરોપીયનો આપણા દેશની શ્યામાંગ બૈરીઓપર આશક નથી થતા, એવી જો તમારી ધારણા હોય, તો તે ખોટી અને તદ્દન ભૂલભરેલી ધારણા છે. યૂરોપના લોકો જ્યારથી આપણા દેશમાં પ્રથમ ધર્મગુરુ તરીકે, પછી વ્યાપારી તરીકે અને છેવટે રાજ્યકર્તા તરીકે આવવા માંડ્યા ત્યારથી આજ સુધીમાં એવા બનાવો અનેક બની ચૂક્યા છે ! ઘણાએ યૂરોપીયનોએ, હિન્દુસ્તાનમાં પોતાના દેશની સ્ત્રીઓ ન મળી શકવાથી, અહીંની કેટલીક વિશિષ્ટ જાતની સ્ત્રીઓ સાથે સંબંધ કર્યો છે અને એ સંયોગથી થએલી પ્રજા પણ અત્યારે હિન્દુસ્તાનમાં વિદ્યમાન છે. આવશ્યકતાને નિયમનો બાધ હોતો જ નથી. તેમજ વળી માનવીસ્વભાવનો એક એવો પણ નિયમ છે કે તે નિત્ય નવીનતાને ઇચ્છે છે. 'ઘરકી મુરગી દાલ બરાબર' એ કહેવત પ્રમાણે નિત્યના સહવાસથી પોતાની શ્વેતાંગ રમણીઓ તેમને કંટાળાભરેલી થઇ પડે છે અને તેથી સારા ઘાટિલા બૉડલની શ્યામાંગીઓ તેમની દૃષ્ટિમાં અધિક સુંદર અને આકર્ષક દેખાવા માંડે છે.

'સુફેદી ગાલિબ સિયાહીપર હય, ઔર યે ઝૂટી હય સબ કહાની;
સલોનાપન દેખે સાંવરોંકા તો હમેં ગોરોંકે આય પાની.'

એ આપણા 'લયલા' નાટકમાંની પંક્તિઓને તમે ભૂલી તો નથી ગયાં ને ? એટલામાટે જ મારા મનમાં ભય ઉત્પન્ન થાય છે અને તમને વખતસર ચેતવણી આપવા મન લલચાય છે. મેહરબાની કરીને મારો અવતાર ન બગાડશો !" યૂસુફે પોતાના મતનું યોગ્યતાથી સમર્થન કર્યું.

તેના બોલવામાં સમાયલા સત્યનું મારા હૃદયમાં પણ અવશ્ય થોડું ઘણું પરિણામ થયું અને તેથી તેને આશ્વાસન આપતી હું કહેવા લાગી:—"મારા જિગરજાન ! મારા દીનો ઇમાન યૂસુફ ! તમારે એ બાબતની જરા પણ ફિકર રાખવી નહિ ! આ શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તો આ ચંપા બીજાની મહબ્બતની તલબગાર કે માશૂક ખુશગુફતાર થવાની નથી; તમારા પ્રેમપાશમાંથી છૂટી બીજાના પ્રેમજા-

ળમાં ફસાઇ જવાની નથી! મારી એક માત્ર એ જ ખાહિશ છે કે, આપણો જે સંબંધ છે તે જીવતાં જીવત નભી જાય, અને મરણપર્યન્ત જૂદાં પડવાનો દુઃખદાયક પ્રસંગ આપણને પ્રાપ્ત ન થાય! મુઆ પછીની અવસ્થાને કોઈ પણ જાણતું ન હોવાથી આગળની વાત હું કહી શકતી નથી"

"મારી પણ ખુદાતઆલાને એ જ અર્જ છે કે, તમને તે તમારા આ કોલમાં સાબિતકદમ રાખે અને આ યૂસુફ તમારા પ્રેમરસનો મરણની છેલ્લી ઘટિકા પર્યન્ત શાંતિથી સ્વાદ ચાખે!" યૂસુફે અંતઃકરણના ઉંડાણમાંથી ઉદ્ગાર કાઢ્યો.

ખરેખર એ વેળાએ યૂસુફની દશાપર મને દયા આવી ગઈ. યૂસુફનો મારામાં એવો જ પરમસ્નેહ હતો, એમ તેના આજસુધીના વર્ત્તનથી મારો નિશ્ચય થઈ ગયો હતો. પરંતુ છેવટ સુધી યૂસુફનું એ જ વર્તન શુદ્ધાવસ્થામાં અવિચળ રહ્યું અને હું મારા વચનને બરાબર પાળનારી પ્રેમાકાંક્ષિણી નારી સિદ્ધ થઇ કે કેમ, એ પ્રશ્નનું યથાર્થ ઉત્તર હવે પછીના મારા જીવનચરિત્રદ્વારા મળવાનું હોવાથી અહીં જ તે રહસ્યના સ્ફોટની અગત્ય નથી."

* * * * *

દિલ્હીમાં પણ લખનૌ પ્રમાણે જ અમારી નાટકમંડળીએ ઘણી જ સારી કમાણી કરી અને તે દિલ્હીની પ્રજામાં અતિશય પ્રશંસાને પાત્ર થઇ. હશ્મતજાનને ત્યાં મારું વધારે જવા આવવાનું અને બેસવા ઉઠવાનું થતું હોવાથી ત્યાં વારંવાર આવતા શ્વેતાંગ શીલર સાહેબ સાથેનો મારો પરિચય દિવસે દિવસે વધતો ગયો, અને તે પરિચયે સમયના જવાસાથે ગાઢ મૈત્રીના સ્વરૂપને ધારણ કરી લીધું.

## પ્રકરણ ૨૨ મું
## બેવફા આશક?

દિલ્હીમાંનો અમારો સમય ઉપર જણાવ્યા પ્રમાણે અતિશય આનંદ અને નાના પ્રકારના વૈભવવિલાસમાં વીતવા લાગ્યો. શેઠજી પણ સારી રીતે ઠેકાણે આવી ગએલા હોવાથી કેટલીકવાર હું અને યૂસુફ રીહર્સલમાં ન જઈએ તોય ચાલ્યું જતું હતું અને ખાડા કાપવાનો કાયદો અમારામાટે અમલમાં મૂકાતો નહોતો. માત્ર અમો બન્ને પ્રજાપ્રિય પાત્રો હોવાથી નાટકમાં પાર્ટ કરવાની અમને ફરજ પડતી હતી. હશ્મતજાનની સુખી જિંદગીને જોઇને ઘણીકવાર નાટકની ઍકટ્રેસ કરતાં એવી જાહોજલાલીમાં રહેવાનું મને વધારે મન થઈ આવતું! પણ તેવી જાહોજલાલીને મેળવવાના માર્ગથી હું સર્વથા અજ્ઞાન હોવાથી વારંવાર તે વિચારને નિરુપાયવશતાથી મારે મારા હૃદયમાંથી કાઢી નાખવો પડતો હતો. આગળ જણાવ્યા પ્રમાણે જેમ જેમ શીલર સાથેનો મારો સમાગમ વધતો ગયો અને હશ્મતજાનના મુખથી જેમ જેમ તેનાં વખાણ મારા કાનમાં વધારે પ્રમાણમાં રેડાતાં ગયાં તેમ તેમ તેના વિષે મારા સારા ભાવો બંધાતા ગયા. છતાં એટલું તો મારે જણાવવું જ જોઇએ કે, યૂસુફના સૌન્દર્યમાં હું અતિશય મુગ્ધ હોવાથી અને તેની તરફનો મારો પ્રેમ નિષ્કપટ તથા નિઃસ્વાર્થ હોવાથી મેં અદ્યાપિ કોઇ પણ પ્રકારનું આડું પગલું ભરીને યૂસુફ સાથે બેવફાઇ કરી નહોતી.

અમારી પડોશમાં એક ધનાઢ્ય વિધવાની આલીશાન હવેલી હતી. તે વિધવા અગરવાલ વણિક જાતિની હતી અને વયમાં પચાસ એકાવન વર્ષની હોવા

છતાં ઘાટે ઠીંગણી, વાને ગોરી અને ખાધે પીધે સુખી હોવાથી તેનું વય જોનારને પાંત્રીસ સાડત્રીસ વર્ષ કરતાં વધારે જણાતુ નહોતું. અમો તેનાં પાડોશી થયાં એટલે તરત તેણે અમારી જોડે ઓળખાણ કરી, અમારી સાથે મૈત્રીનો સંબંધ વધારવા માંડયો અને ધીમે ધીમે અમારો એક બીજાના* ઘરમાં જવા આવવાનો તથા કલાકોના કલાક સાથે બેસી વાતોમાં વીતાડવાનો વ્યવહાર પણ થઈ ગયો. જો કે તે વૈષ્ણવ ધર્મ પાળતી હતી, એટલું જ નહિ, પણ મરજાદવાળી હતી, છતાં અમારા જેવાં 'સબગુલ છૂતું'નો હિસાબ રાખનારાં અને હિન્દુ મુસલમાનનો ભેદ ન રાખનારાં સાથે તે આટલો બધો વ્યવહાર કેમ રાખી શકતી હતી અને અમારા તરફ તેને અણગમો કેમ નહોતો થતો, એ વિશે મારા મનમાં વારંવાર શંકા થયા કરતી હતી. હું તો જાણે નામની હિન્દુ હતી એટલે કદાચિત્ ચલાવી પણ લેવાય, પરંતુ યૂસુફ તો ખુલ્લે ખુલ્લો મુસલમાન હતો છતાં તેની સાથેના મારા સંબંધથી પણ તે બાઇને કશોયે કચવાટ થતો નહોતો, એ ખરેખર આશ્ચર્યકારક હતુ. અમને તે ઘણીકવાર પોતાના ખાનગી ઓરડામાં બેસાડી, અંદરથી બારણાં વાસી, કોરપૂરી વગેરે મિષ્ટાન્ન જમાડતી અને કોઈ કોઇવાર તો પોતે પણ થોડાક અંતરપર પ્રસાદ આરોગવા બેસી જતી હતી. કોઇવાર તે અમારા ઘરમાં આવતી અને હું ચાહે કે કોફીથી તેનો સત્કાર કરતી, તો તેના સ્વીકારમાં તેને વાંધો નહોતો. માત્ર પોતાની જાતિના તેમ જ પરિચયના બીજા હિંદુઓના દેખતાં તે બાઇ સાહેબ કોઇ એવા તેવાના પડછાયામાં આવતાં પણ અચકાતાં અને મનનો મોટો કચવાટ બતાવતાં હતાં. પોતે સાધારણ ભણેલી હોવાથી કોઇ કોઇ વાર ધર્મ અને આચારવિચારની મહત્તા વિશે બીજી સ્ત્રીઓ અથવા તો પોતાનાં નોકરનોકરડીઓ આગળ નાનાં મોટાં ભાષણો પણ તે આપતી. તે વિધવા હોવાથી નિરંતર શ્વેત વસ્ત્ર અને કેવળ સોનાનાં થોડાંક બંગડી, સર્ત્રીગિયાં આદિ સાધારણ આભૂષણ જ ધારતી હતી; છતાં સ્વાભાવિક તેનો ઘાટ આકર્ષક હોવાથી તેટલાથી પણ તે દીપી નીકળતી. એ વિધવા બાઈ લગભગ આઠ દશ લાખની માલિક કહેવાતી હતી. તેના નોકરો વાત કરતા હતા કે, તેના સ્વર્ગવાસી ધણીની મિલ્કત તો માત્ર લાખ દોઢ લાખની જ હતી, પણ તેના પિતાનું નખ્ખોદ જવાથી અને આસપાસનો બીજો કોઇ વારસ ન હોવાથી પિતાની આઠ નવ લાખની દોલત પણ તે બાઇના હાથમાં આવી હતી. અમારો સબંધ એટલો બધો વધી ગયો કે, કોઇવાર હું હશમતજાનને ત્યાં કે લલિતાને ઘેર ગએલી હોઉં અને યૂસુફ ઘરમાં એકલો હોય તોપણ તે કલાકોના કલાક સુધી અમારા ઘરમાં આવી તેની સાથે ગપાટા હાંકતી બેસી રહેતી, તેમ જ યૂસુફની ગેરહાજરીમાં મારી સાથે પણ એવો જ વ્યવહાર રાખતી હતી. તે યૂસુફને ભાઇ અને કેટલીકવાર 'મેરે બચ્ચે' કહીને બોલવતી હોવાથી તેમ જ વયમાં પણ ખરેખર યૂસુફની કે મારી પોતાની માતા જેવડી જ હોવાથી મારા મનમાં અન્ય કોઈ પણ પ્રકારનો સંશય ન આવે એ સ્વાભાવિક જ હતું. આવી રીતે દિલ્લીમાં લગભગ ત્રણેક માસનો સમય વીતી ગયો. અસ્તુ.

એક દિવસ રાતે જમવાનો વખત થતાં યૂસુફને મેં જમવા બોલાવ્યો એટલે તેણે પલંગમાં પડેલો હતો ત્યાંથી જ જવાબ આપ્યો કે, "અત્યારે મારું માથું

બહુ જ ભમે છે અને જીવ ચુંથાય છે; કદાચિત્ ઉલટી થાય, એવાં ચિન્હો જણાય છે, માટે હું જમીશ પણ નહિ અને આજે પાઠ કરવા નાટકશાળામાં પણ આવીશ નહિ. તમે જરા શેઠને કહી મારા પાઠની વ્યવસ્થા કરાવી દેજો.” યૂસુફના એ કથનવિષે સંશય લાવવાનું કાંઈ પણ કારણ ન હોવાથી હું જમી ખાઇ તૈયાર થઇ અને દાસીઓને જો જરૂર પડે તો યૂસુફને બરફ કે પેન્કીલર આપવાનું કહી, મારી નોકરીપર ચાલી ગઇ. હું પાછી બે વાગે આવી તે વેળાએ યૂસુફ ગૂઢ નિદ્રામાં પડેલો હતો અને તેથી તેનું દર્દ ઓછું થયુ હશે એ અનુમાનથી આનંદ પામી, હું પણ તેની નિદ્રાનો ભંગ ન કરતાં મારા પલંગપર જઇને સૂઈ ગઇ. બે ચાર દિવસ પછી પુનઃ તે બીમારીનું બહાનું બતાવી રાતે નોકરીપર ન આવ્યો; વળી ચાર દિવસ પછી એવો જ પ્રકાર થયો અને ત્યાર પછી જાણે એ રોગે યૂસુફના શરીરમાં સદાનો જ નિવાસ કર્યો હોયની, તેવો રંગ દેખાવા લાગ્યો; અઠવાડિયામાં બે રાતની નાટકશાળામાંની તેની ગેરહાજરી તો જાણે કાયમની જ થઈ ગઈ. ખૂબી તો એ કે, દરરોજ તે હમેશની પેઠે ખાતો પીતો, ફરતો હરતો અને આનંદ કરતો હતો, તેમ જ તેના શરીર કે મુખમંડળમાં પણ રોગનું કશુંયે ચિહ્ન દેખાતું નહોતું. માત્ર અચાનક રોગનો ઉદ્ભવ થઇ આવતો અને તે તેને ઠેઠ છેલ્લી ઘડીએ નોકરીપર આવતાં અટકાવતો હતો! વધારે આશ્ચર્ય તો એ કે, જે રાતે રોગ મહારાજ પધાર્યા હોય, તે રાત્રે પણ મારા આવવાના વખતે તો તેનાપર નિદ્રાદેવીની પૂર્ણ કૃપા હોવાની જ! મેં કોઈ હોશિયાર હકીમની દવા લેવાનું ઘણીકવાર કહ્યું, પણ મારા તે ઉપદેશને અનેકવાર યૂસુફે એક કાનેથી સાંભળી બીજા કાનેથી બહાર કાઢી નાખ્યો.

અહીં મારે એક ખાસ વાત એ પણ જણાવવી જોઇએ કે, યૂસુફ જે દિવસ નાટકમાં મારો પ્રથમથી છેવટ સુધીનો પાઠ હોય અને બે અઢી વાગ્યા પહેલાં મારા આવવાનો સંભવ જ ન હોય, તેવા દિવસે જ માંદો થઇને ઘરમાં પડી રહેતો હતો. સ્ત્રીઓનું મન પુરુષોના મન કરતાં વિશેષ શંકાશીલ હોય છે, એટલે અગમ્ય રીતે મારા હૃદયને ધીમે ધીમે સંશયપિશાચનો સ્પર્શ થવા લાગ્યો અને તેથી જ્યારે પણ યસુફ ઘેર રહી જતો ત્યારે તે રાતે નાટકમાંની મારી નોકરી બરાબર બજાવવામાં મારું જરા પણ ચિત્ત લાગતું નહિ. તે દિવસનો પાઠ, મારું મન યૂસુફ સંબંધી વિચારોમાં મગ્ન હોવાથી હમેશના કરતાં ઠંડો જ જતો. જો કે, પ્રેક્ષકોને હું પ્રિય હોવાથી તેઓ એ શિથિલતાને વધારે જાણી શકતા નહોતા, પરંતુ કેટલાક ઍક્ટરો અને તેમાં પણ ખાસ કરીને ચાલાક લલિતા તો તરત ચમકાવતી કે “કેમ આજે કાંઈ ઠંડાં ઠંડાં!” હું તેમના એ સવાલનો કશો પણ જવાબ આપતી નહોતી.

એક દિવસે બનાવ એવો બન્યો કે, યૂસુફ માંદો થવાથી ઘરમાં રહ્યો અને હું મારી નોકરી સંભાળવા ગઇ. તે રાત્રે ભજવવામાટે જાહેર કરાયેલા ‘શાહીદેનાજ’ નાટકમાં મારો સાઇદાનો પાઠ છેવટ સુધીનો હતો; પણ નાટકશાળામાં જતાં અચાનક મારા જાણવામાં આવ્યું કે, સફદરજંગનો પાઠ કરનાર અમારી કંપનીનો નામાંકિત ટ્રેજિક ઍક્ટર અચાનક બહુ જ માંદો થઈ જવાથી ખેલ બદલવો પડ્યો હતો અને ‘શાહીદેનાજ’ને બદલે ‘હરિશ્ચન્દ્ર’ નાટકનું પાટિયું દરવાજા પર ચઢાવવામાં આવ્યું હતું. ‘હરિશ્ચન્દ્ર’ નાટકમાં મારો પ્રથમ અંકના હરિશ્ચન્દ્ર રાજાના દરબારમાં એક જ વાર આવતી અપ્સરાનો જ પાઠ હોવાથી અગિયાર

વાગ્યામાં જ હું મારી એ ડયુટીપરથી છૂટી થઈ ગઈ. ઘણીકવાર આવા ખેલોમાં પાઠ વહેલો ખલાસ થવા છતાં લલિતા કે બીજી કોઈ એકટ્રેસ સાથે રાતે જાગરણની ટેવ પડી ગએલી હોવાથી, હું ગામગપાટા હાંકતી બેસી રહેતી અને બધાંની જોડે જ નાટકશાળામાંથી બહાર નીકળતી હતી; પરંતુ આજે કોણ જાણે શા કારણથી મારું મન ઉચાટભર્યું થઈ જતાં મેં વ્હેલાં જ ઘેર જવાનો વિચાર કર્યો અને શેઠજીને સાહેબજી કરી ભાડાની ગાડી બોલાવી ઘર તરફ જવાને ચાલતી થઈ ગઈ. ગલીના નાકાપર જ ગાડી થોભાવી ભાડું આપીને હું ગાડીમાંથી ઉતરી પડી.

શુકલ પક્ષ ચાલતો હોવાથી રાત અજવાળી હતી, તેમાં પણ એ શુકલ-દ્વાદશી કિંવા ત્રયોદશીની રાત્રિ હોવાથી અને લગભગ બાર વાગવા આવેલા હોવાથી ચંદ્રમાએ સર્વત્ર પોતાના પ્રકાશનો પૂર્ણ વિસ્તાર કરેલો હતો. ગલીમાં પ્રથમ જરાક સરળ રેષામાં ચાલી, પછી જરાક વક્રરેષા સ્વીકાર્યા પછી મારું ઘર આવતું હતું એટલે ગાડીમાંથી ઉતરીને હું ધીમે પગલે ઘર તરફ ચાલી. ઘરથી થોડાક અંતપરથી મારા જોવામાં આવ્યું કે, નીચેનાં દ્વાર તેમ જ ઉપરની બારીઓ ખુલ્લી હતી અને નીચે તથા ઉપરના ઓરડામાં લૅમ્પોનો પ્રકાશ ઝગમગાટ કરતો હરમતજાનની હવેલીની પાછલી ભીતપર પડતો હતો. યૂસુફની હમેશાં દીવા બુઝાવીને સૂવાની ટેવ હોવાથી તેમ જ દાસીઓ પણ દશ વાગ્યામાં ખાટલા ખાતે જમે થઈ જનારી હોવાથી ખુલ્લાં બારણાં અને દીપકના પ્રકાશને જોઈ મારા મનમાં ધાસ્કો પડી ગયો. 'કદાચિત્ યૂસુફ વધારે માંદો તો નહિ થયો હોય ?' એવી કુકલ્પનાનો મારા મનમાં આવિર્ભાવ થયો અને તેથી કાંઇક ગભરાટ પણ થવા લાગ્યો. હું ઉતાવળ કરી ઘરનાં પગથિયાંપર ચઢી તો બારણાંમાં જ બન્ને બાંદીઓ ઠીઠીઠાઠા કરવામાં અને વાર્ત્તાવિનોદમાં પ્રવૃત્ત થએલી મારા જોવામાં આવી. મારો વિચાર કાંઈક બદલાયો; જો યૂસુફની હાલત ખરાબ હોય, તો ઘરની ચાકરડીઓનું વર્તન આવું હોય નહિ. અચાનક મને આવી ઉભેલી જોતાં જ તે દાસીઓનું હસતું બોલતું હવામાં ઉડી ગયું, તેમનાં મોઢાં એકદમ લેવાઈ ગયાં. અને તેમાં કાંઈક ગભરાટનાં ચિન્હો પણ તત્કાળ પ્રકટી નીકળ્યાં. મેં તત્કાળ સવાલ કર્યો; "કેમ યૂસુફની તબીયત તો સારી છે ને?"

"તબીયત તો સારી છે; પણ બાઈ સાહેબ! આપ રોજ બે વાગે આવનારાં છતાં આજે બાર વાગ્યામાં ક્યાંથી અને કેમ આવી લાગ્યાં?" એક દાસીએ જવાબ આપવાની સાથે એક સવાલ રજૂ કરી દીધો.

મને નાટકમાંથી આવ્યા પછી પણ થોડુંઘણું ખાઇને સૂવાની ટેવ હોવાથી મેં કહ્યું: "હું વ્હેલી આવું કે મોડી આવું એની સાથે તારે શા લેવાદેવા? ચાલ, નાસ્તો લઇને જલદી ઉપર આવ."

"બાઈ સાહેબ! અત્યારે આપ ઉપર ન જાઓ અને નીચે પાછળના રૂમમાં બેસીને જ નાસ્તો કરી લ્યો તો વધારે સારું." બીજી દાસીએ કંપતા સ્વરથી કહ્યું.

"તેનું કાંઈ કારણ?" મેં આંખો ફાડીને પૂછ્યું.

"કારણ? કારણમાં તમારી આખી જિન્દગીનો આરામ." પ્રથમ દાસીએ જવાબ આપ્યો.

હું આગળ બોલવા જતી હતી એટલામાં મારી નિ:સરણીપર લાગી રહેલી દૃષ્ટિએ ઉપરના ભાગમાં એક સ્ત્રીનાં વસ્ત્રોને જોયાં અને તે સાથે જ હું અસૂયા

તથા કોપના અગ્નિથી બળવા લાગી. મેં દાસીઓને પૂછ્યું:–"ઉપર યૂસુફ ઉપરાંત બીજું કોણ છે ?"

"એક ઔરત !" બીજી દાસીએ બેપરવાઇથી જણાવ્યું.

"ઔરત ! કોણ ઔરત ?" મેં બીજો સવાલ પૂછ્યો.

"આપણી પાડોસણ ધનાઢ્ય વિધવા દેવકુમારી;" ઉત્તર મળ્યું.

"દેવકુમારી અને અત્યારે અડધી રાતે અમારા શયનમંદિરમાં શા માટે વારુ ?" મેં પૂછ્યું.

"એ તો તે જાણે," દાસીએ એ જવાબથી પોતાને વધારે જવાબદારીમાંથી છૂટી કરી દીધી.

એ વચનોએ મારા હૃદયમાં વિશેષ શંકા ઉપજાવી. સ્ત્રીના હૃદયને સ્ત્રી સારી રીતે જાણતી હોવાથી તેના એ ઉદ્ગારમાં અવશ્ય કાંઇક પણ ગૂઢ ભાવ હોવો જોઇએ, એવી કલ્પના થાય એ સ્વાભાવિક હતું. હવે દાસીઓ સાથે વધારે વાતચીત કરવામાં સાર ન હોવાથી તેમની જોડે વધારે બોલવાનું માંડી વાળી, હું તરત સડસડાટ દાદરપર ચઢી ગઈ. ત્યાં મેં શું જોયું ?

મેં જેવી સ્થિતિમાં યૂસુફ તથા દેવકુમારીને જોવાની આશા અથવા ધારણા રાખી હતી તેવી સ્થિતિમાં તેઓ મારા જોવામાં આવી શક્યાં નહિ. યૂસુફ પલંગમાં આડે પડખે પડેલો હતો અને પલંગ પાસેની ઈજીચેરમાં દેવકુમારી પડેલી હતી. વિશેષતા માત્ર એટલી જ કે, પાસેની ટ્રિપોયપર એક રકાબીમાં ખાવાની કેટલીક મીઠી ચીજો પડેલી મારા જોવામાં આવી. યૂસુફ માંદો હોવાથી એવી ચીજો તેનાથી ખાઈ શકાય તેમ નહોતું અને તેથી એ ચીજો પણ એ વેળાએ મારી શંકાને વધારનારી થઈ પડી. માત્ર આસપાસના સંયોગો મારા સંશયને બળવાન બનાવનારા હતા, પણ પ્રત્યક્ષ પુરાવો જોઇએ તેવો મળી શક્યો નહિ. છતાં હું એટલું તો અવશ્ય જાણી શકી કે, દાળમાં કાંઈ કાળું તો હતું જ; પણ મેં અચાનક આવી નીચે દાસીઓ સાથે મોટે સાદે વાતચીત કરવા માંડી તે તેમના સાંભળવામાં આવેલી હોવી જોઇએ અને દેવકુમારીને નાસવાનો બીજો માર્ગ કે ઉપાય ન હોવાથી આમ પોતાના દેખાવમાં બન્નેએ તત્કાળ ફેરફાર કરી નાખેલો હોવો જોઇએ, એવી મારી કલ્પના છે. હું નીચેથી દાદરપર ચઢી તે વેળાએ તો ઘણી જ ઉકળી રહી હતી, પણ ઉપર આવ્યા પછી આ દેખાવ જોતાં તેમ જ બીજા કેટલાક વિચારો આવતાં મારા નિશ્ચયમાં પરિવર્ત્તન થઈ ગયું અને જે દેવકુમારીને મેં બંગાળી સાડાત્રણ મણની ગાળોથી વધાવી લેવાનો નિશ્ચય કર્યો હતો તેને બદલે તેની સાથે સ્મિત તથા હાસ્યની છટાથી વાતચીતનો આરંભ કરી દીધો. મેં કહ્યું "ઓહો દેવકુમારી શેઠાણી ! કાંઈ અત્યારે આપ અમારા ઘરમાં ? અમારા એમની તબીયત જરાક ખરાબ રહે છે તે જોવા આવ્યાં છો કે શું ? જો એમ જ હોય, તો આપનો મોટો ઉપકાર થયો. ખરું જ કહ્યું છે કે, પહેલાં સગાં પાડોશી. જ્યારે તત્કાળ જરૂર પડે છે ત્યારે સગાં સંબંધી દૂર રહી જાય છે અને પાડોશી પહેલાં કામ લાગે છે. આપનાં જેવાં પાડોશી તો બધાંને મળજો." જો કે આ શબ્દો મેં શાંત મુદ્રા અને શાંત હૃદયથી ઉચ્ચાર્યા હતા, છતાં એમાંના ઉપહાસાદિને વાચકો વાંચકો તો સમજી શકશે જ.

"બહેન ચંપા! તમારા લોકોની નોકરીનો વખત કફોડો હોવાથી આ તમારા એમને આવી અવસ્થામાં મૂકી તમારે ઘણીકવાર લાચારીએ નોકરીપર જવું પડે છે, એટલે આ એક બે વખત તમારી ગેરહાજરીમાં મારે આવવું પડ્યું છે. હું એમને આનંદ આપવાનો યત્ન કરું છું. પાડોશી હોવા ઉપરાંત આપણે એક બીજાનાં સ્નેહી છીએ એટલે આવા વખતમાં એક બીજાની સગવડ અગવડ સાચવવી એ આપણી ફરજ હોવાથી આભાર કે ઉપકાર માનવાની કશી પણ અગત્ય નથી. એ તો આજે એ માંદા છે ને કાલે હું માંદી પડું તો શું એ અને તમે મારી પાસે ન આવો અને મારી સંભાળ ન લ્યો? એ તો કોઈ વેંત નમતું હોય તો આપણે હાથ નમતું જ જોઇએ." દેવકુમારીએ ઠાવકું મોઢું રાખીને ભાષણ ચલાવ્યું.

દેવકુમારી પણ જમાનાની ખાધેલી અને પાકી ઉસ્તાદ હતી. મારા જેવડી અને એ બાળકોની માતા તો તેની એક દીકરી હતી એટલે હું તે તેની સાથે ચાલાકીમાં સરખાવતાં શી બિસાતમાં? વળી જે સ્ત્રીઓ વ્યભિચારિણી હોય છે તેમને બોલવાની, પોતાના દુર્વર્તનને છુપાવવાની અને સતીત્વના આડંબરને બતાવવાની કળા સારી રીતે અવગત હોય છે, એ એક જાણીતી વાર્તા હોવાથી એ વિશે લાંબા વિવેચનની અગત્ય નથી. તેના શબ્દોની તો મારું હૃદય અંદર ને અંદર અતિશય પ્રશંસા કરવા લાગ્યું. હું મારા મનમાં જ કહેવા લાગી! "દેવ-કુમારી, તું મારા માથાની મળી! મારી ગેરહાજરીનો તેં ઘણો જ સારો લાભ લીધો છે. મારી ગેરહાજરીમાં મારા મનના માન્યાને કદાચિત્ મારા કરતાં પણ તેં વધારે સંતોષ આપ્યો હશે; છતાં ચાતુર્યથી પોતાના કુકર્મને સત્કર્મ તરીકે તું સ્પષ્ટ વ્યક્ત પણ કરી બતાવે છે! ચાતુર્ય તો આવું જ હોવું જોઇએ. આનું નામ સ્ત્રીચરિત્રની ગહનતા!" પોતાના નઠારા રંગમાં આવી ગએલી સ્ત્રીઓ—સ્વચ્છંદ સ્ત્રીઓ—જે ન કરે તે થોડું જ કહી શકાય. હું પોતે પણ એવી, એટલે સ્ત્રીઓના દુર્વર્તનની ટીકા કરવાનો મને કશો પણ અધિકાર નથી, એવો કદાચિત્ અહીં કોઇ પ્રશ્ન ઉઠાવશે; તો તેમની શંકાના સમાધાનમાટે મારે જણાવવું જોઇએ કે, મારી અથવા મારા જેવી અન્ય સ્ત્રીઓની સ્વચ્છંદતા તો પ્રસિદ્ધ હોય છે, એટલે સમાજના પ્રતિષ્ઠિત જનો તેમ જ સમાજની પ્રતિષ્ઠિત નારીઓ ખુલ્લી રીતે અમારા વિશેષ સમાગમમાં આવતાં અચકાય છે, બહુધા નથી જ આવતાં; પણ બહારથી આવા પ્રકારે હંસણીના રૂપને ધારી બેઠેલી છુપી કાગડીઓ અનેક કુલીન સ્ત્રીપુરુષોના સહવાસમાં આવે છે અને તેથી પોતે સ્વચ્છંદ હોવા ઉપરાંત પોતાની નકટી જમાતને વધારવાના ગુપ્ત ઉદ્દેશથી અનેક સારાં સ્ત્રીપુરુષોને પણ તેઓ નઠારા માર્ગમાં દોરી જાય છે. આવી પતિત પ્રમદાઓ સંસારના સડારૂપ છે; સમાજના ગંધાતા કીડા જેવી છે; ખુલ્લી વેશ્યાઓ કરતાં પણ એવી છુપી વેશ્યાઓ વધારે ભયંકર હોય છે અને તેથી એમનાથી બચીને ચાલવાની ઘણી જ સખ્ત જરૂરત છે!"

કેટલીક આમ તેમની વાતો કર્યાં પછી દેવકુમારી જવાને ઉઠી અને હું નાસ્તાને ઇન્સાફ આપવા બેઠી. મેં તેના જવા પછી યૂસુફને જેમ કોઇ સવાલ ન પૂછ્યો તેમ કશો ઠપકો પણ ન આપ્યો. આટલી બધી શાંતિ રાખીને દુઃખ તથા દ્વેષના કડવા ઘુંટડાને અંદરનો અંદર ગળી જવામાં મારો એ ઉદ્દેશ સમા-

ચલો હતો કે, બહાર મારી હાંસી ન થાય. જે યૂસુફમાટે લલિતાના યોગ્ય ઉપદેશનો મેં સંપૂર્ણ અનાદર કર્યો હતો, જે યૂસુફના પ્રેમમાં દૃઢ રહી મેં શેઠની માગણીને તુચ્છકારી કાઢી તેની સાથે એક પ્રકારનું આંતરિક વેર બાંધ્યું હતું અને જેની પ્રેમભાગિની તરીકે હું સર્વના જાણવામાં આવી ચૂકી હતી; તે જ યૂસુફની આ બેવફાઇ–એક બુઢ્ઢી અબળાના પ્રેમમાં સપડાયાની વાત–જો લોકોના જાણવામાં આવશે, તો લલિતા અનેક ચેષ્ટાઓ કરશે, શેઠજી પોતાના મનમાં ફૂલાઇને હુલવા ખાવા માંડશે અને તેથી મારા માટે ક્યાંય મોઢું બતાવવાનું સ્થાન પણ નહિ રહે. જો અત્યારે યૂસુફને ત્યાગી દઇશ, તો 'અમ્માંને ખસમ કિયા, તો કે બહોત બુરા કિયા; કરકે છોડ દિયા, તો કે ઉસ્સેભી જ્યાદા બુરા કિયા!' એ જ કહેવત મારા સંબંધમાં અક્ષરેઅક્ષર ખરી થઇને ઉભી રહેવાની. અર્થાત્ મનમાં આગ બળતી છતાં તમાચો મારીને ગાલને લાલ રાખવામાટે મેં મૌનનો સ્વીકાર કરી લીધો. છતાં એટલું તો થયું જ કે, એ દિવસથી યૂસુફ સંબંધી મારી આંતરિક પ્રેમભાવનામાં એકદમ પોણો સો ટકા જેટલો ઘટાડો થઇ ગયો અને તેનું છેવટે જે પરિણામ થવાનું હતું તે તો થયું જ; કારણ કે, ખરી લાગણી વિનાનો ઔપચારિક સ્નેહ લાંબા વખત સુધી ટકી શકતો જ નથી.

એ તો બધું જાણે ઠીક; પણ જે યૂસુફ સત્યવતી જેવી તરુણી અને સૌન્દર્યવતી રમણી સમક્ષ પોતાની દૃઢતાને ગમે તે કારણથી સારી રીતે જાળવી શક્યો હતો અને મારા પ્રેમમાં સદાને માટે જેણે સાબિતકદમ રહેવાનાં અનેક વાર વચનો આપ્યાં હતાં, તે જ યૂસુફ પોતાની માતા જેવડી એક પચાસ બાવન વર્ષની અબળાના પ્રેમજાળમાં કેમ ફસાયો, એ એક રહસ્યમયી ઘટના હોવાથી એનું પાછળથી જે કારણ મારા જાણવામાં આવ્યું તે મારે તેના યથાર્થ સ્વરૂપમાં અહીં વાંચકોને જણાવવું જ જોઇએ.

## પ્રકરણ ૨૨ મું
## પૈસામાટે પ્રેમનું લીલામ!

સૃષ્ટાએ આ સૃષ્ટિ જ્યારથી નિર્મી, ત્યારથી જ તેમાં એક પ્રકારનો એવો વિલક્ષણ નિયમ બાંધ્યો છે કે, પ્રત્યેક પ્રાણીનાં શત્રુ તો હોવાનાં જ. એ વિલક્ષણતાનો એટલી સીમા સુધી વિસ્તાર થએલો જોવામાં આવે છે કે, સકારણ શત્રુત્વ રાખનારા જનો એ તો હજી પણ જાણે ઠીક, પરન્તુ કારણ વિના પણ શત્રુભાવ રાખનારા અને દ્વેષના દાવાનળથી ઇંધન વિના જ બળી મરનારા જીવોની પણ સર્વત્ર અસંખ્ય સંખ્યા વિસ્તરેલી છે. અરે, સાધારણ જીવો તો ઠીક, પણ જે વિદ્વાનો અન્યને સંપ તથા સમાધાનના માર્ગમાં દૃઢ રહેવાનો નિરંતર ઉપદેશ આપ્યા કરે છે અને સમાજના નેતા હોવાનો દંભ દર્શાવે છે, તે વિદ્વાનો જ 'याचको याचकं दृष्ट्वा श्वानवत् गुर्गुरायते' 'યાચક યાચકને નિહાળીને શ્વાનની પેઠે ઘુરકવા માંડે છે' એ કહેવત પ્રમાણે એક બીજાના દ્વેષ અને પરસ્પર નિંદામાં જ પોતાના અમૂલ્ય કાળનો ક્ષેપ કરતા દેખાય, એ શું અલ્પ શોકની વાર્તા છે કે?

આજના પાશ્ચાત્ય વિદ્યાના પ્રકાશિત કાળમાં વર્તમાનપત્રો માર્ગદર્શકરૂપ હોવાથી લોકોને સીધે રસ્તે દોરનારાં મનાય–મનાય છે; પરન્તુ તેમનામાં પણ

એવો પ્રકાર જોવામાં આવે છે કે, એક વર્તમાનપત્ર પોતાના સતત ઉદ્યોગ, સાહસ અને પ્રજાકલ્યાણના વાદને સ્વીકારી 'યથા વાચા તથા કર્મ' ના તત્ત્વને દૃઢતાથી વળગી રહી પ્રજાનો પ્રેમ તથા સમાજમાં પ્રતિષ્ઠા મેળવવાને ભાગ્યશાળી થયું હોય અને તેથી તેની સર્વત્ર ઉન્નતિ તથા પ્રશંસા થએલી જોવામાં આવતી હોય; તો અન્ય સંકુચિત હૃદયના જવાસારૂપ પત્રકારો તેની તે ઉન્નતિને પોતાની બે આંખોથી જોઈ શકતા નથી અને તેની પ્રશંસાને બે કાનોથી સાંભળી શક્તા નથી. જ્યારે કોઈ રીતે તેઓ ફાવી શક્તા નથી, ત્યારે પોતાના અઢીસેં ત્રણસેં ગ્રાહકની સંખ્યા ધરાવનારા ભયંકર (?) પત્રમાં કે માસિકમાં તે પ્રતિષ્ઠિત પત્રની અકારણ નિંદા કરવાનો યત્ન આદરી બેસે છે અને તે એવા હેતુથી કે, જો તે લોકમાન્ય તથા પ્રતિષ્ઠિત પત્રમાં તેની વિરુદ્ધ લેખો આવવા માંડે તો આપણને વગર જાહેર-ખબરે પ્રસિદ્ધિ મળે અને રાવણને જેમ ભગવાનને વેરભાવે ભજવાથી મુક્તિ મળી હતી તેવી રીતે આપણને ગ્રાહકોની સારી સંખ્યા મળી જાય અને ધીમું ચાલતું ગાડું જલદી ગબડવા માંડે!

અમારા નાટકના માલિકો તેમ જ નાટકનાં પાત્રોમાં પણ એ જ રૂઢિ ચાલતી જોવામાં આવે છે. ધારો કે, એક નાટકમંડળીનો આજે નવો નાટ્યપ્રયોગ છે અને બીજી નાટકમંડળીના માલિકો તે જોવાને–કોઇ ટિકિટના પૈસા ખર્ચીને તો કોઈ મિત્રતાના સંબંધથી વગર પૈસે–પધાર્યા છે; તો તે નાટ્યપ્રયોગ, ગમે તેટલો સારો અને પ્રેક્ષકોની પ્રશંસાને પાત્ર થવા છતાં પણ તેમના અભિપ્રાય પ્રમાણે તો કાં તો સર્વથા, દોષપૂર્ણ કે કાં તો હજારો ખામીઓવાળો જ હોવાનો! એક નાટકમંડળીનો માલિક બીજી નાટકમંડળીના નાટકની કોઈવાર પણ મુક્તકંઠે પ્રશંસા કિંવા સ્તુતિ કરે, એતો સર્વથા શંકાભરેલી ઘટના જ કહી શકાય.

પાત્રોનું પણ તેમ જ સમજી લેવું. ધારો કે, એક નાટકમંડળીમાં એક તરુણ પાત્ર તે નાટકમંડળીના બધા ખેલોમાં નાયિકાનો પાઠ ભજવતો હોય અને કોઇ પણ કારણથી કેટલેક અંશે લોકોના આદરને પાત્ર થયો હોય; પણ નાટકમાં લોકા-દરને પાત્ર થવું એ ખાસ કરીને છોકરાઓમાટે તો ત્યાં સુધી જ હોય છે કે જ્યાં સુધી તેના કંઠનું માધુર્ય અને બાલ્યસૌન્દર્ય કાયમ હોય; એ બે વસ્તુઓના ઘટવા સાથે તેની લોકપ્રિયતા પણ ઘટવા જ માંડે છે, અને પછી તેનો અવતાર પુરો જ જાણવો. એવી રીતે પોતાની લોકપ્રિયતા ઘટવાનો સમય આવ્યા છતાં જો કોઈ તેના કરતાં સારો અને સર્વ પ્રકારે યોગ્ય તથા પ્રિય થઈ પડે તેવો બીજો છોકરો આવીને પાઠ કરી જાય અને તેનો પાઠ તથા નાટક સારાં વખણાઈ જાય, છતાં તે અને તેના લાગતાવળગતાઓ એમ કહેવાને જરાપણ અચકાતા નથી કે "નાટક તો ઠીક ગયું, પણ મારા પાઠ વગર જરાક નબળું કહેવાયું!" તેના લાગતાવળ-ગતાઓ કહેવાના કે, 'જો અમારા ફલાણાનો પાઠ રાખ્યો હોત, તો આના કરતાં આ પાઠ હજાર ગણો સારો થાત! માલિકોને કદર નથી એટલે વધારે શું કહેવું?' ઇત્યાદિ; એટલું જ નહિ, પણ તે બિચારા નવા માણસની દુશ્મની કરી તેને વાર-વાર તેઓ સતાવ્યા કરે છે અને જો તે કાચો પોચો હોય તો કંપનીમાંથી તેને ઉડાવી પણ દે છે.

સારાંશ કે, દેવકુમારી ધનાઢ્ય હોવા છતાં કેટલાંક સ્ત્રીપુરુષો તેનાં શત્રુ પણ હતાં; અને તેની તેવી એક શત્રુ સ્ત્રીદ્વારા જ તેનો ઇતિહાસ મારા જાણવામાં આવ્યો.

અહીં એક વિષયનો મારે ઉલ્લેખ કરવો જોઇએ કે, કોઈ પણ મનુષ્ય જ્યારે પોતાના શત્રુના દોષોનો પાડો વાંચવા બેસે છે, ત્યારે તેમાં તે પોતાથી બની શકે તેટલી અતિશયોક્તિ કરે છે, એટલે તેનું કથન અતિ વિશ્વાસ રાખવા યોગ્ય હોતું નથી, એ તો ઉપરનાકથનથી વાંચકો જાણી શક્યા હશે જ. છતાં કેટલીકવાર એવા અપવાદો પણ મળી આવે છે કે, પોતાના શત્રુના સંબંધમાં કહી સંભળાવેલી એક શત્રુની વાર્તામાં પણ પૂરા સો ટકા સત્ય સમાયલું હોય છે; અને એ સત્યની પરીક્ષા ત્યારે થાય છે કે, જ્યારે કેટલીકવાર તેના સંબંધિજનો તથા મિત્રોના મુખમાંથી પણ માર્મિકતાથી તેવા જ પ્રકારના ઉદ્‌ગારો નીકળતા સંભળાય છે. સારાંશ કે, કેટલીક વ્યક્તિઓનું ચારિત્ર્ય એવું શુદ્ધ પણ હોય છે કે, શત્રુઓથી પણ ભાગ્યે જ તેમની અયોગ્ય નિંદા કરી શકાય છે; તેમ જ કેટલીક વ્યક્તિઓનું ચારિત્ર્ય એવું અશુદ્ધ અને ઘૃણા ઉપજાવનારું હોય છે કે, મિત્રોના મુખમાંથી પણ તેમની પ્રશંસાના શબ્દો ભાગ્યે જ નીકળી શકે છે. દેવકુમારી બીજા પ્રકારની વ્યક્તિ હતી એટલે તેના વિષે તેની શત્રુ સ્ત્રીએ જે કાંઇ કહ્યું હતું તે તેના મિત્રોના ઉદ્‌ગાર સાથે મેળવી જોતાં પાછળથી સર્વથા સત્ય તરીકે જ સિદ્ધ થયું. દેવકુમારીનો તેણે સંભળાવેલો વૃત્તાંત નીચે પ્રમાણેનો હતોઃ—

"દેવકુમારી દિલ્લીના એક અત્યંત ધનાઢ્ય ગૃહસ્થની કન્યા હતી અને તે માતાપિતાનું પ્રથમ સંતાન હોવાથી તેને ઘણા જ લાડપ્યારથી સુખમાં ઉછેરીને મોટી કરવામાં આવી હતી. તેની પછી તેની માતાએ અનુક્રમે બે પુત્રોને જન્મ આપ્યો હતો, પરંતુ તેઓ અલ્પ વયમાં જ સ્વર્ગવાસી થવાથી માતાપિતાના મનથી પુત્રના સ્થળે એ પુત્રી જ હતી. પુત્રી પુત્રતુલ્ય, કિંબહુના, પુત્ર કરતાં પણ તેમને વધારે વ્હાલી હતી. એ પ્રાણાધિક પુત્રી પોતાની દૃષ્ટિથી દૂર ન થાય, એટલામાટે તેમણે તેનો લગ્નસંબંધ પણ દિલ્લીમાં જ કર્યો હતો અને તેથી તે રાતે સાસરિયાંમાં રહી દિવસનો સમય પિયરિયાંમાં જ પસાર કરતી હતી. દેવકુમારીનો પતિ જેમ તરુણ, સુંદર, સાધારણ સુશિક્ષિત અને સદ્‌વૃત્તિવાળો હતો, તેમ જ તે ઉદ્યોગી અને પ્રયત્નશીલ પણ હતો. સસરાની મિલકતપર આધાર ન રાખતાં પોતાના ઉદ્યોગથી તેણે પોતે પણ લાખ દોઢ લાખની મિલ્કત મેળવી હતી, અને તેથી અત્યારે દેવકુમારી,જે મકાનમાં રહે છે તે તેના પતિના પોતાના પૈસાથી જ બંધાયલું છે.

લોકો તો કહે છે કે, દેવકુમારી જે વેળાએ પિતાના ગૃહમાં હતી તે વેળાએ જ તેની અવસ્થા પંદરથી સોળ વર્ષની હોવાથી તે કૌમારાવસ્થામાં જ આડા માર્ગમાં ઉતરી ગઈ હતી. હવે એ સત્ય હોય કે અસત્ય, પણ એટલું તો ખરું કે, પરણીને પતિના ગૃહમાં આવ્યા પછી તો તેનું અયોગ્ય વર્તન સ્પષ્ટતાથી લોકોના જોવામાં આવતું ગયું. તેનો પતિ દિલ્લીમાં હતો ત્યાંસુધી તો ઢાંકપિછોડામાં બધું ચાલ્યાં કીધું, પણ જ્યારે વ્યાપાર માટે તેનો પતિ કલકત્તે ગયો, ત્યાં તેને બારેક માસ થઇ ગયા અને પાછળ બાઈ સાહેબને સગર્ભા થવાનાં ચિન્હો દેખાયાં, ત્યારે લોકોમાં એ વિશે જરાક વધારે ચર્ચા ચાલવા લાગી. આ અફવા તેનાં માબાપના કાને પણ ગઇ, એટલે પોતાની દીકરીની આબરૂને જાળવવા ખાતર તેમણે તાર કરી જમાઇને દિલ્લીમાં બોલાવી લીધો અને એક મહિનો ત્યાં રાખ્યા પછી

કલકત્તે જવા દીધો. પતિના દિલ્લીમાં આવી ગયા પછી સાત મહિને દેવકુમારીએ એક પુત્રીને જન્મ આપ્યો કે જે દીકરી અત્યારે બે બાળકોની માતા છે. એ પછી દેવકુમારીને એક પુત્ર પણ આવ્યો, પરન્તુ તે વેળાએ તેનો પતિ ઘેર હોવાથી કાંઈ વધારે ચકચાર થઇ નહોતી. લોકો કહે છે કે, બે સંતાનોની માતા થવા પછી પણ જ્યારે દેવકુમારીનું વર્તન સારું ન થયું અને પિંગળાની પેઠે ઘરના ગાડી હાંકનારા ચતુર્થ વર્ણના લોકો તેમ જ બીજા તેવા જ માણસો સાથેના તેના સંબંધની વાર્તાઓ બહાર આવવા લાગી, ત્યારે તેના ધણીએ તેને ઠપકો આપ્યો, તેનાપર સખ્તાઈ રાખવા માંડી અને એ સમયથી જ ગૃહમાં કલહપિશાચનો પ્રવેશ થયો. જે ગાડીવાળા સાથે તેના અયોગ્ય સંબંધની વાર્ત્તા સંભળાતી હતી, તે ગાડીવાળાને તેના ધણીએ નોકરીપરથી કાઢી મૂકવાથી બાઈ સાહેબ છેડાયાં અને સાંભળવા પ્રમાણે તે દિવસથી જ તેમના નાગણપણાંનો આરંભ થઇ ચૂક્યો. ધણીનું અપમાન કરવું અને ધણીને ગમે તેમ બોલવું એ તો જાણે તેનો નિત્યનો વ્યવહાર હતો.

એટલામાં અચાનક દિલ્લીમાં પ્લેગરૂપ યમરાજની પધરામણી થઇ અને તે પ્લેગ તેનાં માતાપિતાને થોડા થોડા દિવસના અંતરે આ મૃત્યુલોકમાથી સદાને માટે ખેંચી ગયો. તેમની મિલ્કતનો કોઈ બીજો હક્કદાર વારસ ન હોવાથી તે મિલ્કત કાયદાસર દેવકુમારીના હાથમાં આવી. એ પછી એક વર્ષમાં જ છ માસની ઘણી સખ્ત માંદગી ભોગવી રીબાઈ રીબાઇને તેનો પતિ પણ આ સંસારને છોડી સ્વર્ગના પથે પડી ગયો. લોકવાયકા એવી છે કે, પતિ પોતાના સ્વચ્છંદવર્તનમાં અવરોધરૂપ થતો હોવાથી દેવકુમારીએ પોતે જ સ્લો પોઇજન–ધીમુઝેર–આપીને એ કાંટાને પોતાના હાથે જ પોતાના માર્ગમાંથી સદાને માટે દૂર કરી દીધો હતો. પછી ખરી વાત શી છે ને ખોટી શી છે, એ તો ઘટઘટવ્યાપક પરમાત્મા જાણે. લોકોની એ માન્યતાને માત્ર પુષ્ટિ એટલાથી મળતી હતી કે, પતિના પરલોકગમનથી–સૌભાગ્યના સંહારથી–એક કુલીન વનિતાના હૃદયમાં અને બાહ્ય આદર્શમાં જે શોક તથા વૈરાગ્યની છટા આવવી જોઇએ, તે છટા દેવકુમારીના વર્તનમાં લેશ માત્ર પણ આવી નહોતી. પિંગળા રાણીને તો પોતાના અશ્વપાળ સાથેના સંબંધની વાર્ત્તા પ્રકાશમાં આવતાં પોતાના પતિ ભર્તૃહરિના સંન્યાસી થવાથી અતિશય શોક થયો હતો; પરતુ આ કુલટાને તો પતિનો સ્વર્ગવાસ થવા છતાં શોકનો, એક પળને માટે સ્પર્શ સુદ્ધાં પણ થઈ શક્યો નહોતો. શોકનું કારણ પ્રેમ હોય છે, એટલે જ્યાં પ્રેમ જેવી વસ્તુનો સર્વથા અભાવ જ હોય, ત્યાં શોકનો ઉદ્ભવ કેમ કરીને થઈ શકે ?

પતિના મરણ પછી વૈધવ્યમાં પણ બાઈ સાહેબના રંગઢંગ જેવા ને તેવા જ ચાલૂ રહ્યા. વર્ષો વીતી ગયાં અને પુત્રપુત્રી પણ પિતા અને માતા થવાની સ્થિતિમાં આવી લાગ્યાં. ગામમાં, પાડપાડોશમાં તથા નાતજાતમાં પોતાના ઘરની થતી નિંદા સાંભળી હૃદય ક્ષુબ્ધ થવાથી તેનો લજ્જાશીલ પુત્ર પોતાના પિતાની કમાણીમાંની કેટલીક સંપત્તિ લઇને પોતાની સ્ત્રીને સાથે લઈ કલકત્તે ચાલ્યો ગયો અને ત્યાં જ દૃઢ નિવાસ કરી રહ્યો. ત્યાં તે ધંધો કરીને પોતાનો નિર્વાહ ચલાવ્યા કરે છે અને કોઇવાર દિલ્લીમાં કોઈ કારણવશાત્ આવે છે તો આઠ પંદર દિવસ

રહીને પાછો આવ્યો જાય છે. પરંતુ તેમાં પણ ખૂબી એ કે, તે, કદાચિત્ માતાના દુષ્ટ આચરણનું સ્ત્રીના મનમાં પરિણામ ન થઇ જાય એટલા માટે પોતાની પત્નીને કદાપિ સાથે લાવતો નથી; જ્યારે આવે છે, ત્યારે એકલો જ આવે છે વળી નાતજાત અને સગાં સંબંધીમાં પણ એ બાઇની પ્રતિષ્ઠા એટલી બધી ઓછી થઇ ગઈ છે કે, અમુક એક બે ઘર વિના બીજું કોઇ પણ એની સાથે કોઇ જાતનો સંબંધ રાખતું નથી; એટલું જ નહિ, પણ દીકરીને તેનાં સાસરિયાં તરફથી માને ઘેર જવાની મનાઇ છે, એટલે માતાપુત્રીની પણ સદાને માટે જુદાઈ છે. પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય ભેદ આમાં જ છે. એકવાર તો એ બાઇને નાત બહાર મૂકવાનો સવાલ પણ મહાજનની સભામાં રજૂ થયો હતો, પણ પાછળથી એ બાબત કોણ જાણે શા કારણથી દબાઇ ગઇ તે જણાયું નથી.

આટઆટલા ફજેતા થવા છતાં પણ એ બાઈ પોતાના સ્વીકારેલા માર્ગમાં દોડ્યાં જ જાય છે, અને પૈસા તથા આબરૂના ભોગે પણ વિકારલાલસાને પૂર્ણ કરવાના ઉદ્યોગમાં મચેલી જ રહે છે. કોઈ પણ સારો પુરુષ—પછી તે ભલે પોતાના પુત્ર કરતાં પણ નાની ઉમરનો હોય—જોવામાં આવ્યો એટલે એ બાઈ સાહેબનું મન તેનામાં દોડવાનું જ અને તેને પોતાના જાળમાં ફસાવવાના એના પ્રયત્નો ચાલૂ થવાના જ. પૈસાના લોભથી ઘણાક પુરુષો એના જાળમાં ફસાય છે અને જો સારી રકમ પ્રથમથી જ કઢાવી લે તો તો ઠીક, નહિ તો તે એક રાતી પાઇ પણ પરખાવતી નથી. એ પ્રમાણે જેમને એણે પ્રથમ કેટલાંક પ્રેમપત્રો લખી મોટી મોટી આશાઓ બતાવી ફન્દામાં ફસાવ્યા હતા, તે મૂર્ખ જનો પોતાની આશાને નિષ્ફળ થયલી જોઈ અને પૈસાને બદલે બદનામી પામી આજે એના દુશ્મન થઇ બેઠા છે, અને કેટલાકો તો એને મારી નાખવા કે એનું નાક કાપી લેવાને પણ તૈયાર છે ! જેને એના સત્ય મિત્ર તરીકે ઓળખી શકાય એવો કોઈ પુરુષ કે એવી કોઈ સ્ત્રી આ દિલ્લી શહેરમાં તો નથી, અન્યત્ર ક્યાંક હોય તો પ્રભુ જાણે. એ તો પૈસાથી બધું નભે જાય છે અને પૈસાથી જ બધું ઢંકાય છે, બાકી વાતમાં માલ કાંઇ પણ નથી."

આ વાર્તા સાંભળ્યા પછી મારા મનમાં શંકા થવા માંડી કે, યૂસુફ જેવો એક તરુણ પુરુષ આના જેવી એક વૃદ્ધા નારીના મોહપાશમાં અવશ્ય ધનના કિંવા એવા જ કોઈ અન્ય ભાવી ઉદયકારક પદાર્થની આશાથી સપડાયલો હોવો જોઇએ; નહિ તો એમ બનવું સર્વથા અશક્ય છે. એ દિવસથી હું યૂસુફની કેટલીક રીતે દેખરેખ રાખવા લાગી અને ઘરમાંની દાસીઓને પણ સારા ઇનામની આશા આપી, બરાબર તપાસ રાખી જો તેવો કાંઇ મુદ્દો મળે તો મેળવવાની મેં આજ્ઞા આપી દીધી. દેવકુમારીની ભૂલ એ થઇ ગઇ કે, પોતાના સ્વભાવ—જાતિસ્વભાવ-પર જઈ, 'મૂળ સમૂળું જાય પણ ખેતસી કાકો ખોટ ન ખાય' એ કહેવત પ્રમાણે તેણે યૂસુફને તો પોતાના પંજામાં લીધો, પણ દાસીઓનાં મોઢાંને પૈસાના ડૂચાથી બંધ કર્યાં નહિ, અને તેથી જ તેમના પ્રેમનો ખરો ભેદ છેવટે દાસીઓદ્વારા મારા જાણવામાં આવી ગયો. અહાહા ! કાંચન અને કામિનીએ મોટા મોટા મુનિવરોનાં મનો પણ ચળાવી દીધાં છે, તો મુફલિસ પામર પ્રાણી યૂસુફની શી કથા ?

યૂસુફ તો એમ જ જાણતો હતો કે, હું જાણે કાંઈ જાણતી જ નથી અને હવે પછી મારા મનમાં શંકા ન આવે એટલા માટે તે બીમારીનું બહાનું કાઢી

તે દિવસ પછી મારી ગેરહાજરીમાં એકલો ઘરમાં રહેતો પણ નહોતો. કોઈ કોઇવાર બપોરે અથવા તો હુરમતજાન સાથે હું ક્યાંક ફરવા ગઇ હોઉં, તે વેળા એ તે દેવકુમારીને અમારા ઘરમાં બોલાવતો હતો તો કોઇવાર પોતે તેના ઘરમાં ઘુસી જતો હતો. દાસીઓને જો કે તેણે પોતાના પક્ષમાં લીધી હતી, પણ તે જ દાસીઓ વધારે પૈસા મળવાની લાલચથી તેની બધી ચેષ્ટાઓનો મને ફુલ રિપોર્ટ આપ્યા કરતી હતી. હું પણ આંખ આડા કાન કરીને બધું જોયા કરતી હતી.

એક દિવસ બપોરે જમ્યા પછી હું હુરમતજાન સાથે જૂની દિલ્હી અને કુતુબમીનાર આદિ પુરાતન સ્થળો જોવાને ગઈ અને યૂસુફ ઘેર હતો. હું પાંચ સાડાપાંચ વાગે પાછી ફરી અને દાસીઓને નિત્યના નિયમ પ્રમાણે પૂછ્યું કે, 'કેમ આજના શા સમાચાર છે?' એટલે એક બાંદીએ જણાવ્યું કે, "આજે તમારા યૂસુફે અમો બન્નેને ઈનામ તરીકે અક્કેકી ગીની આપી છે, અને હું ત્રણ વાગે ચાહ લઇને ઉપર ગઈ ત્યારે તેઓ વર્ષાદની મોસમમાં પહેરવાનો ઓવરકોટ સીવતા બેઠા હતા. એથી વિશેષ કાંઈ સમાચાર નથી."

એટલા સમાચાર પણ ખરેખર ભડકાવનારા જ હતા. પ્રથમ તો ઓવરકોટ સાવ નવો હોવાથી તથા વધારે વપરાયલો ન હોવાથી ફાટવાનો સંભવ જ નહોતો, અને ફાટ્યો હોય તોય બાયડીની પેઠે યૂસુફ પોતે સોયમાં દોરો પરોવી શીવવા બેસે, એ ન બનવાજોગ હતું. નાટકમાંના દાવપેચભરેલા અનેક પ્લૉટો મારી આંખ તળેથી નીકળી ગએલા હોવાથી આ વિશે તત્કાળ મારા મનમાં શંકા આવી અને મેં મારી ખાતરી કરી લેવાનો વિચાર કર્યો. અચાનક બનાવ પણ એવો બન્યો કે, રાતના ખેલમાંનો મારો પાઠ પહેલા અંકમાં જ પૂરો થઇ જતો હોવાથી અને યૂસુફનો પાઠ છેવટ સુધીનો હોવાથી હું મારા પાઠની સમાપ્તિ કરીને માથું દુઃખવાનું કારણ બતાવી વહેલી જ ઘેર આવી લાગી અને કબાટમાંથી ઓવરકોટ કાઢી મારી તપાસને મોટું રૂપ આપ્યું. ઓવરકોટના આગળના વાળી લીધેલા ડબલ પડની ઠેઠ નીચેની બાજૂએ મને કાંઇક જાડાઇ જેવું લાગ્યું અને ત્યાંના ભાગમાં નવા ટાંકા પણ દેખાયા. મેં તેટલો ભાગ ઉખેડી નાખ્યો, તો અંદરથી કાગળોનું એક નાનું બંડલ નીકળ્યું.

બંડલને ખોલી જોતાં પાંચ પાંચસોની તેમાં પાંચ નોટો દેખાઈ અને તે જોઇને હું તો ભ્રમિષ્ટ તથા દિગ્મૂઢ જેવી જ બની ગઈ. યૂસુફ પાસે અને તે પણ વળી સામટી રૂપિયા અઢી હજારની રકમ? અજાયબી! યૂસુફ પોતાનો પગાર દર મહિને મારા હાથમાં જ આપતો હતો અને તેમાંથી ફક્ત રૂપીઆ વીશ હું પોતે જ મનીઑર્ડરથી તેને ઘેર પંજાબમાં મોકલતી હતી. તે કોઇ ઠેકાણે કોઇવાર બેઠક—ગમ્મત—માં ગાવા બજાવા જતો નહોતો, આમોફોનનાં ગાયન ભરતો નહોતો અને કેટલાક કાતર મૂકનારા નાટકિયાઓની પેઠે દોસ્તો અથવા નાટકના ભોળા શૌકીનોનાં ખીસાંપર કાતર મૂકતો નહોતો: એટલે આટલી મોટી રકમ તેની પાસે કોઇ પણ પ્રકારે એકઠી થવાનો લેશ માત્ર પણ સંભવ નહોતો. અર્થાત્ એ નોટો સાફ જણાવતી હતી કે "દાળમાં કાંઇ પણ કાળું છે; જે યૂસુફનું હૃદય શ્વેત તથા નિર્દોષ દેખાય છે તે કાળું તથા કપટવાળું છે!" મારું મન મને અંદરથી પોકાર કરીને કહેવા લાગ્યું:—"યૂસુફના હાથમાં આ રકમ આવી તે પેલી ધનાઢ્ય અને વિકારમૂર્તિ વિધવા દેવકુમારીની કૃપાનું જ પરિણામ છે, તેના હાથમાં દામ

છે અને તેથી હવે યૂસુફ તારો આશક નહિ, પણ તે વૃદ્ધ વનિતાનો વેચાયલો ગુલામ છે!'

મેં મારા હૃદયમાં અનેક પ્રકારના વિચારોને સ્થાન આપ્યું અને યૂસુફને આનું કારણ પૂછી, જો સંતોષકારક પ્રત્યુત્તર ન મળે તો પ્રેમબંધનને આજ ને આજ જ તોડી નાખવાના નિશ્ચયપર પણ એકવાર હું આવી ગઈ. પરંતુ સ્ત્રીની સહનશીલતાએ કર્ણોમાં મંત્ર ફૂંક્યો કે, 'નહિ, પાપીને તેનું પોતાનું પાપ જ ખાશે, તારે પ્રેમબંધન તોડવાના પ્રથમ કારણરૂપ થવાની કશી પણ આવશ્યકતા નથી.' આ વિચાર આવતાં જ મેં તેની નોટોને પ્રથમ પ્રમાણે જ ઓવરકોટના પોલા ભાગમાં નાખી ઉપરથી ટાંકા મારી દીધા અને ઓવરકોટને કબાટમાં જેમનો તેમ રાખી દીધો.

મનમાં અતિશય ક્ષોભ થએલો હોવાથી કદાચિત્ નિદ્રા નહિ આવે તો રાત ચિંતામાં વીતાડવી પડશે એવા વિચારથી બ્રાન્ડીના લગભગ બે પેગ ગટગટાવીને હું શય્યામાં જઇ પડી અને અલ્પ સમયમાં જ નિદ્રાવશ થઇ સર્વ ચિંતાઓને ભૂલી ગઇ. પ્રભાતમાં જ્યારે મારાં નેત્રો ઉઘડ્યાં, તે વેળાએ રાતે નાટકમાંથી આવેલો યૂસુફ પોતાના ચીતરેલા (પેન્ટવાળાં) મોઢા સાથે જ પોતાના પલંગમાં સૂતેલો મને દેખાયો; તે આજે મને દાનવતુલ્ય દેખાવા લાગ્યો!

બસ, તે દિવસથી યૂસુફ સાથેના મારા વર્તનમાં બહુ જ પરિવર્તન થઈ ગયું; પરંતુ યૂસુફનાં નેત્રોમાં તે વૃદ્ધાના નવીન પ્રેમ અને તેની પાસેથી મળેલા ધનનો એટલો બધો મદ આવી ગયો હતો કે, મારા વર્તનમાંના તે પરિવર્તનને તે જરા પણ જોઇ કે જાણી શક્યો નહિ. મને પણ એટલું જ જોઇતું હતું. મારો ઘણોખરો વખત મારી નોકરી તથા હશ્મતજાનની સોબતમાં જ વીતવા લાગ્યો અને તે દરમ્યાન શ્વેતાંગ શીલરની ઓળખ ઉત્તરોત્તર વધતી ગઈ.

ઉપર વર્ણવેલા બનાવ પછી પંદર દિવસે અમારા શેઠજીએ નાટકમંડળીને મુંબઈ લઈ જવાનો વિચાર કર્યો. મુંબઇમાં નાટકશાળાઓની સારી સંખ્યા હોવાથી અને તે વેળાએ કોટમાંની 'એમ્પાયર' તથા ગ્રાન્ટરોડપરની 'કોરોનેશન' એ બે નાટકશાળાઓ ખાલી પડેલી હોવાથી નાટકશાળાના બંદોબસ્તમાટે શેઠજીને ખાસ મુંબઈ જવાની અગત્ય નહોતી. પોતાના એક મિત્રને પત્ર લખી તેમણે ગ્રાન્ટરોડપરનું 'કોરોનેશન' થીએટર એક વર્ષને માટે ભાડે રાખી લીધું. અને લગભગ આઠેક દિવસમાં દિલ્લીથી ઉપડવા વિષેની વાત બધાં ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસને જણાવી દીધી, કંપનીને ઉપડવામાં ત્રણ ચાર દિવસનો અવકાશ હતો, તેવામાં યૂસુફના નામનો અમૃતસરથી તાર આવ્યો અને તેમાં તેની માતા મરણ પથારીએ હોવાના સમાચાર હતા. તેણે એ તાર બતાવી શેઠજી પાસેથી પંદર દિવસની રજા માગી. શેઠજીએ તે આપી અને યૂસુફ પોતાના નીકળતા પગાર કરતાં પણ બીજા સો રૂપીઆ વધારે લઈ, કંપનીના ઉપડવાથી એક દિવસ પહેલાં પંજાબ તરફ જવા ઉપડી ગયો. હું તેને સ્ટેશનપર મૂકવા ગઈ, અને તેણે પણ કૃત્રિમ પ્રેમ દર્શાવવામાં ખામી ન રાખી. આ બધો ઔપચારિક પ્રકાર થયો તો ખરો, પણ મારું ચિત્ત તો એમ જ કહેતું હતું કે, "ગાંડી! યૂસુફ સાથેની આ તારી છેલ્લી મુલાકાત છે, માટે એને આંખો ભરીને જોઇ લે! એ હવે મુંબઇમાં તને પાછો મળવાનો નથી. આજકાલ પોતાના પરણેલા ધણી

પણ બીજી રંડાઓના પ્રેમમાં ફસાઈ પોતાની પરણેતરથી બદલાઈ જાય છે, તો મુંડી! તારો એક રખડતા નાટકવાળાના પ્રેમમાં આટલો બધો વિશ્વાસ કેમ બંધાય છે?" તેને રવાના કરી અને ઘેર આવ્યા પછી ખૂબ રડીને મારા મનનો ભાર મેં કાંઇક ઓછો કરી નાખ્યો.

બીજે દિવસે તો અમારે પણ ઉપડવાનું હતું. લખનૌથી ઉપડવા પ્રમાણે-ની જ સ્પેશિયલ ટ્રેન વગેરેની વ્યવસ્થા કરવામાં આવી હતી અને આગળની પેઠે જ મને, લલિતાને તથા લાલજીને ફર્સ્ટકલાસનો એક સ્વતંત્ર કમ્પાર્ટમેન્ટ અપાયો હતો. સ્ટેશનપરનો દેખાવ પણ લગભગ લખનૌ પ્રમાણે જ જાણી લેવો માત્ર મને 'સી ઑફ' કરવામાટે હશ્મતજાન, મહાશય શીલર સાહેબ અને મારી દાસીઓ આવી હતી એટલી વિશેષતા. બે દાસીઓમાંની એક ખયરુનને બોલાવી 'જો યુસુફ પાછો દિલ્લીમાં આવે તો તેની બધી હકીકત મને લખી જણાવજે,' એ પ્રમાણેની ભલામણ કરી રૂપીઆ પચાસ મેં તેના હાથમાં ઇનામ તરીકે આપ્યા અને ત્યાંથી કાંઇ સારી ચીજો ભેટસોગાદ તરીકે મોકલવાની આશા પણ આપી. બીજી દાસીને પચીસ રૂપીઆ આપ્યા.

તે વખતે નાગડા મથુરા રેલવે હજી ચાલૂ થઇ નહોતી અને જી. આઈ પી. ને રસ્તે આવવાનો અમારા શેઠનો વિચાર નહોતો, એટલે સ્પેશીઅલ ટ્રેન આર. એમ. આર. (રાજપૂતાના માળવા રેલવે) ની જ રખાવવામાં આવી હતી એ ટ્રેનમાં અમદાવાદ સુધી જઈ, અમદાવાદથી બી. બી. સી. આઇ. માં મુંબઈ જવાનો પ્રોગ્રામ હતો. ટ્રેનમાં લલિતાના સમાગમથી જો કે વખત તો ઠીક વીતવા લાગ્યો, પરંતુ પ્રેમી યુસુફનો નવો વિયોગ અને તે સાથે તેની છેવટની બેવફાઈ એ બન્ને મારા જીગરમાં કાંટા પ્રમાણે ખટક્યાં કરતાં હતાં.

સાધારણ રીતે આર. એમ. આર. ની દિલ્લીથી છૂટેલી મેલ ટ્રેન ત્રીસ અથવા એકત્રીસ કલાકે અમદાવાદ પહોંચે છે, અને અમારી સ્પેશીયલ ટ્રેને બાવીસ ત્રેવીસ કલાકમાં અમદાવાદ સર કરી દીધું. શેઠજીએ તાર કરેલો હોવાથી અમદાવાદમાં અમારા જમવા વગેરેની બધી તૈયારીઓ કરી રાખવામાં આવી હતી. અમદાવાદમાં લગભગ છ કલાકનો ટાઇમ અમે વીતાવ્યો, એટલીવારમાં અમારી કંપનીનો સામાન નાની ગાડીમાંથી મોટી ગાડીમાં ભરાઈ ગયો, અને અમારી ટ્રેન મુંબઈ જવામાટે અમદાવાદથી ઉપડી. અંતે કોઈ પણ પ્રકારની વિશિષ્ટ ઘટના કે વિઘ્ન વિના અમે અલબેલી મુંબઈ નગરીમાં આવી લાગ્યાં. નાટકમંડળીનાં માણસોના ઉતારામાટે પિલાહુસપર ગોખલેની હોટલ પાસેને તીજોરીવાળા હરીચંદ મંછારામનો બંગલો તથા માળો ભાડે રાખવામાં આવ્યા હતા, એટલે તેમાંના એક ઓરડામાં જ હાલ તરત તો મેં મારી છાવણી નાખી દીધી

---

## પ્રકરણ ૨૩ મું

### સ્વર્ગ કે નરક ?

આજકાલના નવા જમાનામાં હિંદુસ્તાનની આંખ મનાતી અલબેલી અને છેલછબીલી મુંબઈ નગરીનું અનેક વિદ્વાન લેખકોએ પોતાના પ્રવાસગ્રંથોમાં ઐતિહાસિક, વ્યાપારિ તેમ જ કલાપરીક્ષક દૃષ્ટિથી વર્ણન કરેલું છે, એટલે તે દૃષ્ટિથી હવે મારા જેવી અલ્પજ્ઞ અને અલ્પ શિક્ષણવાળી એક નાટકી નારી મુંબઈનું

કાંઈ વધારે જાણવાલાયક વર્ણન કરી શકે, એ સર્વથા અશક્ય છે. પરંતુ એ બાબતનો હું દાવો રાખું છું અને તે વિશે હિંમતથી કહી શકું છું કે, બાહ્ય રંગરૂપમાં સ્વર્ગતુલ્ય દેખાતી અને અન્ય દેશોમાં સ્વર્ગોપમ મનાતી એ મુંબઈ નગરીમાં જે અનેક નરકાગારો ગુપ્ત રીતે અસ્તિત્વ ધરાવે છે, તેમનું હું જે કાંઈ શાબ્દિક ચિત્ર આલેખીને મારા વાંચકો સમક્ષ રજૂ કરી શકીશ, તે કાર્ય બીજા કોઇથી બનવું અશક્ય છે.

અહીં કદાચિત્ કેટલાંક નીતિનાં ભંડારસ્વરૂપ સ્ત્રીપુરુષો એવો પ્રશ્ન કરશે કે, "વેલ મિસ મેનકા અથવા ચંપાબાનૂ! શું તમો જ્યાં જાઓ છો, ત્યાં તમોને માત્ર નરકાગારોમાં અને જ્યાં માત્ર માનવચરિત્રની કલંકિત દિશા જ જોવામાં આવી શકતી હોય તેવાં મંદિરોમાં જ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે? તમારામાટે શું પરમાત્માએ કોઇ યોગ્ય ગુણવાન્ પુરુષ કિંવા કોઈ સદ્ગુણવતી સુંદરીનો સમાગમ સુજ્યો જ નથી? કેવળ તમારાપર જ પરમેશ્વરે એટલી બધી અવકૃપા શામાટે કરી હશે, એ સમજી શકાતું નથી; તેમ જ એ પણ જાણી કિંવા કલ્પી શકાતું નથી કે, એ ઈશ્વરની અવકૃપાનું કિંવા તમારા પોતાના દુર્ભાગ્ય અને કુમાર્ગપ્રિય સ્વભાવનું પરિણામ છે?"

પ્રશ્ન યથાર્થ છે અને તે જ પ્રમાણેનું તેનું ઉત્તર પણ મારી પાસે તૈયાર છે. આ સૃષ્ટિમાં જેમ સારાં મનુષ્યો વસે છે, તે જ પ્રમાણે નઠારાં મનુષ્યોનો નિવાસ પણ છે, કિંબહુના સર્વ સાધારણ માન્યતા એવી છે કે, જ્યાં જોશો ત્યાં સારા કરતાં નઠારા જીવોની અને સદ્ગુણ કરતાં દુર્ગુણની સંખ્યા વધારે પ્રમાણમાં જોવામાં આવી શકશે. કાચના કટકા અને પથ્થર તો અનેક છે, પણ કોહીનૂર તો એક જ છે. એથી સિદ્ધ થાય છે કે, જગતમાં જેમ સારા બનાવો બને છે, તેમ જ નઠારા અને માનવચરિત્રની કલંકિત દિશાને જ દર્શાવનારા બનાવો કાંઇ ઓછા પ્રમાણમાં બનતા નથી: બલ્કે તેમની સંખ્યા સારા બનાવો કરતાં હજાર ગણી વધારે હોય છે અને કેટલાક લોકો પોતાની ઇચ્છાથી, કેટલાક સંગદોષથી, તો કેટલાક સર્વથા અજ્ઞાનથી બીજાના છળપ્રપંચના ભોગ થઇને એવી દુર્ગુણમયી ઘટનાઓના નાયક થાય છે, ઉન્નતિના શિખરપરથી અવનતિના ઉંડા ખાડામાં પછડાય છે અને છેવટે તેમનું સુધાતુલ્ય જીવન વિષમ વિષરૂપ બની જાય છે!

મને મારા જીવનકાળમાં માનવચરિત્રની જે એવી કલંકિત દિશાને દર્શાવનારી ઘટનાઓની જ સાક્ષીભૂત થવાના સહસ્રાવધિ પ્રસંગો પ્રાપ્ત થયા છે, તે કેવળ મારા સ્વચ્છંદ જીવન અને સંગદોષનું જ પરિણામ છે, એટલે મને પોતાને જે જે અયોગ્ય અનુભવો પ્રત્યક્ષ મળ્યા છે, તેમાંના થોડાનું જ માત્ર મેં આ મારી આત્મકથામાં અવિકળ શાબ્દિક ચિત્ર આલેખ્યું છે. એક ઉત્તમ ગ્રંથકર્ત્રી કિંવા પંડિતા તેમ જ 'મુખમેં રામ બગલમેં છુરી' એવા વ્યાસ કે હરિદાસ તરીકે વાંચકો સમક્ષ રજૂ થઈ ધાર્મિક વ્યાખ્યાન કિંવા બોધ આપવાનો પ્રથમથી જ મારો ઉદ્દેશ નથી, તેમ જ મારા આત્મચરિત્રમાંથી જો કાંઈ સ્વાભાવિક ત્યાજ્ય દોષો અને યોગ્ય બોધો મળી શકે તો તે દોષોને ત્યાગી બોધ પ્રમાણે વર્તવાની મારી કોઇને ના પણ નથી.

કેટલાકોનો એવો આક્ષેપ છે કે, આવાં ચરિત્રોમાં ભલે સત્યનો ગમે તેટલો સંપૂર્ણ અને પ્રબળ અંશ સમાયલો હોય, અને પરિણામ ભલે ધારો કે લાભકારક

અને ધર્મપ્રવર્તક હોય; તો પણ કેટલીક ઓછી બુદ્ધિની વ્યક્તિઓના હૃદયમાં એનું તાત્કાલિક પરિણામ સત્વર થાય છે અને તેથી સમાજનું અકલ્યાણ થવાની અધિક સંભાવના છે. આના ઉત્તરમાં હું સ્પષ્ટતાથી જણાવીશ કે, એ આક્ષેપકો કેવળ પોતાના હૃદયની દુર્બળતાનું તેમ જ પોતે દુરાચારમાં સત્વર પ્રવૃત્ત થનાર સ્વભાવના હોવાનું જ એમ કહીને સ્પષ્ટ દર્શન કરાવે છે; કારણ કે કોઈ પણ ઉત્તમ કિંવા અધમ વસ્તુ કિંવા વર્તનનો સ્વીકાર કિંવા ત્યાગ કરવો, એનો સર્વથા મનુષ્યના પોતાના સ્વભાવ તેમ જ અધિકારપર આધાર રહેલો હોય છે. એક સ્થળમાં જ એક દુગ્ધપાત્ર અને એક મળપાત્ર મૂકેલાં હોય, તો હંસ ક્ષીરને જ સ્વીકારશે અને કાગડો જઇને પોતાની ચાંચ વિષ્ઠામાં જ મારશે. એમાં વસ્તુનો દોષ નહિ, કિન્તુ વસ્તુને સ્વીકારનારના સ્વભાવનો જ દોષ છે. અર્થાત્ આવા ગ્રંથો લખવામાં લેખક અથવા લેખકનો નહિ, પણ જો એના પરિણામે અયોગ્ય પરિણામ થવાની જ માન્યતા ધરાવતા હોય, તો તે એ માન્યતા ધરાવનારાઓનો પોતાનો જ દોષ છે. અંગ્રેજીમાં કહેવત છે કે 'poison kills poison' ઝેરનો ઉતાર ઝેર છે; 'to catch a thief set a thief' ચોરને પકડવાને ચોર જ જોઇએ; તેમ જ 'Exposition of a vice is the best medium to remove or to be warned of a vice,' એક દુર્ગુણને ઉઘાડો પાડવો એ દુર્ગુણને દૂર કરવાનો વા તેથી ચેતેલા રહેવાનો ઉત્તમ માર્ગ છે. તેટલા જ માટે લોકો કહે છે કે, પરસ્ત્રીગમનમાં ચાંદી પરમિયા આદિ ભયંકર ચેપી રોગોનો સંભવ છે. શું જનહિતને ખાતર આવી વાત કહેવાની અને લોકોને ચેતવવાની જરૂર નથી?

મારી પોતાની તો એવી જ માન્યતા છે કે, જ્યાં સુધી અયોગ્ય વસ્તુ કિંવા દુરાચારની યથાર્થ ભયંકરતા લોકોના પ્રત્યક્ષ જાણવામાં આવી શકતી નથી, ત્યાં સુધી સદાચાર અને સદ્ગુણની મહત્તાની પણ તેમના હૃદયમાં દૃઢતા થઇ શકતી નથી. કચ્છી ભાષામાં એક કહેવત છે કે,

> "જી ત ચેં ભુછડેં કે પણ જી;
> ભુછડા ન હૂનેં ગોઠમેં ત સારા ચૉવાજેં કીં?"

અર્થાત્-"ભૂંડાઓને પણ ધન્ય છે; કારણ કે, જો દેશમાં ભૂંડાં માણસ ન વસતાં હોય તો સારાં માણસ સારાં તરીકે ઓળખાય કેવી રીતે?" પીતળનું અસ્તિત્વ ન હોય, તો સુવર્ણની ઉત્તમતા કેવી રીતે જણાય? દુર્ગંધ ન હોય, તો સુગંધની તુલનાત્મક ઉત્તમતાને કેવા પ્રકારે સિદ્ધ કરી શકાય? ચોર ન હોય, તો શાહુકાર નામની સિદ્ધિ કેમ કરીને થાય? પાપી ન હોય, તો કોઈ પણ પુરુષને 'ધર્માત્મા' નામથી કેમ બોલાવાય? વેશ્યાઓની વસ્તી વિશ્વમાંથી ટળી જાય, તો પછી 'સતી' શબ્દની શી મહત્તા અંકાય? સારાંશ કે, સારી વસ્તુના તુલનાત્મક સ્વીકારમાટે નઠારી વસ્તુને તેના યથાર્થ સ્વરૂપમાં સર્વાંશે જાણી લેવાની ખાસ અગત્ય છે અને અધિકારીના હૃદયમાં એનું અયોગ્ય નહિ, કિંતુ સર્વથા યોગ્ય અને શુભ પરિણામ જ થાય છે.

મેં મને પોતાને મારા વાચકવર્ગ સમક્ષ મહાસતી તરીકે રજૂ કરી નથી. હું જેવી સ્વચ્છંદ સ્વભાવની અને સ્વૈરિણી હતી તેવા જ રૂપમાં રજૂ થયેલી છું, અને એ સ્વચ્છંદતા તથા સ્વૈર વર્તનને સ્વીકારવાથી મારા અબળા તરીકેના આત-

તારની કેવી ધૂળધાણી થઇ ગઇ, એ પ્રત્યક્ષ બતાવીને એવી સ્વચ્છંદતાના ભયાનક માર્ગમાં મારી ભારતીય ભગિનીઓ પ્રવેશ ન કરે અને પોતાના ધર્મકર્મમાં દૃઢ રહી પોતાના અવતારની સાર્થકતા કરી જાય, એ જ મારો તો ઉદ્દેશ છે. એટલે મારા જેવી સ્વચ્છંદ સ્ત્રીઓનાં કિંવા એવા જ સ્વચ્છંદ પુરુષોનાં ચરિત્રોને તો બહુધા લોકો–જોઇએ તો બહારથી પણ–ત્યાજ્ય જ માનવાના. પરંતુ મને કેટલી-કવાર જે આશ્ચર્ય થાય છે તે એ જ છે કે, જે લોકો આવા પ્રકારનાં સત્ય અને શુભ હેતુમય ચરિત્રોની–આવાં પુસ્તકોની–દિનરાત મુક્તકંઠે નિન્દા કર્યા કરે છે, તેઓ જ ફ્રેન્ચ કે જાપાનીસ પૉલિશ મારેલાં મારા જેવાં જ ચારિત્ર્યોવાળી નાયિ-કાના પુસ્તકની એક પક્ષ કિંવા વર્ગ તરફથી થતી પ્રશંસાને સાંભળી તે પુસ્તકમાંની કેટલીક ઘટનાઓ, કોમળ અને અસંસ્કૃત હૃદયની કુમારિકાઓ, નવયૌવનાઓ કિંવા નવોઢાઓના હૃદયને વિકૃત તેમ જ ભ્રષ્ટ કરી નાખ-નારી, તેમના સંસારજીવનામૃતને હલાહલના સ્વરૂપમાં ફેરવી નાખનારી હોવા છતાં પોતે પણ અંધ બની તેની પ્રશંસાના રાગડા તાણવા મંડી જાય છે, વિવેકને ત્યાગી દે છે, અને ગાંડી ગુજરાતના 'ગાડરિયા પ્રવાહ'ની કહેવતને અક્ષરેઅક્ષર સિદ્ધ કરી બતાવે છે.

માનવજીવનના ઉત્તમ કિંવા અધમ નાનાવિધ રંગોને દર્શાવનારી, તેમ જ પુણ્યના ઉત્તમ તથા પાપના પરિપૂર્ણ અધમ પરિણામને વર્ણવનારી રેનલ્ડ, ઝોલા અને આય દિમો પાસાં જેવા બુદ્ધિધન વિદ્વાનોની નવલકથાઓને, પોતે રસપૂર્વક તેમના વાંચનનો રસ પીતા હોવા છતાં, નિંદવામાં અને ભ્રષ્ટ તરીકે સિદ્ધ કર-વામાં મહા અભિમાન માને છે; તે જ બુદ્ધિમાન (?) મહાશયો, પોતે સંયોગ-વશતાથી ધર્મવિધિ અનુસાર પ્રમાદધનની ધર્મપત્ની થવા છતાં અને "નવા પતીના સંબંધને લીધે હવે પરપુરુષ બની ગયલાની કલ્પના પણ કરવી, એ પ્રતિવ્રતાધર્મની વિરુદ્ધ છે" એવા જ્ઞાનની ઉત્તમ વિદ્યાના યોગે અધિકારિણી થએલી હોવા છતાં, પોતાની સૌભાગ્યવતી તરીકેની અવસ્થામાં પણ સરસ્વતીચંદ્ર વિરોના માનસિક કિંવા આંતરિક મોહને ન ત્યાગી શકનાર, એટલું જ નહિ પણ ઉલટ વૈધવ્યદશાને પ્રાપ્ત થયા પછી અને પોતાના હસ્તે જ પોતાની ભગિની કુસુમસુંદરી સાથે પોતાના પૂર્વ પ્રેમપાત્રનો લગ્નસંબંધ કરી આપ્યા પછી, સરસ્વતી-ચંદ્ર તેને માતા તરીકે સંબોધવા પછી અને પોતે તે માતૃપદને સ્વીકાર્યા પછી પણ "સરસ્વતીચંદ્ર! ઈશ્વરલીલાના ચમત્કારથી એક ભવમાં અનેક ભવ થાય છે તેમ મારે તમારે થયું! પણ સર્વ અવતારમાં–સર્વ ભવમાં–તમે મને તમારી કહી તે હું તમારી રહી છું ને રહીશ ને મેં તમને મારા કહ્યા તે મારા જ રહ્યા છો ને રહેજો! હૃદયથી આપણે હતાં તેવાં સર્વથા સર્વદા એક જ છીએ અને આપણી બેની પરમ પ્રીતિનું સુપાત્ર આ મારી–મારી જીવનમૂર્તિ મારા હૃદયનો આધાર મારી કુસુમ છે તે તેવી જ રહેશે અને એને એવી જ આપના હૃદયમાં રાખજો! કુસુમ, આ મહાત્માની તું અહોનિશ હૃદયપૂજા કરીશ તે કાળે સર્વદા આ તારી પરીક્ષ બ્હેનને અવશ્ય સ્મરજે જ!" આવા સતીના મુખમાંથી નીકળવા જોઇએ તેના કરતાં સર્વથા વિરુદ્ધ ભ્રષ્ટતાદર્શક અને આદર્શ આર્ય અબળાના ધર્મને કલંકિત કરનાર ઉદ્ગારને કાઢનારી પોતાની ભગિની જ્યારે સરસ્વતીચંદ્ર–

તેના પતિ–ની હૃદયપૂજા કરવામાં નિમગ્ન હોય, તે વેળાએ પણ ત્યાં પોતે સ્મરણદ્વારા અપરોક્ષ રહેવાની ભ્રષ્ટ લાલસા ધરાવનારી સંપૂર્ણ માનસિક વ્યભિચારિણી કુમુદસુંદરીને દિવ્ય પ્રેમની પ્રતિમા તથા આદર્શ અબળા તરીકે જરા પણ શરમાયા વગર કેટલાક કહેવાતા વિદ્વાનો ઓળખાવે છે. અરે! એ દિવ્ય પ્રેમનું દિવ્ય દર્શન. પિતાદ્વારા પુત્રીને, ભ્રાતાદ્વારા ભગિનીને, પુત્રદ્વારા માતાને અને પતિદ્વારા પત્નીને એ દિવ્ય પુસ્તકદ્વારા વિના સંકોચે કરાવવામાં આવે છે! દિવ્ય પ્રેમની આવી પ્રતિમાઓ જો પ્રત્યેક આર્ય ગૃહમાં ગૃહલક્ષ્મીરૂપે વિરાજતી હોય, તો તેથી કેટલાક પુરુષોનો સંસારવ્યવહાર સુખમય થઈ શકવાનો સભવ છે, એનો પ્રત્યેક વિચારશીલ પુરુષે અવશ્ય વિચાર કરવાનો છે. તેમ જ આવા દિવ્ય પ્રેમનું અલ્પજ્ઞતા અને વિકારવશતામાં પુરુષ કરતાં અધિક મનાતી તરુણ બાળાઓના હૃદયમાં શું પરિણામ થવાનો સંભવ છે, એ પણ ભૂલી જવાનું નથી. મારા અભિપ્રાય પ્રમાણે તો, જેઓ પ્રસિદ્ધતાથી વેશ્યાવૃત્તિને સ્વીકારી બેઠી હોય તેઓ નહિ, પરંતુ દિવ્ય પ્રેમની (?) આવી પ્રતિમાઓ, માનસિક વ્યભિચારિણી અને ગુપ્ત વ્યભિચારિણી ગૃહસ્થધર્મિણી નારીઓ જ ગૃહસ્થાશ્રમી જનોની જીવનસુધામાં અત્યંત વેદનામય તથા પ્રાણહારક વિષને ભેળનારી, સ્વર્ગને નરકના આકારમાં ફેરવી નાખનારી થઇ પડે છે. જો આ ખુલ્લા માનસિક વ્યભિચાર–સ્પષ્ટ ભ્રષ્ટાચાર–ને અમુક બુદ્ધિમાનો દિવ્ય પ્રેમ માનતા હોય, તો મારો તેમને એ જ આશીર્વાદ છે કે, તેમના કુટુંબની સ્ત્રીઓમાં એ દિવ્ય પ્રેમનો સત્વર નિવાસ થાઓ અને તેનાં મિષ્ટ ફળોને ચાખવાનો સુઅવસર તેમને શીઘ્ર જ મળી જાઓ! અસ્તુ–હું હવે મારી કથાના પ્રસંગમાં આગળ વધીશ.

મેં તત્કાળ તો પ્લેહાઉસપરના અમારી નાટકમંડળીના ઉતારામાં જ મારો મુકામ રાખ્યો હતો, એ તો મેં પ્રથમ જણાવેલું જ છે. પ્લેહાઉસ મુંબઇમાંનું એક એવું સ્થાન છે કે જેના વર્ણનમાટે એક ગ્રન્થની આવશ્યકતા છે એમ કહી શકાય છતાં અહીં સમયાનુકૂળ તેનું કેટલુંક દિગ્દર્શન હું કરાવીશ. પ્લેહાઉસના ચૉક અને ટ્રામ્વેના જંકસનપરથી જૂદા જૂદા છ ફાંટા ફૂટે છે. એક માર્ગ ફૉકલૅંડ રોડના નામથી ઓળખાતો ગોળપીઠા થઈ નળબજાર તરફ જાય છે, બીજો તે જ માર્ગના સ્હામા ભાગ ઉપર તારદેવ સુધી લંબાય છે; ત્રીજો માર્ગ ગ્રાંટરોડના પૂલનો, ચોથો બે ટાંકીનો, પાંચમો ખેતવાડીમાં જવાનો, ને છઠ્ઠો સાંકડી ગલીનો રસ્તો અરબગલીના નામથી ઓળખાય છે. માત્ર પ્લેહાઉસથી ગ્રાંટરોડ બ્રિજ તરફ જવાના માર્ગને–ત્યાં હવે બહુધા હિંદુ તથા પારસી ગૃહસ્થ કુટુંબોનો નિવાસ થઈ ગએલો હોવાથી–બાદ કરીએ તો બાકીના પાંચ માર્ગોનો જગત્‌ના અન્ય સર્વ માર્ગોથી જૂદો જ પ્રકાર છે; કારણ કે, બીજા બજારો દિવસના હશે, તો આ રાતના બજાર છે. કેટલીક જૂની વાર્તાઓમાં તથા દંતકથામાં દિવસે જ્યાં શૂન્યકાર હોય ત્યાં જ રાત્રિના સમયમાં જાગતી ગાંધર્વનગરી વિષેની ચર્ચા કરાયલી તો ઘણાકોના સાંભળવામાં આવી હશે જ એ ગાંધર્વનગરી તો આપણે માત્ર કાને જ સાંભળી છે, પણ તેવો કાંઇક પ્રત્યક્ષ પ્રકાર આ ઉપર્યુક્ત પાંચ માર્ગોપર રાત્રિના સમયે જોવામાં આવે છે. ગોળપીઠાથી પ્લેહાઉસ સુધીનો માર્ગ બહુધા સદાસૌભાગ્યવતીઓ અથવા જેમને અખંડસૌભાગ્યવતી કહેવામાં આવે છે તેઓના નિવાસસ્થળરૂપ, પ્લેહાઉસથી તારદેવના તબેલા સુધીનો માર્ગ પણ વેશ્યાઓના

શિબિરસ્વરૂપ, પ્લેહાઉસથી બે ટાંકી સુધીનો માર્ગ નીચ જાતિની વેશ્યાઓના અડ્ડારૂપ, અને ખેતવાડીની ગલી તેમ જ અરબગલીના નાકાં નાટકશાળાનાં હોવાથી એ સ્થળો દિવસે નિર્જન અરણ્ય અને રાતે જાગતી જ્યોતિ બની જાય છે. ત્યાં સાંઝે સાત વાગ્યાથી આરંભાતી ધામધૂમનો રાતે ત્રણ વાગતાં છેડો આવે છે, પ્લેહાઉસ મધ્યબિન્દુની આસપાસ નજીકમાં જ વિક્ટોરિયા થીએટર, બાલીવાલા ગ્રાંડ થીએટર, કોરોનેશન થીએટર, રૉયલ થીએટર (આ નાટકશાળાનો લગભગ એક વર્ષથી આગમાં નાશ થઈ ગયો છે અને તે હજી નવી બંધાઈ નથી), ગીપન થીએટર, એલ્ફીન્સ્ટન થીએટર તથા બૉમ્બે થીએટર, એ પ્રમાણે છ છ તો નાટકશાળાઓ આવેલી છે, અને તે સર્વમાં કોઇમાં ઉર્દૂ નાટક, કોઇમાં ગુજરાતી નાટક, કોઇમાં મરાઠી નાટક, તો કોઇમાં ઢેડ તથા મરાઠી મહારોના સામના (તમાશા) આદિ ભજવાતાં જ હોય છે, ને તેથી તેમની ગર્જના તથા ઇલેક્ટ્રિક કે કિટ્સન લાઇટનો સર્વત્ર એવો પ્રકાશ વિસ્તરી રહે છે કે નિશા હોવા છતાં કોઈ ગામડિયાને ત્યાં દિવસ હોવાનો ભ્રમ થઈ જવો સર્વથા સ્વાભાવિક જ કહી શકાય. રાજમાર્ગપરના મોટા માળાઓનાં દીવાનખાનામાં વસતી ગાનારીઓના આલાપ, સારંગીનો તારધ્વનિ અને મૃદંગ તથા તબલાનાં નાદ પણ સાહજિક સંભળાયા કરે છે. તેમજ પૈસાના એક ગાયનના હિસાબે ફોનોગ્રાફમાંના ગાયન સંભળાવનારાની દુકાનમાંથી નીકળતા ફોનોગ્રાફના કૃત્રિમ માનવી નાદને સાંભળવાનો પણ ત્યાં લટાર મારવા નીકળેલા લોકોને લાભ મળી શકે છે. એ સર્વ નાદો સાથે, વેશ્યાઓના ઘરના દરવાજાપર નીચ વ્યભિચારી લોકોની ધામધૂમ અને હલકી જાતની ગાળાગાળીનો નાદ આવી મળવાથી એક પ્રકારના વિલક્ષણ અનાહત બ્રહ્મનાદનો અનુભવ પણ મેળવી શકાય છે. પ્લેહાઉસના ચૉકમાં વળી વિક્ટોરિયાવાળાના 'પોઇસ પોઇસ' ના અવાજ, રાહદારીઓને દૂર થવાની ચેતવણી આપનાર ઘંટડીના અવાજ, ટેકસીકેબ્સ તથા મોટરકારમાંના ભુંગળધ્વનિ અને ઇલેક્ટ્રિક ટ્રામમાંના 'ઠન ઠન'નો અવાજ આદિ અવાજો કાનોમાં એક સાથે એવા તો વેગથી આવીને અથડાય છે કે, કાનના પડદા કોઇવાર બહેર મારી જાય છે; તેમાં પણ કોઈ વાર એક તરફથી વિક્ટોરિયા, બીજી તરફથી મોટરકાર, ત્રીજી તરફથી ઈલેક્ટ્રિક ટ્રામ, ચોથી તરફથી બાઇસિકલ, પાંચમી તરફથી કોઇ ભૂલ્યો ભટક્યો રેંકડો કે ખટારો, અને છઠ્ઠી તરફથી મહાલક્ષ્મીથી આવતી ક્ચરાપટ્ટીની મોટર ગાડી એક સાથે આવી લાગે છે અને આપણે વચ્ચે સપાડઈ ગએલા હોઇએ છીએ, તે વેળાએ તો મુખમાંથી એવો ઉદ્ગાર પણ નીકળી જાય છે કે 'આ તે મુંબાપુરી કે મરણપુરી !''

વળી એ પાંચે માર્ગ અને પ્લેહાઉસના મધ્યબિંદુમાં હિન્દુનાં ક્ષુધાશાંતિગૃહો, પારસીઓનાં હોટેલ, મુસલમાનોનાં ભઠિયારખાનાં, ઇરાનીઓની ચાહકૉફીની દુકાનો, પૂરી કચોરીવાળાની હાટડીઓ, અંગ્રેજી વાઇન સ્પિરિટના બાર અને ગામઠી દારૂનાં પીઠાં ઇત્યાદિની પૂરી વિપુલતા જોવામાં આવે છે, અને આજકાલના જમાનામાં ખબરહુડના તત્ત્વનો ખુલ્લો કે છાનો થોડો ઘણો 'યથા રાજા તથા પ્રજા'ના ન્યાયથી સર્વ જાતિઓમાં પ્રચાર થયેલો હોવાથી, એ સર્વ ધંધાદારીઓ પોતપોતાના ભાગ્યઅનુસાર સારો વકરો મેળવી શકે છે, વ્યવસાયપ્રતિમા મુંબઇ નગરીના આખા દિવસના જીવનાર્થ ક્લહથી કંટાળી, મનને

અન્ય વિષયમાં વાણી રંજિત કરવાના ઉદ્દેશથી પ્લેહાઉસ તરફ લટાર મારવા નીકળેલા કેટલાક શ્રીમાનો તેમ જ સાધારણ સુસ્થિતિના અને

'અબસ ખટપટ ન કર્તવ્યમ, કર્તવ્યં ચ પિબેઃ સુરા;
સુરાદેવી પ્રસાદેન, સર્વં કાર્યં ફલે ફલે !'

ના પરમ તત્ત્વને માનનાર લોકો; નિશાસમયમાં મિસ્ટર કાવસજી, ખુદ્દા એદલજી તથા માણેકજીના બારમાં સોડા કે લેમન તથા બરફના મિશ્રણ સાથે વિસ્કી, બ્રાન્ડી કે સ્નેપની ઉપાસના કરતા દેખાય છે; કેટલાકો રેલ્વે હોટલ કે લંડન હોટલમાં બોટલ ફોડી, ડિનરને જસ્ટિસ આપ્યા પછી, હાથમાં નોટ લઈ ટોટલ ભરવાની ધામધૂમમાં પડેલા જણાય છે; કેટલાકો મોઢામાંની હવાના કે મનીલા સિગારના ધુમાડાથી ભારતવર્ષના આકાશને શ્યામ બનાવી, ઘૂંટડેઘૂંટડે પેટમાં પધરાવી, બિલિયર્ડના ગોળા અથડાવી હૃદયમાં હર્ષાય છે; ગામઠી પીઠામાં હલકી જાતના લાલિયા, ઘાટી, ચમાર, ધોબી, મોચી અને દલાલો દોઢ આનાનો બેવડો ચઢાવી, ત્રણ આનાનો પાવર બતાવવા તૈયાર થાય છે, અને દારૂ ભલે ન ચઢ્યો હોય તો પણ પોતે દારૂ પીધો છે, એમ લોકોને બતાવવામાટે મોઢામાંથી એલફેલ કાઢી બાળાકારે લથડિયાં ખાતા જાય છે; નાટક જોવા પધારેલા કેટલાક હિંદુ પ્રેક્ષકો 'सर्व खलु इदं ब्रह्म' જાણીને ઈરાનીના હોટેલમાં બેધડક ચાહ કૉફી પાઉં-માખણ કે કેક બિસ્કીટને ઉદરમાં પધરાવે છે; તેમ જ ગોખલેના હિંદુ હોટેલમાં અડોઅડ કુરસીઓપર બેસી ખાદ્ય પદાર્થોને એક જ ટેબલપર રાખી, બ્રાહ્મણ, વાણિયા, મોચી, સઇ, સુતાર, કુંભાર, હજામ સર્વ તે પદાર્થોને આરોગી પોતાની અભેદભાવના તથા પ્રત્યક્ષ વ્યાવહારિકતાથી બ્રધરહુડના તત્ત્વપ્રસારની સિદ્ધિ કરતા જોવામાં આવે છે; જે કાર્ય અત્યારસુધીમાં કહેવાતાં સુધારકો તથા બ્રધરહુડવાળાઓથી સિદ્ધ થઇ શક્યું નથી, તે કાર્યને મુંબઈના એ હોટેલવાળાઓ સર્વને એક પંક્તિમાં જમાડી લાંબાં લેકચરોનો લવારો કર્યા વિના મૂકતાથી સિદ્ધ કરી બતાવે છે ! જેઓ સર્વ એકાકાર કરવાની ઇચ્છા અને મહત્ત્વાકાંક્ષા ધરાવનારા છે, તેઓ જો, મારી ધારણા પ્રમાણે, એવાં એમનાથી કાંઈ વધારે સગવડોવાળાં હોટેલો ઠેકઠેકાણે ખોલે, તો અવશ્ય પોતાના ઉદ્દેશને બહુ થોડા વખતમાં જ સફળ થયલો જોઈ શકે એમ છે. આવા સરળ માર્ગને ત્યાગી તેઓ લેકચરો કરવામાં અને વિના કારણ લાંબા લાંબા લફ જેવા લેખો ચીતરી કાઢવામાં પોતાની બુદ્ધિ તથા શક્તિનો દુર્વ્યય કરી નાખે છે, એ તેમનો પ્રમાદ છે; અને એ પ્રમાદના યોગે પોતાના કાર્યની અફળતા થયેલી જોવાની દયાજનક અવસ્થામાં તેમને આવી પડેલા જોઈને મારા હૃદયમાં તેમના માટે બહુ જ અનુકંપા થઇ આવે છે !

કેટલાક લોકો મુંબઇમાંના એ 'પ્લેહાઉસ'ના ટુકડાને સ્વર્ગની ઉપમા આપે છે. કારણ કે, જેવી રીતે સ્વર્ગમાં અપ્સરા (સ્વર્ગની વેશ્યાઓ) નો ઉપભોગ, તેમના નૃત્ય, ગાનાદિનો વિહાર, નાનાપ્રકારના ઉત્તમ ભોજ્ય પદાર્થો, ઉત્કૃષ્ટ આવાસ અને સુધા આદિની સ્વર્ગના લોકોને પ્રાપ્તિ થાય છે; તે જ પ્રમાણે પ્લેહાઉસપર અખંડસૌભાગ્યવતી ( મૃત્યુલોકની વેશ્યાઓ )નો ઉપભોગ, તેમનાં નૃત્યગાનાદિનો વિહાર, હોટેલોમાં જ્યારે જોઇએ ત્યારે નાના પ્રકારના ઉત્તમ (?) ભોજ્ય પદાર્થો, સારા બંગલા અને મદિરા (મૃત્યુ લોકની સુધા)ની જે [illegible]

કહેવાર હોય તો સહજ પ્રાપ્તિ થઈ શકે છે. સ્વર્ગમાંના સુખો પણ સત્કર્મરૂપ ધનના બદલામાંજ મળે છે; તો પછી સ્વર્ગ અને એ પ્લેહાઉસમાં ભેદ શો? કાંઇ પણ નહિ.

એ જ પ્રમાણે બીજા કેટલાક લોકો એ પ્લેહાઉસ નામના સ્થાનને નરક સાથે સરખાવે છે. જગદ્ભ્રામક માયાના પાશમાં બદ્ધ થવું તે નરકમાં જવાના માર્ગે ચઢવું છે, અર્થાત્ વેશ્યાવિહાર, અભક્ષ્યભક્ષ, મદિરાપાન અને એવી જ બીજી વસ્તુઓ મનુષ્યને નરકાધિકારી બનાવનારી હોવાથી અને પ્લેહાઉસપર રાતે ભટકનારા લોકો કેટલાક અપવાદોને બાદ કરીએ તો અવશ્ય એ વસ્તુઓના ભોક્તા થનારા હોવાથી એ સ્થાનને નરકના નામથી ઓળખવામાં કશો પણ પ્રત્યવાય નથી.

પ્લેહાઉસ વિશે આવી રીતે બે પક્ષના બે પરસ્પર ભિન્ન અભિપ્રાય છે. હવે એને સ્વર્ગ માનવું કે નરક પ્રમાણવું, એના નિર્ણયનું કાર્ય હું વાંચકોને જ સોંપું છું; કારણ કે, કોઇપણ એક વસ્તુવિષયક ઉત્તમ કિંવા અધમ માન્યતા મનુષ્યના હૃદયમાં તેના અધિકાર કિંવા સ્વભાવ અનુસાર જ દૃઢ થાય છે, એટલે અમુક વસ્તુ વિશેનો કોઈપણ એકપક્ષીય અભિપ્રાય નિરર્થક છે, કેમકે તે સર્વમાન્ય થવાની બહુ જ ઓછી સંભાવના હોય છે.

અમારી નાટકમંડળી મુંબઈમાં આવ્યા પછી પાંચમા દિવસથી અમારી કંપનીનાં નાટકો મુંબઇની રંગભૂમિપર રજૂ થવા માંડ્યાં અને મુંબઈના પ્રેક્ષકોએ પણ અમારી કંપનીનો સારો સત્કાર કર્યો. પણ અહીં શેઠ તેમ જ ઍક્ટરોને એક નવીન પરિશ્રમ વેઠવાનો પ્રસંગ આવી લાગ્યો. તે એ કે, બહારનાં બીજાં શહેરોમાં અમે જે બીજી નાટકમંડળીઓનાં નાટકો ભજવતાં હતાં, તે નાટકોના મુંબઇમાં તે નાટકોને પ્રથમ ભજવી બતાવનારી નાટકમંડળી જેટલા પ્રમાણમાં વખણાવાનો સંભવ ન હોવાથી તેમ જ રેજીસ્ટ્રેશનનો નવો કાયદો લાગુ પડેલો હોવાથી અને અમારી કંપનીની પોતાની માલિકીનાં માત્ર પાંચ કે છ નાટક હોવાથી મુન્શી કે કવિ પાસે કોઈ નવું ઉર્દૂ કે ગુજરાતી નાટક લખાવી તેને તેયાર કરવાની અગત્ય દેખાઈ. આર છ દિવસમાં જ મુંબઇનાં ઉર્દૂ તથા ગુજરાતી વર્તમાન પત્રોમાં 'એક નાટક લખનાર અનુભવી મુન્શીની અગત્ય છે,' અને 'નાટક લખનાર એક અનુભવી કવિની અગત્ય છે,' એવી અનુક્રમે જાહેરખબરો આપવામાં આવી. એ જાહેર ખબરના પરિણામ વિશે હું પછીથી લખીશ.

લગભગ એક અઠવાડિયું કંપનીના ઉતારામાં વીતાવ્યા પછી મેં અને લલિતાએ રીપન થીએટરની બાજુમાંની ગલીમાંની ખેતવાડીની ૧૧ મી ગલી સાથે મળતી ક્રૉસ લેનમાનું એક એક માળનું ઘર ભાડે રાખી લીધું. નીચેના ભાગમાં લલિતાનો નિવાસ હતો, અને ઉપરના ભાગમાં મેં મારું રહેવાનું રાખ્યું. દિલ્હીમાં તો હસ્મતજાને બધું ફર્નીચર વગેરે આપ્યું હતું, પણ મુંબઈમાં તેવો કોઇ વસીલો ન હોવાથી મારે બધી નવી ચીજો ખરીદવી પડી અને દિલ્હીમાં હસ્મતજાનની સારી સારી ચીજો વાપરેલી હોવાથી તે પ્રમાણેની મુંબઇમાં બધી વ્યવસ્થા કરતાં મારા રૂપિયા છ થી સાતસોની હોળી થઈ ગઈ. ત્યાં હસ્મતજાનની બાંદીઓ કામ કરતી હતી અને અહીં મારે એક હાફકાસ્ટ રાંધનારી અને એક નોકર એવી રીતે

બે ચાકરો પણ રાખવાં પડ્યાં. ગમે તે જોખમે પણ છેવટે આપણે આપણો 'જમાલભાઈનો જૂદો ચોકો' કરી લીધો; કારણ કે, હું એ વિચારની હતી કે,

"કાબા ન કરબલા ન મદીનેકો જાયેંગે;
હમ અપની ડ્રેઢ ઈંટકી મસ્જિદ બનાયેંગે !"

## પ્રકરણ ૨૪ મું

### સુખમય સંસાર

મુંબઈમાં યૂસુફ મારી સાથે નહોતો તેમ જ હરમતજાન જેવી કોઈ સખીના સહવાસનો પણ અભાવ હતો એટલે સ્વાભાવિક જ નોકરી ઉપરાતનો મારો ઘણોખરો વખત લલિતાના સહવાસમાં વીતવા લાગ્યો. એ દુનિયાની ખાધેલી ભલી ભોળી, અને દુર્ભાગ્યયોગે અવનત દશામાં આવી પડેલી છતાં ઉન્નત ભાવનાવાળી યોગ્ય અબળાનો સમાગમ મને પ્રાપ્ત થયો એ પણ મારાં મોટા ભાગ્ય જ કહી શકાય. જ્યારે પણ મારા ચંચળ હૃદયમાં કોઈ પણ પ્રકારના અયોગ્ય વિકારની જ્વાળા જાગી ઉઠતી અને તેનાપર લલિતાના ઉપદેશરૂપ જળનું સિંચન થતું, એટલે તે જ્વાળા તરત-કદાચિત્ તેટલા સમયને માટે તો અવશ્ય-શમાઈ શાંત થઈ જતી હતી. લલિતા પ્રથમ મુંબઈમાં વસેલી હોવાથી અને તે સમયની કાલબાદેવી તથા તેની આસપાસના ભાગોમાં વસતાં કેટલાંક સારાં ગૃહસ્થ કુટુંબોમાં તેની ઓળખાણ હોવાથી તે ઘણીવાર પોતાની આગળની ઓળખીતી સ્ત્રીઓને મળવાભેટવા જતી હતી. મુંબઈમાંથી તે જ્યારે લાલજી સાથે ભાગી ગઈ, ત્યારે એ વાર્તા વધારે કોઈના જાણવામાં આવેલી ન હોવાથી તેમ જ મુંબઈમાં આવ્યા પછી તેણે માંદગીની રજા લઈ તત્કાળ પાર્ટ કરવાનું બંધ કરેલું હોવાથી તેણે કરેલા અયોગ્ય આચરણ તથા નાટ્યવ્યવસાયના સ્વીકારથી બહુધા મુંબઈના તેના પરિચિત લોકો અજ્ઞાન જ હતા. તે પણ જ્યારે એ લોકોને ત્યાં જતી ત્યારે વિધવાવેશ અને સાદાઈમાં જ જતી હતી અને પોતાના વ્યંગને કદાપિ પ્રકાશમાં આવવા દેતી નહોતી.

એક દિવસે બપોરે જમ્યા પછી તે એવી રીતે બહાર જવાને તૈયાર થઈ. હાથ પગ અડવાં, નાક અને કાનમાં ફૂલ કે લવિંગીયાંનું નામ નહિ, ભાલમાં તિલક નહિ, અને માથામાં તેલ નહિ; કાળા રંગનો ને તે પણ કિનારી વગરનો સાલ્લો; માત્ર મસ્તકે કેશકલાપ કાયમ હતો એટલું જ માત્ર! ખરેખર તેને આવા પ્રકારે એક કુલીન વિપ્રવિધવાના સર્વાંગપરિપૂર્ણ વેશમાં જોઈને તેની મુખમુદ્રા એક પ્રકારના સદ્ગુણાંશવડે અંકિત હોવાથી, કોઈના મનમાં પણ તેના વિશે જો પૂજ્યભાવ ઉત્પન્ન થાય તો તે નૈસર્ગિકજ હતું. મારા હૃદયમાં તો, જાણે મારા સમક્ષ એક દેવીજ સાક્ષાત્ આવીને ઊભી હોયની! એવોજ ભાસ થવા લાગ્યો. મુંબઈમાં અમારા આવ્યાને લગભગ એક મહિનો થવા આવ્યો હતો, છતાં અદ્યાપિ હું તેની સાથે કદાપિ બહાર ગઈ નહોતી, તેમજ કોઈવાર સાથે જવાની તેને મારી ઇચ્છા પણ જણાવી નહોતી. આજે અચાનક મારા મનમાં તેની સાથે જવાની ઇચ્છાનો ઉદ્ભવ થયો; અને તેથી મેં કહ્યું:—"લલિતા બહેન! આજે તો મારી પણ તમારી જોડે બહાર ચાલવાની ઇચ્છા થાય છે; જો તમને કાંઈ જવનો વાંધો ન હોય તો આવું."

"વાહરે બાઈ સાહેબ! દિલ્હીમાં કેમ કોઇવાર આ ગરીબડી લલિતા સાથે ફરવા જવાની લાલસા ન થઈ ને તે મુંબઈમાં એકદમ ક્યાંથી ફૂટી નકળી? અહીં નથી હશ્મતજાન કે નથી યૂસુફખાન એટલે ગરજે ગધેડાને કાકા કહેવાનો વખત આવેલો દેખાય છે." લલિતાએ દાવ આવેલો જોઇને બરાબર સોગઠી મારી દીધી.

"મુઆં આમ શર્માવો છો તે શું! તેડી જવી છે કે નહિ, તે કહી નાખો ને!" મેં વાતને મશ્કરીમાં ઉડાવીને કહ્યું.

"તેડી જવામાં મને કશો વાંધો નથી. પણ ચંપા બહેન! આ નકટાં નાટકિયાં જેવો અડધો ઉઘાડો ફેશનેબલ પોશાક પહેરીને મારી જોડે આવશો, તે નહિ ચાલે. એક ગૃહસ્થ સ્ત્રીને છાજે તેવા પોશાકમાં મારી સાથે આવવું પડશે, ત્યાં વાતચીતમાં પણ સારી સભ્યતા જાળવવી પડશે અને તમારી ઓળખાણ આપવામાં ખોટાપણાની પણ કેટલીક બાજી રમવી પડશે; એ બધી વાતો કબૂલ હોય તો સાથે લઈ જવામાટે મારી ના નથી" લલિતાએ પોતાની શર્ત રજૂ કરી.

હું જામનગરથી જે કેટલાંક વસ્ત્રો મારી સાથે લેતી આવી હતી તેમને, જો કે હવે હું ફેશનેબલ પોલકાં અને ચીનાઈ જાપાનિસ સાડીની પહેરનારી થયેલી હોવાથી, કામમાં લેતી નહોતી, છતાં હજી મેં સંભાળથી જાળવી રાખ્યાં હતાં. પણ મારા તે સમયના ઘાઘરા અમારી ખવાસ જાતિના રિવાજ પ્રમાણે ઘેરદાર હતા અને હવે તો હું લંબાઇમાં વધેલી હોવાથી ટુંકા પણ થતા હતા, તેમ જ ચોળીઓ પણ તંગ થઈ ગઈ હતી. એટલે લલીતાએ પોતા પાસેથી જગન્નાથીને એક ઘાઘરો અને મખમલની ઝીકનાં મોઢિયાં તથા ગળાંવાળી ચોળી એવી રીતે બે વસ્ત્રો આપ્યાં, અને સાડીઓ તો મારી પાસે એકએકથી ઉત્તમ હતી, એટલે ચોકડું તે ક્ષણે જ બરાબર બેસી ગયું. ઘરેણું પણ મેં એટલું જ પહેર્યું કે શરીર પણ જેથી દીપી નીકળે અને હલકાઈ કે ટુલકાઈ પણ ન જણાય. સુરતની બનાવટની કચકડાની બબ્બે બંગડીઓ સાથે હાથમાં ગીની ગોલ્ડ મશીન પૉલિસની સાધારણ નક્ષીવાળી બબ્બે ઝીણી બંગડીઓ, કાનમાં પોખરાજના લવીંગયાં, નાકમાં હીરાની સળી અને ગળામાં સોનાનો માત્ર એક જ અછોડો. કેટલીક સ્ત્રીઓ ઘરમાં જેટલાં ઘરેણાં હોય તેટલાં બધાંને, લોકોને પોતાના અલંકારો બતાવવાના ઉદ્દેશથી અથવા તો મૂર્ખતાથી, ગધેડાની પીઠપર લદાયલા ભાર પ્રમાણે, પોતાના શરીરપર લાદી દે છે, તેથી તો મારા અભિપ્રાય પ્રમાણે, સૌન્દર્ય વધવાને બદલે સામું હણાઈ જાય છે, અને સ્ત્રીઓ પુરુષોનાં નેત્રોમાં મોહક દેખાવાને બદલે ઘૃણા ઉપજાવનારી જ દેખાય છે; કોઇ પણ વસ્તુ જો તેના યથાર્થ પ્રમાણમાં હોય તો જ સારી દેખાય છે; અને તેથી 'અતિ સર્વત્ર વર્જયેત્' એ સૂત્રમાં અતિશય ગહન સત્ય સમાયલું છે.

અમો બન્ને સભ્ય ગૃહસ્થ સ્ત્રીના અવતારમાં ઘરમાંથી નીકળી, નીચે ઉતરતાં જ લલિતાએ પૂછ્યું:—"હું તો જ્યારે પણ જાઉં છું ત્યારે ચાલીને જ જાઉં છું; પણ જો તારાથી ચાલી ન શકાય, તો ગાડી કરી લઇએ."

"ના ના; આજે તો હું પણ ચાલતી જ આવીશ. બેઠાં બેઠાં અકળાઈ ગયેલા પગ પણ છૂટા થશે અને રસ્તામાંની કેટલીક હીલચાલો પણ દેખાશે. મારાથી ચાલી ન શકાય એમ જે તમે કહ્યું તે હું શું બુઢ્ઢી થઈ ગઈ છું કે લૂલી લંગડી છું? તમે મને શું ધારી?" હું બોલી.

"આજકાલની નાજુક નખરાળી એક ફેશનેબલ નારી! શું ધારી તે વળી શું ધારી? બહેન! આજકાલ તો ઘરમાં માટીનાં પૂતળાંની પેઠે બેસી રહેવામાં જ અને ગાડી ઘોડે ફરવામાં જ બધી મોટાઈ પેસી ગઈ છે. આગળની આપણી આર્ય અબળાઓ ઘરમાં અતુલ સંપત્તિ તેમ જ દાસ દાસીઓની વિપુલતા હોવા છતાં પાણી ભરવું, વાસણ ઉટકવાં, દળવું, છાણવાસીદું, કપડાં ધોવાં અને બાળકોને ન્હવડાવવાં ધોવાડવાં વગેરે ગૃહકૃત્યો પોતાના હાથે જ કરતી હતી અને નિત્યના એ સ્વાભાવિક તથા નિયત વ્યાયામના યોગે તેમની પ્રકૃતિ એટલી તો દૃઢ અને કાયા એવી તો નીરોગ રહેતી હતી કે, આજે જેટલી શારીરિક વેદનાઓ સાધારણત: સ્ત્રીઓને ખમવી પડે છે, તેટલી વેદના તેમને પ્રસૂતિ જેવા ભયંકર કાળમાં પણ ખમવાનો પ્રસંગ આવતો નહોતો. આજે તો કેટલીક ધનાઢ્ય કુટુંબની અબળા તેમ જ સુધરેલી અસ્ત્રીઓ પોતાના ઉદરમાં નવ માસ પર્યન્ત ગર્ભ ધારણ કરી જેમને જન્મ આપ્યો હોય તેવા પોતાના પેટના ગોળારૂપ પ્રિય સંતાનોને સ્તનપાન કરાવવાને પણ પોતાના યૌવન તથા સૌન્દર્યની હાનિના કારણરૂપ માને છે, અને તેથી તેમને સ્તનપાનમાટે બીજી ભાડૂતી ધાત્રોના હાથમાં સોંપી પોતે રોગિષ્ટ બનવા સાથે પોતાની પ્રજાને પણ ભ્રષ્ટ અને રોગિષ્ટ બનાવે છે. આ પ્રકાર કરાંચીમાંનાં કેટલાંક પારસી કુટુંબોના સહવાસમાં આવતાં વધારે પ્રમાણમાં મારા જોવામાં આવ્યો હતો; અને તેથી અનુમાનકરી શકાય છે કે, મુંબઈના સુધરેલા હિંદુઓમાં પણ કદાચિત્ એ ફેશનનો પ્રાણહારક રોગ ફેલાયો હશે જ. એ ગૃહકૃત્યરૂપ નૈસર્ગિક વ્યાયામને ત્યાગી ખોટી મોટાઇમાં તણાઈ આજકાલની ફેશનેબલ ફીમેલોએ ધારણ કરેલી કોમળતાના આડંબરનું પરિણામ એ થયું છે કે, તારુણ્યના વસંતકાળમાં વિહરતી જે યુવતીઓ હૃષ્ટપુષ્ટ અને રતિમૂર્તિ હોવી જોઇએ, તેમનામાં અનેક પ્રકારનાં છાતીનાં દર્દો, નિર્બળતા, નાના પ્રકારના ક્ષય અને એવા જ બીજા વ્યાધિઓ ભયંકર સ્વરૂપમાં પ્રસરી ગયા છે અને તેમના યોગે હજારો આશાવતી તરુણીઓ નિત્ય અકાળે કાળને વશ થતી જાય છે—જે તેમના માટે આ સંસારોદ્યાનમાં પૂર્ણ આનંદ તથા ઉત્સાહ સહિત વિહરવાનો કાળ હોવો જોઇએ, તે કાળમાં તો સ્મશાનમાં તેમની ચિતા ખડકાય છે, તેઓ કબરમાં દટાય છે અથવા તો દખમામાં જાય છે. ડૉક્ટરો ક્ષયરોગ મટાડવાના નિત્ય નવા નવા ઉપચારો શોધી કાઢે છે, પણ નિદાનના અજ્ઞાનના યોગે અથવા તો તે નિદાનને ટાળવાનું કાર્ય બહુધા અશક્ય હોવાથી તેમના એ સર્વ ઉપચારો નિષ્ફળ થાય છે અને મરણનું પ્રમાણ યુવતીઓમાં નિત્ય વધારે ને વધારે જ વધતું જાય છે. આ આડંબરરૂપ મિથ્યા કોમળતાનું ભારતવર્ષની ફેશનના ફંદામાં ફસાયલી સ્ત્રીઓને ભવિષ્યમાં હજી કેટલું બધું વિનાશક પરિણામ ભોગવવું પડશે, એની ભયંકરતાનું ચિત્ર કલ્પનારૂપ નેત્રો સમક્ષ આવતાં હૃદય કંપી જાય છે અને શરીરપરનાં રોમાંચ ખડાં થાય છે!" લલિતાએ માર્ગમાં ચાલતાં ચાલતાં ધીમા સ્વરથી, પણ લાંબું ભાષણ આપ્યું. એથી મને લાભ એ થયો કે, માર્ગ પણ કંટાળા વગર કપાતો ગયો અને તે સાથે કાંઇક જ્ઞાનામૃતપાનનો પણ અલભ્ય લાભ મળતો ગયો.

અમે ખેતવાડીમાં થઈ ગિરગામ બૅકરોડપરથી કાવસજી પટેલના તળાવને રસ્તે

કુંભાર તુકડાને ઓળગી, ભૂલેશ્વર રામમંદિર પાસેથી વળી, ફિરંગીના દેવળ (કેથેડ્રલ સ્ટ્રીટ)ને વટાવી ગોકળદાસ તેજપાલ હાઈસ્કુલ પાસે આવી તેની સામેની ગાય-વાડીની એક સાંકડી ગલીમાં પેઠાં. કેથેડ્રલ સ્ટ્રીટમાથી પસાર થતાં લલિતાએ જ્યાં તેનો લાલજી સાથે પ્રથમ પરિચય અને તેના પતિનો સ્વર્ગવાસ થયો હતો, તે પોતાના પૂર્વ નિવાસનું સ્થાન અનંતઋષિની વાડી પણ બતાવી. એ ગલીની અંદર વળી એક બીજી આડી ગલીને પસાર કરી, અમે એક ઉંચા માળાના ઓટલાપર ચઢયાં. ઠેઠ ચોથે દાદરે એક શેઠ રહેતા હતા, તેમની ઘરની સ્ત્રીઓ પાસે અમારે જવાનું હતું. તેમને ત્યાં આગળ એકવાર લલિતાએ થોડા દિવસ રાંધનારી તરીકે ગાળ્યા હતા અને તેના કહેવા પ્રમાણે એ શેઠાણીએ તે વેળાએ તેની તરફ ઘણી જ સારી ભાવના તથા ઉદારતા દર્શાવી હતી. એ શેઠાણીનું નામ મગ્મીબાઈ હતું.

અમે ચોથા માળપરના શેઠના દીવાનખાનામાં પ્રવેશ ક્યોં, તે વેળાએ ત્યાં ચાર સ્ત્રીઓ ઘરકામમાં ગુંથાયલી બેઠેલી હતી. ત્રણ તરૂણીઓ અનુક્રમે સાડીપર જરીની કિનાર ચઢાવવામાં, ભરત ભરવામાં, માથું ઓળવામાં અને ચોથી સાઠીશેક વર્ષની આધેડ અબળા ચોખા વીણવાના કામમાં રોકાયલી હતી. પછીથી લલિતાએ જણાવ્યા પ્રમાણે એ પ્રૌઢ સ્ત્રી તે શેઠાણી મગ્મીબાઈ પોતે હતાં અને ત્રણ તરૂણીઓમાંની એક તેમની પરણેલી પુત્રી તથા બે પુત્રવધૂ હતી. એ કુટુંબ ધન, સંતાન, સંપ અને પ્રતિષ્ઠા આદિ સર્વ શ્રેષ્ઠ સાધનોવાળું હોવાથી બહુ જ સુખી મનાતું હતું અને સાંભળવા પ્રમાણે તે સર્વ સુશીલ અને સદ્દગુણવતી વ્યવહારકુશળ ગૃહલક્ષ્મી મગ્મીબાઈનો જ પ્રતાપ હતો. માયાળુ મગ્મીબાઇએ લલિતાને જોતાં જ "આવો, આવો, લલિતાબાઇ! બેસો. છો તો ખુશીમાંને? કેમ કાંઇ આઠ દશ દિવસથી દેખાયાં જ નહિ? આ બાઇ કોણ છે? તમારાં નવાં શેઠાણી કે શું?"

"નાજી, આ બાઈ અમારા દેશનાં છે. હાલમાં એમના વર સાથે મુંબઇ જોવા આવ્યાં છે, આજે મારે ઘેર આવ્યાં હતાં તે હું વળી એમને અહીં લેતી આવી. કહ્યું કે, ચાલો શેઠાણીને મળીને વળતાં હવેલીમાં દર્શન કરીશું, અને પછી હું તમને તમારે ઉતારે મૂકતી જઈશ." લલિતાએ કહ્યું.

"ભલે પધાર્યાં, બાઇ! ક્યાં ઉતર્યાં છો, કેવી ન્યાતનાં છો અને તમારું નામ?" મગ્મી શેઠાણીએ ત્રણ પ્રશ્નો એક સાથે રજૂ કરી દીધા.

"એ ન્યાતે જૈન વાણિયા છે, પોતાના એક સગાને ત્યાં ગુલાલવાડીમાં ઉતર્યાં છે અને એમનું નામ હેમકુમારી છે, છતાં ઘરનાં માણસો એમને હેમકોર કહીને બોલાવે છે. પોતે ભણેલાં ગણેલાં, ધર્મકર્મનિષ્ઠ તથા ઘણાં જ સુશીલ છે." લલિતાએ મારે બદલે તેના પ્રશ્નોનાં ઉત્તરો આપી દીધાં.

"સારું થયું કે તમારે લીધે અમને પણ આવાં એક સુશીલ બાઈના સમાગમનો લાભ મળ્યો; નહિ તો અમારે ઘેર વળી એમનાં પગલાં ક્યાંથી? હં પણ બાઇને કાંઇ છોકરાં છે ખરાં કે?" મગ્મીબાઇએ વિવેક દર્શાવીને ધીમેથી સ્ત્રીના સ્વભાવ અથવા સ્ત્રીની એક મહત્ત્વાકાંક્ષાને વ્યક્ત કરનારો પ્રશ્ન પૂછ્યો.

"જી નહીં; હજી બિચારીને કોઇવાર આશા જેવું કાંઈ દેખાયું જ નથી. એ તો ઈશ્વરની માયા છે, ભાગ્ય વિના કાંઇ સંતાન મળે છે? ઘરમાં ભગવાને બધું

સુખ આપ્યું છે, પણ શેર માટીની જ ખોટ છે. એ તો પાનાં ત્યાં ક્યાનાં નહિ અને ક્યાનાં ત્યાં પાનાં નહિ.” લલિતાએ ગંભીરતાના સાક્ષાત્ અવતારરૂપ સન્નારીને એ વાક્યો ઉચ્ચાર્યા.

“હેમકોરબાઇ! આ સંસારમાં કન્યારૂપે જન્મી, યૌવનકાળમાં આવ્યા પછી ઉત્તમ પત્નીપદ તથા માતૃપદથી વિભૂષિત થઇ, પતિ તેમજ પરમેશ્વરનાં પ્રેમભાજન થવું, એ સમસ્ત કુલીન સ્ત્રીઓનાં મનની એક માત્ર અને સમાન મહત્વાકાંક્ષા હોય છે અને તે હોવી જ જોઇએ; કારણ કે, નિ:સર્ગના નિયમ પ્રમાણે પતિ તથા પત્ની ઉભય ધર્મનીતિને અનુસરી વંશવૃદ્ધિ કરવાને બંધાયલાં છે, એ તેમનો પરમ ધર્મ છે, એ તેમનું પરમ કર્તવ્ય છે. એટલા માટે જ પ્રભાત-સમયે સંતાનહીન સ્ત્રી પુરુષનાં મુખનું દર્શન અપશકુનરૂપ અને ત્યાજ્ય માનેલું છે. જેનામાં બીજને ધારણ કરી પાક નિપજાવવાની યોગ્યતા નથી, એવી નિરર્થક ક્ષાર ભૂમિ જેવી રીતે કૃષિકારના અનાદરને પાત્ર થાય છે અને તેવું હોવું ન હોવું એક સરખું છે, તેજ પ્રમાણે જે સ્ત્રીમાં પોતાના ગૃહને સંતાન–બાળકોના કોલાહલથી નિનાદિત કરવાની યોગ્યતા નથી, તે સ્ત્રી છેવટે પોતાના સાક્ષાત્ કુટુંબી તેમજ પતિના પ્રેમને પણ ખોઇ બેસે છે, અને તેનાં સ્ત્રી તરીકેનો આદરણીય અવતાર નિષ્ફળ તથા નિષ્પ્રયોજન થઇ જાય છે. ઘણીકવાર કોઇ શારીરિક ગુપ્ત વ્યાધિના યોગે પણ કેટલીક સ્ત્રીઓ ગર્ભ ધારણ કરી શકતી નથી; એટલા માટે મારો એ ઉપદેશ છે કે કોઈ સારી મિડ વાઇફ અથવા તો કોઇ સારી સ્ત્રી ડૉક્ટરને બોલાવી એ વિષયમાં તેની સલાહ લ્યો, કોઇ જાતની શરી-રમાં ખામી હોય તો તેનો ઉપચાર કરાવો, અને અત્યારે તમારી જે ગોદ ખાલી છે, તેને ભરેલી કરી બતાવો.” મમ્મીબાઇએ પોતાના ચોખા વીણવાના કામને છોડી દઇને મોટું ભાષણ ચલાવ્યું

“હું ઘરમાં એ વિશે વાત કરીશ, અને જો તેવું હશે તો જરૂર ઉપચાર કરાવીશ.” ન ઇચ્છતે મેં પહેલીવાર મારું મોઢું ખોલ્યું.

“બચા ! બત્રે વાટકા ચા ત કરે ગિન.” મમ્મીબાઇએ પોતાની કચ્છી ભાષામાં પોતાની દીકરીને ઉદ્દેશીને ચાહ મૂકવાની આજ્ઞા આપી. એનો ભાવાર્થ એવો થાય છે કે “બે ત્રણ કપ ચાહ તો કરી લે.”

બબ્બે જવાન વહૂઓ પાસે હાજર હોવા છતાં પોતાની દીકરીને જ ચાહ કરવાનું કહેનારી એ માતાને ધન્ય છે. પાછળથી લલિતાના કહેવાથી મારા જાણ-વામાં આવ્યુ કે, એ વ્યવહારદક્ષ પ્રૌઢા પુત્રવધૂઓના મનમાં જરા પણ ઓછું ન આવે અને ગૃહમાં ભૂલેચૂકે પણ કુસંપ કે અસંતોષનું બીજ ન રોપાય એટલા-માટે સાસરિયાંમાંથી દીકરી જો પોતાને ત્યાં આવેલી હોય, તો ગૃહકાર્યમાં વહૂ કરતાં પુત્રીને જ વધારે પરિશ્રમ આપતી હતી, અને પ્રજ્ઞ પુત્રી પોતાની દિવ્ય માતાના આશયને જાણતી હોવાથી કોઇ પણ પ્રકારનો અસંતોષ બતાવ્યા વિના માતાની આજ્ઞાનું તત્કાળ પાલન કરતી હતી. પણ ઘણીકવાર એનું પરિણામ એ થતું કે, વહૂઓને સામું શર્માઇને એમ કહેવું પડતું કે:–“અમે બેઠીઓ છીએ, ને આ અમારાં નણંદને તે શામાટે ઘડી ઘડી ત્રાસ આપો છો ? પીયરિયાંમાં આવ્યાં છે તો એમને જરા આરામ તો લેવા દો. એ તો આપણાં મેહમાન કહેવાય, એટલે એ કામ કરે ને અમે શેઠાણીની પેઠે પગપર પગ ચઢાવીને

બેસી રહીએ તે સારું ન દેખાય, આથી લોકો ઉલટી અમારી મશ્કરી કરે." આમ કહીને નણંદના હાથમાંનું કામ તેઓ પોતે જ પડાવીને કરવા મંડી જતી હતી. આજે પણ તેમ જ થયું. આજ્ઞા અપાઈ પુત્રીને અને ચાહ બનાવવાને રસોડામાં દોડી ગઈ મોટી વહુ.

હું અને લલિતા ત્યારપછી શેઠાણી સાથે આમ તેમની કેટલીક વાતો કરી, ચાહ પી, શેઠાણીના સત્કારને સ્વીકારી, ત્યાંથી ઘેર જવા માટે ઉઠી. ધનાઢ્ય છતાં ગર્વને હૃદયમાં લેશ માત્ર પણ સ્થાન ન આપનારી અમ્મીબાઈ અમને ઠેઠ નીચે એટલા સુધી ચાર દાદરા ઉતરીને વળાવવા આવી અને 'આવજો, આવજો, પાછાં પધારજો' આદિ વિવેકદર્શક શબ્દો ઉચ્ચારતાં તેનુ ગળું પણ સુકાઈ ગયું. ખરેખર તે સરળતા અને વિવેકની સાક્ષાત્ જીવતી પ્રતિમા જ હતી.

અમે જે માર્ગેથી આવ્યાં હતાં તે જ માર્ગેથી પાછાં જવામાટે નીકળ્યાં. આવ્યાં ત્યારે બે વાગ્યા હતા અને અત્યારે લગભગ સાડા ચાર પાંચનો અમલ થવા આવ્યો હતો. અમે જેવાં કેથેડ્રલસ્ટ્રીટમાં પેઠાં કે સ્ત્રીઓના મેળા જેવો દેખાવ મારા જોવામાં આવ્યો. નાના પ્રકારનાં ચિત્રવિચિત્ર, રંગવિરંગી જૂની પદ્ધતિનાં અને નવી ફેશનનાં વસ્ત્રાભૂષણોને ધારણ કરી અનેક તરુણીઓ, તેમ જ સાદાં વસ્ત્રોવાળી તરુણ, પ્રૌઢ કે વૃદ્ધ વિધવાઓ કેટલીક ટોળે મળી તો કેટલીક એકલી 'સ્લો માર્ચ' કરતી ચાલી જતી હતી. એ વેળાએ એ માર્ગ આવી નાનાવિધ નારીઓથી એટલો બધો ઉભરાયલો જોવામાં આવતો હતો કે, કેટલાક ગાડી હાંકનારાઓનો 'પોઇસ પોઇસ' 'એ બાજુ' કરતાં દમ નીકળી જતો હતો, અને કેટલીક વાર વખતે અકસ્માત્ ન થઇ જાય, એટલામાટે ગાડીને ધીમી ચલાવવાની કે વખતે ઉભી રાખવાની પણ તેમને ફરજ પડતી હતી. કેટલીક લજ્જાશીલ કહેવાતી લલનાઓને વસ્ત્રને ગોઠણથી પણ ઉપરના ભાગ પર્યન્ત લુગડું ઉંચું ઉંચકીને દોડતી જતી જોવાનો દેખાવ ખરેખર બહુ જ આનંદ આપનાર હોવા સાથે તેટલા જ પ્રમાણમાં આશ્ચર્ય ઉપજાવનાર પણ હતો; કારણ કે, જે સુંદરીઓ, મંદ ગતિથી ચાલતી સ્ત્રીને વારંવાર અપાતા 'ગજગામિની' વિશેષણની સાર્થકતા કરતી ગજગતિથી અતિશય સુંદર, નયનમનોહર, સુરદાર સમી દેખાય છે; તે જ સુંદરી સ્ત્રીસ્વભાવથી સર્વ પ્રકારે વિરુદ્ધ આવા દોડધામના વ્યાપારને સ્વીકારવાથી વિલક્ષણ બની જાય છે. દૂરથી જોનારને તે જાણે ખાઉં ખાઉં કરતી હોયની! તેવી જ દૃષ્ટિગોચર થાય છે. મનની આતુરતાને દબાવી ન શકવાથી મેં લલિતાને પૂછ્યું કે;–"બહેન! આ બધી ધામધૂમ શાની ચાલી રહી છે ? મુંબઇનું આ બધું સ્ત્રીમંડળ અહીં જ શા કારણથી એકઠુ થયું છે?"

"ચંપા! તું એકવાર મુંબઈમાં આવી તો ગઈ છું, છતાં પૂછે છે કે આ ધામધૂમ શાની ચાલી રહી છે અને આ સ્ત્રીમંડળ અહીં કેમ એકઠું થયુ છે?" લલિતાએ મારા પ્રશ્ન વિશે આશ્ચર્ય દર્શાવ્યું.

"લલિતા બહેન! હું ખરેખર આ લત્તામાં કદાપિ આવી જ નથી. મુંબઇમાં તો તે વેળાએ હું એક જાતના કેદખાનામાં જ હતી; એ તો મેં તમને જણાવેલું જ છે; તો પછી મને અહીંની વધારે શી ખબર હોય વારુ?" મેં ખુલાસો કર્યો.

"ત્યારે સાંભળ, આ આખો લત્તો ભૂલેશ્વરના નામથી ઓળખાય છે, અને આ લત્તામાં વલ્લભી સંપ્રદાયના મહારાજની હવેલીઓ, રામમંદિર, હનુમાનમંદિર,

બાલાજીનું મંદિર, દેવીમંદિર તથા શિવમંદિર આદિ દેવદેવીના મંદિરોની અતિશય વિપુલતા હોવાથી કદાચિત્ આ લત્તાને ધર્મભૂમિના નામથી ઓળખીએ તોપણ ચાલી શકે. મુંબઇનું એ સ્વર્ગ છે અને દેવદેવીઓને એકત્ર થવાનું સ્થાન છે. આ જે એક બીજા સાથે અથડાતી ઝીકાતી ઘાઘરાપલ્ટન દેખાય છે. તે સર્વ સ્ત્રીઓ દેવદર્શનના નિમિત્તે અહીં આવેલી છે. નિત્ય સવારના પાંચ વાગ્યાથી દશ વાગતાં સુધી અને બપોર પછી ત્રણથી રાતે સાત સાડાસાત સુધી આ ભાગમાં સ્ત્રીઓનો એવો જ મેળો ભરાયલો રહે છે અને એ કારણથી કેટલાક ટીખળી સ્વભાવના લોકો આટલા સ્થળને 'બહારે પરસ્તાન' અથવા 'હૂરોનું ગુલિસ્તાન' એવાં એવાં વિચિત્ર નામો પણ આપ્યા કરે છે. તેમાં પણ વળી કૃષ્ણજન્માષ્ટમી, પવિત્ર એકાદશી કે એવો જ કોઈ વૈષ્ણવનો પર્વ હોય છે, તે દિવસે તો આ સ્થાન સ્વર્ગમાંની અપ્સરાઓના ઉદ્યાનસમાન બની જાય છે; જ્યાં નજર નાખો ત્યાં અપ્સરાઓ અને અપ્સરાઓ જ ઈતસ્તતઃ ભ્રમણ કરતી દેખાય છે. આને કેટલાકો પ્રેમપૂજનસ્થાન પણ કહે છે અને તે વળી આ લત્તાનું સર્વ કરતાં વિશેષ સાર્થક નામ છે, એવો મારો અભિપ્રાય છે; કારણ કે, અહીં દેવમંદિરોમાં પ્રતિમાપૂજા થાય છે અને કેટલાંક આસપાસ વિસ્તરેલાં પ્રેમમંદિરોમાં પ્રેમિજનોની પરસ્પર હૃદયપૂજાનો વ્યાપાર પણ ચાલતો જાય છે; ધર્મરૂપ કાષ્ઠના સમાગમથી પાપરૂપ પાષાણ પણ આ ભૂલેશ્વરી નામની ધર્મસરિતામાં તરી જાય છે!" લલિતાએ ભૂલેશ્વરનો પરિચય કરાવતાં કેટલાંક કટાક્ષમય વાક્યોનો ઉચ્ચાર કર્યો.

હું તેની, એ પ્રેમમંદિર, પ્રેમિજનોની પરસ્પર હૃદયપૂજા, ભૂલેશ્વરી નામની સરિતા, ધર્મરૂપ કાષ્ઠના સમાગમથી પાપરૂપ પાષાણનું તરી જવું અને દેવદર્શનના નિમિત્તે થતા અનાચારનો સદાચારમાં સમાસ ઇત્યાદિ, કટાક્ષમયી આલંકારિક ભાષાના મર્મને તત્કાળ સમજી શકી નહિ; છતાં મેં એટલો તર્ક તો અવશ્ય કર્યો કે, તેના બોલવામાં સત્ય તથા પ્રત્યક્ષ અનુભવનો અંશ તો હોવો જ જોઈએ. મેં એ વિશે કાંઇક વધારે ખુલાસાવાર પૂછવાનો વિચાર કર્યો, પણ એટલામાં અમે ઘર પાસે આવી પહોંચવાથી અને રાતે જમવાનું લલિતા પોતાના હાથે કરતી હોવાથી તે રાંધવાના કામમાં રોકાઈ ગઈ અને એ વિશેની વાતચીત અત્યારે તો આટલેથી અટકી ગઈ.

ઘેર આવીને જોયું તો મારા રાઉંડ ટેબલપર બે બંધ પરબીડિયાં મારા નામનાં પડેલાં હતાં, એકમાં યૂસુફનો દિલ્લીથી આવેલો કાગળ હતો અને બીજામાં શ્વેતાંગ શીલર સાહેબની ચીઠ્ઠી હતી. તેમા લખેલું હતું કે;-"મિસ મેનકા! હું ચાર દિવસથી મુંબઈ આવ્યો છું. આજે કંપનીમાંથી, ખબર કાઢતાં, તમારા ઘરનો પત્તો મળ્યો અને હું આવ્યો, પણ અફસોસ કે તમારો મેળાપ ન થયો. પાછો હું રાતે નવથી દશની વચ્ચે આવીશ, અને આશા છે કે, તે વેળાએ વાતચીતમાટે એક કલાકનો ટાઇમ મને આપશો." યૂસુફનો દિલ્હીથી આવેલો કાગળ નીચેની વિગતથી ભરેલો હતો.

—:o:—

# પ્રકરણ ૨૫ મું
## મારી સદ્‌ભાવના

દિલ્હી, તા૦........૧૯ .

"મંજૂરેનજર ચંપા !

"હું મારા ગામથી એક અગત્યના કાર્ય માટે દિલ્હી આવ્યો છું, અને અહીં કદાચિત્ એકાદ બે મહિના રહેવાનું થશે. તબીયત સાધારણ ઠીક રહે છે, પણ તારી મહુબ્બતની યાદ ઘણીકવાર દિલને બેચેન બનાવી નાખે છે. તું પણ આ ગુલામને યાદ તો કરતી જ હશે. અહીંનું કામ પૂરું થતાં હું મુંબઇ આવીશ. જો કે જુદાઇનું દુઃખ ખમાતું નથી, પણ લાચારી તે ખમવાની ફરજ પાડે છે. તારી તબીયતને સંભાળજે અને મારામાં તારો જે પ્યાર છે તેને છેવટ સુધી વફાદારીથી પાળજે. શેઠને, લલિતાબાઇને અને લાલજીને મારા સલામ પહોંચાડજે અને કાગળદ્વારા મુલાકાતનો લાભ આપતી રહેજે. હાલ બીજું વધારે લખવા જેવુ કાંઇ પણ નથી.

"લા૦ તારો આશક જાંનિસાર યુસુફ."

યુસુફના એક સાધારણ ચિઠ્ઠીના આકારમાં લખાઇ આવેલા એ કાગળને મેં ફાડી કકડેકકડા કરીને બારીમાંથી લોકોની લાતો તળે રગદોળાવા માટે બહાર રસ્તાપર નાખી દીધો. કારણ કે, યુસુફની બેવફાઇ જાણવામાં આવ્યા પછી તેના વિશેની મારા હૃદયમાંની લાગણીનો બહુધા લોપ થઇ ગયો હતો અને લાગણી વિના પ્રેમનો ઉમળકો ન આવે, એ સ્વાભાવિક હોવાથી મારું એ વર્તન પણ સ્વાભાવિક હતું. યુસુફ પ્રતિ વિશેષ તિરસ્કાર થવાનું એક બીજું કારણ એ પણ હતું કે, અમ્બીબાઇના ગૃહની ગૃહસ્થાશ્રમની અપૂર્વ સુખ તથા સદાચારમયી સુવ્યવસ્થાને જોઇ તે સ્ત્રીઓ સાથે મારી પોતાની સરખામણી કરતાં એક સ્વચ્છંદ અને સ્વૈરિણી સ્ત્રીના મનમાં ભાગ્યે અને ક્વચિત્ આવી શકે તેવા વિચારો આજે મારા મનમાં આવવા લાગ્યા હતા. થોડા વખતને માટે નરકના કીડાએ સ્વર્ગના માર્ગમાં વિચરવાનો, પાપને ત્યાગી પુણ્યના પ્રદેશમાં વિહરવાનો પ્રયત્ન કરવા માંડ્યો હતો!

"આહા—એક ગૃહસ્થ સ્ત્રી અને વેશ્યાવૃત્તિને સ્વીકારી બેઠેલી એક સ્વચ્છંદ નારીની સ્થિતિ વચ્ચે કેટલો બધો અંતરાય ! જેવી રીતે પુરુષોને માટે એમ કહેવામાં આવે છે કે, કંજૂસના ઘરમાંની લક્ષ્મી, કેવળ ગ્રંથોમાંની વિદ્યા અને લંકામાંનું સોનું નિરુપયોગી છે, તે જ પ્રમાણે પરનારીમાંનું સુખ પણ વ્યર્થ છે; તેવી રીતે એ જ નિયમ સ્ત્રીઓના સંબંધમાં પણ શા માટે લાગૂ ન પાડી શકાય ? જો પુરુષોમાટે પરનારીમાંનું સુખ વ્યર્થ છે, તો સ્ત્રીઓમાટે પણ પર-પુરુષસંગથી પ્રાપ્ત થતું સુખ કેવળ વ્યર્થ છે, એટલું જ નહિં, પણ સાથે મહા ભયંકર અને છેવટે વિઘાતક પરિણામ ઉપજાવનાર છે. જો એક ગૃહસ્થ સ્ત્રી પોતે પ્રેમાળ અને શુદ્ધ ચરિત્રવાળી હોય અને સદ્‌ભાગ્ય યોગે તેનો પતિ પણ તેવો જ પ્રેમપરાયણ અને પ્રણયશીલ મળ્યો હોય તો તે અબળાને પતિના જીવનકાળમાં પોતાના પ્રેમના તે એક જ કેન્દ્રસ્થાનને સર્વ પ્રકારે સંતોષ આપવાનો સંયોગ-વશાતાથી પ્રાપ્ત થયેલા સુખ તેમ જ દુઃખમાં સમાન ભાગ લેવાનો, રુગ્ણાવસ્થામાં

સેવા કરવાનો, જો ભોજનસમયે તેના આવવામાં વિલંબ થયો હોય તો આતુર નેત્રથી તેના આવવાની વાટ જોવાનો, પતિસમાગમના મિષ્ટ ફળરૂપ બાળકોને રમાડવા તથા ઉછેરવાનો, ગૃહકૃત્યમાં સમય વીતાડવાનો, ગૃહની યોગ્ય વ્યવસ્થા રાખી તે વિશે પતિ તથા અન્ય આપ્ત જનોની પ્રશંસા સાંભળવાનો પોતાના મંદવાડ કે એવા કે બીજા કષ્ટકારક પ્રસંગે પતિ તેમ જ ઘરનાં બીજા માણસોને પોતામાટે પ્રાણ પાથરતાં જોવાનો અને જો દુર્ભાગ્યયોગે વૈધવ્ય પ્રાપ્ત થાય તો તે વૈધવ્યમાં પણ પતિસમાગમના ગત આનંદ મધુર સ્મરણને હૃદયમાં પ્રતિષ્ઠિત કરી આત્મસમર્પણ કરવાનો જે અલૌકિક લ્હાવો મળી શકે છે તે લ્હાવો સ્વૈરિણી સ્ત્રીને સંસારરૂપ જાગ્રત સ્વપ્નમાં મળવો તો દૂર રહ્યો, પણ નિદ્રાગત સ્વપ્નમાં પણ ખોળ્યો મળી શકતો નથી. જો બજારમાં વેચાતા ભોજ્ય પદાર્થોમાં સાર હોય, તો જ પરપુરુષના પ્રેમમાં પણ સાર હોઇ શકે! જેમ બજારની મીઠાઇ અસ્વચ્છતા તથા ઘી તેલના ભેળવાળી હોવાથી શરીરને અપાર કરનારી હોય છે, તે જ પ્રમાણે પરપુરુષનો સમાગમ અશુદ્ધ, મલિન અને પાપ મયતાના ભેળવાળો હોવાથી પરિણામે અબળાના અવતારને બગાડી નાખે છે તેનાં ધર્મકર્મની ભ્રષ્ટતા કરી નાંખે છે!

"પરપુરુષ તે પરપુરુષ જ. સ્ત્રીનો તેનાપર કોઇ પણ પ્રકારનો અધિકાર જ નહિ, જેવી રીતે સોમલ બહારથી દેખવામાં અતિશય શ્વેતસ્વરૂપવાન્ હોય છે, છતાં તે જો પેટમાં જાય તો મરણને લાવનારું જ થઇ પડે છે; તે જ પ્રમાણે પરપુરુષ ગમે તેવો સુંદર, રૂડો અને રૂપાળો હોય છતાં તેનો કપટ મય પ્રેમ તો છેવટે સ્ત્રીના જન્મને નિરર્થક કરનારો જ સિદ્ધ થાય છે. કોને ખબર હતી કે યૂસુફ પોતે તરુણ અને કામદેવનો અવતાર હોવા છતાં એ વૃદ્ધ વનિતાના વિલાસમાં લપટાશે, પૈસામાટે પોતાના પ્રેમનું જાહેર લીલામથી વેચાણ કરી નાખશે! અરે—જો પોતાનો પરણેલો ધણી કોઇ પણ એવા કારણથી ભૂલેચૂકે એવા માર્ગમાં જાય, તો એક પરણેલી સ્ત્રી તરીકેના હકથી તેને ચાર શબ્દો ખાનગી રીતે કહી પણ શકાય અથવા તો કુટુંબના કોઇ વડિલ પાસે ફરિયાદ કરી ઠપકો પણ અપાવી શકાય પણ આવા પારકા પુરુષની ફરિયાદ ક્યાં લઇ જઇએ, આ મનની પીડા કોને જઇને કહીએ? મુખથી બોલાય નહીં અને હૃદયમાં સહેવાય નહિ. આ તે પીટયો વંઠેલી બાયડીનો કંઇ અવતાર છે! આવા જીવતરને લાખોવાર ધિક્કાર છે!!

"પણ હું કોઇ દિવસે એક ગૃહસ્થ સ્ત્રી-કોઇ યોગ્ય પુરુષની ધર્મપત્ની-થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકું ખરી? આવો પ્રશ્ન મારા હૃદયમાં અચાનક ઉત્પન્ન થયો. પરંતુ તત્કાળ હૃદયમાંથી જ એનું નિરાશાજનક ઉત્તર મળ્યું:—"અભાગિની ચંપા! તારી એ આશા આકાશપુષ્પ કિંવા વંધ્યાપુત્ર સમાન સર્વથા મિથ્યા છે. તારા કૌમારનો બહુજ સુકુમાર અવસ્થામાં ભંગ થયો છે, ત્યાર પછી બીજા પુરુષો સાથે પણ તારો અપવિત્ર સંગ થયો છે અને કેટલાક દુરાચારો તથા ચંચળ વૃત્તિનો તારા ચિત્તને પાકો રંગ લાગી ગયો છે; એટલે હવે એક ગૃહસ્થ સ્ત્રીનાં બંધનોમાં તારાથી રહી શકાય અને ગૃહસ્થ તથા સદાચારી પતિને સંતોષ આપી શકાય, એ યોગ્યતા તારામાં રહી નથી! તારો જન્મ જ પ્રથમ તો નીચ કુળમાં થયો છે અને પ્રથમથી તારો સદ્વર્તનરૂપ શિખરપરથી

એવો નઠારો અધ:પાત થયો છે કે, એ તને અવનતિના કેટલા ઉંડા અને કેવા ભયં
કર—નરકની ભયંકરતાને પણ ભૂલાવે તેવા–ખાડામાં ગબડાવશે, એ વિશેનો અલ્પ
કલ્પના પણ નિશ્ચય કરી શકાય તેમ નથી!"

એ ક્ષણે જ મારાં નેત્રોમાંથી અશ્રુની અખંડ ધારા વહેવા લાગી!!

હું ઇજીચેરમાં આવી અસહ્ય માનસિક વેદનાને ભોગવતી અશ્રુ વર્ષાવ
પડી હતી, એટલામાં અચાનક લલિતા ઉપર મારા ઓરડામાં આવી લાગી અ
મારી આવી હાલતને જોઇને તે પ્રથમ તો મુગ્ધ તથા સ્તબ્ધ જ થઈ ગઇ. એ
કુરસીને મારી ઇજીચેરની અડોઅડ રાખી તે પર બેસીને મારા માથાપર હ
રાખી તે પૂછવા લાગી:–"કેમ ચંપા, રડે છે શામાટે! કાંઇ તબીયતમાં બગા
થયો છે? પેટમાં કે માથામાં દુ:ખાવો તો નથી થતોને? નાટકવાળાને ઉજાગ
વધારે કરવા પડતા હોવાથી તેમને ઘણીકવાર માથાનો ઘણો જ દુ:ખાવો થ
આવે છે, તેવો પ્રકાર તો નથી?"

"મારી વ્હાલી લલિતા! મારા પેટમાં દુ:ખાવો નથી અને માથામાં પ
દુ:ખાવો નથી; પણ હા, આજે અચાનક હૃદયમાં એક પ્રકારની વિલક્ષણ વેદના
સંચાર થયો છે, પણ તેનો ઉપચાર ન હોવાથી મારા બળતા હૃદયમાં હું ઇ
છું તેવા પ્રકારની શાંતિ થવી સર્વથા અશક્ય છે!" એમ કહીને મેં એક દી
નિશ્વાસ નાખ્યો અને લલિતાના કહેવાથી મારા મનમાં આવેલા વિચારો અથ
ભાવો તેને કહી સંભળાવ્યા.

મારા આજના વિચારોને જાણી લલિતાના મુખમંડળમાં એક ગંભીરત
પ્રસરી ગઇ અને કેટલીક વાર સુધી વિચારમગ્ન રહી તે અચાનક બોલી ઉઠી:
"ચંપા, તારા મનમાં ઉદ્‌ભવેલી આ ભાવના દૃઢ રહી શકશે, એવો જો તાર
નિશ્ચય હોય, તો હજી પણ તારા જીવનને અમુક અંશે સુધારવાનું અને તા
હૃદયમાં આવેલા કાલ્પનિક સ્વર્ગને સત્ય સિદ્ધ કરી બતાવવાનું બીડુ ઝડપવા
આ તારી સત્ય હિતવાહિની દીન સખી લલિતા તૈયાર છે. પણ મને એવી શં
થયા કરે છે કે, શ્રાવણ માસના વર્ષાદની પેઠે આ ભાવ ઘડીકમાં આવીને ચાલ્યે
જશે અને નરકનો જીવ પાછો નરકવિલાસમાં જ આનંદ માનશે."

હું ઉત્તર આપવા જતી હતી, એટલામાં સંધ્યાકાળની સમાપ્તિ રાત્રિન
અને આગમનની વેળા થઇ ચૂકેલી હોવાથી નોકર લૅમ્પ સળગાવા માટે આવ્યે
અને તેથી પાંચ મિનિટ સુધી અમારા સંભાષણમાં ભંગ પડ્યો. દીપકને પ્રકટ
વીને નોકરના ચાલ્યા જવા પછી મેં મંદ સ્વરથી લલિતાને સંબોધીને કહ્યું કે:-

"ના લલિતા બહેન! જો વિશેષ પ્રયાસ વિના સરળતાથી જ સ્વર્ગ મળ
હોય, તો નરકમાં પડ્યા રહેવાની મારી ભાવના નથી. જો તેવો કોઇ માર્ગ હોય
તો અવશ્ય મારા કલ્યાણ માટે તમારે તે માર્ગ મને બતાવવો જ જોઇએ."

" સાંભળ–જો અત્યારે તારો પતિ ન હોત અથવા તો તું જે જાતિમ
એકવાર આવી રીતે ઘરમાંથી બહાર પડી સ્વચ્છંદ વર્ત્તન રાખ્યા પછી સ્રીને
પુન: સ્વીકાર થઈ શકતો નથી એવી કોઈ ઉચ્ચ જાતિમાં તારો જન્મ થયો હોત
તો તો હું તને તારા કલ્યાણનો કદાચિત્ બીજો કોઇ માર્ગ બતાવત. પરંતુ તારે
પતિ જીવતો છે અને વળી તારો જન્મ એક એવી જાતિમાં થયો છે કે, જો તારી

ઇચ્છા હોય તો પુનઃ આદરપૂર્વક તારો ત્યાં સ્વીકાર થાય એમ છે. એટલા માટે મારો તને એ જ ઉપદેશ છે કે, જો તારો પુનઃ જામનગરમાં રહેવાનો વિચાર ન જ હોય, તો તારી માતા અને તારી સાસુને કાગળ લખી અહીં બોલાવ અને તેમને સમજાવી તારા પતિ સાથે જોઇએ તો મુંબઇમાં જ રહેવાની વ્યવસ્થા કરી લે. જો તારામાં યૂસુફને ભૂલી જવાની, બીજાં એવા વિકારી આકર્ષણોથી અલિપ્ત રહેવાની અને પતિને પરમેશ્વરતુલ્ય માની એકનિષ્ઠાથી પૂજવાની દૃઢતા હોય, તો જ આ માર્ગ તારા માટે કલ્યાણકારક થઇ શકે એમ છે; અન્યથા તેમ કરવાથી તારી સ્વચ્છંદતાનો અટકાવ થતાં તારાં માનસિક દુઃખમાં વૃદ્ધિ થવાનો જ અધિક સંભવ છે. હાલ તરત કદાચિત્ તારે નાટકમાં નોકરી કરવી પડે તોપણ ચિંતા નહિ; પરંતુ ધીમે ધીમે આ ખર્ચાળુપણાને છોડી, વિલાસ ભોગવવાની આકાંક્ષાને ઓછી કરી, તારા પતિને કોઇ સારા રોજગારમાં લગાડી, કરકસર અને સભ્યતાથી સંસારવ્યવહાર ચલાવીશ, તો થોડા વખતમાં જ તું ગૃહસ્થ સ્ત્રીની સ્થિતિમાં આવીશ. આજની બધી વાતો ભૂલાઇ જશે, આજનું તારું વર્તન કાળરૂપ પડદામાં છૂપાઈ જશે અને તારી કીર્તિ તારા લાગતાંવળગતાંના હૃદયમાં તારામાટે એક પ્રકારના નવીન પ્રેમને જન્મ આપશે. જે ભૂલ થઇ છે, તેનો પશ્ચાત્તાપ કરી ભાવી અવસ્થાને સુધારવાનો યત્ન થાય, તોજ પશ્ચાત્તાપની સાર્થક્તા; નહિ તો જેમ ગરમ પાણીથી ઘર બળી શકતું નથી, તેમ આવા લૂખા પશ્ચાત્તાપથી આપણું પાપ જરા પણ ટળી શકતુ નથી. મિસ મેનકાને બદલે મિસિસ દેવલાના નામથી ઓળખવામાં જ તારું વધારે ગૌરવ થશે અને લોકો તારી પ્રતિષ્ઠા કરશે.” લલિતાએ એક ઉત્તમ ધર્મગુરુને છાજે તેવો યોગ્ય ઉપદેશ આપ્યો.

લલિતાનો આ ઉપદેશ સાંભળી મારી મમતાળુ માતા, મારી શાણી સાસૂ અને મારા ગરીબ ધણી દેવલાનું મારા મનમાં સર્વ પૂર્વસ્મરણ તરી આવ્યું અને તે બાલ્યકાળના હૃદયદ્રાવક સ્મરણે મારા ચિત્તને ડોલાવ્યુ, અને ભ્રામક દિશામાં વળેલા મારા મનને ખરી દિશાનું કાંઇક ભાન કરાવ્યું. પોતાનો વિશેષ અધઃપાત ન થાય, એટલા માટે બિચારી લલિતા લાલજી જેવા લોફર અને લફંગાના સંગને પણ અનેક દુઃખ તથા કષ્ટો વેઠીને જાળવી રહી હતી, અને મને તો તેના કરતાં સર્વ વિષયોની અધિક અનુકૂળતા હતી, તો પછી મારે મારો અવતાર શામાટે ન સુધારવો? અવનતિના માર્ગને ત્યાગી ઉન્નતિનો માર્ગ શામાટે ન ધારવો? આમ મારુ મન મને અંદરથી કહેવા લાગ્યું. તે સર્વ આપ્તજનોના પ્રેમનો ઉમળકો બહુ જ બળવાન્ થવાથી મેં તત્કાળ લલિતાને નિશ્ચયાત્મક ઉત્તર આપ્યું કેઃ—

“લલિતા બહેન! માત્ર ત્યાં કાગળ ન લખવો; પણ મારી એવી ઇચ્છા છે કે, મારો કાગળ લઇ તમે પોતે જામનગર મારી માતા પાસે જાઓ અને ત્યાં બધું નક્કી કરી મારી માતા, સાસૂ તથા મારા પતિને પણ અહીં લાવો તો મારે તમારા ઉપદેશ પ્રમાણે જ હવે પછી વર્તવું, એવું હું તમને વચન આપું છું. મારો અવતાર જો તમારા પ્રયત્નથી સુધરશે, તો મરણપર્યન્ત હું તમારા આ ઉપકારને ભૂલીશ નહિ.”

“ભલે; જો તારું ભલું થવું હોય, તો હજી મારી રજાના દિવસો બાકી

હોવાથી હું જામનગર પણ જઇશ અને બનતે પ્રયાસે એ ચોકકું બેસાડીને જ અહીં આવીશ." લલિતાએ પરોપકારમય કૃત્યને મસ્તકે ઉઠાવી લીધું.

"અને ત્યાં જવાનો તથા ત્યાંથી આવવાનો ખર્ચ હું આપીશ." હું શૌર્યમાં આવીને બોલી.

એ પછી આમ તેમની કેટલીક વાતો ચાલી, નોકર ભોજન લાવ્યો ને મેં જમી પણ લીધું. લલિતાના ઉઠી જવા પછી મેં શીલરના આવવાની લગભગ બાર વાગ્યા સુધી રાહ જોઇ, પણ તે આવ્યો નહિ. એ પછી હું સુઈ ગઈ અને નિદ્રામાં મને અનેક પ્રકારનાં સુખસ્વપ્ન દેખાવા લાગ્યાં.

બીજે દિવસે સવારની પોસ્ટમાં શીલર સાહેબનો કાગળ આવ્યો અને તેમાં તેણે એમ જણાવેલું હતું કે, "હું ગઈ કાલે મારી ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણે ન આવી શકયો, તેનું કારણ એ કે, તમારે ત્યાંથી ઘેર ગયા પછી કલકત્તેથી એક અગત્યના કાર્યમાટે ત્યાં તત્કાળ જવા વિશેનો તાર આવ્યો અને રાતની મેલટ્રેનમાં મારે ઉપડવું પડ્યુ. તમે જરૂર મારી વાટ જોઈ હશે; તમને આપેલા પરિશ્રમમાટે હું તમારી માફી માગું છું. હું પંદરથી વીસ દિવસમાં પાછો આવીશ અને તે વેળાએ અવશ્ય તમારી મુલાકાતનો લાભ લઇશ."

શીલરને મળવામાટે હું કાંઈ એટલી બધી આતુર નહોતી, કે જેથી તેની મુલાકાત મુલતવી રહેવાથી મારા દિલમાં કોઇ જાતનો બળાપો થાય. એક રીતે તો હાલ તરત મારા હૃદયમાં સદ્‌ભાવનાની સત્તા પ્રવર્ત્તી રહેલી હોવાથી તેની સાથેના સંભાષણનો પ્રસંગ ટળી ગયો, એને હું શુભશકુન જ માનવા લાગી. બપોરે રીહર્સલમાંથી આવી જમી લીધા પછી તરત લલિતાને મેં ઉપર બોલાવી. તે આવી અને આવતાંની સાથે જ કહેવા લાગી;—કેમ ચંપા! આજે તો રોજના જમીને તરત બિસ્તર દાખલ થઇ જવાના કાયદાને તોડી મને ઉપર બોલાવી? ઉંઘ વેચીને ઉજાગરો કેમ ખરીદ્યો વારુ?"

"એ પૂછવા માટે કે તમે અહીંથી જામનગર જવામાટે ક્યારે રવાનાં થશો? આગબોટમાં બેસશો કે પગરસ્તે રેલ્વેમાં જશો? આની ખબર પડે તો ખર્ચ કેટલો થશે, એનો હિસાબ કરીને તમને તેટલા પૈસા આપી દઉં." મેં રાતની વાત તાજી કરી તેની યાદ અપાવી.

"પણ એક બે દિવસમાં શું ખાટુંમોળું થઈ જાય છે! એક દિવસ પછી જઈશ. આગબોટમાં તો આપણાથી નહિ જવાય. જઇશું તો રેલ્વેમાં જ અને તે પણ વળી સેકન્ડ કલાસમાં! તારા જેવું સદ્ધર આસામી પૈસા આપનાર હોય, ત્યાં પછી થર્ડ કલાસમાં શા માટે ધકેલા ખાવા જોઇએ? કેમ આ શર્ત કબૂલ છે કે? જો હોય તો જામનગરનું આવવા જવાનું સેકન્ડ કલાસનું રેલભાડું અને તેના પ્રમાણમાં બીજા ખર્ચમાટેના પૈસા તૈયાર કરી રાખજે. કાઠિયાવાડમાં જવું છે; એટલે પરમ દિવસે સવારની ટ્રેનમાં જ હું ઉપડી જઇશ." લલિતાએ વિનોદ-દર્શક ભાવથી કહ્યું.

"લલિતા બહેન! તમે માગતાં ભૂલ્યાં; સેકન્ડ ક્લાસને બદલે ફર્સ્ટ ક્લાસનું ભાડું માગ્યું હોત, તો અત્યારે મારી ગરજે હું તે પણ આપવાને તૈયાર થઇ જાત. ગરજ એક ઘણી જ ભુંડી ચીજ છે. ઠીક ત્યારે હું કાલે જ સેકન્ડ ક્લા-

સની જામનગર સુધીની છ માસની મુદ્દતની રિટર્ન ટિકિટ મંગાવું છું, અને બીજા પૈસા પણ કાલે જ તમને આપી દઈશ." મેં પણ જરાક કટાક્ષથી જ કહ્યું.

"જેવી તારી ઇચ્છા; જે કરીશ તે તારા પોતાના લાભમાટે જ છે; કાંઈ મારાપર ઉપકાર કરતી નથી; સમજી ?" લલિતાએ છણકો કર્યો.

"બધું ઠીકઠાક થવા પછી છાપામાં છપાવીને હું તમારો જાહેર ઉપકાર માનીશ, પછી તો બસને !" મેં પણ તેવા જ કટાક્ષથી એ વાક્ય ઉચ્ચાર્યું.

એ પછી તરત જ લાલજીએ બોલાવ્યાથી લલિતા નીચે પોતાના ઘરમાં ચાલી ગઈ અને હું મારા ભાવી સુખોના ગહન વિચારમાં નિમગ્ન થઈ ગઈ. બીજે દિવસે મારા વચન પ્રમાણે મેં ટિકિટ મંગાવી લીધી અને તે સાથે ખાવા-પીવાની કેટલીક ચીજો–હલવો, લાડૂ મોનથાળ વગેરે–પણ મંગાવીને તેમનો ડબ્બો ભરી તૈયાર રાખ્યો. બીજે દિવસે સાંઝે આ બધી વસ્તુઓ લલિતાને હવાલે કરી દીધી અને લલિતાએ પણ રાતેજ સવારમાં નીકળવાની તૈયારી કરી રાખી. સવારમાં અમો બન્ને છ વાગે ઉઠી, નિત્યકર્મથી પરવારી ચાહ નાસ્તાને ઇન્સાફ આપ્યો અને સવા સાત વાગતામાં ભાડાની ટૅક્સીકેબ બોલાવી કુલાબા સ્ટેશને જવાને પ્રયાણ કર્યું. ટ્રેન સવ્વાઆઠે કુલાબેથી ઉપડી, ગ્રાંટરોડના સ્ટેશન સુધી હું સાથે આવી અને ત્યાં મારા ઉતરવા પછી લલિતાએ પોતાની મુસાફરીને વચન પ્રમાણે આગળ લંબાવી.

ઘેર આવ્યા પછી જે લલિતા સાથે વાતચીત કરી અથવા દિલગીરીના વખતમાં જેના આશ્વાસનથી હૃદયને કાંઇક શાંતિ મળવાનો સંભવ હતો, તે લલિતાના વિયોગથી મારું ઘર પણ મને ખાવાને ધાતું હોય તેમ દેખાવા લાગ્યું. તે દિવસે બપોરનું ભોજન પણ હું પેટ ભરીને લઈ ન શકી. અચાનક ચંચળ મનમાં યૂસુફનું સ્મરણ થઇ આવ્યુ અને હૃદયે પ્રશ્ન પૂછવા માંડ્યા:–"અધીરી અને ઉતાવળી ચંપા! એક તરફથી તેં પોતાની માતા સાસુ તથા પોતાના પતિને બોલાવવાનો યત્ન આદર્યો છે અને બીજી તરફથી યૂસુફના આવવાનો પણ સંભવ છે, તો પછી જો તે બન્ને આવશે, તો એક મ્યાનમાં બે તલવાર કેમ કરીને અને શી રીતે રહી શકશે, એનો કાંઇ તેં વિચાર કર્યો છે ખરો કે ? જે યૂસુફનાં ચરણોમાં તું એકવાર પોતાનું સર્વસ્વ–તન, મન અને ધન–સમર્પણ કરી ચૂકી છે, તે એકવાર બેવફા થયેલો હોવા છતાં પણ જો બારણામાં આવી ઉભો રહેશે, તો તેને 'જા, ચાલતો થા !' એમ કહી તારાથી તેનો તિરસ્કાર કરી શકાશે ખરો ? લાંબા વખતની અને દીર્ઘ પરિચયની શરમ એકદમ આંખમાંથી ચાલી જશે ખરી ? પૂર્વ પ્રસંગોનું સ્મરણ તે શર્મને આંખમાંથી નીકળી જતી અટકાવશે ખરી કે નહિ ? અર્થાત્ જો તારો પતિ પણ આવશે અને યૂસુફ પણ પોતાન અપરાધની ક્ષમા માગી તારાં ચરણોમાં મસ્તક નમાવશે, તો તે વેળાએ તારી શી દશા થશે અને તું કેવી કફોડી હાલતમાં આવી પડશે, એનો વિચાર કર.' ખરેખર હૃદયના આ પ્રશ્નો અને આ સૂચના વાજબી ને મનન કરવાયોગ્ય હતાં. કેટલીક વાર સુધી હું ભયંકર ચિંતાના સમુદ્રમાં ગોથાં ખાવા લાગી, કિનારે પહોંચવાનો મને એક પણ ઉપાય ન દેખાયો, થોડીવાર પછી મારું હૃદય વળી અન્ય પ્રકારના પ્રશ્નોત્તર કરવા લાગ્યું.

"ધારી લે કે, તું ઘડીભર યૂસુફમાંથી પોતાના મનને વાળી પતિપ્રેમમાં પરોવી શકીશ; તોપણ તેનું પરિણામ શું થશે ? એ જ કે, યૂસુફના પ્રેમનિયોગમાં છકી તેં પૂર્વે જે તારા શેઠ અને બીજાઓનું અપમાન કર્યું હતું, તેમને તારી નિંદા અને હાંસી કરવાનો આયતો પ્રસંગ આવી મળશે અને તેથી નાટકમાં રહેવાનું પણ તારામાટે ભારી થઈ પડશે, જો અત્યારે જ નાટકને છોડી દઈશ, તો તારી શી ગતિ થશે ? એ જ કે કાંતો તારે જામનગર જવું પડશે અને નહિ તો જે થોડો ઘણો ધનસંચય કર્યો છે તેના વ્યયનો અને પછીથી બહુ જ ગરીબાઇથી મુંબઇમાં રહી જો ઘણી થોડું ઘણું કમાતો થાય તો કંગાલ હાલતમાં ગુજરાન ચલાવવાનો વખત આવી લાગશે અને યૂસુફ સાથે જ આગળ પ્રમાણે રહીશ, તો ? તો આવી હાલત કદાચિત્ નહિ થાય, પણ તે સાથે એક વેશ્યા તરીકેનો જે અવતાર છે, તે તો કાયમ જ રહેશે અને એક ગૃહસ્થ સ્ત્રી તરીકેની તારી પ્રતિષ્ઠા કોઈ કાળે પણ નહિ બંધાય. ત્યારે હવે આ બે વસ્તુઓમાંથી તારે કઈ વસ્તુનો સ્વીકાર કરવો, એના દૃઢ નિશ્ચયપર આવી જા અને ભવિષ્યમાં પશ્ચાત્તાપનો સમય ન આવે, તે માર્ગમાં વિચર !"

હું મહાસંકટમાં આવી પડી. ઘણીવાર વિચાર કર્યા પછી મારા હૃદયનો એવો જ ભાવ થતો દેખાયો, કે-'નહિ, ગમે તેમ થાય, તોપણ હવે વેશ્યાવૃત્તિને તો ન જ સ્વીકારવી; ગમે તેવા સંકટ ભોગવવાં પડે, તો પણ પતિમાં જ પ્રીતિ ધારવી અને પ્રતિષ્ઠાને વધારવી-મરણની વેળાને અંતે સુધારવી. યૂસુફે પોતે જ જ્યારે આટલી મોટી બેવફાઈ કરી છે, તો હવે હું પણ તેની સાથેના નિયોગ-સંબંધને જાળવી રાખવામાટે બંધાયલી નથી. પ્રથમ તો તેને અહીં આવવાની હું ના જ લખીશ, અને છતાં પણ જો તે આવશે, તો ચોખ્ખી ના સંભળાવી દઇશ. આ પાપપંથમાં સાર નથી. હવે પાપના કુવામાં પડી ડૂબી મરવાનો મારો વિચાર નથી ! જો શેઠ અને બીજા સામટાઓ મારી નિન્દા કે હાંસી કરશે તો નાટકના ધંધાને છોડી દઇશ; તંગી વેઠવી પડશે, તો તે પણ વેઠી લઇશ. ખરી રીતે જોતાં મનુષ્યની સત્ય આવશ્યકતાઓ ઘણી જ થોડી હોય છે, અને તેટલી આવશ્યક વસ્તુઓ સરળતાથી ચાલનાર પ્રત્યેક મનુષ્યને ઈશ્વર આપી રહે છે. માનવી જે દુ:ખી થાય છે અને માનસિક વેદનાથી રીબાય છે, તે કેવળ કલ્પનામાંથી ઉત્પન્ન કરેલાં અનાવશ્યક વૈભવ, વિલાસ અને સુખોની લાલસાથી જ. એમાં બીજા કોઈનો દોષ છે જ નહિ. વાસ્તવિકતાથી કહીએ તો આજકાલની આ બહુ ખર્ચવાળી ફેશનબાઈએ જ ઘર ઘાલ્યું છે. એના ફન્દામાં ફસાઇને જ ઘણાક નાદાન હિન્દુસ્તાનીઓએ સુખને વેચી બળાત્કારે પોતાને ગળે દુ:ખને વળગાડયું છે અને સ્વામી શાશ્વતાનંદના ગુરુ પૂજ્ય સ્વામી કૃપાનંદે નિયોગનો માર્ગ સરળ કરી આપ્યો છે ! શું માંસાહારને બદલે અન્નફળાહારથી પેટ નથી ભરાતું ? ફેશનેબલ હોવાથી વધારે કીમતની પણ ઓછી ટકાઉ જાપાનીસ રેશમની સાડીઓ અને તકલીદી પોલકાંને બદલે સાદા સાલ્લા, ઘાઘરા, તથા ચોલી કે કમખાથી શરીરને ઢાંકી નથી શકાતું ? પાલવે કે મહાલક્ષ્મી ફરવા જવું હોય તો મોટર કે વિક્ટોરિયાને બદલે થોડા ખર્ચવાળી ટ્રામમાં, રેંકળામાં અથવા તો પગે ચાલીને નથી જવાતું કે નથી અવાતું ? ટેબલ ખુરસીને બદલે શું જમીનપર કે પાટલે બેસીને નથી જમાતું ? વળી ફેશનેબલ પેય-ડ્રિંક-માં ખપતા વાઇન અને સ્પિરિટ તો આજ કાલ

દુનિયાનો દાટ વાળી નાખ્યો છે. પતિતાવસ્થાનો જે સ્વાદ પવિત્ર ભારતવર્ષે કોઇ કાળમાં પણ નહોતો ચાખ્યો તે આ ઓગણીસમી અને વીસમી સદીના નવા જમાનામાં એમના પ્રતાપે ચાખ્યો છે; એને તો ઘરમાંથી સદાને માટે દેશવટો આપવામાં જ ભલાઇ છે; કારણ કે, એના યોગે જ ભારતવર્ષમાં ઘણા-ખરા અનાચારોની જડ રોપાઈ છે. ઈશ્વર કરે ને લલિતા પોતાના કાર્યમાં વિજય મેળવી મારાં આપ્તજનોને લઈ આવે, તો હું પણ મારા હવે પછીના શુદ્ધ વર્તનથી જગતને બતાવી આપીશ કે, એક વાર નીતિનું પગથિયું ચૂક્યા પછી પણ જો સ્ત્રી ધારે તો તે આવી આદર્શ અબળા થઇ શકે છે!"

અહા, કેવા પવિત્ર અને સ્વર્ગીય વિચારો, અને તે વળી મારા જેવી એક પાપિની પ્રમદાના હૃદયમાં! વાંચકોને આથી આશ્ચર્ય થાય તો તે સ્વાભાવિક જ છે; છતાં એટલું તો મારે કહેવું જ જોઇએ કે, પતિત સ્ત્રી કે પુરુષના ચિત્તમાં પણ આવા વિચારો જો કોઇવાર આવે તો તે અસ્વાભાવિક તો નથી જ. સત્યની મહત્તા એ જ કે, તે ઘણીકવાર અસત્યાવલંબીઓના હૃદયમાં પણ અચાનક ઉદ્ભવીને આઘાત કરે છે, તેને પોતાપ્રતિ આકર્ષવાનો યત્ન આદરે છે; પરંતુ પાપના પરિબળથી પાપાત્મા છેવટે સત્યના સમાગમથી થતા કલ્યાણને જાણવા છતાં પાપના વિનાશક પ્રવાસમાં જ તણાઈ જાય છે! જો સદ્ભાગ્ય યોગે એવા પ્રસંગે તે સત્યને વળગી રહે છે, તો તો તેનું કલ્યાણ જ થાય છે; પણ એવા બનાવો બહુ જ થોડા પ્રમાણમાં બને છે, અને તેથી પાપીઓની સંખ્યા હમેશાં વધારે દેખાય છે. એનું કારણ એ કે, ટેવ તે મનુષ્યનો એક સ્વભાવ જ બની જાય છે, અને તેથી તેને ત્યાગવાનું કાર્ય બહુધા પછીથી અશક્યવત્ થઈ પડે છે. જેમ ગૃહસ્થાશ્રમમાં ગૃહિણી—સ્ત્રી—વિનાના ગૃહને કાન્તાર—અરણ્ય—ની ઉપમા આપવામાં આવે છે, તે જ પ્રમાણે પતિના છત્રની છાયા વિનાની જીવતી વનિતા પણ મૃત સમાન છે એમ જ માની લેવું. અહીં પ્રશ્ન થશે કે, વેશ્યાઓને કાંઈ પરણેલા પતિ હોતા નથી, તે છતાં તેઓ પરમ આનંદ અને હર્ષમાં પોતાનો કાળ વીતાડતી દેખાય છે, એનું શું કારણ હશે? તો એનું ઉત્તર એ છે કે, આ અભિપ્રાય વેશ્યાઓના બહારના દેખાવને જોઇને જ અપાય છે, તેમની આંતરિક અવસ્થાનો અનુભવ વળી એથી જુદા જ પ્રકારનો હોય છે. વેશ્યાઓ ધનની પ્રાપ્તિમાટે ભલે ગમે તેવા અને ગમે તેટલા ભિન્નભિન્ન પુરુષો સાથે પ્રેમનો બાહ્ય સંબંધ રાખતી હોય, છતાં તેમનો અંતરનો હમેશ એક એક મુકર્રર યાર તો જુદો જ હોય છે. પોતાનાં સુખદુઃખની વાતો મન ખોલીને તે તેની આગળ જ કરી શકે છે, અને વેશ્યાના પ્રમાણમાં કાંઇક સત્ય સ્નેહની આપલે પણ તેની સાથે જ તેનાથી કરી શકાય છે. ઘણીકવાર એ યારો દારૂડિયા, બેવકૂફ, જુગારી અને તોફાની હોવા છતાં વેશ્યાઓ તેમને પ્રેમથી વળગી રહે છે, બીજાઓ પાસેથી પૈસા લૂંટી તેમને ખવડાવે છે, તેમની ગાળો અને લાતો ખાય છે અને એવી હાડમારીમાં જ તેમના સ્ત્રી—અવતારની લીલા પૂરી થઈ જાય છે. એનું મૂળ કારણ એ જ હોય છે કે, અમુક એક જ વિશિષ્ટ પુરુષને પોતાનો પ્રેમ અર્પી તેના પ્રેમનો આસ્વાદ લેવો, એ સ્ત્રી જાતિનો જન્મતઃ સ્વભાવ છે અને તેને તે વેશ્યાવૃત્તિને સ્વીકાર્યા છતાં પણ ત્યાગી શકતી નથી! અસ્તુ:

હું આવા પ્રકારના વિચારો-સ્વર્ગીય મનોરાજ્ય-માં નિમગ્ન હતી, તેવામાં નોકરે આવીને ખબર આપી કે,-"બાઇ સાહેબ! તમારી કંપનીના મદનચંદ્ર નામના એક ગૃહસ્થ આવ્યા છે અને તમોને મળવા માગે છે."

"ભલે, તેમને આવવા દો." મેં આજ્ઞા આપી.

નોકર ગયો અને બે મિનિટમાંજ જે કંજૂસ મદનચંદ્રનો મેં મારા વાંચનારાઓનિ આગળ થોડો ઘણો પરિચય કરાવેલો છે, તે મદનચંદ્ર મારા ઓરડામાં આવી મારી સ્હામો ઉભો રહ્યો. આજે એ બખીલ સાથે પૂરી બખીલાયથી જ પેશ આવવાનો અને ઘડીભર તેને બનાવીને ગમ્મત મેળવવાનો જ મેં અંતરમાં નિર્ધાર કરેલો હોવાથી વ્યંગમાંજ હું બોલી:-"ઓહો, મદનચંદ્રભાઇ! આજે તમે વળી અચાનક ક્યાંથી ભૂલા પડ્યા કે, આ ગરીબડી ચંપાના ગરીબખાનામાં આવી ચઢ્યા?"

મદનચંદ્ર મારા કહ્યા વિનાજ ટેબલ પાસેની ખુરસીપર બેસી ગયો અને તેનું મોઢું કાંઈક એવું બગડી ગયુ કે, હું તો જોતી જ રહી ગઇ. થોડીવાર સુધી તે કાંઇ પણ બોલ્યો નહિ. એટલે પુનઃ મેં જ તેને ઉદ્દેશીને કહ્યુ કે;-"કેમ ભાઇ, બોલતા કેમ નથી? પોતે જ ચાલી ચલાવીને મારે ઘેર આવ્યા છો અને આમ મૌની સાધુ થવાનું કાંઈ કારણ?"

"બોલીએ શું, ધૂળ? આ તમે જ્યારે ને ત્યારે ભાઇ ભાઇ! કહીને મને બોલાવો છો, એથી મારુ મન બળી જાય છે. અમે તો તમારા કુછ હિસાબમાં જ નથી કેમ? શેઠ, મિસ્ટર, મહાશય, આર્ય કે એવાજ બીજા કોઇ ગંભીર સંબોધનથી મને બોલાવો, તો શું કાંઇ પોઝીશનમાં વાંધો આવી જાય છે?" મદનચંદ્રે પોતાના હૃદયમાંની જ્વાળાને બહાર કાઢી નાંખી.

"અને હું પૂછું છુ કે, આપણો કોઇ પણ પ્રકારનો જ્યાં બીજો સબંધ જ નથી, તો પછી મારા માજણ્યા ભાઇ જેવા મારા ભાઇ કહીને બોલાવવાથી તમારા પોઝીશનમાં શો વાંધો આવે છે? કાંઇ એથી તમારી પદર ગાડાં ભરીને જે આબરૂ છે, તેમાં બેચાર ગાડાં જેટલી આબરૂનો ઘટાડો થઈ જાય છે કે બીજી કાંઇ હરકત દેખાય છે!" મેં પણ સામો તેવો જ સવાલ રજૂ કર્યો.

"મારા મનમાં એક બીજી જ ભાવના રમી રહી છે અને તે જ્યારે તમે જાણશો ત્યારે તમારી આ ભૂલ માટે તમને પોતાને પણ પશ્ચાત્તાપ થશે. મિસ મેનકા! અરે ભૂલ્યો મિસ ચંપા! આજે હું અહીં મારા હૃદયમાં સળગેલી જ્વાળાને શાંત કરવાની ઇચ્છાથી આવ્યો છું અને તમારાં ચરણોમાં રજૂ કરવા માટે એક ખાસ અરજી લાવ્યો છું." મદનચંદ્રે વિકારની ઉલટી કરવા માંડી.

"જુઓને શ્રીયુત ૧૦૫ આર્ય મહાશય મદનચંદ્રજી! અત્યારે આપણે નાટકમાંના પાઠ ભજવવાને રંગભૂમિપરના કૃત્રિમ આવાસમાં બેઠેલાં નથી, એટલે જે કહેવાનું હોય તે સત્વર કહી નાખો; વિના કારણ આલંકારિક ભાષાનું ખૂન કરવાની કાંઇ પણ અગત્ય નથી. ધોળકા સુધી ભણેલા હોવાથી નાટકવાળાઓ કેટલીકવાર નાટકના ગોખેલા પાઠમાંની જે વિદ્વત્તા બતાવવાનો આડંબર કરે છે, તેમાં તેમની કૃત્રિમતા દેખાઈ આવતાં તરત પોલ ખુલી જાય છે. માટે આ દંભને ત્યાગી સરળતાપરજ આવી જાઓ." વળી પણ મેં તેને બનાવ્યો.

"આ તો મારી તમે આજે ઠઠ્ઠી જ કરવા માંડી છે. જો તમારો એવો જ વિચાર છે, તો મિસ ચંપા! સાંભળોઃ–આ પ્રેમી મદનચંદ્ર તમારા વસ્લનો ઉમીદ્વાર છે. તમારો પ્રેમી છે, તમારો આશકેજાર છે; તમારા પ્રેમનો તરસ્યો ચાતક છે દિલ્લીથી જ્યારે યૂસુફ પંજાબ તરફ ગયો ત્યારે તેણે મને કહ્યું હતું કે, 'હવે કદાચિત્ કંપનીમાં મારું આવવું નહિ જ થાય અને તેથી મદનચંદ્ર! મુંબઇમાં મારા બધા પાઠ ભજવી નામના મેળવવાનો તમને ઘણો જ સારો ચાન્શ મળી જશે.' એ તેનું કહેલું ખરું નીવડ્યું છે. આજે કંપનીને અહીં આવ્યા. ને લગભગ દોઢ મહિનો થવા આવ્યો, છતાં તે આવ્યો નથી અને તેના જે જે પાઠ મેં કર્યા છે, તેમાં તમે એ તો જાણો જ છો કે, પ્રેક્ષકોની મેં બહુ જ સારી પ્રશંસા તથા પ્રીતિ મેળવી છે, અને મદનચંદ્ર તથા મેનકાનાં નામોનો સર્વત્ર એક સાથે જ ઉચ્ચાર થતો સંભળાય છે. તો લોકોએ જે નામોને સાથે જોડી દીધાં છે, તે જ નામોનાં ધરાવનારાં પણ જો આંતરિક પ્રેમથી એક બીજા સાથે જોડાયલાં હોય, તો કેવું સારું! એથી વળી આપણા પાઠોનો બહાર ઔર જ થઈ જાય, એમાં કાંઇ પણ શક નથી. એમ તો તમારાથી કહી શકાય તેમ નથી જ કે, હું તમારા પ્રેમને લાયક નથી. વળી યૂસુફ કરતાં મારામાં વિશેષતા એ છે કે, તે મુસલ્માન હતો અને હું તો જેવાં તમે હિંદુ છો, તેવો જ એક હિંદુ છું, અને તેમાં પણ વળી શ્રેષ્ઠ બ્રાહ્મણ છું" મદનચંદ્રે પોતાના બધા મનોભાવોને ઓકારી કરીને બહાર કાઢી નાખ્યાં.

"મદનચંદ્ર મહાશય!–તમારી આજ્ઞા પ્રમાણે હું હવે તમને ભાઇ કહીને નથી બોલાવતી,–તમારી માગણી તો જાણે તમારા પોતાના વિચાર પ્રમાણે ઠીક છે; પણ આ વિશે તમે કાંઇ પણ લાંબો વિચાર કર્યો હોય એમ દેખાતું નથી. મીયાં અને મહાદેવ જેવો આ સપ કાશી પહોંચશે કે કેમ, એની કલ્પના તમારા મગજમાં આવી જ નથી. લાંબી નજર દોડાવવા જતાં પગતળે શું વટાય છે, તેનો ખ્યાલ પણ તમને નથી. એક તો તમે પરણેલા છો અને મુંબઇમાં આવ્યા પછી સ્ત્રીને તમે અહીં બોલાવેલી છે, એટલે શું એક પ્રેમને બે ભાગમાં વિભક્ત કરશો? શું એક મ્યાનમાં બે તરવાર સમાવશો........."

હું આગળ બોલવા જતી હતી, તેટલામાં તેણે મને એકદમ બોલતી અટકાવીને વચ્ચે જ કહ્યું:–"એ તો જેમ તમે કર્યું તેમ હું પણ કરીશ! મદનચંદ્ર કંઈ એમાં પાછો હટે એવો છે કે? શું તમે પરણેલાં નહોતાં? છતાં તમે યૂસુફ સાથે પ્રેમનો સંબંધ કેમ રાખ્યો?"

"હું પરણેલી હતી, પણ મેં અકસ્માત્ સર્વને ત્યાગી નાટકમંડળીમાં નોકરીથી કમાણીનું સાધન શોધ્યું, અને ત્યાર પછી યૂસુફ સાથે સ્નેહનો સંબંધ રાખ્યો હતો. તેમ જ યૂસુફ પણ એવા કોઇપણ પ્રકારના બંધન વિનાનો સ્વતંત્ર હતો, અને તેથી અમારો સંયોગ સારી રીતે નભી ગયો. તમે મારા માટે પોતાની પત્નીને ત્યાગવા તૈયાર છો? તમારામાં એટલી બધી હિંમત હોય તેવી મારી ધારણા નથી. વળી એ તો ઠીક; પણ સ્વભાવનું કેમ? તમારી અને મારી બનતી રાશ આવશે ખરી? મને એમ લાગતું નથી; કારણ કે, આપણ બન્નેના સ્વભાવમાં બીજી પણ કેટલીક એટલી બધી પરસ્પર વિરુદ્ધતાઓ રહેલી છે કે, આપણો

પ્રેમસંબંધ કોઈ કાળે પણ લાંબું આયુષ્ય ભોગવી શકે જ નહિ!" મેં મારા ભાષણને આગળ લંબાવ્યું.

"આપણા બન્નેના સ્વભાવમાં એટલી બધી પરસ્પર વિરુદ્ધતા હોય, એવી મારી માન્યતા તો નથી. આ તમારો અભિપ્રાય ભૂલભરેલો છે." મદનચંદ્ર બોલ્યો.

"તમે કંઈ બ્રહ્માજી નથી કે મારા અભિપ્રાયને જાણી શકો. મારા અભિપ્રાયને ભૂલભરેલો ધારવામાં તમારી જ ભૂલ થાય છે; કારણ કે, તે વિરુદ્ધતાઓ હું મારા શ્રીમુખથી સ્પષ્ટતાથી બતાવી શકું તેમ છું. લ્યો, ત્યારે સાંભળો એ બધી વિરુદ્ધતાઓ. જો જો રખે કાનમાં આંગળી ખોસતા તમે ધર્મના પૂછડા એટલા બધા લાંબા કે મારા ઘરનું પાણી કે ઇરાનીની ચાહે પણ તમને ન ખપે, અને હું તો વળી અભેદભાવને એટલી બધી માનનારી કે માંસાહારમાં પણ વાંધો જ નહિ! તમો પૈપૈનો હિસાબ કરનાર કારૂનના અવતાર, અને હું જીવની. લોકો જેને ઉડાઉ કહે છે તેના જેવી ઉદાર! તમે આવો પ્રેમ કરવાને તૈયાર, પણ બહાર આબરૂદારમાં પોતાને ખપાવવામાટે આવા પ્રેમને જૂઠું બોલી છૂપાવનાર, અને હું એવા પ્રેમને મારા ભૂષણ તરીકે માની ડંકો વગડાવી છડેચોક પ્રકાશમાં લાવનાર! તમારો તરગાળા બ્રાહ્મણનો અને મારો ખવાસણનો અવતાર ઇત્યાદિ! બોલો હજી બીજી વિરુદ્ધતાઓ સાંભળવી છે, કે આટલી જ બસ થશે? મહાશય મદનચંદ્ર! જ્યાં આવા આવા અનેક વિઘ્નકારક વિરોધ આવીને વચ્ચે પડ્યા હોય ત્યાં કેમ ચાલી શકે આપણો વ્યવહાર? જે સ્ત્રી અને પુરુષ વ્યસન તથા શીલમાં સમાન હોય છે, તેમનો જ પરસ્પર પ્રેમસંબંધ દૃઢ થઇ શકે છે. આ તો મારા ઘરમાં આવશોને તરસ લાગશે તો પાણી ગોખલેના હોટલમાંથી મંગાવશો અર્થાત્ ખાનપાનનો જે પરસ્પર વ્યવહાર પ્રેમના બંધનને દૃઢ કરનારો છે, તેનો જ જ્યાં મૂળ અભાવ હોય, ત્યાં બીજા કયા આનંદની આશા રાખી શકાય? વળી તમારા પોતાના કલ્યાણમાટે પણ મારી તો તમને એ જ સલાહ છે કે, તમને તમારી યોગ્યતા પ્રમાણેની પત્ની પરમેશ્વરે આપી છે, તો તેના પ્રેમમાં જ પોતાની વૃત્તિને સ્થિર રાખો, તેને સંસારનો લ્હાવો લેવા દો, અને પોતે પણ તેની પાસેથી મળતા સુખના રસને ચાખો. આવી રીતે ઘરમાં બાયડી હોવા છતાં આમતેમ ભટકવામાં અને ઘરઘરના તુકડા ખાવામાં કે રસ્તાની ચાટો ચાટવામાં કશો પણ સાર નથી. આ શ્વાનચેષ્ટામાં પ્રતિષ્ઠાનો વિસ્તાર નથી, તેમ તમારી એક પત્નીની હયાતીને જાણ્યા પછી તેના સારી રાતના શાપનો કે પાપનો બોજો ઉપાડવા હું પણ તૈયાર નથી." મેં એક ધર્મશીલ અને ગંભીર સ્વભાવની સ્ત્રીને શોભાવે તેવા ગાંભીર્યથી આ વાક્યોનો ઉચ્ચાર કર્યો.

મારાં એ વચનોને સાંભળી મુખમંડળમાં તિરસ્કારની છટાને લાવી વિકારનો દાસ મદનચંદ્ર ફરી કહેવા લાગ્યો કે:—"ચંપા! આ તો આપણા અમૃતે કહ્યું છે તેમ કોઇક સમયે "એ વિશ્વનું વૈચિત્ર્ય છે વેશ્યા સતી પણ થાય છે" તેનું નાટક તમે ભજવતાં હો તેવી જ ચેષ્ટા દેખાય છે. તમારા અંતરમાં તો ઓર ખેલ મચી રહ્યો હશે. મુસલ્માનના સ્નેહમાં લુબ્ધ થયેલી એક નટીના મુખમાંથી ધર્મનાં આવાં વ્યાખ્યાનો સાંભળી મને બહુ જ આશ્ચર્ય થાય છે."

"આમાં નાહક અમૃતનું નામ ન દો. નાટકના વ્યવસાયને લીધે તેનામાં કદાચ કોઇ અવગુણ હશે, પણ તે સ્વાભાવિક નહિ કિન્તુ આગન્તુક હશે, એમ

મારું માનવું છે. તેના સ્વાભાવિક ગુણોનું દર્શન તેનાં લખાણોમાં થાય છે, અને તેથી હું હિંમતથી કહું છું કે તમે અમૃતની પેનાર લૂછવાને પણ લાયક નથી! વાત ખરી છે કે, તમારા જેવા અર્ધદગ્ધો અને પેલા કહેવાતા સુધારકો તેમ જ સુશિક્ષિતો એમ જ માની બેઠા છે કે, અંતઃકરણનો, સારી સમજનો, નીતિનો, દાનનો, ધર્મનો અને સત્યનો ઈજારો તો પરમેશ્વરે માત્ર તેમને જ આપ્યો છે; અમને તો નીતિ, દાન, દયા, ધર્મ, ઉદારતા, અક્કલ, ગુણગ્રાહકતાનો અધિકાર જ નહિ! અમે નાચીએ ગાઇએ ત્યારે તમારા ધાર્મિક નીતિનાં ખાંઓ અને દંભી સુધારકો અમારી કળાકુશળતાનો વિચાર કરવાને બદલે અમારાં શરીરનો વિચાર કરે છે અને ઉઠીને પાડોશના ઓરડામાં જઈ બેસીને સાંભળે છે! અરે કલકત્તાની ગોહરજાને મુંબઇના ટાઉન હૉલમાં ગાઇને એક રાત્રિની આવક ઉપરાંત હજારો રૂપિયા હિન્દુ ઓર્ફનેજમાં આપ્યા ત્યારે સુધારકોના નાયક અને વિચારશીલ તેમ જ ઉદારચિત્ત અને દયાળુમાં ખપતા એક સુધારક ન્યાયાધીશે કમીટીમાંથી રાજીનામું આપ્યું હતું! એટલે અમે તો જાણે આત્મા ને જીવવગરનાં જ!! અને આત્માવાળા તો એ નીતિનાં ઢીંગલાંજ!! ન્યાયનાં મંદિરમાં કાયદાના ધંધાદારીઓ રાત દિન જૂઠું બોલતાં કેમ શીખવવું, ખરાનું ખોટું કેમ ઠરાવવું, ન્યાયાધીશની આંખમાં ધૂળ કેમ નાખવી, સામાને છેતરવાને પાટિયાં કેમ ગોઠવવાં, અને છેવટે કાયદાસર રીતે કુળને ધોળે દિવસે કેમ લૂંટવો, એનો જ વિચાર કરનારા હોય, છતાં તે નીતિમાન્!! પોતાને માટે નહિ, પણ પારકાંને માટે જૂઠું-હડહડતું જૂઠું બોલનારા આ પરોપકારીઓ નીતિમાન્!!! અમારા જેવી અબળાઓને અનીતિમાન્ કહીને લોકો ધિક્કારે અને ન્યાયના મંદિરમાં જૂઠાણાના જ સામ્રાજ્યમાં ઘૂમનારા અલીબાબા ને ચાલીશ ચોરની ટોળીવાળાઓ નીતિમાનનો ડોળ કરે!! અમારા જેવીને તો લોકો ખુશીથી પૈસા આપે છે, અમારે કાયદાના સાયા નીચે ધોળે દિવસે લોકોને લૂંટવાના નથી! યુધિષ્ઠિરને સહજ સંદિગ્ધાત્મક અસત્ય બોલવામાટે એક આંગળી આપવી પડી હતી. અહા! એવું થાય છે કે, યમરાજાને ત્યાં મારે માટે કેવું નરક છે અને આ સદોદિત જૂઠું બોલનારા અને જૂઠાણાના ઉપદેશ કરનારા કાવતરાંબાજો માટે કેવું નરક છે, તે જોવાની તક મળે? આ દુનિયામાં તો અન્યાય જ હું જોઈ છું. માણસો તો માત્ર તે જ છે, અને અમે તો હેવાન જ છીએ! જે પુરુષ અમુક સ્ત્રીને, તે મુસલ્માનની પ્રેમપાત્ર હોવાથી ભ્રષ્ટ માને છે અને વેશ્યા કહીને બોલાવે છે; છતાં પોતાની ઉચ્ચતાના વિચારને ત્યાગી તે ભ્રષ્ટ નારીના ઉચ્છિષ્ટ પાત્રમાનું ગંદું પાણી પીવાને શ્વાનપેઠે પોતાની જીભને મુખમાંથી બહાર લબાવે છે, એ તેની કૃતિ ખરેખર્ મને હાસ્ય ઉત્પન્ન કરાવે છે. જગત્તમાંના નીચ લોકોનો એ જ સ્વભાવ છે કે, જ્યારે તેઓ અમુક સ્થળે પોતાના નીચ સ્વાર્થને સાધવામાં ફાવતા નથી, ત્યારે સાધુ મનુષ્યના નામપર કલંક લગાવે છે! લંગૂરને અંગૂર મળી શકતાં નથી ત્યારે તે તેને છેવટે ખાટાં તરીકે ઓળખાવે છે! મોહનચંદ્રજી! આ દુનિયામાં અન્યાય થતો જોઇને મારા અંતરમાં શું થાય છે, તે હું તમને બરાબર સમજાવી શકતી નથી અને તમે કે નીતિના ઠાંભિકો તે સમજી શકો તેમ પણ નથી." મેં પણ એવો દાંતતોડ જવાબ સંભળાવી દીધો કે, ઘડીવાર સુધી તો તે મારા મોઢાને તાકતો જ બેસી રહ્યો.

"ત્યારે મારે અહીંથી નિરાશ થઇને જ પાછા ફરવું પડશે ને? મિસ ચંપા! આ સારું થાય છે?" તેણે એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને કહ્યું.

"જે થાય છે તે સારું જ થાય છે. હવે આ ચંપા પોતાના કૃત પાપોનો પશ્ચાત્તાપ કરી થોડા સમયમાં જ એક શુદ્ધ ચારિત્રવાળી અબળા થવા ચહાય છે. મારી પરમાત્માને પ્રાર્થના છે કે, તમારી અધમતા મટી જાઓ અને તમારા હૃદયમાં પણ પવિત્ર ભાવનાનો નિવાસ થાઓ." મેં મારી સાત્વિકતા દર્શાવી.

"વારુ–ત્યારે સાહેબજી! પણ મિસ ચંપા! આવી જ પવિત્રતા છેવટ સુધી જાળવી બતાવજો હો! જો તે જાળવી ન શકાય તો આ મદનચન્દ્રની આજની પ્રાર્થનાને સ્મરણમાં લાવજો અને ઇચ્છા થાય તો બોલાવજો." મદનચન્દ્રે જવા-માટે ઉભા થઇને છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

"આ ઉદ્‌ગારમાટે હું તમારો આભાર માનું છું, પણ મદનભાઈ! આજે તમો મારે ઘેર આવ્યા અને મારા ઘરમાં કોઈ હિન્દુ ચાહ કૉફી લાવનાર ન હોવાથી તેમ જ સિગારેટનો સ્ટૉક અને સૂકો કાથો ચૂનો ખલાસ થયેલો હોવાથી ચાહ, સિગારેટ અને પાનથી પણ હું આપનો સત્કાર ન કરી શકી, એમાટે ક્ષમા કરજો; કારણ કે તમારા ધર્મમાં બાધા આવે, તેવો સત્કાર તો મારાથી ન જ કરી શકાય." મેં વિનયથી દાઝયાપર ડહામવાનો પ્રયત્ન કર્યો.

આમ કરવાનું કારણ એ જ કે, તેને ઘેર ગમે તે માણસ ગમે તે કારણથી ગયું હોય, છતાં તે બખીલ કદાપિ કોઇનો એવી રીતે સત્કાર કરતો નહોતો અને પોતાના ખીસાપર કાપ મૂકતો નહોતો, એ વાતની મને બરાબર ખબર હતી, એટલે મેં પણ જાણી જોઇને તેવું જ વર્તન કરી બતાવ્યું. તે નિરાશ થઇને ચાલ્યો ગયો, અને આજે હું મારી સદ્‌ભાવનાને અંત પર્યન્ત મનને બળવા ન દેતાં દૃઢતાથી જાળવી શકી અને તેમાં વિજય મેળવ્યો, એ માટે હૃદયમાં હર્ષ થતાં હું મને પોતાને પોતે જ અત:કરણપૂર્વક ધન્યવાદ આપવા લાગી. દાદરપરથી પગ સરી જતાં માણસ કદાચ અકળાય છે, ફૂટાય છે, ઇજા પામે છે, અને મરણશરણ પણ થાય છે તો ધર્મનું એક પગથિયું ચૂકીને સરી જનાર, સહેલથી પાછી દૃઢતા મેળવીને ઉંચે ચઢી શકે ખરી? આ અંધકારમય દુનિયામાં હું કંઈ સમજી શકતી નથી.

## પ્રકરણ ૨૬ મું
## કંપનીમાં ધડાકો

મારા એક તરફ જ્યારે ઉપર દર્શાવ્યા પ્રમાણે ઉન્નત જીવનની બોક્ત્રી થવાના વિચારો ચાલતા હતા અને હું તે ઉન્નત જીવનને મેળવવાની ખટપટમાં લાગેલી હતી, તેવામાં અમારી નાટકમંડળીમાં ખટપટનો એક એવો ભયંકર ધડાકો થયો કે, નાટકમંડળીઓ પણ ખટપટના દારૂગોળાથી કેવી ભયંકર રીતે ભરેલી હોય છે અને તે દારૂગોળો ક્યારે સળગી ઉઠીને કેવો અનર્થપાત કરશે એનો નિયમ હોતો નથી, એ મારા વાંચકોને જણાવવામાટે અહીં મારે તેનું યથાસ્થિત વર્ણન આપવું જ જોઇએ.

જે વેળાએ અમારી કંપની દિલ્લીમાં હતી, તે વેળાએ લાહોરમાંની એક નાટકમંડળીમાંના એક સારા કૉમિક ઍક્ટરને મોટામોટા લાલચ બતાવીને અમારા

માલિક પ્રમાદચન્દ્ર શેઠ પોતાની કંપનીમાં લાવ્યા હતા અને તેની સાથે તેના એક મિત્રને પણ તેના કહેવા પ્રમાણે નોકર રાખી, ડાયરેક્ટર તરીકેની સત્તા પણ તે કૉમિક ઍક્ટરને આપવાનું વચન આપ્યું હતું. એ ઍક્ટરનું નામ બીજચન્દ્ર અને તેના મિત્રનું નામ ગોપાળભાઈ. બીજચન્દ્ર ખરેખર એક ઘણો જ સારો કૉમિક ઍક્ટર અને હાર્મોનિયમ્ વગાડનાર પણ તેવો જ હતો. ગોપાળ હાર્મોનિયમ્ વગાડતો હતો, સારો ગાનાર હતો અને ગંભીર ભૂમિકા ભજવનાર સારો ઍક્ટર હતો. બીજચન્દ્રને લાવવાથી એ બે કંપનીઓ વચ્ચે પ્રથમ મિત્રતા હોવા છતાં હવે ભયંકર શત્રુતાનું બીજ રોપાયું હતું. પંજાબની નાટકમંડળીનું નામ ભારત નૈતિક નાટક સમાજ હતું અને તેના માલિક મુક્તારામ, નારુજી તથા અબ્દુલ રહમાન કોઈ પણ રીતે પોતાના વૈરનો બદલો વાળ્યા વિના રહે તેવા નહોતા. અર્થાત્ વચ્ચે ખાસો મજાનો છ મહિનાનો ગાળો નાખી, આ વખતે તેમાંના બે માલિક મુક્તારામ અને નારુજી મુંબઇમાં આવી લાગ્યા અને બે ત્રણ વાર અમારી કંપનીમાં ખેલ જોવાને આવ્યા. બહારથી કોઈ પણ જાતનો શંકાસ્પદ દેખાવ ન થવા દેતાં અંદરખાનેથી તેમણે એકને બદલે એકવીસ જણને અમારી કંપનીમાંથી ઉપાડવાની જાળ ફેલાવી. તેમાં તેઓ ફાવ્યા તેનું કારણ એ કે, બીજચન્દ્રના મિત્ર ગોપાળભાઇને, અમારા સ્વાર્થી શેઠે બીજચન્દ્ર સાથે ઍગ્રીમેન્ટ કરી લીધા પછી, કોઈ પણ કારણ વિના અપમાન કરીને નોકરીપરથી રજા આપી હતી અને તેથી બીજચન્દ્રનો પિત્તો અંદરથી ઉકળી રહ્યો હતો, અને તેની જાતિના ઍક્ટરોની સંખ્યા કંપનીમાં વધારે હોવાથી અને એ જ અરસામાં ઘણાકોનાં ઍગ્રીમેન્ટ પૂરાં થઈ ગયેલાં હોવાથી તેમ જ નવાં એગ્રીમેન્ટ ન થયેલાં હોવાથી જો તે નીકળી જાય તો બીજાં માણસો પણ નીકળી જવાને તૈયાર હતાં. આ બાબતની મુક્તારામ વગેરેને ખબર મળતાં તેઓ તરત મુંબઇમાં આવ્યા. અને અનાયાસ પ્રાપ્ત થયેલા પ્રસંગનો લાભ લઈ બીજચન્દ્ર તથા ગોપાળભાઇને પ્રથમ હાથમા લઈ અમુક દિવસે જથાબધ માણસોને ઉપાડવાની બધી છૂપી ગોઠવણો કરી રાખી. પણ તેમણે એટલી ચાલાકી વાપરી કે, જે એક મહિનાનો પગાર આ કંપનીમાં મૂકવો પડે, તે પગાર દરેકને પોતા તરફથી આપીને બધાનાં ઍગ્રીમેન્ટ કાયદાસર કરી લીધાં. તેઓ જૂની કંપની કરતાં વધારે પગારે મને પણ પોતાની નોકરીમાં રાખવા તૈયાર હતા, પણ મારા વિચારોની દિશા હાલ તરત બદલાયલી હોવાથી મેં ઉપકાર સાથે તેમની માગણીનો અસ્વીકાર કર્યો, પણ તે સાથે તેમની આ ગોઠવણને છાની રાખવાનું વચન આપ્યું અને પાળ્યું.

આ વખતે અમારી કંપનીનો એક નવો ખેલ બહાર પડ્યો હતો અને તે સારો વખણાતાં શનિવારે ઘણું જ સારું ઑડિયન્સ આવતું હતું. એ આવકને જોઇને તેમ જ લખનૌ તથા દિલ્લીમાં પણ જરાક સારી આવક થયેલી હોવાથી અમારા માલિક પ્રમાદચંદ્રનો પ્રમાદ બહુ જ વધી ગયો હતો અને તેમનો મિજાજ ઘડી ઘડી ચોપાટી કે પાલવાની હવા ખાવાને ચાલ્યો જતો હતો. એવી રીતે જ્યારે મિજાજ જતો ત્યારે કોઇને ગાળ તો કોઇને તમાચો એવી તેની ચેષ્ટાઓ થયા કરતી હતી. અધૂરામાં પૂરું એક બે ખુશામદી ટટ્ટુઓએ પોતાના ખુશામદના મંત્રથી ભુરકીને તેને ભૂત બનાવી દીધો હતો. એ ખુશામદખોરોમાં લાલનંદન નામનો એક દોગલો ઍક્ટર મુખ્ય હતો કે જેનો બાપ એક ન્યાતનો

મા બીજી જાતની અને બાયડી બાવી હતી. ખરેખર આવાં માણસો ઘણીકવાર મહા વિનાશક પરિણામ નિપજાવનારાં થઇ પડે છે, એમ જે મેં સાભળ્યું હતું, તેનો અત્યારે મને પ્રત્યક્ષ પરિચય થયો. ગોપાળભાઇને રજા અપાવનાર તે જ હતો અને તેના પરિણામે જ આ સર્વ તોફાન જાગ્યુ હતું. અસ્તુઃ અંતે ધડાકો થવાનો વખત પાસે આવી લાગ્યો.

સોમવારની રાતે અમારો 'અવિદ્યામોહિની' નામનો ખેલ હતો. સર્વ ઍક્ટર અને ઍક્ટ્રેસિસ હાજર હતાં બીજચંદ્રે પોતાની ભૂમિકા એ દિવસે એવી તો પ્રફુલ્લતાથી ભજવી કે બધાંને તેમાં કાંઇક નવું નવું દેખાવા લાગ્યું; એટલું જ નહિ, પણ પોતાની હાસ્યરસની ભૂમિકામાંના કેટલાક શબ્દો તેણે એવી માર્મિકતાથી અને એવા વિલક્ષણ ભાર મૂકીને ઉચ્ચાર્યાં કે, જેઓ અંદરના પ્રોગ્રામને જાણતા હતા તેઓ અવશ્ય મનમાં ને મનમાં તેની ચાલાકી અને પ્રમાદચંદ્રની અક્ષમ્ય પ્રમાદવશતાને જોઇને હસવા લાગ્યા. નિયમ પ્રમાણે નાટકની સમાપ્તિ થઈ. જેઓ પોતાની જૂદી જગ્યામાં રહેનારા ઍક્ટરો હતા તેઓ તો બેધડક ચાલ્યા ગયા, અને જેઓ કંપનીના ઉતારામાં રહેનારા હતા તેઓ પણ છૂપે રસ્તેથી પસાર થઇ ગયા. રાતે કોઇને ખબર પડી નહિ અને સવારમાં દોડધામ થાય તે પહેલાં તો અમદાવાદ તરફ જતી ફાસ્ટ ટ્રેનમાં માત્ર બીજ-ચંદ્ર અને ગોપાળભાઇ વિના અન્ય સર્વને રવાના કરી દેવામાં આવ્યા. લલિતાના વર લાલજીની પણ તે કંપનીમાં જવાની ઇચ્છા હતી, પણ લલિતા હાજર ન હોવાથી તેણે આ વાત અત્યારે મુલતવી રાખી મૂકી. ઠેઠ બપોરે રીહર્સલના વખતે ખબર પડી કે આમની વાત આમ બની, અને તપાસ કરતાં કંપનીમાંથી સારા સારા કામ કરેદા એક સાથે નાના મોટા મળી અઠ્ઠાવીસ માણસોને પાંખ આવી હતી. રંગ એવો આવી લાગ્યો કે, બુધવારનો ખેલ બંધ થવો જ જોઇએ. અધૂરામાં પૂરું બુધવારની રાતે નાટક લખનાર કવિની બેનીફિટ નાઇટનો ખેલ હતો, એટલે વચ્ચે બિચારા કવિનો આટો નીકળી ગયો; પાડે પાડા લડ્યા ને ઝાડનો ખો થયો. બિચારા કવિએ બેનીફિટ લેવાનું માંડી વાળ્યું. જો કે બુધવારની રાતે 'વસંતમાધવ'નો ખેલ થયો તો ખરો, માલિકે પોતાની નાક જાળવવામાટે જે હાળ ભાતિયા ઍક્ટરોનો ભાવ પણ પૂછાતો નહતો, તેવા ટિનપાટિયાને ઉભા કરીને નાટક તો ભજવ્યું, પણ એથી એક તો કંપનીનો દેખાવ ખરાબ થયો અને જે સ્હામા પક્ષવાળા અમારા ઍક્ટરોને નસાડી ગયા હતા, તેઓ કાયદાની ચુંગાલમાંથી છટકી ગયા.

બે દિવસ પહેલાં અમારા શેઠજી જે મોટા પહોળા અવાજ અને પહોળા ઉચ્ચારથી ફાટ્યુંફાટ્યું બોલતા હતા અને આત્મશ્લાઘાની સીમાને ઓળંગી જતા હતા, તે સાવ નમાળા અને ગરીબ ગાય જેવા બની ગયા. ખૂબી તો એ કે, બીજચંદ્ર અદ્યાપિ કંપનીમાંથી નીકળ્યો નહોતો, અને પોતે જાણે કશામાં છે જ નહિ, એવો ભાવ બતાવીને બરાબર નોકરીપર હાજર થતો રહ્યો હતો. પણ એવામાં વળી પ્રમાદચંદ્રે પોતાના એક નવીન પ્રમાદનો ચમત્કાર બતાવ્યો અને તેથી મામલો ઘણો જ ભયંકર થઇ ગયો. આ બધું કુફેરાન મચાવનાર ગોપાળ-ભાઇ જ છે, એવી દૃઢ શંકા થવાથી ગોપાળભાઈ જ્યાં પોતાના એક સુરબ્બી મિત્રને ઘેર રહેતો હતો, ત્યાં સાત આઠ માણસો—લોફરોને લઇને ગયો અને

તેને કોઇ કારણ દર્શાવી બહાર બોલાવીને સારી રીતે મેથીપાક જમાડ્યો. એ વેળાએ બીજચંદ્રને પણ અમાદચંદ્રે સાથે લીધો હતો, એટલે ગોપાળભાઇને છોડવવા જતાં બેચાર ફટકા તેને પણ ખાવા પડ્યા. આ આઇતું કારણ મળી જવાથી યોગ્ય કારણ બતાવી અમાદચંદ્રને દૂષિત સિદ્ધ કરીને બીજચંદ્રે ઍગ્રીમેન્ટનો બાધ ન આવે તેવી રીતે નોકરી છોડી દીધી, અને ગોપાળભાઇના હાથે અમાદચંદ્રપર કોર્ટમાં ફરિયાદી નોંધાવી, સમન્સ લગાવી, પોતે લાહોર તરફ પ્રયાણ કરી ગયો.

માણસોનાં માણસ ગયાં, કંપનીની આબરૂ ગઇ, આવકમાં પંચોતેર ટકાનો ઘટાડો થયો, અને વધારામાં કોર્ટનું લફરૂં બાઝયું. આ અતિશય અભિમાનનું ફળ !

જે દિવસે અમાદચદ્રને સમન્સ મળ્યો, તે જ દિવસે સાંઝની ગાડીમાં લલિતા મારી માતા, સાસૂ અને મારા પતિને લઇને મુંબઇમાં આવી પહોંચી, અને તેમને આવેલાં જોઇ મેં પણ દાવ સાધીને કંપનીની નોકરી છોડી દેવાનો વિચાર કર્યો; પણ તે વિચારને અમલમાં મૂકવાનું કામ લલિતાની સલાહપર મુલતવી રાખ્યું.

—❀❀❀❀❀—

## પ્રકરણ ૨૭ મું

### સ્થિત્યન્તર

મારી માતા અને મારી સાસૂએ રાજાના અંતઃપુરમાં પોતાના જીવનનો વિશેષ ભાગ ગાળેલો હોવાથી મારા ઘરમાંના વિલાયતી ફેશનના સામાન તથા રાચરચીલાને જોઇને તેમને કાંઈ એટલી બધી અજાયબી થઇ નહિ; પણ મારો પતિ તો અવશ્ય આશ્ચર્યમાં લીન થઇ ગયો. તે નિર્દોષ ભાવથી મારા ઘરમાંની કેટલીક વસ્તુઓને જામનગરના રાજાના મહાલયમાંની અમુક વસ્તુઓ સાથે સરખાવા લાગ્યો અને આવી વસ્તુઓને વાપરવાનો પોતાને પ્રસગ મળેલો જોઇ હર્ષ પણ દર્શાવવા લાગ્યો. હવે તેના શારીરિક આદર્શમાં બહુ જ પરિવર્તન થઈ ગયું હતું. તે સંપૂર્ણ તારુણ્યમાં આવ્યો હતો અને નવી ફૂટતી મૂછોની શ્યામતાનું તેના મુખમંડળમાં દર્શન થતાં જોનારને અવશ્ય એક પ્રકારની મનોહરતા દેખાતી હતી. પરંતુ તેની વાતચીતની રૂઢિને જોતાં તેના હૃદયમાં જ્ઞાન કિંવા તેના મસ્તિષ્કમાં બુદ્ધિનો વિશેષ વિકાસ થયેલો દેખાતો નહોતો; છતાં આગળ કરતં તેમાં પણ થોડી ઘણી સુધારણા થઇ હતી અને અત્યારે હું તેટલામાં જ સંતોષ માનવા લાગી. મારી સાસૂએ મને પલાયન કરી જવામાટે કે મારી માતાએ તેના લખનોમાં આવી ગયા પછી મારા વચન પ્રમાણે દેશમાં ન આવવા તેમ જ પત્ર આદિ ન લખવામાટે કશો પણ ઠપકો આપ્યો નહિ. મારી ધારણા પ્રમાણે લલિતાએ મુંબઇમાં આવ્યા પછી મારી જોડે કેવી રીતે વર્તવું, એ વિશેનો તેમને બરાબર પાઠ ભણાવી દીધેલો હોવો જોઇએ. મારી માતા અને સાસૂ જ જ્યાં શાંત હતાં, ત્યાં બિચારો મારો માવડિયો પતિ કાંઈ પણ બોલવાની હિંમત કરે, એ તો સંભવે જ નહિ અર્થાત્ દેશમાંથી જાણે મુંબઇમાંના પોતાના ઘરમાં જ આવ્યાં હોય, તેવી રીતે તેઓ આવીને રહ્યાં, અને હું પણ તેવી જ સરળતાથી તેમની

સાથે વર્તવા લાગી. મારા ઘરમાં જે અન્ય જાતિના-વિજાતીય અને વિધર્મીય-નોકરો હતા, તેમને મેં રજા આપી દીધી અને ઘરના કામકાજનો બોજો મારી માતા તથા સાસુએ પોતાના માથાંપર ઉપાડી લીધો. માત્ર નાટકમાં નોકરી કરી આવવી, ખાવું પીવું અને મારા ઑનરેબલ પતિ મિસ્ટર દેવલાસાથેના પ્રેમમાં વૃદ્ધિ કરવી, એટલું જ મારું કર્તવ્ય હતું.

એક દિવસ રાતે અગિયાર વાગે હું અને મારો પતિ એકલાં અમારા શયન-મંદિરમાં બેઠા હતાં, તેવામાં મેં અચાનક પ્રશ્ન કર્યો કે:-"વ્હાલા! જામનગરમાં તમને કોઈ વાર મારી યાદગીરી થતી હતી ખરી કે? હું તો ધારું છું કે, તમે મને મુએલી ધારીને ભૂલી જ ગયા હશો!"

"અરે નારે ના-એમ ભૂલી જવાય? હું તો રોજ તને યાદ કર્યા કરતો હતો. બાયડીની યાદગીરી કોને ન થાય વારુ? કુતરા બિલાડાં પણ પોતાની માદાઓને નથી ભૂલતાં, તો પછી મારા જેવો એક માણસ પોતાની માદાને કેમ ભૂલી શકે વારુ? તું ભલે ન્હાસી ગઈ અને ગમે તેમ કર્યું, છતાં હજી તારામાંનો મારો પ્રેમ ઓછો થયો નથી અને થવાનો પણ નથી. હવે હું મુંબઈમાં ધંધો કરવાનો છું અને સારી કમાણી આવવા માંડશે એટલે જોજે કે તને કેવી મોજમજાહ કરાવું છું. તારે હવે જરા પણ ચિંતા રાખવી નહિ." મારા ધણીજીએ કૂતરાં બિલાડાંના પ્રેમ સાથે મનુષ્યજાતિના પ્રેમની વિદ્વત્તાપૂર્ણ (?) સરખામણી કરી બતાવી.

"જ્યારે તમારો મારામાં આટલો બધો અલૌકિક પ્રેમ છે, ત્યારે તો હવે હું પણ તમને લાડ લડાવવામાં ક્યાશ રાખવાની નથી. અહીં મુંબઇમાં બે વર્ષ રહેશો અને અહીંના ભોગવિલાસ ભોગવશો, એટલે પછી જામનગર કોઈ વાર યાદ પણ નહિ આવે. પણ વ્હાલા! હું તમને વ્હાલી લાગું છું ખરી કે?" મેં કહ્યું.

"કેવી અને કેટલી વ્હાલી લાગે છે, તે હું બરાબર બોલીને બતાવી શકતો નથી; કારણ કે તું નાટકમાં રહીને જબાનની છૂટી અને બોલવામાં ચાલાક થઈ ગઈ છે, અને આપણે થોડુંઘણું ભણેલા હોવાથી આપણને બોલતાં જ આવડતું નથી. એ તો વળી બે ચાર વર્ષ અહીં નાટક જોઇશું અને તારી સાથે રહેશું, એટલે વળી કાંઇક ચાલાકી આવી જશે. કોઇએ ખરું જ કહ્યું છે કે"-એમ કહીને મારા પતિએ નીચેના દોહરાનો ઉચ્ચાર કર્યો:-

"કરત કરત અભ્યાસ કે, જડમતિ હોત સુજાત;
ઘસત ઘસત સાબૂ સદા, કપડું થાય સફેદ!"

તેની આ કવિતાને સાંભળી મારા તો હોશોહવાસ ગુમ જ થઈ ગયા. કોઈ અડાણીએ જેમ શીખવ્યું હશે તેમ જ તે બોલી ગયો; પ્રાસ મળ્યો કે ન મળ્યો અને વિષયાંતર શો થયો, એ એની જાણે બલારાત! અસ્તુ.

મારાથી હાસ્યને રોકી ન શકાયું. હું જરાક હસી પડી, એટલે તેણે પૂછ્યું કે:-"કેમ, તને હસવું શા કારણથી આવ્યું વારુ?"

"એટલા કારણથી કે, મારી ગેરહાજરીમાં જામનગરમાં રહીને તમે કવિતાનો પોતાનો અભ્યાસ ઘણો જ આગળ વધારી દીધો છે, અને તે બહુ જ ખુશ થવા જેવું છે."

"તું મારી આટલી બધી કદર કરે છે, તેથી મને બહુ જ આનંદ થાય છે." મિસ્ટર દેવલાએ ઉદ્‌ગાર કાઢ્યો.

આવા પ્રકારના વાર્તાલાપમાં જે રાતે નાટક હોય નહિ, તે રાતનો કેટલોક સમય વીતી જતો હતો અને મને એથી એક પ્રકારનો આનંદ મળતો હતો. જો કે મારા પતિમાં બુદ્ધિનો ઉપર જણાવ્યા પ્રમાણે વિશેષ વિકાસ નહોતો, છતાં સ્ત્રીને સંતોષ આપનાર જે એક બીજા ગુણની પુરુષમાં આવશ્યકતા હોય છે, તે ગુણ તેનામાં સપૂર્ણ હતો. તેનો સ્વભાવ પ્રેમાળ, માયાળુ અને મમતાળુ હતો અને તેથી મારા હૃદયમાં પણ તેના વિશે ધીમે ધીમે સ્નેહની લાગણી ઉદ્ભવવા લાગી હતી.

આવી રીતે લગભગ એક મહિનો વીત્યો. મારી માતા અને સાસૂ લલિતાને એક દેવી તરીકે પૂજતા અને ભજતાં હતાં; કારણ કે, મારી માતાને પુત્રી સાથે મેળવનાર અને સાસૂના દીકરાનું નવેસરથી ઘર મંડાવી આપનાર તે જ હતી. લલિતા મને વારંવાર પ્રસગ મળતાં ઉપદેશ આપ્યા કરતી હતી કે,—"જોજે ચંપા ! વળી ક્યાંક લપસાણ આવે એટલે લપસી ન જતી, નહિ તો તારા બન્ને ભવ બગડશે. તારું મન અતિશય ચચળ હોવાથી હજી તારામાં મારો વિશ્વાસ બંધાતો નથી અને તેટલામાટે જ મારે વારંવાર આ ચેતવણી આપવી પડે છે. જો પછી આડી ફાટીશ તો બગડશે બધુ તારુ જ, પણ મારી કરી કમાણી ધૂળમાં મળશે અને મહેનત બરબાદ થશે. કદાચિત્ હું તારી પાસે ન હોઉં અને મનને ચંચળ થવાનો કોઈ પ્રસંગ આવી લાગે, તોપણ વિચારથી મનને કાબુમાં રાખજે અને જે સારા સંયોગો અનાયાસ આવી મળ્યા છે, તેમને ખોઈ દેતી નહિ. આનાથી વધારે હું બીજું કાંઈ પણ કહેવા ઇચ્છતી નથી. મને નીચું ન જોવડાવતી એટલે થયું."

લલિતા તથા લાલજીને લાહોરની નાટકમંડળીમાં પગાર ઘણો જ સારો મળનાથી અને પ્રમાદચદ્રના સ્વભાવથી લલિતા કેટલેક અંશે કંટાળી ગયેલી હોવાથી તેઓ નોકરી છોડીને લાહોર જવાની તૈયારી કરવા લાગ્યા. જેમ જેમ લલિતાના ગમનનો દિવસ પાસે પાસે આવતો ગયો, તેમ તેમ મારા હૃદયમાં એક પ્રકારની અગમ્ય નિરાશાનો અધકાર છવાતો ગયો. લલિતા વિના મને સંસારના સત્યમાર્ગનું સૂચન કોણ આપશે અને અસત્ય માર્ગમાં જતા કોણ અટકાવશે, એની અત્યારથી જ મને ભ્રાંતિ થવા લાગી. મારો મારી માતામાં જેટલો વિશ્વાસ કે અનુરાગ નહોતો, તેટલો વિશ્વાસ ને અનુરાગ લલિતામાં હતો. છેવટે તેના ગમનનો દિવસ આવી લાગ્યો અને તેને સ્ટેશનપર જઈ ટ્રેનમાં બેસાડી આવ્યા પછી આખી રાત મેં રડવામાં જ વીતાડી.

લલિતાના જવા પછી મારું મન પણ નાટકની નોકરીમાથી ઉઠી ગયું અને તેથી મેં પણ મારા માલિકને નોકરી છોડવા બાબત કાયદાસર એક મહિનાની નોટીસ આપી દીધી. અહીં મારે એક બીજી બીના જણાવવી જોઇએ, અને તે એ કે, જે મદનચંદ્ર મારા પ્રેમમાટે આટલો બધો આતુર અને આકુળવ્યાકુળ બની ગયો હતો, તે મદનચંદ્ર પણ પગારમાં એકદમ પચીસ રૂપિયાનો વધારો અને તેની સાથે એક બેનિફિટ નાઇટની આશા મળવાથી લાહોરની કંપનીમાં ચાલ્યો ગયો હતો. નોટિસનો મહિનો પૂરો થાય અને નાટકની નોકરીથી છૂટી જવાય, એટલે મારો કોઇ આબરૂદાર લત્તામાં જઇને રહેવાનો અને ખેતવાડીને છાડી દેવાનો વિચાર થયો. આ કારણથી હું જે ઘરમાં રહેતી હતી, તે ઘરના માલિકને પણ હું એક મહિના પછી તમારી જગ્યા ખાલી કરી જવાની છું, માટે તમારે નવા ભાડૂતની તજવીજ કરી લેવી, એવા મતલબની મુંબઇના કાયદા પ્રમાણેની નોટિસ પણ મેં આપી દીધી. મારો કાલબાદેવી તરફ રહેવા જવાનો વિચાર હોવાથી તે લત્તામાં

સારી જગ્યાની શોધખોળ મેં પંદર દિવસ અગાઉથી જ કરવા માંડી; કારણ કે, મુંબઇમાં સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની નવી સત્તા થયા પછી જૂનાં મકાનો ટપોટપ પડતાં હોવાથી અને નવાં મકાનો ઓછી સંખ્યામાં બંધાતાં હોવાથી જગ્યાનો એટલો બધો દુષ્કાળ પડવા માંડ્યો હતો કે, મોઢે માગ્યાં ભાડાં ઘરધણીઓને આપવા છતાં પણ ભાગ્યે જ સારી જગ્યા મળી શકતી હતી.

છેવટે શોધતાં શોધતાં ગાયવાડીમાંના રોમન કેથોલિક દેવળની જમણી બાજુની ગલીમાંના એક માળામાં વીસ રૂપીયા ભાડાના ત્રણ ખંડ મેં ભાડે રાખી લીધા, અને મુંબઇના કાયદા પ્રમાણે એક મહિનાનું ભાડું પણ એડવાન્સ આપી દીધું. એ માળો ન્હાનો હોવાથી દરેક દાદરે માત્ર ત્રણ ત્રણ ખંડો જ હતા અને બાકીનો થોડોક ભાગ દાદર, જાજરૂ તથા નળવડે રોકાયલો હતો; અર્થાત્ અમે ઉપર બીજા દાદરાના ત્રણ ખંડ રાખેલા હોવાથી બીજો દાદરો આખો અમારા તાબામાં જ હતો અને તેની ઉપર માત્ર એક ત્રીજો માળ જ હતો. ત્રીજા માળપર જાજરૂ અને નળ ન હોવાથી ઉપર રહેનારને પાણી વગેરે ભરવાને બીજે દાદરે આવવું પડતું હતું, પણ તેટલી જગ્યા અગાસી તરીકે તેમને વધારે મળતી હતી, અને ઉન્હાળાના દિવસોમાં તે તેમને સ્વર્ગતુલ્ય ઉપયોગી થઈ પડતી હતી. આ જગ્યા ભાડે રાખ્યા પછી છ સાત દિવસે અમે રહેવાને આવ્યાં. આસપાસ અને પાછળના તથા સામેના માળાઓમાં સારાં સારાં ભાટિયા, બ્રાહ્મણ અને વાણિયા આદિ જાતિનાં કુટુંબોનો નિવાસ હતો, અને તેથી એ લત્તાને ગૃહસ્થોના લત્તા તરીકે ઓળખવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નહોતો. ગૃહસ્થ કુટુંબોની છાયામાં પાડોશી તરીકે રહેવાનો મને આ પ્રથમ પ્રસંગ મળેલો હોવાથી હું મારા મનમાં બહુ જ પુલકિત થવા લાગી કે, ચાલો હવે આપણે પણ ધીમે ધીમે ગૃહસ્થ સ્ત્રીઓમાં ખપી જઇશું અને આગળની વાતોપર ઢાંકણું ઢંકાઈ જશે. મારી માતા તથા સાસૂ મારા સ્વભાવને એકદમ બદલાયલો જોઇને આશ્ચર્યચકિત થઈ અને મને ધન્યવાદ આપવા લાગી. જો કે કાયદાસર નોટિસની મુદત પૂરી થવાથી નોકરી છોડી દેવામાં મને વાંધો નહોતો, પણ મદનચંદ્ર વગેરે ઍક્ટરો અને લલિતા વગેરે બધાં બીજી કંપનીમાં ચાલ્યાં ગયેલાં હોવાથી અને હાલ તરત નાટકમંડળીમાં ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસની ખોટ હોવાથી માલિકે પગારમાં અમુક વધારો કરી આપી એક કે બે મહિના રહેવાનો ઘણો જ આગ્રહ કર્યો, તેથી એ બે માસની મુદતમાં મને મારી બેનીફિટ નાઇટ આપી દેવી જોઇએ, એવી શરતે મેં બે મહિના નાટકમાં વધારે નાચવાનું સ્વીકારી લીધું. રહેવાનું ઘર હવે દૂર હોવાથી ગાડી વિના આવી જઈ શકાય તેમ નહોતું એટલે તે ગાડીભાડું આપવાનું પણ અમારા શેઠજીએ કબૂલ કીધું; કારણ કે, ગરજ મહા ભૂંડી છે.

હું નાટકવાળી હતી એ વાત તો જો કે આડોશીપાડોશીઓમાં છૂપી ન જ રહી; તો પણ અમારા ઘરમાંના આચાર અમે એવા તો સારા રાખ્યા અને બધાં સાથે બોલવા ચાલવા તથા બેસવા ઉઠવામાં એટલી તો નમ્રતા અને વિવેકશીલતાનો પરિચય કરાવ્યો કે, હું નાટકવાળી હોવા છતાં સારી સારી ગૃહસ્થ સ્ત્રીઓ બપોરે મારે ત્યાં બેસવા આવતી થઈ, અને ધીમે ધીમે તેમની આવજાવ એટલી બધી વધી ગઈ કે, બપોરે મને સૂવાનો વખત મળતો પણ અટકી ગયો. એ બિચારીઓ પોતાના ધણી જમીને દશ કે આગયાર વાગે ધંધારોજગારે ચાલ્યા જાય અને

ઘાટી બાર વાગે એઠવાડો કાઢી જાય, એટલે મારે ત્યાં ચાહીને આવે અને હું તે વેળાએ પલંગનો આશ્રય લઉં, એ કેટલું બધું ખોટું દેખાય? જો કોઇવાર ન છૂટકે સૂવાની અગત્ય આવી પડતી, તો પછી મારી માતા કે સાસૂને તેમની પાસે બેસાડીને માથું દુઃખવાનું કે એવું જ બીજું કોઈ નિમિત્ત બતાવીને હું કલાક દોઢ કલાક આરામ લેતી હતી, કે જેથી તેમના મનમાં કાંઈ ઓછું ન આવે.

ગાયવાડીમાં રહેવા આવ્યા પછી જેની અમારામાંના કોઇને કલ્પના પણ નહોતી, એવી એક પ્રકારની અમને ઘણી જ સારી આવક થવા લાગી, અને તે એ કે, એકવાર અમારી એક પાડોસણની સુવાવડનો વખત ઓચિંતો આવી લાગ્યો અને રાતે બાર કે એક વાગ્યાનો અમલ થયેલો હોવાથી તથા તે બાઇના ઘરમાં માત્ર તેનો ધણી જ હતો ને તે સોયાણીના ઘરથી અજાણ્યો હોવાથી માટીબૈયર બંને બહુ જ ગભરાયાં. એ વખતે હું નાટકમાંથી આવેલી હોવાથી અમે બધાં જાગતાં હતાં, એટલે મારી માતાને સલાહ પૂછવામાટે તે બાઇનો ધણી આવ્યો, અને તેને હિમત આપીને મારી માતાએ કહ્યું કે,—"ચિંતા ન કરો, સુયાણી નથી તો બધું કામ હું જ કરી આપીશ અને જરા પણ વાંધો આવે તો મને કહેજો." એ પછી દોઢ કલાકે તો તે બાઇને બાળક અવતર્યું, અને એવાં કાર્યોનો પૂર્ણ અનુભવ ધરાવનારી મારી માતાએ તે પ્રસંગને એવી તો દક્ષતાથી સંભાળી લીધો કે, બીજે દિવસે આખી ગાયવાડીમાં તેનાં વખાણ થવા લાગ્યાં. ધીમે ધીમે એકે બોલાવી, બીજાએ બોલાવી ને ત્રીજાએ બોલાવી, એમ કરતાં કરતાં એ તો ધંધો થઈ ગયો અને વગર માગે પૈસા પણ સારા આવવા લાગ્યા. મારી સાસૂએ પણ એ કામ કરવા માંડ્યું. બંને વેવાણો મળીને મહિને સોથી સવાસો રૂપિયા પેદા કરવા લાગી.

ખરેખર જો કોઈ પણ કળા આવડતી હોય, તો તે ખાસ કરીને પરદેશમાં તો બહુ જ ઉપયોગી થઈ પડે છે. આ પેદાશ આવતી થવાથી એક રીતે મારા હૃદયમાં એક નવીન બળ આવ્યું. મારા મનમાં પ્રથમ જે એવો ભય હતો કે જો હું નાટકની નોકરી છોડી દઇશ, તો મુંબઇમાં રહીને હાથી જેવા ખર્ચને કેમ કરીને નિભાવી શકાશે; પણ હવે તે ચિંતા ટળી ગઈ, અને મન એમ કહેવા લાગ્યું કે;—'ચંપા! ચિંતા ન કર; હવે તારી કમાણી આવતી અટકી જશે, તોપણ ગાડું ગબડવામાં વાંધો આવે તેમ નથી. એ તો ભગવાનનાં કામ ભગવાન્ કર્યા જ કરે છે. એક દરવાજો બંધ કરે છે, તો બીજા સો દરવાજા તે ઉઘાડી આપે છે.'' મારી માતા અને સાસૂના આ ધંધામાં પડવાથી એક બીજો લાભ એ પણ થયો કે, એના યોગે સારા સારા શેઠિયા અને મોટા મોટા વ્યાપારીઓના ઘરમાં જવા આવવાનો સંબંધ થતાં, કુલાબાના રૂના એક વ્યાપારીને ભલામણ કરવાથી મારા ધણી દેવલાને તેણે કુલાબાના રૂના એક દલાલ સાથે દલાલીનું કામ શીખવામાટે રાખી આપ્યો. શરૂઆતમાં જો કે એથી કાંઇ જાણવા જેવી આવકનો સંભવ નહોતો, પણ જો તે કામ શીખી જાય અને ચાર સારા વ્યાપારીઓ હાથમાં આવી જાય, તો ભવિષ્યમાં સારી કમાણી કરી શકે, એવી આશાથી જ તેને ત્યાં વળગાડી દેવામાં આવ્યો હતો. હાલ તરત અમારી આવકથી બધું ઠીકઠીક ચાલ્યા કરતું હતું, એટલે તેની આવકની એટલી બધી કાંઈ અમને દરકાર પણ નહોતી. કુલાબે જતો થવા પછી મુંબઈના વ્યાપારીઓની પેઠે ધોતિયું, બંડી, ડગલો, અને હુંગેરિયન કે બૅંગ્લોર કેપ, પગમાં સ્લીપર અને હાથમાં છત્રી વગેરે ઠાઠમાઠમાં આવી

જવાથી મારો જામનગરનો ખવાસ ધણી મુંબઇના ભાટિયા કે વાણિયાની બહાદુરના દેખાવમાં બરાબરી કરવા લાગ્યો, અને તેનું શરીર ધાટીલું હોવાથી એ પોશાક તેને સારો શોભતો પણ હતો અર્થાત્ અમારા ગૃહસંસારનો સર્વ રંગ બહુધા હાલ તરત તો એવી રીતે બદલાઈ ગયો અને અમે કાંઈક સારી હાલતમાં આવી ગયાં. મારી માતા ને સાસૂ તો વારંવાર એવા ઉદ્ગાર કાઢતી કે,–"આપણે મુંબઇમાં કોઈ એવા તો સારા ચોઘડિયામાં પગ મૂક્યો છે કે, આવતાંની સાથે જ ઈશ્વરની મહેર ને લીલાલ્હેર થઈ ગયાં ને મોજ કરીએ છીએ. ઈશ્વર આવો વખત સદા ટકાવી રાખે ને દેવલો દેવતવાળો થાય, એટલી જ ઈશ્વરને પ્રાર્થના છે.' ઇત્યાદિ.

નાટકને છોડવાનો તો મારો નિશ્ચય દૃઢ જ હતો, એટલે ભવિષ્યમાં જો કોઇવાર એવો જ નબળો વખત આવે, તો તે વખતને વીતાડવા માટે અવશ્ય કોઈ બીજી કળા શીખી રાખવી, એ વધારે સારું છે; એવી ધારણાથી કેટલીકવાર મારી માતા કે સાસૂ પાસેથી મેં અવકાશની વેળાએ પરિચારિકાના વ્યવસાયની માહિતી મેળવવા માંડી; માત્ર એટલું જ નહિ, પણ એવો કોઈ કેસ હાથમાં હોય, તે વેળાએ તે બેમાંથી કોઈ પણ એકની સાથે જઇને ઘણીકવાર હું તેના કામમાં પ્રત્યક્ષ જ્ઞાન–વ્યાવહારિક જ્ઞાનને મેળવવામાટે મદદગાર પણ થતી હતી. એથી મને પરિશ્રમ તો વેઠવો પડતો હતો, પણ તેટલા જ પ્રમાણમાં ધંધાનો ભેદ પણ મારા જાણવામાં આવતો હતો.

આ ધંધાથી જેમ એક તરફથી આટલા લાભ થયા, તે જ પ્રમાણે એક હાનિ પણ અવશ્ય થઈ. એ ધંધાના યોગે કાર્યપરત્વે ઘણાં સ્ત્રી અને પુરુષોની અમારા ઘરમાં આવજાવ થવા લાગી અને તે જ એ હાનિનું મુખ્ય કારણ થઈ પડ્યું. કોઈ સ્ત્રી પેટ બતાવવા આવે, તો કોઈ પુરુષ પોતાના ઘરમાં સ્ત્રીને કાંઈ શારીરિક ગુપ્ત વેદના થતાં મારી માતા કે સાસૂને બોલાવવા આવે; કોઈ સ્ત્રી વંધ્યત્વનિવારણનું ઔષધ લેવા આવે, તો કોઈ અબળા પ્રસૂતિના અનેકવારના પ્રસંગોથી કંટાળીને ભવિષ્યમાં પોતાને સગર્ભા થતી અટકાવવાનો ઉપાય પૂછવા આવે. બહુધા સ્ત્રીઓના રજોદોષના કેસ વધારે પ્રમાણમાં આવતા હતા, અને મુંબઇમાં સ્ત્રીઓમાં આ વ્યાધિ આવા ભયંકર પ્રમાણમાં પ્રસરેલો છે, એ પ્રથમ વાર જ આ વ્યવસાયના યોગે મારા જાણવામાં આવ્યું. સંસારમાં સર્વ સ્ત્રીપુરુષો સમાન હોતાં નથી, પાંચે આંગળી બરાબર નથી; તે પ્રમાણે જ્યારે કેટલીક સ્ત્રીઓ પોતાના શરીરમાંના વ્યાધિને ટાળવાના સદુદ્દેશથી આવતી હતી, ત્યારે કેટલીક કુલટાઓ વ્યાધિનું માત્ર બાહ્ય નિમિત્ત બતાવી, કોઈ બીજા જ હેતુથી ધીમેધીમે આવવા લાગી હતી. એ કુલટાઓ જ અંતે ભયાનક થઈ પડી અને તેથી મને વળી એક નવીન પ્રત્યક્ષ અનુભવ મળ્યો કે, જે સત્તાઓ ગૃહસ્થોના નિવાસસ્થાન તરીકે ઓળખાય છે, ત્યાં જ ખરી રીતે છૂપાં પાપો તથા ધિક્કારવાયોગ્ય વ્યભિચારનો સડો વધારે પ્રમાણમાં પ્રસરેલો દેખાય છે.

મારી નોકરીના જ્યારે પંદર દિવસ બાકી રહ્યા, તે વેળાએ બહુ સતાવવાથી મારા શેઠજીએ મને બેનિફિટ નાઈટ આપી. એ બેનિફિટનો દિવસ આઠ દશ દિવસ અગાઉથી નક્કી કરવામાં આવ્યો હતો તેથી અને તે સાથે મને કેટલીક અનુકૂળતા મળી જવાથી કેટલીક અડચણો ટળી જતાં સારી રીતે પાંચ પૈસા

મળ્યા, નહિ તો બધો તાલ જોવા જેવો જ થવાનો હતો; કારણ કે, બેનિફિટ નાઇટ એટલે ભિક્ષાવૃત્તિની રાત્રિ એવો એક સાધારણ નિયમ છે. આનું વર્ણન હું આ પછીના પ્રકરણમાં જ આપીશ. અત્યારે તો મારી બેનિફિટ નાઇટના દિવસે જ બનેલા એક બીજા બનાવનું કિંચિદ્ દિગ્દર્શન કરાવીશ.

જે દિવસે મારી બેનિફિટ નાઇટનો ખેલ હતો, તે દિવસે સવારમાં સાડા નવ વાગે હું રીહર્સલમાં બેઠી હતી, તેવામાં અચાનક મારો જૂનો આશક યૂસુફ આવી લાગ્યો, પણ તે જેને મેં દિલ્હીમાં છાડ્યો હતો તે જ યૂસુફ હતો ખરો? યૂસુફ તો તે જ હતો, પણ તે સમયના અને અત્યારના યૂસુફની બાહ્ય તેમ જ આંતરિક સ્થિતિમાં અવની અને આકાશ જેટલો અંતર પડી ગયો હતો. મદનમૂર્તિ અને પ્રફુલ્લવદન આકર્ષક યૂસુફને બદલે નિસ્તેજવદન અને પ્રેતમૂર્તિ સમાન એક વ્યક્તિને મેં મારા સમક્ષ ઉભેલી જોઈ. પ્રથમ તો હું તેને દૂરથી ઓળખી પણ ન શકી અને પાસે આવી તેને ઓળખતાં જ હું કાવરીબાવરી બની ગઈ. તેનામાં બોલવાની શક્તિ પણ નહોતી. જો કે હવે કોઈ પણ પ્રકારનો તેની જોડે સંબંધ રાખવાનો મારો મનોભાવ નહોતો, છતાં પૂર્વ સંબંધના સ્મરણથી મારા હૃદયમાં તેને જોતાં દયા આવી અને હું તેને કોઈ પણ રીતે મારે ઘેર લઈ જઈ શકું, એવી સ્થિતિમાં ન હોવાથી હાલ તરત કંપનીમાં જ રહેવાની ગોઠવણ કરી આપી. શેઠને ઍક્ટરોની અગત્ય હોવાથી તેણે યૂસુફને આદરપૂર્વક આશ્રય આપ્યો અને હવે એના લીધે કદાચિત્ હું પણ નોકરીમાં જોડાઈ રહીશ, એવી આશા દર્શાવનારા ઉદ્‍ગારો તે માર્મિકતાથી કાઢવા લાગ્યો. મારી સ્થિતિમાં જે પરિવર્તન થયું હતું અને મારું જીવન તેથી કેટલેક અંશે બદલાઈ ગયું હતું, એની તે બિચારાને હજી પૂરેપૂરી ખબર પડી નહોતી. રીહર્સલ ખલાસ થવાપછી ડ્રેસરૂમમાં યૂસુફને બોલાવી મેં પૂછ્યું:—યૂસુફ! તમારી આવી હાલત થવાનું કારણ?"

"ફક્ત કિસ્મતની ખૂબી, પાપીની નૌકા છેવટે કિનારાપર આવીને ડૂબી!" યૂસુફે નિઃશ્વાસ નાખીને કહ્યું.

"એવું તમારા હાથે શું પાપ થયું છે?" મેં પાછો સવાલ કર્યો.

"મારી રગેરગમાં ભયંકર વેદના થાય છે અને તેમાં વળી લાંબી મુસાફરી કરીને આવ્યો છું એટલે મારામાં બોલવાની જરા પણ શક્તિ નથી. આજનો દિવસ મને આરામ લેવા દે એટલે કાલે મારી બધી કર્મકથા નીરાંતે સંભળાવીશ. આ કર્મકથા તમને સંભળાવવામાટે અને તમારા હાથોમાં મરી જવામાટે જ આવી હાલત છતાં મેં મુંબઈ સુધી આવવાનું સાહસ કર્યું છે." યૂસુફે કહ્યું.

હું તેને આશ્વાસન આપી ઘેર ચાલી ગઈ; તે પાછી ઠેઠ રાતે નાટક વખતે આવી. રાતે રોજ કરતાં હું કાંઇક વહેલી આવી હતી, કારણ કે ખેલ બેનિફિટ નાઇટનો હતો.

---

## પ્રકરણ ૨૮ મું
### બેનિફિટ નાઇટ!

એ રાત્રે લગભગ પોણોસો રૂપિયાનો ખર્ચ કરીને મારા તરફથી નાટકશાળાને ફૂલપાનથી સુશોભિત રીતે શૃંગારવામાં આવી હતી અને નાટક જોવા

પધારનાર સદ્‌ગૃહસ્થ તથા સન્નારીઓને આવકાર આપવામાટે એક અંગ્રેજી બૅંડ પણ હાજર રાખવામાં આવ્યું હતું. આવી બેનિફિટ નાઇટના પ્રસંગે જો સારા સારા નાગરિકો, સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ સારી સંખ્યામાં પધારે, ચાલતા નાટકમાં વચ્ચે સ્ટેજપર એક સારો મેળાવડો થાય અને કોઈ પ્રસિદ્ધ નાગરિક, પદવીધર કે ધનાઢ્ય ગૃહસ્થને પ્રમુખપદે બેસાડી તેના વરદ હસ્તે તે દિવસની આવક તથા બીજી ભેટ સોગાદની બહારથી આવેલી ચીજો જેની બેનિફિટ નાઇટ હોય તે ઍક્ટર કે ઍક્ટ્રેસને તાળીઓના ગગડાટ અને લાંબા ભાષણો વચ્ચે અપાય તો જ તે બેનીફિટ નાઇટ થયેલી કહેવાય, એવી આજકાલની એક ફેશન થઈ પડેલી હોવાથી આ બધો બાહ્ય આડંબર કરવાનો મારે આઠ દિવસ અગાઉથી પ્રયત્ન કરવો પડ્યો હતો. જેને જેને મેં એ પ્રસંગે પ્રમુખ થવાની પ્રાર્થના કરી, તે સર્વમાંના કોઇએ કાંઈ નિમિત્ત બતાવીને એ વાતને ઉડાવી દીધી તો કેટલાક સ્પષ્ટવક્તાઓએ સ્પષ્ટતાથી એમ જણાવી દીધું કે—"જુઓને મિસ મેનકા, અમે કળાવતીઓને ત્યાં જઈ સંગીત સાંભળવાના પૂરા રસીલા અને તમારા જેવી નટીઓના ખાસ ચાહનારા તથા વખાણનારા હોવા છતાં લાચાર છીએ કે, આવા પ્રસંગે તમને અપાયલી બેનિફિટ નાઇટના મેળાવડામાં જાહેર રીતે પ્રમુખપદે વિરાજીને તમારી પ્રશંસા કરી શકતા નથી ! જો કે અમે જાણીએ છીએ કે, આ એક પ્રકારની અમારી માનસિક દુર્બળતા છે, છતાં જનસમાજની લજ્જાને અમે ત્યાગી શકતા નથી. તમારી પાંચ પચાસની ટિકિટો ખરીદીએ અને બીજી અમારાથી બને તે છૂપી મદદ આપીએ, પણ આમાટે તો માફ કરો." સારાંશ કે, ઘણાક શેઠિયાઓએ ટિકિટો સારી સખ્યામાં ખરીદી, પણ પ્રમુખપદે વિરાજવાની કોઇએ પણ હા પાડી નહિ. છેવટે મારા એક ઘણા જ સારા વખાણનાર, પણ નટી કરતાં નાટકમાં સ્ત્રીની ભૂમિકા ભજવનાર નમૂછિયા બાળક—કોમળ બાળક—જાટોપર અંતરનો અધિક અનુરાગ રાખનાર રા. દ્વારિકાચંદ્ર ગિરિરાજદાસ નામના ધનાઢ્ય પુરુષ—એક નામાંકિત ગૃહસ્થ પાસે હું ગઈ, અને તેને મારી નિરાશાનો ઇત્થંભૂત વૃત્તાંત કહી સભળાવીને મેં કહ્યુ કે:—"હવે તો યાતો આપ પોતે પ્રમુખપદે વિરાજો અને નહિ તો બીજા એવા કોઈ યોગ્ય પુરુષની વ્યવસ્થા કરી આપો કે જેથી આ પ્રસંગ સારી રીતે પસાર થઈ જાય અને મારી વાહવાહ બોલાય. જો આટલું કાર્ય પણ આપ ન કરી શકો, તો પછી આપ જેવા નામાંકિત નરોના સમાગમનું ફળ શું વારુ ?" મારા આ બોલવાથી શેઠ કાંઈક પીગળ્યા અને બોલ્યા કે:—"વારુ આવતી કાલે સાંઝે મને જરા મળી જજો; તે પહેલાં હું બધી ગોઠવણ કરી રાખુ છું. આ વિષે હવે તમારે લેશ માત્ર પણ કાળજી કે ફિકર રાખવી નહિ." આશાથી પ્રફુલ્લ વદને હું પાછી ફરી અને બીજે દિવસે ગઈ, એટલે તેમણે પોતાના વચન પ્રમાણે મદ્રાસથી આવેલા તેમના કોઇ કોટ્યાધીશ અને અતિશય પ્રસિદ્ધ રઘુનંદન શેઠ નામના મિત્રને પ્રમુખ તરીકે બેસવામાટેની મેળવેલી અનુમતિની વાત કહી અને તેમનું નામ વર્તમાનપત્ર તથા હસ્તપત્રકોમાં છપાવવાની પરવાનગી પણ આપી દીધી. તે પ્રમાણે તે કોટ્યપતિ રઘુનંદન શેઠનું નામ પ્રસિદ્ધિમાં મૂકાયું, અને તેમના પ્રમુખપદ તથા એક વગવાળા મેળાવડા સમક્ષ નાટક ભજવાવાનું નક્કી થઈ ચૂક્યું.

એ રઘુનંદન શેઠ મૂળ ગુજરાતના વતની હોવાથી ભલે મદ્રાસમાં રહે

તેઓ લાંબા કાળથી વસતા હોય તોય ગુજરાતી પોશાકમાં જ આવશે, એવી મારી કલ્પના હતી; પણ જ્યારે તેમને મેં લખનૌની પદ્ધતિની તંગ ચૂડીદાર રેશમી સુરવાલ, મખમલનો ઝીક ટીકીથી ભરેલો કોટ અને જરીનો કીમતી સાફો આદિ ગુજરાતી તથા મદ્રાસી–બન્ને દેશવાસીઓ–ના પોશાકથી ભિન્ન તૃતીય પ્રકારના પોશાકમાં જ આવેલા જોયા, ત્યારે મારા આશ્ચર્યનો અવધિ થઈ ગયો. એ વખતનો તેમનો દેખાવ રામપુરના નવ્વાબ કે ગવાલિયરના રાજકુમાર જેવો જ લાગતો હતો. તેમનામાટે ઓડિયન્સના, સ્ટેજ પાસેના આગલા ભાગમાં જ રખાવેલા કોચપર બેઠા પછી જ્યારે શેઠજીએ સાફો ઉતારી, નોકરની પાસેના ડબ્બામાંથી લંબગોળ ઘાટની ઝીકની આખી ભરેલી ટોપી પહેરી લીધી, તે વેળાએ તેમનો દેખાવ વળી ગુસાંઇજીના બાળક જેવો દૃષ્ટિગોચર થવા લાગ્યો. માત્ર તેમનો ભાલપ્રદેશ તેઓ પરમ વૈષ્ણવ હોવા છતાં અત્યારે તિલકવિહીન હતો એટલી જ ન્યૂનતા હતી. જો કે તેની સાધારણ ગૌર લંબગોળ મુખાકૃતિ અને સાધારણ પુષ્ટ તથા ઘાટીલી શરીરાકૃતિમાં કાંઇક પ્રભાવ હતો ખરો, છતાં ચોત્રીસ પાંત્રીસ વર્ષની અવસ્થામાં મુખમંડળમાં જે તેજસ્વિતા એકપત્નીવ્રતના યોગે રહેલી હોય છે, તેને બદલે તેની મુખમુદ્રામાં અતિશય વિલાસપ્રિયતા અને અતિશય રસિકતાના યોગે આવતી શ્યામતાની છટા પ્રત્યક્ષ દેખાઈ આવતી હતી, અને તેથી સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું કે, એ પુરુષ અવશ્ય વિલાસપ્રિયતાના વિષયમાં બહુ જ આગળ વધેલો હોવો જોઇએ.

ટાઇમ થતાં જ ડ્રોપ ઉંચકાયો અને નાટકનો આરંભ થયો. બીજા અંકની અધવચમાં સ્ટેજપર મેળાવડો કરવામાં આવ્યો. કેટલાક ગૃહસ્થો ઓડિયન્સમાંથી ઉઠીને ઉપર આવી ગાદીવાળી કુરસીઓપર બેઠા તો ખરા, પણ પ્રથમ આગળ પડીને બોલવાની કોઇની પણ હિમત ચાલી નહિ. છેવટે અમારી કંપનીના એક ઍક્ટરે–કે જેનો તે દિવસે પાઠ ન હોવાથી જે પોતાના હમેશના પોષાકમાં જ આવ્યો હતો–રઘુનંદન શેઠને પ્રમુખના આસને વિરાજવાની પ્રાર્થના કરી અને તેને બીજા એક સાધારણ ગૃહસ્થે ટેકો આપતાં શેઠ પ્રમુખની કુરસીપર વિરાજી ગયા.

તેમના પ્રમુખપદે વિરાજ્યા પછી જે ઍક્ટરે તેમને પ્રમુખના આસને વિરાજવાની પ્રાર્થના કરી હતી, તે જ ઍક્ટરે પોતાના ભાષણની શરૂઆત કરીને કહ્યું કેઃ– "મેહરબાન પ્રમુખ સાહેબ ! પધારેલા સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ ! આજનો મેળાવડો કોઈ રણવિજેતાને તેના રણભૂમિમાંના પરાક્રમો માટે માન આપવાનો કે કોઈ ગૃહસ્થને રાવબહાદુર કે. જે. પી. ની પદવી મળ્યાની ખુશાલી બતાવવાનો નથી; કિન્તુ નાટકમાં પોતાને મળતી ભૂમિકા દક્ષતાથી ભજવી પ્રેક્ષકોના મનને રંજિત કરનારી એક નટીની કંપનીના માલિક તરફથી જે કદર કરવામાં આવી છે તેનો જ આ એક સાધારણ મેળાવડો છે. છતાં પ્રેક્ષકોએ ઉત્સાહથી પધારી મનોરંજનનાં સાધનો પ્રતિનો પોતાનો સારો ભાવ બતાવી આપ્યો છે, અને અમને ઉત્તેજન આપ્યું છે એ માટે અમો નટવર્ગના મનુષ્યો મુંબઇના રસિક નાટ્યપ્રેક્ષકોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ કે જે અમારું કર્તવ્ય છે. હું પ્રેક્ષકોનો વધારે સમય ન લેતાં, અધ્યક્ષ સાહેબને આ પર્સ અને બીજી ચીજો મિસ મેનકાને પોતાના વરદહસ્તે અર્પવાની નમ્રતાયુક્ત પ્રાર્થના કરું છું."

આટલું બોલીને તે વાચાળ ઍક્ટર બેસી ગયો અને ત્યાર પછી પ્રમુખ સાહેબનો વારો આવી પહોંચ્યો. તેઓ ઉભા થઇને બોલ્યા કેઃ—

સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ! જેવી રીતે યુદ્ધ પછી શાંતિની, પરિશ્રમ પછી વિશ્રાંતિની, અને જાગરણ પછી નિદ્રાની આવશ્યકતા હોય છે, તે જ પ્રમાણે અનેક સાંસારિક અને વ્યાવહારિક પ્રપંચોના વિચારથી શ્રમિત થયેલા મનને આનંદ—માનસિક આનંદ—ની પણ તેટલી જ કિંબહુના તેના કરતાં પણ અધિક આવશ્યકતા હોય છે, એવી મારી માન્યતા છે અને એટલામાટે જ સર્વ ભિન્નભિન્ન દેશોમાં દેશકાળ પરિસ્થિત્યનુસાર આવા મનોરંજનના નાનાવિધ પ્રકારો ઉત્પન્ન થયેલા છે અને તે અત્યારે પણ પ્રચલિત છે. મનોરંજનના સર્વ પ્રકારો કરતાં નાટક વિશેષ ઉત્તમ છે; કારણ કે નાટકમાંથી પ્રેક્ષકોને મનોરંજન સાથે બોધનો પણ કેટલોક યોગ્ય ભાગ પ્રાપ્ત થઈ શકે છે, અને એટલામાટે જ કહેવામાં આવ્યું છે કે, "काव्येषु नाटकं रम्यम्" અર્થાત્ કાવ્યોમાં નાટક રમ્ય છે. પરંતુ નાટકની રમ્યતા, મનોરંજકતા તથા બોધકતાનો સર્વ આધાર પાત્રોની દક્ષતાપર જ રહેલો છે. કોઈવાર જો કવિનો લેખ કાંઈક નિર્બળ હોય, છતાં પાત્રો સારાં હોય તો તે નિર્બળ લેખને પણ બળવાન્ બનાવી દીપાવી દે છે; અને તેથી વિરુદ્ધ ગમે તેટલો બળવાન્ લેખપણ નિર્બળ અને માલ વગરનાં પાત્રોના હાથે તદ્દન મારો જાય છે. આ કારણથી યોગ્ય નટ અને નટીઓની જેટલી પણ કદર બૂઝવામાં આવે, તેટલી ઓછી છે. આ નાટકમંડળીના કદરદાન માલિકે પોતાની કંપનીની એક પ્રસિદ્ધ અને પ્રજાપ્રિય નટી મિસ ચંપા અથવા જે મિસ મેનકાના નામથી વિશેષ વિખ્યાત છે, (તાળીઓ) તેની આજે આવી રીતે કદર બૂઝીને બેનિફિટ નાઇટ આપી છે, તે માટે ખરેખર આપણુ સર્વેએ તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવો ઘટે છે. આપણે ઇચ્છીશું કે નટો અને નટીઓને આવા લાભના અનેક પ્રસગો તેમના માલિકો તરફથી પ્રાપ્ત થાઓ, તેમનો આ વ્યવસાયમાંનો ઉત્સાહ વધતો જાઓ, અને નાટ્યકળા કે જે અત્યારે કેટલેક અંશે અવનતિને પ્રાપ્ત થયેલી છે, તેની પુનઃ એકવાર પૂર્ણ ઉન્નતિ થાઓ! વળી આપણા દેશમાં કે જ્યાં સ્ત્રીની ભૂમિકા પુરુષોએ ભજવવાનો રિવાજ છે અને તેથી ઘણીક વાર રંગભૂમિપર સ્ત્રીત્વનો વધ થતો જોવામાં આવે છે. ત્યાં જે સ્ત્રીઓ હિંમતથી આગળ પડી આ નાટકના ધંધાને સ્વીકારી નાટ્યકળાની સંપૂર્ણતાના મુખ્ય સાધનરૂપ થાય છે, તેવી સ્ત્રીઓ—નટીઓ—ને તો વળી નટો કરતાં અધિક ઉત્તેજન આપવાની આવશ્યકતા છે; કારણ કે, એથી સ્ત્રીઓ આ વ્યવસાયમાં વિશેષ સંખ્યામાં જોડાશે અને તેથી એ કોમળ જાતિ વિનાની જે રંગભૂમિ સ્મશાનતુલ્ય દેખાય છે તે સ્વર્ગતુલ્ય દેખાશે. આપણા શાસ્ત્રમાં કહેલું છે કે 'गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते' એટલે કે, ગૃહિણી વિનાનુ ગૃહ અરણ્ય કરતાં પણ અધિક ભયાનક છે; મારું તો એમ માનવું છે કે, જ્યાં સ્ત્રીનો નિવાસ નથી, તે ભલેને નંદનવન હોય, છતાં સ્મશાન કરતાં પણ અધિક ભયંકર છે અને સ્મશાનમાં પણ જો સુંદરીનો સહવાસ હોય તો તે સ્મશાન નંદનવન કરતાં પણ અધિક રમણીય છે. તો પછી રંગભૂમિના મૂળ શૃંગારરૂપ રમણી જ જો રંગભૂમિપર ન હોય, તો તે રંગભૂમિ એટલી આકર્ષક અને મનોહર ન જ રહી શકે, એ સ્વા-

ભાવિક જ છે. આપ સર્વ રસિક હોવાથી મારી માર્મિકતાને સારી રીતે સમજી શક્યા હશો જ, એટલે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. હવે વધારે વેળાનો વ્યય ન કરતાં હું મારા આજના કાર્યની સમાપ્તિ કરીશ." એમ બોલી તેમણે મને સંબોધી કહ્યું કે:-"મિસ મેનકા! તમને આજની આ પંદરસો રૂપિયા આવકની પર્સ અને બેચાર શુભેચ્છકો તરફથી આવેલી બંગડી, વીંટી, સાડી તથા શાલ ઈત્યાદિ વસ્તુઓ આદિ મારા હાથે અર્પતાં મને બહુ જ હર્ષ થાય છે અને હું ઇચ્છું છું કે, તમે પોતાની કળામાં ઉન્નતિ મેળવતાં રહો, અને તમને આવી અનેક બેનિફિટ નાઇટો મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાઓ," આમ કહી તે પર્સ અને વસ્તુઓ આપવા સાથે પ્રમુખ સાહેબે મારા ગળામાં ફૂલોનો હાર પહેરાવ્યો. મેં પ્રમુખ સાહેબ, મારા શેઠ અને પ્રેક્ષકોનો ઘટતા શબ્દોમાં આભાર માન્યો અને છેવટે પ્રમુખ સાહેબ તથા અન્ય ગૃહસ્થોને હારતુરો અર્પી, પ્રમુખનો માલિક તરફથી ઉપકાર મનાવા સાથે મેળાવડો બરખાસ્ત થયો અને નાટકને આગળ લંબાવવામાં આવ્યું.

પ્રમુખ સાહેબ અને તેમના લાગતા વળગતા બીજા પાંચ પંદર માણસોમાટે ચાહેકૉફીની અંદર જુદી ગોઠવણ કરવામાં આવી હતી, એટલે તેમને ત્યાં બોલાવ્યા અને રઘુનંદન શેઠને કૉફીનો કપ મેં મારા હાથે જ આપ્યો. એ વેળાએ પણ તેમણે મારી મુક્તકંઠે પ્રશંસા કરી અને ખાસ ભાર આપીને કહ્યું કે:-"મિસ મેનકા! તમારી નાટ્યકળાથી હું બહુ જ પ્રસન્ન થયો છું, અને તે એટલી હદ સુધી કે શબ્દોદ્વારા મારી તે આંતરિક પ્રસન્નતાને વ્યક્ત કરવા હું સર્વથા અસમર્થ છું. અત્યારે તો મારાથી કાંઇ અધિક કરી શકાય તેમ નથી, પણ મારો તમને ખાસ આગ્રહ છે કે, તમે એક વાર ખાસ મદ્રાસ આવો એટલે ત્યાં મારાથી જે કાંઇ બની શકશે, તે સર્વ હું તમારા માટે કરીશ. આ લ્યો મારા નામનો કાર્ડ;" એમ કહીને તેણે પોતાના નામનો કાર્ડ મારા હાથમાં આપ્યો.

"આપ જેવા લક્ષ્મીપુત્રોની અમો અબળા જાતિ અને તે પણ વળી નાટકમાં નાચનારી નટીઓ પ્રતિ આટલી બધી ઉંડી લાગણી છે, એ ખરેખર અમારાં સદ્ભાગ્ય જ કહી શકાય. આપની કૃપા છે તો અમારું કલ્યાણ જ થવાનું. હું એકવાર અવશ્ય મદ્રાસ આવીશ, અને આપની કૃપાનો લાભ લઇશ." કાર્ડ લઈને મેં એ પ્રમાણેનો વિવેક દર્શાવ્યો.

ચાહે કૉફી લીધા પછી પાછા સર્વ જઇને નાટક જોવા બેઠા. મારા મનમાં તો એવી આશા હતી કે, આટલા મોટા કોટ્યાધીશ શેઠ આજે પ્રમુખપદે આવ્યા છે તો અવશ્ય મારાપર બસેં પાંચસેની નવાજિશ કરશે. પણ બસેંપાંચસેને બદલે બે પાંચની રકમ પણ જોવામાં ન આવી. પોતાનાં પાંચ સાત માણસો માટે તેમણે જે સીટસ્ રખાવી હતી, તેના પૈસા પણ તત્કાળ આવ્યા નહિ. આપણે 'હશે, બળ્યું કોઈ ન આવ્યું તો ન આવ્યું, પણ પ્રસંગ તો સારી રીતે પસાર થઈ ગયો' એમ ધારીને સંતોષ માની લીધો. એટલામાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો. એક દમણિયો દરજી સ્મૉલ કૉઝિસ કોર્ટનો સમન્સ લઇને બેલીફ સાથે આવી લાગ્યો અને રઘુનંદન શેઠને તે આપવાની ધાંધલધૂંધલ કરવા લાગ્યો, જો કે રાતની વખતે સમન્સ આપવાનો સાધારણ નિયમ નથી, પણ તેવી ખાસ

પરવાનગી મેળવી એફીડેવીટ કરીને તે દરજી રાતે નાટકમાં સમન્સ લાવ્યો હતો અને તે એટલામાટે કે મુંબઇમાં આવ્યા પછી શેઠે પોતાની સ્ત્રીમાટે તેની પાસે કેટલાંક પોલકાં સીવડાવ્યા હતાં અને સાડીઓપર કિનારીઓ મૂકાવી હતી, અને બિલ ચૂકવતાં શેઠના પેટમાં ચુંક આવતી હતી, એમ પાછળથી જાણવામાં આવ્યું. શેઠ ગભરાયા, એક મિત્રદ્વારા તે દરજીને સમજાવી લફરું પતાવી નાખ્યું અને પછી મનમાં જરાક ઓછપ લાગવાથી પોતાના માણસો તથા મિત્રોને લઇને તરત તેઓ પોતાના ઉતારે ચાલ્યા ગયા મોટામોટા માણસોની જ્યાં આવી હાલત હોય, ત્યાં સાધારણ સ્થિતિના લોકોપર સ્મૉલ કૉજિસ કોર્ટના સમન્સની બજાવણીઓ થાય, તો તેમાં શી નવાઇ વારુ? એ તો દુનિયા એમ જ ચાલે છે.

બીજે દિવસે સાંજે દ્વારિકાચંદ્ર શેઠનો માણસ આવ્યો અને તેણે મને પચીસ રૂપિયા આપીને કહ્યું કેઃ-"આ રૂપિયા પચીસ રઘુનંદન શેઠે મોકલ્યા છે તે લ્યો." ભાગતા ભૂતની લંગોટી જ સહી, એ ન્યાયથી મેં પચીસ રૂપિયાનો પણ આનંદથી સ્વીકાર કરી લીધો અને તે પણ વળી મોટા ઉપકાર સાથે. કેટલાક દિવસ પછી એક દિવસ નાટક જોવા આવેલા દ્વારિકાચંદ્ર શેઠ સ્ટેજપર આવ્યા અને તેમણે જણાવ્યું કે, એ પચીસ રૂપિયા પણ તેને કેટલું કહેવામાં આવ્યું ત્યારે માંડમાંડ તેણે કાઢ્યા હતા. અસ્તુ.

અર્થાત્ બેનિફિટ નાઇટથી પંદરસો રૂપિયા રોકડા અને ત્રણસેંથી સાડા-ત્રણસેંની બીજી ચીજો મળી કુલ રૂપિયા સાડા અઢારસેંની આવક થઈ; તેમાંથી રૂપિયા દોઢસેં હસ્તપત્રક બેંડ અને ફૂલપાનથી નાટકશાળાને શૃંગારવા વગેરેના ખર્ચના જતાં રૂપિયા સત્તરસેં મારી પેટીમાં પડી ગયા અને આગળના રૂપિયા હજારેક મારી પાસે હતા એટલે સત્તાવીસસેં રૂપિયા કોઈ સારા શાહુકારની પેઢીપર અથવા તો કોઈ સારી બેન્કમાં અમુક મુદતને માટે વ્યાજે રાખવાનો મારો વિચાર થયો અને તે વિચાર મેં મારી પડોસમાં રહેતા એક ભાટિયા ગૃહસ્થને મારી માતા દ્વારા જણાવ્યો. પણ તે ભલા ગૃહસ્થે એવો અભિપ્રાય આપ્યો કેઃ-"બાઈ ! આજકાલ એવો ખરાબ વખત ચાલે છે કે, ગમે તેવી ધીકતી વેપારી પેઢી કે મોટી બેન્ક ક્યારે દીવાળુ ફુંકશે અને ક્યારે ફડચામાં જશે, એ વિષે નક્કી કાંઈ પણ કહી શકાતું નથી. આજકાલ એવા દાખલા ઘણા બને છે કે, ગઈ કાલે સાંજ સુધી અમુક પેઢીએ બજારમાં બિજનેસ કર્યું હોય અને આજે સવારમાં દરવાજાપર સીલ મરાઈ જાય; તેમ જ જે બેન્કે ગઈ કાલ સુધીમાં નાણાં ડિપોજિટ રાખ્યાં હોય તેનું આજે સવારમાં દીવાળું ફુંકાયલું જાહેર થાય આ કારણથી કૈક બિચારા ગરીબગુરબા પૈસા પૈ વગરના થઇ ગયા છે, અનેક વિધવાઓ કે જેઓ પોતાના પૈસાના વ્યાજપર ગુજરાન ચલાવતી હતી, તેઓ ભૂખે મરતી નિરાધાર બની બેઠી છે તથા ઘણા પૈસાદારો કંગાલ અવસ્થામાં આવી પડ્યા છે. એટલે હું ક્યાંય પણ હાલ તુરત પૈસા મૂકવાની તમને ભલામણ કરી શકતો નથી; કારણ કે, જો તમારી પાસે લાખ પચાસ હજારની પૂંજી હોય અને એ ત્રણ હજાર જાય તોય ચિંતા નહિ; પણ આ તો જો જાય તો ઘરની ઘરવખરી જવાનો જ હિસાબ થાય અને તમારી હાલત ધોબીના કૂતરા જેવી જ થઈ જાય. એના કરતાં કાં તો સાડાત્રણ ટકાની પરમેસરી લો અથવા નાણાં ઘરમાં

રાખી મૂકો અથવા દાગીનો કરાવો. એથી કદાચિત્ વ્યાજ નહિ આવે, પણ મૂળ રકમ તો જળવાઈ રહેશે. જોખમમાં ઉતરવાનું કામ તમારું નથી. માત્ર એક મુંબઈ બેન્ક સારી છે પણ ત્યાં વ્યાજ નામમાત્રનું જ મળશે એટલે મૂકવું ન મૂકવું બરાબર છે. છતાં પૈસા સંભાળવાની ખટપટથી બચવું હોય અને દાગીના ન કરાવવા હોય તો વ્યાજનો લોભ ન રાખતાં નાણાં મુંબઈ બેન્કમાં જ મૂકો." અંતે તેની મદદથી એ નાણાં મારા નામે મુંબઈ બેન્કમાં મૂકવામાં આવ્યાં એટલે ઘરમાંથી જોખમ દૂર થતાં અમે એક પ્રકારની ચિંતાથી મુક્ત થયાં. પૈસા જેમ સુખદાયક છે તેમ તેમને સંભાળવામાટે પીડા પણ તેટલી જ ભોગવવી પડે છે, એનો મને આજે પ્રથમવાર જ પ્રત્યક્ષ અનુભવ મળ્યો.

* * * * *

બેનિફિટ નાઇટના નાટકને વળતે દિવસે રાતે હું નાટકશાળામાંની રૂમમાં જ્યાં મેં યૂસુફને રાખ્યો હતો ત્યાં તેને મળવા ગઈ. યૂસુફ બહુ જ અસ્વસ્થ અને બેચેનીની હાલતમાં હતો. હું ત્યાં ગઈ ત્યારે તે કોચપર પડ્યો હતો અને "યા ખુદા! યા દસ્તગીર!" એવા શબ્દો તેના મુખમાંથી નીકળ્યાં કરતા હતા. મને આવેલી જોઇને તેણે ઉઠીને બેસવાનો યત્ન કર્યો પણ એમ કરતાં તેને બહુ જ દુઃખ થતુ હોવું જોઇએ, એમ મારા જોવામા આવ્યું એટલે મેં તેને કહ્યું કે:—"યૂસુફ, તમારાથી ન ઉઠી શકાતુ હોય તો ભલે કોચપર સૂતા રહો, હું ખુરસી લાવીને તમારી પાસે બેસું છું અને તમારી વાત સાંભળું છુ. તમે પહેલાં એ તો જણાવો કે, તમને એવો તે શો અને કયો ભયંકર રોગ લાગૂ પડ્યો છે કે, જેણે તમારી આવી ભયાનક દુર્દશા કરી નાખી છે?"

"ચંપા, હું શું કહું મારાં કુકૃત્ય—મારા દુરાચાર—નું વર્ણન કરતાં પણ મને શરમ આવે છે; પણ હવે કહ્યા વિના છૂટકો નથી; કારણ કે, હું તારો બેવફા આશક હતો અને મારી બેવફાઇનો બદલો મને બરાબર મળી ચૂકયો છે, એ તને જણાવવામાટે તો હું આટલી જહેમત ઉઠાવીને આવી હાલતમાં તારા દરવાજા સુધી આવી પહોંચ્યો છું. તુ મને ધિક્કારીશ કે મારા નામપર લાનત વર્ષાવીશ, એની હવે મને જરા પણ દરકાર નથી; કારણ કે, હવે જીવવાની આશા મારા હૃદયમાં રહી જ નથી. હું જે રોગ બહુજનગામિની રોગિષ્ઠ વેશ્યાના સમાગમથી ઉત્પન્ન થાય છે અને તમારા આયુર્વેદિકમાં વિસ્ફોટક, યુનાનીમાં આતફિરંગ તથા અંગ્રેજીમાં સિફિલિસના નામથી ઓળખાય છે, તે મહા દુષ્ટ અને ચેપી રોગથી પીડાઉં છુ અને તેનાં મૂળિયાં મારા શરીરમાં એટલાં બધાં ઉંડાં ઉતરી ગયાં છે કે, હવે એ રોગથી મુક્ત થવાનો મારામાટે મારા અભિપ્રાય પ્રમાણે જરા પણ સંભવ નથી." યૂસુફે અટકી અટકી અને વચ્ચે વારંવાર નિ.શ્વાસ નાખીને કહ્યું.

"આટલી હદ સુધી નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. અહીં મુંબઇમાં ઘણા હુશિયાર ડૉકટરો છે. તેમાંના કોઈ ડૉકટરને તમારા ઉપચારનું કાર્ય સોંપીશું તો આશા છે કે તમે સારા થઇ જશો. એ તો બધું થઇ રહેશે, પણ આ રોગ તમને કયાંથી અને કેવી રીતે થયો, એ હું જાણવા માગું છુ." ચંપાએ પાછો તેનો તે જ સવાલ બીજી વાર રજૂ કર્યો.

"ચંપા! આપણો જેવો અને જે સંબંધ ચાલતો હતો, તેટલામાં જ સંતોષ

માની તે સંબંધને જાળવીને હું બેસી રહ્યો હોત, તો આજે આમ રીબાઇ રીબાઇને કૂતરાના મોતે મરી જવાનો પ્રસંગ મારા માટે આવત નહિ. પણ 'અબ પછતાનેસે હાસિલ કયા, જબ ચિડિયા ચુગ ગઇ ખેત !' જે થવાનું હતું તે થઇ ગયુ છે, એટલે હવે એનું નવેસરથી વર્ણન કરતાં મારા જિગરનો ઘા પાછો તાજો થશે અને જેનાપર એક વાર તેં પોતાના જીવનને ઓવારી નાંખ્યું હતું, તે તારો માશૂક આટલી હદ સુધી નાદાન, બેવકૂફ, કમીનો તથા બાજારી છે એમ જાણીને તારા હૃદયમાં પણ નવીન આઘાત થશે અને તે તને હાનિ પહોંચાડશે. એટલામાટે જો વાતને આટલેથી જ માંડી વાળે તો વધારે સારું. એકવાર મારી વફાદાર અને જાંનિસાર આશક ચંપાનું મોઢું જોવાની અને તેની સાથે ચાર વાતો કરવાની મારી જે તમન્ના હતી તે બારીતાલાએ પૂરી કરી છે, એટલે હવે મોત આવી જાય તો તેનો મને ગમ નથી.'' આટલું બોલતાં તો એકદમ તેના જીવમાં ગભરાટ થવા લાગ્યો, વેદના અસહ્ય થવાથી તેણે એક ભયંકર ચીસ પાડી અને થોડી વારમાં જ બેહોશ થઇ ગયો.

તેની ચીસ સાંભળી નીચે બેઠેલા અમારા શેઠજી ઉપર દોડી આવ્યા અને યૂસુફની આવી હાલત જોઇને ગભરાઈ ગયા. તેમણે મને કહ્યુ કે:—''ચંપા આને તો હવે હૉસ્પિટલમાં મોકલી આપીએ તો સારું; કારણ કે, જો અહીં કાંઈ વિપરીત પરિણામ આવશે, તો આપણી વિલક્ષણ અવસ્થા થઈ પડશે.''

''તમે ચિંતા ન કરો. અત્યારે તો મારા ખર્ચે કોઈ સારા ડૉક્ટરને બોલાવી મંગાવો અને ચાંપતા ઇલાજ કરાવો. જરાક તબિયત ઠીક થશે એટલે એક કે બે દિવસમાં હું એમનામાટે બહાર રહેવા વગેરેનો બંદોબસ્ત કરી લઇશ, અને જો કાંઈ વિપરીત પરિણામ આવશે તો પણ જોઇ લેવાશે. તમારા હૃદયમાં આટલી જ અનુકંપા છે કે ?''

શેઠજીપર પ્રથમથી જ મારો પ્રભાવ પડી ગએલો હોવાથી મારી સામે કાંઈ પણ ન બોલતાં તરત તેમણે ડૉક્ટરને બોલાવવામાટે માણસને દોડાવ્યો અને હું યૂસુફને શુદ્ધિમાં લાવવામાટે જલસિંચન તથા વીજનપવન આદિ સાધારણ ઉપચાર કરતી ત્યાં જ બેસી રહી.

---

## પ્રકરણ ૨૯ મું
## મોતના પંજામાં ?

લગભગ પોણા કલાકમાં માણસ ડૉક્ટરને લઇને પાછો આવી પહોંચ્યો. એ વેળાએ યૂસુફ જો કે થોડો ઘણો શુદ્ધિમાં હતો, છતાં અદ્યાપિ પૂર્ણ શુદ્ધિને મેળવી શક્યો ન હતો. ડૉક્ટર મેસ્કરીનાસ રોમન કેથોલિક ધર્મને પાળનારો હતો, પણ તેના ગ્રાહકો બહુધા હિંદુ હોવાથી અને તે હિંદુઓ સાથે હમેશાં ગાઢ પરિચયમાં આવતો હોવાથી હિંદુઓ સાથે બહુ જ પળોટાઈ ગયો હતો, અને તે એટલી હદ સુધી કે અડધો હિંદુ જ બની ગયો હતો. ગુજરાતી ભાષા તે બહુ સ્પષ્ટ અને શુદ્ધ બોલી શકતો હતો. પોતાના ડૉક્ટર તરીકેના વ્યવસાયમાં નામાંકિત અને દક્ષ હોવા ઉપરાંત ઉદારતા, સહનશીલતા, શાંતિ અને નિઃસ્પૃહતા એ જે વૈદ્ય, હકીમ કે ડૉક્ટરના મુખ્ય સદ્‌ગુણ મનાય છે, તે સદ્‌ગુણોને

પણ તેનામાં પૂર્ણ નિવાસ હતો. ઘણીકવાર જો કોઈ ગરીબ દર્દીને ત્યાં જવાનો પ્રસંગ આવ્યો હોય અને તેના ઘરની હાલત નબળી જોવામાં આવે, તો તે તેની કાયદાસરની ફી આપવા તૈયાર છતાં તે ફી તે લેતો નહિ; એટલું જ નહિ, પણ જો દર્દી વધારે તંગ હાલતમાં હોય તો તેનો મફત ઉપચાર કરવા ઉતરાંત પોતાના ખીસામાંથી તેને બીજી પણ બનતી મદદ આપતો હતો. આવી ઉદારતા, અનુકંપા, મૃદુમિષ્ટ વાણી, સન્નીતિ તથા સુશીલતાના યોગે હિંદુઓમાં તે એટલો બધો પ્રિય થઇ પડ્યો હતો કે, સહજ સ્વભાવે મહિને તેને હજાર પંદરસોની આવક થયા કરતી હતી, અને એના દવાખાનામાં એકવાર આવેલું માણસ પછીથી ભાગ્યે જ બીજા ડૉક્ટર પાસે જવાની ઇચ્છા કરતું.

"કેમ મિસ મેનકા, મને અત્યારે ઉતાવળે શામાટે બોલાવ્યો છે? શું તમારી તબીયત બગડી છે? તેમ દેખાતું તો નથી." ડૉક્ટરે હું યૂસુફના ઓરડાની બહાર જ્યાં ડૉક્ટરની વાટ જોતી ઉભી હતી ત્યાં આવતાંની સાથે જ મને સંબોધીને પૂછ્યું.

"નહી ડૉક્ટર, ઈશ્વરની કૃપાદૃષ્ટિ અને તમારા જેવા હોંશિયાર ડૉક્ટરની મહેરબાનીથી હું સર્વ પ્રકારે સારી છું. પણ આ કંપનીના એક નામાંકિત ઍક્ટર અને મારી સાથે ઓળખાણનો ગાઢ સંબધ ધરાવનાર એક પુરુષ ભયંકર રોગથી પીડાય છે કે જે રોગનું નામ હું ઉચ્ચારી શકતી નથી. આપ ડૉક્ટર છો એટલે તપાસી જોતાં તે રોગ તરત આપના જાણવામાં આવી જશે. મારી માત્ર એટલી જ ખાસ પ્રાર્થના છે કે, તેને અત્યારે જે અસહ્ય વેદના થાય છે, તેમાં ઘટાડો થાય અને તેને આરામ મળે, એવો કોઇ પણ ઉપચાર તત્કાળ થવો જોઇએ." મેં જરા શર્માઇને કહ્યું.

'કે જે રોગનું નામ હું ઉચ્ચારી શકતી નથી' એ મારા માર્મિક શબ્દોથી અનુભવી ડૉક્ટરે મનમાં રોગની કલ્પના કરી લીધી, એમ તેની મુખમુદ્રામ થયેલા પરિવર્તનથી હું જાણી શકી. તેણે કહ્યું: "વારુ ત્યારે, તમે અહીં બહાર જ બેસો, અંદર જઇને હું તેના રોગની પરીક્ષા કરું છું."

હું બહાર એક ખુરસીપર દરવાજા પાસે જ ડૉક્ટરના બહાર નીકળવાની અને યૂસુફ ભયમાં છે કે નિર્ભય છે એ તેના મુખથી જાણવાની વાટ જોતી આતુરતાથી બેસી રહી. લગભગ અડધા કલાક પછી ડૉક્ટરે બહાર નીકળીને ઉતરી ગએલા ચહેરાથી કહ્યું:—"બાઇ, ગમે તે જાતિના રોગના નામનો ઉચ્ચાર કરવામાં કે તેની હકીકત સાંભળવામાં સ્ત્રી કે પુરુષને શરમાવા જેવું કાંઇ પણ નથી. આવા રોગોને પ્રથમ જ્યારે તે સાધ્ય અવસ્થામાં હોય ત્યાં સુધી ખોટી લજ્જાથી છુપાવવામાં આવે છે અને નીમ હકીમાની દવા કરવામાં આવે છે, તેથી છેવટે રોગ વિકૃત અને અસાધ્ય થતાં ઘણાક તરુણો આવી દુર્દશા ભોગવી અકાળ મરણને વશ થાય છે. માટે હું જે કહું છું તે ધ્યાનથી સાંભળો; શું તમે એ કહેવત નથી સાંભળી કે, 'કોઇ પણ રોગ થયો હોય તો પર્વતની ટોંચે ચઢી તેનો બૂમ મારીને પ્રકાશ કરવો' કે તત્કાળ કોઇ સાંભળી શકે અને તેનો ઉપચાર થઇ શકે? આ માણસને સિફિલિસ નામનો ભયંકર અને ચેપી રોગ લાગૂ પડ્યો છે અને તેણે અત્યારે મહાભયાનક રૂપ ધારણ કરી લીધું છે. ઝેર એટલું બધું પ્રસરી ગયું છે કે

જનનેન્દ્રિયના સમસ્ત ભાગને જો વાઢકાપથી કાપી કાઢવામાં આવે અને તે પ્રયોગ ફતેહમંદ નીવડે તો જ એના જીવવાની કાંઇક આશા રાખી શકાય ! પણ એમાં સવાલ એ છે કે, એમ કરવાથી પુરુષ તરીકેની એની જિંદગી નકામી થઈ જશે. પણ જો આમ કરવામાં નહિં આવે, તો સડાનો ઉપરનો ભાગમાં પ્રવેશ થતાં મહાવેદના વેઠીને થોડા વખતમાં કદાચિત્ એ મરી જશે. એની જો શસ્ત્રપ્રયોગ કરાવવાની ઇચ્છા થાય, તો તેમાટે લગભગ આરસેં કે પાંચસેં રૂપીઆનો ભોગ આપવો પડશે, અને તેમાં પણ પાછો એ શક તો ખરો જ કે, કદાચિત્ પ્રયોગ ફતેહમંદ ન પણ ઉતરે. એની જે ઇચ્છા હોય તે મને જણાવજો."

મારી આંખોમાંથી યૂસુફની આવી ભયંકર અને અંતિમ અવસ્થાની વાત સાંભળી આંસૂનાં બે ચાર ટીપાં ખરી પડ્યાં. છતાં મારા તે ખેદને છુપાવી મેં ડૉક્ટરને કહ્યું;–"ડૉક્ટર, તમે એક બહુ જ ઉદાર અને ગરીબપર હમેશાં દયા રાખનાર ડૉક્ટર હોવા છતાં એક બિલકુલ મુફલિસ માણસ પાસેથી આરસેં કે પાંચ-સેંની મોટી રકમ મેળવવાની આશા રાખો છો, એ જાણીને મને અજાયબી થાય છે!"

"નહિ, મિસ મેનકા. મને આવો લોભી ધારી લેવામાં તમારી ભૂલ થાય છે. જો એ માણસ ખરેખર જ ગરીબ હોય, તો મારી પોતાની મેહનતનો હું એક પૈસો પણ લેવા માગતો નથી. પણ જો ખાનગી વાઢકાપ કરાવવી હોય તો આ પ્રયોગ ભયભર્યો હોવાથી અને એમાં દર્દીના જીવવા મરવાનો સવાલ હોવાથી બીજા કોઈ પણ સારા યૂરોપિયન સર્જનને સાથે રાખ્યા વિના મારા એકલાથી તે કરી શકાય તેમ નથી. એટલે તે સર્જનને જે ઓછામાં ઓછી રકમ આપવી પડે અને પ્રયોગ પછી એની બીજી માવજતનો જે ખર્ચ થાય, તેનો થોડામાં થોડો આંકડો જ મેં તમને કહ્યો છે. આવા મોટા શસ્ત્રપ્રયોગોમાં તો કેટલીકવાર જો દર્દી સારી હાલતવાળો હોય, તો હજારોની હોળી થઈ જાય છે. જો આટલો પણ ખર્ચ કરવાની એની કે તમારી શક્તિ ન હોય, તો સર જમશેદજીની હૉસ્પિ-ટલ અથવા તો ગોકળદાસ તેજપાળની હૉસ્પિટલ જેવાં ધર્માદા ખાતાંમાં એ કાર્ય પૈસા વગર થઈ શકશે. હાલ તરત હું એક દવા મોકલું છું તેથી એને ઉંઘ આવી જવાથી વેદના નહિ જણાય, પણ તેથી કાંઈ વધારે ફાયદો થવાનો નથી. વારુ ત્યારે હવે હું રજા લઇશ, માણસને મોકલો; બીજું કાંઈ કામકાજ હોય તો ફરમાવજો. એ ઑપરેશન કરાવવું હોય તો વિલંબ ન થાય તેમ કરજો." એટલું બોલી તે ભલો ડૉક્ટર ફી કે ગાડીભાડું લીધા વગર જ એમનો એમ ચાલ્યો ગયો.

ડૉક્ટરને ત્યાંથી આવેલી દવાના બે ભાગ પાયા પછી યૂસુફને ગાઢ નિદ્રા આવી ગઈ અને ત્યાર પછી એક માણસને તેની સારવારમાટે રાખી, 'જો જરૂર પડે તો એકદમ ગાડી કરી મને બોલાવવા આવજે' એવી સૂચના આપી હું ઘેર ચાલી ગઈ. આજે મને ખાવાનું પણ ભાવ્યું નહિ, અને બિછાનામાં પડવા છતાં નિદ્રાદેવીએ પણ મારાપર કૃપા ન કરી. હાલના ચાલતા કાળ વિષે મારા મનમાં અનેક પ્રકારના વિચારો ઉદ્ભવવા લાગ્યા. જેના રાજ્યમાં સૂર્યનો કદાપિ અસ્ત થતો નથી, એવી મહાપ્રતાપી અને પ્રભાવશાળી ન્યાયપ્રિય બ્રિટિશ ગવર્નમેન્ટની ઇન્સાફની અદાલતોમાં જો છેવટ સુધી ચીવટ રહીને લડવામાં આવે, તો ઇન્સાફ તો મળે છે; પણ તે ઇન્સાફની કીમત બહુ જ મોંઘી હોવાથી બિચારા ગરીબો

તે ઇન્સાફને મેળવવાની હિંમત સુદ્ધાં પણ કરી શકતા નથી અને પ્રતિપક્ષી તરફથી થએલા અન્યાયને મૂગે મોંઢે સાંખી બેસી રહે છે. સૉલિસિટરો અને બૅરિસ્ટરોની ભયંકર ફી તેમ જ કોર્ટખર્ચની થેલીઓ ભરી ભરીને કલદાર આપવાની વેતરણ હોય, તો જ ઇન્સાફ મેળવવાનું નામ લઈ શકાયને ? એ જ પ્રમાણેની કોઈ ભયંકર રોગથી પીડાતા પૈસા વગરના ગરીબ દર્દીની હાલત પણ સમજી લેવી. જો કોઈ સારા ખાનગી ડૉક્ટરનો ઉપચાર કરાવે, તો તેની રોજની એકવારની મુલાકાતના દશ કે વીસ રૂપીઆ ફીના અને દોઢ બે રૂપીઆ ગાડીભાડાના તેમ જ દવાની કીમતના પૈસા આપવાની તેની શક્તિ હોતી નથી, અને જો તે એવા ગરીબોમાટે ધનાઢ્ય નાગરિકોએ ખોલેલી અને પછીથી સરકાર હસ્તક ચાલતી સાર્વજનિક ધર્માદા હૉસ્પિટલનો લાચારીએ આશ્રય લે, તો ત્યાં તેની સારી સારવાર ન થવાથી છેવટે મરણ વિના તેનામાટે રોગથી મુક્ત થવાનો બીજો કોઈ ઉપાય રહેતો જ નથી. કદાચિત્ પચાસ સોની હોળી કરવા જેટલી સત્તા હોય, તો વળી હૉસ્પિટલમાં થોડો ઘણો આરામ મળી શકે છે; પણ જેની પાસે એટલી ગોઠવણ પણ ન હોય, તેની દુર્દશાનું તો કાંઈ પૂછવું જ નહિ. યૂસુફના કારણથી આ વળી વિશ્વનો એક નવો અનુભવ મને પ્રાપ્ત થયો.

પ્રથમ જ્યારે યૂસુફ આવ્યો, ત્યારે તો મારો એવો જ વિચાર હતો કે, જે ખર્ચ થાય તે કરી એને પાછો સાજો તાજો બનાવી, સમજાવી પટાવી પાછો એના દેશમાં મોકલી દેવો કે જેથી ભાવિ વિકારવશતાનો સંભવ જ ન રહે; છતાં ધારો કે, તે પાછો નાટકની નોકરીમાં અમારી કંપનીમાં જ જોડાઈ જાય, તો પણ મારે તો નોકરી છોડી જ દેવાની હતી એટલે તે વિશેની પણ મને વધારે ચિંતા ન હોતી. એનામાટે મારે જે કાંઈ હવે કરવાનું હતું તે કેવળ પરોપકારના ભાવથી જ, તેમાં કોઇ પણ પ્રકારના વિકારનું બીજ સમાયલું નહોતું. પરંતુ ડૉક્ટરના મુખથી જ્યારે એમ જાણવામાં આવ્યુ કે, ઑપરેશન કરવાથી એ કદાચિત્ જીવતો રહેશે તો પણ પુરુષના અવતારમાંથી તો બાતલ થઈ જશે અને નહિ તો મરી જ જશે; ત્યારે હવે એના રોગને મટાડવા પાછળ પૈસાની વધારે હોળી કરવાના વિચારને મેં માંડી વાળ્યો, અને આ બધી વાત યૂસુફને ખુલ્લે ખુલ્લી જણાવ્યા પછી જો તેનો જીવીને નપુંસક તરીકે પોતાના આયુષ્યને પૂરું કરવાનો વિચાર હોય, તો તેને હૉસ્પિટલમાં રાખવાના અને ત્યાં બીજી સગવડ કરી આપવાના નિશ્ચયપર હું આવી લાગી. રાતે ત્યાંથી માણસ મને બોલાવવા માટે આવ્યું નહિ, તેથી મેં કલ્પના કરી લીધી કે, યૂસુફની રાત્રિ નિદ્રાના વિશ્રામમાં જ વીતી હશે. સવારમાં આઠે નાસ્તો લઇ હું પાછી નાટકશાળામાં ગઇ અને જોયું તો યૂસુફ તરતનો જ જાગેલો હતો અને આગલા દિવસ કરતાં તેની વેદનામાં કેટલોક ઘટાડો થઈ ગયો હતો. તેના શરીરના અમુક સડી ગએલા ભાગમાંથી દુર્ગંધ એવો તો તીવ્ર ઉડતો હતો કે પાસે બેસી શકાય તેમ નહોતું, છતાં ગ્લાનિનું લેશ માત્ર પણ ચિહ્ન ન દર્શાવતાં હું તેનાથી બે ત્રણ ફીટ દૂર ખુરસીપર બેઠી. ડૉક્ટરે આગલે દિવસે મને જે કાંઇ કહ્યું હતું તે સર્વ યથાસ્થિત તેને કહી સંભળાવ્યું અને છેવટે પૂછ્યું “બોલો ત્યારે હવે તમારો આ બાબતમાં શો ઇરાદો છે ?”

"ચંપા, મારો ઇરાદો હવે આ દુનિયાને છેલ્લી સલામ કરી તે દાદગરના દરબારમાં જઈ, મારા અજીમ ગુનાહોની તૌબા કરી, તે કરીમ અને રહીમ પરવરદિગારની મોઆફી માગવાનો છે. આવી હાલતમાં જીવવાથી જિંદગીનો શો લુત્ફ મળવાનો હતો ? અને લુત્ફ વગરની જિંદગી શા કામની ?" યૂસુફે અતિશય દીર્ઘ નિશ્વાસ નાખીને નિરાશાદર્શક ઉત્તર આપ્યું.

હું નિરુત્તર રહેવાની અવસ્થામાં આવી પડી. કેટલીકવાર સુધી મને કાંઈ પણ ન બોલતી જોઇને યૂસુફે કહ્યુઃ—"કેમ ચંપા ! કાંઈ જવાબ નથી આપતી ? ખરી સલાહ આપવાનો વખત તો આજ છે."

"શો જવાબ આપું ? મરણ પર્યન્ત હૃદયમાં આઘાત કરનારી અને જીવતાં છતાં મુવાની હાલતમાં લાવી મૂકનારી જિંદગીને ટકાવીને જીવો એમ પણ જેમ મારાથી કહેવાતું નથી, તેમ જ તમે હાથે કરી જિંદગીનો ભોગ આપો અને આ દુનિયાને હંમેશને માટે છોડી ચાલ્યા જાઓ, એવી અશુભ વાણીનો પણ ખાસ તમારા સંબંધમાં મારાથી ઉચ્ચાર કરી શકાતો નથી. આ વખત બહુ જ અણીનો છે એટલે બીજા કોઈના ઉપદેશ પ્રમાણે વર્તવાના વિચારને માંડી વાળી તમારી પોતાની બુદ્ધિ જે માર્ગમાં જવાની સૂચના કરે તે માર્ગનો જ સ્વીકાર કરી લ્યો, તો તે વધારે સારું છે." છેવટે મેં ત્રિશંકુની અવસ્થા જેવું ઉત્તર આપ્યું.

"ચંપા, આ સમય એવો છે કે, આવા કટાકટીના અને છેલ્લા કાળમાં બિલકુલ શયતાની ખસ્લતના અને ગમે તેવા બેરહમ જલ્લાદ કે કસાઇના હૃદયમાં પણ થોડા ઘણા જ્ઞાનનો પ્રકાશ આવી પડે છે અને દુનિયાનું ખરું રૂપ શું છે તે બરાબર નજર આગળ તરી આવે છે. અત્યારે મારું હૃદય પણ તેવા જ્ઞાનથી કેટલેક અંશે પ્રકાશિત થયું છે. ચંપા, હું તને હવે માત્ર તારા નામથી, વ્હાલી કે પ્યારી કહ્યા વગર બોલાવું છું, તેનું કારણ એ કે, મારા જેવા એક ચલિત મનના અને ભ્રષ્ટ પુરુષને હવે તને તેવા સંબોધનથી બોલાવવાનો લેશ માત્ર પણ અધિકાર નથી. ખુદાતાલાએ આ સંસાર નશ્વર અને ક્ષણભંગુર હોવા છતાં એમાં એક પ્રકારની એવી તો પ્રબળ આકર્ષક શક્તિ પ્રેરી દીધી છે કે, તેના યોગે સ્ત્રીપુરુષો મરણની ઘટિકા પર્યન્ત ભ્રમણા અને ભ્રમણામાં જ રહી જાય છે. તેમાં પણ જેમનું હૃદય વિકારશીલ અને મદનપ્રિય હોય છે, તેઓ તો સાઠ કે સીત્તેર વર્ષની અવસ્થા થઈ હોય અને ગાત્ર બધાં શિથિલ થઈ ગયાં હોય, છતાં સુંદર માનસિક વિકારને મહામહેનતે વાળીને વળગી રહે છે અને બીજું કાંઈ કરી ન શકાય તો સુંદરીઓની અશ્લીલ ચેષ્ટાઓ કરીને તેમ જ મુખમાંથી વારંવાર અશ્લીલ શબ્દો ઉચ્ચારીને પોતાના માનસિક વિકારની તૃપ્તિ કરી લે છે. ધારકે, હું આ રોગનો ભોગ ન થયો હોત અને જીવતો રહ્યો હોત, તોપણ એક દિવસ મરણને તો સુજાયલો હતો જ. સારું થયું કે મોડું આવનાર મરણ આ ભયંકર રોગનું રૂપ લઇને વ્હેલું જ આવી પહોંચ્યું અને મારા સુંદર બાહ્યરૂપના યોગે મારા હાથે જે બીજાં પણ પાપકર્મ થવાનો પૂરો સંભવ હતો, તે આટલેથી જ અટકી ગયો. ચંપા, હું એક સાધારણ સ્થિતિનો મનુષ્ય હોવા છતાં મારા રૂપના પ્રભાવથી યોગ્ય કે અયોગ્ય રીતે સારા વૈભવવિલાસ ભોગવી ચૂક્યો છું, એટલે હવે મરણની મારા મનમાં જરા પણ ભીતિ નથી. એક રીતે જેમ મારું સૌન્દર્ય મને આક-

લ્પનીય ભોગવિલાસને પ્રાપ્ત કરાવી આપવાનું સાધન થયું છે, તે જ પ્રમાણે મારી આ દુર્દશા અને મારા મરણનું કારણ પણ એ જ છે. મારા હૃદયમાં મારી સુંદરતાનો મદ અતિશય વ્યાપી ગયો હતો, તેને આ ફટકો લગાવીને ખુદાએ ઉતારી નાખ્યો. હવે તારી પાસે મારી માત્ર એટલી જ માગણી છે કે, મારી પાસે અત્યારે કુલ દશ મોહરની પુંજી છે, તે તું લઈને તારા કબ્જામાં રાખ અને મને જૂદા રેહેવાની સગવડ કરી આપ. ઇલાજ ફક્ત એટલો જ કરવાનો કે, અત્યારે મને જો અસહ્ય વેદના ન થાય અને છેવટે સુખશાંતિમાં જ આંખ હંમેશને માટે મીચાઇ જાય. કદાચિત્ હું આવી હાલતમાં વધારે જીવું અને મારી પુંજી પૂરી થાય તો તારાથી બને તેટલી એક ગરીબને ખયરાત આપતી હોય તેમ ધારીને મદદ કરજે અને મારા મરી જવા પછી ચાર મુસલ્માન ભાઇઓને બોલાવી મારી લાશને કબ્રસ્તાનમાં પહોંચડાવી દેજે. મારા દેશમાં જઈ મારાં માતાપિતાને આ કાળું મોઢું બતાવવાની અને તેમની આંખો આગળ મરી તેમના હૃદયમાં અસહ્ય આઘાત કરવાની મારી ઇચ્છા નથી. હું મારાં માતાપિતાનું ઠેકાણું આપીશ. ત્યાં મારા મોત પછી એ ખબર તારાથી તેમને મોકલી આપજે, એટલે થયું."

"હું આજે જ તમારા જૂદા વસવાટમાટેની ગોઠવણ કરી નાખું છું, એ વિશે બે ફિકર રહેજો. હજી પણ મારાથી બનશે ત્યાં સુધી કોઈ પણ સારા ડૉક્ટર, વૈદ્ય કે યૂનાની હકીમને શોધી કાઢી તેના ઉપચારથી તમારી જિંદગી બરબાદ ન થાય અને તમે પાછા હતા તેવાને તેવા થઈ જાઓ એવો પ્રયત્ન કરીશ. પછી તો જે પ્રભુ કરે તે ખરું. આમ આશાનો એકદમ ત્યાગ કરવો ઉચિત નથી, આશાને તો મરણ સુધી પણ ત્યાગવી નહિ. ઈશ્વરની કૃપાથી કોઇ ધન્વંતરિ મળી પણ આવે અને તમે સાજા પણ થાઓ, તો તેમાં કાંઈ અજાયબી જેવું નથી." મેં આશ્વાસન આપ્યું.

"ઠીક છે, જો એમ બનશે તો તે બારિહક્તાલાનો હું મારાપર મોટો એહસાન થએલો માનીશ અને આઇન્દા પરાઈ ઔરતને મા, દીકરી કે બહેન તરીકે જ જાણીશ." યૂસુફે કાંઇક આશાનું ચિન્હ બતાવીને કહ્યું.

જો કે મારા હૃદયમાં આ રોગ તેને દેવકુમારીના સંગથી લાગૂ પડ્યો કે બીજી કોઇ બલાથી, એ રહસ્યને જાણવાની આકાંક્ષા બહુ જ પ્રબળતાથી ઉછળી રહી હતી, છતાં અત્યારે તે અતિશય નિરાશ હોવાથી તે આકાંક્ષાને પૂર્ણ કરવાનું કાર્ય તેના જૂદા રહેવા પછી અન્ય પ્રસંગપર મુલતવી રાખીને જગ્યાની ગોઠવણ કરવા માટે જવાની મેં રજા લીધી. જો તે પિલાહુસપર જ રહેશે, તો આસપાસ મુસલમાનોની મોટી વસતિ હોવાથી મારી મદદ ઉપરાંત તેને મારી ગેરહાજરીમાં તેના કોઇ જાતભાઇની પણ મદદ મળી શકશે અને અમારી કંપનીમાંના બેચાર તેના દોસ્ત ઍક્ટરો પણ અવારનવાર તેની પાસે જઇ શકશે. એ કારણથી મેં તેને નાટકશાળાની આસપાસ નજીકમાં જ રાખવાનો વિચાર કર્યો. પિલાહુસપર ફૉકલેંડ રોડના રસ્તે 'માણેક બિલ્ડીંગ' નામની એક બિલ્ડીંગ આવા વખતમાટે એટલી બધી ઉપયોગી છે કે ન પૂછો વાત. જો કોઇપણ બીજા માળામાં જગ્યા ખાલી ન હોય, તો એ બિલ્ડીંગમાં ગયા કે પાંચ દશ જગ્યાઓ અવશ્ય ખાલી મળવાની જ. જો કે એ બિલ્ડીંગમાં ચોર, જુગારી, છાકટા, છીનાળવા અને કદા-

ચિત્ ભૂલે ચૂકે આવેલા એકાદ બે સારા અને તે પણ જૂદા જૂદા અઢારે વર્ણના લોકો વસે છે, જેને કોઇ ન સંઘરે તેને આ બિલ્ડીંગ સંઘરે છે અને બીજી બિલ્ડીંગો પ્રમાણે નવીન ભાડે જગ્યા લેવા આવેલા પુરુષને 'તમે વાંઢા છો કે બાયડી છોકરાંવાળા?' તેમજ કોઇ પણ સ્ત્રીને 'તમે ગૃહસ્થ સ્ત્રી છો, ધણીવાળાં છો, વિધવા છો કે વેશ્યા છો?' ઇત્યાદિ પ્રશ્ન કોઇપણ પૂછતું નથી; પુરુષ બાયડીવાળો હોય કે વાંઢો, શાહુકાર હોય કે ચોર અને સ્ત્રી ગૃહસ્થ હોય કે વેશ્યા, અહીં તો ભાડું આપવાથી કામ. બિલ્ડીંગમાં બધો આવો કચરો ભરાયલો હોવાથી ત્યાં ચોરીઓ પણ એટલી બધી થાય છે અને બીજાં કુકર્મો પણ એટલાં બધાં થાય છે કે, જેમનું વિવેચન કરવું વ્યર્થ છે. પાંચ દશ ચોરીઓ નાની કે મોટી થવા વગરનો એ બિલ્ડીંગનો મહિનો ખાલી જાય, તો તો તે એક અજાયબી થએલી જ કહેવાય. આ સઘળું જાણમાં હોવા છતાં અનેક કારણોથી મેં એ બિલ્ડીંગમાં જ યૂસુફમાટે જગ્યા લેવાનો નિશ્ચય કર્યો, કારણ કે, યૂસુફની જે મિલકત હતી તે તો મારા તાબામાં આવી ગઇ હતી અને બીજું કાંઇ વધારે જોખમ તેની પાસે હતું જ નહિ એટલે રાતે આખી રાત બારણાં ખુલ્લાં પડ્યાં હોય અને ચોર ધણી થઇને ઘરમાં ઘુસી આવે, તો પણ તે લઇ શું જવાનો હતો, એ હું સારી રીતે જાણતી હોવાથી યૂસુફના ત્યાં રહેવામાં કશો વાંધો નહોતો.

હું તે બિલ્ડીંગમાં ગઇ અને ભૈયાને પૂછતાં તેણે સાત જોટા (દીવાનખાનું અને ઓરડી એટલે એક જોટો) ખાલી હોવાનું અને તે દરેક જોટાનું તેર રૂપિયા ભાડું હોવાનું જણાવ્યું. મેં બધી જગ્યાઓ જોઇ એક જોટો રાખી લીધો અને એક મહિનાનું ભાડું કાયદા પ્રમાણે આગળથી આપી ભૈયાના હાથની કાચી રસીદ લીધી અને ભૈયાએ વળી ઇનામની માગણી કરી એટલે એક રૂપિયો તેને પણ આપ્યો. મુંબઇમાં આ ભૈયાઓનું લાકડું તો ઘણા ખરા માળાઓમાં જોવામાં આવે છે. જ્યારે નવા રહેવા આવો ત્યારે એનો રૂપિયો તો ખરો જ, અને વારતહેવારે જે લઈ જાય તે જૂદું. પણ એથી જે માળાઓમાં ઘરધણી પોતે નથી રહેતા અને સત્તા બધી દશ રૂપિયાના પગારદાર ભૈયાના હાથમાં હોય છે, ત્યાં ભાડુતોને કેટલોક આરામ જરૂર મળી શકે છે. ખાલી અને જાજરૂ ખંત રાખીને તે સાફ રખાવે છે, કોઇવાર પૈસાની અગવડ હોય ને બે મહિનાનું ભાડું ચઢી ગયું હોય તો પણ વધારે સતામણી નથી કરતો અને કોઇવાર એવું જ કાંઈ કામ પડે તો અડધી રાતે જી જી કરતો દોડી આવે છે. એ તો જ્યાં જુઓ ત્યાં સુખ અને દુ:ખ સાથે જ જોડાયલાં દેખાય છે. અસ્તુ.

ઘર તો ભાડે રાખી લીધું; પણ બીજી બધી ગોઠવણ મારાથી તે ને તે જ દિવસે કરી શકાઈ નહિ અર્થાત્ બીજે દિવસે ખાટલો, બિછાનું, બે ત્રણ સાદી કુરસી અને પાણી વગેરેનાં જોઇતાં સાધનો તથા એક નાનું ગોળ ટેબલ વગેરે વસ્તુઓ ત્યાં મોકલી આપી. રાંધવામાટે થોડાંક એલ્યુમીનમનાં વાસણો પણ ખરીદી લીધાં; કારણ કે, બજારનો ખોરાક યૂસુફને ચાલે તેમ ન હોવાથી ઘરમાં રાંધવાની ખાસ અગત્ય હતી. એક મુસલમાન બાવર્ચીને પણ ખાવું પીવું ને

સાત રૂપીઆના પગારે ચોવીસ કલાકની નોકરીની શરતે રાખી લીધો. તે દિવસે બપોર પછી યૂસુફને નાટકશાળામાંથી લાવીને આ સ્વતંત્ર ગૃહમાં રાખવામાં આવ્યો.

ચાર પાંચ દિવસ સુધી લગભગ પોણો પોણો દિવસ ગાડીમાં, જે જે ડૉક્ટર, હકીમ અને વૈદ્યોનાં નામો પંકાતાં હતાં, તેમને ત્યાં હું ધક્કા ખાઈ આવી અને કેટલાકોને ઘેર બોલાવી ફી તરીકે પણ લગભગ સાઠ સીત્તેર રૂપીઆ વેરી નાખ્યા, પણ સહુએ ડૉક્ટર મૅસ્કેરીનાને મળતો જ જવાબ આપ્યો. માત્ર એક નિઝામી નામના બુઢ્ઢા હકીમે એટલી હામ ભીડી કે, "જો મારી દવાથી એને તદ્દન આરામ થઇ જાય અને ખુદા મને ફતેહ બક્ષે, તો મને તો ફાયદો જ છે પણ એટલું તો હું શર્ત સાથે કરી શકીશ કે એનું મોત થવાનું હશે તોપણ મરતાં સુધી એને ઇજા તો નહિ જ થાય. તેમ જ મર્જમાં પણ થોડો ઘણો ફાયદો ધીમે ધીમે થતો જ રહેશે." મેં તેના વચનમાં વિશ્વાસ રાખી યૂસુફનો કેસ તેના હાથમાં સોંપી દીધો અને હાલ તરત દશ રૂપીઆ આપ્યા.

—:o:—

## પ્રકરણ ૩૦ મું

### નફ્ફટ નાથીબાઈ

યૂસુફ આવી બુરી હાલતમાં મુંબઈ આવ્યો હતો અને મારો ઘણોક વખત આવી રીતે તેની સારવારમાં જતો હતો, એની મારી માતા, સાસૂ કે મારા ધણીને કશી પણ ખબર નહોતી. મારી માતા જો કે એકવાર લખનૌ આવી ગઈ હતી, પરંતુ ત્યાં પણ યૂસુફ સાથેના મારા સ્નેહસંબંધની વાર્તા લેશ માત્ર પણ તેના જાણવામાં આવેલી ન હોવાથી આ વિષેની તેના હૃદયમાં શંકા માત્ર પણ ઉદ્ભવવાનો સંભવ કયાંથી હોઇ શકે? છતાં હું આજકાલ વધારે ભાગે દિવસે ઘરમાં ગેરહાજર રહેતી હોવાથી એક બે વાર તેણે મને પૂછ્યું:– "ચંપા! આજકાલ તું બપોરે રીહર્સલમાંથી પણ મોડી મોડી આવે છે અને વળી બપોરે પાછી પણ જાય છે ને જે દિવસે નાટક ન હોય તે દિવસે પણ રાતે નવ દશ વાગે પાછી ફરે છે, તેનું શું કારણ છે? તું કયાં જાય છે અને શા કામમાં એટલી બધી રોકાયલી છે?" એના જવાબમાં મેં જણાવી દીધું કેઃ–"જો ને મા! મારે નાટકની નોકરી છોડી દેવાની છે એટલે બીજી એક નવી આવેલી ઍક્ટ્રેસને મારા બધા પાઠો તૈયાર કરાવવા અને તેને ઍક્ટીંગ વગેરે શીખવવા માટે મારે ત્યાં ઘણીકવાર રીહર્સલ પછી ખોટી થવું પડે છે અને બપોર પછીના ભાગમાં પણ ખાસ કરીને જવું પડે છે, એ કામ પૂરું થશે એટલે પછી જવાની કે ખોટી થવાની જરૂર રહેવાની નથી. જે પીડા છે તે ફક્ત આઠ બાર દિવસની જ છે, પછી છૂટાં થઇ જઇશું." અર્થાત્ પરોપકારને અર્થે મારે આટલો અસત્યવાદ પણ કરવો પડ્યો.

હકીમની દવા લીધા પછી પાંચ છ દિવસ સુધી તો યૂસુફને બહુ જ સારો આરામ રહ્યો; પછી સાતમે દિવસે અચાનક એક બીજી પીડાનો ઉદ્ભવ થયો

કે જે તેની પોતાની એક નવી ભૂલનું જ પરિણામ હતું. હકીમે સખ્ત પરેજી પાળવાનું કહ્યું હતું અને ફક્ત ઘઉંની રોટલી, શાકર અને ઘી કે દૂધ વગર બીજી કોઈ પણ ચીજ ખાવાની સાફ ના પાડી હતી. જ્યાંસુધી એ પરેજી પળાઇ ત્યાંસુધી તો વેદનામાં ઘટાડો અને આરામમાં વધારો થતો ગયો; પણ છઠ્ઠે દિવસે પરેજીથી કંટાળી જવાથી અને જીભ વશ ન રહેવાથી કોઈ પાડોશીને ત્યાંથી મસાલેદાર માંસ તેણે મંગાવ્યું અને તેમાં અડધા લીંબુનો રસ નિચોવી ખાધું. બસ થઈ ચૂક્યું. એ વસ્તુ ખાધા પછી અઢી કે ત્રણ કલાકમાં તેના સાંધા ઝલાઈ ગયા અને સાંઝ પડતાં સુધીમાં તો એવી હાલત થઈ ગઇ કે, અત્યાર સુધી તેનાથી જે હરી ફરી શકાતું હતું તે પણ એકદમ અટકી ગયું અને બિછાનામાંથી બે માણસ ઉઠાડે ત્યારે ઉઠી શકાય અને ત્યારે જ મળમૂત્રના ત્યાગમાટે મોરીમાં જઇ શકાય એટલી બધી પરવશતા થઇ પડી. ખરેખર સિફિલિસના રોગમાં કોઈ પણ પ્રકારની ખાટી ચીજ કાતિલ ઝેરની જ અસર કરે છે. એના કરતાં તો ઝેર વધારે સારું કે તરત જિંદગીનો છેડો લાવી નાખે છે, પણ આ તો રીબાવી રીબાવીને રોગીને મારે છે. આપણા વૈદ્યક શાસ્ત્રમાં એક એવો સાર્વત્રિક નિયમ આપવામાં આવ્યો છે કે,

"पथ्ये सति गदार्त्तस्य किमौषधिनिषेवणम् ?
पथ्येऽसति गदार्त्तस्य किमौषधिनिषेवणम् ?"

અર્થાત્ જે મનુષ્ય યથા નિયમ પથ્યનું પાલન કરતો હોય તેને ઔષધિના સેવનની આવશ્યકતા જ શી છે? અર્થાત્ પથ્ય પાલકને રોગ થવાનો બહુધા સંભવ જ નથી. તેમ જ જે જન પથ્યનું પાલન ન જ કરતો હોય, તેને પણ ઔષધ લેવાની શી અગત્ય છે? કારણ કે તેના શરીરમાંથી કોઈ દિવસે પણ રોગનો લોપ થવાનો નથી. નિત્યના સાધારણ ખાનપાનમાં પણ કુપથ્ય પદાર્થો ખાવાથી અને જિવ્હાને યથેચ્છ સંતોષ આપવાથી કેટલીકવાર મહાભયંકર વ્યાધિ થઇ આવે છે, તો પછી આવા ભયંકર રોગમાં જિવ્હાને વશ રાખવામાં ન આવે અને તેનું ભયાનક પરિણામ થાય, તો તેમાં શું આશ્ચર્ય વારુ?

સાંઝે હું યૂસુફને જોવા આવી. તેની બદલાયલી હાલતને જોઇને મેં ખોંચી ખોંચીને કારણ પૂછ્યું ત્યારે આ બધા ગોટાળાની ખબર પડી, તરત માણુસને મેં હકીમજીને બોલાવવામાટે દોડાવ્યો અને હકીમના આવ્યા પછી આ બધી વાત સંભળાવતાં તે પણ બિચારો પોતાની બધી મેહનત પાણીમાં ગએલી જોઇને અફસોસ કરતો કહેવા લાગ્યો કે;—"હવે શું થાય? માંડ માંડ કાંઇક આશા બંધાઈ હતી. તેને આજે આ બેવકૂફ દર્દીએ ધૂળમાં મેળવી દીધી. એણે પોતાના હાથે જ પોતાની હાલત એવી બગાડી નાંખી છે કે કદાચિત્ એમાં સુધારો થાય તો પણ ઘણી તકલીફ ભોગવ્યા પછી અને ઘણો જ મોડો થાય તો થાય."

યૂસુફ એ વેળાએ બોર બોર જેવડાં આંસૂ વર્ષાવીને રોતો હતો, પણ એવી રીતે રોવાથી કાંઈ રોગ ચાલ્યો જાય અથવા વેદના ઓછી થાય એમ નહોતું.

જે થવાનું હતું તે થઇ ગએલું હોવાથી તેને હવે ઠપકો આપવો પણ નિરર્થક હતો, એટલે મેં કે હકીમે કાંઇ પણ કહ્યું નહિ અને મેં હકીમને જો બની શકે તો ચાંપતા ઇલાજ કરવાની પ્રાર્થના કરી. એક નોકર તો હતો, પણ તેને રાંધવા વગેરેનાં બીજાં કામો કરવાનાં હોવાથી અને યૂસુફનું આખું શરીર ગલાઈ ગએલું હોવાથી એક માણસથી ચાલી શકે તેમ ન હોવાથી ખાસ બીજો પણ એક નોકર રાખવો પડ્યો. આ બધી અણધારી પંચાતમાં આવી પડવાથી કોઈવાર મારા મનમાં એવા વિચારો આવ્યા કરતા હતા કે:—

"હું કોણ અને યૂસુફ કોણ ? દેશ જૂદો, જાત જૂદી, અને ધર્મ જૂદો; છતાં સર્વસાધારણ અથવા સાર્વજનિક પ્રેમધર્મના યોગે મારો તેની સાથે આવો ગાઢ સંબંધ અને તેના પરિણામે જ અત્યારે આ પરિશ્રમનો ભાર ! અવશ્ય આ પૂર્વ જન્મનો જ કોઇ પ્રબળ ઋણાનુબંધ હોવો જોઇએ. ગત જન્મનું એનું મારાપર કાંઇ પણ માગણું રહી ગએલું હોવું જોઇએ કે જે અત્યારે આ રૂપમાં ચૂકવાય છે." તેમ જ યૂસુફની આવી દુર્દશાને દેખી સ્ત્રી અને પુરુષોનાં સ્વચ્છંદ અને સ્વૈર વર્તન તથા અપવિત્ર જીવન વિશે મારા હૃદયમાં વારવાર ધિક્કાર પણ ઉત્પન્ન થતો હતો. મદનના વિકારને દબાવી મનને વશ ન રાખી શકવાથી વિકારશીલ સ્ત્રીપુરુષો અંધ થઇને ગમે તેવાં રોગિષ્ટ પુરુષ અને સ્ત્રીના સમાગમમાં આવે છે અને તેનું પરિણામ એ થાય છે કે, કાં તો અકાળ મરણને શરણ થવું પડે છે અને જો સદ્ભાગ્યે જીવનસૂત્ર તુટી ન જાય તો પણ તે એટલું નિર્બળ તો અવશ્ય થઇ જાય છે કે આખો જન્મારો અમુક પ્રકારના વ્યાધિ તથા પશ્ચાત્તાપમાં વીતાડવો પડે છે. જે વ્યભિચારનાં આવાં કડવાં ફળ ચાખવાં પડે છે, તે ધર્મ અને શર્મની હાનિ કરનાર, પ્રતિષ્ઠાને અધઃપાતના સમુદ્રમાં ડૂબાવનાર, જીવનસુધામાં વિષ ઘોળનાર અને મરણ પછી નરકાધિકારી બનાવનાર એ અધમાધમ વ્યભિચારને હજાર વાર ધિક્કાર હો !"

ધીમે ધીમે મારી નોકરીની મુદ્દત પૂરી થવા આવી, પણ વળી મારા શેઠે મારી માતાને બોલાવીને સમજાવી અને એક બે માસ મને નાટકમાં વધારે રહેવા દેવાની માગણી કરી. યૂસુફની છુપી રીતે સારવાર કરવાનો પ્રસંગ મળી શકે એ હેતુથી મેં પણ મારી અનુકૂળતા દર્શાવી અને નાટકના પગારની સારી આવક હોવાથી મારી માતાએ પણ જણાવી દીધું કે:-"જ્યાં સુધી કંપની મુંબઇમાં છે, ત્યાં સુધી ચંપા નોકરી કરે તો મને કશો પણ વાંધો નથી. જ્યારે કંપની અહીંથી બહાર જવા ઉપડશે ત્યારે માત્ર એ બહારગામ નહિ આવે." શેઠજીએ આ વાર્તા માન્ય રાખી અને મારી નાટકની નોકરી ચાલુ રહી. યૂસુફની હાલત દિવસે દિવસે વધારે અને વધારે ખરાબ થતી જતી હતી.

હવે હું એક બીજી ઘટનાનું વર્ણન કરીશ.

* * * * *

એક દિવસ હું બપોરે રીહર્સલમાં જઈ યૂસુફને જોઇ આવી ઘેર આવ્યા પછી જમીને મનોરંજનમાટે વાર્તાનું એક પુસ્તક વાંચતી બેઠી હતી અને લગભગ

સ્ટૅન્ડર્ડ ત્રણ વાગ્યાનો વખત થવા આવ્યો હતો. એ વેળાએ અમારી બાજૂના માળામાં રહેતી અને મારી માતા પાસે કેટલીકવાર ઔષધ લેવા આવતી નાથી-બાઇ નામની એક વિધવા મારી પાસે હું જે ઓરડામાં બેઠી હતી ત્યાં આવી લાગી. એ નાથીબાઈ......જ્ઞાતિની તરુણ, લાવણ્યમયી અને પાંચ પૈસે સુખી વિધવા હતી. બહુ બહુ તો એ સમયે એનું વય બાવીસ ત્રેવીસ વર્ષનું જ હશે. એની જાતિમા કન્યાની અછત હોવાથી અને એનાં માતાપિતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી રૂપિયા આગયાર હજાર લઇને એને અગિયાર વર્ષની અવ-સ્થામાં એક વૃદ્ધ વર સાથે પરણાવવામાં આવી હતી અને ત્યાર પછી ચાર વર્ષે વરજી સ્મશાનવાસી થતાં પદર વર્ષની ઉમ્મરે બિચારીને રંડાપો ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. એનો સ્વર્ગવાસી વૃદ્ધ પતિ લગભગ રૂપિયા ત્રીસ પાંત્રીસ હજારની મિલકત મૂકી ગયો હતો, અને બીજો કોઇ વારસ ન હોવાથી તે મિલકત નાથીબાઇના કબ્જામાં જ આવી હતી. એનાં માતાપિતા હયાત હતાં, અને પચીસ વર્ષની ઉમ્મરનો એક ભાઇ પણ હતો કે જે પછીથી બહેનના આવેલા પૈસાથી પરણીને બાયડીવાળો થયો હતો. સાસરિયાંમાં કોઇ ન હોવાથી પોતાની મિલકત બૅંકમાં મૂકીને નાથીબાઇ પિયરિયાંમાં જ રહેતી હતી અને એ પૈસાદાર હોવાથી માતાપિતા તથા ભાઇભોજાઈ એનો પડ્યો બોલ ઉપાડી લેતાં હતાં. એ ગમે ત્યાં જાય, ગમે તેમ વર્તે અને ગમે તેટલું ખાય ખર્ચે, તો તેમાટે એને કોઇ પણ કાંઈ પૂછનાર કે ટોકનાર હતું નહિ. એ બાઈ સાહેબ પૂર્ણ સ્વતંત્ર હતાં.

નાથીબાઇને મારા ઓરડામાં આવેલી જોઇને તરત મેં પાનું વાળીને ચોપ-ડીને ટેબલપર મૂકી દીધી, અને "આવો, આવો, નાથીબાઈ, આજે કાંઈ મારા ઓરડામાં આવવા ભૂલાં પડ્યાં !" એમ કહીને તેને આવકાર આપ્યો.

"તમે કોઈ દિવસ અમારે ત્યાં ન આવો, ત્યારે અમારે તો આવવું જ જોઇએ કે નહિ ? જો એકબીજાને ત્યાં આવતાં જતાં અને એકબીજા સાથે હળતાં-મળતાં ન રહીએ તો પછી પાડોશી શાનાં ? પાડોશીઓએ તો આવો સંબંધ રાખવો જ જોઇએ." નાથીબાઇએ કોચપર બેસીને કહ્યું.

"તમે પાડોશીના ધર્મને આટલી હદ સૂધી જાણો છો એ બહુ જ ખુશ થવા જેવું છે. હું નથી આવી શકતી તેનું કારણ એ કે, મારે નોકરીપર જવું પડે છે અને નોકરી ઉજાગરાની હોવાથી દિવસનો કેટલોક સમય સુવામાં ચાલ્યો જાય છે. એટલામાટે જો મારાથી આવવા વગેરેનો વિવેક ન જળવાતો હોય, તો તેથી મને અભિમાની ધારીને મારા વિષે ખોટો અભિપ્રાય કૃપા કરીને ન બાંધી લેશો. હું તો તમારી પણ નોકર જ છું એમ માનવું અને કૃપા રાખવી." મેં પૂરેપૂરો વિવેક બતાવ્યો.

"એનું તો કાંઈ નહિ, પણ અમને કોઇ દિવસ તમારું નાટક પણ નથી બતાવતાં એ શું ? જોઇએ તો ટિકિટના પૈસા લેજો. મારે તો તમે નાટકમાં કેવોક પાઠ ભજવો છો, તે જોવો છે. આજે ઘણા દિવસથી વિચાર થયા કરતો હતો, એટલે આજે એ માટે જ આવી છું કે જ્યારે તમારી કંપનીમાં સારું

નાટક હોય ત્યારે રૂપિયા લઈ જજો અને ત્રણેક ટિકિટ લઈ આવજો." નાથી-બાઇએ ફરમાશ કરી.

"બહેન ! એ શું બોલ્યાં ? તમારી પાસેથી વળી પૈસા તે લેવાય ! તમારાં જેવાં સ્નેહી પાસેથી પૈસા લઇએ, તો પછી નાટકમાં નોકરી કરી શા ખપની ! ત્રણને બદલે દશ ટિકિટ જોઇએ તો તૈયાર છે, માત્ર તમારા હુકમની જ વાર છે. આ શનિવારે નાટક બહુ જ સારું છે, માટે શનિવારની ટિકિટો આવતી કાલે હું રિઝર્વ્ડ કરાવીને લેતી આવીશ અને ઘેર મોકલી આપીશ" મેં ઉદારતા દર્શાવી.

"ના, ઘેર ન મોકલશો; હું પોતે જ અહીં આવીને લઈ જઇશ. તમે નાટક મફત બતાવશો, તો હું તેનો બદલો બીજી રીતે વાળી આપીશ. એ તો કોઈ વેંત નમે તો આપણે હાથ નમવું જ જોઇએ." નાથીબાઈ બોલ્યાં.

"ભલે ત્યારે અહીં આવીને લઈ જજો." મેં કહ્યું.

"ચાલો, નાટક તો જાણે શનિવારે જોવાનું નક્કી થયું; પણ ચંપા બહેન, તમે કોઇવાર દેવદર્શન માટે પણ બહાર નથી નીકળતાં એનું શું કારણ વારુ ? કામ તો જીવીશું ત્યાંસુધી કરમમાં લખાયલું જ છે, પણ આ કાયાનું પણ કાંઈ તો કલ્યાણ કરવું કે નહિ ? રોજ નહિ તો ચાર છ દિવસે એકવાર આવતાં હો, તોપણ જાણે ઠીક." નાથીબાઇએ બીજી વાત કાઢી.

"જુઓને બહેન ! તમારું જીવન જૂદા પ્રકારનું અને અમારું જીવન જૂદા પ્રકારનું, એટલે તમે વર્તો તે રીતે અમારાથી ન વર્તાય અને અમારી ચાલે તમારાથી ચાલી ન શકાય. તમારે ભાયડા કમાય અને રસોઇયા રાંધે એટલે દેવદર્શને જાઓ કે ગમે ત્યાં જાઓ તેની ચિંતા નહિ, અથવા તો જો ભાયડો સારી પુંજી મેલી ગયો હોય, તો તમારા જેવી વિધવાઓ પણ અમનચમન કર્યાં કરવાની. પણ અમારો તો જૂદો જ હિસાબ. અમારે તો કમાવવું પણ પોતે અને ઘરનું કામકાજ પણ પોતાના હાથે જ કરવાનું. આ તો વળી મા ને સાસુ છે એટલે કામની ધુંસરી મારી ગર્દનપરથી નીકળી ગઇ છે અને બે ઘડી સૂવા કરવાનો વખત મળી શકે છે; નહિ તો એટલો આરામ પણ ન મળે, તો પછી દેવદર્શન કરવા અને ફરવાહરવા તો ક્યાંથી અને કેમ કરીને જ નીકળી શકાય ? અમે અમારું ગાડું જો તમારા ચીલાપર ચલાવવા જઈએ, તો 'લાંબાની સોડે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય !' એવી જ અમારી ગતિ થઈ પડે, સમજ્યાં ? આ એટલામાટે જ હું ક્યાંય વધારે જતી આવતી નથી. તમે કહેશો તો વળી કોઇવાર તમારી સાથે દેવદર્શને આવીશ." મેં સમર્પક ઉત્તર આપ્યું.

"ચાલો ત્યારે કરો આજે અને અત્યારે જ મંગલાચરણ. અત્યારે શું કામ છે ? નવરાં બેઠાં છો તે બે ઘડી ફરી આવીશું અને તેથી દેવદર્શનનો તેમ જ આનંદનો એમ બન્ને લાભ મળશે. આમ ઘરમાં બેઠાંબેઠાં તો પીટચો જીવ મુંઝાઇ જાય. ચાલો ઉઠો ત્યારે." નાથીબાઇએ બહાર જવાનો આગ્રહ કર્યો.

મારું મન પણ કોણ જાણે શા કારણથી આજે કરામાં લાગતું નહોતું. વાંચવાનું ગમતું નહોતું તેમ જ સૂવાની ઇચ્છા પણ થતી નહોતી, એટલે અચાનક

થએલા તેના આગ્રહને માન આપી સાડી પોલકું પહેરીને હું તેની સાથે જવાને સજ્જ થઇ ગઈ. મને દેવદર્શને જતી જોઇને મારી માતા તથા સાસુને એક પ્રકારનો આનંદ થયો અને મને આવા શુભ માર્ગમાં વાળવા માટે તેઓ નાથીબાઇનો ઉપકાર માનવા લાગી.

અમો બન્ને ગાયવાડીના વચલે રસ્તેથી દાદીશેઠ અગિયારીને રસ્તે થઈ કેથેડ્રલ સ્ટ્રીટમાં આવી, અને ત્યાંથી જ હવેલીઓની શરૂઆત થતી હોવાથી અમે પણ ત્યાંથી જ દર્શનથી નેત્રોને પવિત્ર કરવાનો આરંભ કરી દીધો. લાડૂ બેટીજીના મંદિરમાં થઇને ફિરંગીના દેવળની સ્હામેની સાંકડી શેરીમાં પેસી દાઉજીની ગલીમાં દાઉજીના મંદિરમાં ગયાં, અને ત્યાંથી ભૂલેશ્વરના મોટા રસ્તાપર નીકળી લાલબાવાની હવેલીમાં દર્શન કરી ત્રીજા ભોઇવાડાના મોટા મંદિરની મુલાકાત લીધી. ભૂલેશ્વર લત્તાનું મેં આગળ વર્ણન આપેલું છે, તેવો જ આજનો અને રોજનો ત્યાં દેખાવ હોવાથી બીજીવાર તે વર્ણન આપવાની આવશ્યકતા નથી. માત્ર મંદિરોના અંદરના ભાગમાં સ્ત્રીપુરુષોની અથડાઅથડી અને ભચડાભચડી તેમ જ ઝાપટિયાની ઝાપટ ખાવાનો અલભ્ય પ્રસંગ ઇત્યાદિનો આજે મને પ્રત્યક્ષ નવીન અનુભવ મળ્યો. આપણે તો બીજી વાર હવેલીમાં ન આવવાનો મનમાં નિશ્ચય કરી લીધો અને મનમાં જ કહ્યું કે,–"એ વિષ્ણુનાં દર્શન પેમલી વૈષ્ણવીઓને જ મુબારક! જો આવી ભચડાભચડી અને ઝાપટિયાની ઝાપટથી જ સ્વર્ગ મળતું હોય, તો એવા સ્વર્ગને આપણા નવ ગજના નમસ્કાર છે; આપણે એવા સ્વર્ગનું સુખ નથી ભોગવવું!" ઘણાંખરાં સારાં અને પંકાતાં મંદિરોમાંના ઠાકોરજીનાં દર્શનનો લાભ લીધા પછી મેં નાથીબાઇને પૂછ્યું કે,–"કેમ નાથી બહેન! હવે ઘેર ચાલવું છે કે હજી બે ચાર મંદિરોની માપણી કરવી છે?" એના જવાબમાં તેણે જણાવ્યું કે,–"ના, હવે દર્શન કરવાં નથી, હવે તો ઘેર ચાલીશું; પણ રસ્તામાં મારી એક બેનપણી છે ત્યાં પા કલાક થતાં જઇશું."

"વારુ ત્યારે ચાલો જલદી, મારા તો બાઇ, ટાંટિયા રખડી રખડીને થાકી ગયા. ચાલવાની જરાય ટેવ નહિ, ને એકી વખતે આટલી બધી ભટકી તે કાંઇ કોમળ શરીરથી ખમાય?" મેં ઝટ ઘેર પહોંચી જવાના ઉદ્દેશથી જરાક મીઠું મરચું ભભરાવીને મારા થાકની વાત જણાવી.

નાથીબાઇ અને હું પાછાં વળ્યાં અને તે દાદીશેઠ અગિયારી તરફ વળવાને બદલે કાલબાદેવીના રસ્તા તરફ ચાલ્યાં. તે આગળ અને હું પાછળ હોવાથી તે મમ્મીબાઇના ઘરવાળી ગલીમાં પેઠી અને હું તેની પાછળ ચાલી. છેવટે બે ત્રણ આડીઅવળી ગલીઓને વટાવી મમ્મીબાઇના ઘરની સામે ગલીના ખૂણામાંના જે એક ઘર વિશે મેં આગળ ઇશારો કર્યો હતો, તેમાં તે વીજળીની ઝડપથી પેસી ગઇ અને તેથી મારે પણ તે ગૃહમાં પ્રવેશ કરવો પડ્યો.

આ ઘર માત્ર ઉપર એક જ માળનું હતું (અને અદ્યાપિ છે.) તેના ઉપરના ભાગમાંની વિલક્ષણ વ્યવસ્થા જોઇને મારા તો છક્કા જ છૂટી ગયા. ઉપર બે ત્રણ જૂદા ઓરડા કરેલા હતા અને તે દરેકમાં માત્ર–શય્યાવિભૂષિત પલંગ અને પાણીની

એક માટલી, એક ડોલ અને પ્યાલો તથા લોટો એ વિના બીજો કશો પણ સામાન જોવામાં આવતો નહોતો. આ વ્યવસ્થા જોઇને મને જામનગરમાંની પેલી લંધીના ઘરનું તત્કાળ સ્મરણ થઇ આવ્યું, અને મુંબઇમાં પણ કહેવાતા આબરૂદાર સત્તાઓના મધ્યમાં આવાં નરકાગાર હયાતી ભોગવે છે? એ વિશે જે કાંઈ સાંભળ્યું હતું તેનો સાક્ષાત્ અનુભવ મળ્યો.

અમે જેવાં ઉપર જઇ એક ઓરડામાંના પલંગપર બેઠાં કે લગભગ ત્રીસ બત્રીસ વર્ષની ઉમ્મરની શ્યામરંગી એક સ્ત્રી ઉપર આવી અને તેણે નાથીબાઇને સંબોધીને કહ્યું કે;-"કેમ ચાર પાંચ દિવસ કાંઇ દેખાયાં જ નહિ? પેલો બિચારો, તમે જેને પરમ દિવસે આવવાનું કહ્યું હતું તે ત્રણ ધક્કા ખાઇ ગયો. વાયદા આવા થતા હશે કે? હં-પણ મને રેશમની સાડી અપાવવાનાં હતાં તેનું શું કર્યું? પેલાને રખડાવ્યો તેમ મને પણ રખડાવવાનો વિચાર તો નથી કર્યો ને?"

"લાલબાઈ!" આવું તે શું બોલતાં હશો! એ તો ત્રણ દિવસ હાથ ચોખ્ખો નહોતો એટલે આવી ન શકાયું, નહિ તો વળી એક દિવસ પણ ખાલી જાય ખરો કે? તે આવે તો તેને આવતી કાલે આ વખતે આવવાનું કહેજો અને સાડી ઘેર લઇ રાખી છે તે હું કાલે લેતી આવીશ. તમારા કરતાં સાડી કાંઇ વધારે છે? હજી તો મારામાંથી તમને બીજો પણ ઘણો જ સારો લાભ થવાનો છે." નાથીબાઇએ કહ્યું.

"લાભની આશાથી તો આટલાં કાળાધોળાં કરીએ છીએ અને આટલા જોખમમાં ઉતરીએ છીએ, નહિ તો આટલા અને આવા ઉંડા પાણીમાં શામાટે ઉતરવું જોઇએ? આ પાપી પેટ જે ન કરાવે તે થોડું! આજકાલ એક તમારી અને બીજી અમૃત શેઠાણીની આપણાપર પૂરી મેહરબાની છે એટલે આશીર્વાદ આપીએ છીએ અને મોજ કરીએ છીએ." લાલબાઇએ નાથીબાઇને છાપરે ચઢાવવાનો યત્ન કર્યો.

"તમે તમારી મહેનતનું ખાઓ છો એમાં અમારી મેહરબાની શાની? અમારી ઇચ્છા પૂરી કરવા ઉપરાંત તમે અમારી આબરૂ જાળવો છો, એ તમારો કાંઇ જેવો તેવો ઉપકાર નથી." નાથીબાઇએ ખુશામદનો બદલો ખુશામદથી વાળી આપ્યો.

"તમારા જેવાં કદરદાન થોડાં જ હોય છે. કેટલીક તો રાંડો એવી આવે છે કે, ગરજની વેળાએ પોતાનો મતલબ કાઢી જાય અને છેવટે ફજેતો થાય ત્યારે જ પાંચ પૈસા કાઢે; નહિ તો ગરજ સરી એટલે વૈદ્ય વેરીનો જ હિસાબ!" લાલબાઇએ માર્મિકતાથી ભયનો ભાસ કરાવ્યો.

"પણ લાલબાઇ! અમૃત શેઠાણીનો વર તો આફ્રિકાથી આવ્યો છે ને? વળી મુંબઇમાં હોવા છતાં તે અહીં આવી શકે છે ખરી?" નાથીએ પૂછ્યું.

"વર આફ્રિકાથી આવ્યો છે તો શું થયું? એ તે કાંઇ એકલા વરપર જ બાંધી બેઠી છે? રહે છે વાલકેશ્વર તોય અહીં રોજ પાંચ સાડા પાંચ વાગે આવે છે, ભૂલેશ્વરના મોટા રસ્તાપર ગાડી ઉભી રખાવી દાઉજીની ગલીને પાછલે રસ્તે અહીં ચાલી આવે છે અને અડધા પોણા કલાકમાં પાછી છટકી જાય છે. ગાડીવાળો અને ભૈયો જાણે કે શેઠાણી દર્શન કરવા ગયાં છે! ગાડીવાળાથી તો ગાડી રેઢી મૂકીને અવાય નહિ, પણ કદાચિત્ કોઈ વાર ભૈયો પીછો પકડે એટલામાટે ભૈયાને શેઠાણીએ

એનો મારી મૂક્યો છે કે, આંખે જોવા છતાં તે આંધળો બની જાય છે તો પછી પીછો તો શાનો જ પકડે? એ તો મોટાના ઘરના ગોટાળા પણ મોટા હોય, સમજ્યાં? આવા ગોટાળા ન થતા હોય તો અમારા જેવાનું ગુજરાન કેમ કરીને ચાલી શકે વારુ? એ તો આ જે થાય છે તે બધું ઠીક જ થાય છે." લાલબાઇએ અમૃત શેઠાણીનો પાડો વાંચી સંભળાવ્યો.

"ત્યારે અમૃત શેઠાણી ચાલાક તો ખરેખરી. સ્ત્રીચરિત્ર તો એના બાપનું જ કહી શકાય" નાથીએ આશ્ચર્ય દર્શાવ્યું.

"અરે ચાલાક તે કાંઇ જેવી તેવી! એક દિવસ તો તેનો વર પોતે ગાડીમાં બેઠો હતો અને પોતે અહીં આવી ગઈ હતી. એના જેવી હિંમતવાળી તો ઘણી જ થોડી બાયડીઓ મળી શકશે. અમે આ ધંધો કરીએ છીએ, છતાં અમારા જાણીતાંના દેખતાં આટલી હિંમત અમારાથી પણ ન કરી શકાય. હમણા પા કલાકમાં કે અડધા કલાકમાં આવવી જોઇએ." લાલબાઇએ અમૃત શેઠાણીનાં વધારે વખાણ કર્યાં.

"વારુ, ત્યારે હવે હું જવાની રજા લઇશ; કારણ કે, આ બાઈ સાથે છે અને એમને ઘેર જવાની ઉતાવળ છે;" એમ કહીને નાથીબાઈ ઉઠી અને તેની સાથે હું પણ ઉઠીને ઉભી થઈ.

"આ બાઈ કોણ છે? કાંઈ પણ કામકાજ હોય, તો કોઈ પણ જાતના ખટકા વગર ફરમાવવું, અહીંની વાત જીવ જતાં પણ બહાર જાય તેમ નથી." લાલબાઇએ પ્રથમ નાથીને અને પછી મને ઉદ્દેશીને કહ્યું.

"હાલ તરત તો તેવું કાંઈ કામ નથી, વળી જરૂર પડશે તો જણાવીશું; તમે ક્યાં પારકાં છો જે? અમે તો આ ઘરને અમારું પોતાનું જ ઘર માનીએ છીએ. એ તો આજે અમસ્તાં મારી સાથે આવ્યાં છે." નાથીબાઇએ જવાબ આપી દીધો.

આ ઘરમાંથી નીકળતાં કોઈ જોશે તો શી કલ્પના કરશે, એવી ભીતિ લાગવાથી હું જરાક ઘુંઘટો તાણીને બહાર નીકળી, પણ નાથીબાઈ તો વીજળીના ઝબકારાની પેઠે પલકારામાં બહાર નીકળી ગઈ. ગલી ઓળંગીને બહારના મોટા રસ્તાપર આવ્યા પછી નાથીએ મને પૂછ્યું:–"એ કોનું ઘર હતું તે તમે નાટકવાળાં હોવાથી સમજ્યાં તો હશો જ, એટલે મારે નવેસરથી જણાવવાની અગત્ય નથી. પણ ચંપા બહેન! મેં તમારામાં વિશ્વાસ રાખ્યો છે એટલે આ વાત કોઇને જણાવશો નહિ."

"એ વિષે તમારે નિશ્ચિન્ત રહેવું. પણ એ ઘરવાળીનો ઇતિહાસ કૃપા કરીને મને જણાવશો અને એકદમ તમે મારામાં આટલો બધો વિશ્વાસ રાખીને પોતાનો બધો ભેદ જણાવી દીધો તેનું કારણ દર્શાવશો? વળી તમે આટલાં બધાં બેપરવા કેમ થઈ શકયાં અને આ માર્ગ તમને કોણે બતાવ્યો એ જાણવાની પણ મારી અતિશય ઉત્કંઠા છે." મેં કહ્યું.

"એ તમારી જિજ્ઞાસાને હું અવકાશ મળતાં અવશ્ય તૃપ્ત કરીશ." નાથીએ હા પાડી.

અમો બન્ને ઘેર આવી લાગ્યાં.

---

## પ્રકરણ ૩૧ મું
## દેવકુમારી મુંબઇમાં

નાથીબાઇની નફટાઇનો વૃત્તાંત સાંભળવામાટે મારુ મન અતિશય આતુર બની ગયું હતું, પણ બનાવ એવો બન્યો કે, નાથીબાઈ અને હું જે દિવસે બહાર જઈ આવ્યાં તેને બીજે દિવસે જ નાથીબાઇને અચાનક પ્રચંડ જ્વરની બાધા થઈ ગઈ, અને એક સો ચાર ચાર ને પાંચ પાંચ ડિગ્રી સુધી તાવ રહેવા લાગ્યો તેથી તેનાથી મને એકાંતમાં મળી શકાયું નહિ, અને લાચારીએ એ વાતને મુલતવી રાખવી પડી. હું રોજ એક બે વાર તેની તબીયતની ખબર પૂછવા તેને ત્યાં જઈ આવતી અથવા તો મારી માતાને મોકલી સમાચાર પૂછાવતી હતી. તેનો એ તાવ લગભગ નવથી દશ દિવસ સુધી લંબાયો, અને તે વચ્ચે એક બીજો બનાવ બન્યો કે જેના દિગ્દર્શનની અહીં ખાસ અગત્ય છે.

એક દિવસ સવારમાં દશ સાડાદશ વાગ્યાને સુમારે હું અમારા કોરોનેશન થીએટરમાં ઑર્કેસ્ટ્રા ક્લાસની એક સીટપર બેઠી હતી, અને રીહર્સલનો ટાઇમ હોવાથી સ્ટેજપર રીહર્સલ ચાલતુ હતું. એવામાં દરવાજાપર બેસતા રામોસીએ આવીને ખબર આપી કે:–"ચંપાબાઈ! બહાર ગાડીમેં કોઈ સેઠાની આઈ હય, ઔર વો આપસે મિલના ચાહતી હય." હું એ સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગઇ અને પ્રથમ તો મને એવો જ ભાસ થયો કે, વખતે તાવમાંથી ઉઠીને નાથીબાઇ જ મને મળવા આવી હશે. પણ જ્યારે અંદરથી ઉઠીને હું દરવાજામાં આવી અને લેંડોગાડીમાં એક બીજી જ અબળાને બેઠેલી જોઈ, એટલે વળી મારા આશ્ચર્યમાં અધિક વૃદ્ધિ થઈ, અને મારા હૃદયને હું પૂછવા લાગી કે, 'આ વળી અહીં મુંબઇમાં શામાટે આવી હશે?' એ આગંતુક અબળાને હું સારી રીતે ઓળખતી હતી અને મારા વાંચનારા પણ એની સાથે પરિચિત થઈ ગયલા છે, એટલે એની નવેસરથી ઓળખાણ આપવાની કશી પણ અગત્ય નથી. પ્રિય વાંચકો! એ બીજી કોઇ નહિ, પણ દિલ્લીમાંની મારી પાડોશણ ધનાઢ્ય અને વૃદ્ધ વિધવા દેવકુમારી જ હતી. હું ગાડીની પાસે ગઈ, અને મારા હૃદયમાં તેના પ્રતિ ધિક્કાર હોવા છતાં બાહ્ય વિવેક દર્શાવીને પૂછ્યું કે:–"ઓહો, દેવકુમારીબાઈ! તમે અહીં મુંબઈમાં ક્યાંથી પધાર્યાં? આવો, પધારો."

"હા, આવો, જરા એકાંતમાં બેસીએ એટલે ચાર વાતો કરી શકાય. હં, પણ મારા અત્યારે અહીં આવવાથી તમારા કામમાં કાંઇ ખલલ થાય તેમ તો નથીને? જો તેમ હોય તો આપણે મળવાની બીજી વેળા અને બીજી જગ્યા મુકરર કરીએ." દેવકુમારીએ ગંભીરતાથી પૂછ્યું.

"નહિ જી, ખલલ બલલ કાંઈ પણ થાય તેમ નથી, આપ સુખેથી આવો. હજી રીહર્સલ પૂરું થતાં લગભગ દોઢ કલાક લાગશે અને તેટલા વખત સુધી આપણે એકાંતમાં વાતચીત કરી શકીશું. અહીં ખાનગી ઓરડાની પણ સગવડ છે." મેં આગ્રહ કર્યો; કારણ કે, તે મુંબઇમાં શા હેતુથી આવી હતી એ મારે જેમ બને તેમ ઉતાવળથી જાણી લેવું હતું.

"ભલે ત્યારે ચાલો." એમ કહીને દેવકુમારી ગાડીમાંથી નીચે ઉતરી.

થીએટરના દરવાજાના ડાબા હાથપર આવેલા ઈશાનીની ઉપરના ઓરડામાં બહારના દાદરપરથી જ હું તેને લઇ ગઇ. ત્યાં કોચ, ખુરસી, ટેબલ વગેરેની સારી સગવડ હોવાથી અને તેનું પ્રવેશદ્વાર થીએટરના દ્વારથી ભિન્ન હોવાથી કોઇવાર રાતે કોઇ પરિચિત ગૃહસ્થ સ્ત્રીઓ નાટક જોવા આવતી તો તેમનો પણ પાણી, ચાહ અને પાન વગેરેથી એ ઓરડામાં બોલાવીને જ હું સત્કાર કરતી હતી. જો કે એ ઓરડો અમારા શેઠજીના ખાનગી વપરાશનો હતો, છતાં મને તેનો ઉપયોગ કરવાની સદર પરવાનગી હતી. એ ઓરડાની પાછળની બારી સ્ટેજના દરવાજાપર પડતી હોવાથી ત્યાં જવા પછી સ્ટેજપરથી મેં એક મિસ્રીને બોલાવ્યો અને ગોખલેના હોટેલમાંથી બે સ્પેશિયલ સ્ટ્રૉંગ કપ ચાહ અને આત્મારામને ત્યાંથી મશાલેદાર બે પાનપટ્ટી લાવવાનું કહ્યું.

"ચંપા બહેન! ચાહ મંગાવવાની કાંઇ પણ અગત્ય નથી, હું ચાહ નાસ્તો લઇને જ અહીં આવી છું. તમારો આટલો ચાહ છે, એ જ બસ છે." દેવકુમારીએ નિત્યના પરિચયનો સર્વ સાધારણ થઇ પડેલો વિવેક બતાવીને કહ્યું.

"આ તો મુંબઇ છે, જ્યાં જશો ત્યાં ચાહનો કપ અને પાન આગળ આવશે. વળી દિલ્લીમાં તમે અમારી કાંઈ થોડી બરદાસ્ત કરી નથી. તમારી તે માયા અને મમતાનો બદલો તો વાળી શકાય તેમ છે જ નહિ. તમારા જેવાં અતિથિ ચાલી ચલાવીને અમારે ત્યાં આવે અને અમે ચાહથી પણ તેમનો સત્કાર ન કરીએ, તો પછી અમારી મનુષ્યતા શી વારુ! એ તો જે શિષ્ટાચાર છે તે થવો જ જોઇએ." મેં કાંઇક કટાક્ષ અને કાંઇક વિવેકના ભાવથી મિશ્રિત વાક્યો ઉચ્ચાર્યાં.

"ચંપા બહેન! આજ કાલનો બધો સત્કાર ચાહકૉફીના ઉના પાણીમાં જ આવીને સમાઇ ગયો છે; ઠીક છે, દુનિયા જેમ ચાલે છે તેમ તેને ચાલવા દો. હં, પણ મુંબઇમાં તમારી તબીયત તો ઠીક રહે છે ને? ઘણાકોને મુંબઈનું પાણી લાગે છે, અને કબજિયાત તથા એવી જ બીજી બાધા તેમના શરીરને થઇ પડે છે તેવું તો કાંઇ તમને નથી થયું ને?" દેવકુમારીએ વિષયાંતર કર્યો.

"ઈશ્વરની કૃપાથી આપણને તો તેવી કશી પણ બાધા થઈ નથી અને હવે પછી થવાનો ભય પણ નથી. આપણને તો જેવું લખનૌ હતું, જેવું દિલ્લી હતું, તેવું જ મુંબઇ છે. ત્રણ વાર ખવાય છે, નોકરી થાય છે અને મોજ કરાય છે. હશે; પણ એ તો જણાવો કે, આપની આમ અચાનક મુંબઇમાં શા કારણથી પધરામણી થઇ છે? આપ જેવાં એક શ્રીમંત બાનુને પ્રવાસનો આટલો બધો પરિશ્રમ શા કારણથી લેવો પડ્યો વારુ?" મેં મારી મૂળ વાર્તાપર આવીને પૂછ્યું.

"મારું અહીં આગમન થવાનાં બે કારણો છે. પ્રથમ કારણ તો એ કે અહીંની એક બૅંક તૂટી છે, તેમાં મારા લગભગ વીસ હજાર રૂપિયાનો ગોટાળો થયો છે. બૅંકની દિલ્લીની શાખા સાથે મારો વ્યવહાર હતો, પણ એની હેડ ઑફિસ અને એ બૅંકના કર્તાકારવતાઓ મુંબઈમાં હોવાથી અહીં તે વિશેની વધારે

સારી માહિતી મળી શકશે અને નાણાં મળશે કે જશે એનો નિર્ણય પણ કરી શકાશે. વળી અહીંના કેટલાક શેરો મારી પાસે છે અને શેરબજારની, શેરોના ભાવમાં એકદમ પચીસ, ત્રીસ, અને ચાળીસ ટકા જેટલો ઘટાડો થવાથી, એવી કફોડી હાલત થઈ પડી છે કે એમાં પણ કદાચિત્ મારા પાંચપંદર હજારની હોળી થવાનો સંભવ છે, તો એ શેરબજાર હજી પણ વધારે ગબડશે કે શેરોના ભાવ આગળ જતાં વધશે એ જાણી લઇ હાલ તરત શેર રહેવા દેવા કે ભવિષ્યમાં વધારે ખોટ ખાવા કરતાં અત્યારની ખોટ ખમીને વેચી નાખવા, એ વિશેની પણ મારે વ્યવસ્થા કરવાની છે; આ મારા આવવાનું પ્રથમ અને મુખ્ય કારણ છે, અને જ્યારે અચાનક આમ મુંબઇના પ્રવાસનો યોગ બની આવ્યો છે, તો ડાકોર, નાસિક અને દ્વારિકાની યાત્રા પણ કરતાં આવવું, એ બીજું કારણ. આવતાં ડાકોરથી તો હું થતી આવી છું અને અહીંના કામમાંથી વખત મળશે એટલે નાસિક જવાનો વિચાર છે, અને છેવટે જતી વેળાએ દ્વારિકાની યાત્રા કરી પોરબંદર આવી, રેલ્વેને રસ્તે બારોબાર દિલ્હી તરફ વળવાની મેં યોજના કરેલી છે. અહીં આવ્યા પછી યાદ આવ્યું કે, તમારી નાટકમંડળી મુંબઇમાં છે એટલે તમને મળવાની ઉત્કંઠા થઇ આવી, અને તે ઉત્કંઠા જ મને અહીં નાટકશાળામાં ખેંચી લાવી." દેવકુમારીએ પોતાના આવવાનાં કારણોનું વર્ણન ફરી સંભળાવ્યું.

એટલામાં મિસ્ત્રી ચાહ અને પાન લઈને આવી લાગ્યો. અમો બન્નેએ ચાહ અને પાનને ઇન્સાફ આપ્યો, અને મિસ્ત્રીને મારા ખીસામાંથી પૈસા આપીને વિદાય કર્યાં પછી મેં દેવકુમારીને ઉદ્દેશીને કહ્યું કે.—"જો કે તમારા આગમનનું મૂળ કારણ ભયાનક છે, તમને ધનની ભયંકર હાનિ થવાનો સંભવ છે, છતાં છે એવું કે, કાનખજૂરાનો એક પગ રહ્યો તોય શું ને ભાંગ્યો તોય શું? આટલી મોટી મિલકતમાં આટલી ખોટથી કાંઇ ઓછપ થઇ જાય તેમ નથી. તોપણ વિના કારણ એટલા પૈસા પણ શામાટે જવા દેવા, એ હેતુથી તમે અહીં આવ્યાં એ ઠીક જ કર્યું. ચાલો એ કારણથી તમને તીર્થયાત્રાનો અલભ્ય લાભ મળશે અને અમને તમારાં દર્શનનો અલભ્ય લાભ મળ્યો, એ પણ કપિલાષષ્ઠિનો યોગ જ કહી શકાય. પણ તમે તમારો ઉતારો ક્યાં રાખ્યો છે વારુ?"

"હાલ તરત તો કાવસજી પટેલ તળાવ પાસેના હીરાબાગમાં જ ઉતારો રાખ્યો છે. ત્યાં રહેવા અને રાંધવા વગેરેની ઘણી જ સારી સગવડ છે. પણ એ ધર્મશાળામાં અમુક દિવસ પર્યંત પ્રવાસીને રહેવા દેવાનો અને જો વધારે દિવસ રહેવું હોય તો તેમાટે ધર્મશાળાના માલિકની લિખિત પરવાનગી મેળવવાનો નિયમ હોવાથી જો વધારે દિવસ અહીં રોકાવાનું થશે, તો મહિના બે મહિના-માટે કોઇ સારી જગ્યા ભાડે રાખી લેવાનો અને ફર્નીચર વગેરે જોઇતી ચીજો ભાડેથી મગાવી લેવાનો મારો વિચાર છે. મને અહીં આવ્યાને બે દિવસ તો થઇ ગયા છે, અને હજી ત્રણ ચાર દિવસ સુધી વાંધો આવે તેમ નથી, એટલામાં વિચાર કરીને કરવાની હશે તે વ્યવસ્થા કરી લેવાશે." દેવકુમારીએ ખુલાસો કર્યો.

"શ્રીમંત મનુષ્યોને તેઓ ગમે ત્યાં જાય તોય કાંઈ પણ અડચણ પડતી જ

નથી. પૈસા તેમને બધી સગવડ કરી આપે છે. જે અગવડ ભોગવવી પડે છે તે અમારાં જેવાં ગરીબોને જ. જો આપની ઇચ્છા હોય, તો આ ગરીબ દાસીનું ઘર આપના નિવાસમાટે તૈયાર છે અને ત્યાં આપને જોઇતી બધી સગવડ કરી શકાશે. બહારથી સામાન માગવવાની પણ અગત્ય નથી." મેં મારાથી કરી શકાય તેટલા વિવેકની સીમા કરી બતાવી.

"પણ ચંપા બહેન! તમારી સાથે તમારા ઘરમાં યૂસુફ હશે તેનું કેમ? જો હું તમારા ઘરમાં રહું અને અહીંના મારા લાગતાવળગતા કે ઓળખીતા પાળખીતાઓના જાણવામાં એ વાત આવે, તો મારામાટે બહુ ભયંકર ઘટના થઇ પડે. છે તો કાંઇ પણ નહિ. બધાં સ્ત્રીપુરુષો નીતિનાં પૂતળાં છે એ તો બધુંય હું જાણું છું, છતાં બહારનો દેખાવ તો જાળવવો જ જોઇએ. અત્યારે તો વળી મારે એ દાંભિકો પાસેથી કેટલુંક કામ પણ લેવાનું છે, એટલે હાલ તરત તો રહેવાની જૂદી ગોઠવણ જ કરવા દ્યો. વળી બીજીવાર કોઇ વાર એકલી આવીશ ત્યારે તમારે ત્યાં જ છાવણી નાખીશ." દેવકુમારીએ મારે ત્યાં ન રહેવાનું કારણ દર્શાવ્યું.

"ત્યારે તમારી જોડે અત્યારે બીજું પણ કોઇ છે ખરું કે?" મેં પૂછ્યું.

"આટલા દૂરના પ્રવાસે હું એકલી આવી શકું ખરી, અને તે પણ વળી આવા પ્રસંગે? મારી સાથે મારા કાર્યભારી રમાનાથ, એક દાસ અને એક દાસી તથા રસોઇયો મળી બીજાં ચાર માણસ છે, ને હું પોતે પાંચમી. પાંચ માણસનો કૂડો તમારે ત્યાં પાલવે ખરો? તમારી લાગણીમાટે હું તમારો આભાર માનું છું; પણ હાલ તમારી ઇચ્છાને મારાથી માન આપી શકાય, તેવી સ્થિતિમાં હું નથી." દેવકુમારીએ ઉત્તર આપ્યું.

"ચિંતા નહિ, વળી બીજી વાર વાત. પણ શેઠાણી દેવકુમારી! એક વાત મારે આપને જણાવવાની છે અને તે એ કે, યૂસુફ દિલ્લીમાંથી કંપની ઉપડતી વખતે મારાથી છૂટો પડ્યો તે સમયથી મારી સાથે તેનો કશો પણ સંબંધ નથી, તે કંપનીમાં નોકર પણ નથી અને હવે મારી સાથે મારા ઘરમાં રહેતો પણ નથી. મારી આખી જીન્દગી બદલાઇ ગઇ છે. મેં મારા પરણેલા પતિ, મારી સાસૂ અને મારી માતાને અહીં બોલાવ્યાં છે, અને અમે બધાં કાલબાદેવી-ગાયવાડી જેવા ગૃહસ્થોના લત્તામાં તથા ગૃહસ્થોના માળામાં સાથે જ રહીએ છીએ મારી માતા અને સાસૂ દાયણનો ધંધો કરે છે અને મારો ધણી કુલાબાના એક રૂના વ્યાપારીને ત્યાં નોકર છે, હું હજી નાટકમાં છું ખરી, પણ અહીં કંપની છે ત્યાં સુધી જ, અહીંથી કંપની ઉપડશે એટલે મારી નાટકની નોકરીનો પણ અંત આવી જશે. ભલે આપ મારે ત્યાં ન ઉતરો તો તે એક જૂદી વાત છે, પણ એક વાર હું મારે ત્યાં આપને એકલાંને જમવા તો અવશ્ય બોલાવીશ, અને તે વેળાએ મારી હાલની હાલતને આપ પોતાની આંખોથી જોઇને તે વિશેની ખાતરી કરી શકશો. આપને માટે બ્રાહ્મણને બોલાવી રસોઈ કરાવીશું, એ વિષે નિશ્ચિન્ત રહેશો. યૂસુફ સાથેના મારા ભૂતકાળના સંબંધની વાર્તાને કોઇ જાણતું નથી, અને હવે તે કોઇને જણાવવાની અગત્ય પણ નથી. હવે તો ઈશ્વર મને મારા હક્કદાર

ધણીની આજ્ઞામાં રહેવાની બુદ્ધિ આપે અને તેની સેવામાં જ મારા આયુષ્યની સમાપ્તિ થઇ જાય, એટલી જ મારી ઇચ્છા છે." મેં તેને મારી બદલાયલી અવસ્થાનો પરિચય કરાવ્યો.

"આ તો બહુ જ આનંદની વાર્તા! તમારી અવસ્થામાં આટલો બધો ફેરફાર થઇ જશે, એમ મેં તો સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. આમ છે તો હું અવશ્ય એકવાર તમારા આમંત્રણનો સ્વીકાર કરીશ. પણ ત્યારે યૂસુફ મુંબઇમાં તો નહિ જ હોય કેમ? તમારી કંપનીમાં તે નથી તો મુંબઇમાં પણ ક્યાંથી હોય?" દેવકુમારી ધીમે રહીને મુદ્દાની વાતપર આવી લાગી.

"ના, કંપનીમાં નોકર નથી, છતાં છે મુંબઇમાં જ. દિલ્લીથી ભયંકર સિફિલિસ–વિસ્ફોટક–ના રોગથી પીડાતો અહીં આવ્યો છે અને તેની અત્યારે એવી બુરી હાલત છે કે તેના બચવાની લેશ માત્ર પણ આશા નથી. મેં તેને આશ્રય આપીને અહીં પાસે જ એક જૂદી જગ્યા ભાડે લઇને તેમાં રાખ્યો છે અને નોકર ચાકરની પણ ગોઠવણ કરી આપી છે. પણ તે આશ્રય એક સાધનસંપન્ન ભગિની પોતાના દુઃખી ભાઇને આપે, તેવા પવિત્ર આશયથી જ આપવામાં આવ્યો છે. હવે એની સાથે કોઈ પણ પ્રકારનો અપવિત્ર અને વિકારમય સંબંધ રાખવાની મારી ભાવના નથી. વ્યભિચારને હવે હું ધિક્કારું છું; કારણ કે, અજ્ઞાન દૂર થતાં મને જ્ઞાનચક્ષુની પ્રાપ્તિ થઈ છે અને તેણે મને સત્ય શું છે અને અસત્ય શું છે, તે બરાબર બતાવી આપ્યું છે. શ્વાનચેષ્ટા કરવામાં કશો પણ સાર નથી, ઘરઘરના ટુકડા ખાવા એનું નામ શુદ્ધ સંસારવ્યવહાર નથી. અસ્તુ; જો આપની યૂસુફને મળવાની ઇચ્છા હોય, તો અત્યારે જ ચાલો–અહીંથી બે મિનિટનો જ રસ્તો છે. હું રીહર્સલમાંથી નીકળી તેની પાસે થઇને પછી જ ઘેર જાઉં છું. તમે ચાલવાનાં હો, તો અત્યારે જ રજા લઇને સાથે આવવા હું તૈયાર છું." દેવકુમારીને ચટકો લગાવવામાટે મેં વ્યભિચાર વિરુદ્ધ એ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા અને ખરેખર એ ઉદ્ગારો મારા અંતઃકરણમાંથી જ નીકળેલા હતા.

મારા આ ઉદ્ગારોને સાંભળીને દેવકુમારીના મુખમંડળમાં કાંઇક કૃષ્ણતાની છટા દેખાવા લાગી અને તેથી હું કલ્પના કરી શકી કે, અવશ્ય મારા એ ઉદ્ગારોનું તેના હૃદયમાં કોઈ પણ પ્રકારનું પરિણામ થએલું હોવું જોઇએ. યૂસુફને મળવા વિશેના મારા બોલવાના જવાબમાં તેણે જણાવ્યું:–"યૂસુફ પણ એકવાર મારો પાડોશી હતો અને તેથી તે અત્યારે આમ અંતની ઘડીએ આવી લાગ્યો છે, તો મારે તેને મળવામાટે તો એકવાર આવવું જ જોઇએ. પણ અત્યારે લગભગ બાર વાગવા આવ્યા છે. જમવાનો વખત થઇ ગયો છે, અને બધા મારી વાટ જોઇને બેસી રહ્યાં હશે; એટલે હવે હું કાલે બરાબર સાડા નવ વાગે આવીશ અને તમે રજા લઇને મારી સાથે ચાલજો. હું ધારું છું કે, અત્યારે તમારો રીહર્સલનો ટાઇમ તો પૂરો થવા આવ્યો છે, એટલે આવવું હોય તો મારી ગાડીમાં જ આવો, હું તમને ઘેર મૂકીને જઇશ અને તમારું ઘર પણ બહારથી જોઇ શકાશે."

"હા છે, ભલે ચાલો." એમ કહી હું પણ તેના સાથે ગાડીમાં બેસી ગઇ.

ગાડીને માણેક બિલ્ડીંગ નીચે ઉભી રખાવીને નોકરને યૂસુફની તબીયતના સમાચાર પૂછ્યા અને સાંઝે આવવાનું જણાવી ગાડીવાળાને હાંકવાનો હુકમ કરી દીધો અને ગાયવાડીમાંના રોમન કૅથોલિક ચર્ચ પાસે લઈ જવાનું જણાવ્યું. ગાડી ભાડાની નહિ, પણ ઘરની હોવાથી મેં દેવકુમારીને પૂછ્યું:-"આ ગાડી દિલ્લીથી સાથે લેતાં આવ્યાં છો કે શું? ઘોડો ચાલવામાં ઘણો જ સારો જણાય છે અને તેથી કલ્પના કરી શકાય છે કે, એ સારી જાતનો અને સારી કીમતનો હોવો જોઇએ."

"ગાડી ને ઘોડાં તે વળી દિલ્લીથી અહીં સુધી લાવતાં હશે? એ તો અહીંના અમારા ઓળખીતા એક ધનવાન્ ગૃહસ્થની ગાડી છે અને તે અહીં જેટલા દિવસ અમે રહીએ તેટલા દિવસ વાપરવા માગી લીધી છે. એ ગૃહસ્થની ત્રણ ચાર ગાડીઓ છે એટલે એક ગાડી અમને આપવાથી તેને કાંઈ અગવડ ભોગવવી પડે તેમ નથી." દેવકુમારીએ જવાબ આપ્યો.

"જેને આવી ત્રણ ચાર ગાડીઓ છે, તેના વાડી બંગલા અને માળા પણ જરૂર હશે જ. આવા આવા ગૃહસ્થો સાથે અહીં આપનો પરિચય હોવા છતાં આપ ધર્મશાળામાં ઉતર્યાં, અને જો વધારે દિવસ રહેવાનું થાય તો પોતાની જૂદી જગ્યા ભાડે રાખી ભાડેથી સામાન મગાવવાનો વિચાર કરો છો, એનું શું કારણ હશે, એ હું સમજી શકતી નથી. શું તમો મહિનો બે મહિના મુંબઇમાં રહેવાનાં હો, તો આવા સમર્થ ગૃહસ્થો આપની સગવડ ન જાળવી શકે કે? આ તો એક જાતની અજાયબીજ કહેવાય." મેં એક વિલક્ષણ, પણ યથાર્થ શંકા ઉપસ્થિત કરી.

દેવકુમારી થોડીવાર સુધી તો આનું શું ઉત્તર આપવું તેના વિચારમાં પડી ગઇ. છેવટે બે ત્રણ મિનિટ પછી બોલી કે:-"ચંપા બહેન! હું પડી સ્વતંત્ર સ્વભાવની સ્ત્રી, એટલે બીજાના ઘરની જરાપણ પરતંત્રતા આપણને પાલવે જ નહિ. એવા ગૃહસ્થના પરિવારવાળા ઘરમાં જઇને મેહમાન તરીકે રહીએ, તો તેમની સ્ત્રીઓના સહવાસમાં જ વધારે વખત વીતાડવો પડે, અને ક્યાંક બહાર નીકળવું હોય તો વખતે ત્યાંની કોઈ સ્ત્રીની લફ પણ સાથે વળગે અને આપણને તે અડચણ કરનારી હોય, એટલે એ મીયાં મહાદેવનો બનાવ થાય જ નહિ. વળી બીજાના ઘરમાં રહેવાથી જરાજરા વાતનો મનમાં સંકોચ થયા કરે, અને તેના ઘરની સ્ત્રીઓ જો સંકુચિત સ્વભાવની હોય તો પાંચપાંચ માણસના ટોળાના ખર્ચને પોતાના માથાપર આવી પડેલો જોઇને કદાચિત્ બોલે નહિ તો મનમાં બળ્યાં કરે, એ સર્વ કારણોથી ધર્મશાળામાં પોતાના ખર્ચે અથવા તો પોતાની જગ્યા લઇને તેમાં રહેવાનું જ હું વધારે પસંદ કરું છું. કોઇને ત્યાં આવીને પ્રથમથી જ ઉતરવાનો રિવાજ મેં રાખ્યો નથી, અને તેથી હવે એ વિશે કોઇ પણ કાંઈ બોલતું નથી."

દેવકુમારીનો આશય મારા સમજવામાં આવી ગયો. એ ખરી વાત છે કે, જે મનુષ્ય સ્વચ્છંદ અને પોતાની ગમે તેવી યોગ્ય કે અયોગ્ય ઇચ્છા પ્રમાણે વર્તનાર હોય છે, તેને, 'કદાચિત્ કોઈ મારા ભેદને અથવા દુરાચારને જાણી જશે તો?' એવા ભયથી કોઈ પણ સારા મનુષ્યનો સંગ કે સહવાસ ગમતો નથી, અને જો તેવા સહવાસમાં રહેવાનો ન છૂટકે પ્રસંગ આવી પડે, તો તેનો તેટલો સમય

બંદિવાસ જેવો જ પસાર થાય છે. દેવકુમારી તેવા જ પ્રકારની એક સ્વૈરિણી હોવાથી જો તેને આવી પરતંત્રતા ન ગમે, તો તે સ્વાભાવિક જ હતું. ઉપર પ્રમાણે બરાબર ખુલાસો મળી ગયા પછી એ વાતને વધારે છેડવાનું મેં વ્યાજબી ન ધાર્યું; કારણ કે, હજી તેના હૃદયમાં યૂસુફ વિશે શી ભાવના અને કેવીક લાગણી હતી. તે મારે જોવાનું હતું. એટલામાં તો ગાડી ગાયવાડીમાં મારા ઘરની ગલી આગળ આવીને ઉભી રહી અને મારો દેવકુમારીથી તરતને માટે છૂટા પડવાનો વખત આવી લાગ્યો.

ગાડીમાંથી ઉતરીને મેં પૂછ્યું કેઃ—"ત્યારે આવતી કાલે બરાબર સાડા નવ વાગે નાટકશાળામાં પધારશોને? વળી મારે વાટ જોઇને બેસી રહેવું ન પડે."

"બરાબર સાડા નવ વાગે આવીશ. તમારે તો નોકરીપર જવાનું જ છે ને? તો પછી ખાસ મારી વાટ જોઇને શાનું બેસી રહેવું પડશે? યૂસુફને પણ જો તેની પાસે જાઓ, તો મારા આવવાની ખબર આપી દેજો. વારુ ત્યારે અત્યારે તો પ્રણામ" દેવકુમારીએ કહ્યું.

તેની ગાડી તેના ઉતારાની દિશામાં ચાલી ગઇ અને હું ઘેર જવામાટે મારા ઘરની ગલીમાં પેઠી.

આજની દેવકુમારીની મુલાકાતથી આજ સુધી મારા હૃદયમાં ઘર કરી બેઠેલી એક શંકાનો નિર્ણય થઈ ગયો. તે એ કે, અત્યાર સુધી મારી એવી ધારણા હતી કે, યૂસુફ જે ભયંકર રોગનો ભોગ થઈ પડ્યો હતો, તે રોગની બાધા તેને દેવકુમારીના સંસર્ગથી જ થએલી હોવી જોઇએ. અહીં કદાચિત્ કોઈ એવો વાદ ઉપસ્થિત કરે કે, 'આવા રોગો વેશ્યા સ્ત્રીઓમાં જ હોઇ શકે, ગૃહસ્થ સ્ત્રીઓમાં આવા રોગનો નિવાસ સર્વથા અશક્ય છે' તો તેમને હું કહીશ કે, સાહેબ! માફ કરજો; આ બાબતનો તમને કશો અનુભવ જ નથી; તમે જે બોલો છો તે ઉપર ચોટિયા જ્ઞાનનું જ પરિણામ છે. મારી માતા અને સાસુ સાથે દાયણના ધંધાનો અનુભવ લીધા પછી અનેક ગૃહસ્થ સ્ત્રીઓમાં પણ એ રોગનો મેં ભયકર પ્રસાર મારી નજરે જોએલો છે. ગૃહસ્થ સ્ત્રીઓમાં એ રોગના આગમનનાં બે કારણો છે. એક તો ગૃહસ્થ હોવા છતાં જે સ્ત્રી વ્યભિચારિણી હોવાથી ગમે તેવા પરપુરુષના સસર્ગમાં આવે છે, તેને તેવા કોઇ રોગિષ્ટ પુરુષનો રોગ લાગૂ પડી જાય છે, અથવા તો કોઈ પુરુષ વ્યભીચારી અને વેશ્યાગામી હોવાથી વેશ્યાના સંસર્ગથી એ રોગોને લાવે છે અને પુનઃ તે પોતાની સુશીલ તથા નિર્દોષ પત્નીના સંસર્ગમાં આવતાં તે બિચારી પણ એ ભયંકર રોગનું બલિદાન થઈ પડે છે. પુરુષ અને સ્ત્રી ડૉક્ટરોને ત્યાં જો બરાબર તપાસ કરવામાં આવે, તો આવા કેસિસ્ તેમને ત્યાં વર્ષે કેટલીક સખ્યામાં આવે છે, એ સહજ જાણવામાં આવી શકે એમ છે. કેટલીક સ્ત્રીઓ તો બિચારી શર્મને લીધે એ ભયંકર રોગને છુપાવી પીડાઈ પીડાઇને છેવટે અકાળ મૃત્યુને વશ થાય છે અને તેમના કેસિસ્ પ્રકાશમાં આવી શકતા નથી, તે તો જૂદા જ. પરંતુ દેવકુમારીને પ્રત્યક્ષ જોતાં તેના શરીરમાં એ રોગનો સંચાર થયો હોય, એમ મારા જાણવામાં આવ્યું નહિ; કારણ કે તેનું શરીર આગળના જેવું જ આરોગ્યમંડિત અને એવા રોગના કોઇ પણ બાહ્ય ચિહ્નથી સર્વથા

મુક્ત હતું; એટલું જ નહિ, પણ તેના શરીરની પુષ્ટતા આગળ કરતાં પણ વધારે થએલી હોવાથી તે દિલ્લીમાં હતી તેના કરતાં મુંબઇમાં વધારે સ્થૂલ થએલી દેખાતી હતી. ત્યારે યૂસુફના રોગનું કારણ કોઇ અન્ય જ હોવું જોઇએ એ તો નક્કી જ.

અસ્તુ; દેવકુમારીએ પોતાના મુંબઇમાં આવવાનાં જે બે કારણો દર્શાવ્યાં હતાં, તે ઉપરાંત મુંબઇની દિશામાં આવવાનું એક ત્રીજું બહુ જ ગુપ્ત અને ભયાનક કારણ પણ હતું, તે અનાયાસ બે દિવસ પછી મારા જાણવામાં આવ્યું અને તે જાણીને હું દિગ્મૂઢ જ બની ગઇ.

* * * * *

બીજે દિવસે પોતાના વચન પ્રમાણે બરાબર સાડા નવ વાગે દેવકુમારીની ગાડી નાટકશાળાના દરવાજા સામી આવીને ઉભી રહી અને હું તેને તરત યૂસુફ પાસે લઇ ગઇ.

---

## પ્રકરણ ૩૨ મું

### પાપની પરિસીમા

અહીં જણાવવું જોઇએ કે, આગલા દિવસ પ્રમાણે આજે દેવકુમારી એકલી આવી નહોતી, પણ સાથે પોતાની ઘણાં વર્ષની વિશ્વાસપાત્ર દાસીને પણ ગાડીમાં લેતી આવી હતી. પરંતુ તેને અમે યૂસુફ પાસે ઉપર લઇ ગયાં નહિ, દેવકુમારી મારી સાથે આવી, અને દાસી ગાડીમાં જ શેઠાણીના આવવાની વાટ જોતી બેસી રહી. એ દાસી મૂળ તો કાઠિયાવાડમાંના પોરબંદર રાજ્યમાંના નવીબંદરની ખારવણ હતી. તે તરુણ અવસ્થામાં કોઇની સાથે ન્હાસીને દિલ્લીમાં આવી હતી. કેટલાંક વર્ષ સુધી તેની સાથે સંસાર ચલાવ્યા પછી તેનો આશક મરી ગયો અને બાઇનાં પાણી પણ ઉતરતાં થયેલાં એટલે તે શેઠાણી દેવકુમારીને ત્યાં દાસી તરીકે ઠસી ગઇ અને પોતે કાળાંધોળાં કરવામાં ઉસ્તાદ તથા ખટપટી હોવાથી થોડા વખતમાં જ તેની કૃપાપાત્ર અને ઘરમાંનાં બીજાં બધાં નોકરોની તે સરદાર થઈ બેઠી. મૂળ ખારવા જેવી શૂદ્ર જાતિની હોવા છતાં એનો દેખાવ અત્યારે પ્રૌઢાવસ્થામાં પણ સારો હતો અને તેથી તે યૌવનકાળમાં સુંદર તથા આકર્ષક હોવી જોઇએ, એવી સહજ કલ્પના કરી શકાતી હતી, દિલ્લીમાં વર્ષોનો નિવાસ થવાથી તે હિન્દી અને ઉર્દૂ ભાષા બહુ જ સારી અને સ્પષ્ટ બોલી શકતી હતી, અને તેનું અસલ નામ તો પ્રભુ જાણે શું હશે, પણ જ્યારે તેની સાથે મારો પરિચય થયો તે વેળાએ લોકો તેને રામદુલારીના ચોખ્ખા હિંદુસ્તાની નામથી ઓળખતા હતા. હું પણ તેને એ નામથી જ બોલાવતી હતી. આ વૃત્તાંત તો મને કાઠિયાવાડની જાણી પોતાનો દેશ સાંભરી આવવાથી એકવાર તેણે પોતે જ પોતાની ઇચ્છાથી કહી સંભળાવ્યો હતો. માત્ર પોતાનાં માતપિતા, સાસુસસરા, ધણી અને પોતાનું ખરું નામ તેણે જણાવ્યું નહોતું અને કાંઇ વધારે મતલબ ન હોવાથી ખાસ કરીને તેમનાં નામો જાણવાની મેં કોશિશ

પણ કરી નહોતી. તે નાટકની બહુ જ રસીલી હતી અને દિલ્લીમાં પચીસવાર મારી ખુશામદ કરીને મફત નાટક જોઇ ગઇ હતી. માત્ર નાટક જોવાનો જ નહિ, પણ ઘરમાં હરતાં ફરતાં નાટકનાં ગાયનો પ્રસંગાનુસાર ધીમા કે મોટા સાદે લલકારવાનો પણ તેને શૌક હતો, અને પોતાના કંઠને તે તિલોત્તમા કે રંભાના કંઠ સમાન મધુર માનતી હતી, તે જ્યારે 'હાય મુઝે દર્દે જિગરને સતાયા !' એ ગાયન ગાતી હતી ત્યારે તેનો દેખાવ ખરેખર જોવા લાયક જ થઇ પડતો હતો. શરીર વૃદ્ધ થાય છે, પણ મન કાંઇ વૃદ્ધ થતું નથી, એના એ પ્રત્યક્ષ પ્રમાણરૂપ હતી અને શેઠાણીનો સ્વભાવ પણ બહુ અંશે એવો જ હોવાથી બન્નેની સારી બનતી રાશિ થઇ ગઈ હતી. વળી રામદુલારી હસમુખી અને વિનોદી સ્વભાવની હોવાથી શેઠાણી ગમે તેવી ચિંતામાં હોય, તો પણ પોતાના વિનોદી ભાષણથી તે તેને હસાવ્યા વિના રહેતી નહિ અને તેથી શેઠાણી જ્યાં જાય ત્યાં તેને સાથે જ લઈ જતી. શેઠાણીને તેનાથી જરાપણ સંકોચ નહોતો; કારણ કે શેઠાણીની છાનામાં છાની દરેક વાત રામદુલારી જાણતી હતી અને ઘણીકવાર છુપાં કામોમાં મદદગાર પણ થતી હતી, રામદુલારીમાં જો ખારવા જાતિની કોઇ પણ અસર બાકી રહી ગઇ હોય, તો તે બેવડો પીવાની હતી. જો કે તે રોજ દારૂ પીતી નહોતી, પણ જે દિવસે પ્રબળ ઇચ્છા થઇ આવે, તે દિવસે દારૂ પીવાથી તેને કોઇ પણ અટકાવી શકતું નહોતું, અને પીધેલી હાલતમાં પછી તે ગમે તેવો બકવાદ કર્યાં કરતી હતી. તે વખતે પછી તે કોઈની પણ રહેતી નહોતી. દારૂ પીવડાવીને તેના મુખમાંથી ગમે તે છુપી વાત ઓકાવવી હોય તો સરળતાથી ઓકાવી શકાતી હતી. એટલામાટે બહુધા શેઠાણી તેને દારૂ પીવાનો પ્રસંગ મળવા દેતી નહોતી, છતાં વર્ષમાં પાંચ પંદરૂ વાર તે શેઠાણીના હાથમાંથી છટકીને પણ પોતાની ઇચ્છાને તૃપ્ત કરતી હતી. અસ્તુ.

મેં અને શેઠાણીએ યૂસુફના ઓરડામાં પ્રવેશ કર્યો, તે વેળાએ હકીમજી આવેલા હતા અને યૂસુફ તાવની ઝૂમમાં પડ્યો હતો. હમણાં છેલ્લા પાંચ છ દિવસથી તેને વારંવાર તાવ આવી જતો હતો અને શરીરમાં નિર્બળતાનું પ્રમાણ અધિક હોવાથી તે ઘણીકવાર બેહોશ અને બેફામ પણ થઇ જતો હતો. સારાંશ એ જ કે, તેનો રોગ દિવસે દિવસે વધારે અને વધારે ભયંકરતાને ધારણ કરતો હતો અને તેના જીવવાની આશામાં તેથી ઘટાડો થતો જતો હતો, એ સ્વાભાવિક જ હતું. દેવકુમારીને બેસવા માટે એક કુરસી આપીને હું બીજી કુરસીપર બેસી ગઈ અને મેં ત્યાર પછી હકીમને પૂછ્યું કે:-"હકીમજી! અત્યારે આ બીમાર યૂસુફની તબીયતનો શો હાલ છે? એની તબીયતમાં કાંઇપણ સુધારો થવાની ઉમીદ છે ખરી કે નહિ?"

"એનો બુખાર ઘણો જ ખૌફનાક છે. અત્યારે તો એનું જોર અડધા કલાકમાં ઓછું પડી જશે, એવી મજબૂત દવા મેં આપી છે. પણ એના બદનમાં જોફ વધારે હોવાથી જો આ બુખાર વધારે દિવસ ચાલૂ રહે, તો નતીજો શો આવે, તે કાંઇ અત્યારે કહી શકાય નહિ. લુબ્બેલુબાબ એ કે, મને કાંઇ આ

દર્દીની જિંદગીનો ભરોસો લાગતો નથી." હકીમજીએ સર્વ પ્રકારે નિરાશાદર્શક ઉત્તર આપ્યું.

હકીમજીના કહેવા પ્રમાણે અડધા પોણા કલાકમાં યૂસુફના શરીરમાંથી તાવનું જોર ઓછું થયું અને તેણે આંખો ઉઘાડીને આસપાસ નજર નાખી. હું તો રોજ બે વાર આવતી હતી એટલે મને જોવાથી તેને અજાયબી થવાનો સંભવ નહોતો, પણ મારી સાથે એક બીજી સ્ત્રીને જોઈને તે કાંઈક આશ્ચર્યચકિત થયો અને તત્કાલ તેને ન ઓળખી શકવાથી મંદ સ્વરે તેણે પ્રશ્ન કર્યો કે:- "ચંપા! આ કોણ છે અને અહીં શા માટે આવ્યાં છે?"

"એમને તમે ન ઓળખ્યાં? એ તો દિલ્હીમાંનાં આપણાં પાડોશી શેઠાણી દેવકુમારી છે, અને પોતાના કોઈ કાર્યમાટે મુંબઈ આવેલાં હોવાથી તમારી બીમારીની ખબર સાંભળીને તમને જોવામાટે અને ખબરઆફીયત પૂછવા માટે ખાસ પધાર્યાં છે." મેં તેની શંકાનું નિરસન કર્યું.

"શેઠાણી દેવકુમારી! મારી બુરી હાલતને જોવામાટે ભલે પધાર્યાં. મારાં જેટલાં લાગતાં વળગતા, સ્નેહી સંબંધી અને ઓળખીતાં પાળખીતાં હોય તે બધાને બોલાવો, મારી હાલત બતાવો અને જણાવો કે, બુરાં કામોનો છેવટે શો અંજામ થાય છે! તમે એમ ન ધારશો કે, આજે તમને તમારાં પાપોની શિક્ષા નથી મળી એટલે તે કોઇવાર ભવિષ્યમાં મળવાની જ નથી. જો ગુનાહોની આવી સખ્ત સજા ન મળતી હોય, તો ઇન્સાન એવું બેઇમાન પ્રાણી છે કે તે વખતે ખુદાની ખુદાઇને પણ ન માને અને ન ગણકારે! પણ આ તો અહીંનું કર્યું અહીં જ ભોગવાય છે અને તેથી જ ઇન્સાન ખુદાથી કાંઇક ડરતો દેખાય છે. જે સૌન્દર્યના પ્રતાપે મને લક્ષ્મી, લલના અને ભોગવિલાસ પોતાની મેળે આવી મળ્યાં હતાં તે સૌન્દર્ય અત્યારે ક્યાં છે? જે લલનાઓ મારા ચુંબનને સુધાની ઉપમા આપતી હતી, તે જ લલનાઓ અત્યારે મારા મુખને જોવાનું પણ પસંદ કરશે ખરી કે? નહિ જ. આ બજમે ફાની છે, ચાર દિવસની ચકડોળે ચડાવનારી જિંદગાનીમાંની જવાની છે. જેઓ પાપકર્મના આવા ભયંકર પરિણામને જોવા છતાં અને એ કારણથી નિત્ય અનેક અનાચારીઓને સ્મશાન કે કબ્રસ્તાનમાં જતા વિલોકવા છતાં પોતાને અમર ધારીને છેવટ સુધી પાપકર્મોને ત્યાગતા નથી અને વિકારની નિદ્રામાંથી જાગતા નથી, તેઓ ન્યાયી પરવરદિગારના દરબારમાં કોણ જાણે કેવી અકલ્પનીય શિક્ષાને પાત્ર થશે, એની અત્યારે કલ્પના માત્ર પણ કરી શકાતી નથી. જે પાપીઓ હોય તેમને પોકાર કરીને મારું માત્ર એટલું જ કહેવું છે કે, અંધ જનો ચેતો, પાપમુક્ત થાઓ, પુણ્યના માર્ગમાં જાઓ અને પાક પરવરદિગારની કૃપાદૃષ્ટિ મેળવો; નહિ તો તમારું ક્યાંય ઠેકાણું નથી!"

આ લાંબું ભાષણ યૂસુફે તાવની ઘુમમાં જ કર્યું હતું; કારણ કે, હજી તેના મગજ (બ્રેન)માંથી તાવની અસર ગઇ નહોતી, છતાં એ ભાષણ એવું તો અર્થસૂચક અને બોધક હતું કે, તેથી સ્પષ્ટ જણાવા લાગ્યું કે, જ્યારે મનુષ્યના હૃદયમાં સત્ય પશ્ચાત્તાપ થાય છે, ત્યારે તેનું અંતઃકરણ અચેતનાવસ્થામાં પણ યોગ્ય

ઉદ્દગારો જ કાઢે છે. સત્યની પરીક્ષા આવા સમયમાં જ કરી શકાય છે. જો કે આ ભાષણ તેણે દેવકુમારીને ઉદ્દેશીને કર્યું નહોતું, છતાં માર્મિકતાથી જાણે તે દેવકુમારીને જ ચેતીને ચાલવાનો ઉપદેશ આપતો હોય અને ગુપ્ત રીતે તેનાપર ધિક્કાર વર્ષાવતો હોયની તેવો જ ભાવ તેના શબ્દોમાંથી વ્યક્ત થતો હતો. દેવકુમારીએ નીચું મોઢું કરી તેનું ભાષણ સાંભળ્યા કર્યું અને જ્યારે તે બોલતો અટક્યો ત્યારે કહ્યું કેઃ—

"યૂસુફ ! અત્યારે તમારા શરીરમાં તાવનું જોમ છે અને નિર્બળતા પણ ઘણી છે, માટે આટલા મોટા અને પહોળા અવાજથી તાણીતાણીને વધારે ન બોલો તો સારું. આથી તો તબીયતમાં ઉલટો વધારે બગાડો થશે, અને કદાચિત્ સન્નિપાત થઈ જશે. હું જાણવા માગું છું કે, તમારી પૈસા ટકા સંબંધી હાલત કેવી છે અને કાંઇ મદદની દરકાર છે ? તમે મારા એક વખતના સ્નેહી હોવાથી આવા સંકટના સમયમાં મારાથી બનતી સહાયતા આપવી એ મારો ધર્મ છે. પછી તમે તમારા મનમાં ગમે તેમ ધારતા હો, તેની મને પરવા નથી." દેવકુમારી એમ કહીને યૂસુફના મુખમાંથી શું ઉત્તર આવે છે તેની અતિશય આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી.

યૂસુફ થોડીવાર સુધી તો તેની સામું જોઈ રહ્યો અને કંઈ પણ બોલ્યો નહિ. કેટલીકવાર પછી વળી કાંઇક ઉભરો આવવાથી તે કહેવા લાગ્યો કેઃ—"શેઠાણી સાહેબ ! આવા વખતમાં મારાપર આપ મેહરબાની કરવા અને મને જોઇતી મદદ આપવાની ખાહિશ બતાવો છો, એમાટે મારે આપનો એહસાન માનવો જોઇએ. પણ હવે મને તેવી મદદની વધારે જરૂરત નથી; કારણ કે, હવે મારા અન્તકાળનો વખત પાસે આવતો જાય છે અને તેટલા સમય સુધી ચંપા મને નભાવી લેશે, એવી મને ખાત્રી છે. જેના પૈસાના પ્રતાપે આ મારી ખારી (ખુવારી) અને જિંદગી અકારી થઈ છે તેના પૈસાને છેલ્લી ઘડીએ ઉપયોગમાં લઈ મારી આક્બતને ખરાબ કરવાની મારી ઇચ્છા નથી. હવે કૃપા કરીને મને જોવા આવવાની તકલીફ પણ ન ઉઠાવશો; કારણ કે, આ તલમાં તેલ નથી. બુઝાઇ ગએલા દીવાપર બળી મરનાર પતંગિયાં બીજાં હોય છે. તમારા કરતાં આ નાટકવાળી ચંપાને હું હજાર ગણી સારી માનું છું કે, તમે દિલ્હીમાં મારા બીમાર થતાંની સાથે જ મોઢું વકાસ્યું અને મારો ત્યાગ કર્યો, પણ આની સાથે મેં બેવફાઈ કરેલી છતાં છેવટે એણે ઇન્સાનિયત બતાવી એક ભાઈ તરીકે મારો પણ સ્વીકાર કર્યો, અને અત્યાર સુધી મારી આટલી સારવાર કરી રહી છે. હવે હું એના હાથમાંજ મરી જાઉં, અને ખુદા પાસેથી ગુનાહોની મોઆફી મેળવી જન્નતનશીન થાઉં, એટલી જ તમન્ના દિલમાં બાકી છે. હવે હું વધારે કાંઈ પણ બોલવા કે સાંભળવા નથી માગતો !"

દેવકુમારી ઉતરી ગએલે મોઢે ઉઠી અને સભ્યતા જાળવવામાટે હું પણ યૂસુફને, સાંઝે આવવાનું કહીને તેની સાથે જવાને તૈયાર થઈ. ગાડીમાં બેઠા પછી મેં તેને રૂડું મનાવવામાટે કહ્યુંઃ—"શેઠાણી ! યૂસુફના બોલવાનું માઠું લગાડશો

નહિ. એનું માથું આજકાલ ઠેકાણે રહેતું નથી. ભયંકર રોગે એની મગજશક્તિનો નાશ કરી નાખ્યો છે. અત્યારે એ મારાં વખાણ કરવા મંડી ગયો અને કોઈ વાર ગાળો કાઢવા પણ મંડી જાય છે. એની પૈસા સંબધી હાલત ઘણી જ ખરાબ છે, એટલે જો કાંઈ પણ મદદ આપશો, તો એટલો મારાપરનો ભાર ઓછો થશે અને આપની વફાદારી જણાશે. પછી તો જેવો આપનો વિચાર. આપને મારાથી વધારે કાંઈ પણ કહી શકાય તેમ નથી, આપ સમજૂ અને શાણાં છો."

"નાશે ચંપા બહેન! પોતાના જીવનની આશાને સદંતર છોડી બેઠેલા અને આવી દુર્દશામાં આવી પડેલા બીમાર માણસના બોલવાથી ખોટું શું લગાડવાનું હતું જે? માત્ર, એની સાથે જાણે મારો કોઇ પ્રકારનો અપવિત્ર સંબધ હોયની! એવા અર્થને દર્શાવનારાં એક બે વાક્યો જે એણે ઉચ્ચાર્યાં તેથી જ મને કાંઈક લાગી આવે છે. પણ હશે, ગાળોથી કાંઈ ગુમડાં થતાં નથી, અને કોઇના ગમે તેમ બોલવાથી કાંઈ આપણે કલંકિત ઠરવાનાં નથી. એની ખાતર નહિ, તો તમારી ખાતર પણ હું મારાથી બનતી મદદ આપવાનો વિચાર કરીશ, અને તમને બીજી વાર મળીશ તે વેળાએ જે આપવાનું હશે તે આપી દઇશ. તમારાથી બને તેટલી સેવા શુશ્રૂષા કરીને એને જીવાડવાનો અને તેમ કરી એનાં માતાપિતાનાં હૃદયોને ભયાનક આઘાતથી રક્ષવાનો પ્રયત્ન કરજો." દેવકુમારીએ સફાઇથી પોતાપરના કલંકને હટાડવાનો અને ઉદાર લાગણી બતાવવાનો યત્ન કરીને કહ્યું.

"આપ બીજી વાર પોતાની મુલાકાતનો આ દાસીને ક્યારે લાભ આપશો વારુ?" મેં બને તો કાંઇ પણ કઢાવવાના અને નહિ તો અસત્યવાદિની અસત્યતાને છેવટ સુધી સિદ્ધ કરવાના હેતુથી નિશ્ચય કરી લેવામાટે સવાલ કર્યો.

"હું સોમવારે સવારમાં બહુધા તમને મળીશ અથવા મારાથી નહિ આવી શકાય, તો તમને મારા નિવાસસ્થાનમાં બોલાવીશ." શેઠાણીએ કહ્યું.

એ દિવસે બીજી વધારે વાતચીત કર્યા વિના જ અમે છૂટાં પડ્યાં.

* * * * *

નાથીબાઇ નાટક જોવા આવનારી હતી, પણ તાવને લીધે તેનાથી આવી શકાયું નહિ; પરંતુ તેને બદલે શનિવારની રાતે લગભગ સ્ટેંડર્ડ ટાઈમ પોણા નવ વાગે અચાનક એક બીજી બલા આવી લાગી અને તે બીજી કોઇ નહિ, પણ દેવકુમારીની દાસી રામદુલારી જ હતી. તે શેઠાણીની રજા મેળવી નાટક જોવામાટે આવી હતી અને કોણ જાણે શા કારણથી મારી પાસેથી ટિકિટની માગણી કરવાને બદલે રૂપીઆ બે ખર્ચી તેણે પોતે જ આર્ચેસ્ટ્રાની ટિકિટ કઢાવી હતી. નાટકના આરંભને હજી પોણા કલાકનો વિલંબ હોવાથી શમોસીદ્વારા મારી રજા મંગાવી, મને મળવામાટે તે અંદર આવી અને મેં પણ તેને ફૂલાવવામાટે બહુ જ માનદર્શક શબ્દોથી બોલાવી.

"કેમ, રામદુલારી! ખાઇ પીને આવી છે કે ભૂખીતરસી? આજે આંખોમાં કાંઇ રંગ કે કેફ કેમ દેખાતો નથી? બેવડા વગર નાટક જોવાની મઝા પડશે ખરી કે? આજે નાટક જોવા આવી અને મદિરા ન ચઢાવી, એ તો અજાયબી જ કહેવાય!" મેં તેને મારા રૂમમાં લઇ જઇને બેસાડ્યા પછી કહ્યું.

"ચંપા બહેન ! હું મુંબઇની જાણીતી નથી એટલે પીઠામાં જતાં મન સંકોચાય છે; અને એવું તો કોઇ છે નહિ કે જે એ ચીજ લાવી આપે. કદાચિત્ અમારા પેલા ઉજાગીર (દેવકુમારીના નોકરનું નામ) ને મોકલીને મંગાવી શકાય, પણ શેઠાણીના દેખતાં તો પીવાય જ નહિ, અને ઉજાગીરને મારી સાથે આવવાની શેઠાણી રજા આપે જ નહિ, એટલે મુંબઈમાં આવ્યા પછી તો બિલકુલ લૂખાં જ રહી ગયાં છીએ ! હવે પછી જે થાય તે ખરું." રામદુલારીએ ખરા દિલથી પોતાનો અફસોસ જાહેર કરી બતાવ્યો.

હું બહાર ગઈ અને એક માણસને હેવી મોનીની એક પાઇંટ તથા સોડા બરફ લાવવાને મોકલીને પાછી અંદર આવી. આવીને મેં પૂછ્યું:—"રામદુલારી ! એ તો ઠીક, પણ આજે તેં પોતાના પૈસા ખર્ચીને ટિકિટ લીધી એનું શું કારણ ? તું કાંઇ આજકાલ પૈસાદાર થએલી હોય એમ જણાય છે. દિલ્હીમાં તો આવી શાહુકારી નહોતી. મુંબઇમાં કોઇ કુલ તો નથી શોધી કાઢયોને ?"

"હવે પીટયો અમને તે કુલ કયાંથી મળવાનો હતો ? અત્યારે તો બાઇ ! વખત તમારો છે. પણ એ તો તમારો પણ પાછો અમારા જેવો વખત આવશે જ તો. 'પીપળપાન ખરંતાં, હસતી કુંપળિયાં; અમ વીતી તમ વીતશે, ધીરી બાપલિયાં !' એ કહેવત તો તમે સાંભળેલી હોવી જ જોઇએ. આપણે નથી થયાં દેવાદાર કે નથી થયાં શાહુકાર. શેઠાણીએ રજા માગતી વખતે નાટક જોવામાટે ખાસ ત્રણ રૂપીઆ આપ્યા અને તમારો ઉપકાર લેવાની ના પાડી હતી એટલે આપણે ટિકિટ ખરીદી લીધી. આ વાત ને આ ચીત. આપણે તો જેવાં હતાં તેવાં જ છીએ. શીયાળે સૂકાતાં નથી અને ઉન્હાળે વધતાં નથી. હવે નાટક શરૂ થવાને કેટલીવાર છે ? તો પછી હું બહાર જાઉં." આમ કહીને વિનોદિની રામદુલારી ઊઠવાની તૈયારી કરવા લાગી.

"શુઇ ! જરા બેસ તો ખરી; જો ને નાટક જોયા વિના વસૂકી જાય છે તે ! ઘણા દિવસથી તારું નાક સુકાયલું છે તે જરા ભીનું કરીને પછી નીરાંતે નાટક જોવા બેસજે; એટલે નાટક જોતાં બમણો રંગ આવશે અને સારાં ગાયનો પણ તારા સ્મરણસ્વરૂપ ગ્રામોફોનના મશીનમાં ઝટપટ ઉતરી જશે." મેં તેને બેસવાનો આગ્રહ કર્યો.

તે દિવસના નાટકમાં પ્રથમ અંકના ત્રીજા પ્રવેશમાં મારો પાર્ટ આવતો હોવાથી હું પેંટ કરવા લાગી અને થોડીવારમાં મોકલેલો માણસ બ્રાન્ડીની પાઇંટ સોડા અને બરફ તથા ખાલી ગ્લાસ લઈને આવી લાગ્યો. તેને પાછો મેં સંભારા લેવાને મોકલ્યો. તે સંભારા લઇને આવે તેટલામાં તો રામદુલારીએ દોઢ બે પેગ જેટલી બ્રાન્ડીબાઈને સોડાબરફમાં મેળવીને પેટમાં પધરાવી દીધી અને પછી સંભારા આવતાં તેમને પણ ઇન્સાફ આપવા માંડ્યો. થોડીવાર પહેલાં જે રામદુલારી નાટક જોવામાટે આટલી બધી ઉતાવળી થતી હતી, તે હવે નાટકની શરૂઆત થઇ જવા છતાં પણ ત્યાંથી ઉઠી નહિ; કારણ કે, બાટલીમાંનું લાલ પાણી હજી બધું તેના પેટમાં ગયું નહોતું. મને અમસ્તો પણ તેણે એકાદ પેગ લેવાને

વિવેક ન દર્શાવ્યો અને લગભગ સવ્વા કે દોઢ કલાકમાં એક પાઇંટ બ્રાન્ડી, ત્રણ બાટલ સોડા, એક રતલ બરફ, અને બે ડઝન સંબોસા આદિ તે સ્વાહા કરી ગઇ. એટલા વખતમાં તો હું મારા બે પ્રવેશમાંની ભૂમિકા પણ ભજવી આવી અને પછી મારો પાર્ટ બીજા અંકની અધવચમાં આવતો હોવાથી નીરાંતે તેની પાસે બેઠી. તેણે મારો ઉપકાર માનીને કહ્યું કેઃ–"ચંપા બહેન! આજે તો મારી તમે એવી ખાતરબરદાસ્ત કરી છે કે, જો કોઇ પોતાનું રાજ્ય આપી દે, તોપણ તે આ સત્કાર આગળ કાંઈ બિસાતમાં નથી! બસ, આવી મોજમઝા રોજ મળતી હોય તો પછી બીજું જોઇએ જ શું વારુ? હવે આપણને નાટકની પણ પરવા નથી અને કોઇના બાપની દરકાર નથી. હું ધારું છું કે, અત્યારે આખી દુનિયાની મહારાણી અને માલિક હું પોતે જ છું. ઓ યસ–એ જ ખરી વાત છે!" આ રામદુલારી બોલતી ન હોતી, પણ બાટલીમાંનું લાલ પાણી–વિલાયતી ગંગાજળ–જ બોલતું હતું. તેના શરીરમાં મદિરાનું પૂર્ણ પરિણામ જામી જવાથી હવે ફૂલાવીશું તો અવશ્ય ખીલશે અને કોઇ પણ જાણવા જેવી વાત એના મુખથી સાંભળવામાં આવી શકશે, એમ ધારીને મેં પૂછ્યું કેઃ–

"અલી રામદુલારી! શેઠાણી દેવકુમારી મુંબઇમાં શા કારણથી આવ્યાં છે વારુ? એ તો દિલ્લીમાં એકવાર ક્હેતાં હતાં કે, મને તો કોઇ મારી નાખે, તોય દિલ્લીની હદ છોડીને બહાર ન નીકળું અને અત્યારે એકદમ મુંબઈ સુધી આવવાનું સાહસ કર્યું છે, એટલુંજ નહિ, પણ અહીંથી વળી નાસિક તથા દ્વારિકા જવાનો વિચાર પણ ધરાવે છે, એ શું ક્હેવાય? તીર્થયાત્રા કરી શેઠાણી હવે પવિત્ર થવા માગે છે કે શું?"

"નાટકવાળીઓ બધી તમારા જેવી ભોટ જ હોય છે કે શું? મુઆં આટલુંય ન સમજ્યાં? આ તો બાર વર્ષની છોકરી પણ સમજી જાય તેવી વાત છતાં તમારા સમજવામાં ન આવી? બાઇ સાહેબ! હજી તમે કાચાં તો ખરાં હો! શેઠાણી કોઇને કહે છે કે, 'હું બેંક તૂટવાથી અને શેરોના ભાવ બગડવાથી મને નાણાંની ગએલી ખોટની વ્યવસ્થા કરવામાટે આવી છું, અને કોઇને તીર્થયાત્રાનું તો વળી કોઇને બન્ને કારણો બતાવે છે; પણ ખરી વાત તો એ છે કે, આજે ત્રણ ચાર માસથી શેઠાણી રજસ્વલા થયાં નથી અને તેમના શરીરમાં સગર્ભા હોવાનાં ચિન્હો પ્રગટ થવા માંડ્યાં છે. વિધવા હોવાથી જો બાળક અવતરી પડે, તો તેને શર્મને લીધે જીવવું અને સમાજમાં રહેવું ભારે થઈ પડે એટલામાટે આ નિમિત્તથી એ પાપનો પાત કરી પાપથી મુક્ત થવામાટે જ શેઠાણી આ પ્રદેશમાં પધાર્યાં છે. આગળ એકવાર આવો બનાવ બન્યો હતો અને તેનો દિલ્લીમાં જ નિકાલ કરી નાખવામાં આવ્યો હતો, પણ આ વખતે કોઇ ઘરઘરાઉ ઉપાય કારગત ન થઇ શકવાથી મુંબઇના કે તેથી પણ આગળના પ્રવાસે નીકળવાની અગત્ય આવી પડી. શેઠાણી ફૂલીને ફાળકો થયાં છે અને ગર્ભનાં ચિન્હો તેમનામાં પ્રગટ થયાં છે, એ શું તમે જોઇ ન શક્યાં? જો જોઈ ન શક્યાં હો, તો જરૂર તમારી આંખોમાં મંદતા આવેલી હોવી જોઇએ. બાયડીઓ તો આવી બાબત તરત

વર્તી જાય છે અને દિલ્હીમાં બાયડીઓમાં ચર્ચા થવાથી જ શેઠાણીને દિલ્હી ત્યાગ કરવો પડ્યો છે.'' રામદુલારીએ જે ભેદ હતો તે ઓકી કાઢ્યો અને પ જણાવ્યું કેઃ—"પણ ચંપા બહેન! આ વાત મારા મુખથી તમારા જાણવા આવી છે, એમ શેઠાણીને ન જણાવશો; નહિ તો મારો ગરીબ બાયડી રોટલો આ મોટી અવસ્થામાં ટળી જશે; કારણ કે, એ રાંડ એવી ઝેરીલી ડંખીલી છે કે ન પૂછો વાત!''

આવી રીતે શેઠાણી દેવકુમારીના પ્રવાસનો સત્ય ભેદ નીચ નોકરડી મૂર્ખતાથી મારા જાણવામાં આવી ગયો. ગોલાં ડોલાંમાં હદથી વધારે વિશ્વ રાખવાનું પરિણામ શું થાય છે, એનો આજે મને બહુ જ સારો પ્રત્યક્ષ અ ભવ મળ્યો. પણ સાથે એટલું પણ મારે જણાવવું જોઇએ કે, દુરાચારી ર વ્યભિચારી સ્ત્રીપુરુષોનો એવાં નીચ માણસોમાં વિશ્વાસ રાખ્યા વિના ર તેમની મદદ લીધા વિના છૂટકો થતો જ નથી, એટલે તેઓ પણ નિરુપાય સારાં માણસો તો આવાં કામોમાં હાથ નાખે જ નહિ, એટલે પછી તે એવાંને વિશ્વાસપાત્ર ન બનાવે તો બીજું શું કરે?

મેં રામદુલારીને કહ્યું કેઃ—"શેઠાણી કરેલા પાપના પરિણામથી મુક્ત થવા આ છે કે બાળહત્યા કરી નવીન ઘોર પાપથી મુક્ત થવા આવ્યાં છે, તે હું સમ શકતી નથી. આવાં ઘોર કર્મ અને મહા પાપો કરી શેઠાણી કેટલા ભવ જીવવ આશા રાખે છે વારુ? પણ હશે, આપણે શું? જે કરશે તે ભરશે. નીચ જાતિ તેમ જ વેશ્યા વૃત્તિને સ્વીકારી બેઠેલી સ્ત્રીઓને તેમના દુરાચાર અને કુકૃત્યોમ શો દોષ આપવો? પરમેશ્વર તેમને તેમનાં પાપોની ક્ષમા આપે, એમ આપણે ઇચ્છવું જોઇએ!''

નાટકના બીજા અંકની શરૂઆત થઈ ચૂકી હતી અને પાછો ત્રીજા ૩ શમાં મારો પાઠ હોવાથી હું ડ્રેસ પહેરવા લાગી. રામદુલારીને નાટક જોવાન બેસવાનું કહી તેના ખર્ચેલા બે રૂપિયા વસુલ કરી લેવામાટે ઓડિયન્સ મોકલી દીધી. નાટક પૂરું થવા પછી રામદુલારીને મારી સાથે જ મેં ગાડી બેસાડી લીધી અને હીરાબાગ આગળ તેને ઉતારી હું મારે ઘેર ચાલી ગઇ.

દેવકુમારીમાટે મારા મનમાં તિરસ્કાર તો હતો જ, તેમાં આજની વ સાંભળીને વળી વધારો થયો અને હું તેને અતિશય ધિક્કારવા લાગી. મારા મન શારીરિક શાસ્ત્ર સંબંધી એક પ્રશ્ન ઉદ્ભવ્યો અને તે એ કે, સ્ત્રીની પિસ્તાળ પચાસ વર્ષની ઉમ્મર થઈ જવા છતાં પણ તેને રજોદર્શન થતું રહે અને તે ગ પણ ધારણ કરી શકે એ શક્ય છે ખરું કે? આ શંકાના નિરસનના ઉપાયે હું શોધવા લાગી.

---

## પ્રકરણ ૩૩ મું

## યૂસુફનું મૃત્યુ

બે દિવસ પછી તાવ તો યૂસુફના શરીરને છોડીને ચાલ્યો ગયો, પરંતુ તેની સાથે તેની શિથિલતા અને ગુપ્ત ભાગમાંના સડામાં વેદનાનો વધારો થવા લાગ્યો. ત્રણ ચાર દિવસમાં તો તેની એવી હાલત થઇ ગઇ કે, મામલો ઘડી પળપર આવીને અટક્યો હોય એમ પ્રત્યક્ષ દેખાવા લાગ્યું. પણ પરમેશ્વરની પ્રભુતા એ કે, એ છેલ્લા દિવસોમાં તેને પૂરી હોશિયારી રહેતી હોવાથી એકવાર તેણે મને પાસે બેસાડીને કહ્યું કેઃ—

"એક સમયની મારી મંજૂરેનજર! પણ હવે હમ્શીર ચંપા! હું સારી રીતે જાણું છું કે, હવે મારો આ દુનિયાને છેલ્લી સલામ કરવાનો વખત ઘણો જ પાસે આવી લાગ્યો છે અને તેથી તેં અનેક વાર મારા જે ભયંકર રોગ વિશે સવાલ પૂછ્યા હતા, તેનો આજે હું જવાબ આપું છું. આ રોગ જો કે દેવકુમારીના પોતાના સસંર્ગથી થયો નથી, છતાં તેની સાથેના સબંધના પરોક્ષ કારણથી થયો છે, એમ તો મારે કહેવું જ જોઇએ. હું વિપુલ ધન મળવાની લાલચથી તેની સાથે ભાડૂતી પ્રેમનો સંબંધ રાખતો હતો, પરંતુ વય અને સ્વભાવની ભિન્નતા હોવાથી તેના પ્રેમથી મને લેશ માત્ર પણ સંતોષ નહોતો. એથી તેની પાસેથી મળતા પૈસાનો હું અન્યત્ર વેશ્યાવિહાર અને મદિરાપાન આદિમાં સંતોષ મેળવવાના અને મારા વિનાશક વિકારોને તૃપ્ત કરવાના ઉદ્દેશથી વ્યય કરતો હતો આ રોગ તે વેશ્યાવિહારનું જ પરિણામ છે. જો દેવકુમારી સાથે મારો પરિચય ન થયો હોત, તેણે મને ધનની લાલચમાં ન લપટાવ્યો હોત, તો આટલા પૈસા મારા હાથમાં ન આવ્યા હોત અને હું વેશ્યાગામી થવા સૂધીની અધમ નીચતામાં ન પડ્યો હોત તો, આજે આમ રીબાઇ રીબાઇને અકાળે મરી જવાનો વખત પણ મારામાટે ન આવત? જો ઉંડાણમાં ઉતરીને જુએ, તો મારા આ બુરા હાલ અને કષ્ટદાયક મરણનું મૂળ કારણ કેવળ દેવકુમારી જ છે, એમ તને તરત જણાઈ આવશે, એ તો બધું થયું પણ હું આ રોગનો ભોગ થયા પછી તેણે મારી સાથે જે તોતાચશ્મી અને બેવફાઈ કરી છે, તે જ અત્યારે મને સર્વથી વિશેષ સાલે છે. કદાચિત્ આ રોગ તેને પણ ન લાગી જાય અને તેની પ્રતિષ્ઠાને હાનિ ન પહોંચે એટલામાટે મારા રોગની વાત મેં તેને જણાવી દીધી અને કહ્યું કે, 'જ્યાં સૂધી આ રોગથી હું મુક્ત ન થાઉં, ત્યાં સૂધી આપણે એક બીજાના સંસર્ગમાં ન આવીએ, તો એ તમારામાટે વધારે સલામતી ભરેલું છે,' તે દિવસે તો તે કાંઈ પણ ન બોલી, પણ બીજે દિવસે મને બોલાવીને કહેવા લાગીઃ—"યૂસુફ! હાલ તરત બે ચાર મહિના તમે તમારા દેશમાં ચાલ્યા જાઓ અને ત્યાંથી સાજા થઇને આવો તો વધારે સારું. અહીં તમારી સાથેના મારા સંબંધી વાત કેટલાકોના જાણવામાં આવવાથી મારી ન્યાતજાતમાં ચર્ચા થવા લાગી છે અને તેટલામાટે હાલ તરત જુદાં પડીને આપણે આ વાતપર ઢાંકપીછોડો કરી દેવાની ખાસ અગત્ય છે. હાલ તરત આ પચીસ રૂપીઆ લઇ જાઓ અને પછી જરૂર પડે તો કાગળ લખીને

૧



મનીઑર્ડરથી મંગાવી લેજો.' મને તેણે પ્રથમ અઢી હજાર રૂપીઆ આપ્યા હતા અને પછીથી દરમાસે દોઢસો રૂપીઆ આપવા કહ્યું હતું, પણ તે વચન તેણે પાળ્યું નહોતું! જે પચાસ સાઠ રૂપીઆ ખર્ચવામાટે જોઇતા હતા, તેટલા જ તે આપતી હતી અને કોઈવાર તે જોઇએ તેટલા પૈસા નં આપે, તો હું પેલી અઢી હજારની રકમમાંથી ઇચ્છા પ્રમાણે પૈસા ઉડાવતો હતો. હરામનો માલ હરામમાં જ જાય છે, એ કાયદો હોવાથી મને મળેલા તે અઢી હજાર બદફેલીમાં જ ચાલ્યા ગયા અને જ્યારે દેવકુમારી મને યુક્તિવડે પોતાથી દૂર કરવાને તૈયાર થઈ, તે વેળાએ ઝેર ખાવામાટે પણ મારી પાસે એક પાઈ નહોતી, તો પછી દવાદારૂમાટેનાં સાધનો તો કયાંથી જ હોઇ શકે ? તેણે જ્યારે જવામાટેનો મને બહુ જ આગ્રહ કર્યો, ત્યારે મેં સાફ જણાવી દીધું કે;–'પૈસા વગર મારાથી જઈ શકાય તેમ નથી, પચીસ રૂપીઆ કોઈ ભીખારીને આપ કે તે બિચાર મહિના પોતાનું પેટ ભરી શકે અને તને આશીર્વાદ આપ્યાં કરે! આ બીમારી એવી છે કે પચીસ વાર એવા પચીસ પચીચ આપીશ, તો પણ આરો આવશે કે નહિ, એનો નિશ્ચય નથી. હાલ તરત રૂપીઆ ત્રણસેં આપ તો હું જાઉં અને બીજા પૈસા મારો કાગળ કે તાર આવે એટલે તરત તારે મોકલી આપવા, નહિ તો પરિણામ સારું નહી આવે.' લાચારીએ તેણે ત્રણસે રૂપીઆ આપ્યા તેમાંથી પચીસ ત્રીસનું દિલ્લીમાં કર્જ હતું તે આપ્યું, પંદર વીસ રૂપીઆનો મુસાફરીનો સામાન લીધો અને પંજાબ જવાને બદલે સવળી મતિ સૂઝવાથી સેકન્ડ ક્લાસમાં બી. બી. સી. આઇ. ના પંજાબ મેલમાં હું મુંબઇ તરફ આવવાને નીકળ્યો. રતલામ છોડ્યા પછી રતલામથી બેઠેલા એક પેસેન્જરે કહ્યું કે, 'પ્રભાકરચંદ્રની નાટક કંપની તો થોડા વખતથી વડોદરામાં આવી છે' એટલે હું વડોદરે ઉતરી પડયો અને ગામમાં રખડી આવ્યો, પણ એ વાત ખોટી ઠરી અને કંપની હજી મુંબઇમાં જ છે, એવી પાકી ખબર ત્યાંથી મળી ગઈ. એક દિવસ ત્યાં જ રિફ્રેશમેન્ટ રૂમમાં ખાઈ, વેટીંગ રૂમમાં આરામ લઈ વીતાડયો; અને બીજે દિવસે પાછો પંજાબ મેલમાં જ બેઠો અને મુંબઈ આવી લાગ્યો. દિલ્લીમાં જ ખાવાપીવાની પરહેજી અને દવાદારૂની જોઇએ તેવી વ્યવસ્થા ન જળવાયલી હોવાથી રોગ વધી તો ગયો જ હતો, તેમાં વળી મુસાફરીની તકલીફથી વધારો થઇ ગયો. મુંબઇમાં હું કેવી હાલતમાં આવ્યો હતો અને તેનું હવે શું પરિણામ થવાનું છે, એ સર્વ તારા જાણવામાં હોવાથી વિશેષ વિવેચનની અગત્ય નથી. તારાથી છૂટા પડ્યા પછીનો દિલ્લીમાંનો મારા જીવનનો ઇતિહાસ આ પ્રમાણેનો છે. હવે અસત્યવાદ કરવામાં લાભ નથી, એમ જાણીને મેં તને સઘળી ખરેખરી બીના જણાવી દીધી છે. ત્રણસેંમાંથી મારી પાસે જેટલા રૂપીઆ બચ્યા હતા તે મેં તને આપી દીધા છે."

"પણ જ્યારે દેવકુમારીએ જોઇએ ત્યારે બીજા રૂપીઆ મોકલવાનું વચન આપ્યું હતું, તો પછી પંજાબમાં જઈ પોતાના ઘરમાંજ રહી બીમારીનો ઈલાજ કરવાને બદલે તમે મુંબઈ શામાટે આવ્યા?" મેં પૂછ્યું.

"એક તો આવા નઠારા રોગ સાથે માબાપને મોઢું બતાવતાં મને શર્મ આવવા માંડી અને દેવકુમારી પછીથી એક પાઈ પણ મોકલવાની નથી, એવો મારો નિશ્ચય હતો. મારાથી આગળ પણ મારા જેવા બેત્રણ જણ સાથે તે બેવફાઈ કરી ચૂકી હતી, એની મને પછીથી ખબર મળી અને તે વેળાએ તારી સાથે બેવફા થવા માટે મારા મનમાં બહુ જ પશેમાની થવા લાગી. અર્થાત્ છેવટે તારી માફી માગવા માટે જ હું મુંબઈ આવ્યો અને હવે તારા જેવી એક વફાદાર દિલરુબાના હાથોમાં મારું મોત આવશે, એથી મને ઘણોજ આનંદ અને સંતોષ થાય છે. ચંપા! હવે મારા ઇલાજના ઝગડાને બંધ કર અને જેટલો વધારે વખત મારા સહવાસમાં તારાથી વીતાડી શકાય તેટલો વખત અહીં મારી પાસે બેસીને વીતાડ! હવે હું બે ચાર દિવસનો મેહમાન છું. મારા મરી જવા પછી તને કોઈ આવી તકલીફ આપવા આવવાનું નથી. આ છેલ્લી તકલીફ છે તે વેઠી લે." આ વાક્યો ઉચ્ચારતાં તેની આંખોમાંથી આંસૂની ધારા વહી નીકળી.

હું પણ રડવા લાગી અને આશ્વાસન આપતી કહેવા લાગી:–યૂસુફ! આમ મર્દ થઇને હિમ્મત હારી ન જાઓ. ઈશ્વરપર વિશ્વાસ રાખો, તે સહુ સારાં વાનાં કરશે." મેં આશ્વાસન તો આપ્યું, પણ તે આશ્વાસન નિરર્થક હતું, એમ મારું અંતઃકરણ અંદરથી મને સૂચના આપ્યા કરતું હતું.

"ખુદામાં મારો ભરોસો છે કે, તે રહીમ હોવાથી જરૂર મારાપર રહમ કરીને મારા અજીમ ગુનાહોની મને મોઆફી આપશે અને તેથી આકેબતને માટે હું બેખૌફ છું." યૂસુફે એક રીતે જોતાં ખરી હિમ્મત બતાવી.

"પણ યૂસુફ! અહીં દેવકુમારી મારા સાંભળવા પ્રમાણે ગર્ભપાતનું મહાપાતક કરવાને આવી છે, એટલે હું જાણવા માગું છું કે, તેને એ ગર્ભ કોનાથી રહેલો છે?" મેં વચ્ચે રામદુલારીની વાત યાદ આવી જવાથી પૂછ્યું.

"શું તેને ગર્ભ રહ્યો છે? અને તે ગર્ભપાત કરવા આવી છે? કુલટા–રંડા એક પાપ અને તેપર બીજું પાપ! અરે તે બાળહત્યા–ઈશ્વરી જીવની હત્યા કરવા નીકળી છે! ઓ ખુદા! રહમ કરીને મને જીવાડ કે મારા બચ્ચાનો ઘાત કરતી તે ચુડેલને અટકાવું? મારી નાંખશે? શું મારી નાખશે? અફસોસ રહમ–રહમ! ચંપા! ચંપા! મારા બચ્ચાને બચાવજે અને તેને સારી રીતે ઉછેરજે–ખુદાને ખાતર ઉછેરજે અને–અને તે દુષ્ટાના વ્યભિચારના ફળ તરીકે તેના રક્ષણને માટે તેની પાસેથી પૂરેપૂરા પૈસા ઓકાવજે; તેની ખાલના પૈસા ઉત્પન્ન કરીને પણ મારા બચ્ચાને બચાવજે! એ જ મારા વૈરનો બદલો!" યૂસુફ એટલા જુસ્સાથી બોલ્યો હતો કે તેના હોઠ સુકાઈ ગયા અને તે આંખો મીચી ભાનરહિત પડી રહ્યો. મેં પંખો નાખવા માંડ્યા અને સહજ પાણી પાયું એથી જાગ્રતિ આવી એટલે પાછો તે ધીમા સ્વરથી બોલવા લાગ્યો.

"એ પણ દેવકુમારી સાથે આ દુષ્ટ દુર્ભાગીના પરિચયનું જ પરિણામ છે. જેવી રીતે ખારી જમીનમાં વાવેલું બીજ નિરર્થક થાય છે અને તેમાંથી વૃક્ષની ઉત્પત્તિ થઇ શકતી નથી, તે જ પ્રમાણે આવી સ્ત્રીઓના સહવાસનું આવું

પરિણામ થાય છે; બાળક બિચારું જન્મ પામતાં પહેલાં જ બલાત્કારજન્ય મરણને વશ થાય છે! તેમ જ આવું પરિણામ જો વેશ્યામાં થયું હોય તો તેમાંથી ઉદ્ભવતો પુત્ર સ્ત્રૈણ અને ઉદ્ભવતી પુત્રી વેશ્યા થતાં એ વિકૃતિ હૃદયને સદાને માટે ડંખ્યા કરે છે. બીજ અને ભૂમિ ઉભય ઉત્તમ હોય, તો જ સારા વૃક્ષની અને સારા ફળની આશા રાખી શકાય છે. બીજ કે ભૂમિ બેમાંથી એક પણ જો અધમ હોય, તો તેમાંથી તથા વૃક્ષ કે ફળમાં પણ તેટલી અધમતા અવશ્ય આવવાની જ. આપણામાં જે ધર્મના નિયમ પ્રમાણે પરણવાનો અને તે ધર્મસંબંધથી સંતતિને ઉત્પન્ન કરવાનો કઠિન નિયમ કરેલો છે, તેથી જ હજી આપણી પ્રજા કાંઈક સારી છે. જ્યાં એ નિયમ નથી અથવા બહુ શિથિલ રૂપમાં છે, ત્યાંની પ્રજા વિશેષ સંખ્યામાં વર્ણસંકર જ હોવી જોઈએ અને છે, એવો મારો અભિપ્રાય છે. ચંપા! અત્યારે હવે મારાથી વધારે બોલી શકાતું નથી. મને જરા સોડા આપ." યૂસુફે એક ફિલસુફ જેવા વિચારો દર્શાવ્યા.

"ખરેખર યૂસુફ! ભૂલ તો તમારા હાથે એટલી મોટી થઈ છે કે જેની હદ નથી; પણ હવે એ ભૂલને સુધારવાનો ઇલાજ નથી, એટલે લાચાર. તમારી ઇચ્છાનુસાર હું વર્તીશ. અત્યારે મારા મનમાં એવો ગુસ્સો આવે છે કે, સરકારને તે રાંડના પાપી ઈરાદાની ખબર આપીને રાંડની બરાબર ફજેતી કરી નાખું અને અકારણ થતી બાળહત્યાને અટકાવું; પણ બીજા કેટલાક વિચારો આવતાં એ જુસ્સો નરમ પડી જાય છે. ઈશ્વર તો આ પાપોનો તેને બરાબર બદલો આપશે જ, અને તે હું જોઈશ." મેં મારા કોપ તથા તિરસ્કારને વ્યક્ત કરી બતાવ્યા.

"જે થવાનું હતું તે થયું, જે કરે તે શાંતિથી-વિચારીને કરજે. વેર લે તો એવી રીતે લેજે કે મરણની વેળાયે તે ખુદાને નહિ, પણ પોતાનાં પાપોને જ યાદ કરતી મરી જાય!" યૂસુફે દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

એ પછી યૂસુફ લગભગ બેહોશ જેવો થઈ જવાથી અને મને પણ ઘેર જવામાં મોડું થએલું હોવાથી હું નોકરને તેની બરાબર સંભાળ લેવાની ભલામણ કરીને ઘેર ચાલી ગઇ. યૂસુફના દિવસો એવી જ અવસ્થામાં વીતવા લાગ્યા.

સોમવાર થયો. દેવકુમારી પોતાના વચન પ્રમાણે આવી નહિ અને હું પણ કાંઈ તેની સહાયતાપર આધાર રાખીને બેઠી નહોતી. હીરાબાગમાં પૃચ્છા કરતાં સમાચાર મળ્યા કે, 'તે તો રવિવારે રાત્રે પોણા અગિયારની પેસેન્જર ટ્રેનમાં નાસિક જવામાટે ઉપડી ગઇ હતી.' મેં પણ એમ ધાર્યું કે ચાલો મુંબઈમાંથી એક બલા ટળી. પણ તે સાથે ક્રોધ પણ થયો કે તે ચુડેલ યૂસુફને મૂકીને નાસી ગઇ. સોમવારે દશ વાગતાં હું યૂસુફ પાસે આવી અને તેની હાલતને જોઇને ગભરાઈ ગઇ. રવિવારે રાતે, દિવસનો ખેલ ખલાસ થવા પછી, લગભગ સ્ટેન્ડર્ડ નવ વાગે હું આવી ગઇ હતી અને તે વખતે મામલો કાંઇ એટલો બધો ધાસ્તી ભરેલો નહોતો પણ નોકરના કહેવાથી જણાયું કે, રાતે એક વાગ્યા પછી એકદમ તેનું બોલવું બંધ થયું હતું અને તે વખતથી તે બેહોશીમાં

પડ્યો હતો તે હજી આંખ ઉઘાડી નહોતી. મેં તરત ઘાસવાળા ડૉક્ટરને બોલાવી મંગાવ્યો અને તેણે તેને તપાસીને એવો અભિપ્રાય આપ્યો કે:–"હજી જીવ છે ખરો, પણ કલાક બે કલાકમાં એ આ હાલતમાં જ મરી જશે! હવે એને ભાન આવી શકે તેમ નથી; માટે બીજી જે તૈયારી કરવી હોય તે કરવા માંડો અને ધમપછાડને છોડી દ્યો. ખેલ બધો ખલાસ થઇ ગયો છે એટલે વલખાં મારવાં નકામાં છે."

સારું થયું કે હજી રીહર્સલનો ટાઇમ બાકી હતો એટલે બધા થીએટરમાં હાજર હતા, નહિ તો જો રીહર્સલ છૂટી જાય અને ઍક્ટરો વિખરાઈ જાય, તો પછી આખું મુંબઈ શહેર શોધતાં પણ વખતપર તેમનો પત્તો મળી ન શકે અને આવા પ્રસંગે રવડી જવાનો જ પ્રકાર થઈ પડે. હું તરત થીએટરમાં દોડી ગઇ અને શેઠજીને બધી બીના જણાવી, મુસલ્માન ઍક્ટરોને બોલાવી શેઠજી પાસેથી દફનાવવાના ખર્ચમાટે રૂપિયા પચીસ તેમને અપાવી દીધા. તેઓ એક પગે એ કામ બજાવવાને તૈયાર થઇ ગયા. રીહર્સલ તે વખતે જ બંધ કરવામાં આવ્યું અને હું તેમને લઇને યૂસુફ પાસે આવી. તે વેળાએ તે છેલ્લો શ્વાસ લેતો હતો અને તેની આંખોનો તથા ચહેરાનો રંગ બદલાઈ ગયો હતો. મૃત્યુની છાયા તેનાપર સંપૂર્ણ પડી ગઇ હતી. મારાથી આ દેખાવ વધારે વાર જોઇ શકાયો નહિ, તેથી એક ખુરસી મગાવીને હું રસોડામાં જઇને બેઠી અને ઍક્ટરોએ—મુસલમાન ભાઇઓએ–તેની મૈયતને પોતાના મજહબ મુજબની ક્રિયાથી કબ્રસ્તાનમાં પહોંચાડવાની તૈયારીઓ કરવા માંડી. લાશને ન્હવડાવી ધોવડાવી જનાજામાં પધરાવતાં અઢી ત્રણ કલાક જેટલો વખત નીકળી ગયો અને બરાબર અઢી વાગે તેઓ જનાજાને ઉપાડી કબ્રસ્તાન તરફ જવાને રવાના થયા. હું શોકાતુર વદન અને શોકાતુર મનથી મારે ઘેર આવી ગઇ, તે દિવસે મારાથી ભોજન લઇ શકાયું નહિ, એટલું જ નહિ, પણ રાતે નાટક હોવાથી મેં તે રાતના નાટકમાં પાર્ટ કરવાની પણ શેઠજીને સાફ ના કહેવડાવી દીધી.

બસ થઇ ચૂક્યું! એકવાર જેના અનુપમ સૌન્દર્યમાં મુગ્ધ થઇ જેને મેં મારું સર્વસ્વ સમર્પી દીધું હતુ, જેની ભૂમિકાથી રંગભૂમિ દીપી નીકળતી હતી અને જેને રંગભૂમિપર નીકળતાંની સાથે હજારો તાળીઓની ગર્જનાથી વધાવી લેવામાં આવતો હતો તે નાટ્યકળાનિપુણ, સૌન્દર્યમૂર્ત્તિ અને પ્રેક્ષકોની પ્રિય પ્રતિમા યૂસુફ ક્યાં હતો? કબ્રની અંધેરી ગારમાં! તેના જીવનનાટકની પૂર્ણાહુતિ થતાં તે હતો ન હતો થયો અને માત્ર તેનો ઝાંખો ભણકારો જ કોઇ લાગતા વળગતાના હૃદયમાં બાકી રહી ગયો! મેં અદ્યાપિ મારી આંખે મારા સમક્ષ કોઈ પ્રિય જનનું મરણ થતું જોયું નહોતું. આવી ભયંકર અને દુઃખદાયક ઘટિકાને જોવાનો આ મારો પ્રથમ પ્રસંગ હોવાથી મારા હૃદયમાં શોકનો અને દુઃખનો આટલો બધો અસહ્ય આઘાત થયો કે, બે ત્રણ દિવસ મને ભોજન પણ ભાવ્યું નહિ અને હું બહાર પણ નીકળી શકી નહિ. બુધવારે રાતે લાચારીએ મારે પાર્ટ કરવામાટે નાટકશાળામાં જવું પડ્યું અને તે વેળાએ જ હું બહાર નીકળી. ચાર દિવસ પછી ખાસ યૂસુફમાટે રાખેલા નોકરોને પગાર ચૂકવીને રજા આપી દીધી અને સામાન નાટકશાળામાં રખાવી

જગ્યા ખાલી કરીને ભાડું પણ ઉતારી નાંખ્યું. યૂસુફનાં માતપિતાને તેમના પુત્રના મરણના સમાચાર તારથી જણાવી દીધા, અને તેમના ધર્મ પ્રમાણેની ક્રિયા ત્યાં કરી લેવાનું જણાવ્યું. યૂસુફના મરણમાટે તેઓએ આંસૂ પાડ્યાં હશે. માબાપ વિના બીજો કોણ તેને યાદ કરે ?

આ ઘટનાથી નાટકની નોકરીમાંથી મારું ચિત્ત એકદમ ઉઠી ગયું, એટલું જ નહિ, પણ મુંબઇમાં રહેવાનું પણ મને કંટાળાભરેલું જણાવા લાગ્યું. મારી માતાએ કંપની મુંબઇમાં રહેવાની હોય ત્યાં સુધી ચંપા નોકરી કરશે, એવું શેઠજીને વચન આપેલું હોવાથી એકદમ મારાથી નોકરી છોડી શકાય તેમ જો કે નહોતું, તોપણ જો બની શકે, તો આઠ દિવસની રજા લઇને કોઇ અન્ય સ્થળે મનની સ્વસ્થતામાટે જવું અને શાંતિ મેળવવી, એવો મારો વિચાર થઇ આવ્યો. એટલામાં નાથીબાઇએ હવા ફેરમાટે નાસિક જવાનો પોતાનો મનોભાવ દર્શાવ્યો અને તેથી મારા વિચારને વધારે ઉત્તેજન મળ્યું. એક તો દેવકુમારી નાસિક ગએલી હતી. નાથીબાઈ પણ ત્યાં જતી હતી અને મેં નાસિક જોયું નહોતું; એટલે ત્યાં કાંઇક નવીન જાણવાનું મળશે, નાસિક જોવાશે અને તીર્થસ્નાન પણ થશે, એવી ધારણાથી મેં મારા મનની વાત મારી માતા તથા સાસૂને જણાવી અને કેટલીક ભલામણ આપવા સાથે છેવટે તેમણે મને નાસિક જવાની રજા આપી. તેમની જો કે મારા પતિ મિસ્ટર દેવલાને મારી સાથે મોકલવાની ઇચ્છા હતી, પણ તેને તેના શેઠે રજા આપી નહિ અને છેવટે નાથીબાઈ સાથે મારું જવાનું નક્કી થયું. શેઠજીએ ઘણી ખેંચતાણ કર્યા પછી રવિવારના ખેલમાં પાર્ટ કરીને જવું અને શનિવારના ખેલમાં પાછો પાર્ટ કરવો એવી શરતે એટલે સાતમે દિવસે સાંજે પાછા આવવાની શરતે રજા આપી. નાથીબાઇ શનિવારે રાતે જવાની હતી, પણ મારા લીધે તે એક દિવસ રોકાઈને રવિવારે રાતે નીકળી.

મુંબઇથી સૂરત સુધી જનારને સવારમાં સાત સાડાસાતે સૂરત પહોંચાડનાર મુંબઇથી રાતે નીકળતો બી. બી. સી. આઇ. નો છેલ્લો ખટારો વધારે અનુકૂળ થઇ પડે છે, તે જ પ્રમાણે મુંબઇથી નાસિક સુધી જનારમાટે જી. આઇ. પી. ની નાસિક તરફ જતી રાતની છેલ્લી ટ્રેન, ત્યાં સવારમાં દિવસ ઉગ્યા પછી પહોંચતી હોવાથી વધારે સગવડભરેલી થઇ પડે છે. એટલે અમે પણ એ જ ટ્રેનમાં રવાનાં થયાં. થર્ડ ક્લાસનું પૅસેન્જર ટ્રેનનું ભાડું જો કે દોઢ રૂપિયો જ છે, પણ અમે તો સાડાપાંચ રૂપિયા આપીને સેકન્ડ ક્લાસની ટિકિટ કઢાવી હતી. નાથીબાઈ સાથે એક ઘાટી હતો તે બીજા વર્ગના નોકરોમાટેના આવતા ડબ્બામાં બેઠો. નાથીબાઈ સાથે સામાન વધારે હતો, મેં તો માત્ર કપડાંની એક ટ્રંક અને બેડીંગ ઉપરાંત બીજું કાંઈ પણ લીધું નહોતું. રસ્તામાં પાણી પીવામાટે એલ્યુમીનમનો એક ગ્લાસ ટ્રંકમાં રાખી લીધો હતો તેટલું માત્ર.

ટ્રેન બોરીબંદરથી ચાલ્યા પછી નાથીબાઇએ મને પૂછ્યું કે;–"કેમ ચંપા બહેન ! નાસિક તો આવો છો, પણ ત્યાં ઉતરશો ક્યાં ? ત્યાં ઉતરવામાટેનો કાંઇ બંદોબસ્ત કર્યો છે ખરો કે ?"

"કેમ, એ માટે મુંબઇમાં બંદોબસ્ત કરવાની શી જરૂર છે વારુ ? નાસિક આટલું મોટું, મહા પ્રસિદ્ધ અને જ્યાં નિત્ય હજારો યાત્રાળુ આવે છે એવું પવિત્ર તીર્થસ્થાન હોવાથી શું ત્યાં પ્રવાસીઓના ઉતરવામાટે ધર્મશાળાઓ કે એવી જ બીજી કોઇ જાતની સગવડ નહિ હોય કે? હિન્દુસ્તાનમાં તો જે તીર્થ-સ્થાન નથી, તેવાં ગામ અને નગરોમાં પણ સારી સારી ધર્મશાળાઓ મુસા-ફરોની સગવડમાટે ધનવાન્ અને ઉદાર પુરુષોએ કરેલી છે, તો આ તીર્થસ્થાનમાં તો તેવાં સ્થાનો અવશ્ય હોવાં જ જોઇએ." મેં ઉત્તર આપ્યું.

"બહેન ! ધર્મશાળાઓ તો કોડીબંધ છે, પણ નાસિક–પંચવટીમાંની તે ધર્મશાળાઓ યાત્રાળુને કામમાં ન આવનારી નામમાત્રની જ ધર્મશાળાઓ છે, એ ત્યાં જવા પછી જ તમારા જાણવામાં આવશે. પણ ચિંતા નહિ, મેં અગમચેતી વાપરીને ત્યાંની એક ધર્મશાળામાં રહેવામાટેની ચાર માણસની ચિઠ્ઠી મુંબઇમાં તે ધર્મશાળાના માલિક પાસેથી મંગાવી લીધી છે અને આપણે નોકર સુદ્ધાં ત્રણ માણસ જ છીએ, એટલે તમે મારી સાથે જ તે ધર્મશાળામાં ઉતરજો, પછી ત્યાં જો તમને અગવડ પડે, તો એકાદ દિવસમાં બીજી વ્યવસ્થા હું કરી આપીશ." નાથીબાઇએ નાસિકમાંની પહેલી અડચણનું દર્શન કરાવ્યું.

"મને તે વળી અગવડ શી પડવાની હતી ? ક્યાં મારે બેચાર મહિના કાઢવા છે કે ઘર માંડીને બેસવું છે કે વળી અગવડને સગવડનો વિચાર કરવાનો હોય ! ચાર દિવસ કાઢવાના છે તે ગમે તેમ નીકળી જશે. તમારી જોડે જ રહેવાનું થતું હોય, તો તો તે વળી સોનાથી પણ પીળું ! ક્યાંક એકલાં અટૂલાં પડ્યાં રહીએ, તેના કરતાં તમારા જેવાંની સોબત શી ખોટી ! વાતચીત અને હાસ્યવિનોદમાં વળી વધારે સરળતાથી વખત વીતી જશે અને પરસ્પર સહવા-સના આનંદનો આપણ બંનેને બહુ જ સારો લાભ મળશે." મેં મારા નિષ્કપટ ભાવથી જણાવ્યું.

"અને તે સાથે જગત્‌ના કેટલાક નવીન અને ચમત્કારિક અનુભવની પણ, ચંપા બહેન ! નાસિકમાં તમને પ્રાપ્તિ થશે. હું નાસિકમાં દશબાર વાર આવી ગયેલી હોવાથી નાસિકથી સારી રીતે પરિચિત છું અને તમને મારી જોડે આવ-વાનો યોગ મળ્યો છે એ એક રીતે બહુ જ સારું થયું છે. તમે ત્યાં એકલાં જાત, કોઇ ધર્મશાળા કે પંડ્યાના ઘરના ખૂણામાં પડ્યાં રહેત અને ચાર દેવાલયમાં દર્શન કરી આવત કે ગોદાવરીના પાણીમાં ડુબકી લગાવત, તેથી તમારા દિવસો એટલા આનંદમાં જાત નહિ અને નાસિક ખરી રીતે શી વસ્તુ છે. એ પણ કદાચિત્ તમારા જાણવામાં ભાગ્યે જ આવી શકત. આ તો હવે તમારા દિવસો ત્યાં ક્યાં ચાલ્યા જાય છે, એની તમને ખબર પણ નહિ પડે, એટલું બધું જાણવાનું—ખાસ કરીને બાયડીઓને જાણવા લાયક—તમને મળી શકશે. માત્ર ત્યાંના બ્રાહ્મણોને વધારે મોઢું આપશો નહિ અને એમ જ કહેજો કે, તમે યાત્રા કરવા નહિ, પણ બીજા કોઇ ખાનગી કામમાટે જ આવ્યાં છો; નહિ તો બ્રાહ્મણો રાત દિવસ તમારો પીછો છોડશે નહિ અને હેરાન હેરાન

કરી નાખશે. તીર્થસ્થાનમાં જો કોઇ મોટામાં મોટો કંટાળો હોય, તો તે એ પંડ્યા ગોર અથવા બ્રાહ્મણોનો જ છે. જો કે કેટલીકવાર તેઓ ઉપયોગી પણ થઈ પડે છે, પણ ઉપયોગી કરતાં પીડાકારક વધારે પ્રમાણમાં થાય છે." નાથીબાઇએ પોતાના અનુભવની કેટલીક વાતો સંભળાવી.

આવા પ્રકારની વાતચીતમાં થાણાનું સ્ટેશન આવી ગયું. નાથીબાઇએ બિછાનું ખોલીને સુવાની તૈયારી કરી અને તેથી મેં પણ સૂઈ જવાની તૈયારી કરવા માંડી. નાથીબાઈ કરતાં નિદ્રા અને વિશ્રામની મને અધિક આવશ્યકતા હતી; કારણ કે, શનિવારે રાતે પાર્ટ કર્યો હતો અને રવિવારે દિવસે પણ નાટકની નોકરી બજાવી આવી હતી એટલે રવિવારની રાત તો નિદ્રામાં જ જવી જોઇએ, તો જ પ્રકૃતિ સારી રહી શકે. અમો બંને સેકન્ડ ક્લાસના ફીમેલ કમ્પાર્ટમેન્ટમાં બેઠાં હતાં અને તેમાં બીજી કોઈ સ્ત્રી ન હોવાથી અને હવે પછી આવવાનો વિશેષ સંભવ પણ ન હોવાથી નીરાંતે જેટલી જોઇએ તેટલી જગ્યા રોકીને સૂઈ ગયાં અને સવારમાં દેવલાલીના સ્ટેશન પર ઘાટીએ જગાડ્યા ત્યારે જ જાગ્યાં. દેવલાલીથી નાસિક રોડ સ્ટેશન પાંચ મિનિટનો રસ્તો હોવાથી ઘાટીએ બિછાનાં બાંધી લીધાં અને અમે નાસિક રોડ સ્ટેશનપર ઉતરી ગયાં

---

## પ્રકરણ ૩૪ મું
## તીર્થક્ષેત્ર નાસિક

નાસિકક્ષેત્ર તે પશ્ચિમ ભારતનું કાશીક્ષેત્ર છે; કાશીમાં જેટલો ગંગાનો મહિમા છે, તેટલો જ, કિબહુના તેથી પણ કિંચિદ્ અધિક મહિમા નાસિકમાં ગોદાવરીનો છે. નાસિક રોડ સ્ટેશનથી નાસિક ઉત્તર–પશ્ચિમ દિશામાં આશરે સાડા ચાર માઇલપર આવેલું છે. સ્ટેશનથી શહેર સુધીની સડક ઘણી જ સારી છે તેમ જ શહેરમાંના રસ્તા પણ ઉત્તમ છે. સ્ટેશનપરથી શહેરમાં જવામાટે દરેક ટ્રેનની વેળાએ જોઇએ તેટલા ટાંગા મળી શકે છે અને દરેક માણસના લગભગ ચાર આના તેઓ ભાડા તરીકે લે છે. ટાંગાને પંચવટી લઈ જવો હોય તો માણસ દીઠ આનો દોઢ આનો વધારે લે છે. ટાંગા ઉપરાંત સ્ટેશનથી નાસિકના મધ્યભાગ પર્યન્ત જવામાટે કેટલાંક વર્ષથી ઘોડાની ટ્રામની પણ સગવડ કરવામાં આવી છે અને તે જ લાઇનપરથી બળદની ગુડસ ટ્રામ ભારખાનાને પણ શહેરમાં પહોંચાડી દે છે. ટ્રામમાં બેસનાર પેસેન્જરને બે આના ભાડું આપવું પડે છે. જે લોકો યાત્રા કરવાને અથવા એક પ્રવાસી તરીકે નાસિકમાંનાં કેટલાંક પુરાતન તથા પ્રસિદ્ધ ધાર્મિક સ્થળો જોવામાટે જાય છે, તેઓ જો હિન્દુ હોય, તો બહુધા પંચવટીમાં જ ઉતરે છે અને બીજી જાતિના હોય તો નાસિકમાં રહે છે. કારણ કે હિન્દુઓ વિના બીજાને પંચવટીમાં રહેવાનો હુકમ નથી. અમારે પણ પંચવટીમાંની એક ધર્મશાળામાં ઉતરવાનું હોવાથી અમે ત્રણ માણસ હોવા છતાં પંચવટી સુધીનો આખો ટાંગો સવા રૂપીઓ ભાડું ઠરાવીને

કરી લીધો અને સ્ટેશનપરથી રવાના થઇ ગયાં. આખી સડકપર બન્ને બાજૂએ પંક્તિબદ્ધ વૃક્ષો હોવાથી માર્ગ ઘણો જ રળીયામણો લાગે છે. નાસિક નગરમાં પ્રવેશ કરવાના સ્થાને સરકારી નાકુ આવે છે અને ત્યાં યાત્રા નિમિત્તે આવેલા લોકો પાસેથી પ્રત્યેક મનુષ્ય દીઠ ચાર આનાનો મ્યુનિસિપલ કર લેવામાં આવે છે. પહેલાં આ કર લેવાતો નહોતો, પણ એક વાર મ્યુનિસિપાલીટીને ખોટ પડવાથી અમુક વખતને માટે ખોટ પૂરવા પૂરતો એ કર લેવાનો ઠરાવ થયો હતો અને પછીથી એની સારી આવક થતી જોઇને યાત્રાળુઓના માથાપરનો એ ભાર હમેશાને માટે કાયમ કરી દેવામાં આવ્યો છે. એ પણ ચાલતા જમાનાની ખૂબી!

એ સરકારી નાકા પાસે યાત્રાળુઓના આગમન સમયે નાસિકના ગોરોના સમુદાયો એકઠા મળીને બેઠેલા હોય છે અને નવીન યાત્રાળુનાં નામ, ઠામ, જાતિ, નુખ વગેરેની બારીકીથી પૂછપરછ કરે છે; અને તે એટલે સુધી કે કેટલીક વાર યાત્રાળુને જવાબ આપતાં ઘણો જ કંટાળો આવી જાય છે અને તે કંટાળાને લીધે તે પોતાના મિજાજને પણ કદાચિત્ ખોઈ દે છે. નાથીબાઇને તો તે નાસિકમાં અનેકવાર આવેલી હોવાથી ઘણાક ગોરો ઓળખતા હતા અને તેના ગોરને જાણતા હતા એટલે તેને તો બેચાર સવાલો જ પૂછ્યા, પણ મને એટલા બધા સવાલો પૂછવામાં આવ્યા કે તેમની સંખ્યાનું હું અત્યારે અનુમાન પણ કરી શકતી નથી. છેવટે અમારી ખવાસ જાતિનો ગોર નીકળી આવ્યો અને તેણે અમારા ઉતરવાનું ઠેકાણું પૂછી લઈ અમને જવા દીધાં. સવારનો વખત હોવાથી અને અમારે સર્વ નિત્ય કર્મોથી અદ્યાપિ મુક્ત થવાનું હોવાથી વચ્ચે ક્યાંય અટક્યા વગર અમે સીધાં અમારા ઉતારાની જગ્યામાં ચાલ્યાં ગયાં. તે ધર્મશાળાના રક્ષકને મુંબઇમાંથી મેળવેલી માલિકની ચિઠ્ઠી બતાવતાં તેણે બે ઓરડીઓ અમારા નિવાસમાટે કાઢી આપી, ગાદલાં ગોદડાંની, વાસણની અને પાણી વગેરેની વ્યવસ્થા કરી દીધી, અને રાંધવામાટે રસોડાની પણ જૂદી સગવડ કરી આપી. એ ધર્મશાળા ચતુષ્કોણ, વિશાળ અને ઉપર એક મજલાવાળી હતી. અમને ઓરડીઓ ઉપરના ભાગમાં જ કાઢી આપવામાં આવી હતી. ઓરડીઓની આગળ વિશાળ છજું હોવાથી અને તેમાં આરામકુરસી તથા સાદી કુરસીઓ રાખેલી હોવાથી બેસવા વગેરેની સગવડ પણ સારી હતી. વચ્ચેના ભાગમાં મોટું આંગણું હતું અને ગરમીના દિવસોમાં નીચેના ભાગમાં ઉતરનારને તે આંગણું બેસવા તથા સૂવામાટે બહુ જ ઉપયોગી થઈ પડતું હતુ. સામાન વગેરે સંભાળીને મૂકાવ્યા પછી અમે શૌચ અને દંતધાવનના વિધિથી મુક્ત થઇ ન્હાવામાટે પાણી મંગાવ્યું; અને ગોદાવરીના પ્રવાહમાં ન્હાવા જવાને બદલે ગોદાવરીના ઘરમાં આવેલા જળથી જ શરીરોને સ્વચ્છ કરી લીધાં અને તેટલા સમયમાં ઘાટી રામાએ ચાહ તૈયાર કરી રાખી હતી તે પીને તરત પાછાં ગરમાગરમ થઇ ગયાં. ચાહ સાથે મુંબઇથી લાવેલા સૂકા મસાલેદાર હલવાનો થોડોક નાસ્તો પણ અમે કરી લીધો.

અમે હજી તો ચાહ નાસ્તાને ઇન્સાફ આપતાં હતાં એટલામાં ખવાસોનો ગોર મોટા મોટા-અધમણિયા અને મણિયા-ચોપડા નોકરોના માથાપર ઉપડાવીને આવી

લાગ્યો અને મારા બાપ, દાદા, પરદાદા વગેરેનાં નામો પૂછવા લાગ્યો. વાચકોને મારો ખરો ઇતિહાસ તો મેં શરૂઆતમાં જણાવેલો જ છે, એટલે મારે મારા બાપદાદાનાં શાં નામો બતાવવાં, એ વિશે હું મોટા ગુંચવાડામાં પડી ગઇ. મારો ખરો બાપ કોણ હતો તે એક ઈશ્વર અને મારી માતા વિના ત્રીજું કોઇ પણ જાણતું નહોતું અને ભવિષ્યમાં જાણે તેવો સંભવ પણ નહોતો. "મન જાણે પાપ અને મા જાણે બાપ !" એ કહેવત કાંઇ ખોટી તો નથી જ. અને શિષ્ટાચાર પ્રમાણે બાપદાદાનાં નામો જણાવવાં તો જોઇએ જ, એટલા માટે મેં જે નામો તે વેળાએ યાદ આવ્યાં તે બોલી દીધાં પણ તેમાંનું કોઇ નાસિકમાં આવ્યું હોય તો ગોરના ચોપડામાં પત્તો મળેને ? છેવટે પત્તો ન મળવાથી તે અમારી જાતિનો ગોર હતો એટલા જ કારણથી તેના ચોપડામાં મેં મારી નવી સહી કરી આપી અને તેને ગોર માન્યો ત્યારે જ મારો પીછો છૂટયો. નાસિકમાં બ્રાહ્મણોનાં લગભગ તેરસેંથી ચૌદસેં કુટુંબો વસે છે અને તેમની મનુષ્ય સંખ્યા લગભગ દશ હજારની ગણાય છે; પણ તેમાંથી વિદ્વાન્ અને સ્વધર્મકર્મનિપુણ દશ બ્રાહ્મણ પણ નીકળશે કે કેમ, એની શંકા જ છે; યજમાનોનાં નામોના ચોપડા લખવામાં અને જોવામાં જ તેમનાં બ્રાહ્મણત્વ તથા ધર્મકર્મનો બધો સમાવેશ થઇ જાય છે. માત્ર તેઓ નિત્ય જૂદા જૂદા દેશોના લોકોના ગાઢ પરિચયમા આવતા હોવાથી જૂદી જૂદી ચાલતી ભાષાઓ સાધારણતઃ સારી બોલી શકે છે, એટલી તેમનામાં મેં વિશેષતા જોઇ.

ગોરના ઝગડાને પતાવ્યા પછી તરત ક્ષુધાશમનના વિચારે અમારા મસ્તિષ્કમાં સંચાર કર્યો. નાથીબાઇએ તરત ઘાટીને મોકલીને પોતાની ઓળખીતી એક બ્રાહ્મણ વિધવાને રાંધવામાટે બોલાવી અને તેને જોઇતી બધી ચીજો મંગાવી આપી. બરાબર એક વાગે રસોઇ તૈયાર થઇ ગઇ અને કેળનાં પાંદડાં તથા પડિયા વગેરેમાં તે જમવાની ઘણી જ સારી મઝા પડી. રાંધનારી પ્રૌઢ વિધવા દક્ષિણી હોવા છતાં આપણા ગુજરાતી અને કાઠિયાવાડીઓના જમવા વગેરેના રીતિરિવાજને જાણી ગએલી હોવાથી તેણે બધી રસોઈ ગુજરાતી પદ્ધતિ પ્રમાણે જ કરી હતી અને તે પોતે ગુજરાતી તથા કચ્છી વગેરે ભાષાઓ પણ ઘણી સ્પષ્ટ તથા શુદ્ધ બોલી શકતી હતી.

ભોજનના કાર્યથી મુક્ત થયા પછી મેં નાથીબાઇને શહેર જોવા જવાની ઇચ્છા દર્શાવી અને અમે બહાર નીકળ્યાં. નાસિક ગોદાવરીના આ તીરે વસેલું છે અને પંચવટી સામે તીરે છે, એટલે વચ્ચે માત્ર ગોદાવરીનો પ્રવાહ જ છે. નાસિક અને પંચવટીમાં આવવા જવામાટે એક પુલ બાંધેલો છે, પણ તે પરથી જતાં ચક્કર ખાવો પડે છે અને ગોદાવરીમાં જ્યારે પૂર નથી હોતું ત્યારે પથ્થરની પડથાળ નજીકમાં નદીના પટમાં બાંધેલી હોવાથી તે પરથી તરત સામે પાર જઇ શકાય છે અને ત્યાં ટાંગા પણ તૈયાર મળી શકે છે. જો આખો દિવસ ટાંગામાં ફરવું હોય, તો આખા દિવસનું બેથી અઢી રૂપીઆ ભાડું આપવું પડે છે. અમે પડથાળપરથી જ ચાલીને સામે પાર ગયાં અને ટાંગો કરી લીધો.

નાસિકનાં ભિન્ન ભિન્ન સ્થળોને જેવા સ્વરૂપમાં મેં જોયાં તે સર્વનું પૃથક્પૃથક્ વર્ણન ન આપતાં સમસ્ત નાસિકનું હું એકત્ર વર્ણન જ આપીશ. નાસિકની વસતી

અત્યારે લગભગ પાત્રીસથી ચાળીસ હજારની અંકાય છે અને તેનો ચોથો ભાગ ઉપર જણાવ્યા પ્રમાણે મંદિરો તથા યાત્રાળુઓની આવકપર નિર્વાહ ચલાવનાર બ્રાહ્મણોનો જ છે. નાસિકમાં પીતળની કારીગરી ઘણી જ ઉત્તમ થાય છે; લોટા, હાંડા, ગાગર, ખડિયા, દાળીતૌ રાખવાના તથા પાનસોપારી રાખવાના ડબ્બા, મીઠાઇ અને મસાલો રાખવાના ડબ્બા, વીંટીઓ, સાંકળો, દીવીઓ અને દેવદેવીની મૂર્તિઓ વગેરે પીતળની વસ્તુઓ બજારમાં ઘણી જ સુંદર અને વખાણવા લાયક મળી શકે છે. રૂપેરી અને સોનેરી કોરવાળું સુંદર રેશમ પણ નાસિકમાં વણાય છે. નાસિકના રસ્તા બહુ પહોળા નહિ, પણ સારા છે અને શહેરની આસપાસ કિલ્લો ન હોવા છતાં કેટલાક પ્રસિદ્ધ માર્ગોમાં મોટા મોટા દરવાજા કરેલા છે અને તે 'ત્ર્યંબક દરવાજા' ઇત્યાદિ નામોથી ઓળખાય છે. નાસિકમાં શાકભાજીની માર્કેટ પણ છે. ત્યાં એક અજાયબી જોવામાં આવી અને તે એકે નાસિક જેવું પવિત્ર તીર્થસ્થાન પણ વેશ્યાઓના નિવાસ વિનાનું નથી. ટ્રામ્વેના ટર્મીનસ પાસે હારબંધ વેશ્યાઓનાં ઘર આવેલાં છે અને તેમની હારમાં જ 'બ્રહ્માનંદ થીએટર' નામની એક 'ખડિયા ખડખડ' નાટકશાળા પણ હયાતી ભોગવે છે. પુણ્યક્ષેત્ર નાસિકમાં વિષયાનંદ અને બ્રહ્માનંદનો આ એક અપૂર્વ યોગ જ કહી શકાય! નાસિક શહેરમાંનાં મકાનો વગેરે એટલાં બધાં જોવા કે વખાણવા લાયક નથી; જે જોવા અને જાણવા જેવું છે તે માત્ર ગોદાવરીના બે તીરપ્રાન્તોમાં જ છે અને ત્યાં પ્રભાત કાળનો આદર્શ જ અધિક રમણીય હોવાથી તે જોવાનું બીજા દિવસના પ્રભાત સમયપર મુલતવી રાખી લગભગ બે કલાક શહેરમાં આમ તેમ ભટકી પીતળનાં થોડાંક વાસણો ખરીદીને અમે પાછાં અમારા ઉતારે આવી લાગ્યાં અને રામાએ ચ્હાહ તૈયાર કરી રાખી હતી તેનું પાન કરી તાજાં થયાં.

પંચવટી સામે તીરે વસેલી છતાં નાસિકનો જ એક ભાગ ગણાય છે અને તેથી નાસિક ગોદાવરીના ઉભય તીરપ્રાન્તમાં વસેલું છે, એમ કહેવામાં કશો પણ બાધ નથી. ગોદાવરી નદીનો પટ લગભગ એંસીવારનો છે અને તેમાં બન્ને તરફ સ્નાન કરનાર મનુષ્યો તથા યાત્રાળુઓની સગવડને ખાતર પગથિયાવાળા ઓવારા બાંધેલા છે. બીજા તીર્થસ્થાનો કરતાં ગોદાવરીની વિશેષતા એ છે કે, નદીના પટમાં અમુક પથ્થરની બાંધેલી હદ કરી લેવામાં આવી છે અને તેવી જૂદી જૂદી હદો કુંડના નામથી ઓળખાય છે; જેમ કે રામકુંડ, સીતાકુંડ ઇત્યાદિ. નદીના પટમાં લગભગ અડધા માઇલ સુધી પથ્થરની પડથાળો બન્ને બાજૂએ બાંધેલી છે; એટલું જ નહિ, પણ પટના મધ્યમાં કેટલાંક નાનાં નાનાં દેવલાયો અને બાવા ફકીરોમાટેની સાધારણ ધર્મશાળાઓ પણ કોઇએ ચણાવેલી છે. એ દેવાલયો અને ધર્મશાળાઓ પૂર વખતે પાણીમાં ડૂબી જાય છે, પણ શિયાળા અને ઉનાળામાં ત્યાં બાવાઓની જમાત પડેલી રહે છે અને ગાંજાની ચલમો ફુંકાતી દેખાય છે. બન્ને તીરપ્રાન્તોપર હારબંધ નાનાં મોટાં મંદિરો–દેવાલયો–આવેલાં છે અને તેમને જોતાં આ દેવાલયનગરી તો નથી. એવો ભાસ થઈ જાય છે નિત્ય પ્રભાતના પ્રહરમાં ઉત્તર તીરે એક મોટો બજાર ભરાય છે. અર્થાત્ પ્રભાતમાં નાસિ-

કનાં નદીમાં ન્હાવા આવતાં સ્ત્રીપુરુષો, સ્નાન કરવા અને દેવદર્શનમાટે આવેલાં સેંકડો યાત્રાળુઓ અને બજારમાં માલનું વેચાણ તથા ખરીદી કરવા વ્યાપારી તથા ગ્રાહકોનો કોલાહલ ગોદાવરીને તીરે ખરેખર જોવાલાયક અને આનંદદાયક જ હોય છે. કહેવામાં આવે છે કે, પ્રતિ બાર વર્ષે આવતા સિંહસ્થ વર્ષમાં માત્ર બે કે ત્રણ સપ્તાહમાં તો નાસિકમાં લગભગ ૩,૦૦,૦૦૦ યાત્રાળુઓ આવી જાય છે અને તે વેળાએ બ્રાહ્મણોને બહુ જ સારો તડાકો પડે છે.

નાસિક રામાયણમાં વર્ણવેલી કેટલીક ઘટનાઓની ભૂમિ છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. રામ, લક્ષ્મણ અને સીતા વનવાસમાં હતાં તે વેળાએ પંચવટીમાં આવીને રહ્યાં હતાં. એ પંચવટી પૂર્વ તીરપ્રાન્તમાં આવેલી છે અને નાસિકથી આસરે અડધો માઇલ થાય છે. ત્યાંનું રામ મંદિર સમસ્ત પશ્ચિમ આર્યાવર્ત્તમાં અત્યંત પવિત્ર અને પૂજ્ય મનાય છે.

નાસિકમાં અનેક દેવમંદિરો હોવા છતાં ઈ૦ સ૦ ૧૭૧૦–૨૦ માં બંધાયલાં 'સુંદર નારાયણ'ના મંદિર જેવી સુંદર બાંધણી અને કારીગરી બીજા કોઈ પણ મંદિરની જોવામાં આવતી નથી. નાસિકમાંનાં ઘણાં ખરાં મંદિરો શિવ અથવા મહાદેવનાં જ છે. નાસિકમાંનુ જે જૂનામા જૂનુ મંદિર છે તે 'કપાલેશ્વરનું મંદિર' એ નામથી ઓળખાય છે. એને ચઢવા માટેનાં પચાસ પગથિયાં છે અને એ છસેં વર્ષનું જૂનું છે. યાત્રાળુઓની એ મંદિરમાં ઘણી જ ધમાલ હોય છે. સર્વ મંદિરોથી સુંદર અને આકર્ષક મંદિર પંચવટીમાના 'કાળારામ'નું છે. એને ૯૬ કમાનો છે, એની લંબાઈ ૨૬૦ ફીટની અને પહોળાઈ ૧૨૦ ફીટની છે. મંદિરનો આંતરિક મધ્ય ભાગ ૯૩ ફીટ લાંબો, ૬૫ ફીટ પહોળો અને ૬૦ ફીટ ઉંચો છે. એ મંદિર લગભગ ૧૦૦ વર્ષનું જૂનુ છે અને તે રૂપીઆ ૭,૦૦,૦૦૦ના ખર્ચે બંધાવવામાં આવ્યું હતું એમ કહેવાય છે. મૃત મનુષ્યોની રક્ષાને પંચવટીની બાજુએ આવેલા રામકુંડમાં નાંખવામાં આવે છે. આ રામકુંડમાં સ્નાન કર્યા વિના યાત્રાળુઓ પવિત્ર અને શુદ્ધ થયેલાં મનાતાં નથી. સારાંશ કે, ગોદાવરીના પટનો દેખાવ પણ એવો છે કે, જે વેળાએ નદીમાં પાણી ઓછું એટલે કે સાધારણ હોય છે ત્યારે વચ્ચેની પડથાળો, નાનાં મંદિરો અને ધર્મશાળાઓને લીધે જાણે તે પણ શહેરનો વચ્ચેનો એક ભાગ જ હોયની! એવો જ નવીન જોનારને ભાસ થાય છે. માત્ર નદીનાં પાણી ચઢેલાં હોય અને એ ભાગ પાણીમાં ડૂબી ગયો હોય તે વેળાએ જ ત્યાં નદી હોવાનું ભાન થઇ શકે છે. નાસિક એક વાર જોવા જેવું સ્થાન છે, એમાં તો લેશ માત્ર સંશય નથી જ.

નાસિકથી અઢાર માઈલનાં અંતરે આવેલું ગોદાવરીનું ઉદ્ગમસ્થાન 'ત્ર્યંબકેશ્વર' અને નાસિકથી મુંબઈ તરફની પગવાટપર આવેલી બુદ્ધના સમયની 'લેણા' નામની ગુહાઓ પણ જોવા લાયક સ્થળો છે, પણ તે જોવાનો પ્રસંગ મને પ્રાપ્ત થએલો ન હોવાથી તેમનું હું કાંઇ પણ વર્ણન આપી શકતી નથી. અસ્તુ.

* * * * *

અમારા નાસિકમાં આવ્યા પછી ત્રીજા દિવસનો પ્રભાત હતો. ઉત્તર તીર-પ્રાન્તમાં ભરાયલા બન્દરમાં ક્રયાવક્રયનો અને વ્યવસાયનો કોલાહલ ચાલી રહ્યો હતો; યાત્રાળુ સ્ત્રી પુરુષો જુદા જુદા કુંડોમાં સ્નાન કરીને શુદ્ધ થતાં હતાં; દેવાલયોમાંથી દેવદર્શન કરી પાછાં ફરતાં યાત્રિકોના હસ્તે થતા ઘંટાનાદ સંભળાતા હતા; બ્રાહ્મણો, સાધુઓ અને ભિક્ષુકો યાત્રાળુઓ પાસેથી દાનદક્ષિણા આદિ મેળવવામાટે તેમની પાછળ દોડધામ કરી રહ્યા હતા; બ્રધરહુડના ભોજનથી જાતિની માન્યતા પ્રમાણે ભ્રષ્ટ થએલા અને પોતાને સુધારાના આગેવાન માનતા એક બે સુધારકમન્યો, સમાજનિયમના દંડાઘાત સમક્ષ પોતાનું ટટ્ટૂ ચાલી ન શકવાથી, ગોદાવરી ને તીરે રામકુંડપર મૂછો મુંડાવી પ્રાયશ્ચિત્ત કરાવવા બેઠા હતા! કેટલાકો વિધિપૂર્વક પિતૃઓને પિંડદાન આપતા હતા અને કેટલાક એ સર્વ ચાલતી લીલાનું અવલોકન કરતા આમ તેમ આંટા ફેરા મારી રહ્યા હતા. એવા સમયમાં નાથીબાઈ અને હું રામકુંડપર સ્નાન કરવામાટે આવી લાગ્યાં. અમારાં વસ્ત્રો લઇને રામો પાંચ દશ કદમ અમારી પાછળ ચાલ્યો આવતો હતો. તે રામકુંડપરની ખુલ્લી ધર્મશાળાના ઓટલાપર વસ્ત્રો લઇને બેઠો અને અમો બંને ન્હાવામાટે કુંડમાં ઉતર્યાં. નાથીબાઈ તો કચ્છો કસીને કુંડમાં કૂદી પડી અને તરવાની કળા જાણતી હોવાથી ભાયડા પ્રમાણે બેપરવાઈથી તરવા લાગી એટલું જ નહિ, પણ પાણીમાં પડીને ધીંગામસ્તી પણ કરવા મંડી ગઈ. હું નાહીને બહાર આવી અને રામા પાસેથી સાલ્લો લીધો; પણ એટલામાં સામેથી રામદુલારી આવતી મારા જોવામાં આવી.

નાથીબાઈના સહવાસમાં આનંદમાં સમય વીતતો હોવાથી અને બે દિવસ નાસિકનિરીક્ષણના વ્યવસાયમાં વીતી જવાથી દેવકુમારીના નાસિકમાંના આગમનની વાર્તાને હું સર્વથા વિસરી ગઈ હતી, પણ રામદુલારીને જોતાં જ તેની બધી વાર્તાનું તત્કાળ સ્મરણ થઈ આવ્યું, અને દેવકુમારી આમ એકાએક નાસિકમાં શા કારણથી આવી હશે, એના ભેદને જાણવાની હૃદયમાં નવીન આતુરતાનો ઉદ્ભવ થયો. રામદુલારીની દૃષ્ટિ મારા ભણી ન હોવાથી મારે જ તેને પ્રથમ બોલાવવી પડી. જો તેણે મને જોઈ હોય, તો સાત તાળાંમાંથી પણ પડકાર્યા વિના રહે નહિ. મેં કહ્યું:—“કેમ રામદુલારી! અલી, અહીં ક્યાંથી?”

“કોણ ચંપા બહેન કે? એ તો જ્યાં શેઠાણી ત્યાં અમે. ચિઠ્ઠીના ચાકરને અહીં ક્યાંથી ને ત્યાં ક્યાંથીનો સવાલ પૂછવો નકામો છે. તમે શું નથી સાંભળ્યું કે:—

“નોકર બિચારા કયા કરે, પરાઈ.રોટી ખાય;
ભુલાય આધી રાતકો, જી જી કરતા જાય!”

અત્યારે શેઠાણી કહે કે, જહન્નમમાં જવું છે, તો ત્યાં પણ જવું પડે, બાઈ! પેટ મહા ભૂંડું છે. પણ ચંપાબાઈ! તમે ઓચિતાનાં અહીં ક્યાંથી અને કેમ ફૂટી નીકળ્યાં, એ તો જણાવો.” તેણે જવાબ આપીને પાછો સવાલ પૂછ્યો.

“હું તો મારી બેનપણી સાથે અમથી અહીં જરા હવા ફેર કરવા અને નાસિક જોવા આવી છું. મારે અહીં બીજું કાંઈ કામ નથી. ચાલ, તારો મેળાપ

થયો એ પણ ઠીક જ થયું. હું હજી બે ત્રણ દિવસ રહેવાની છું એટલે ઉતારે જરા બેસવા તો આવજે; વાતચીતની ગમ્મત પડશે. ચાલ, વ્હેલી નાહી લે એટલે મારો ઉતારો તને બતાવી દઉં. આજે સાંઝે અડચણ ન હોય તો અમારે ત્યાં જ જમજે." મેં તેને હુલાવી ફુલાવી છાપરે ચઢાવવાનો યત્ન કર્યો.

"ન આવું શા માટે? કોઇ પગે ચાલીને આવતું હશે, તો હું આંખોથી ચાલીને આવીશ. રાતનું જમવામાટેનું તમારું આમંત્રણ પણ આપણને કબૂલ છે. શેઠાણીને રાતે જમવાની ના પાડી દઇશું. મને પણ તમારા સમાગમથી સારો આનંદ મળશે. શેઠાણીની તો જ્યારે જુઓ ત્યારે આજકાલ રોતી સૂરત જ રહ્યા કરે છે! કોણ જાણે એમને શું થઇ ગયું છે તે કાંઈ સમજી શકાતું નથી." રામદુલારીએ બળાપો બતાવ્યો.

"પણ રામદુલારી! તારી શેઠાણીએ પોતાનો ઉતારો કયાં રાખ્યો છે? કોઇ ધર્મશાળામાં કે ગોરને ત્યાં?" મેં પૂછ્યું.

"ધર્મશાળામાં પણ નહિ અને ગોરના ઘરમાં પણ નહિ. અહીંનો ઉતારો વળી એક વીશીમાં છે. ગુજરાતનો દયાશંકર નામનો એક ઔદીચ્ય બ્રાહ્મણ અને તેની બાયડી છે, તેમણે અહીં ગુજરાતી વીશી ખોલી છે. તીર્થસ્થાન છે એટલે બાયડો સપ્તાહ અને ગરુડ પુરાણ આદિ વાંચીને પૈસા કમાય છે અને બાયડી વીશી ચલાવે છે તેની કમાણી જૂદી થાય છે. જણાય છે બાયડી ને બાયડો બંને ચાલાક. એમના વિશે મેં તો બીજી પણ કેટલીક વાતો સાંભળી છે, તે વળી નીરાંતે રાતે કહી સંભળાવીશ." રામદુલારીએ ટુંકા સવાલનો લાંબિલચક જવાબ આપ્યો.

અમારી આટલી બધી વાતો થઈ ગઈ ત્યારે ધીરે રહીને નાથીબાઇ પાણીમાંથી બહાર નીકળ્યા. કેટલીક સ્ત્રીઓ પાણીમાં પડતાં ગાંડીતૂર બની જાય છે, એમ જે કહેવામાં આવે છે તે નાથીબાઇના સંબંધમાં તો ખરું જણાતું હતું. નાથીબાઇને પાણીમાંથી બહાર નીકળેલી જોઇને મેં રામદુલારીને કહ્યું:—"જા જા, ઝટ નાહી આવ એટલે ચાલીએ." રામદુલારીએ તરત જઇને એક ડુબકી લગાવી શરીર લૂંછ્યું અને સાલ્લો બદલીને નાથીબાઇથી પહેલાં ચાલવાને તૈયાર થઈ ગઈ. નાથીબાઇએ તેના વિશે સવાલ કરતાં તેની મેં સાધારણ ઓળખાણ આપી અને વધારે પરિચય પછીથી પોતાની મેળે જ થશે, એમ જણાવ્યું.

અમો ત્રણ ઘાઘરા અને એક ધોતિયું મળી ચાર જણનું ટોળું ત્યાંથી ચાલતું થયું. રામકુંડની સામેની એક ગલી વટાવતાં જ ડાબા હાથપરને રસ્તે ત્રણચાર ઘર મૂકીને ગુજરાતી વીશીનું મકાન આવેલું હતું. તે રામદુરીલાએ દૂરથી અમને બતાવ્યું અને ત્યાર પછી અમારી સાથે આવી અમારા ઉતારાવાળી ધર્મશાળા તે જોઈ ગઈ અને સાંઝે નક્કી આવવાનું કહી ચાલતી થઈ. રામાએ ડોલમાં અમારા ભીના સાલ્લા તારપર કાઢી, નિચોવીને સૂકવી દીધા અને પ્રાઇમસ સળગાવી ચાહની તૈયારી કરવા લાગ્યો. એટલામાં પાસેના કાળારામના મંદિરમાં જઇ અમે દર્શન કરી આવ્યાં અને પછી ચાહને ઉદરમાં પધરાવી. આજનો બપોરનો ભોજન પછીનો વખત અમે આરામ લેવામાં જ વીતાવ્યો અને ચાર વાગ્યાની ચાહ પીધા પછી હું રામદુલારીના આવવાની વાટ જોવા લાગી.

## પ્રકરણ ૩૫ મું

## તીર્થસ્થાનમાં પાપસ્થાન

બરાબર સાડાપાંચ વાગે 'હર લેડીશિપ' રામદુલારી ઓરીજીનલ ખારવી ઓફ્ નવીબંદરની વાજતેગાજતે પધરામણી થઇ અને તેની વાતચીતથી આનંદ મળવાનો સંભવ હોવાથી તેને જોતાં જ મારા મુખમંડળમાં હાસ્યની છટા દેખાવા લાગી. "રામદુલારીજી ! પ-ધા-ર્યાં કે ?" મેં જરાક ચાબાઇમાં જ કહ્યું એના જવાબમાં તેણે પણ વાયડાઇથી જણાવ્યું:–"હા આ આ જી, ચંપા આ જી, અમે પધાર્યાં જી, જરા ઉઠીને માન કેમ ન આપ્યું જી ? અમારા પોજીશનમાં વાંધો આવી ગયોજી !"

"અલી, નવીબંદરથી તારા ઓલ્યા સાથે પોજીશનનાં કેટલાં વહાણ ભરીને નીકળ'તી અને તેમાંનાં કેટલાં વહાણ પોજીશનનાં ઘટી ગયાં ? જો, મોટી પોજીશનવાળી આવી છે તે ! હવે બેસ છાંનીમાની હેઠી અને નાસિકમાં તેં શું શું જોયું અને નવું શું શું જોયું તે કહી સંભળાવ." મેં તેના પોજીશનને ડેમ કરીને કહ્યું.

"લ્યો ત્યારે આ બેઠાં." એમ કહીને તે ચટાઇપર મારા ખાટલાની ઇસ અને પાયાને અઢેલીને બેસી ગઇ. હું ખાટલાપર આડી થએલી હતી અને નાથીબાઇ સામેના બીજા ઢોલિયાપર મોટા તકિયાને અઢેલીને બેઠી હતી, આટલીવાર મૌનનું અવલંબન કરી બેઠેલી નાથીબાઈ આ અમારી વિનોદવાર્તાને સાંભળીને બોલી:–"ચંપા બહેન ! આ બાઇ તો રમકડાં જેવી દેખાય છે. આ રમકડું બહુ સારું શોધી કાઢ્યું છે. આવું રમકડું સાથે હોય તો જંગલમાં પણ મંગળ થઈ જાય અને વખત એવો આનંદમાં વીતી જાય કે ખબર પણ ન પડે."

"બાઇ સાહેબ ! તમારા જેવાં કદરદાન આજકાલ થોડાં મળે છે તો ! અમે તેવા ગમગીન પુરુષ કે શોકાતુર સ્ત્રીને પળ માત્રમાં રાજીરાજી કરી દેવાના અને ઉડતાં પંખીડાંને નીચે ઉતારવાના કામમાં ફક્ત અમે બે જણીઓ જ એક્કી મનાઇએ છીએ–એક અમદાવાદની કાશી ઘાંચણ અને દિલ્લીની આ રામદુલારી. ખરું પૂછો તો અમારી આ કળામાટે અમને મોટી સભા ભરીને મોટી ધામધૂમથી સોનાના કે હીરામોતીના કીમતી ચાંદો આપી અમારી કદર કરવી જોઇએ; પણ તેને બદલે આ ચંપાબાઈ જેવી ઉદાર (?) બાઇઓ અમારા પોજીશનને ડેમ કરી નાંખે છે, એ તો આપે જોયુંને ? આવી જ કળા કોઇ ગોરી લેડીમાં હોય, તો આખી દુનિયા તેની પૂજા કરે ને તેના પર ગીનીઓનો વર્ષાદ વર્ષાવે હં કે ! આ તો ઘરનો દૂધપાક દાળ બરાબર, સમજ્યાં ?" રામદુલારીએ વિનોદાત્મક શોક દર્શાવ્યો.

"વારુ વારુ ! ચાંદ લટકાવીને ફરવાની તારી ઇચ્છા હશે, તો તે ઇચ્છા પણ આજના જમાનામાં પૂરી થતાં વાર લાગે તેમ નથી. તેં માટલે થોડીઘણી ધૂળ તેર નાખી જ છે, એટલે મુંબઇમાં કે દિલ્લીમાં દુકાળ ફંડની હીલચાલ, સ્ત્રીશિક્ષણની હીલચાલ કે દક્ષિણ આફ્રીકામાં હિંદીઓની હાડમારી વિશેની હીલચાલ વગેરે કોઈ પણ હીલચાલ ચાલતી હોય, તેમાં ભાગ લેવો, લેક્ચર કરવું અને ભલે જાનમાં કોઇ જાણતુંય ન હોય છતાં 'હું વરની ફોઇ' વાળો ઘાટ લાવવો અને પછી ધારે રહીને

ખુશામદના હથિયારથી ચાંદ મેળવવાની ઇંડી કોશિશ કરવી કેટલાક કહેવાતા અગ્રેસરો અને અગ્રણી મંડળો તેમ જ આપણા ધર્માચાર્યો આવા પ્રસંગે એટલી ઉદારતા તો અવશ્ય દર્શાવે છે કે, જો ચાંદ લેવા ઇચ્છનાર પોતે ચાંદનો ખર્ચ આપવાને તૈયાર હોય તો એક મીટીંગ ભરી તેને ચાંદ આપવાનો ધૂમધડાકા સાથે મોટો ઠરાવ પાસ કરી, એક પાઈ પણ ફી તરીકેની લીધા વગર સાવ મફતંમફત–પોતાના મંડળનું, આપનાર તરીકે તે ચાંદની બન્ને બાજૂએ, નામ કોતરવાની અનુમતિ આપી દે છે માત્ર કહેવડાવવું તો એટલું જ કેની કે ચાંદ લિયા તો કે હાં ચાંદ લિયા ! પછી ચાંદ મેળવનારની યોગ્યતા કે અયોગ્યતા ભલે ને ગમે તેવી હોય, તેની સાથે તેમનો કશો પણ સબંધ હોતો નથી; ‘આવનાર મેહમાંન યે ઘર હય તુમ્હારા; ખિચડી ખાઓ ગાંઠકી ઔર બરતન હમારા; કોઈ આકે પૂછે કૌન હય ? મેહમાન હમારા !’ એ કહેવત આજકાલના કેટલાક ચાંદ આપનારાઓના સંબંધમાં અક્ષરેઅક્ષર ખરી પડેલી દેખાય છે. એવા એક બે નહિ, પણ પાંચપદર ચાંદ મેળવવાની મરજી હોય, તો રહી જા મારી સાથે મુંબઇમાં અને જો કે બાર મહિનામાં છાતીપર ગોલ્ડમેડલ લટકાવીને પાલવા બંદરની ફરનારી થઇ શકે છે કે નહિ ?” મેં ચાલતા સમયની દાંભિકતા વિશે માર્મિક કટાક્ષ કર્યો.

“પણ બાઇ સાહેબ ! ગાંઠનાં ગોપીચંદન કરીને એવા દશ ચાંદ મેળવતાં વીસ તોલા સોનું ખપી જાય અને તેની મજૂરીમાં વળી સો દોઢસોની હોળી ફૂંકાય, એટલો ભાર મારા જેવી ગરીબ કંગાલ બાયડીથી કેવી રીતે ઉપાડી શકાય ? આવા ચાંદ તો બાઈ ! મોંઘા પડી જાય !” રામદુલારીએ નિરાશા દર્શાવી.

“અરે–એનો ખરો ભેદ જણાવવો તો રહી જ ગયો. વીસ તોલા સોનું ને સો દોઢસો મજૂરીના શાના ધૂળના ખપવાના હતા ? આજે તો મોટામોટા હાંફલહુફલિયા, દરેક સભામાં હાજર રહેનારા, પાઇની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ ધરાવનારા, કપડાં ઉધાર અને પાઘડી ભાડે લાવનારા જે કેટલાક નરપુંગવો (?) દશ દશ ને વીસ વીસ ચાંદો ધરાવે છે, તે બધા ચાંદ એટલા બધા કીમતી હોય છે ખરા કે ? એ દશ વીસ ચાંદો જેટલી ઘરમાં મૂડી પણ ન હોય ત્યાં એટલા બધા રૂપિયા તેમની તીજોરીમાથી નીકળેલા સંભવે ખરા ? એ તો ચાંદીના બે તોલાનો ફેરાનેબલ ચાંદ બનાવી, તેનાપર જે મંડળ તરફથી તે ચાંદ અપાવવાનો હોય તેનું નામ કોતરાવી, ઉપર સોનાનું ફર્સ્ટ કલાસ ગીલીટ ચઢાવી મંડળના નેતાને સોંપવામાં આવે છે અને પછી મોટી સભામાં તે ચાંદ સોનાના ચાંદ તરીકે ઇનાયત કરવામાં આવે છે. એ ચાંદમાં માત્ર જે પીળો રંગ હોય છે, એટલી જ સુવર્ણની સમાનતા; બાકી તો ઢમઢોલ ને માંહે પોલ-ચોખ્ખો ચુડેલનો વાંસો !” એ પ્રમાણે જણાવી એ રસકસ વગરની વાતને આટલેથી જ અટકાવવાના ઉદ્દેશથી મેં તેના જવાબની વાટ ન જોતાં સાથે જ કહ્યું કે:–“એ તો ઠીક, પણ રામદુલારી ! તમે જ્યાં ઉતર્યા છો તે વીશીવાળાં માટીબૈયર વિષે તેં બીજી શીશી વાતો સાંભળી છે, તે અત્યારે જ કહી દેને કે

જેથી કાંઇક નવી બીના પણ જાણવામાં આવે અને વખત પણ આનંદમાં વીતી જાય. એ વાત રાતે જ કરવી, એવું કાંઈ આપણે મુહૂર્ત કઢાવ્યું નથી."

"લ્યો ત્યારે હમણાં જ સાંભળો. આપણી ક્યાં ના છે? વાત સંભળાવતાં મારે પૈસા થોડા જ આપવા પડે છે કે કંજૂસાઈ બતાવું? પરોપકારમાટે બોલવામાં વળી દરિદ્રતા કેવી? બોલવા ચાલવામાં મારા જેવી અને મારા જેટલી ઉદાર બાયડી બીજી કોઇ તમને ભાગ્યે જ મળી શકશે........"

રામદુલારી આગળ બોલવા જતી હતી, એટલામાં તેની આ નકામી કુથળી અથવા આત્મશ્લાઘાને વચ્ચે જ અટકાવીને હું બોલી કે:–"એ વાત તો જાહેર છાપામાં પણ છપાઈને જાહેર થઈ ગઈ છે, એટલે તારે હવે એનું નવેસરથી વર્ણન કરવાની અને જીભને વધારે મેહનત આપવાની જરૂર નથી. જે વાત સંભળાવવાની છે, તે જ સંભળાવ એટલે થયું."

"મારી આ બાબત છાપામાં કોણે છપાવી? અંગ્રેજી છાપામાં આવી કે ગુજરાતી ને ઉર્દુ છાપામાં આવી? વાહરે ચંપા બહેન! મને પણ તમે બનાવી? પણ કાંઈ નહિ, આપણે તો તમને તમારી ઉચ્છૃંખલતાની ક્ષમા આપવામાં પણ ઉદારતા જ બતાવવાનાં! લ્યો ત્યારે સાંભળો વીશીવાળાની વાત." એમ કહીને તેણે મૂળ કથાનો આરંભ કર્યો; "એ વીશીવાળાં બાઇસાહેબ અને ભાઈસાહેબ મૂળ કાઠિયાવાડનાં રહેવાસી છે, પણ કયા ગામનાં તે હું જાણતી નથી. તેઓ અહીં પાંચ છ વર્ષથી છાવણી નાંખી પડ્યાં છે, અને પોતાના ધંધામાં સારી રીતે ફાવી ગયાં છે. તેમના સપ્તાહ, ગરુડ પુરાણ અને સત્યનારાયણની કથા આદિના વાંચનથી અને વીશીના ધંધાથી થતી આવક વિષે તો મેં તમને જણાવ્યું જ છે; પણ તે ઉપરાંત તેમનો જે એક બીજો છુપો અને ધીકતો ધંધો ચાલે છે તે એ કે, જેમની ન્યાતમાં પુનર્લગ્ન કહો, નાતરું કહો કે ઘઘરણું અથવા ઘરઘેણું કહો, તે કરવાને એટલે કે એક ધણીના મરી જવા પછી બીજો ધણી કરવાનો રિવાજ છે, તેવી ન્યાતની કેટલીક વિધવાઓ એમને ત્યાં વારંવાર આવે છે અને પોતાની પુનર્લગ્ન કરવાની ઇચ્છા તે પનોતા ને પરગજૂ જોડલાંને જણાવે છે; એટલે તેમની એ ઇચ્છા બહુ ટુંકા સમયમાં જ પૂરી થઈ જાય છે અને એમ તે ન્યાતજાતની રંડાયલી બાયડી એમની વીશીમાંથી મંડાયલી થઈને ચૂડાચાંલ્લા સાથે વિદાય થાય છે! કારણ કે, કેટલાક વાંઢા અને વિધુર પુરુષો એ ભૂદેવની વીશીમાં આવે છે અને જો કોઈ તેવી સ્ત્રી મળી શકે તો પોતાને તરત ખબર આપવાની ફરમાસ કરી જાય છે એટલે જ્યાં એવી કોઈ વિધવા આવી કે તેવા એકાદ બે ઉમેદવારોને જૂદે જૂદે વખતે બોલાવી બન્ને પક્ષને અગડંબગડં સમજાવી વાણિયા સાથે તરગાળી અને બ્રાહ્મણ સાથે કુંભારણ કે ન્યાતજાત વગરની ભીખારણ એમ તેઓ લાકડે માકડું વળગાડી દે છે અને દક્ષિણાથી પોતાનાં તગારાં તાજાં કરે છે, પછી મડદું દોજખમાં જાય કે બિહિશ્તમાં એની ચિંતા તેમની બલારાતને! આ નાસિકમાં થતાં નાતરાંની દલાલીથી એમને ઘણી જ સારી આવક થતી હોવાનું સંભળાય છે. આસપાસનાં પાડોશી કહે છે કે, એ મારી

બૈયર જ્યારે પહેલાં નાસિકમાં પધાર્યાં ત્યારે તેમને ખાવા ધાન ને પહેરવા વસ્ત્ર પણ નહોતું અને આજે જોઇએ છીએ તો તનમનાટ કરતાં દેખાય છે ને પાંચપીતળિયાં પણ બાઈસાહેબના શરીરપર જોવામાં આવે છે. હાલમાં તેઓ પોતાના ગામમાં ઘરનું ઘર ચણાવવાનો વિચાર કરી રહ્યાં છે. દલાલે દીવાળું નહિ, એ કહેવત કાંઈ ખોટી છે? તેમાં પણ આ નાતરાની દલાલી જેવી તો બીજી દલાલી છે જ નહિ, એવો મારો ખાસ અભિપ્રાય છે. આ અમે આવ્યાં ત્યાર પછી એક ખત્રી જાતિનાં વિધવા વિધુર અને એક ભણસાળી જાતિનાં વિધવા વિધુરનાં એવી રીતે બે નાતરાં થઈ ગયાં, અને ત્રીજી લુહાણા જાતિની એક પ્રૌઢ વયની વિધવા નાતરાની ઉમીદવાર થઇને ગયા શનિવારે સવારમાં અહીં આવી છે, તેના હાથના ઉમીદવારને મુંબઈ અહીં આવવા માટેનો કાગળ લખાયો છે, તે આજ કે કાલ આવી લાગતાં જો સારું નક્કી થશે, તો બાયડીવાળો થઇને પાછો મુંબઇ જશે; પણ જો એની સાથેનું સારું નક્કી નહિ થાય, તો વળી બીજા કોઈ ઉમીદવારને બોલાવવામાં આવશે.'' આટલું બોલીને તે અટકી અને કહેવા લાગી કે;–''વાયરે, આ મોટી કથા સંભળાવતાં મારું તો ગળું સુકાઇ ગયું! જરા પાણી તો પીવડાવો અને પાનની બીડી તૈયાર કરાવો એટલે કથાનું અચ્યુતં કેશવં નિર્વિઘ્ન થઇ જાય.''

રામાને નાથીબાઇએ પાણીનો લોટો અને પાનનો ડબ્બો લાવવાનું કહ્યું. પાણી પી પોતાના હાથે જ દિલ્લીની પદ્ધતિ પ્રમાણેની પાનબીડી બનાવી, બહાર લાલ થુંકની બે ચાર પિચકારીઓ ઉડાવી આવીને પાછી રામદુલારી આસન જમાવીને બેઠી અને કથાને આગળ લંબાવતી કહેવા લાગી કે;–''અહીં નાસિકના લોકોના મુખથી બીજી એક એ વાત પણ સંભળાય છે કે જેમની જાતિમાં પુનર્લગ્નનો રિવાજ નથી, એવી જાતિની કેટલીક વિધવાઓ વ્યભિચારના યોગે સગર્ભ થતાં જો પોતાના નિવાસસ્થાનમાં ગર્ભ પાતનું કાર્ય હોહાવગર પાર પાડી શકવાનો સંભવ ન હોય, તો આબરૂ બચાવવામાટે તીર્થયાત્રાના નિમિત્તથી નાસિક, પંઢરપુર (વિઠ્ઠલનાથજી), મથુરા અને કાશી જેવાં પુણ્યક્ષેત્રોમાં જાય છે અને ત્યાં ખાસ ગર્ભપાત કરાવવાનો ધંધો લઈ બેઠેલાં કેટલાંક સ્ત્રીપુરુષોમાંના કોઈની મદદથી શરીરમાંથી પાપના પરિણામને કાઢી નાખી, ન્હાઇ ધોઈ માથે પાણી નાખીને હરખાતી મલકાતી પવિત્ર થઇને પાછી ઘેર ચાલી જાય છે. આ વીશીવાળાં માટી બૈયર પણ એ ધંધો કરે છે. ખાસ કરીને બાયડી આવાં કામોને પાર પાડવાના ઘણા સારા ઇલાજ જાણે છે, એમ લોકો બોલે છે અને તેમની આ કીર્તિ સાંભળીને જ અમારાં દેવકુમારી શેઠાણીએ ખાસ તેમની સહાયતા લઇ પાપમુક્ત થવામાટે જ વીશીમાં પોતાનો અડ્ડો જમાવ્યો છે. હવે જોવાનું છે કે શું થાય છે અને આ કામને તે બ્રાહ્મણી કેવી ચાલાકીથી પાર પાડે છે!''

રામદુલારીની આ છેલ્લી વાત સાંભળીને હું તો દિગ્મૂઢ જ થઇ ગઇ. અફસોસ! જે બ્રાહ્મણો એક સમયમાં રાજાઓ, અરે સમ્રાટોપર પણ પોતાનું વર્ચસ્વ ધરાવતા હતા, જનક તથા દશરથ જેવા ભૂપાલો જે બ્રહ્મર્ષિઓને સભામાં ઉત્થાન

આપી, પોતાના સિંહાસનપર માનપૂર્વક બેસાડી, પોતે સેવક પ્રમાણે તેમની સમક્ષ હાથ જોડી ઉભા રહેતા હતા અને જેમની પવિત્ર નીતિરીતિથી સમસ્ત ભરતભૂમિ પવિત્ર મનાતી હતી, તે જ બ્રહ્મર્ષિઓના વંશજો એક તરફથી પોતાને બ્રાહ્મણના નામથી ઓળખાવે અને બીજી તરફથી આવાં ચાંડાલને પણ ન છાજે તેવાં બાળહત્યા અને ગર્ભપાત જેવાં મહાપાતકો કરી પોતાના પાપી પેટના ખાડાને નરકરૂપ અન્નથી ભરે છે, એના કરતાં વિશેષ શોકકારક અને ખેદોત્પાદક ઘટના બીજી શી હોઈ શકે વારુ? બધા બ્રાહ્મણો આવા જ હશે અથવા છે એમ જો કે મારું માનવું નથી, છતાં બ્રાહ્મણ નામ ધરાવનારાની આવી અલ્પ સંખ્યા પણ બ્રાહ્મણજાતિના પવિત્ર નામને કલંકિત કરનારી છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ. ખરી રીતે જોતાં આવા ચાંડાલથી પણ અધમ અને મહાપાતકી બ્રાહ્મણ નામધારી સ્ત્રીપુરુષોને જાતિબહિષ્કાર આપવો એ ન્યાતના આગેવાનોની પહેલી ફરજ છે અને સરકારે આવાં કુકર્મીઓને સખ્તમાં સખ્ત સજા આપવાના જે કાયદા કરેલા છે, તે કાયદાને અમલમાં મૂકવાનો માર્ગ આવાં પાપીઓને ઉઘાડાં પાડી સરકારને સરળ કરી આપવો એ તેમની બીજી ફરજ છે. અસ્તુ: એ દુરાચારીઓને જોવાની અને તેમની વાતચીત સાંભળવાની મને એ ક્ષણે સ્વાભાવિક ઇચ્છા થઇ આવી; કારણ કે, સ્ત્રીઓ આવી બાબતોને જાણવાની વધારે આતુરતા ધરાવનારી હોય છે. કોઇ પણ નવીનતાને નિહાળવા અને જાણવાની આકાંક્ષા થવી જ જોઇએ એવો માનવ સ્વભાવનો પરંપરાનો નિયમ જ છે; પછી તે વસ્તુ સારી હોય કે નઠારી હોય તે, એક જૂદી બાબત છે. એ જ નિયમના આધારે જેમ કોઇ મહાન્ રાજકર્મચારી કે કોઇ દેશભક્ત મહાત્માની સ્વારી• રસ્તાપરથી જવાની હોય તે વેળાએ હજારો લોકોની ઠઠ તેને જોવામાટે રસ્તામાં જામી જાય છે અને જવાની વાટ મળી શકતી નથી: એટલું જ નહિ પણ પોલીસનો મોટો બંદોબસ્ત રાખવો પડે છે; તે જ પ્રમાણે જો કોઈ નામાંકિત લુટારા, ધાડપાડૂ અને ખૂની કે બહારવટિયાને લોઢાની સાંકળોથી જકડીને અમુક રસ્તેથી લઇ જવાના છે એવી લોકોને ખબર પડી જાય છે, તો તે દુરાચારી વ્યક્તિને જોવામાટે પણ લોકો એટલા પ્રમાણમાં જ ભેગા થઇ જાય છે, એ નિ:સંશય છે. ઘણીકવાર એવા ખૂનીઓને બંધ ગાડીમાં લઇ જવામાં આવે છે ન તેથી લોકો વધારે પ્રમાણમાં એકઠા નથી થતા, છતાં કેટલાકો તેવા કેદીઓની ગાડીને પસાર થતી જોવામાટે પણ રસ્તામાં થોભી જાય છે, એ મારા આ કથનની સત્યતાનું જીવતું જાગતું પ્રમાણ છે. છતાં મારી એ ઈચ્છા તત્કાળ પ્રકટ ન કરતાં કાંઇક વધારે જાણી લેવામાટે મેં રામદુલારીને પૂછ્યું કે:—

"અલી રામદુલારી! તારી શેઠાણી બીજાં પાપો અથવા કુકર્મ કરે છે તેઓ જાણે ઠીક, પણ અહિંસા પરમોધર્મના તત્વવાળા વૈષ્ણવ ધર્મની પાળનારી હોવા છતાં બાળહત્યા જેવાં ભયંકર પાપો કરતાંય અચકાતી નથી, એ તો અજાયબી જ કહેવાય. પશુપક્ષીઓને પણ પોતાનાં જણ્યાં વિષે જેટલી લાગણી હોય છે તેટલી લાગણી પણ એ નાગણના હૃદયમાં નથી, એથી એની ગણના પશુ કરતાં પણ નીચ કોટિમાં કરી શકાય

ખરી કે નહિ? તું રાત દિવસ એની તહેનાતમાં રહે છે, તો આ વિષે એને કશો સારો ઉપદેશ કેમ નથી આપતી? જેમ રાજા ગમે તેવો દુરાચારી કે અધર્મી હોય છતાં દક્ષ પ્રધાન તેને પણ સારા માર્ગે લાવી શકે છે, તેવી રીતે અત્યારે તું એની પ્રધાના હોવાથી જો ધારે તો એના આચારવિચારમાં કાંઇ પણ પરિવર્તન અવશ્ય કરી શકે, એવી મારી ધારણા છે. વળી દિલ્લીમાં મેં સાંભળ્યું હતું કે, શેઠાણીના ઘરના મુનીમ અમે કરતા કારવતા રમાનાથભાઇ ચેસ્ટરફીલ્ડ જેવા ઉપદેશ આપવામાં એક્કા છે, છતાં તેઓ પણ આ બાબતમાં કાંઇ સારું પરિણામ નિપજાવી શકયા નથી, એ ખરેખર મહાખેદનો વિષય છે. તુચ્છ ધનના લોભે તેણે તમો બધાંનાં મુખદ્વારોને તાળાં વાસી બંધ કરી દીધાં છે કે શું, એવી જ મારા મનમાં શંકા થયા કરે છે. હાજી હા અને ખુશામદખોરીની પણ કાંઇક હદ હોવી જોઇએ. તે પાપિણી છે અને તમો બધાં તેનાં સહાયક છો એટલે તમારે તો વળી શેઠાણી કરતાં પણ વધારે દુ:ખદાયક નરકવાસ ભોગવવો પડશે, સમજી કે?" મેં મારા હૃદયમાંના ઉભરા બહાર કાઢી નાખ્યા.

"બાઈ સાહેબ! તમારાથી તો તોબા-તમારી આગળ હાથ જોડ્યા. તમને મુંબઇમાં મેં જણાવ્યું તો હતુ જ કે, એકાદ બેવાર શેઠાણીને પાપના ભારથી મેં પોતે જ મુક્ત કર્યાં હતાં; એટલે કે એકવાર હું પોતે જ એમની મદદગાર હતી અને હવે ડાહી ડમરી થઇને ઉપદેશ આપવા બેસુ તો મારા ઉપદેશનો મોભો કેવોક પડે અને વંઠેલાં શેઠાણી તે પ્રમાણે ચાલે કે કેમ, એનો તમે પોતે જ જરા શાંતિથી મગજને ઠેકાણે રાખીને વિચાર કરી જુઓ. વળી અમારા ઉપદેશ દેવામાં ચેસ્ટરફીલ્ડરૂપ મુનીમજીએ આગળ કેટલીક વાર માર્મિકતાથી યોગ્ય ઉપદેશ આપીને શેઠાણીને સવળે માર્ગે વાળવાનો યત્ન કર્યો હતો, પણ છેવટે તેનું પરિણામ મીંડામાં આવેલું જોઇને અને જો વધારે બોલીશું તો સાથે આપણો લાભ પણ જતો રહેશે એમ જાણીને તેમણે પણ આ બાબતની ખટપટ છોડી દીધી અને એક ધ્યાનથી હાજીહાના પાઠ ભણવા અને સ્વાર્થને સિદ્ધ કરવામાં જ પોતાનું ધ્યાન પરોવવા લાગ્યા. આજના જમાનામાં તો જે ખુશામદ કરે છે તેનું ટટ્ટુ જ ચાલે છે અને સત્યવક્તા તથા સ્પષ્ટવક્તાનું ગાડું સીધી સડકપર પણ અટકી જાય છે. છેવટે સત્યનો જય થાય છે એ ખરી વાત છે, પણ તે જયનો સમય આવે ત્યાં સુધી ધૈર્યથી સંકટોને સહન કરવાની શક્તિ ઘણાં જ થોડા માણસોમાં હોય છે અને તેથી આજકાલ જ્યાં જુઓ ત્યાં અસત્યનો આશ્રય લેવાતો અને તેના યોગે જ સામયિક વિજય મેળવાતો જોવામાં આવે છે." રામદુલારીએ ખુલાસો કર્યો અને વધારામાં જણાવ્યું કે;-"મારી શેઠાણી દેવકુમારીની ચાંડાલને પણ નીચું જોવડાવે તેટલી સીમા સુધીની નીચતા, કુકર્મશીલતા અને નિર્દયતાને જોઇને તમારે વિશેષ આશ્ચર્યચકિત ન થવું; કારણ કે, એ ગુણ શેઠાણીને વંશપરંપરાથી વારસામાં મળેલા છે. દેવકુમારી શેઠાણીના મરહૂમ પિતા એક ધનાઢ્ય ગૃહસ્થ હતા એ તો તમે જાણો જ છો, પણ ચારિત્ર્યમાં તેઓ કેવા હતા એ વાર્તા હજી તમારા જાણવામાં આવી નથી. તેમના પિતાશ્રી જેવા ધનાઢ્ય હતા તેવા જ વિષયાંધ પણ હતા. તેમણે દિલ્લીની પાસે આવેલા શાહદરા સ્થાનમાં એક

મુસલ્માન જાતિની ઓરતને રાખી હતી અને ઘણાં વર્ષ સુધી તેની સાથે તેમનો આડો સંબંધ ચાલતો રહ્યો હતો. વળી આમતેમ એવી બીજી રમતો રમાતી હતી તેનો તો હિસાબજ નહિ, તે શેઠજીને જૂના મુગલ બાદશાહો જેવો પોશાક પહેરવાનો અને ઘોડાપર સ્વારી કરવાનો ઘણો જ જબરો શોક હતો. તે મુસલ્માન ઓરતના બે છોકરા હતા, તેઓ જ્યારે મોટી ઉમ્મરના થયા અને લોકો તેમને તેમની માતાના દુરાચાર વિષે મેણાં મારવા લાગ્યા, ત્યારે તેમણે પોતાની માતાને તે શેઠ સાથેનો સંબંધ તોડી નાખવાનો આગ્રહ કર્યો અને તે ઓરતે શેઠજીને એ વાત જણાવી. પણ શેઠ પોતાના ઘમડમાં રહ્યા અને એની કાંઈ પણ દરકાર ન રાખતાં હંમેશ મુજબનો પોતાનો ત્યાં જવા આવવાનો વ્યવહાર ચાલૂ જ રાખ્યો. એક દિવસ રાતે બાદશાહી ઠાઠમાં ઘોડાપર ચડીને તેઓ પોતાની રખાયતને ત્યાં પધાર્યા એટલામાં માર્ગમાં છુપાઇ બેઠેલા તે બાઇના બન્ને છોકરા તેનાપર તૂટી પડ્યા અને તેની જ તલવારથી તેની શરીરના બરાબર બે ટુકડા કરી એક વસ્ત્રમાં બાંધી ઘોડાની પીઠપર બે બાજૂએ બે ટુકડાને લટકાવી ઘોડાને મારી ત્યાંથી તગડી દીધો. ઘોડો તબેલામાં આવીને ઉભો રહ્યો અને સવારમાં સઇસ તબેલામાં ગયો તે વેળાએ આ વાત જાણવામાં આવી. ખૂનીનો પત્તો મળ્યો નહિ અને શેઠજી સ્વધામ સીધાવી ગયા. એ પિતાનાં પુત્રી તે અમારાં શેઠાણી! બાપે મુસલ્માન જાતિની ઓરતને રાખી હતી તો દીકરીએ યૂસુફ સાથે સંબંધ કરીને બાપનું નામ બાળ્યુ! અને હજી એ બાપના નામને કેટલી હદ સૂધી અજવાળશે, એ તો મારો પરમાત્મા જ જાણે!"

"ખરેખર જેવું વૃક્ષ હોય તેવું જ ફળ નીપજે." રામદુલારીના એ કથનથી મને મ્હારા ગત કાળનું સ્મરણ થઈ આવતાં મારા મુખમાંથી સ્વાભાવિક ઉદ્‌ગાર નીકળી ગયો. "બાવળના ઝાડમાંથી આમ્રફળની આશા રાખવી વ્યર્થ છે."

"ખરી જ વાત છે. અમારી નવીબંદર, માંગરોળ, વેરાવળ અને પોરબંદરની ખારવા જાતિની સ્ત્રીઓમાં પ્રથમથી જ ભાયડા વહાણોમાં હંમેશાં સફર કરતા હોવાથી અને ઘેર આવ્યા પછી જે થોડુ ઘણું લાવ્યાં હોય તે બેવડાબાજીમાં ઉડાવી નાખતા હોવાથી, વ્યભિચારનો એટલો બધો પ્રસાર થઈ ગયો છે કે મા દીકરીને, સાસૂ વહૂને, નણંદ ભોજાઇને અને મોટી બહેન ન્હાની બહેનને ન્હાનપણથી જ વ્યભિચારનું શિક્ષણ આપી પોતાના હાથે જ અવળે માર્ગે દોરી જાય છે, તો પછી એમની સંતતિ સદ્‌ગુણી અને સુનીતિવાળી ક્યાંથી જ નીપજે વારુ? પોરબંદર જેવા શહેરમાં જોશો તો કોઈ ખારવી ખત્રીનું ઘર માંડી બેઠી છે, કોઇએ વાણિયાને રાખ્યો છે, કોઈ મુસલ્માનની પ્રાણપ્રિયા છે, કોઇનો મેર સાથે પ્રેમ બંધાયો છે તો કોઈ ગમે ત્યાં ફરીને ચરી ખાય છે! ત્યાં એવા દાખલા પણ છે કે એક ખારવી બીજી જાતના કોઈ પુરુષ સાથે રખાયત તરીકે રહે છે, પોતાના ભાયડાને બીજી બાયડી કરાવી દે છે અને પછીથી તે ભાયડાને પોતાથી બનતી મદદ આપે છે તેમ જ તેને ઘેર વગર અટકાવે આવે જાય છે ને ખાય પીએ છે. હું એ જાતિ વૃક્ષનું ફળ હોવાથી એવી જ નીકળી એમાં નવાઈ

શી ?" રામદુલારીએ પોતાની ન્યાતનો અને પોતાનો દાખલો જ રજુ કરી દીધો. ખરેખર દાંભિક કુલીનો કરતાં આવાં અકુલીન પણ સત્યવક્તા મનુષ્યો જ અધિક માનને પાત્ર મનાવાં જોઇએ.

આ વાતચીતમાં રાત પડી ગઈ, અને જમવાનો વખત થઈ ગયો, છતાં વખત ક્યાં વહી ગયો તેનું અમારામાંથી કોઇને કશું પણ ભાન રહ્યું નહિ. જ્યારે રાંધનારી બાઇએ આવીને અમને જમવા માટે બોલાવ્યાં ત્યારેજ અમને ભોજનના સમયનું ભાન થયું. એ વેળાયે સાડા સાત વાગી ગયા હતા, અમો ત્રણે જમવામાટે ઉઠી અને બબ્બે કોળિયા મોઢામાં નાખ્યા હશે એટલામાં ધર્મશાળાના દરવાજા પાસે એક ટાંગો આવીને ઉભો રહ્યો અને તેમાંથી એક પુરુષ ઉતરી કોઇને કાંઈ પણ પૂછયાગાછયા વગર ધણી થઇને અમારા સુવાના રૂમમાં પેસી પોતાનો સામાન એક તરફ રાખી જોડા ઉતારીને ખાટલાપર લોટી ગયો; અમે પાસેના ઓડામાં જ જમવા બેઠાં હતાં અને ખખડાટ સભળાયાથી હું જમતાં જમતાં જ જોવા ઉઠી હતી એટલે એ દેખાવ મારા જોવામાં આવ્યો, મેં નાથીબાઇને કહ્યું કે:–"આપણા ઓરડામાં કોઇ ભાયડો આવી ખાટલાપર બિધડક સૂઇ ગયો છે; એ કોણ છો ? તમારો કોઈ જાણીતો માણસ છે કે શું ?"

"એ તો મણિકાન્ત હશે. આજે સવારમાં નાસિકમાં આવવાનો એમનો વાયદો હતો, પણ રાતની ટ્રેન ચૂકી જવાથી મુંબઇથી બપોરે દોઢની મેલ ટ્રેનમાં બેઠા હશે તે અત્યારે આવ્યા. એ અહીં આવવાના હતા એટલામાટે તો મારે પણ અહીં આવવું પડ્યું છે, નહિ તો મારે અહીં બીજું કાંઇ કામ નહોતું. આપણે તો અડધાં જમ્યા ખરાં, પણ હવે એમના જમવાનો બંદોબસ્ત કરવો જોઇએ." એમ કહીને તેણે રાંધનારીને તરત બીજી રસોઇ કરવાનો હુકમ ફર્માવી દીધો અને પોતે જલદી જ ખાવાનું પતાવી હાથ ધોઇ અમારાથી પહેલાં જ ઉઠીને તે આવેલા પરોણા પાસે ચાલી ગઈ.

તે આવેલો ગૃહસ્થ કોણ હોવો જોઇએ અને તેની સાથે નાથીબાઈનો શો સંબંધ હોવાનો સંભવ હતો એની બહુ અંશે તો હું કલ્પના કરી શકી; પણ હજી વધારે સ્ફોટ થવામાં વિલંબ હતો. હું અને રામદુલારી પણ થોડીવાર પછી જમીને તે ઓરડામાં ગયાં. અમને આવેલાં જોઇ તે પુરુષ ખાટલામાં બેઠો થઇ ગયો. હું નીચે જ બેસી ગઇ; કારણ કે, મારા ખાટલાપર નાથીબાઇ બેઠી હતી. મારો તો તે રાતે રામદુલારીને જ ત્યાં સૂવાડવાનો વિચાર હતો, પણ આ નવા પરોણાના આવવાથી મારા તે વિચારને મેં માંડી વાળ્યો. પાનપટીને ઇન્સાફ આપ્યા પછી થોડીવારે રામદુલારી જવામાટે ઉઠી અને હું તેને વળાવવા નીચે ઊતરી ઠેઠ બહારના ઓટલા સુધી આવી. ત્યાં સુમસામ અને અંધકાર હોવાથી તે એકલી જતાં અચકાઇ એટલે મેં રામાને બોલાવી તેને તેના ઉતારે મૂકી આવવા મોકલ્યો. તે જવાની તૈયારીમાં હતી તે વેળાએ મેં કહ્યું કે:–"રામદુલારી ! મારે તારી શેઠાણીને મળવું છે અને વીશીની ચર્ચા પણ જોવી છે એટલે ઘણું કરીને તો આવતી કાલે જ હું ત્યાં આવીશ, માટે તું ક્યાંય જતી નહિ. પછીથી આપણે ગાડી કરીને ક્યાંક ફરવા પણ જઇશું."

"ભલે હું તમારી વાટ જોઈશ; સુખેથી પધારજો." એટલું કહીને તે રામા સાથે ચાલતી થઇ ગઇ.

મણિકાંત અથવા અમારો નવીન આગત અતિથિ લગભગ સત્તાવીશ અટ્ઠાવીસ વર્ષનો તરુણ અને સર્વ પ્રકારે દેખાવડો ગૌર વર્ણનો પુરુષ હતો. સૌન્દર્યમાં જો કે તેનાથી યુસુફની બરાબરી કરી શકાય તેમ તો નહોતું જ, છતાં એટલી વિશિષ્ટતા તો તેનામાં અવશ્ય હતી કે જેના યોગે તેની સુંદર પુરુષોમાં ગણના કરી શકાય. તે માથાથી પગસુધી યૂરોપીયન ડ્રેસમાં સજ્જ થએલો હતો અને તેથી જમવા બેસતી વેળાએ કપડાં ઉતારતાં તેનો અડધો કલાક વીતી ગયો.

રાતે શયન સમયે અમુક કારણ બતાવી મેં મારું બિછાનું રાંધવાના ઓરડામાં પથરાવ્યું; કારણ કે, એ મણિકાન્ત ભાઇ પણ તીર્થસ્થાનને પાપસ્થાન બનાવવાના ઉદ્દેશથી જ પધાર્યા હતા અને જમાનાની ખાવિંદી આ ચંપા તે રહસ્યને બરાબર જાણતી હતી.

---

## પ્રકરણ ૩૬ મું

### ઔઢા ધારા

વળતે દિવસે પ્રભાતમાં જ સ્નાનાદિક નિત્યકર્મ કરી ચાહ નાસ્તો લીધા પછી નાથીબાઇએ પોતાની ... ક ઉઘાડી તેમાંથી મૂલ્યવાન અલંકાર અને ઉત્તમ વસ્ત્રો કાઢીને શૃંગાર સજવા માંડ્યો. વિધવા હોવા છતાં તેણે ગુલાબી રેશમનું પોલકું, આસમાની રંગની ઝીકની કિનારા વાળી સાડી, હાથમાં સોનાની અને કચકડાની બંગડીઓ, કાનમાં હીરાનાં લવીંગિયા, નાકમાં હીરાનું ફૂલ, અને ગળામાં 'હુસ્નઆરા પેટર્નનું નેકલેસ ઇત્યાદિ વિધવાના વેશથી સર્વથા વિરુદ્ધ અખંડ સૌભાગ્યવતીને શોભે તેવા વસ્ત્રાલંકારો ધારી લીધાં. માત્ર કપાળમાં ચાંદલો ! જામનગરના ગુંદિયા કંકુની બિંદી જેવું કાંઇ કર્યું નહોતુ એટલું જ માફ ! પણ એ તો આજકાલની ફેશનેબલ સધવા નારીઓ પણ પોતાના ભાલપ્રદેશ માં એ સૌભાગ્યદર્શક ચિહ્નને સ્થાન ક્યાં આપે છે વારુ? સૌભાગ્યવતી થવાને બદલે જ્યા દુર્ભાગ્યવતી થવાની ઈચ્છા થાય, અને જો ન થઈ હોય તો થાય ત્યારે શું કરે તેનાં જ ગીતડાં ગવાતાં હોય ત્યાં એમ જ થાય, એમાં કાંઇ નવાઇ નથી. હા આજના કાળમાં પતિવાળી સ્ત્રીએ ચાંલ્લો કરવો જ જોઇએ અને હાથી દાંતની ચૂડી અને કીડીયા સેર પહેરવી જ જોઇએ, એવો નિયમ રહેલો ન હોવાથી મારા મેહરબાન બેનપણી નાથીબાઇ જાણે અત્યારે જ પરણીને પાટલેથી ઉતર્યાં હોય તેવાં જ આબેહૂબ દેખાવા લાગ્યાં. તેની આ ચેષ્ટાને જોઇને મેં જરાક કટાક્ષથી પૂછ્યું:-"કેમ, બાઇ સાહેબ! આજે વળી આ શો તાલ? આ સોળ શૃંગાર અને લટકો મટકો અત્યારે સવારના પહોરમાં કોને રીઝવવા માટે કરવા પડ્યા છે?"

"ચંપા બહેન! અમે અત્યારે જરા બહાર ફરવા જવાનાં છીએ એટલે આ શૃંગાર સજ્યો છે. મુંબઇમાં નાતીલાજાતીલા વચ્ચે વસવાનું એટલે એક વિધવાથી

ત્યાં તો આવા વસ્ત્રાલંકારો ધારીને પોતાની હોંશ પૂરી કરી શકાય તેમ છે જ નહિ; તો પછી અહીં આ અચાનક મળેલા પ્રસંગનો લાભ લઇને પોતાના મનને પ્રસન્ન અને રંજિત શામાટે ન કરવું? લોકરૂઢિએ વિધવાઓમાટે આવા સર્વ પ્રકારના વિલાસ વૈભવના ઉપભોગનો અવરોધ કરી દીધો છે. લોકો તો મુઆ એમ જ ધારે છે કે સ્ત્રીનો પતિ સ્વર્ગવાસી થયો એટલે તેની સાથે જીવતી સ્ત્રીની બધી લાગણીઓ અને સ્વાભાવિક ઇચ્છાઓ પણ મરી ગએલી જ હોવી જોઇએ અને તેથી આવો કશો પ્રકાર તેનાથી કરી શકાય જ નહિ, અને જો કોઇ એવી રીતે વર્તે તો તે મહા પાપ મનાય, અને એના યોગે બિચારી વિધવા સમાજમાં અસહ્ય નિન્દાને પાત્ર થાય છે. સમાજ અમને પોતાના દેખતાં જે વસ્તુના ઉપભોગથી અટકાવે છે, તેનો ઉપભોગ અમે અહીં તેમનાથી છુપાવીને કરી લઇએ છીએ !" નાથીબાઇએ બિલ્કુલ નફ્ટાઇ ભરેલો જવાબ આપ્યો.

"ઠીક છે, નાસિક જેવાં સ્થળોમાં પધારી આવી રીતે 'ટેમ્પરરી શૃંગાર'-નો ઉપભોગ લેવાનો તમે સારો માર્ગ શોધી કાઢ્યો છે !" મેં વિનોદ કર્યો.

"સ્ત્રીઓ જે શૃંગાર કરે છે, તે કેવળ પોતાના પતિની દૃષ્ટિમાં આકર્ષક દેખાવા માટે, પતિના હૃદયમાં પોતા વિશેની પ્રેમજ્યોતિને અધિક તેજસ્વિની કરવામાટે, અને પતિને રીઝવવામાટે. મારા પતિનો તો સ્વર્ગવાસ થયો છે, એટલે હમેશાં મારે કોના મનોરંજનમાટે શૃંગાર ધારવો ? જેવી પરિસ્થિતિ તેવો વ્યવહાર !" નાથીબાઇએ હાજરજવાબીમાં બીરબલની બુદ્ધિને પણ બાર ડગલાં પાછળ હટાવીને કહ્યું.

અમારી આ વાતચીત ચાલતી હતી એટલામાં ટાંગાવાળો ટાંગો લઇને આવી પહોંચ્યો; કારણ કે, આગલે દિવસે મણિકાન્ત જે ટાંગામાં આવ્યો હતો, તે જ ટાંગાવાળાને સવારમાં આઠ સાડાઆઠ વાગે આવવાની તેણે વર્દી આપી દીધી હતી. મણિકાન્ત પણ પાસેના ઓરડામાંથી કોટ, પેંટ, બૂટ, સ્ટોકિંગ્સ અને નેક-ટાઈ કોલર ચઢાવી જંગલો બનીને બહાર નીકળ્યો અને 'હજી કેટલીક વાર છે ?' એમ નાથીને પૂછવા લાગ્યો. નાથીબાઇએ ઉતાવળ કરવા માંડી. મેં પૂછ્યું;–"બાઈ સાહેબ ! ફરવા ક્યાં જશો અને પાછાં ક્યારે પધારશો ?"

એના જવાબમાં નાથીબાઇએ જણાવ્યું:–"અમે અહીંથી સાત માઇલપર આવેલા દેવલાલી સ્થળે જવાનાં છીએ, અને ત્યાંથી પાછાં ફરતાં કદાચિત્ અમને રાત પડી જશે; માટે બપોરે તમે એકલાં જમી લેજો અને રાતે અમારા માટે રાંધવાનું રાંધનારીને કહેજો. અમે આવીને જમીશું. કદાચિત્ રાતે પણ અમને આવતાં વાર થાય તો તમે વખતસર જમવા બેસી જજો, અમારી વાટ જોઇને ટીંગાઈ રહેશો નહિ. અમે તો જ્યારે આવીશું ત્યારે ઉદરપૂજા કરી લઇશું. વારુ ત્યારે સંભાળ રાખજો હું જાઉં છું."

મારી પણ જો કે દેવલાલી જોવા જવાની ઇચ્છા તો હતી, પણ નાથી-બાઇએ મને સાથે લઈ જવાના પહેલાંથી જ અખાડા કરેલા હોવાથી અને મારો પણ તેમના માટે 'કબાબમાં હાડકું' થવાનો વિચાર ન હોવાથી એ ઇચ્છાને મેં

મનમાં જ દબાવી દીધી અને નાથીબાઇને 'વારુ બહેન ! ત્યારે વહેલાં પધારજો' કહીને જવાની રજા આપી દીધી. તે આશકમાશૂક ટાંગામાં વિરાજીને દેવલાલી જવાને રવાના થયાં અને હું હવે આજનો દિવસ કેવી રીતે વીતાડવો એ વિશેનો વિચાર કરવા લાગી. ગઇ કાલે સાંઝે શામદુલારી સાથે થએલી વાતચીત તો હું અત્યાર સુધી ભૂલી જ ગઈ હતી, તેનું અચાનક અત્યારે સ્મરણ થઈ આવ્યું ને તેથી મેં તે જ્યાં પોતાની શેઠાણી સાથે ઉતરી હતી ત્યાં જઈ ત્યાંની હીલચાલ અને ચર્ચા જોવાનો વિચાર કર્યો. ચાહ પીને તો હું પરવારેલી હતી, છતાં કદાચિત્ ત્યાંથી આવતાં વાર થાય એમ ધારીને બીજો પણ થોડોક નાસ્તો મેં કરી લીધો અને રાંધનારીને રસોઈ તૈયાર થાય એટલે રામા ઘાટીને મોકલી મને બોલાવી લેવાનું કહી, હું આગળ જણાવેલી વીશી તરફ, અમારા જોખમવાળા ઓરડાને તાળું વાસી, જવાને નીકળી.

એ વીશીની બહારના ભાગમાં એક ઉંચો ઓટલો છે, અને તેપર ચઢવાનાં એક બાજૂએ ચાર પાંચ પગથિયાં છે. ઓટલાપરના દરવાજામાંથી અંદર જવાય છે, પણ અંદર જતાં પ્રથમ મોટું ચોગાન આવે છે, અને ત્યાર પછી ડાબા હાથપર એક બેઠી બાંધણીનું એક માળનું જૂની ઢબનું ઘર દેખાય છે. એ ઘરમાં નીચેના ભાગમાં લગભગ બાર ફીટ લંબાઈ પહોળાઈના બે ઓરડા છે અને ઉપરના ભાગમાં એ બે ઓરડા જેટલો એક સળંગ ઓરડો છે અને ઉપર જવામાટે દીવાલની બહારના ભાગમાં લાકડાનો દાદર મૂકેલો હોઇ, ઉપરના નાનકડા છજામાંથી થઇને અંદર ઓરડામાં જવાય છે. એ બેઠી બાંધણીના એક માળવાળા મકાનની સામે કૉમ્પાઉંડમાં બીજું પણ માળ વગરનું એક મકાન છે. આગલા મકાનના નીચેના બે ઓરડામાં અને એ બીજા મકાનમાં વીશીમાં આવી ઉતરનારાં સ્ત્રીપુરુષ ગ્રાહકોને રહેવાની સગવડ કરી આપવામાં આવે છે અને ઉપરના ભાગમાં વીશીવાળાં માટી બૈયર પોતે વસે છે, અને તેમના પોતામાટે તથા આવેલાં વછાતોમાટે રસોઇ પાણી પણ ઉપરના ભાગમાં જ થાય છે.

દેવકુમારી નાસિકમાં માત્ર શામદુલારીને લઇને આવી હતી. રસોઇયા તથા મુનીમ રમાનાથને મુંબઇમાં જ મૂકી આવી હતી; કારણ કે, પોતાના ગુપ્ત કર્મની વાર્તા જેમ થોડાં માણસોના જાણવામાં આવે તેમ સારું, એવો તેનો ઉદ્દેશ હતો. માળવાળા મકાનના નીચેના બન્ને ઓરડા હાલ તેના વપરાશમાં જ હતા. હું ગઇ તે વેળાએ દિલ્હીમાં મખમલના કોચ અને સવા મણની તળાઇવાળા પલંગપર સૂનારી શેઠાણી દેવકુમારી કાથાની દોરીના ભરેલા એક સાધારણ ખાટલાપર મુસાફરીને લાયકની હલકી રજાઇ બિછાવીને તેપર તકીયાને અઢેલી પડી હતી અને શામદુલારી નીચે પાથરેલી સતરંગીપર ભીંતને અઢેલી માથે હાથ ફેરવતી બેઠી હતી અને તેઓ કાંઇક વાતચીત કરી રહ્યાં હતાં. દરવાજા ખુલ્લા હોવાથી મારે સાદ કરવાની કે બારણાં ખખડાવવાની મેહનત વેઠવી પડી નહિ. મને દરવાજા પાસે આવેલી જોતાં જ દેવકુમારી ખાટલામાં બેઠી થઇ ગઈ અને આદરકાર આપતી કહેવા લાગી કે:—"આવો, આવો, ચંપા બહેન ! તમે ઓચિન્તાનાં અહીં નાસિકમાં ક્યાંથી? ભલે આવ્યાં; બેસો."

હું રામદુલારીની જોડે નીચે સતરંગીપર બેસી ગઇ અને કહ્યું કે;–"યુસુફના સ્વર્ગવાસ પછી મુંબઇમાં જરાક જીવ ઉચક થઇ જવાથી હું મનોરંજનમાટે ત્રણચાર દિવસથી મારી એક બેનપણી સાથે મુંબઇથી નાસિકમાં આવેલી છું. મેં તો કાલે સાંઝે જ રામદુલારીને જોઇ ને તેથી જાણ્યું કે આપની પધરામણી અહીં થએલી હોવી જોઇએ. કાલે રાત પડી જવાથી અવાયું નહિ, એટલે અત્યારે આવી."

"પણ રામદુલારી તો રાતે કાંઇ બોલી જ નહિ. હશે; હવે આજે અત્યારે જમવાનું અહીં જ રાખજો." શેઠાણીએ વિવેક બતાવ્યો.

"રાતે હું કહેવાની હતી કે ચંપાબાઇ મળ્યાં હતાં, પણ ઉંઘ આવવા માંડી એટલે એ વાતને ભૂલી જ ગઇ અને સવારમાં તો વાત હૃદયમાંથી બિલ્કુલ ઉડી ગઈ." રામદુલારીએ પૂરેપૂરો અસત્ય વાદ કર્યો અને તેમાં તેનો શેઠાણીનો પોતા-પર ગુસ્સો ન થાય એવો હેતુ સમાયલો હતો, એ હેતુ મારા જાણવામાં આવી ગયો.

"પણ યુસુફ ક્યારે મરી ગયો ?" દેવકુમારીએ અનુકંપાદર્શક મુદ્રા કરીને પૂછ્યું.

"બાર તેર દિવસ થઇ ગયા. મરણ સમયે પણ તમારા નામને તે ભૂલી શક્યો નહોતો, અને મારો નિશ્ચય છે કે, જો પુનર્જન્મનો સિદ્ધાંત સત્ય હોય તો તે બીજા અવતારમાં પણ તમને ભૂલી શકવાનો નથી." મેં જરાક મર્મભેદક વાક્યો ઉચ્ચાર્યાં.

"મરણ એ શરીરીનો ધર્મ છે, એટલે એના મરણમાટે વૃથા શોક દર્શાવવા કરતાં આપણે એમ જ ઇચ્છવું જોઇએ કે, ઈશ્વર એના આત્માને શાંતિ આપો !" દેવકુમારીએ ટુંકામાં જ વાતને ઉડાવી દેવાનો પોતાનો આશય આડકતરી રીતે જણાવ્યો.

મેં પણ એ વાતને વધારે છેડવાનું વ્યાજબી ન ધાર્યું; કારણ કે, તેમ કરવાથી હું ત્યાં જે ચર્ચા જોવાના ઉદ્દેશથી ગઈ હતી, તે મારા ઉદ્દેશની સિદ્ધિમાં બાધા થવાનો સંભવ હતો એટલે મેં પણ હામાં હા મેળવીને કહ્યું કે:–'યથાર્થ છે; હવે તો ઈશ્વરને એ પ્રાર્થના કરવી, એ જ આપણું કર્તવ્ય છે; વ્યર્થ શોક કરવાથી મરી ગયેલાં પ્રિયજનો કાંઈ પાછાં સજીવન થઇને આપણી પાસે આવી શકતાં નથી.'

"ખરી વાત છે, આવા જ્ઞાનથી મનને વાળવું જ જોઇએ." શેઠાણી બોલ્યાં

"ત્યારે અહીં હજી તમારો કેટલાક દિવસ રહેવાનો વિ..."

હજી એ વાક્ય હજી પૂરું થવાનું હતું, એટલામાં ત્યાં એક પ્રૌઢા પ્રમદા આવી લાગી. પ્રૌઢા એટલે બત્રીસથી તેત્રીસ વર્ષના વયની, ચાળીસ પિસ્તાળીસની નહિ. એ સ્ત્રી કદાવર, શરીરે ભરેલી, ગૌરવર્ણ અને મુખમંડળમાંના શીતળાના ઝાંખા દાગોથી અધિક સુશોભિત દેખાતી નમણી નાસિકાવાળી હતી. તેણે અત્યારે રાતી બાતનો જયપુરી સાડો સાલ્લો અને સાદું પોલકું એ બે વસ્ત્રો જ પહેરેલાં હતાં. મસ્તકે કેશકલાપ કાયમ હોવા છતાં અડવા હાથ અને સુવર્ણપુષ્પહીન નાસિકા આદિ લક્ષણોથી તે એક વિધવા તરીકે તરત ઓળખાઇ આવતી હતી. અત્યારે તેની મુખમુદ્રામાં તેના હૃદયમાં ચાલતી કોઈ પણ વિચારણા અથવા તેન

ચિત્તમાં વ્યાપી રહેલી કોઇ ગહન ચિંતાની છટા સ્પષ્ટ દેખાતી હતી; કારણ કે, તેના પ્રભાવશાળી મુખમંડળમાં ચિંતાના અભાવે જે એક પ્રકારની સ્વાભાવિક પ્રફુલ્લતા હોવી જોઇએ, તેનો પૂરેપૂરો અભાવ હતો. પણ આશ્ચર્ય એ કે તે ચિંતાતુર હોવા છતાં પણ તેની કાંતિ કાંઇક આકર્ષક અને મનોહારક દેખાતી હતી.

"આવો, *ધારાબાઇ ! આવો; તમારા ધર્મબંધુ આવ્યા તે મુંબઇથી શા સમાચાર લાવ્યા ?" દેવકુમારીએ તેને આવકાર આપીને તે સાથેજ સવાલ પૂછયો.

"મારા ધર્મબંધુ આવ્યા છે, પણ સમાચાર સર્વ પ્રકારે નિરાશાજનક અને વિઘાતક લાવ્યા છે. જેનામાં મારો પૂર્ણ વિશ્વાસ હતો અને જેના સમાગમથી હું ભવિષ્યમાં અતિશય સુખી થવાની આશા રાખતી હતી, તે પુરુષ બેવફા થયો છે અને પોતાના વચનથી બિલકુલ ફરી ગયો છે. હવે મારે કયો માર્ગ લેવો અને શું કરવું એની મને કશી પણ સુઝ પડતી નથી. બિચારા મારા ભક્તરાજ પિતા પણ આંખોમાંથી આંસૂ વર્ષાવે છે અને મારા માટે અસહ્ય માનસિક યાતના ભોગવે છે." આ વાકયો ઉચ્ચારતાં ધારાબાઇની આંખોમાંથી પણ આંસૂ ખરી પડયાં.

"જરા શાંત થઇને બેસો અને બધી વાત બરાબર કહી સંભળાવો, એટલે જો તેમાંથી કોઇ માર્ગ નીકળી શકશે, તો તે બતાવીશ. આમ એકાએક ગભરાઇ જવાથી શો લાભ થવાનો હતો ? ધીરજનાં ફળ મીઠાં છે, ઉતાવળે આંબા પાકતા નથી." દેવકુમારીએ આશ્વાસન આપ્યું.

તે બેસી ગઇ, પણ જવાબ આપવાને બદલે હું નવતર હોવાથી મારા સામું જોઇ રહી. મારા દેખતાં પોતાની ગુપ્ત વાર્તા વર્ણવતાં તે જરાક અચકાતી હોય, તેમ મને લાગ્યું અને તેનો તે આશય ચાલાક દેવકુમારીના જાણવામાં પણ આવી ગયો. એટલે દેવકુમારીએ તેને નિઃશંક થવાનો ઉપદેશ આપતાં કહ્યું:–"આ નવીન આવેલાં બાઈ આપણાં પોતાનાં જ છે અને વળી આવાં કામોમાં મારા કરતાં વધારે અનુભવી તથા ચાલાક છે; એટલે એમનાથી સંકોચ પામવાની કશી પણ આવશ્યકતા નથી. એ તો જો બધી વાત જાણશે, તો વળી કોઇ ઘણો જ સારો રસ્તો બતાવી દેશે."

"બહેન ! તમારા વિશે મેં શંકાને હૃદયમાં સ્થાન આપ્યું તેની ક્ષમા કરજો." ધારાએ વિનયશીલતા અને નમ્રતા દર્શાવી.

"ચિન્તા નહિ; એ તો આવી બાબતમાં નવા માણસને દેખીને ખાનગી વાત કરતાં કોઇ પણ સંકોચાય, એ સ્વાભાવિક છે. આમાં તમારો જરા પણ દોષ નથી. તમારા ઠેકાણે હું હોઉં, તો હું પણ એમ વર્તવાનુંજ પસંદ કરું. છતાં

---

* ગુજરાતમાં બહુધા ધારબાઇ કે ધારાબાઈ જેવાં સ્ત્રીઓનાં નામ પાડવામાં આવતાં નથી; પણ કચ્છ અને હાલારની લુહાણા, ભાટિયા અને વાણીયા આદિ જાતિઓમાં અનેક સ્ત્રીઓનાં ધારબાઇ અને ઘણાક પુરુષોનાં ધારસિંહ નામ રાખવામાં આવે છે. ધાર તે ધારા શબ્દનું વિકૃત સ્વરૂપ હોવાથી અહીં શુદ્ધ ધારા શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

મારે જણાવવું જોઇશે કે, શેઠાણી દેવકુમારીના કહેવા પ્રમાણે મારાથી સંકોચ પામવાની કાંઇ અગત્ય નથી. મને તમારી ન્હાની બ્હેન જ માની લ્યો અને જે કહેવાનું હોય તે ખુલ્લા દિલથી કહો.'' મેં મારા બોલવામાં બની શકે તેટલી મૃદુતા લાવીને કહ્યું.

"મારા મનમાં આજે જે એક નવીન વિચાર ઉદ્ભવ્યો છે તે એ કે, શેઠાણી તમે પરમ દિવસે જે એમ કહેતાં હતાં કે, જે જાતિઓમાં નાતરાનો રિવાજ નથી તે જાતિની વિધવાઓની વિલક્ષણ શોચનીય દશા છે: કારણ કે, તેમનાથી પોતાના પરણેલા પતિના પરલોકવાસ પછી બીજો પતિ કરી શકાતો નથી અને જોબન વશ ન રહેવાથી આડું પગલું ભરાઈ જાય અને તેનું બીજું પરિણામ થએલું દેખાય તો લજ્જા બચાવવા માટે કાં તો બાલહત્યા જેવાં પાતકો કરવાં પડે છે અને કાં તો આત્મહત્યા કરીને મરી જવું પડે છે; અને જે જાતિમાં નાતરાનો રિવાજ છે, તે જાતિની વિધવાઓને આવી વિડંબના ભોગવવી પડતી નથી, આ તમારી વાત સાચી છે. નાતરિયા ન્યાતમાં એક ફાયદો છે ખરો; પણ તેની સાથે જ નાતરું કરનારી ન્યાતમાં વિધવાઓને અવનતિ અને દુર્દશાના ઉંડા ખાડામાં ગબડાવી દેનારા જે બીજા રિવાજો છે, તેમનો આપે વિચાર કર્યો હોય એમ લાગતું નથી. પ્રત્યેક વસ્તુની બે બાજૂઓ હોય છે. એક સિક્કાને સ્વીકારતી વેળાએ તેની બન્ને બાજુની છાપનો સ્વીકાર કરવો પડે છે. જેવી રીતે પુનર્લગ્નની રૂઢિવિનાની જાતિઓમાં વિધવાઓ માટે કેટલાંક અસહ્ય દુઃખનાં કારણો અસ્તિત્વ ધરાવે છે, તેવી જ રીતે તે જાતિની વિધવાઓના કેટલાક અધિકારો પણ વધારે સારા પ્રમાણમાં જળવાય છે; અને અમારા જેવી નાતરિયા ન્યાતોમાં જેમ એક તરફથી વિધવાના દુઃખને ન્યૂન કરવાના માર્ગો કાઢવામાં આવ્યા છે. તે જ પ્રમાણે કેટલીક રૂઢિઓ એટલી બધી નઠારી અને અત્યાચારરૂપ છે કે, તેના પરિણામે જે વિધવાની આજન્મ પવિત્ર રહી એકનિષ્ઠાથી વૈધવ્યવ્રતને પાળવાની ઇચ્છા હોય, તેને પણ નિરુપાયવશ પુનર્લગ્ન કરી પોતાની પવિત્ર ધારણાપર પાણી ફેરવી એક ભવમાંથી બળાત્કારે બે ભવ કરવા પડે છે.'' ધારાએ ભાષણ ચલાવ્યું.

મારી આત્મકથાના વાંચનારાઓ જાણે છે કે હું તો વળી એક એવી જાતિમાં ઉત્પન્ન થઈ હતી કે જે જાતિમાં પુનર્લગ્ન અને છૂટા છેડા બન્ને અસ્તિત્વ ધરાવે છે; એટલું જ નહિ, પણ બાયડીઓ ગમે તેવી છૂટથી વર્ત્તે, તોય બહુધા તેમને કોઇ પૂછનાર છે જ નહિ; છતાં જે જાતિઓમાં સ્ત્રીઓને એટલી બધી સ્વતંત્રતા અપાયલી હોય છે, તે જાતિમાં કેટલા બધા સડા પેસી ગએલા હોય છે, એનો મને પોતાને બહુ જ સારો અનુભવ હોવાથી ધારાના એ વિચારો સાથે મારા ઘણા વિચારો મળતા હતા, અને તેથી એ વિષયનો વિશેષ ઊહાપોહ થાય તો 'वादे वादे जायते तत्त्वबोधः' એ નિયમ પ્રમાણે એ વિશે કાંઈક વધારે જાણવાનું મળે એવા હેતુથી મેં ધારાબાઇને પૂછ્યું કે;– "ધારાબાઇ તમે જે એમ કહ્યું કે, નાતરિયા ન્યાતોમાં એવા પણ કેટલાક રિવાજ છે કે જેના યોગે મરણ પર્યન્ત વૈધવ્યવ્રતપાલનની ઇચ્છાવાળી વિધવાને અનિચ્છાથી એક ભવમાંથી બે ભવ કરવા પડે છે; એ શા આધારે? શું તેના લાગતાવળગતાઓ તેને ઘરમાંથી કાઢી મૂકે

છે કે 'તું બીજાના ઘરમાં જઇને બેસ ?' એમ ચોખ્ખું ને ચટ જણાવી દે છે ? કોઇ પણ જાતિના લોકોમાં આટલી બધી નિર્દયતા હોય, એમ મારું હૃદય સ્વીકારી શક્તું નથી."

"બહેન ! હું તો મારા શિરપર અત્યાર સુધીમાં જે સંકટો આવી પડ્યાં છે અને મારે જે જે પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું છે, તે સંકટ અને પ્રસંગોના પ્રત્યક્ષ અનુભવથી જ આવા પ્રકારના નિશ્ચયપર આવી છું. જ્યાં સુધી મારાં દુઃખોની કથા તમે અથથી ઇતિપર્યન્ત એક ધ્યાનથી ન સાંભળો ત્યાં સુધી તમારાથી એ વિશેની કલ્પના કરી શકાય તેમ નથી; અને મારી કર્મકથા બહુ લાંબી છે—કદાચિત્ હું તે સંભળાવું તો તમને સાંભળતાં કંટાળો આવશે એવી મને શંકા થયા કરે છે." ધારાએ અશ્રુધારા વર્ષાવીને કહ્યું.

"કૃપા કરીને જો તમે પોતાનો વૃત્તાંત મને સંભળાવશો, તો મારાપર તમારો મોટો ઉપકાર થશે; કારણ કે, હું પણ એક નાતરિયા ન્યાતમાં જન્મેલી અબળા હોવાથી મને પણ કાંઇક જાણવા જેવું તેમાંથી મળી આવશે, અને જો તમે નિશ્ચય કરવામાં ક્યાંક ભૂલ્યાં હશો, તો તે તમારી ભૂલને મારાથી સુધારી શકાશે. કોઇના પણ દુઃખની વાર્ત્તા સાંભળી તેને દિલાસો આપવો, એ જ મનુષ્યત્વ હોવાથી મને તમારી કથા સાંભળતાં જરા પણ કંટાળો આવવાનો નથી." મેં આગ્રહ કર્યો.

મને લાગ્યું કે, હવે ધારાબાઇ પોતાના વૃત્તાંતનો આરંભ કરશે, પણ એટલામાં એક વિઘ્ન આવ્યું. અમારો ઘાટી મને જમવામાટે બોલાવવાને આવ્યો અને એ જ વેળાએ વીશીવાળીએ પણ દેવકુમારીને રસોઈ તૈયાર થઇ જવાની ખબર આપી. દેવકુમારીએ મને અતિશય આગ્રહ કરીને જમવામાટે ત્યાં જ રોકી રાખી એટલે મેં રામાને કહ્યું:—"ભટાણીને મારું ભાણું અહીં લાવવાનું કહી દે, અમે બધાં અહીં સાથે બેસીને જ જમીશું." આ પ્રમાણે કહી મેં પુનઃ ધારાને કહ્યું:—"બહેન ! તમે પણ આજે અમારી જોડે જ જમવા બેસજો; સાથે જમવાથી આપણને આનંદ પણ મળશે અને આપણો મૈત્રીસંબંધ દૃઢ થશે. જમવું અને જમાડવું એ મૈત્રીની વૃદ્ધિનું એક લક્ષણ છે, એ તો તમે જાણતાં હશો જ."

"અમથાં પણ શેઠાણી અને અમે તો એક જ વીશીમાં ઉતરેલાં હોવાથી બહુધા સાથે જ જમીએ છીએ. આજે એમ કરીશું કે મારા પિતા અને મુંબઇથી ખાસ મારા કામમાટે આવેલા મારા ધર્મબંધુ ઉપર જમવા બેસશે અને આપણે અહીં જ પત્રાવળાં પીરસાવીશું કે જેથી ભાયડાઓથી વાતચીતમાં આપણને સંકોચાવું ન પડે." ધારાએ કહ્યું.

"જેવી તમારી ઇચ્છા ! રામદુલારી, વીશીવાળાં બાઇને અહીં ભોજન લાવવાનું કહી દે." દેવકુમારીએ ધારાની ઇચ્છાને માન્ય રાખી, તરત પોતાની દાસીને તે પ્રમાણેની આજ્ઞા આપી દીધી.

વચ્ચે આમતેમની વાતો ચાલી અને અડધા કલાકમાં મારું ભાણું પણ આવ્યું અને શેઠાણીની રસોઇ પણ આવી લાગી. કેળનાં પાંદડાં પથરાયાં, પડિયા મંડાયા, પાણીના લોટા અને પ્યાલા પડખે મૂકાયા અને ભોજનકાર્યનો આરંભ

થયો. વીશીમાં રંધાયલા હોવા છતાં દેવકુમારીમાટેના ભોજ્ય પદાર્થો ઉત્તમ પ્રકારના, નાનાવિધ અને સ્વાદિષ્ટ હતા. તેમાં કેટલીક મિષ્ટ વસ્તુઓ પણ હતી; એથી સ્પષ્ટ જણાતું હતું કે, દેવકુમારી પોતા માટે ખાસ જુદી રસોઇ કરાવતી હોવી જોઇએ, અને તેના પૈસા પણ વધારે આપતી હોવી જોઇએ. પૈસાદાર માણસને કોઈ પણ ઠેકાણે આ દુનિયામાં શું નથી મળી શકતું? નથી મળતી માત્ર એક પ્રતિષ્ઠા અને બીજી પિતામાતાની છાયા. આનંદપૂર્વક અમારા ભોજનકાર્યની સમાપ્તિ થઇ ગઇ. માત્ર ધારાની મુદ્રા મલિન જ રહી હતી.

જમ્યા પછી વીશીવાળાનો નોકર એઠવાડ ઉપાડી ગયો અને સાફસૂફ કરી ગયો એટલે રામદુલારીએ પાનબીડીઓ બનાવવા માંડી. મેં આતુરતાથી ધારાને કહ્યું કે:– "બ્હેન! હવે જો વાંધો ન હોય તો નીરાંતે તમારી આત્મકથા સંભળાવો."

"બહુ સારું, સાંભળો ત્યારે" એમ કહીને ધારાએ નીચે પ્રમાણે પોતાની જીવનકથાનું મંગળાચરણ કર્યું;–"(તેની જીવનકથા બહુ અંશે બોધદાયક અને હૃદયભેદક હોવાથી જ મેં જેવાના તેવા સ્વરૂપમાં અહીં આપેલી છે.)

## પ્રકરણ ૩૭ મું

### ધારાના ચાર ભવની કથા

"અમારી લુહાણા જાતિ દેશપરત્વે જૂદાં જૂદાં પાંચ નામોથી ઓળખાય છે. સિંધી લુહાણા, કચ્છી લુહાણા, હાલાઇ લુહાણા, ઘોઘારી લુહાણા અને ગુજરાતી લુહાણા. એમાંના સિંધી લુહાણા સાથે બીજી ચાર જાતિઓનો રોટીબેટી વ્યવહાર નથી; કારણ કે, સિન્ધી લુહાણા માંસમદિરા આદિનો ઉપયોગ કરે છે, અને કચ્છી, હાલાઇ ઘોઘારી તથા ગુજરાતીઓ તેમ કરતા નથી તેમ જ વચલી ત્રણ જાતિઓનો ગુજરાતી લુહાણા સાથે રોટી વ્યવહાર છે, પણ બેટી વ્યવહાર નથી. હવે કચ્છી હાલાઈ અને ઘોઘારી લુહાણા ન્યાતમાં જે રોટીબેટી વ્યવહાર છે, તેમાં પણ એટલો ભેદ છે ખરો કે, કચ્છી લુહાણા હાલાઈ અને ઘોઘારીઓમાંની કન્યા લે છે ખરા, પણ વધારે પ્રમાણમાં તેમને પોતાની કન્યા આપતા નથી; ભાગ્યે જ કોઇ કચ્છી લાચારીએ પોતાની કન્યા તેમને આપે, તો તે અપવાદરૂપ જ કહી શકાય અને અપવાદથી કાંઇ નિયમમાં બાધ આવતો નથી. હું હાલાઇ લુહાણા જ્ઞાતિનાં માતાપિતાના ગૃહમાં જન્મી હતી. મારા પિતા કાઠિયાવાડના પોરબંદરથી છ સાત ગાઉપર આવેલા રાણાવાવ પાસેના દેવડા નામના એક નાનકડા ગામડાના નિવાસી હતા અને મારો જન્મ થયો તે વેળાએ રોજગારના કારણથી મુંબઇ પાસેના ચોખાના વ્યાપારના મથકરૂપ ભીમડી ગામમાં રહેતા હતા. અમારી આર્થિક સ્થિતિ કાંઈ બહુ સારી નહોતી; મારા પિતા સાધારણ કમાણીથી આબરૂ ઇજ્જતમાં પોતાનો સંસાર ચલાવતા હતા એટલું જ. હું કેવળ છ માસની હતી તે વેળાએ જ મારી વ્હાલી માતાનો અચાનક સ્વર્ગવાસ થઇ ગયો અને મને ઉછેરીને મોટી કરવાનો બધો ભાર મારા પિતાના શિરપર આવી

પડ્યો. મારા પિતાને કાઇ પુત્ર નહોતો, તોપણ તેમણે અમારી ન્યાતમાં નાતરાનો રિવાજ હોવા છતાં બીજી બાયડી ન કરી, અને મારા લાલન પાલનને જ પોતાનું કર્તવ્ય માની વિધુર અવસ્થામાં જ બેસી રહ્યા. હું તેર વર્ષની થઇ ત્યાં સુધીમાં એવી કોઈ પણ જાણવા યોગ્ય ઘટના બની નહિ કે જેનો અહીં ખાસ ઉલ્લેખ કરવાની અગત્ય હોય. જેમ અમારી આર્થિક અવનતિ થઈ નહોતી તેમ જ ઉન્નતિ પણ થઈ નહોતી.

"મૂળ મારાં માતાપિતા સારી અને બળવતી શારીરિક સંપત્તિ ધરાવનારાં હોવાથી મારી શરીરરચના પણ સબળ અને સુદૃઢ હતી, અને તેથી હું તેર વર્ષના વયમાં સત્તર વર્ષના વયની દેખાતી હતી. ભીમડીમાં અમારી ન્યાતનાં ઘણાં ઘર હોવાથી અને તેમાં બે ત્રણ વીસવીસ બાવીસ બાવીસ વરસના કુંવારા છોકરા તથા ત્રણ ચાર રંડાયલા બીજવર પણ હતા, તેમના તરફથી મારા પિતા પાસે મારા હાથનાં માગાં આવવા લાગ્યાં. વહુનાં માગાં ન હોય, પણ દીકરીનાં માગાં તો હોય જ એટલે એ માગાં આવે તેમાં નવાઇ જેવું કાંઇ પણ નહોતું. છેવટે મુંબઇનું એક માગું આવ્યું, અને ત્યાં મારો સંબંધ લખાયલો હોવાથી મારા પિતાએ તે માગું સ્વીકારીને મારું સગપણ કરી નાંખ્યું. સગપણ પછી બે મહિનામાં જ લગ્નનું કામ પણ આટોપાઇ ગયું અને હું મારા પિતૃગૃહને છોડી શ્વશુરગૃહે ગઇ. મુંબઇમાં મારો ધણી કાપડમાર્કેટમાં નોકરી કરી પચીસ રૂપીઆનો મહિનો લાવતો હતો અને સાધારણ રીતે રહી કરકસરથી અમારો ઘરખર્ચ નભી જતો હતો. મારાં સાસુસસરો નહોતાં; પણ કાકાજી અને કાકીજી હતાં અને મારા સસરાના ત્રણ કે ચાર હજાર રૂપીઆ મારા તે કાકાજીના કબજામાં હતા. જો કે મારો ધણી વારંવાર તેમાટે માગણી કરતો, પણ એક કે બીજું કારણ બતાવી તે આપવાની વાતને તે લંબાવ્યાં કરતો હતો અને મારો ધણી મોઢાનો મોળો હોવાથી વધારે કાંઈ બોલી શકતો નહોતો. એમ કરતાં લગભગ સાત વર્ષ વીત્યાં. પરણ્યા પછી બે વર્ષે મેં એક પુત્રીને જન્મ આપ્યો હતો કે, જે એ વેળાએ પાંચ વર્ષની થઈ હતી અને અમારી ગરીબીમાં જો કોઇ આનંદનું સાધન હોય તો તે એ રમકડા જેવી કન્યા જ હતી. મારી અવસ્થા એ વેળાએ બરાબર વીશ વર્ષની હતી એટલે કે હું યૌવનના વસંત કાળમાં વિહરતી હતી. જો કે ઘરમાં હતી તો ગરીબી, પણ મારો પતિ સુંદર, પ્રેમી અને સદાચારી હોવાથી એ ગરીબીમાં પણ મને સંતોષ હતો; કારણ કે, સ્ત્રીમાટે સત્ય સુખ તે સ્વામીનો સ્નેહ જ હોય છે, અને તે હું ધરાવતી હતી, પણ નિર્દય કાળથી મારું એટલું સુખ પણ જોઇ શકાયું નહિ; કલ્પના પણ નહોતી તેવી રીતે અચાનક મારા પતિનો ત્રણ દિવસના તાવથી સ્વર્ગવાસ થઈ ગયો, મને ભર જવાનીમાં રંડાપો આવ્યો અને મારા મસ્તકપર દુઃખનો મહાભારત પર્વત તૂટી પડ્યો.

"હું પરણીને સાસરે આવ્યા પછી બેએક વર્ષ મારા પિતા ભીમડીમાં રહ્યા હતા, પણ પછીથી આસપાસ તેમનું કોઈ ન હોવાથી અને પ્રથમથી જ તેમની ભક્તિમાં પ્રીતિ હોવાથી તેમણે ભીમડીનિવાસને ત્યાગી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં

જઇને નિવાસ કર્યો અને ત્યાં તેઓ પવિત્ર જીવન વીતાડવા લાગ્યા હતા. મારા-પર તેમના કાગળો વારંવાર આવતા અને વર્ષ છ મહિને તેઓ પોતે પણ મુંબઇમાં આવી મને મળી જતા હતા. મારા ધણીના સ્વર્ગવાસને હજી તો પાંચ મહિના પણ પૂરા થયા નહોતા, તેટલામાં તો કાકાજી અને ફોઈજી મારા માટે વિલક્ષણ કલ્પનાઓ અને અદ્ભુત વાર્તાઓનો પ્રસાર કરવા મંડી ગયાં. એ વખતે મારો નાતરે જવાનો જરા પણ વિચાર ન હતો, છતાં તે દુષ્ટાએ એક ભવમાં બે ભવ કરવાની મને ફરજ પાડી, એમ કહો તો ચાલી શકે તેમ છે. મારા ધણીની છમાસી વખતે મારા પિતા મુંબઇ આવ્યા હતા, તેમણે મારા કાકાજીને કહ્યું:– “તમારો ભત્રીજો જીવતો હતો તે વેળાએ તો તમે તેને તેના બાપના પૈસા ન આપ્યા, પણ હવે આ મારી રંડાયલી દીકરીના નિર્વાહનો તમારે બંદોબસ્ત કરી આપવો જોઇએ; કારણ કે, એનો બીજો કોઇ આધાર નથી અને અધૂરામાં પૂરું વળી એ દીકરીની મા છે. દીકરી એટલે ઉકરડાની જાત તેને વધતાં શી વાર? કાલે એને પરણાવવી જોઇશે, એટલે એ બધી બાબતોનો તમારે વિચાર કરવો જોઈએ. હવે તમારી પાસેના એ પૈસા તમારા ભત્રીજાની દીકરીના નામે ચઢાવી બેંકમાં કે કોઇ સારે ઠેકાણે મૂકી દ્યો તો વધારે સારું.” એના જવાબમાં મારા કાકાજીએ જણાવ્યું:–“દીકરી મારા ભત્રીજાની છે એટલે તેના માટેની જે વ્યવસ્થા અમારે કરવાની હશે તે કરીશું; એ માટે તમારા ઉપદેશની અગત્ય નથી. હવે રહી તમારી દીકરીની વાત. આ જવાનજોધ જેવી રંડાયલી બાયડીને અમારાથી લાંબા વખત સુધી ઘરમાં રાખી શકાય તેમ નથી. કાલે ઉઠીને કાંઈ આડું અવળું પગલું ભરે ને આબરૂ જવાનો વખત આવી લાગે એટલે એટલા જોખમમાં અમારે શામાટે ઉતરવું જોઇએ? આપણી ન્યાતમાં નાતરું તો થાય છે, એટલે બાર મહિના પૂરા થાય અને ખૂણામાંથી ઉઠે એટલે તમારે જે રસ્તો લેવો હોય તે લેવાની અમે તમને છૂટ આપીએ છીએ. હવે આ ઘરને તમારી દીકરીએ પોતાનું ઘર ધારવાનું જ નથી. મારા ભત્રીજા સાથે તેના આ ઘર સાથેના સંબંધનો પણ અંત આવી ગયો છે.” તેનો આ જવાબ સાંભળી મારા પિતા તો હેબતાઇ જ ગયા અને હવે શું બોલવું એના વિચારમાં પડી ગયા. અંદરની ઓરડીમાં બારણા પાછળ ઉભી રહીને હું તેમની વાતચીત સાંભળ્યા કરતી હતી એટલે કાકાજીનાં આ વચનો સાંભળી મારા હૃદયમાં અનિવાર્ય ક્રોધની જ્વાળા ભભકી ઉઠી. મારા પિતાને બોલતાં બંધ થઈ ગએલા અને આંસૂ વર્ષાવતા જોઈ મારો જુસ્સો ઉછળી આવવાથી હું બહાર નીકળી આવી અને બોલવા લાગી;–“કાકાજી! અત્યારે તમે મારા સસરાને ઠેકાણે છો. આપણી ન્યાતમાં નાતરે જવાનો રિવાજ છે ખરો; પણ ઇચ્છા ન હોય તોય દરેક વિધવાએ નાતરે જવું જ જોઇએ એવો કાંઈ કાયદો નથી. વળી હું આડે રસ્તે જઈશ, એમ અત્યારથી જ તમે શા આધારે ધારી લીધું વારુ? આપણી ન્યાતમાં નાતરાનો રિવાજ હોવા છતાં સાસરામાંના માણસ પોતે પોતાના મોઢેથી પોતાના કુટુંબમાંની કોઈ વિધવાને નાતરે જવાનું કહેતા નથી, છતાં આજે શરમ સાથે છૂટાછેડા કરી તમે તેવી પહેલ કરી બતાવી

એ માટે તમને શાબાશી જ આપવી જોઇએ. ખરી વાત તો એ છે કે, મારા ધણીના પૈસા તમારે હકદારોને આપવા નથી, એમાટેના જ આ બધા ઉપાયો છે. મારા નાતરે જવાથી ભલે તમને એ પૈસા હજમ થઈ જાય, અને સ્મશાનમાં પણ સાથે આવો તમે ફરજ પાડશો, તો હું તો નાતરે જઈશ, પણ એથી તમારા મોઢાપર લોકો થૂકશે, સમજ્યા? આપણી ન્યાતમાં પણ પ્રતિષ્ઠિત અને ધાર્મિક કુટુંબની વિધવા વહૂદીકરી નાતરું કરતી નથી, એ શું તમે નથી જાણતા કે? અફસોસ–લોભે તમને આંધળા અને અધર્મી બનાવી દીધા છે!" મને વિફરેલી જોઇને 'ઠીક છે, ત્યારે એ વિશેનો મારા ભત્રીજાની વર્ષી વાળ્યા પછી વિચાર કરીશું' એ પ્રમાણે બોલી મારા કાકાજીએ વાતને લંબાણપર નાખી દીધી. બે દિવસ પછી મારા પિતા વિઠ્ઠલનાથજી ચાલ્યા ગયા.

"વખતને જતાં વાર લાગતી નથી; એટલે કે મારા ધણીની વર્ષી વાળી દીધાને પણ એક મહિનો થઈ ગયો, એ વેળાએ બંદોબસ્ત કરી આપવાનું તો દૂર રહ્યું, પણ અત્યાર સુધી અમે માદીકરી જૂદી જગ્યામાં રહેતાં હતાં તે ખાલી કરી કાકાજીએ અમને પોતાની સાથે રહેવાનું કહ્યું. હું તેમ પણ કરત, પણ કર્કશા કાકીજીનો સ્વભાવ એવો વિલક્ષણ હતો કે એક દિવસ પણ બનાવ થવો અશક્ય હતો. હું મારી દુર્દશાના સમયને પાસે આવેલો પ્રત્યક્ષ જોવા લાગી. મારા હૃદયાકાશમાં નિરાશાના અંધકારની છટા વિસ્તારવા લાગી. મેં હૃદયની શાંતિમાટે મારા પિતા પાસે થોડા દિવસ જઇ રહેવાનો વિચાર કરી, એવો જવાબ આપ્યો કે, 'ભલે તમારો એવો વિચાર હોય તો એમ કરીશું; પણ હાલ તરત હું થોડા દિવસને માટે મારા પિતા પાસે જવા માગું છું; ત્યાંથી મારા આવ્યા પછી ઓરડી ખાલી કરીશ.' તરત કાકાજીએ મારી એ ઇચ્છાને સ્વીકારી મને જવાની રજા આપી, પણ છોકરીને સાથે એવું કારણ બતાવીને ન મોકલી કે, તે ત્યાં દુઃખી થશે. હું એવી કંટાળી ગઈ હતી કે, છોકરીને મૂકીને વિઠ્ઠલનાથજી તરફ જવાને રવાના થઈ ગઈ. નીકળતી વખતે મારા પિતાને તાર દ્વારા ખબર આપેલા હોવાથી તેઓ સ્ટેશનપર મને સામા લેવામાટે આવ્યા હતા. પુનઃ એકવાર હું પિતૃગૃહવાસિની થઇ.

"પાંચ દિવસ પછી મારા કાકાજીનો કાગળ આવ્યો, અને તેમાં એમ જણાવેલું હતું કે, 'જૂદી ઓરડીનું નકામું ભાડું ભરવાની અગત્ય ન હોવાથી તે તમારા ગયા પછી ખાલી કરી નાંખવામાં આવી છે, સામાન અમે અમારા કબજામાં રાખ્યો છે અને છોકરીને દેશમાં મોકલી દીધી છે. તમારે આવવું હોય તો આવજો, અને ન આવવું હોય તો અમારો આગ્રહ નથી.' આ ખરી રીતે જોતાં મને નાતરે જવાની ખુલ્લી આજ્ઞા જ હતી, અને તેને ન સમજી શકું એટલી બધી હું મૂર્ખ નહોતી. હવે વધારે લજ્જા રાખવામાં માલ ન જોઇને મેં મારા પિતાને કહ્યું:– "પિતાજી! આ સંઘ કાશી પહોંચવાનો નથી, અને આપની આર્થિક તથા માનસિક અવસ્થા એવી છે કે, જો હું હમેશાને માટે આપના આશ્રયમાં રહું તો આપને ભારરૂપ અને નિવૃત્તિમાં બાધા કરનારી જ થઈ પડું. માટે જો આપને યોગ્ય લાગે, તો મારા માટે બીજી કોઇ વ્યવસ્થા કરી નાખો; મારા ભાગ્યમાં

જે લખાયું હશે, તે કોઈનાથી પણ ટળવાનું નથી.” મારી આ વાત મારા પિતાને પણ વ્યાજબી લાગવાથી તેઓ થોડા વખતમાં જ મને લઇને મુંબઇ આવ્યા, અને ત્યાં ચાર પાંચ દિવસમાં તેમના વિચાર પ્રમાણે એક યોગ્ય મનુષ્યને શોધી કાઢી તેની સાથે અમારી ન્યાતના રિવાજ પ્રમાણે ઘરઘાવી દીધી, અને પોતે પાછા તીર્થસ્થાનમાં ચાલ્યા ગયા. મારા બીજા ભવનો આરંભ થઈ ચૂક્યો.

“એ વેળાએ મને બાવીસમું વર્ષ બેસી ચૂક્યું હતું, અને મારા નવા ધણીની અવસ્થા પાંત્રીસ વર્ષની હતી. આ શેઠ સાહેબ વળી જુગારી, દારૂડિયા અને સવારનું લાવ્યું સવારમાં ને રાતનું લાવ્યું રાતે રાંધી ખાનાર, આગે હાથ પીછે હાથ ને રક્ષા કરે ગોરખનાથ જેવા હતા. નાતરું કર્યું તે સમયે જુગારમાં દાવ લાગી ગએલો હોવાથી ચાર પાંચસેં રૂપીઆ કમાયા હતા, એટલે પ્રથમ તો મને ત્રણસેંનો દાગીનો પહેરવાનું ભાગ્ય પ્રાપ્ત થયું, પણ કસાઇના ઘરમાં બકરાની સલામતી કેટલાક દિવસની ધારી શકાય? હજી તો દાગીના ખરીદાયાને એક મહિનો પણ થયો નહોતો એટલામાં તો તેમને મારવાડીના પટારામાં જવાનો વખત આવી લાગ્યો. ઘરમાં પેટી પટારાના વાંધા જ હતા, એટલે દાણાના ડબ્બામાં રાતે મેં દાગીના ઉતારી રાખ્યા હતા તે લઈ મને ઉંઘતી મૂકી દરવાજા અડકાવીને જ એક રાતે મારા નવા ધણીજી પલાયન કરી ગયા અને ચાર દિવસ સુધી અદૃશ્ય રહ્યા. એક ભવમાંથી બે ભવ થયા છતાં મને ઠરીઠામ થવાનો વખત ન મળ્યો. ઓરડી પણ એણે મારી સાથે નાતરું કર્યા પછી જ રાખી હતી, નહિ તો પહેલાં એવો હીસાબ ચાલતો હતો કે, વીશીમાં ખાવું અને ઓટલાપર કે મુંબાદેવીની પાળે જઇને સૂઈ રહેવું. અસ્તુ. ચોથે દિવસે જુગારમાં બધું ખોઈ કાળું મોઢું લઇને તે આવ્યો, અને મેં મારા દાગીના માગ્યા એટલે દાગીનાને બદલે ગાળો ભાંડીને મને તે મેથીપાક જમાડવા મંડી ગયો. આવી રીતે કૂતરાં જેવો અમારો ઘરવાસ ચાલવા લાગ્યો. હું જેમ તેમ મારા દિવસો વીતાડતી હતી, અને આવા પ્રસંગમાં પણ સંતોષ માનતી હતી. પણ મારો એ સૌભાગ્યકાળ પણ લાંબો વખત ન ટક્યો. ચાર મહિના પછી મારા એ બીજા વરને પ્લેગની બાધા થઇ આવી. અસાધ્ય રોગ અને ઘરમાં પાઇની મત્તા ન મળે એટલે એ વખતે મારા મનની કેવી અવસ્થા થઈ હશે, એની તમારાથી સહજ કલ્પના કરી શકાય તેમ છે. મારી પાસે જે પાંચ પંદર રૂપીઆ ચાર પાંચ મહિનામાં પાઇપૈસો કરીને ભેગા થયા હતા તે મેં તેના માટે દવાદારૂમાં ખર્ચી નાખ્યા અને ત્યાર પછી ન છૂટકે તેને મારે ભાયખલાની મરાઠા હૉસ્પિટલમાં મોકલવો પડ્યો, કે જ્યાં છ દિવસ પછી તેનો આપણા લોકોની માન્યતા પ્રમાણે સ્વર્ગવાસ થઇ ગયો. તેના શબને સ્મશાનમાં લઇ જવાનો અને અગ્નિદાહ આપવાનો ખર્ચ ધર્માદા ફંડમાંથી અપાયો; કારણ કે, મારી પાસે તો ખાવા ધાન્ય પણ નહોતું. હું બહુ જ ગભરાઇ ગએલી હોવાથી અને રડીરડીને બેહોશ બની ગએલી હોવાથી બે ચાર દિવસ સુધી ખાવાનું પણ બિચારાં પાડોશીઓ તૈયાર કરી આપી જતાં હતાં. મારા પિતાને તાર કરીને બોલાવવા જેટલા પૈસા પણ મારી પાસે ન હોવાથી એક પાડોશી પાસેથી એક રૂપીઓ ઉધાર

લઇને મારા પિતાને આઠ આનાનો તાર કર્યો અને આઠ આનાપર મારા પિતાના આવતાં સુધી જેમ તેમ કરીને નિર્વાહ ચલાવ્યો.

"મારા પિતા આવ્યા અને મારી આવી મહા દુર્દશાને જોઇ હૃદયવેધક વિલાપ કરીને બોર બોર જેવડાં આંસુ વર્ષાવવા લાગ્યા. મને તેમણે આશ્વાસન આપવું જોઈએ તેને બદલે મારે તેમને આશ્વાસન આપીને શાંત કરવા પડ્યા. એ વખતે મારા પિતા પાસે પણ પૈસા નહોતા, પણ મુંબઇમાં મારા મામા દુકાનદારી કરતા હતા તેમની પાસેથી તેઓ પચાસ રૂપીઆ ઉછીના લઈ આવ્યા અને તેમાંથી થોડાક રૂપીઆ બિલકુલ ગરીબ હાલત પ્રમાણે મારા બીજા ધણીના અગિયારમા, બારમા ને તેરમાની ક્રિયામાં અમે ખર્ચ્યા. મારા પિતાને પુનઃ મારા માટે અગાધ ચિન્તામાં પડવાનો વખત આવી લાગ્યો. પોતા પાસે કશાં સાધન નહિ અને મારો ધણી એક દિવસ ચાલે તેટલું પણ કાંઇ મૂકી ગયો નહોતો એટલે ત્રીજો ધણી કર્યા વિના મારો છૂટકો નહોતો અને તે પણ તરત જ બધું થવું જોઇએ, એ હું સારી રીતે જાણતી હતી. મારા પિતાએ જો કોઇ સારો માણસ હોય ને તે ઘરઘવા ઇચ્છતો હોય, તો તેનો શોધ કરી મારા માટે નક્કી કરવાનું એક વૃદ્ધ બ્રાહ્મણીને કહ્યું. તે બ્રાહ્મણીએ ચાર પાંચ દિવસ પછી આવીને જણાવ્યું:—"એક ઠેકાણું છે, તેના ઘરમાં પાંચ પંદર હજારનો જીવ પણ છે અને પોતે માણસ પણ સારો છે, પણ ઉમ્મરે જરા મોટો એટલે કે પચાસ એકાવન વર્ષનો છે. તેની બીજી વારની બાયડી મરી ગઇ છે અને ત્રીજી વાર પોતે એકલો હોવાથી ઘર માંડવાની ઇચ્છા રાખે છે. જો તે ઉમ્મરનો તમને વાંધો ન હોય, તો તમારી દીકરી ત્યાં સુખી તો થશે જ." મારા પિતાએ તેની વાતને કબુલ કરી લીધી અને મેં પણ મારી અનુમતિ આપવાથી સાટું નક્કી થયું. હું ત્રીજા બુઢ્ઢા ધણીના ઘરમાં ગઇ. આ ત્રીજા ભવમાં વળી મારી દુર્ભાગિની ભાગ્યરેખાએ મહા વિલક્ષણ માર્ગનો સ્વીકાર કર્યો અને અત્યારે આ ચોથા ભવમાં પ્રવેશ કરવાનો પ્રસંગ મને કેવા વિલક્ષણ સંયોગોથી પ્રાપ્ત થયો એ વૃત્તાંત જાણવાજોગ હોવાથી હું તે કાંઇક વિસ્તારથી કહીશ......"

આ વખતે લગભગ બે વાગ્યાનો સમય થવા આવ્યો હતો અને વીશીવાળી ચાહ લઇ આવી તેથી ધારાના આત્મકથનમાં થોડા વખતને માટે ભંગાણ પડ્યું. ધારાની કથા સાંભળી પાષાણહૃદયા દેવકુમારીના મુખમંડળમાં પણ અનુકંપાની છટા દેખાવા લાગી હતી. ચાહ પી લીધા પછી ધારાએ પુનઃ પોતાની આત્મકથાને આગળ લંબાવીને કહ્યું:—

"બ્રાહ્મણીના કહેવા પ્રમાણે મારા ત્રીજા ધણીના ઘરમાં પંદર હજારનો નહિ, તો પણ ચાર પાંચ હજારનો જીવ હતો અને તે ઉપરાંત તેણે પોતાની જિંદગીનો પાંચ હજારનો વીમો ઉતરાવેલો હતો. પણ તે એકલો છે એમ જે જણાવવામાં આવ્યું હતું તે વાત ખોટી હતી; કારણ કે, તેની બીજીવારની બાયડી મરી ગઇ હતી ખરી, પણ કુટુંબનાં બીજાં તેના ઘરમાં આઠ નવ માણસો હતાં. પ્રથમ સ્ત્રીના સંયોગફળરૂપ મોટા ઉમ્મરે પહોંચેલા બે દીકરા અને તે દીકરાની બે વહુઓ, એક સોળ વર્ષનો

દીકરો, એક પરણેલી દીકરી, સૌથી મોટા દીકરાનાં બે બાળકો અને બીજી વારની બાયડીનો એક દીકરો, આટલાં માણસો ઘરમાં હતાં અને પાછળથી જેમ મારા જાણવામાં આવ્યું તેમ બુઢ્ઢા ધણીની માત્ર ચાકરી અને એ બધાંની ગુલામગિરી કરવા માટે જ મને ઘરમાં લાવવામાં આવા હતી. હું અત્યંત દુ:ખિની હોવાથી મેં એમાં પણ સંતોષ માની લીધો અને ગમે તેમ કરીને જે પ્રસંગ પ્રાપ્ત થયો હતો તેને નિભાવવાને જ મારો ધર્મ માની ઘરનું કામકાજ મારા માથાપર ઉપાડી લીધું. હું ઘરમાં એક ઢોર પ્રમાણે અને ઢોર જેટલું કામ કરવા લાગી. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ દીકરાની વહૂઓ અને મારા ધણીની આગલા ઘરની દીકરીના જુલમો મારાપર વધતા ગયા. કામ કરીને મરી જવા છતાં જશને સાટે જૂતિયાં જ મારા કરમમાં લખાયલાં હતાં. તેમાં પણ દીકરી તો એવો ત્રાસ વર્તાવતી હતી કે ભગવાન્ તોબા! એ ઘરમાં વહૂઓ તે સાસૂ અને સાસૂ તે વહૂ, એવી અવસ્થામાં મારો કાળ વીતતો હતો. કોઇ સુખમાં હોય કે દુ:ખમાં હોય, પણ કાળ તો પોતાનું નિર્ગમનરૂપ કાર્ય કરે જ જાય છે, એટલે આવી અવસ્થામાં પણ બે વર્ષનો કાળ વીતી ગયો અને એ વેળાએ મેં એક પુત્રને જન્મ આપ્યો. મારો પુત્ર છ માસ કે સાત માસનો થયો તે વેળાએ મારાપર જુલમનો વર્ષાદ વર્ષાવનારી અને ઘરનાં કુંચીતાળાં સંભાળનારી, પરણેલી છતાં ધણીના ઘરને ન વસાવનારી મારી ઓરમાન દીકરીનો ક્ષયરોગથી અંત થયો અને તે સાથે મારાપરથી એક જાતનો ત્રાસ ઓછો થઈ ગયો. મારા વૃદ્ધ પતિનો પોતાનો વેપાર રોજગાર નહોતો પણ ક્યાંક ઑફિસમાં નોકરી કરતા હતા અને સવ્વાસો દોઢસોનો પગાર લાવતા હતા, તેમ જ મોટા બે છોકરા પણ ભણીગણીને નોકરીમાં લાગી ગયા હતા. એટલે આર્થિક સ્થિતિ, મોટા કુટુંબના ખર્ચ ચલાવવાના હોવાથી સાધારણ હોય એ સ્વાભાવિક હતું. દીકરીના મરી જવા પછી એક વર્ષે મારા વૃદ્ધ ધણી માંદા પડ્યા. ઑફિસમાં બેસીને લખવાનો ધંધો જન્મારા સુધી કરેલો હોવાથી અને તેટલા પ્રમાણમાં વ્યાયામનો સદા અભાવ રહેલો હોવાથી એમને હરસનો રોગ હતો જ, અને તેમાં વળી અપચાના રોગનો ઉમેરો થયો. ધીમે ધીમે એ અજીર્ણના રોગે અતિસારનું રૂપ ધારણ કર્યું અને તેણે તેમને એકદમ ખાટલાપર નાખી દીધા. દિવસ અને રાતમાં પચીસ પચીસ ને ત્રીસ ત્રીસ વાર દિશાએ જવાનું થવા માંડ્યું. એ વેળાએ જવાન દીકરા કે દીકરાની વહૂઓ પાસે પણ આવતાં નહોતાં અને મળમૂત્રનાં તગારાં મારે જ ઉઠાવવાં પડતાં હતાં. માત્ર જ્યારે પોતાના પિતાના જીવવાની આશા ન દેખાઇ તે વેળાએ ઘરમાં જે કાંઇ હતું તે કબજે કરી લેવાને દીકરા આવી લાગ્યા; કારણ કે, છેલ્લા એક વર્ષથી હું અને મારો ધણી દીકરાઓથી જૂદાં જૂદી જગ્યામાં રહેતાં હતાં. વૈદ્ય, હકીમ અને ડૉક્ટરોના અનેક ઉપચારો કરવા છતાં અને પૈસાની ખૂબ હોળી કરવા છતાં છેવટે સવા વર્ષનો ખાટલો ભોગવી મારા તૃતીય પતિએ પણ પરલોકવાસના માર્ગને સ્વીકારી લીધો. તેઓ જ્યારે માંદા હતા ત્યારે મારી અને મારા અલ્પ વયસ્ક દીકરાની વ્યવસ્થા કરી આપવામાટે મેં તેમને અનેક વાર માર્મિક પ્રાર્થના કરી હતી, પણ તેમાંનું તેમણે કાંઈ પણ કર્યું નહિ, અને તેથી અંતે

મારામાટે ઓરમાન દીકરાઓની દયા અને ઓશિયાળીપર આધાર રાખવાનો વખત આવી લાગ્યો. મારા ધણીના મરણ પછી ત્રીજે દિવસે જ એ છમક્લું થયું કે, મારા હાથમાં સોનાની ચાર તોલાની ચાર બંગડીઓ હતી તે પણ દીકરાઓએ ઉતારી લીધી અને બીજો માલ તો આગળથી જ તેમણે પોતાના તાબામાં લઇ લીધો હતો, એટલે મારી પાસે ઝેર ખાવાને પણ એક પાઇ એ વેળાએ રહી નહિ. મારા પતિની ઉત્તરક્રિયા થઇ જવા પછી જે જગ્યામાં હું મારા વૃદ્ધ પતિ સાથે રહેતી હતી તે જગ્યામાં અમારો મોટો ઓરમાન દીકરો બીજા માળામાંથી આવીને રહ્યો, અને મને તેજ માળામાં રહેતા બીજા ઓરમાન દીકરાએ પોતાની સાથે રાખી. એ ઘરમાં અમે બધાં મળીને છ માણસ હતાં અને બધાંની રાંધવા સીંધવાની તથા ઘરના બીજા કામકાજની વેઠ મારે જ કરવી પડતી હતી. વહૂજી માત્ર મારી અડચણના ચાર દિવસ કામકાજ કરતાં હતાં અને છવ્વીસ દિવસ રાણી સાહેબ થઇને પલંગમાં પડી રહેવામાં કે હીરાબાઇ, રતનબાઇ ને ઝવેરબાઈ આદિ બેનપણીઓ સાથે ટોળટપ્પા કરવામાં કે દેવદર્શને જવામાં પોતાનો વખત વીતાડતાં હતાં. 'ગરીબની જોરૂ તે જગતની ભોજાઈ!' એ કહેવત મારા સંબધમાં તો અક્ષરેઅક્ષર ખરી પડી. બહેન! આટઆટલી ગુલામગિરી કરવા છતાં પણ મને જંપીને તેઓ બેસવા દેતાં નહોતાં. કામમા જરાક ભૂલ આવી હોય, તોય વહૂજી તેને મોટું ભયંકર રૂપ આપીને ચાલીમાંની બીજી બાયડીઓ આગળ મારાં વગોણાં કરવા બેસી જાય, ભાયડા આગળ બનાવટી વાતો કરી તેને મારી વિરુદ્ધ ભંભેરે, બાયડીમાં લટ્ટૂ બનેલો મારો ઓરમાન દીકરો મને ચાલતાં હાલતાં ધમકાવ્યા કરે અને ઘરમાંથી કાઢી મૂકવાનો ડર બતાવ્યા કરે. આ બધું તો ઠીક, પણ જ્યારે મારા વિશે, 'આની સામું તેં જોયું ને તેની સાથે આંખ લડાવી, તારો તો નાતરે જવાનો વિચાર છે, જેણે એક મુએ બીજો કર્યો અને જેણે ત્રણ ત્રણ કર્યા તેને ચોથો ભાયડો કરતાં શી વાર થવાની હતી? આ રાંડે તો આવીને બે જીવ લીધા! આ રાંડ કાળમુખી ઘરમાંથી આજે ટળે તો કાલે બીજો દહાડો થાય!' આવા આવા વિલક્ષણ ઉદ્‌ગારો નીકળવા મારા સાંભળવામાં આવ્યા અને તે પણ હું માનસિક કે કાયિક પાપની લેશ માત્ર પણ અધિકારિણી ન હોવા છતાં; એટલે પછી મારા મનમાં સ્વાભાવિક જ ખેદનો ભયંકર આઘાત થયો. હૃદયના ભારને ન્યૂન કરવાનું કોઈ સ્થાન ન હોવાથી મનમાં ને મનમાં હું બહુ જ મુંઝાવા લાગી અને રાતે ઉંઘ ન આવવાથી રડીરડીને રાતો વીતાડવા લાગી. મારા બાળકમાટેની મારા અંતઃકરણમાં અતિશય લાગણી હોવા છતાં દુઃખનો ભાર એટલો બધો વધી ગયો કે છેવટે મેં આત્મહત્યા કરીને મરી જવાનો વિચાર કર્યો.

"જે જગ્યામાં અમે રહેતાં હતાં તેના બે ઓરડા હતા. આગલા ઓરડામાં રસોડું હતું અને પાછલા રસ્તાપર પડતા ઓરડામાં સૂવા બેસવાની જગ્યા હતી. મારો ઓરમાન દીકરો અને તેની વહૂ પાછલા ઓરડામાં સૂતાં હતાં અને મારી પહેલી સોકયનો સોળ સત્તર વર્ષની ઉમ્મરનો સૌથી નાનો છોકરો, બીજો

સોકરનો આઠ નવ વર્ષનો દીકરો, મારો બાળક પુત્ર અને હું આગલા રસોઇના ઓરડામાં સૂતાં હતાં, અર્થાત્ વચ્ચેનું બારણું બંધ થતું હોવાથી અને બહાર જવા આવવાનો માર્ગ રસોડાના ઓરડાનો હોવાથી જો ઇચ્છા હોય તો મારાથી તત્કાળ કોઇનો જાણવામાં ન આવે તેવી રીતે બહાર નીકળી જઇ શકાય તેમ હતું. એક રાતે અગિયાર વાગે સર્વના સૂઈ જવા પછી હું સમુદ્રમાં પડી આત્મહત્યા કર-વાના વિચારથી બહાર નીકળી ગઇ.

“ભાદરવો મહિનો ચાલતો હતો, જો કે વર્ષાઋતુનો સમય હતો, છતાં છેલ્લા આઠેક દિવસથી વૃષ્ટિ બંધ થઇ ગએલી હોવાથી અને આકાશ વાદળાંથી વારંવાર ઘેરાયલું રહેતું હોવાથી ઉન્હાળા જેવી જ સખ્ત ગરમી પડતી હતી. એટલે મુંબઇના સૌકીન લોકો રાત્રિના સમયે બહાર ખુલ્લી હવામાં ફરવામાટે નીકળતા હોવાથી લગભગ અર્ધ રાત્રિ થવા છતાં રસ્તામાં લોકોની આવજા બંધ થઈ નહોતી. અમારું રહેઠાણ ગિરગામ બૅકરોડપર હોવાથી ચોપાટીનો કિનારો જ અમને નજીક પડનારો હતો. કદાચિત્ કોઇ જોઈ લેશે તો મારો ઉદ્દેશ પણ સફળ નહિ થાય અને જોનારના મનમાં અને ત્યાર પછી મારાં ઘરનાં માણસોના મનમાં આવે વખતે મારા નીકળવાનો બીજો જ અર્થ ઠસાશે અને દુઃખ કપાવાને બદલે વધી જશે, આવી શંકાનો હૃદયમાં સંચાર થવાથી નીચે ઊતરી એક ખાલી વિકટોરિયા જતી હતી તે મેં ભાડે કરી લીધી, અને તેથી ચોપાટી પહોંચતાં સુધી તો મને કોઇએ પણ જોઇ નહિ, અથવા દૂરથી જોઈ હોય તોય એટલું તો ખરું કે કોઈ પણ મને ઓળખી શક્યું નહોતું. મારા પોલકાના ખીસામાં આઠ આના—ચાર બે આનીઓ—હતા, તેમાંથી ચાર આના ગાડી ભાડાના આપ્યા અને અત્યારે ચોપાટીનો જ્યાં નવો પુલ છે તેની સામેના ફુટપાથ પાસે હું ગાડીમાંથી ઉતરી પડી. હવે કટાકટીનો ખરો વખત આવી લાગ્યો.

“શુક્લ પક્ષની ચતુર્દશીની રાત્રિ હતી એટલે ચંદ્રિકાનો પૂર્ણ પ્રકાશ પ્રસરેલ હતો અને હવા ખાવા આવેલા ઘણાક લોકો ફુટપાથપર આમથી તેમ અને તેમથી આમ વાતચીત કરતા ફરતા જોવામાં આવતા હતા. કેટલાકો ફરીફરીને થાકી જવાથી બાંકડાપર વિશ્રાંતિ લેતા બેઠા હતા અને કુલફીવાળા, બદામ-પિસ્તાવાળા તથા ગંડેરીવાળા પોતપોતાનો માલ માથાપર ઉપાડી મોઢેથી મોટા સાદ કાઢી કાઢીને ‘કુલફીમલાઈ,’ ‘ખાઓ પસ્તાબદામ’ અને ‘રંગા ગંડેરી’ ઇત્યાદિ શબ્દોના રાગોથી પોતાના માલની જાહેર ખબર આપી રહ્યા હતા: કેટલાકો કિનારાપરના રેતીના ભાગમાં બેસીને લાલાજી પાસેથી લીધેલી શેવ મમરા ને દાળ-ચણાની ભેળને પેટમાં પધરાવતા હતા અને કેટલાકો સોડાલેમન પણ ગટગટાવતા હતા.

“શુક્લ પક્ષની ચતુર્દશીની અર્ધ રાત્રિ થએલી હોવાથી સમુદ્રમાં પૂરી ભરતી હતી અને મહાસાગરની ઉછળતી અને તીર પ્રાંતમાંના પાષાણો સાથે બળપૂર્વક અથડાતી લહરીઓની ભયંકર ગર્જના ઠેઠ દૂર સુધી સંભળાતી હતી. સમુદ્ર નજરે દેખાતો હતો; છતાં આટલાબધા લોકોનો જ્યાં ગમનાગમનવ્યાપાર ચાલતો હોય, અને ચંદ્રિકાથી વિભૂષિત નિશામાં વળી ગૅસના દીવાઓનો પૂરો પ્રકાશ વિસ્તરેલો

હોય, ત્યાં કોઇ સમુદ્રમાં પડીને આત્મહત્યા કરી શકે એ મને બહુધા અશક્યવત્ જણાયું. મારા હેતુને પાર પાડવામાટે હું વાલુકેશ્વરની દિશામાં ચાલી. ડાબા હાથપરના ફુટપાથપરના રસ્તાપર માણસોની વધારે ભીડ હોવાથી હું સામેના વૃક્ષાવલિની છાયાવાળા જનશૂન્ય વિભાગમાં થઇને મારો રસ્તો કાપવા લાગી. જ્યાંથી વાલુકેશ્વરના ચઢાણનો આરંભ થાય છે અને પાળથી કિનારાને બાંધી લેવામાં આવ્યો છે, ત્યાં અર્ધ રાત્રિયે બહુધા શૂન્યતા હોય છે એટલે ત્યાં સમુદ્રમાં બેધડક પડી શકાશે, એવી મારી ધારણા હતી. અંતે મારા ધારેલા સ્થળે હું આવી પહોંચી. અત્યારસુધી તો મારી એવી જ ભાવના હતી કે તરત સમુદ્રમાં પડીશ અને પ્રાણ નીકળી જશે; પણ જ્યારે ઘોરતમ ગર્જના કરતો સમુદ્ર દૃષ્ટિગોચર થયો અને તેમાં પડીને પ્રાણનું બલિદાન આપવાનો સમય આવીને સામો ઉભો રહ્યો, તે વેળાએ મારા હૃદયસમુદ્રમાં અનેક પ્રકારના વિચારતરંગો અનુક્રમે ઉદ્ભવવા લાગ્યા. સર્વથી પ્રબળ મારી મારા પુત્ર વિષેની ચિંતા હતી. એ માબાપ વિનાના કુસુમસમાન કોમળ બાળકની ભવિષ્યમાં કોણ જાણે કેવી દુર્દશા થશે અને તેને કેવાં કેવાં સંકટો ભોગવવાં પડશે! હું પાછી ઘેર જાઉં તો? એ વિચારે મને પળ બે પળને માટે અટકાવી રાખી અને તે ઠેકાણે જ મારી આત્મહત્યાને સદાને માટે અટકાવી દીધી. છેવટે 'ઈશ્વરને સર્વની ચિંતા છે; જે માતાઓ બાળકને જન્મ આપતાં જ મરી જાય છે, તેમનાં બાળકો પણ ઘણીકવાર ઉછરીને મોટાં થાય છે, તો મારો પુત્ર તો કાંઈક મોટી ઉમ્મરનો થએલો હોવાથી ઈશ્વર તેને સંભાળશે!' એવા સમાધાનપર આવી રસ્તાપરની ભીંત જેવી પાળપરથી કૂદી હું સમુદ્રમાં પડવા જતી હતી એટલામાં પાછળથી કોઇએ મારો હાથ ઝાલી લીધો, અને કદાચિત્ તે પોલીસનો સિપાહી હશે અને જો તે પોલીસ ચોકીમાં લઇ જશે, તો મારી પૂરી ફજેતી થશે, એવા ભયથી હું એકી ટસે તેના મુખ સામું જોઈ રહી. નાટકના ટેબ્લો જેવો દેખાવ થઇ ગયો.

"થોડીવાર પછી હું જાણી શકી કે એ પોલીસનો સિપાહી નહિ, પણ અમારા માળામાં રહેનાર, તેમની સ્ત્રી સાથે મારો મૈત્રીસંબંધ હોવાથી પોતાની પત્નીદ્વારા મારાં દુઃખોની કથાને જાણનાર અને સમાજમાં પ્રતિષ્ઠા ધરાવનાર અમારી પોતાની ન્યાતનો જ એક ગૃહસ્થ હતો. અમે એક બીજાને દીઠે સારી રીતે ઓળખતાં હતાં અને પરોક્ષ પરિચયવાળાં હતાં; પણ આજસુધીમાં અમને કોઈવાર પણ પ્રત્યક્ષ વાર્તાલાપનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. તેણે મારો હાથ ઝાલી કહ્યું:—'ધારા! આજે વાતને આટલી હદ સુધી વધારી દેવાની સાહસબુદ્ધિ તમારામાં ક્યાંથી અને કેમ કરીને આવી, તે હું સમજી શકતો નથી. જો કે તમે બહુ જ દુઃખી છો, એ હું સારી રીતે જાણું છું; પણ તે દુઃખોથી કંટાળીને આત્મહત્યા જેવું મહાપાતક કરી નરકાધિકારને મેળવવાની અગત્ય નથી. તમને તમારા નિરાધાર બાળકની પણ દયા ન આવી? દુઃખોથી કંટાળી આત્મહત્યા કરવી એ કાયરનું કામ છે: મનુષ્યની મહત્તા તો દુઃખોને દૃઢતાથી સહન કરવામાં જ સમાયલી છે; માટે આ વિચારને માંડી વાળો, પાછાં ઘેર ચાલો અને હવે પછી પણ કોઇ વાર આવી મૂર્ખતા કરશો

નહિ. દીકરો કાલે મોટો થશે, તો તમારી બધી પીડાઓ ટળી જશે.' મારી આંખોમાંથી અસ્ખલિત અશ્રુધારાનું વહન થવા લાગ્યું. મારી આવી દશાને જોઇ તે પુનઃ આશ્વાસન આપતો બોલ્યો:–'અહીં અત્યારે વધારે વાર ઊભા રહેવું તે સારું નથી; ચાલો, આપણે ચાલતાં વાતો કરીશું. આ દુઃખનો ઉછાળો શમી જશે એટલે તમને પોતાને જ આ અવિચારમય કૃત્યનો પશ્ચાત્તાપ થશે.'

"પણ હવે મારાથી ઘરમાં જવાશે કે? જો ઘરનાં માણસો જાગી ઉઠયાં હશે તો અત્યારે મારા નીકળવાનો જૂઠો જ અર્થ ઉઠાવશે અને આશ્વાસન આપવાને બદલે મારા શરીરપર લાત અને લાકડીઓનો વર્ષાદ વર્ષાવશે, એ શું તમે નથી જાણતા? જ્યારે મેં અડધી રાતે ઘરમાંથી નીકળવાનું સાહસ કર્યું છે, ત્યારે હવે મારું મરી જવું જ સારું છે! તમારી લાગણી માટે હું તમારો ઉપકાર માનું છું; પણ લાચારીએ જણાવવું પડે છે કે, મારી વેદનાને તમે જાણતા નથી અને ઉપદેશ આપો છો એટલે એ ઉપદેશ નિરર્થક છે. એક સર્વ પ્રકારે સાધનહીન અને કોઈ પણ પ્રકારની ભાવિ ઉન્નતિની આશાથી રહિત નિરાધાર અબળાનું હૃદય કેટલી સીમા સુધી હતાશ થઈ ગએલું હોય છે, તેની માત્ર તેવી પીડિત અબળાને જ કલ્પના આવી શકે છે." મેં પુનઃ ઘેર ન જવાનાં કારણો રજૂ કર્યાં.

'અત્યારે વાદવિવાદમાં વધારે વખત ન વીતાડતાં ઘેર ચાલો. જો તમારા ઘરનાં માણસો જાગ્યાં હશે અને તમારાપર વિશેષ વિપત્તિનું વાદળ તૂટવાનો રંગ દેખાશે, તો હું તમને મારા પોતાના ઘરમાં આશ્રય આપીશ અને તમારા કલ્યાણનો ઉપાય કરીશ; પણ અત્યારે મારું વચન માનો અને ચાલો,' તે ગૃહસ્થે કહ્યું.

"ભલે, તમે આટલી હિમ્મત બંધાવો છો, તો તમારા વચનમાં વિશ્વાસ રાખી હું ચાલું છું: પણ જોજો કે, ઉલટો મારી વિપત્તિમાં એથી વધારો ન થાય." મેં સૂચના આપીને તેના વચનને માન્ય રાખ્યું.

"એ વખતે સ્ટૅન્ડર્ડ ટાઇમ એક વાગી ગયો હતો. ચોપાટીપર ખાલી વિક્ટોરિયા ન મળી શકવાથી અમને ઘર સુધી પગે ચાલીને જવાની ફરજ પડી અને તેથી રસ્તામાં અમને વાતચીતનો કાંઇક વધારે પ્રસંગ મળ્યો. મારા મનમાં અચાનક એક કલ્પના આવી અને મેં તેને પૂછ્યું:–'ધારો કે, ઘરનાં માણસ જાગ્યાં હોય અને અત્યારની મારી ગેરહાજરીનો જૂઠો અર્થ ઉઠાવીને મને મારકૂટ કરીને ઘરમાંથી કાઢી મૂકે તો તમે તે વેળાએ મને પોતાની પત્ની કરીને ઘરમાં રાખશો? પોતાના સુખના ભોગે મારું દુઃખ કાપશો?'

"તે ગૃહસ્થ વિચારમાં પડી ગયો અને પછી બોલ્યો:–'આપણામાં બે બાયડી કરવાનો તેમ જ નાતરાંનો રિવાજ છે, એટલે જો ધારીએ તો તેમ પણ કરી શકાય; પણ એક સ્ત્રી જીવતી હોય અને બીજી સ્ત્રી સાથે સંબંધ કરવો, એને હું પોતે યોગ્ય ગણતો નથી. વળી એ પણ તમે જાણો છો કે, તમારી બેનપણી મારી સ્ત્રી બહુ જ સુશીલા, આજ્ઞાધારક અને સ્નેહિની છે એટલે એવી એક દેવીના દુઃખનું અકારણ કારણ ઉપસ્થિત કરવું, એ સારું નથી. જો મારી સ્ત્રીની સંમતિ હોય, તો કદાચિત્ મારાથી આ સાહસ કરી શકાય.'

"પણ અત્યારે સમય એવો કટાકટીનો છે કે, તમારી સ્ત્રીની સંમતિ મેળવવાનો કે વિચાર કરવાનો, જો મારા ઘરમાં વિપરીત દશા થઈ હોય તો, અવકાશ મળે તેમ નથી; વળી તમારાં પત્ની હાલમાં મુંબઇમાં છે પણ નહિ, ને મારું ક્યાંય ઉભા રહેવાનું ઠેકાણું નથી, તેમ એક દિવસ નિર્વાહ ચાલી શકે તેટલું પાસે સાધન નથી; તો પછી મારે શું કરવું અને કંઈ હિમ્મતથી જે દાદરેથી ઉતરી છું તે દાદરપર ચઢવું, એ કૃપા કરીને જણાવશો ?" મેં વિકટ પ્રશ્ન રજૂ કર્યો.

"મામલો કટાકટીનો હતો, પણ તે ગૃહસ્થ પણ કાંઈ હિમ્મત હારી જાય તેવો નમાલો નહોતો ! તેણે તત્કાળ જવાબ આપ્યો:–'ચિંતા નહિ; જો વાત એટલી હદ સૂધી વધી જાય અને છેલ્લા પાટલાપર જ બેસવાનો વખત આવી લાગે, તો ગમે તે જોખમે હું તમને આશ્રય આપવામાટે તૈયાર છું; તમે બેધડક મારે ત્યાં ચાલ્યાં આવજો. તમારામાટે મારા ઘરનાં બારણાં ખુલ્લાં છે. કદાચિત્ હું પોતે પુનર્લગ્ન નહિ કરું, તો તમારા માટે બીજી સારી વ્યવસ્થા કરી આપીશ; અને જો મારે જ ભાર ઉપાડવો પડશે, તો તેમ પણ કરીશ. આથી સમાજના લોકો કદાચિત્ મને નિંદાપાત્ર માનશે, પણ આ સાહસ હું પરોપકારાર્થે કરું છું એનો જોનાર ઈશ્વર તો છે જ, એટલો મને સંતોષ છે.'

"ઈશ્વર તમારું કલ્યાણ કરો !" મેં આશીર્વાદ આપ્યો.

"અમે જે માળામાં રહેતાં હતાં તે માળાના વચલા ચોકમાંથી સામસામા ઉપર જવાના બે દાદર હોવાથી તેમ જ અમો બન્નેનાં ઘર પણ સામસામાં હોવાથી એક દાદરપર તે ગૃહસ્થ ચઢ્યો અને બીજા દાદરપર ઘેર જવામાટે મેં પગ મૂક્યો.

"મારા ઘર પાસે આવતાં જ મારા હૃદયમાં જે ભય ઉદ્ભવ્યો હતો તે ભયંકર સ્વરૂપ ધારી નેત્રો સમક્ષ સાક્ષાત્ આવીને ઉભો રહ્યો. મારા ઘરમાં દીવાનો ઝગમગાટ કરતો પ્રકાશ કાચમાંથી દેખાયો અને તેથી સ્પષ્ટ કલ્પના કરી શકાઈ કે મારી ગેરહાજરીની બીના તેમના જાણવામાં આવી ગએલી હોવી જોઇએ. દરવાજાને હાથ લગાડી ધીમેથી હડસેલતાં બારણાં અંદરથી બંધ કરેલાં જણાયાં. છતાં મારા મનનો ઉપર્યુક્ત ગૃહસ્થના આપેલાં વચનમાં દૃઢ વિશ્વાસ હોવાથી મેં બહારથી સાંકળ ખખડાવી અને પાંચ છ અવાજ આપ્યા ત્યારે અંદરથી બારણાં ઉઘાડવામાં આવ્યાં. (મારા અલ્પવયસ્ક પુત્રના રડવાથી તેઓ જાગી ઉઠયાં હતાં અને મને ન જોઇને મારા પલાયનની કલ્પના કરી તેઓ એ વિષે પોતપોતામાં એ વેળાયે વાદવિવાદ ચલાવતાં બેઠા હતાં, એમ પાછળથી મારા જાણવામાં આવ્યું) ઘરમાં મારા મોટા બે ઓરમાન છોકરા, બીજા છોકરાની વહૂ, અને ત્રણ છોકરા નાના એટલાં માણસો હતાં. મેં જેવો ઘરમાં પગ મૂક્યો કે:–"રાંડ, અત્યારે તારા કયા બાપને ત્યાં જઇને આવી ?" એ મંગળાચરણરૂપ પ્રશ્નની સાથે વધારે કાંઈ પણ પૂછ્યાગાછ્યા વગર મોટા બન્ને છોકરાઓ એકદમ નિર્દયતાથી મારાપર તૂટી પડ્યા અને તમાચા, ઠોંસા, લાત અને લાકડીથી મને એટલી બધી મારી કે તે વખતે જ મારું આખું શરીર સૂજી આવ્યું, મારા ચહેરાનો રંગ બદલાઈ ગયો, અને હું લગભગ બેહોશ જેવી થઇને જમીનપર પછ-

ડાઈ પડી. દ્વિતીય પુત્રની વહુ વચ્ચે વચ્ચે 'રાંડે આપણું નાક કપાવ્યું, રાંડને પૂરી જ કરી નાખો, આવી વંઠેલીને જીવતી રાખવી એ મહાપાપ છે, અત્યાર-સુધી એને આપણે જીવવા દીધી એ જ મોટી ભૂલ થઈ !' આવાં આવાં વાક્યો ઉચ્ચારીને તેમને ઉશ્કેર્યાં કરતી હતી અને પોતે જાણે મહાસતી શિરોમણિ, સીતા અને દમયંતીના કલિયુગાવતારરૂપ હોયની તેવો દંભ બતાવ્યાં કરતી હતી. અંતે જ્યારે મારાથી એ રાક્ષસોનો માર ન સહેવાયો અને મારી હાલત મડદા જેવી થઈ ગઈ ત્યારે મારો પિત્તો પણ ઉછળી આવ્યો અને જોશમાં ને જોશમાં મારા મોઢામાંથી એવા શબ્દો નીકળી ગયા કે:—' ખબરદાર જો હવે મારા શરીરને હાથ અડકાડ્યો છે તો ! તમે મારાપર હમેશાં આવાં દુઃખોનો વર્ષાદ વર્ષાવ્યા કરો છો તે ન સહેવાયાથી અને તમે મને ક્યારે મારા માથાપર કલં-કનો ટોપલો ચઢાવીને ઘરમાંથી બહાર તગડી દેશો એનો નિશ્ચય ન હોવાથી હું ઉપર આપણી ન્યાતના......ગૃહસ્થને ઘેર ગઈ હતી. મારો હવે તમારા ઘરમાં રહેવાનો વિચાર નથી. હું તેના ઘરમાં બેસવાની છું અને બધું નક્કી કરી આવી છું. મારામાટે તેનાં દ્વાર ખુલ્લાં છે, લ્યો હું આ ચાલી.' એમ કહીને હું જવા ઉઠી, પણ બીજા છોકરાએ મારા મોઢાપર એવા જોરથી ઠોસો લગાવ્યો કે, મારા નાક અને મોઢામાંથી લોહી વહી નીકળ્યું અને હું તત્કાળ મૂર્છિત થઈ ગઈ. ત્યાર પછીથી સવાર સુધીનો વખત કેમ અને કેવી રીતે વીતી ગયો તેનું મને ભાન નહોતું.

“બીજે દિવસે મારી આંખો ઉઘડી ત્યારે માત્ર મને એટલું ભાન હતું કે, પ્રકાશનો ભાસ થયો હતો અને તેથી રાત વીતી અને દિવસ ઉગ્યો હતો એટલી કલ્પના કરી શકાઈ. પણ દિવસ કેટલો ચઢયો હતો, પ્રભાતકાળ હતો, મધ્યાહ્ન કાળ હતો કે સંધ્યાકાળ થયો હતો એ જાણવા જેટલું મારું મગજ ઠેકાણે નહોતું. અર્થાત્ એ બીજો દિવસ પણ બેભાન હાલતમાં વીતેલો કહી શકાય. એમાં પણ વળી ખૂબી તો એ કે કોઇએ મને ઘુટડો પાણી આપવા જેટલી પણ દયા બતાવી નહિ ! મારથી સૂજેલા શરીરે ખુલ્લી છાપર જ્યાંની ત્યાં જ હું નિરાધાર પડી હતી !

“છેવટે ત્રીજે દિવસે એક બે વિચારશીલ પાડોશીઓએ જ્યારે તેમને કાંઇક શીખામણ આપી અને તેમની ઝાટકણી કાઢી ત્યારે તેમણે મને ઉઠાડી ચાહ, પાણી અને ખાવાનું આપ્યું. પણ આવી હાલતમાં શું ખવાય ને શું પીવાય ? ત્રીજે દિવસે બપોર પછી મેં મારા ઓરમાન દીકરાઓને કહ્યું કે:—'મારાપર અકારણ આવો ત્રાસ શામાટે વર્ષાવો છો ? હવે આપણો બનાવ થવાનો નથી, એટલે મને રાજીખુશીથી જવા દ્યો. મને તમારી એક પાઇ પણ જોઇતી નથી. મારા ભાગ્યમાં જે લખાયલું હશે તે હું ભોગવી લઇશ.' એના જવાબમાં તેમણે જણા-વ્યું કે:—'અમે પણ હવે તને અમારા ઘરમાં રાખવાના તો નથી જ. તારા બાપને તાર કર્યો છે એટલે તે આજે સાંજે કે આવતી કાલ સુધીમાં આવી જશે ને તને લઈ જશે. તેના આવતાં સુધી જો દરવાજા બહાર પગ મૂકીશ તો પગ ભંગાઈ જશે, અને તારા પેલાની સ્હામે નજર કરીશ, તો તારી આંખોને

ફોડી નાંખવામાં આવશે,' હું નિરૂપાય થઇને બેસી રહી અને મારા પિતાના આવવાની વાટ જોવા લાગી. એ દિવસે સાંઝે મારા ઉંબરાપર ભરાયલી ચોટલા પાર્લામેન્ટની ભાષણપરંપરાથી મારા જાણવામાં આવ્યું કે અસહ્ય માર પડવાથી મેં મારા ઉપકારક ગૃહસ્થને લાંછવાની જે વાત કહી દીધી હતી તે વાર્ત્તાનો મારી જીવિત વર્તમાનપત્રરૂપ પુત્રવધૂએ આખા માળામાં પ્રસાર કરી દીધો હતો અને તેથી તે બિચારો સર્વ પ્રકારે નિર્દોષ ગૃહસ્થ 'ધમ કરતાં ધાડ'ની કહેવત પ્રમાણે આખા માળામાં ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. મેં અવિચારથી તેના નામનો સ્ફોટ કરી દીધો એ મારી ખરેખર એક ભયંકર ભૂલ થઇ હતી અને આગળ જતાં એ ભૂલનું પરિણામ પણ મને ભયંકર જ ભોગવવું પડ્યું. આવી રીતે તેનું નામ બહાર આવવાથી એક જ્ઞાતિજન તરીકે મારા ઓરમાન દીકરાઓને ઠપકો આપીને કે બીજી રીતે મારાપરના જુલમને તે અટકાવી શકત, તે અટકાવવાની બાજી હવે તેના હાથમાં રહી નહિ. હવે જો તે મારા પક્ષમાં કાંઇ પણ બોલે તો તેનો અર્થ એવો જ થાય કે, 'આ તો કાંઈ કાળુંધોળું છે તેથી જ આ માણસ આનો પક્ષ લઇને બોલે છે, નહિ તો પારકી બાયડીની એક પારકા ભાયડાને શી પંચાત?' તેને આવી રીતે મૌન ધારવાનો વખત આવ્યો અને માળામાં બીજો કોઈ ન્યાતીલો તો હતો જ નહિ કે જે આવા કાર્યમાં વચ્ચે પડવાની છાતી કે હિંમત કરી શકે.

"મારા મનથી મરણ સમાન મહાશોકકારક પ્રસંગ ચાલી રહ્યો હતો અને મારી પુત્રવધૂ તથા બીજી ચીબાવલી પાડોશણોને તો પોતાની જીભડીને ગમે તેમ નચાવવાનો ઉત્સવ સમાન અવસર મળ્યો હતો. દિવસમાં દશવાર તેઓ ટોળે મળીને મારા ઘર આગળ બેસતી હતી અને પેટ ભરીને મારી નિંદા કરતી હતી. પણ ખૂબી એ કે, જો તેઓ સારી હોય તો ધૂળ નાખી; પણ જ્યાં તેમનું ચારિત્ર્ય જ શહેરની ગંધાતી ગટર જેવું હતું ત્યાં પછી કોઈની ગંદી નિંદામાં શી ખામી કરે વારુ? એમના વિષે આટલું બોલવું જ બસ છે. સ્ત્રીસ્વભાવમાં એક ખૂબી છે, અને તે એ કે તેનું પોતાનું ચારિત્ર્ય હલકું હોય તો પણ તે બીજી સ્ત્રીને પોતાના જેવી બનાવી સ્ત્રીજાતિને કલંકિત થયલી જોવાને ઇચ્છતી નથી. સારી બાયડીઓ કોઈની નિંદા કરતી જ નથી, અને આવી શંખિનીઓ, જેવી પોતે હોય છે તેવી બધી સ્ત્રીઓને ધારીને પરનિંદામાં જ પોતાના અમૂલ્ય કાળને વીતાડ્યા કરે છે. પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપો! અસ્તુ.

"ચોથે દિવસે મારા પિતા આવ્યા, અને તેમને મારા ઓરમાન દીકરા તથા તેમની વહૂઓએ મારા વિષે આડી અવળી, સાચી ખોટી વાતો સંભળાવીને પ્રથમ તો મારા વિરુદ્ધ એટલા બધા ઉશ્કેરી દીધા કે તેઓ પણ મને મારવાને તૈયાર થઇ ગયા; પણ જ્યારે મેં પ્રતિજ્ઞાપૂર્વક સર્વ સત્ય વૃત્તાંત કહી સંભળાવ્યો, ત્યારે તેઓ ઠરીઠરાઈ જવામાટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. છેવટે એવો નિર્ણય કરવામાં આવ્યો કે મારા પિતાએ હાલ તરત મને પોતા સાથે વિઠ્ઠલનાથજી લઈ જવી, મારા નિર્વાહમાટે માસિક આઠ રૂપિયા મારા ઓરમાન દીકરાએ આપવા અને તેમણે મને ચાર છ મહિના પછી પાછી બોલાવી લેવી. આ બધી વાતો તો

ગઇ, પણ તેમણે મારા છોકરાને મારી ભેળો આવવા ન દીધો અને આગળ ઉતારી લીધેલી સોનાની ચાર બંગડીઓ ત્રણ ચાર મહિનાથી પાછી પહેરવા આપી હતી તે પણ પાછી ઉતરાવી લીધી, એથી સાફ જણાતું હતું કે, તેઓ કાંઇ મને પાછી બોલાવવાના પણ નથી અને જ્યાં હું મારા પિતા સાથે રહું ત્યાં મારા નિર્વાહનો ખર્ચ પૂરો પાડવાના નથી. હું તેમની આંખોમાં ખૂંચતી હતી અને ભારરૂપ થઇ પડી હતી તેમાં વળી આ મહા સબળ કારણ મને દૂર કરવામાટેનું તેમને મળી આવ્યું. ખરી રીતે હું પણ પાછી તેમના ઘરમાં આવી કૂતરાની પેઠે હડહડ થઈને જીવતાં મુઆ જેવી જિંદગી ગાળવાને રાજી નહોતી અને તેથી મારે હવે એ ઘરને છેલ્લી સલામ કરીને જ જવાનું હતું. માત્ર મારા બાળક પુત્રના થનારા શાશ્વત વિયોગની કલ્પના મારા હૃદયને વિદારી નાખતી હતી; પણ અફસોસ કે, તેને શત્રુઓની દયાના આધારપર મૂકી જવા વિના મારો છુટકો જ નહોતો! એ દિવસ બુધવારનો હતો અને શુક્રવારે રાતે મારા પિતા સાથે મુંબઇનો ત્યાગ કરવાનો હતો.

"મારા પિતાના આવ્યા પછી હું ઘરમાંથી બહાર નીકળી શકતી હતી અને કોઇ પાડોસીને ત્યાં બૈરાં પાસે બેસવા જતી હતી. પહેલે દાદરે મારી એક વાણિ-યણ બેનપણી હતી અને તેના ધણીને મેં મારો ધર્મબંધુ કર્યો હતો. એ ધણી ધણિયાણી મારા દુઃખની બધી બીના જાણતાં હોવાથી મેં મારા ધર્મબંધુને, મને આત્મહત્યાના પાપથી બચાવનાર પૂર્વકથિત ગૃહસ્થને પોતાની ઑફિસમાં બોલાવી એટલું પૂછી લેવાનું કહ્યું કે:—'જે બનવાનું હતું તે બની ગયું છે, મારી મૂર્ખતાથી તમે બદનામ તો થયા જ છો. તો હવે મારો સ્વીકાર કરવાને તમે તૈયાર છો કે નહિ? મને આશા છે કે, તમે પોતાના વચનનું પાલન કરશો અને આ નિરાધાર ગાયને બચાવશો જ.' મારા કહેવા પ્રમાણે તેજ દિવસે મારા ધર્મ-બંધુએ તેને ઑફિસમાં બોલાવ્યો અને મારો સંદેશો કહી સંભળાવ્યો. એટલે તે ગૃહસ્થે જણાવ્યું કે:—'ભલે હું એ સાહસ કરવાને તૈયાર છું; અત્યારે પૈસા ટકાની મદદ જોઇતી હોય, તો તે પણ આપવાને હાજર છું અને ધારા મને જ્યાં બોલાવશે ત્યાં હું તેના કલ્યાણમાટે જઇશ.' મારા ધર્મબંધુના મુખથી તેના એ સંદેશાને સાંભળી મને નવીન જીવન પ્રાપ્ત થયું. એ પછી મારા પિતા, મારા ધર્મબંધુ, તેમની સ્ત્રી, અને મેં ખાનગી રીતે એવો વિચાર કર્યો કે, જાહેરમાં તો વિઠ્ઠલનાથજીનું નામ લઇને અહીંથી નીકળવું, પણ નાસિક જવું અને મારા ધર્મબંધુએ તે ગૃહસ્થને ત્રણ ચાર દિવસ પછી ત્યાં મોકલી આપવા. એટલે બધો ખુલાસો મારા પિતાને મોઢે થઈ જાય અને સારું પણ નક્કી થાય. એ પછી હું ગૃહસ્થના ઘરમાં એક બુઠ્ઠી બાઇ પાણી ભરવા અને વાસણ ઉટકવાનું કામ કરતી હતી તેના મોઢે તેમને મેં એટલો માર્મિક સદેશો કહાવી દીધો કે:—'મારા ધર્મબંધુ જે પ્રમાણે કહે તે પ્રમાણે વર્તજો અને તેઓ તમને મારું જે ઠેકાણું આપે ત્યાં આવી પહોંચજો.' શુક્રવારે રાતે પોણા અગિયારની ટ્રેનમાં બેસી હું મારા બાળ-કને રોતોકકળતો છોડીને નાસિક જવામાટે ઉપડી ગઇ. જતી વેળાએ મારા

ઓશ્માન છોકરાઓને માત્ર એટલું જ મેં કહ્યું કે;-'આ હવે મારો નહિ, પણ તમારો જ દીકરો છે એમ જાણી એને સંભાળજો. ઈશ્વરનો ભય રાખી એને દુઃખી કરશો નહિ.' એથી વિશેષ હું કાંઈ પણ બોલી શકી નહિ. શનિવારે પ્રભાતમાં અમે નાસિકરોડ સ્ટેશનપર ઉતર્યાં અને ટાંગામાં અહીં આવી આ પંચવટીમાંની ગુજરાતી વીશીમાં ઊતારો કરી, મારા ધર્મબંધુને ઑફિસના સરનામે મુંબઇ કાગળ લખી દીધો. સોમવારે તેમનો માત્ર એટલો જ જવાબ આવ્યો કે 'બે દિવસમાં હું પોતે આવું છું અને આવીને રૂબરૂમાં બધો ખુલાસો કરીશ.' તેઓ આજે સવારમાં આવી લાગ્યા છે, પણ મારામાટે લગ્નને બદલે મરણના સમાચાર લાવ્યા છે!

આ છેલ્લા શબ્દોનો ઉચ્ચાર કરતાં પુનઃ બિચારી ધારાની આંખોમાંથી બોરબોર જેવડાં આંસૂ ખરી પડ્યાં.

"મરણના વળી શા સમાચાર લાવ્યા છે?" મેં અનુકંપાથી પૂછ્યું.

"મરણના એ સમાચાર લાવ્યા છે કે જે ગૃહસ્થે એક વાર તેમની ઑફિસમાં તેમની આગળ મને સ્વીકારવાની ચોખ્ખી કબૂલત આપી હતી, તે જ ગૃહસ્થને બીજી વાર બોલાવતાં તે પોતાના વચનથી બિલ્કુલ ફરી ગયો છે, એમ મારા ધર્મબંધુ કહે છે. બીજી વારની મુલાકાત વખતે તેણે એવા શબ્દો ઉચ્ચાર્યા છે કેઃ— 'મારે ને ધારાને શા લેવા દેવા? એ કોણ ને હું કોણ? એ તો એને દુઃખમાં દિલાસો આપવા માટે મેં હા પાડી'તી, પણ ખરી રીતે તો એને ઘરમાં બેસાડવાનો પ્રથમથી જ મારો ઇરાદો નહોતો. એવી દુઃખી બાયડીઓ તો દુનિયામાં ઘણીયે છે; અરે અમારી ન્યાતમાં પણ અનેક છે, એટલે જો બધીઓને ઘરમાં બેસાડવાનો ધંધો લઈ બેસું, તો મારે તેમના માટે તુર્કસ્તાનના સુલ્તાનના જનાનખાના જેવડું એક મોટું જનાનખાનું તૈયાર કરાવવું પડે, શારીરિક બળમાટે તામ્રભસ્મ જેવા પદાર્થોનું સેવન કરવું પડે, અને ઘી દૂધના ખોરાકમાં જ મારું તો દીવાળું ફૂંકાઈ જાય! ધારાને કહેજો કે, તારે જે રસ્તો લેવો હોય તે લઈ લે; મારી હવે જરા પણ આશા રાખીશ નહિ.' આ મરણના સમાચાર નહિ, તો બીજું શું વારું? સમાજમાં અતિશય પ્રતિષ્ઠિત અને પ્રશંસાપાત્ર ગણાતા પુરુષો પણ પોતાના વચનનો આવી નિર્લજ્જતાથી ભંગ કરે, તો પછી બીજા સાધારણ મનુષ્યોના વચનમાં તો વિશ્વાસ જ શાનો રાખી શકાય?" ધારાએ નિઃશ્વાસ નાખીને નિરાશાસૂચક ઉદ્ગાર કાઢ્યા.

## પ્રકરણ ૩૮ મું

### નાસિકમાં નાતરૂં

ધારા પોતાની આટલી લાંબી કથા વર્ણવી ગઈ ત્યાં સુધી હું વચ્ચે બોલી નહોતી અને કશો સવાલ ઉઠાવ્યો નહોતો. પરંતુ તેના આ છેલ્લા ઉદ્ગાર સાંભળી મારાથી બોલ્યા વિના રહી શકાયું નહિ; કારણ કે દુઃખી ધારાનું કેટલુંક બોલવું સર્વથા એકપક્ષીય હતું. પોતાની મંદ બુદ્ધિના યોગે કિંવા દુઃખોનો અતિરેક

થવાથી દ્વિતીય પક્ષનો તેણે લેશ માત્ર પણ વિચાર કર્યો હોય, એમ જણાતું નહોતુ. અત્યાર સુધીમાં તેની પોતાની કેવી કેવી અને ક્યાં ક્યાં ભૂલો થઇ હતી અને તે ભૂલોનું પણ કેટલુંક પરિણામ તેને કેવી રીતે ભોગવવું પડયું હતું, એનું તેને ભાન હોય એમ મારા જોવામાં ન આવી શક્યું. તેની એ ભૂલો તેને બતાવી આપવાના ઉદ્દેશથી હું વચ્ચે બોલી કે:—"ધારાબાઈ! તમે પોતાના દુઃખમય જીવનની આટલી લાંબી કથા સંભળાવી ગયાં અને તે અમે સાંભળી; પણ અત્યાર સુધીમાં તમે પોતે ક્યાં ક્યાં ભૂલ ખાઈ ગયાં છો, એ તમારા ધ્યાનમાં આવી શક્યું નથી. એ જ વિશ્વની વિલક્ષણતા છે કે, મનુષ્ય બીજાની ન્હાનીસૂની ભૂલને તરત જોઇ તે વિષે ટીકા કરવા મંડી જાય છે, પણ પોતાની મહાભયંકર ભૂલો તેના જોવામાં આવતી જ નથી."

"બહેન ! તમે આમ કેમ બોલો છો વારુ ? મેં ભૂલથી આડું પગલું ભર્યું નથી, મેં વ્યભિચાર કર્યો નથી અને ઈશ્વરના ઘરની ગુનાહગાર થઇ નથી. મેં જાણીજોઇને કશી પણ ભૂલ કરી હોય, એવી મારી માન્યતા નથી." ધારાએ પોતાની નિર્દોષતા દર્શાવી.

"ધારા બહેન ! પ્રથમ તો ત્રણ ત્રણ ભવ થવા છતાં અને આ કલિયુગના પ્રમાણથી માનીએ તો તમારી અડધી જિન્દગી પૂરી થવા છતાં ભાવિ સુખની ખોટી આશાથી ચોથા ભવની તમે ઇચ્છા કરી, એ તમારી સર્વથી પ્રથમ અને મોટામાં મોટી ભૂલ થઇ છે. ત્રણ ત્રણ ધણી થવા છતાં સુખ ન મળ્યું, તો હવે ચોથો ધણી સુખની વૃષ્ટિ વર્ષાવી નાખશે, એની શી ખાતરી વારુ ? અને ધારો કે, થોડું ઘણું સુખ મળે, તો પણ ચોથો ભવ તો થવાનો જ ને ? એટલે એનું નામ કાંઈ પણ નહિ. રોજ ઉઠીને નવા ભાયડા કરવા એ વ્યભિચાર અને આડાં પગલાં નહિ, તો બીજું શું વારુ ? વળી પરમેશ્વરે તમને પોતાનો પુત્ર પણ આપ્યો હતો, છતાં તમે આવો વિચાર કર્યો, એને હું તો તમારી મોટી ભૂલ જ માનું છું. તમારા ઓરમાન છોકરાઓ ભલે બાયડીઓના દોરવાયા દોરાનાશ અને જુલમી હોય, છતાં લોકલજ્જાને ખાતર પણ તમને રોટલો આપ્યા વિના તો તેમનો છૂટકો થાય તેમ નહોતું જ. કાલે છોકરો મોટો થાત, તો તમારાં બધાં સંકટો ચાલ્યાં જાત: પણ તમે ધીરજ રાખી શક્યાં નહિ અને ભાવિ સુખની સર્વ આશાને ખોઇ બેઠાં. દુઃખ વિના સુખ મળતું જ નથી. મેં એવા દાખલા પણ જોયા છે કે, પોતાની સગર્ભાવસ્થામાં જ પતિનો સ્વર્ગવાસ થએલો અને ત્યાર પછી જન્મેલા બાળકને ઘરમાં અઢારે વસા દારિદ્રચ હોવા છતાં દળણાં દળી અને લોકોના ઘરમાં મજૂરી કરી, ઉછેરી મોટો કરી ભણાવી ગણાવી તૈયાર કરનાર વિધવા માતાઓ છેવટે તે જ પુત્રના પ્રતાપે મહા સુખને પામી, પોતાનાં પૌત્રપૌત્રીને રમાડવાના ભાગ્યને પ્રાપ્ત કરી પ્રાતષ્ઠાયુક્ત મરણ પામી સ્વર્ગવાસિની થઇ છે ! એવી કંગાલ હાલતમાં ઉછરેલા છોકરા મોટા પદવીધર અને રાજકર્મચારી ઉચ્ચાધિકારી થઇને પોતાની જન્મદુઃખિની માતાઓને અપૂર્વ સુખના દિવસો બતાવી શક્યા છે. એવી સાધનહીન માતાઓ કરતાં તો તમારી હાલત હજાર દરજ્જે વધારે સારી હતી, છતાં તમે તેનો ઉપયોગ ન કરી શક્યાં, એ તમારી ખરેખરી ભૂલ જ કહેવાય. પણ આમાં

નાતરિયા ન્યાતની રૂઢિનો પણ એક દોષ તો છે જ. એ રૂઢિના યોગે બન્ને પક્ષના હૃદયમાં પરસ્પર અવિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તેનું બહુધા આવું જ પરિણામ આવે છે. બીજી તમારી ભૂલ એ થઇ કે, તમે આત્મહત્યા કરવાને સમુદ્રતીરે ગયાં અને ત્યાં અચાનક આવી ચઢેલા જે ગૃહસ્થે તમારી ઇચ્છા પ્રમાણેનાં આશ્વાસન આપી તમને એ પાપકૃત્ય કરતાં અટકાવ્યાં તેના નામનો જ, તે બિચારો કોઇ પણ પ્રકારે દૂષિત ન હોવા છતાં, તમે ખુલ્લો ઉચ્ચાર કરી દીધો અને તેને અકારણ ચર્ચાને પાત્ર બનાવી દીધો આ સ્ફોટ કરવામાં તમારી ભૂલ ઉપરાંત તમારા જીવની પણ ખુલ્લી ખામી દેખાઈ આવે છે. તમે ભલે આત્મહત્યા કરવા ગયાં હતાં, છતાં અડધી રાતે ત્રણ કલાકની તમારી ગેરહાજરી તો થઇ હતી જ, એટલે તમે પાછાં આવ્યાં ત્યારે તમને ક્યાં ગયાં હતાં એમ પૂછવામાં આવ્યું અને તેના જવાબમાં માર ન સહેવાયાથી ખરી વાત જણાવવાને બદલે તમે તમને બચાવનાર નિર્દોષ ગૃહસ્થ સાથે નાતરે જવાનું જણાવ્યું, એ કાંઈ તમારું જેવું તેવું સાહસ નહોતું. આના કરતાં આત્મહત્યાની ખરી બાબત કહી હોત, તો તેમના મનમાં કાંઇક ધાસ્તી પણ પડત; પણ આ તો પોતાના મુખથી જ તમે તમારા પ્રતિ તિરસ્કાર બતાવવાનો ઉપાય તેમને દેખાડી દીધો એટલે પછી તેઓ નાચકૂદ શામાટે ન કરે વારુ? અસ્તુ; આટલું થવા છતાં પણ છોકરાએ તમારા પિતા સાથે તમારા નિર્વાહમાટે કબૂલત આપીને વિઠ્ઠલનાથ જવાને મોકલ્યાં અને તમે અહીં નાતરૂં કરવાને આવ્યાં, એ વળી છેલ્લામાં છેલ્લી ને મહાભયંકર ભૂલ નહિ કે શું? જ્યારે તેમણે આવો આડંબર બતાવ્યો હતો, તો ચાર છ માસ તમારે તમારા પિતા સાથે વિઠ્ઠલનાથમાં વીતાડવા હતા અને જોવું હતું કે, તેઓ પોતાના વચન પ્રમાણે તમારો ખર્ચ ત્યાં પૂરો પાડે છે કે નહિ. જો તેઓ પોતાના વચન પ્રમાણે ન વર્ત્યા હોત ને અમુક કાળ પછી તમે આવું પગલું ભર્યું હોત, તો પછી એમાં તમારો દોષ મનાત નહિ; લોકો તેમનાં મોઢાંપર જ થુંકત, પણ તમે તત્કાળ આ માર્ગનું અવલંબન કર્યું, એથી તેઓ પોતાની જવાબદારીમાંથી વગર મેહનતે છૂટા થયા છે અને દોષનો બધો ટગલો તમારા માથાપર જ આવી પડ્યો છે, એનો પણ હું ધારું છું કે, તમારા હૃદયમાં વિચાર આવ્યો નથી. હજી પણ મારી તો એજ સલાહ છે કે, આ બાબત મુલતવી રાખીને વિઠ્ઠલનાથ જાઓ અને ઓરમાન દીકરા જે આપે તે પ્રભુનું ભજન કરીને બેઠાં બેઠાં ખાઓ. ઘડી ઘડી કૂતરાં ભસાવવામાં માલ નથી; હજી તમે ચોથો ભવ કર્યો નથી એટલે કાંઈ બગડી ગએલો તાલ નથી! હું તો ખરેખરું બોલનારી છું, મારા બોલવાનું માઠું લગાડશો નહિ. પછી તો જેવો તમારો અને તમારા સલાહકારોનો વિચાર. મને તો જે યોગ્ય લાગ્યું તે જણાવી દીધું, માનવું ન માનવું એ તમારા અધિકારની વાત છે."

"બહેન! તમારું કહેવું હવે મારા ધ્યાનમાં પણ ઉતરે છે. પરંતુ અહીં મારા ચોથા ભવની કેટલીક તૈયારીઓ પણ થઈ ગઈ છે, તેમને હવે કેવી રીતે અટકાવી શકાય? વળી ન્યાતે યથેચ્છ નાતરા કરવાની છૂટ આપેલી હોવાથી મારા પિતા મારી પીડામાંથી છૂટવાને ઘણા જ ઉતાવળા થઈ રહ્યા છે, એ એક બીજી



લાચારી છે. હું નથી ધારતી કે ચોથો ભવ કર્યા વિના મારો છૂટકો થઈ શકે." ધારાએ કહ્યું.

"તૈયારીઓ શી થઈ ગઈ છે વારુ ?" મેં પૂછ્યું.

"આ વીશીવાળાનો અમારી ન્યાતનો એક ઓળખીતો માણસ મુંબઈમાં છે ને તે અત્યારે બાયડી વિનાનો છે. તેને આજે તાર કરવામાં આવ્યો છે એટલે તે કદાચિત્ આવતી કાલે અહીં આવી પહોંચશે. વીશીવાળાના કહેવા પ્રમાણે તે ગૃહસ્થ આબરૂદાર અને પાંચ પૈસાની પુંજીવાળો છે એટલે કદાચિત્ મને તેના ઘરમાં સુખ મળવાનો સંભવ માની શકાય તેમ છે." ધારા બોલી.

"પણ જો તમારો વિચાર ન હોય તો કોઈ તમને બળાત્કારે નાતરે મોકલી શકે તેમ તો નથી જ. મારો હાલ તરત નાતરે જવાનો વિચાર નથી કે પછી આ સંબંધ મને પસંદ નથી, એમ કહીને ક્યાં વાતને ટાળી નથી દેવાતી જે ?" મેં કહ્યું.

"પણ ધારો કે અત્યારે એમ કહીને વાતને ટાળી દઉં ને કાલે ત્યાંથી પણ નિરાશા થાય, તો પછી મારી શી ગતિ ?" ધારાએ સામો વાદ કર્યો.

"તો ન્યાતે છૂટ આપ્યા પછી ક્યાં બીજો કોઈ ભાયડો નથી મળતો ? બાયડી નાતરૂં કરવા નીકળે, તો ભાયડા તો હજાર આવી મળે, સમજ્યાં ? બાયડીઓની હજી એટલી કીમત અંકાય છે: હજી હિંદુસ્તાનમાં બાયડીઓની હાલત અઢારસેંને ચાળીસની સાલના સિક્કા જેવી થઈ નથી ! જ્યાંસુધી નાતરાંની સામે વિચાર મજબૂત છે ત્યાંસુધી જ હિન્દુસ્થાનમાં સ્ત્રીઓની આબરૂ છે. પછી તો બાયડીમાં ને કૂતરીઓમાં ફેરજ ન સમજવો !" મેં જવાબ આપ્યો.

આટલીવાર સુધી શેઠાણી દેવકુમારી મૂગા મનુષ્ય પ્રમાણે અપૂર્વ મૌનવ્રત સ્વીકારીને બેસી રહી હતી. આ વાર્તાલાપમાં તેણે લેશ માત્ર પણ ભાગ લીધો નહોતો. તે પોતાના મનમાં કોઈ પ્રકારનો ઉમળકો આવવાથી અચાનક મને ધન્યવાદ આપતી કહેવા લાગી કે;—"ચંપા બહેન ! કોઇ પણ વિષયનાં કારણોનો પૂર્ણ વિચાર કરી યોગ્ય ન્યાય આપવાની અને નિર્વિવાદ નિર્ણયપર આવવાની તમારામાં એવી તો અપૂર્વ બુદ્ધિ રહેલી છે કે જો સ્ત્રીઓને સમાનાધિકાર મળતાં તેઓ ન્યાયાસનને દીપાવવાના તથા કોર્ટમાં વકીલ બૅરીસ્ટર તરીકે ધંધો ચલાવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે, તો ખાસ કરીને મુંબઈના વરિષ્ઠ ન્યાયમંદિરમાંની સર્વોત્કૃષ્ટ ન્યાયમૂર્ત્તિ નારી તરીકે, તમારી જ સ્થાપના થવી જોઇએ, એવો મારો નિષ્પક્ષપાત અભિપ્રાય છે. ધારાબાઇને તમે જે માર્ગમાં ચાલવાનો ઉપદેશ આપો છો, તે માર્ગ સર્વ પ્રકારે સ્વીકારવા યોગ્ય છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ."

"મારો પોતાનો પણ એ જ અભિપ્રાય છે." નવીબંદરની ખારવી રામદુલારી બોલી.

એ વેળાએ લગભગ પાંચ વાગવા આવ્યા હતા. વીશીવાળી ચાહ લઇને આવી, અમે તે ચાહ પીધી અને પાન ખાધાં એટલો વખત એ ચાલતી વાત અટકી ગઈ. ત્યારપછી કદાચિત્ એ વાત આગળ લંબાત, પણ એટલામાં રામો

આવ્યો અને તેણે મને કહ્યું કે:-"શેઠાણી નાથીબાઈ આવ્યાં છે અને તેઓ તમને ઉતારામાં બોલાવે છે." હું બધાંની રજા લઈ અવકાશ મળતાં રાતે અથવા તો બીજે દિવસે આવવાનું વચન આપી અમારા ઉતારા તરફ જવાને ચાલતી થઈ.

નાથીબાઈ તેના એઝાખીતા સાથે ધારવા કરતાં વહેલી આવી પહોંચી હતી અને તેનું કારણ એ હતું કે, દેવલાલી કૅમ્પમાંના કેટલાક સોલ્જરોને પોતાની પાછળ આવતા જોઇને અંધકાર થવાં સુધી દેવલાલીમાં રોકાવું અને ત્યાર પછી અંધકારમાં જ છ સાત માઇલનો ઘોડાગાડીમાં પ્રવાસ કરવો, એ તેના માટે જરા પણ સલામતી ભરેલું નહોતું એમ તેના પોતાના કહેવાથી જ મારા જાણવામાં આવ્યું.

* * * *

રાત વીતી અને દિવસ ઉગ્યો. એ દિવસ શુક્રવારનો હતો. શેઠે મને શનિવારે રાતે મુંબઇમાં હાજર થઇને પાઠ કરવાનું કહ્યું હતું, તેથી જો મારે ત્યાં પાઠ કરવો હોય તો તો તે દિવસે રાતની ટ્રેનમાં ઉપડવું જોઇએ અને ન જવું હોય તો કોઈ નિમિત્ત દર્શાવીને તારથી તે વિશેની ખબર આપવી જોઇએ. એટલામાટે મેં શુક્રવારે સવારમાં જ મારા શેઠને એવા આશયનો તાર કરી દીધો કે, 'મારી તબીયત નાદુરૂસ્ત હોવાથી આવતી કાલે આવીને મારાથી પાઠ કરી શકાય તેમ નથી, માટે યોગ્ય વ્યવસ્થા કરી લેશો; હું બનતાં સુધી બુધવારે આવીશ.' તે દિવસનો લખેલો કાગળ પણ જો કે શનિવારે સવારમાં શેઠને મળી શકત, પણ નાટકવાળા એટલે 'અમને ઠેઠ છેલ્લી ઘડીએ ખબર આપી અને તેથી વ્યવસ્થા ન થઈ શકવાથી અમને તમારામાટે આટલું નુકસાન ખમવું પડ્યું,' એમ કહીને ઠીકરૂં મારા માથાપર ન ફોડે, એટલામાટે તાર જ કરી દીધો કે જેથી બે દિવસનો વખત તેમને મળે ને તેઓ મારાપર કશો દોષારોપ ન કરી શકે.

તાર મોકલી ચાહે નાસ્તો લીધા પછી નાથીબાઈ પોતાના પ્રેમાલાપમાં નિમગ્ન હોવાથી હું મારા મનને રમાડવામાટે અને દુનિયાના કાંઇક નવા રંગઢંગ જોવામાટે દેવકુમારી પાસે વીશીમાં જવાને તૈયાર થઈ; પણ આજે મેં જવા પહેલાં જણાવી દીધું કે:-"મારામાટે આજે રાંધશો નહિ; હું ત્યાં જ જમવાની છું." કારણ કે, ત્યાં દેવકુમારી જરૂર જમવા બેસાડવાની, એ તો નક્કી જ હતું. નાથીબાઇએ વિવેક દર્શાવીને કહ્યું કે,-"સાંઝે પાછાં વહેલાં પધારજો." એટલે આપણે કહ્યું કે:-"વારૂજી!" અને થયાં ચાલતાં.

બહારના દરવાજામાંથી વીશીના આંગણામાં જેવો મેં પ્રવેશ કર્યો કે તરત ત્યાં ન્હાવા બેઠેલા એક પુરુષપર પ્રથમ મારી દૃષ્ટિ પડી. એ પુરુષ આગલે દિવસે મારા જોવામાં આવ્યો નહોતો. એ પુરુષ સાધારણ કદનો, વાને ગોરો, જેના માથા તથા મૂછના વાળ ધોળા દૂધ જેવા થઈ ગએલા હતા એવો અને મુખમંડળમાંની કરચોળીયોથી અટકળે પંચાવન છપ્પન વર્ષના વયનો દેખાતો હતો. હું તો મારે સીધી દેવકુમારીના ઓરડામાં ચાલી ગઈ; ત્યાં દેવકુમારી, રામકુમારી અને ધારા ચાહે નાસ્તો લેતી બેઠી હતી. મને પણ આવકાર આપીને દેવકુમારીએ ચાહે નાસ્તો લેવાનો આગ્રહ કર્યો, પણ ભોજન પારકું છતાં

પેટ પારકું નથી હોતું એ આરોગ્યના નિયમનો વિચાર કરી, હું નાસ્તો કરીને આવેલી હોવાથી, ઉપકાર સાથે મેં તેની એ પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો અને માત્ર તેમના વાર્તાલાપમાં જ ભાગ લીધો.

આમ તેમની કેટલીક વાતો ચાલ્યા પછી મેં પૂછ્યું કે; "શેઠાણી આંગણામાં પેલા ન્હાવા બેઠેલા બુઢ્ઢાજી વીશીમાંના કોઈ નવા પરોણા હોય, એમ લાગે છે; કારણ કે, ગઈ કાલે એ મહાશય અહીં દેખાયા નહોતા. એ કોઈ તમારા ઓળખીતામાંના તો નથી?"

"અરે, ના રે બાઈ! મારા ઓળખીતા વળી અહીં શામાટે આવે? એમને તમે ન ઓળખ્યા કે? એ તો ગઈ કાલે જેમનું નામ આપણી વાતચીતમાં આવ્યું હતું, જેમને તારથી ખબર આપવામાં આવી હતી, તે લુહાણા ગૃહસ્થ આ ધારાબાઇના હાથની ઉમીદવારી કરવા અને જો સારું નક્કી થાય તો એમની જોડે ઘરઘવામાટે પધાર્યા છે. એઓ આજ સવારની સાતની ટ્રેનમાં સ્ટેશનપર ઉતર્યા અને આઠે અહીં આવ્યા. એકાદ કલાક વીશીવાળા સાથે ખાનગી વાતચીતમાં વીતાડી હમણાં જ ન્હાવા બેઠા, અને એટલામાં તમે આવી લાગ્યાં." દેવકુમારીએ તે મનુષ્યનો પરોક્ષ પરિચય કરાવ્યો.

થોડીકવાર સુધી તો હું વિચારમાં જ પડી ગઈ અને ત્યાર પછી કાંઇક કટાક્ષપૂર્વક મેં ધારાને કહ્યું કે;–"ધારાબાઈ! તમારી ભાગ્યરેષા મહાપ્રબળ હોય એમ જણાય છે; કારણ કે, તમારો ત્રીજો ભાયડો પણ બુઢો હતો અને આ ચોથો પણ પાછો બુઢો જ આવીને સ્હામો ઉભો રહ્યો છે. હવે ત્રીજા ભાયડાની તમને વધારે ખોટ જણાય તેમ નથી. એ પતિના પ્રેમમાં તમને કાંઇક પિતાના પ્રેમની છટા પણ દેખાશે, એટલાં તમે બીજી સ્ત્રીઓ કરતાં વધારે ભાગ્યશાળી તો ખરાં જ. જોડું તો બરાબર જામવાનું હં કે! લાગતાંવળગતાં ને આડોશીપાડોશી માટીડૈયર તરીકે જાણશે ને અજાણ્યા લોકો બાપદીકરી તરીકે પિછાનશે! એક સંબંધમાં બે સંબંધનો લ્હાવો મળે, એ કાંઈ જેવો તેવો લાભ તો ન જ કહેવાય; ધન્ય ભાગ્ય!"

ધારા બિચારી શું બોલે, તે કાંઈ પણ બોલી નહિ અને શરમાઇને નીચું જોઈ ભોંય કોતરવા લાગી. મેં પણ તેને દાઝ્યાપર વધારે ડહામ દેવાનું યોગ્ય ન ધારીને મારી કાતર જેવી જીભને એ વાતમાં એટલેથી જ અટકાવીને બીજી બીજી વાતમાં વાળવાનો પ્રયત્ન કર્યો.

થોડીવાર પછી ધારાને તેના પિતાએ આવીને બોલાવી અને જે ઓરડામાં અમે બેઠાં હતાં તેની બાજૂના ઓરડામાં ધારા, તેનો પિતા, મુંબઇથી આવેલો ધારાનો ધર્મબંધુ, આજે પધારેલો ધારાના હાથનો ઉમ્મીદવાર વૃદ્ધ ગૃહસ્થ અને એક દક્ષિણી બ્રાહ્મણ વિધવા એટલા મનુષ્યોની સભા પુનર્લગ્નની વિચારણામાટે ભેગી થઈ. એ ઓરડો જો કે હાલ તરત દેવકુમારીના તાબામાં હતો, પણ આ કાર્યમાટે તેની પાસેથી થોડા વખતમાટે માગી લેવામાં આવ્યો હતો. હું અને દેવકુમારી તેમ જ રામદુલારી બે ઓરડાની વચ્ચેના અડધા ઉઘાડા ને અડધા

બન્ધ બારણા પાસે, પાસેના ઓરડામાં થતા પુનર્લગ્નવિષયક પરામર્શ સાંભળવા-માટે બેસી ગઇ, અને જે જાણવાજોગ ભાગ અમારા સાંભળવામાં આવ્યો તે એ હતો કે, જે વૃદ્ધ ગૃહસ્થ ધારા સાથે નાતરું કરવાને આવ્યો હતો, તે તેના પોતાના કહેવા પ્રમાણે સૂરતનો વતની લુહાણો હતો, ઘણાં વર્ષથી મુંબઇમાં વસતો હતો, તેની પહેલી વારની બાયડી મરી ગઈ હતી, બીજી વારની નાતરાની બાયડીને તેની સાથે અણબનાવ થવાથી રહેવાને ઘર અને ખાવાને અન્ન આદિની વ્યવસ્થા કરી આપી તેણે સૂરતમાં પોતાથી જૂદી રાખી હતી, અને તેથી તેને ત્રીજી બાયડી કરવાની અગત્ય હતી; કારણ કે, પોતા પાછળ પોતાનું નામ રાખનાર પુત્રને મેળવવાની તેની અધિક આકાંક્ષા હતી. તેની આર્થિક સ્થિતિ અને પેલી દક્ષિણી વિધવા વિષે પ્રશ્ન ઉપસ્થિત થતાં તેણે જણાવ્યું કે:– “ઈશ્વરની કૃપાથી મારી પાસે વીસ પચીસ હજારનો જીવ છે. અને જો આ સંબંધ થાય તો એ નવી સ્ત્રી અને તેનાં સંતાનો જ એ પૈસાનાં માલિક થવાનાં. એ માટે જોઇએ, તો હું કાયદાસર લખત કરી આપવાને પણ તૈયાર છું. આગલી બાયડી પાસેથી મેં ફારગતી લખાવી લીધેલી હોવાથી ફક્ત રોટલા ઉપરાંત તેનાથી બીજું કાંઈ પણ માગી શકાય તેમ છે જ નહિ. હવે આ દક્ષિણી બ્રાહ્મણ વિધવાની બીના એમ છે કે, એ બાઈ આજે વીસ બાવીસ વર્ષથી મારા ઘરમાં રાંધનારી રસોઇયણ તરીકે રહે છે અને મારા ઘરનો બધો કાર્યભાર પણ એ જ ચલાવે છે. એ ઉપરાંત એ બાઈ દાયણનો ધંધો પણ કરે છે. કેટલાક લોકોના મનમાં એવો શક હશે કે, અવશ્ય એમની સાથે મારો કાંઇ બીજો વ્યવહાર હોવો જોઇએ; પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તેવો અમારો કશો પણ વ્યવહાર છે જ નહિ. ઊલટે બન્ધુભગિનીનો સંબંધ છે, એમ કહેવામાં કશો પણ વાંધો નથી.” તે બોડકીએ પણ પોતા તરફનો એવો જ ખુલાસો રજૂ કર્યો. ધર્મબન્ધુએ ‘આ ગૃહસ્થ સાથેનો સંબંધ કરવા જેવો છે’ એમ ભાર મૂકીને જણાવ્યું. વીશીવાળાને બોલાવીને પૂછતાં તેણે તો એ વૃદ્ધની એટલી સીમા સુધી પ્રશંસા કરી નાખી કે, જો કોઈ રાજાનાં કોઈ ચારણે એટલાં વખાણ કર્યાં હોત, તો તેને બે ચાર ગામ ઈનામમાં મળી જાત. ધારાના પિતાનું મન પણ પીગળ્યું, અને એવી રીતે ચારે તરફનું દબાણ થવાથી છેવટે ધારાએ પણ એ સંબધમાટે પોતાની સંમતિ આપી. હવે એ સંમતિ હૃદયની હતી કે ગળાની હતી તે તો પ્રભુ જાણે, પણ સંમતિ આપી એટલી વાત તો જાણે ખરી જ. છેવટે એવો નિકાલ થયો કે, તે દિવસે અથવા તો શનિવારે તે ગૃહસ્થે કાયદાસર પોતાની બધી મિલકતની માલિક ધારા અને તેની ભાવિ સંતતિને ઠરાવી છે, એ પ્રમાણેનું વકીલને બોલાવી લખત કરી આપવું, અને રવિવારે રાતે પુનર્લગ્ન કરી સોમવારે સ્ત્રી સાથે મુંબઈ ગમન કરવું; કારણ કે, અઠવાડિયામાં નાતરું કરવાના દિવસ માત્ર બે જ. રવિવાર ને મંગળવાર જ આવે છે, એ વિનાના બીજા વારે નાતરું કરી શકાતું નથી, એવો પરાપૂર્વથી ચાલતો આવેલો રૂઢિ શાસ્ત્રનો નિયમ છે.

આ બધો નિર્ણય થતાં સુધીમાં બપોર થઇ ગયા. કહેવાની અગત્ય નથી કે મેં

મારું ભોજન દેવકુમારીની પંક્તિમાં બેસીને જ લીધું. ધારાને પણ અમે બોલાવી હતી. જમતાં જમતાં ધારાને મેં માત્ર એટલી જ ચેતવણી આપી કેઃ–"ધારાબાઈ! અત્યારે આ જે ચળકતું દેખાય છે, તે બરાબર સો ટચનું સોનું છે કે કેમ, એ વિશે મારા મનમાં શંકા છે; માટે જે કરો તે જોઇ વિચારીને કરજો; ક્યાંક એવું ન થાય કે કલંક પણ લાગે અને ઠગાઈ જવાથી પરિણામ મીંડામાં આવે. આ બુઢ્ઢાનો આચાર મને કાંઈ ઠીક દેખાતો નથી. પછી તો પરમાત્મા જાણે." અહીં મારે જણાવવું જોઈએ કે, ધારાના એ હવે પછીના થનારા વરનું નામ નરોત્તમદાસ વૈકુંઠનાથ હતું. તે દિવસે જ સાંઝે ચાર વાગે ધારાના ધર્મબંધુએ પાસે રહી વકીલને બોલાવી, નરોત્તમદાસ પાસેથી ઉપર જણાવ્યા પ્રમાણેનો કાયદાસર દસ્તવેજ લખાવી લીધો; અને તે ધારાના પિતાના હાથમાં આપી દીધો; કારણ કે, તેને શનિવારે મુંબઈમાંની પોતાની ઑફિસમાં કોઇ ખાસ કામમાટે પહોંચવાનું હોવાથી તેનાથી રવિવાર સુધી ધર્મભગિનીના નાતરાના લાડુ ખાવા માટે રહી શકાય તેમ નહોતું. ધર્મબંધુરાજ શુક્રવારે રાતે જ નાસિકમાંથી રવાના થઇ ગયા.

* * * *

નાસિકમાં નાતરું કરાવનારા ખાસ બે ત્રણ બ્રાહ્મણ રહે છે તેમાંના એકને ત્યાં રવિવારે રાતે નવદશ વાગ્યાને સુમારે ધારાનું નરોત્તમદાસ સાથે નાતરું થઈ ગયું. વિધવા સૌભાગ્યવતી થઇ અને વિધુર સૌભાગ્યવાન્ બન્યા! ધારાએ પોતાના ચોથા ભવમાં વાજતેગાજતે પ્રવેશ કર્યો. મુંબઇના સુધારા પક્ષના છાપામાં નાતરાના સમારંભની મોટા અક્ષરોમાં ખ્યાતિ ગવાઇ.

* * * * *

સોમવારે સવારની ટ્રેનમાં મણિકાન્ત મુંબઇ જવામાટે ઉપાડી ગયો, અને તેથી નાથીબાઈ સાહેબે એકલાં પડવાથી તે દિવસે મને દેવકુમારી પાસે સવારમાં જવા ન દીધી, અને સાંઝે મને પોતા સાથે બહાર ફરવામાટે લઈ ગઈ એટલે સાંઝે પણ મારાથી ત્યાં ન જવાયું, મંગળવારે વીશીમાં જતાં રામદુલારીના મોઢેથી જાણવામાં આવ્યું કે, "ગઈ કાલે સોમવારે પોતાના નાતરાની ખુશાલીમાં બુઢ્ઢા નરોત્તમદાસે વીશીમાં મિષ્ટાન્ન બનાવરાવીને બધાંને જમાડ્યાં અને વીશીવાળાને તેની મેહનતનો બીજો પણ સારો બદલો આપ્યો. એ પછી તે મહાશય પોતાની બોડકી રસોઇયણ અને નાતરાની નવી બાયડીને લઇને રાતે અગિયાર કે બાર વાગ્યાની ગાડીમાં મુંબઈ જવામાટે ઉપાડી ગયા હતા, એટલે આજ તો તેઓ મુંબઇમાં હરતાં ફરતાં પણ થઈ ગયાં હશે." એ જ રાતે મેં નાથીબાઇને પૂછયું કેઃ–"આપણે હવે મુંબઈ ક્યારે ચાલીશું?"

"હજી બે દિવસ બાકી છે; બહુધા આપણે ગુરુવાર કે શુક્રવારે મુંબઈ જવા માટે અહીંથી ઉપડીશું." નાથીબાઇએ જવાબ દીધો.

મંગળવારનો દિવસ પણ વીત્યો અને બુધવાર થયો.

મેં બુધવારે મારા શેઠને મુંબઈ આવવા વિશે જણાવ્યું હતું, અને તેથી તેમણે કદાચિત્ મારી વાટ પણ જોઇ હશે; પણ મારાથી બુધવારે પણ મુંબઈ

પહોંચી શકાયું નહિ. મુંબઇનાં છાપાં નાસિકમાં પણ આવતાં હોવાથી અને તેમાં અમારી કંપનીનાં નાટકોની જાહેર ખબર છપાતી હોવાથી તે વાંચતાં હું જાણી શકી કે, બુધવારે જે નાટક ભજવાવાનું હતું, તેમાં મારા પાઠ વગર ગાડું ગબડી જાય તેમ હતું, એટલે વધારે ચિંતા નહોતી. અહીં મારે સાથે એ પણ જણાવવું જોઇએ કે, ગત શનિવારે હું મુંબઇમાં ન હોવાથી તે રાતનો ખેલ બદલી નાંખવામાં આવ્યો હતો; કારણ કે, તે નાટકમાં મારી ગેરહાજરીનો ખાડો કોઇથી પૂરાય તેવો નહોતો, એટલે હવે આ શનિવારે તો મુંબઈ જવા વગર મારો છૂટકો થાય તેમ નહોતું. આવા વખતમાં જો કોઈ રૈંજી પૈંજી કે ગરીબડા સ્વભાવનો ઍક્ટર રજા વગર આટલા દિવસ ગેરહાજર રહ્યો હોય અને તેની ગેરહાજરીથી ભલે કાંઈ નુકસાન પણ ન થયું હોય, તોય નાટકના તુંદ-મિજાજી માલિકો તેને તરત પાણીચું પકડાવી દે છે અથવા તો ન ઘટે તેવું તેનું સખત અપમાન કરી નાખે છે. પરંતુ મને મારી એવી સ્થિતિ થવાનો લેશ માત્ર પણ ભય નહોતો; કારણ કે, આપણાથી શેઠ સાહેબ પહેલાંથી જ દબાઇ ગયા હતા એટલું જ નહિ, પણ અત્યારે ગરજ પણ તેમને જ વધારે હતી એટલે આપણામાટે કશો વાંધો જ નહોતો. દુનિયાનો એવો કાયદો જ છે કે, જે બહુ જ ગરીબાઈ અને નમ્રતાથી વર્તે છે તેને લોકો વધારે અને વધારે દબાવવાની કોશિશ કર્યા કરે છે, અને જે ડંડાબાજી ચલાવે છે, તેની આગળ પોતે માથું નમાવીને ચાલે છે. આ દુનિયામાં નબળાનો એક ભાગ પણ નહિ, અને બળિયાના ખાસ બે ભાગ હોય છે, એના કરતા વધારે ઉંધી ખોપરીની દુનિયા બીજી કોઇ હશે ખરી કે? છતાં વળી દુનિયાના એ ઉંધી ખોપરીના લોકોની બીજી એક ખૂબી એ છે કે, જે સભ્યતાથી નમ્રતાથી અને આબરૂ ઈજ્જતથી ડરીને ચાલે છે, તેને જમીનદોસ્ત કરવાને તૈયાર થઈ જાય છે, અને જેઓ હિમ્મતથી તેમની સામા થઇ પોતાના પોતાપણાને જાળવી રાખે છે, તેમનો વાળ વાંકો કરવાની પોતામાં શકિત ન હોવાથી લોકો માત્ર તેની ખરી ખોટી નિંદા કરવામાં અને પીઠ પાછળ ગમે તેમ ભસવામાં જ સંતોષ માની લે છે.

મણિકાન્તના જવા પછી નાથીબાઇનું ઘોડાગાડીમાં રાત દિવસ ભટકવાનું અને મારાથી દૂર રહેવાનું બન્ધ થયેલું હોવાથી અમારો ઘણો વખત સાથે બેસવા ઉઠવામાં અને આમતેમના ગપાટા હાંકવામાં પસાર થવા લાગ્યો હતો. બુધવારે બપોરે જમ્યા પછી અમો બન્ને વાતચીત કરતી બેઠી હતી, રાંધનારી બ્રાહ્મણી પોતાને ઘેર ચાલી ગઈ હતી, અને રામો વાસણ ઉટકીને ચલમ ફુંકવાની તૈયારી કરતો બહાર આંગણામાં બેઠો હતો, આગળની વાત પૂછવાનો આજે સારો પ્રસંગ છે, એમ ધારીને મેં નાથીબાઇને ઉદ્દેશીને કહ્યું:—“નાથી બહેન! તમે તે દિવસે ગાયવાડીમાંના પેલા વિલક્ષણ મંદિરમાં મને લઇ ગયાં હતાં, તે દિવસે મંદિરની સ્વામિનીનો ઇતિહાસ, તમારા મારામાંના વિશ્વાસનો હેતુ અને તમે એ માર્ગે કેવી રીતે ચઢી ગયાં, એ સર્વ જાણવાની ઈચ્છા દર્શાવી હતી, અને અવકાશ મળતાં તે સર્વ જણાવવાનું તમે મને વચન પણ આપ્યું હતું, એ બીનાને હું ચાહું છું કે, તમે ભૂલી તો નહિ જ ગયાં હો.”

"ચંપા બહેન ! હું તો ધારતી'તી કે, આ વિષયનું તમને વિસ્મરણ થઇ ગએલું હોવાથી જ તમે એ વિષેની વાતને પાછી ઉચ્ચારી નથી; પણ એમ ધારવામાં હું ઠગાઇ છું; કારણ કે, આપના જેવી નાટકના થોકડેબંધ પાઠોને યાદ રાખનારી આવી એક ખાસ સાંભળવા લાયક મોટામાં મોટી બાબતને એમ સહેલાઇથી ભૂલી જાય, એ કદાપિ બને જ નહિ. તમારો ખાસ આગ્રહ છે, તો હું પણ એ પરમપુણ્યકારક (?) નાથીપુરાણની કથા કહી સંભળાવવાને તૈયાર છું ! કરું ત્યારે મંગળાચરણ ?" નાથીબાઇ બોલ્યાં.

"મંગળાચરણમાટે મુહૂર્ત જોવડાવવું હોય, તો કોઇ જ્યોતિર્વિદ્ ભયંકર વિદ્વાનને બોલાવીએ ! નાસિકમાં જોષીડાઓની કાંઈ ખોટ નથી, માત્ર બોલાવવાની જ વાર છે ! પાઘડીમાં પીટણું-અરે ભૂલી ટીપણું-ખોસીને, રોટલાના કકડાપર દોડી આવનારા શ્વાન પ્રમાણે, તરત દોડ્યા આવશે." મેં પણ તેવી જ વિનોદિની ભાષામાં મંગળાચરણની સૂચના આપી દીધી.

નાથીબાઇએ નીચે પ્રમાણે નાથીપુરાણનો પ્રારંભ કર્યો;

"ચંપા બહેન ! મારાં માતાપિતાએ અગિયાર હજાર રૂપીઆમાટે મારું કેવી રીતે લીલામ કર્યું હતું, અને સ્મશાનયોગ્ય સ્વામીની પત્ની થવાથી હું વરયોગ્ય થતાં કેવી રીતે વિધવા થઇ તેમ જ અત્યારે દ્રવ્યના બળથી પીયરિયામાં રહી કેવું સ્વચ્છંદ જીવન વીતાડું છું, એ બધું તો તમારા જાણવામાં છે. માત્ર આ માર્ગે હું કેવી રીતે ચઢી અને ગાયવાડીમાંના એ પ્રેમપિંજરમાંનાં પશુઓ સાથે મારો કેવા પ્રકારે પરિચય થયો, એટલો જ કથાભાગ અત્યારે તમને કહી સંભળાવવાનો છે. હું પરણીને પતિગૃહવાસિની થઇ, તે વેળાએ મારા વૃદ્ધ પતિરાજ ખાંડબજારમાંના એક માળામાં ચોથે દાદરે રહેતા હતા અને દીવાનખાનું તથા ત્રણ ઓરડીઓ મળી ચાર રૂમ વાપરતા હતા. હું પરણી તે વેળાએ મારું વય અગિયાર વર્ષનું હતું. સાધારણ રીતે અગિયાર વર્ષની કન્યાને પરણાવીને તરત સાસરે મોકલવાથી કેટલીક વાર ભયંકર પરિણામ આવે છે, એમ કહેવાય છે; પણ મારે તેવું કાંઇ પણ ભયંકર પરિણામ ભોગવવું પડ્યું નહિ. જ્યાં કારણનો જ અભાવ હોય, ત્યાં કાર્યનો સંભવ હોઇ જ કયાંથી શકે ? હું તેર વર્ષની થઇ ત્યાં સુધી મને પીયરિયામાં રહેવું અને સાસરિયામાં રહેવું એ વચ્ચે કશો ભેદ જણાયો જ નહિ. એનું બીજું કારણ એ પણ હતું કે, અજ્ઞાન એક આશીર્વાદ છે, એમ જે કહેવાય છે, તે કથન એ બે વર્ષના અવધિ સુધી મારા પોતાના સંબંધમાં અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થયું હતું.

"ચૌદમા વર્ષથી મારા યૌવનનો નિસર્ગના નિયમ અનુસાર વિકાસ થવા લાગ્યો, એક કવિના કથન પ્રમાણેઃ-

'વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી;
ચકોરી પૂર્ણ ઇન્દુના ઉદયને જોઇ મલકાતી;
નદી વર્ષા ઋતુમાં જળથકી અત્યંત છલકાતી;
કમલિની સૂર્યદર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી;

થતાં નવયૌવના નારી મદનના ભાવ ધારે છે;
મદનનાં ચિહ્ન પ્રકટી, અંગની શોભા વધારે છે !'

"મદનનાં ચિન્હોએ પ્રકટીને મારા અંગની શોભાને વધારવાનો આરંભ કરી દીધો અને ધીમે ધીમે બાલ્યચેષ્ટાઓનું મદનચેષ્ટામાં પરિવર્તન થવા લાગ્યું. મનમાં કોઈને ઘેર જવાનું થાય અને ત્યાં તરૂણ પતિપત્ની કદાચિત્ વાણીવિનોદ અને નિર્દોષ સ્નેહચેષ્ટા કરતાં દેખાય, તો તે જોઇને મારા હૃદયમાં એક પ્રકારનો આનંદ થતો હતો, સ્નેહભાવદર્શક ચિત્રોને જોઇ હૃદયનો ઉલ્લાસ વધતો હતો અને પ્રેમકથાના શ્રવણમાં હૃદયની તત્કાળ તલ્લીનતા થઈ જતી હતી. આવા કાળમાં યુવતીને આકાંક્ષા થાય એ સ્વાભાવિક જ છે; પરંતુ એ સુખ મારા ભાગ્યમાં લખાયલું નહોતું. નાના પ્રકારના મિષ્ટ મધુર ભોજ્ય પદાર્થો થાળમાં પીરસાઈને આપ્યા છતાં અજીર્ણાદિથી પીડાતા રોગીથી તેનો સ્વાદ લઇ શકાતો નથી અને તેમ થતાં તે પદાર્થો બીજાના જ ઉદરમાં જાય છે. એ તો જગત્‌નો એક ખુલ્લે-ખુલ્લો ન્યાય થઈ ગયો છે કેઃ

'બોજ ઉપાડે બળદિયા, મૂરખ પામે રાજ;
બુઢ્ઢો પરણે બાયડી, એ સહુ પરને કાજ !'

"જો કે આવી રીતે મારા અંતઃકરણને સહજ વિકારનો સ્પર્શ થયો હતો છતાં તરત મારાથી કોઇ પણ પ્રકારનું આડું પગલું ભરી શકાય એવું એક પણ સાધન મારી પાસે ન હોવાથી કાંઈ પણ વિપરીત પરિણામ આવ્યું નહિ; એવામાં બનાવ એવો બન્યો કે અમારી પાડોશમાં કાઠિયાવાડની ઔદીચ્ય જાતિની એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. તે વિધવા દેખાવે સાધારણ સારી અને ત્રીસથી બત્રીસ વર્ષના વયની હતી. તેનો બાર તેર વર્ષનો વયનો એક છોકરો હતો અને એક ભાઇ હતો. છોકરો કોઇ વ્યાપારીને ત્યાં પાંચ સાત રૂપિયામાં નોકરી કરતો હતો અને ભાઇ નાટકમાં ઍક્ટરનું કામ બજાવી ત્રીસ રૂપિયાનો પગાર લાવતો હતો. તેનો એ ભાઇ લગભગ બત્રીશ તેત્રીશ વર્ષનાં વયનો અને દેખાવમાં સારો હોવાથી નાટકમાં બહુધા રાણીનો પાઠ કરતો હતો અને તે ઉપરાંત હાર્મોનિયમ વગાડવામાં પણ એક્કો હતો. તે મૂછો મૂંડાવી નાખતો અને માથાપર વાળોનો બાયડીઓ જેવો ચોટલો રાખતો હતો. બન્ને બહેનભાઇનાં વર્તન સારાં નથી, એમ લોકો બોલતા હતા, પણ તેનો મને ક્યેાા પણ પ્રત્યક્ષ પરિચય થયો ન હતો. તે નાટકવાળા ભાઇએ પોતાના ઘરમાં હાર્મોનિયમ રાખ્યું હતું અને જે રાતે નાટક ન હોય તે રાતે લગભગ અગિયાર વાગ્યા સુધી તે પોતે અને તેની પાસે આવતા તેના નાટકમાંના બીજા ગોઠિયાઓ હાર્મોનિયમ વગાડીને નાટકનાં શૃંગારપ્રચુર ગાયનો લલકાર્યા કરતા હતા, અને માળામાંનું કોઈ માણસ એ કંટાળાના અટકાવનો યત્ન કરતું, એટલે તેની ગૃહલક્ષ્મી તરત તે બિચારા નાટકવાળા બ્રાહ્મણની બીક લઇને વગર પૈસે વકી-લાત કરવા ઉભી રહેતી એટલે ગૃહસ્થોના માળામાં કોઈ પણ જાતના અટકાવ

વગર એ ટીખલ એમનું એમ ચાલ્યાં કરતું હતું. નિત્યના બોલવા ચાલવાના વ્યવહારમાંથી વધીને એ વિધવા બ્રાહ્મણી સાથે મારો દૃઢ મૈત્રીસંબંધ બંધાયો.

“પુરુષો ગમે તેવા અને તેટલા ગાઢ મિત્ર હોય, એટલે સુધી કે કોઇ પણ ગુપ્તવાર્ત્તાને તેઓ એક બીજાથી છાની ન રાખતા હોય; છતાં રસિક વિષયોની ચર્ચામાં તો અવશ્ય ઘણે ભાગે એક બીજાનો પડદો રાખે છે. પણ સ્ત્રીઓનો પ્રકાર એથી સર્વથા અન્ય પ્રકારનો અને ભિન્ન હોય છે. કહેવામાં આવે છે કે, સ્ત્રીઓમાં પુરુષો કરતાં લજ્જા ચાર ગણી વધારે હોય છે, પણ એ ચોટલામંડળના એવા રસના વાર્ત્તાલાપના સમયમાંએ ચારગણી લજ્જાનો કોણ જાણે ક્યાં લોપ થઈ જાય છે કે જેનો ક્યાંય પત્તોજ મળી શકતો નથી; કદાચિત્ સ્ત્રીઓમાંના બમણા સાહસના બળને પ્રબળ થએલું જાણી બિચારી ચાર ગણી લજ્જા લબાચા લપેટીને ગચ્છંતી કરી જતી હોય, તો પરમાત્મા જાણે! તે બાઇ સાહેબના નિત્યના અતિ નિકટના સમાગમમાં આવવાથી તેમનાં બધાં છાનાં છટકાં મારા જાણવામાં આવી ગયાં અને મારી મનોવેદનાનો ભેદ તેના જાણવામાં આવી ગયો. છેવટે એ પરોપકારિ (?) પ્રમદાની મધ્યસ્થતાના યોગે જ મારી વિકાર મૂર્ત્તિનાં દ્વાર મુક્ત થઇ ગયાં: તેના પ્રતાપે જ સ્વચ્છંદતાના માર્ગમાં મારો યથેચ્છ પદસંચાર થયો અને પરિણામે તે પદસંચારે નિત્યના સ્વભાવનું સ્વરૂપ ધારણ કરી લીધું. આ વિષયનું મંગળાચરણ આવી રીતે થયું:–

“એક દિવસે બપોરે જમ્યા પછી એવો યોગ આવ્યો કે, મારા પતિ બેંકમાંથી ત્યાં મૂકેલાં નાણાંનું વ્યાજ લાવવામાટે કોટમાં ચાલ્યા ગયા, ઘાટી વાસણ ઉટકીને ચાલ્યો ગયો, અને એક બુઢ્ઢી મરજાદણ બ્રાહ્મણી અમારે ત્યાં રાંધતી હતી તે પણ પોતાના કોઇ ખાનગી કામમાટે બહાર ચાલી નીકળી. એ ઉપરાંત ઘરમાં કોઇ બીજું માણસ તો હતું જ નહિ, એટલે હું એકલી એકાટ ઘરમાં રહી. થોડીકવાર સુધી મારી મૈત્રિણી મારી પાસે આવીને બેઠી હતી અને પછી કોઈ કામનું નિમિત્ત કાઢી ‘બહેન! આજે મને તમારા શરીરમાં કાંઇક અસ્વસ્થતા દેખાય છે, માટે બે ઘડી બારણાં વાસીને સૂઇ જાઓ; હું પણ જરાક બહાર જઇને આવું છું;’ એમ કહીને ઉઠી ગઇ. તે બાઇસાહેબ રોજ બપોરે બેના ટકોરા થતાંની સાથે જ ઘરમાંથી જે પલાયન કરતાં હતાં તે રખડી રઝળીને ઠેઠ સાંઝે છ કે સાત વાગે પાછાં ઘર ભેળાં થતાં હતાં. એ તેમના યોગીમુનિ જેવા નિયમને હું સારી રીતે જાણતી હોવાથી, ‘જતાં હશે ફેરી મારવાને’ એમ ધારી વધારે કાંઇ ન બોલતાં, મારું શરીર નહિ, પણ મન અવસ્થ હોવાથી તેના કહેવા પ્રમાણે બારણાં બંધ કરીને જે ઓરડો શયનમંદિર તરીકે રાખવામાં આવ્યો હતો, તેમાંના છત્રીપલગપર સવ્વામણ–કે કોણ જાણે સવ્વાત્રણ મણ–ની સેજમાં પડી અને થોડીવારમાં હું નિદ્રાવશ થઇ ગઇ. નિદ્રામાં કેટલો સમય વીત્યો હતો તેનું મને ભાન નહોતું. અચાનક કોઇ મનુષ્યનો મારા શરીરને હસ્તસ્પર્શ થયો હોય, એવો મને ભાસ થયો. તરત મારી નિદ્રા ઉડી ગઇ, આંખો ઉઘડી ગઇ, અને જોયું તો તે માત્ર ભાસ નહિ, પણ સત્ય ઘટના હતી. હું ચમકીને બેઠી

થઇ ગઇ. અને આશ્ચર્યદર્શક સ્વરથી પૂછવા લાગી કે-'જટાશંકર! તમે અહીં? મારા ઘરનાં બધાં બારણાં બંધ છે, છતાં તમે આવ્યા ક્યાંથી?' એના જવાબમાં તેણે ઠંડે પેટે અને શાંતિથી જણાવ્યું કે, 'ગભરાઇ જવાનું કાંઇ પણ કારણ નથી; તમારાં બધાં બારણાં બંધ છે, અને મારું બારણું પણ અંદરથી બંધ છે. અમારી ઓરડી અને તમારા રસોડાની ઓરડીની વચ્ચે જે અંદરનું બારણું છે, તે ઉઘાડીને તમારા ઘરમાં અત્યારે તમે એકલાં જ છો એ હું જાણતો હોવાથી મેં આવવાનું સાહસ કર્યું છે.' મેં કહ્યું કેઃ–'પણ એ અંદરના બારણાને પણ આ તરફની સાંકળ ચઢાવેલી હતી તે કોણે ઉઘાડી?' તેણે કહ્યું કે;– 'એ વિશે હું કશું જાણતો નથી; મેં તો મારા તરફની સાંકળ ઉઘાડતાં જ બારણાં ખુલી ગયાં; તમારા તરફની સાંકળ ભૂલથી વાસવી રહી ગઇ હશે, અને એક રીતે તે બહુ જ સારું થયું છે.' તેના આ ડરાવનારા જવાબથી ખરો પ્રકાર મારી કલ્પનામાં આવી ગયો ને તે આ પ્રમાણે;–

"જટાશંકરની બહેન મારા ઘરના ગમે તે ભાગમાં ગમે ત્યારે આવતી જતી હોવાથી લાગ જોઇને આજ સવારથી અત્યારસૂધીમાં ગમે ત્યારે તેણે જ આ તરફની સાંકળ ઉઘાડી નાખેલી હોવી જોઇએ, પોતાના ભાઇને ભણાવી ગણાવીને તૈયાર કરી રાખેલો હોવો જોઇએ, અને આજે મને ખાસ સૂઇ જવાનો ઉપદેશ આપીને પોતે ઉનડઘ્ર થઇ ગઇ તે પણ આ પ્રસંગની વ્યાવહારિક યોજનામાટે જ, એમ મારી મનોદેવતા મને કહેવા લાગી. મુંબઇના મોટા મોટા માળાઓમાં હજાર પ્રકારના અને જૂદા જૂદા સ્વભાવના લોકો એક સાથે વસતા હોવાથી અને ઓરડાઓમાં અંદરથી આવવા જવાનાં આવાં દ્વારરૂપ સાધનો અસ્તિત્વ ધરાવતું હોવાથી જો બન્ને પક્ષની અનુમતિથી ધોળે દિવસે પણ આવા ભયંકર અનાચાર થતા હોય, તોય, તેની બારને બાર ચોવીસ વર્ષ સુધી પણ કોઇને ખબર પડી શકે ખરી કે? આપણાં જૂનાં શહેરો અને ગામડાંમાં દરેક કુટુંબનાં ઘરો જૂદાં જૂદાં હોવાથી કુમાર્ગગામીઓને આવી અનુકૂળતા ભાગ્યે જ મળી શકે છે અને તેથી તેમની એવી કૃતિઓ તરત પ્રકાશમાં આવી જાય છે. મુંબઇમાં તો બાઇ! બધી બાબતોની બલિહારી જ છે!! અમારા દીવાનખાનામાંના 'રેગ્યૂલેટરમાં અડધા કલાકને સૂચવનારો એક ટકોરો થયો.' મેં પૂછ્યું કેઃ–'કેટલા વાગ્યા? જટાશંકર તરફથી જવાબ મળ્યો કેઃ–'સાડાત્રણ; કારણ કે મારા રિસ્ટ વૉચમાં બરાબર ત્રણ વાગેલા જોઇને હું અહીં આવ્યો હતો. પણ હવે તમે વિચારમાં ને વિચારમાં સમય શાને વીતાડો છો?' મેં એનું કશું ઉત્તર આપ્યું નહિ; કારણ કે, જટાશંકરનો મારા મનમાં લેશ માત્ર પણ મોહ નહોતો. છતાં કદાચિત્ અનિચ્છાથી પણ મારે જટાશંકરની ઇચ્છાને આધીન થવું પડત; પણ સારું થયું કે, કાંઈ પણ અયોગ્ય પ્રકાર બને તે પહેલાં મારાં બારણાં કોઇએ ખખડાવ્યાં. તત્કાળ તો અમો બન્ને દિગ્મૂઢ બનીને એક બીજાનાં મોઢાંને વિસ્મયતાથી જોઇ રહ્યાં."

"પરંતુ ભયભીત થવાનું કાંઈ પણ પ્રયોજન નહોતું; તે તરત પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો, મેં પ્રથમ તે અંદરના દરવાજાને સાંકળ ચઢાવી દીધી અને

પછી દીવાનખાનાનાં બહારનાં બારણાં ઉઘાડ્યાં. અમારી રાંધનારી ડોશી પાછી આવી લાગી હતી. મારાપર આવનારો મારી ઇચ્છા વિરુદ્ધનો પ્રસંગ ટળી ગયો તેથી મારા મનમાં એક પ્રકારનો આનંદ થયો.

નાથીબાઇ આગળ બોલવા જતી હતી, તેને વચ્ચે બોલતી અટકાવી મારા મનમાં ઉદ્‌ભવેલા એક પ્રશ્નને રજુ કરી તે વિષે કેટલીક ચર્ચા ચલાવવાના ઉદ્દેશથી મેં પૂછ્યું:—"નાથીબહેન ! તમે પણ ત્યારે નાટકવાળાના પ્રેમમાં આકર્ષાયાં તો ખરાં જ. પણ હું વચ્ચે એ બાબત જાણવા માગું છું કે, આજકાલ એક તરફથી તમારી ન્યાતમાં કન્યાની ભયંકર અછતને લીધે વાંઢાપણાના દુઃખને ન સહન કરી શકવાથી ઘણાકો હરિદ્વાર જઈ હિમાલયના પ્રદેશમાંની પોતાની જાતિની કે પછી પારકી જાતિની તે તો પ્રભુ જાણે કન્યાઓને લગ્ન કરી લાવવા માંડ્યા છે અને તેના યોગે નાતમાં કુસંપ તથા વિભક્તતા આદિ દોષોનો ઉદ્‌ભવ થયો છે; અને બીજી તરફથી તમારી જાતિની સ્ત્રીઓમાં દિવસે દિવસે વ્યભિચાર વધતો જતો સંભળાય છે તથા દેખાય છે; એનું શું કારણ હોવું જોઇએ ? એ તમારી જાતિમાંના વિધવા પુનર્લગ્ન પ્રતિબંધનું તો પરિણામ નહિ હોય ? જો વિધવા-ઓને પુનર્લગ્ન કરવાની સ્વતંત્રતા આપવામાં આવે તો વ્યભિચારનો આ દિવસે દિવસે વધતો જતો પ્રસાર વખતના જવા સાથે અટકી જાય ખરો કે નહિ ? તમારો એ વિષે શો અભિપ્રાય છે ?"

"આ અદ્યાપિ વાદગ્રસ્ત મનાતા પ્રશ્ન વિષે મેં જો કે કરવો જોઇએ તેટલી સુક્ષ્મતાથી વિચાર કર્યો નથી અને તેથી હું કોઈ પ્રકારના નિર્વિવાદ નિશ્ચયપર આવી શકી નથી છતાં એ વિષે મારી જે સાધારણ માન્યતાઓ છે, તે હું તમને જણાવું છું. અમારી જાતિમાં વ્યભિચાર પ્રસારનો હેતુ વિધવા પુનર્લગ્નનો પ્રતિ-બંધ હોય, એમ મારું માનવું નથી. અમારી ન્યાતમાં કન્યાઓની અછત છે ખરી અને તે કન્યાઓના ભાગ્યની ધૂળધાણી કરનારી થઇ પડી છે; એ અછતે કન્યાનાં માતાપિતાનાં મનને મહા લોભિષ્ટ બનાવી દીધાં છે અને તેથી તેઓ માત્ર લક્ષ્મીને જ જુએ છે, પુત્રીના અન્ય ભાવિ સુખનો લેશ માત્ર પણ વિચાર કરતાં નથી. તેમના વારંવાર એવા ઉદ્‌ગારો સંભળાય છે:—'પૈસા વગરના જવાન ધણીથી શો લાભ થવાનો હતો ? કાંઈ બધા બુઢ્ઢાઓ મરી જાય છે ને બધા જવાનો જીવતા જ રહે છે ? પૈસા વગરનો જવાન ધણી મરી જાય, તો બાયડી બિચારી રખડી પડે, ને પૈસાદાર બુઢ્ઢો ધણી ભલે પોતે સ્વર્ગમાં પધારી જાય છે, છતાં પાછળ ગાંસડો મુકી જતો હોવાથી પાછળ બાયડીને અન્ય કોઇ પ્રકારની ચિંતા તો રહેતી નથી ! પૈસાવાળો બુઢ્ઢો ધણી હોય, તો તે પણ સારો. ઈત્યાદિ.' આનું પરિણામ એ થયું છે કે, જો કેટલાક વિચારશીલ અને નિર્લોભ માતાપિતાની કન્યાઓ પોતાને યોગ્ય વરના ઘરમાં જાય છે તેમને અપવાદ તરીકે બાદ કરીએ તો બાકીની ઘણી ખરી કન્યાઓને પોતાના ધનના બળથી એવા ઘરડા ઘુવડો જ ખેંચી જાય છે અને યોગ્ય વયના, સુશિક્ષિત, અને સુંદર નવ યુવકો ધનના અભાવે કુંવારા રહી જાય છે ને તેમને છેવટે પોતાના સંસારભોગ વિના એળે જતા

અવતારને જોઇ હરિદ્વારથી કન્યાઓ લાવવા જેવા આડા માર્ગોનો સ્વીકાર કરવો પડે છે. કન્યાઓને યોગ્ય પતિ મળતા નથી અને યોગ્ય વરોને કન્યાઓ મળતી નથી, આવી વિલક્ષણ દશા થઇ પડી છે. હવે એ વાતમાં કાંઇક તથ્યાંશ છે ખરો કે, આજકાલ બુઢ્ઢાઓ વહેલા મરવાના કે જવાનો આગળથી જવાના, એનો નિયમ રહ્યો નથી. તો પણ એટલું તો ખરું જ કે, જવાનો કરતાં બુઢ્ઢાઓના મરણનું પ્રમાણ તો હમેશાં વધારે જ આવે છે ને આવવાનું કારણ કે, નિઃસર્ગના નિયમનું કોઇ પણ ખંડન કરી શકે તેમ નથી. આ વાર્તા એટલાથી જ સિદ્ધ થઇ શકે એમ છે કે, બુઢ્ઢાઓ સાથે પરણેલી દશ કન્યાઓનાં અને તે જ કાળમાં તરુણો સાથે પરણેલી દશ કન્યાઓનાં નામ અને નિવાસસ્થાન આદિની નોંધ રાખો, વચ્ચે પાંચ વર્ષનો કાળ વીતી જવા દો અને પછી તપાસ કરો અને જુઓ કે, બુઢ્ઢાઓની બાયડીઓ વધારે સંખ્યામાં સધવા છે કે તરુણોની પત્નીઓ ? અર્થાત્ વૃદ્ધોના ગળે બંધાયલીઓમાંની જ વધારે સ્ત્રીઓ વિધવા થઇ ગએલી—મંડાયલીને બદલે રંડાયલી દેખાશે. અર્થાત્ વૃદ્ધોનું મરણપ્રમાણ વધારે હોવાથી અમારામાં જો વિધવાઓનું પ્રમાણ પણ વધારે હોય, તો તે સ્વાભાવિક જ છે. અને વૃદ્ધોની વિધવાઓ વ્યભિચારમાં વિશેષાંશે પ્રવૃત્ત થાય છે; એમના કરતાં તરુણોની વિધવાઓ ઓછા પ્રમાણમાં વ્યભિચારિણી થાય છે; કારણ કે, તેણે જે બે પાંચ કે દશ વર્ષ પતિના સહવાસમાં વીતાવ્યાં હોય, તેટલા કાળમાં સંસારસુખનો કાંઇક પણ યથેચ્છ ઉપભોગ તેને પ્રાપ્ત થએલો હોય છે અને તે લીધેલા લ્હાવાનું સ્મરણ હૃદયને કાંઇક સંતુષ્ટ કરી અનાચારના માર્ગમાં તેને આગળ વધતી અટકાવે છે. મારો અભિપ્રાય એવો છે કે, વિધવાઓને પુનર્લગ્નની સ્વતંત્રતા આપી ગુપ્ત વ્યભિચારને પ્રકટ વ્યભિચારનું સ્વરૂપ આપી આર્ય અબળાઓને ભ્રષ્ટ અને પતિત થવાનો માર્ગે ચઢાવવાની કશી પણ અગત્ય નથી; કિન્તુ આ જરઠો—વૃદ્ધો—સાથે દશ દશ ને બાર બાર વર્ષના વયની કન્યાઓને પરણાવી કન્યાઓના અવતારની હોળી કરી નાંખવામાં આવે છે તેનો અને તેના મૂળરૂપ ધન લઇને કન્યા આપવાના રિવાજનો એકદમ અટકાવ થવો જોઇએ. એવી કન્યાઓ યોગ્ય વરનાં ઘરમા જતાં કાળના વહન—સાથે વિધવાઓની સંખ્યામાં ઘણો જ મોટો ઘટાડો થઈ જશે અને તેથી વિધવા પુનર્લગ્નનો પ્રશ્ન અને હરિદ્વારથી કન્યાઓને લાવવાનો કોલાહલ પોતાની મેળે જ હવામાં ઉડીને અદૃશ્ય થઈ જશે, અમારી ન્યાતમાં વળી કેટલેક અંશે ધર્મમાંની અંધશ્રદ્ધા અથવા પ્રેમલાપણું પણ વ્યભિચાર વિસ્તારના કારણરૂપ થઇ પડ્યું છે અને તે વિષય સર્વને વિદિત હોવાથી અહીં તેના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી.” નાથીબાઇએ પોતાનાં મતો જણાવ્યાં.

“નાથી બહેન ! તમે તેલા બુદ્ધિ ધરાવતાં હશો, એવો તો આજે અત્યારે જ મને પરિચય થયો. મને આપનાં મતો અક્ષરે અક્ષર માન્ય છે.” મેં તેને તેની બુદ્ધિ માટે ધન્યવાદ આપ્યો.

“હું સારી રીતે જાણું છું કે, જે માર્ગમાં અત્યારે મારી ગતિ છે, તે માર્ગ

છેવટે અપ્રતિષ્ઠા, નિર્લજ્જતા, સામાજિક તિરસ્કાર, અને અવનતિ તેમજ નરકના ઉંડા ખાડામાં લઈ જઇને ગબડાવી દેનારો છે, છતાં યૌવનમાં ઉદ્‌ભવતા પ્રબળ નૈસર્ગિક વિકારના વેગને તેના પ્રવાહમાં આગળ વધી યથેચ્છ ગમન કરતો હું અટકાવી શકતી નથી, એ જ પ્રકૃતિની વિલક્ષણતા છે. માન્યતા પ્રમાણે નૈતિક સિદ્ધાંતોનું ભાગ્યની અલૌકિક પ્રબળતા વિના મનુષ્યના ગુપ્ત વર્તનપૂર કશું પણ પરિણામ થઈ શકતું નથી." નાથીબાઇએ પોતાની આંતરિક ભાવનાને વ્યક્ત કરીને કહ્યું.

"એ વિષય પણ વાદગ્રસ્ત છે. પણ હવે એ વિષે વિશેષ વાદવિવાદ કરવાની મારી ઇચ્છા નથી. આ માર્ગ હાનિકારક છે, એટલું તમે સમજો છો તે જ બસ છે; એટલો વિવેક પણ આજે નહિ તો ચાર દિવસ પછી પણ તમને ખરા માર્ગે ચઢાવી શકશે. હં, પછી શું થયું?" હું વચલી વાતને ટુંકામાં પતાવી મુખ્ય મુદ્દાની વાતપર આવી ગઈ.

"પછી આઠ દશ દિવસ થઈ ગયા પછી એક દિવસ બપોરે ત્રણેક વાગ્યાને સુમારે મારા વૃદ્ધ પતિ બહારથી આવેલા બે ત્રણ ગૃહસ્થો સાથે દીવાનખાનામાં વાતચીત કરતા બેઠા હતા અને અમારી રાંધનારી રસોડામાં તેમના માટે ચાહ તૈયાર કરવાના કામમાં રોકાયલી હતી. એ વેળાએ મારી એક વિધવા બહેનપણી પાનબાઈના ઘરમાં કોઈ ન હોવાથી મેં તેના ઉંબરામાં જઇને મારો અડ્ડો જમાવી દીધો. આમ તેમની કેટલીક આડી અવળી વાતો નીકળ્યા પછી એવો જ કાંઇક પ્રસંગ આવતાં મેં તેને પૂછ્યું:—"ભલા પાનુ બહેન! તમારા ભાઇનો દોસ્તદાર પેલો વાંકડિયા વાળવાળો ને રૂપાળો તરગાળો તમારે ત્યાં ઘણીકવાર આવે છે તે કોણ છે? એ પણ નાટકમાં બાયડીનો પાઠ ભજવતો હોવો જોઇએ!"

"નાટકમાં બાયડીનો પાઠ ન ભજવતો હોય, તો આવો બાયડી જેવો એનો અવતાર હોય ખરો કે? પણ નાથી બહેન! એ કેવો તરુણ અને સુંદર છે! એની બાયડી થનારીના ભાગ્યનો તો પાર જ રહેવાનો નથી! અરે—જ્યારે રાતે નાટકમાં એ સ્ત્રીનો વેશ પહેરી રાણીનો પાઠ ભજવે છે, ત્યારે ઘણાક એને સ્ત્રી જ માની લે છે; એના લટકા મટકા અને હાવભાવ એવા તો સ્વાભાવિક છે કે, સ્ત્રીઓ પણ એની આગળ પાણી ભરે પાણી!" પાનીએ તેની અતિશય પ્રશંસા કરી નાંખી.

"તે તરગાળો એટલો બધો રૂપાળો હતો કે?" મેં વચ્ચે જ સવાલ કર્યો.

"અરે રૂપમાં તો તે મદનને પણ લજાવે તેવો હતો..."*

*અહીં નાથીબાઈએ તે તરગાળાના બાહ્ય શારીરિક સૌન્દર્યનુ પોતાની બુદ્ધિ અનુસાર યથોચિત વર્ણન આપ્યું હતુ, પણ તેમાં, એકવાર મેં મદનમૂર્તિ યૂસુફના સૌન્દર્યનું જે વર્ણન આપેલું છે તેના કરતાં કશી પણ વિશેષતા નહોતી. તેમાં "લૈયલી કો દેખિયેગા મજનૂકી આંખસે' અથવા 'મજનૂકો દેખિયેગા લયલી કી આંખસે' એના જેવો જ પ્રકાર વિશેષતાથી દૃષ્ટિગોચર થતો હતો; કારણ કે, જ્યારે તેનું નામ નાથીબાઇના મુખથી મારા જાણવામા આવ્યુ ત્યારે તે અમારો

"નાથી બહેન! તમારા એ ચિત્તચોર મનોહર યુવકના સ્વરૂપનું વર્ણન તો સાંભળ્યું, પણ તેનું નામ શું હતું વારૂ?" મેં નામ જાણવાની જિજ્ઞાસા દર્શાવી.

"એ પાટણવાડીયા તરગાળા યુવકનું મૂળ તેની ફૈઈએ પાડેલું નામ તો હતું મોહનબધુ, પણ તેણે ગુજરાતની એક નાટક મંડળી સાથે મુંબઇમાં આવી રંગભૂમિપર વિવિધ સ્ત્રીભૂમિકા ભજવી એક નટ તરીકે સારી નામના મેળવ્યા પછી કોઈ ગોપી નામની પ્રૌઢા પણ ધનાઢ્ય વિધવાએ તેની સાથે પ્રેમસંબંધ કરીને તેને હજારો રૂપીઆનો માલ આપી દીધો હતો, અને તેમનો સ્નેહ-સંબંધ અત્યંત અકડોળે ચઢી એટલો બધો વિશ્વવિખ્યાત થઈ ગયો હતો કે, તે કારણથી નાટકમાંના તેના ગોઠીઆઓએ તેને ગોપીવલ્લભના નવીન નામથી મશ્કરીમાં બોલાવવાનો આરંભ કરી દીધો અને ધીમે ધીમે બધાંનાં મોઢે એ જ નામ વધારે ચઢી જતાં, તે પોતાના ખરા નામથી ઓળખાવાને બદલે એ તેને નવીન અપાયલા નામથી જ સર્વત્ર ઓળખાવા લાગ્યો. આ તેના નવીન નામ-સંસ્કરણનું કારણ તો પછીથી મારા જાણવામાં આવ્યું હતુ." નાથીબાઈએ તેના નામ સાથે નામાભિધાનનો ઇતિહાસ પણ કહી સંભળાવ્યો.

"એ ગોપીબાઈ સાહેબ વળી કોણ હતાં? તમે તેમના વિષે કાંઈ વધારે જાણો છો ખરાં કે?" મેં સવાલ પૂછ્યો.

"એ બાઈ સાહેબ પણ અમારી ન્યાતનાં જ હતાં, એમ મારા સાંભળ-વામાં આવ્યું છે, અને એ નાટકવાળા સાથે સંબંધ થયા પછી પોતાના શ્વશુર-કુટુમ્બમાંથી કોર્ટમાં કેસ લડી જૂદાં થયાં અને એની સાથે ખુલ્લી રીતે ઘર માંડીને રહ્યાં હતાં. એ બાઇની મા પણ એની સાથે હતી, અને લોકો તેના સંબંધમાં કંઈ કંઈ કલ્પના કરતાં હતાં. કેટલાક પૈસા નાટકવાળો ખાઈ ગયો, કેટલાક પૈસાની બીજી અવળા માર્ગે ધૂળધાણી થઈ ગઈ; અને છેવટે મા દીકરી બન્ને મરી ગઈ કે જેમનું આજે નામનિશાન પણ નથી. એ નાટકવાળાના આવા નાદમાં પડવાથી અને જાતિનો તિરસ્કાર કરવાથી તે અભાગણિયોને છેવટે પોતાના જાતિબાંધવોનાં હસ્તનો અગ્નિસંસ્કાર પણ પ્રાપ્ત થઈ શક્યો નહિ!" નાથીબાઇએ ટુંકામાં ગોપીનો વૃત્તાંત પતાવી દીધો.

---

વ્યવસાયબંધુ હોવાથી નાટકમાં ભૂમિકા ભજવતી વેળાએ તેમ જ તેના નિત્યના પુરુષવેશમાં મેં તેને અનેકવાર જોયો હતો, તેનું મને સ્મરણ થઈ આવ્યું. તે જો કે સુંદર તો હતો જ, પણ સુંદરતામાં યૂસુફ સમાન તો નહિ જ; તેમ જ નાટ્ય-કળા અને તદન્તર્ગત અભિનય કળા તથા સંગીતકળામાં તો તે યૂસુફનાં આસડાંની તોલે પણ આવી શકે તેવો નહોતો. પણ એ કળાપરીક્ષક બુદ્ધિ-સામર્થ્ય બિચારી ઘરને ખૂણે બેસી રહેનારી નાથીબાઈ જેવી એક ગૃહસ્થ અબળામાં ક્યાંથી હોઈ શકે વારૂ? તે તો બિચારી તેના બાહ્ય સૌન્દર્યને જોઇને જ મોહમુગ્ધ થઈ હતી; અને તેમ થવું સર્વથા સ્વાભાવિક હતું. કુવાના દેડકાને સમુદ્રની શી કલ્પના?

"દુરાચારના દુઃખકારક માર્ગને ભ્રમથી સુખકારક માની તેમાં સંચાર કરનારી પતિત નારીઓના જીવનનું અંતે એવું જ અનિષ્ટ પરિણામ થાય છે. કોણ જાણે હજારોના ખાઈ જનાર નાટકવાળાએ બિચારીઓનાં બારમાં પણ કર્યાં હશે કે નહિ ! એવા નફટોની તો માત્ર પૈસા સાથે અને વધારે થાય તો જીવતાં જ સગાઈ હોય છે, મુવા પછી તેમના શુષ્ક અને સ્નેહશૂન્ય હૃદયમાં પ્રેમની કે બીજી જરા પણ લાગણી રહેતી નથી." મેં મારો અભિપ્રાય દર્શાવ્યો, અને આગળ વધીને કહ્યું:– "પછી તમોએ પાનબાઇને શો જવાબ આપ્યો ?"

"મેં કહ્યું કે, આવા રૂપરૂપના અવતારને જોઇને જો કોઈ પણ ચપળાનું ચિત્ત ચળી જાય, તો તે સ્વાભાવિક જ છે" એ સાંભળીને પાનબાઈ બોલ્યાં:– 'તમારું ચિત્ત તો એને જોઈને ચળી નથી ગયું ને ?' હું શર્માઈ જવાથી કાંઈ પણ બોલવાને બદલે નીચું જોઇ ગઈ. પાનબાઈ મારો મનોભાવ સમજી મને કહેવા લાગી:–'તમારી એ ઇચ્છા હું પૂર્ણ કરી શકીશ.' કાલે બપોરે વાત. એટલામાં મારી રાંધનારીએ મને ચાહ પીવામાટે બોલાવવાથી હું ઉઠી ગઈ. બીજે દિવસે ગોપીરહીમ અગિયાર વાગતાંમાં જ પાનબાઇને ઘેર આવી ગયો, તેણે ભોજન પણ ત્યાં જ લીધું અને મારો અધઃપાત થઈ ગયો.

"નીચ મનુષ્યોના હાથ તળે દબાયાથી કેવી કેવી વિટંબનાઓ ભોગવવી પડે છે, એનો એ બનાવ બની જવા પછી ધીમે ધીમે મને બહુ જ સારો અનુભવ મળવા લાગ્યો. આ બનાવને બે ત્રણ દિવસ થયા ન થયા, એટલામાં પાનબાઇએ મારી પાસે આવીને કહ્યું:–'દેશમાં મેં મારા ઘરના દસ્તાવેજ ગિરવી મૂકીને એક વાણીયા પાસેથી ત્રણસેં રૂપીઆ લીધા હતા અને તે બાર મહિનામાં ભરી દેવાનો કરાર હતો. એને દોઢ વર્ષ થવા આવ્યું, પણ હજી મારાથી રૂપીઆ ભરી શકાયા નથી અને તે વાણીયાએ નોટીસ મોકલી જણાવ્યું છે કે, 'જો પંદર દિવસમાં રૂપીઆ નહિ ભરી જાઓ, તો ફરિયાદ કરી ઘરનું લીલામ કરીને રૂપીઆ વસૂલ કરવામાં આવશે.' મેં જેમ તેમ કરીને દોઢસો રૂપીઆ એકઠા કર્યા છે ને દોઢસોની જરૂર છે; માટે જો તમે એટલી રકમ આપવાની કૃપા કરો તો અમારી આબરૂ બચી જાય. હું ચાર છ મહિનામાં એ રૂપીઆ ધીમે ધીમે તમને ભરી આપીશ, એ વિષે તમારે ખાતરી રાખવી." શર્મને લીધે મારાથી ના પાડી શકાઇ નહિ, અને તીજોરીની ચાવી મારી પાસે રહેતી હોવાથી તેમ ખર્ચ વગેરેની બધી વ્યવસ્થા પણ મારા હાથે જ થતી હોવાથી મેં તરત તેને દોઢસોની રકમ કાઢી આપી કે જે ફરીથી મારા હાથમાં આવી જ નહિ ! અરે– એટલેથી જ જો છૂટકો થયો હોત, તો તો ધૂળ નાખી, પણ એ લફ તો સદાને માટે જળોની પેઠે વળગી ગઇ. 'આજે તો સાલ્લો ફાટી ગયો છે ને પહેરવા કાંઇ નથી માટે એક સાલ્લો આપો; આજે તો ઘરમાં ચોખા થઇ રહ્યા છે તે એક પાલી ચોખા આપજો ને ! ઘરમાં પચીસ બરણીઓ આથણાંની ભરી રાખી છે ને કોઈ દિવસ અમને તો આથણુંય આપતાં નથી ! આજે અગિયારસની દક્ષિણા અને કાલે બારસનું પાકું સીધું તમારાં જેવાં ભાગ્યશાળી શેઠાણીના ઘરમાંથી

અમો ગરીબ બ્રાહ્મણને મળવાં જ જોઇએ, તમારાં જેવાં યજમાનોની નોકરી બજાવીએ, ને દક્ષિણા તથા સીધું બીજા કોની પાસેથી જઇને લાવીએ ? આજે રક્ષાબંધનની દક્ષિણા આપજો, આજે અનંત સૂત્રને છોડવાના લાડુ જમાડજો, આજે દિવાળીની મીઠાઇ અપાવજો ને આજે હોળીનાં રમકડાં લાવજો!' એવી નિત્ય નવી નવી માગણીઓ થવા લાગી અને હું દબાયલી હોવાથી તેની તૃષ્ણાના ખાડાને ભરાય તેટલો ભરવા લાગી ! આ તો થઈ બાઇસાહેબની વાત; પણ બહેનને આમ મળે ને ભાઇ કાંઈ મેળવ્યા વિનાના રહી જાય તો તેમનો પોઝીશનમાં મોટો વાંધો આવી જાય. એમ હોવાથી ધીમે ધીમે તેના ભાઈ જટાશંકરે પણ મારી પાસેથી મારા બધા ભેદનો પ્રકાશ કરી દેવાની બીક બતાવીને પોતાની ઇચ્છા પ્રમાણે પૈસા ઓકાવવાની શરૂઆત કરી દીધી. પણ બકરી આખું કલીંગર ગળી શકતી નથી, તેમ તેની માગણીઓ મોટી નહોતી. તેને દારૂ અને તે પણ ફક્ત દેશી બેવડો ચઢાવવાની ભુંડી ટેવ હોવાથી જ્યારે પણ દારૂ પીવાને પૈસા ન હોય ત્યારે રૂપીઓ આઠ આના આપવાથી કે કોઈ વાર તહેવારે બે રૂપીઆનું સારું કપડું લઈ આપવાથી તે સંતુષ્ટ થઇ જતો હતો. ત્રીજો પૈસા ઓકાવનાર તરગાળો હતો; એક મહિનામાં જ તે જૂદાં જૂદાં કારણો બતાવીને મારી પાસેથી પાંચસોની રકમ કઢાવી ગયો. અસ્તુ.' નાથીએ નીચ નરનારીની નીચતાનો સ્ફોટ કરી બતાવ્યો.

મેં પૂછ્યું કે:–"નાથી બહેન ! તમારા ઘરમાં ને ઘરમાં આ ગોટાળો ચાલતો રહ્યો ને કોઇને કશી ખબર પડી જ ન શકી ? અજાયબી !"

નાથીબાઈએ એ શંકાનું સમાધાન કરતાં જણાવ્યું કે:–"ઘરમાંનો એ ચાલતો ગોટાળો એવા પ્રકારનો હતો કે, જ્યાં સુધી એ બાબત વિષે પાનબાઈ અને તેના ભાઇનાં મોઢાં વસાયલાં રહે, ત્યાં સુધી તો એ ભેદ કોઈના જાણવામાં આવી શકે તેમ હતું જ નહિ. તોપણ એટલું તો ખરું કે, ઘોળે દિવસે હું કલાકોના કલાક સુધી બારણાં બંધ કરી અંદર રહેતી હતી તેથી આલીમાંનાં બીજાં બૈરાં સાધારણ ચર્ચા કરવા લાગ્યાં હતાં અને રાંધનારીને કેટલીકવાર આડ અવળાં નિમિત્ત બતાવી હું બપોર પછી બહાર મોકલતી હોવાથી તે પણ વારંવાર ફફડ્યાં કરતી હતી; પણ ખરું કારણ કોઇની કલ્પનામાં આવી શક્યું નહોતું. હું વખતસર ચેતી ગઈ અને ગોપીવલ્લભને જો ક્યાંક બહાર મુલાકાત કરી શકાય તો વધારે સારું, એમ મેં જણાવ્યું. તેણે બીજે દિવસે મને સાંઝે ચારથી પાંચ વાગ્યાની વચ્ચે લાલબાવાની હવેલી પાસે આવવાનું કહ્યું. હું દર્શનના નિમિત્તે ત્યાં ગઇ. તે મારી વાટ જોઈને જ ઉભો હતો. અમારો મેળાપ થતાં જ તે દિવસે ગાયવાડીમાંના જે પાપમંદિરમાં આપણે ગયાં હતાં, ત્યાં મને તે લઈ ગયો. એ ગોપીવલ્લભની કૃપાથી જ એ પાપમંદિરની અપવિત્ર ભૂમિના સ્પર્શથી મારાં ચરણોને પવિત્ર થવાનું ભાગ્ય પ્રાપ્ત થઇ શક્યું. મને એ ગૃહ બતાવવાથી જ તેણે મારી પાસેથી મળતા પોતાના વિલાસ તથા ધનના લાભને સદાને માટે ખોઈ નાખ્યો હતો. રોજ અથવા કોઇવાર એકાંતરે તે ધારેલા

વખતે ત્યાં જઇને બેસતો અને હું પણ જતી હતી, અને ત્યાંથી મારા ગયાં પછી તે ઉઠતો હતો. એટલે તે પ્રેમમંદિરની સ્વામિની સાથે કોઇવાર શાંતિથી વાર્તાલાપ કરવાનો અવસર મને મળી શકયો નહોતો હું ગોપીવલ્લભમાં એટલી બધી લીન થઇ ગઇ હતી કે, આઠ મહિનાના અવધિમાં તેણે જૂદે જૂદે વખતે કરેલી બધી માગણીઓને કબૂલ રાખી હું તેને લગભગ સાડા ત્રણ હજાર રૂપીઆ આપી ચૂકી હતી. સારું થયું કે, લાલબાઇની કૃપાથી એની સાથેનો વ્યવહાર એટલેથી જ અટકી ગયો, નહિ તો એ તરગાળો તો મને બાવી જ બનાવી દેત અને આજે મારી પાસે ખાવાને રોટલો પણ હોત કે નહિ, એની શંકા જ છે." નાથીબાઇએ એ વાકયોની સમાપ્તિ સાથે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો.

"લાલબાઇએ તમારાપર શી કૃપા કરી વારુ ?" મેં પ્રશ્ન પૂછ્યો.

"એક દિવસ અચાનક એવો યોગ બની આવ્યો કે, ગોપીવલ્લભ ત્યાં ચાર વાગે આવવાનો હતો અને હું ત્રણ વાગતાંમાં જ ત્યાં જઈ ચઢી. એ વેળાએ ઘરમાં કોઈ પણ ન હોવાથી લાલબાઈ આવીને મારી પાસે બેઠી અને પહેલાં કેટલીક સાધારણ વાતચીત થવા પછી અચાનક મારા મુખમાંથી એવો પ્રશ્ન નીકળી ગયો કે, 'લાલબહેન, આ ગોપીવલ્લભને તમે કેટલાક સમયથી ઓળખો છો અને એનાં વચન તથા વર્ત્તન વિષે તમારો શો અભિપ્રાય છે ?' એના ઉત્તરમાં લાલબાઇએ પોતાનો જે ભયંકર અભિપ્રાય દર્શાવ્યો તે આ પ્રમાણેનો હતો.

"લાલબાઇએ જાણે તે આ લાચારીથી અને કેવળ મારા કલ્યાણમાટે જ જણાવતી હોયની તેવા ભાવને મુખમંડળમાં લાવીને કહ્યું."

"નાથી બહેન ! જેવી રીતે આપણે ખાધેલા અનાજને પેટમાં જીરવી શકીએ છીએ, તેવી રીતે જો આ વાતને જીરવવાની અને ગોપીવલ્લભ પાસે ભાંડો ફોડી ન દેવાની તમારામાં શક્તિ હોય, તો ખરેખરી વાત જણાવું ને નહિ તો ઠીક છે, મારો સારો અભિપ્રાય છે કહીને આટલેથી જ પતાવું !"

"ના ના, હું વાતને પેટમાં જ રાખીશ; એ વિષે તમારે ગભરાવું નહિ. જે ખરેખરું હોય તે જ જણાવજો," મેં વિશ્વાસ બંધાવ્યો.

"ઠીક ત્યારે સાંભળો. એ ભાઈ સાહેબ મોઢાના જેટલા મીઠા છે, તેટલા જ અંદર કપટી, લાગણી વગરના અને જૂઠા છે. આવા હરામખોર માણસના ફન્દામાં, એક સરળ સ્વભાવની અને સ્નેહિની સ્ત્રી હોવા છતાં, તમે કયાંથી અને કેમ કરીને સપડાયાં, એનું જ મને તો આજે મહિનાઓથી આશ્ચર્ય થયા કરે છે. તમે એમ ન ધારશો કે, એ નખ્ખોદિયો માત્ર તમારાપર જ બાંધી બેઠો છે, અને તમારા વિશે એના મનમાં જરા પણ સારી લાગણી છે ! એનો અવતાર તો ઘરઘરના ટુકડા ખાનાર શ્વાન જેવો જ છે–શ્વાન જ્યાં રોટલો દેખે ત્યાં જેમ તરત દોડ્યા જાય છે, તેમ આ શ્વાનવૃત્તિનો મનુષ્ય જ્યાં પૈસા અને પોલાણ જુએ છે, ત્યાં ઘસારો કરવાને એક પગે તૈયાર થઇ જાય છે. એણે મુંબઇમાં આવીને તમારા જેવી ભોળી બાયડીઓને બેવકૂફ બનાવવાનો અને તેમની પાસેથી પૈસા ઓકાવવાનો એક જાતનો ધંધો જ આદરી દીધો છે, અને ખૂબી તો એ કે, એ પારધિની જાળમાં તમારા જેવી નવી નવી ચીકાસ-

દાર પક્ષિણી એ નિત્ય સપડાતી જ જાય છે, અને એને એની ઇચ્છા પ્રમાણેનો લાભ મળતો જ જાય છે. એનો પહેલો શિકાર ગોપી બિચારી એના મોહમાં પાયમાલ અને હાલહવાલ થઇને મરી ગઈ! ત્યારપછી એની પરણેતર પહેતા ખોજાના દીકરાને મૂકી, ભાયડાનાં આવાં દુશ્ચરિત્રોને જોઇ હૃદયનો આઘાત અસહ્ય થવાથી અકાળ મરણને વશ થઇ; આજે આઠ મહિનાથી તમારા જેવી સોનાની અલ્લી હાથમાં આવી છે, અને બે મહિનાથી એક નવીન નવયૌવનોને એણે પોતાના મોહપાશમાં સપડાવી છે!" લાલબાઇએ કહ્યું.

"એ વાત તમારા જાણવામાં કેવી રીતે આવી?" મેં આતુરતાથી પૂછ્યું.

"એ પીટયાનો અડ્ડો તો આ એક જને? તમને અહીં સાંઝે બોલાવે છે, ને તે બાઈ સાહેબને બબ્બે ત્રણ ત્રણ દિવસને અંતરે જ્યારે લાવે છે ત્યારે સવારમાં આઠ નવ વાગતાંમાં અથવા કોઈ વાર રાતે સાત આઠ વાગે લાવે છે કે જેથી તમારી સાથે અથડાઅથડી ન થાય અને તે બાઇનો ભેદ તમારા જાણવામાં કે તમારો ભેદ તે બાઇના જાણવામાં ન આવી જાય. તેને કહે છે કે, 'તારા માટે હું મરી જાઉં છું.' ને તમને કહે છે કે, 'તારા માટે હું સતો થાઉં છું!' મુઓ પોતે ગમે તેવાં અવળાંસવળાં ઢોલ વગાડે છે, અને વિના કારણ પારકી બાયડીઓના અવતાર બગાડે છે!" લાલબાઇએ પોતાનો હદથી વધારે બગાપો જાહેર કરી બતાવ્યો.

"પણ લાલબાઈ! આવા માણસોની આવી નફટાઈ ઉપર જ તમારો રોટલો બંધાયલો હોવા છતાં તમે એના તરફ આટલો બધો અણગમો અને તિરસ્કાર શા કારણથી બતાવો છો? આ તમારું વર્તન તમારા વ્યવસાયથી સર્વથા પ્રતિકૂલ અને પરિણામે તમને આવકમાં અટકાવ કરનારું છે; એ તમે નથી જાણી શકતાં કે શું?" મેં ઉલટ પાલટ તપાસ જેવો સવાલ રજૂ કર્યો.

"નાથી બહેન! મારા દુર્ભાગ્યના યોગે આ પાપી પેટમાટે મને આવો અધમ ધંધો સ્વીકારવો પડ્યો છે, પણ તેથી શું મારું સ્ત્રીત્વ પણ નષ્ટ થઇ ગયું છે કે? જરા પણ નહિ. એક સ્ત્રીના હૃદયમાં થતી સારી નઠારી સર્વ લાગણીઓ હજી મારા અંતઃકરણમાં જાગ્રત છે. મારો કોઈ પુરુષમાં પ્રેમ હોય અને તેને મેં મારું સર્વસ્વ સમર્પી દેવા છતાં તે જો મારી સાથે આવું કપટવર્તન રાખતો હોય, તો મને કેટલું માઠું લાગી આવે, એની તમે જ કલ્પના કરી લ્યો. એ જ પ્રમાણે સર્વ સ્ત્રીઓના હૃદયમાં પ્રેમ-વ્યાપારમાં ઠગાયાનો આઘાત થયા વિના રહેતો નથી, અને તેથી હું સ્ત્રી હોવાથી જો સ્ત્રીજાતિને તેમની ભૂલને સુધારવાનો માર્ગ સૂચવતાં મારા પોતાના લાભનો વિચાર ન કરું, તો તે સર્વથા બનવાજોગ જ છે. અકુલીનતા અને સંકુચિતતામાં પણ અદ્યાપિ એટલી કુલીનતા અને ઉદારતા અવશિષ્ટ રહેલી છે, એમ જ તમારે માની લેવું. તમારી વાત મેં તે બાઇને પણ જણાવી છે. તે કાલ સવારમાં આવવાની છે, અને આડકતરી રીતે મારે તમારા વિશે તેની આગળ વાત કરવાની છે. જો તમો પણ કાલે સવારમાં સાત–સાડાસાત વાગતાંમાં પધારવાનો પરિશ્રમ લ્યો, તો તમને છુપાં બેસાડીને આ નાટક નજરેનજર બતાવું એટલે પછી પ્રત્યક્ષ પ્રમાણમાટે શંકાનું સ્થાન જ ન રહે, કેમ ખરું કે નહિ?" લાલબાઇએ એક અબળાના અંતઃકરણની ખરી લાગણીથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"વારુ ત્યારે આવતી કાલે સવારમાં જ ગમે તે જોખમ વેઠીને, ઘરમાં ગમે તે બહાનું બતાવી, હું અહીં આવી પહોંચીશ. હં, પણ જે મરી ગએલી ગોપી વિશે તમે કહ્યું તે કોણ હતી, અને તે આના હાથે પાયમાલ થઇને કેવી રીતે મરી ગઈ તે તો જણાવો." મેં આવવાનું કહીને એક નવો પ્રશ્ન પૂછ્યો.

"એના ઉત્તરમાં તેણે ગોપીનો વૃત્તાંત કહી સંભળાવ્યો કે જે હું તમને સંક્ષેપમાં કહી ગએલી હોવાથી બીજી વાર કહેવાની અગત્ય નથી. આવી રીતે વાતોમાં વખત વહી ગયો ને લગભગ પાંચ વાગ્યા, અને આજે તેનાં દુશ્ચરિત્રોનું શ્રવણ કરવાથી મારું મન પણ ટૂટી ગએલું હોવાથી લાલબાઈ! "લ્યો, લાલબાઈ! ત્યારે હું હવે રજા લઈશ; એ આવે તો કહેજો કે બે ત્રણ દિવસ આવી શકાશે નહિ; કારણ કે, કોઈ સગાંવ્હાલાને ત્યાં શુભ પ્રસંગ ચાલતો હોવાથી કદાચિત્ ત્યાં રોકાવું પડશે." એમ કહેવાનું કહી હું મારે ઘેર ચાલી ગઈ.

"બીજે દિવસે સવારમાં ગાયવાડીમાં મારી માને ઘેર આવવાનું અગત્યનું કારણ બતાવી હું લાલબાઈને ત્યાં આવી લાગી, અને લાલબાઇએ મને ઉપરના એક ઓરડામાં બર્નુસ ઓઢાડીને પલંગપર સૂવાડી દીધી. જે ઓરડામાં પલંગપર હું સૂઇ ગયાનો ઢોંગ કરી જાગતી પડી હતી, તેની બાજૂના ઓરડામાં લગભગ મારા આવ્યા પછી પોણા કલાકે એક પ્રમદાની પધરામણી થઈ હોય એમ તે ઓરડામાંના સળવળાટથી મારા જાણવામાં આવ્યું. બન્ને ઓરડાની વચ્ચે દેવદારનાં પાટિયાંની પાતળી ભીંત જ હોવાથી એક ઓરડામાનો જરા જેટલો સળવળાટ પણ બીજા ઓરડામાં સંભળાય, એ સ્વાભાવિક હતું. તે બાઈના આવ્યા પછી દશપંદર મિનિટમાં ગોપીવલ્લભ નાયક પધાર્યા અને હસતા હસતા પોતાની પ્રિયતમા સાથે વાર્તાલાપમાં નિમગ્ન થયા. તેમની વાતચીત તો બરાબર સંભળાતી હતી, પણ તેઓ કેવી સ્થિતિમાં બેઠાં હશે તે માત્ર મારાથી જોઈ શકાયું નહોતું.

'કેમ વ્હાલા! કાંઇ આવતાં વાર થઇ? મને આવ્યાને તો અડધો કલાક થઇ ગયો. પેલી નાથીને લઇને કોઇ બીજા વિશ્રામસ્થાનમાં તો નહોતા પધાર્યાને?" પોતાના હૃદયમાં જાગેલા અસૂયાગ્નિને ન શમાવી શકવાથી આવતાંની સાથે જ તે બાઈ સાહેબે ગોપીવલ્લભને પરીક્ષાની કસોટીપર કસવાનો આરંભ કરી દીધો.

જો કે ગોપીવલ્લભના મુખમંડળમાં થતાં પરિવર્ત્તનોને હું જોઇ શકતી નહોતી, તોપણ તેના ઉત્તરમાંની શીતલતા અને શિથિલતાથી અનુમાન કરી શકાયું હતું કે, તેના મુખમંડળમાં કૃષ્ણતાની છટાનો અવશ્ય આવિર્ભાવ થએલો હોવો જોઇએ. તેણે લથડતી જીભથી કહ્યું:—"અંબા! એ શંખિનીની વાત તને વળી કોણે કહી? સવારના પહોરમાં એ ચુડેલનું નામ કયાંથી ઉચ્ચાર્યું? કોણ જાણે આજે ખાવાય મળશે કે નહિ! આપણે એ રંડાને ક્યાંય લઇ ગયા નથી અને લઇ જવાના પણ નથી. આજે આઠ મહિનાથી એ કર્કશા મારી પાછળ પડી છે, રોજ અહીં ફેરા ખાય છે ને આ ઘરવાળી જોડે સંદેશા કહેવડાવે છે; પણ આપણું મન એનાપર છે નહિ, એટલે આપણે તેના એ સંદેશાને ધ્યાનમાં લેતા નથી; એટલું જ નહિ, પણ જો કોઈ વાર ભેટા થઇ જાય છે, તોય તેનાપર થૂકવા પણ નથી

એ તો તારામાં કોણ જાણે કેમ જીવ પરોવાઇ ગયો, ને હું તારી ઇચ્છાને સહજ આધીન થયો; નહિ તો આ બાયડી ગમે તેવી ચાલાક ચપળા કે સ્વર્ગની અપ્સરાના જાળમાંથી પણ આબાદ છટકી જાય તેવો ચાલાક છે! મારો પ્રેમ તને મળ્યો એમાટે તારે તો પોતાને મહા ભાગ્યશાલિની જ માનવી જોઇએ! ખરેખર તારું લાવણ્ય પણ તેવું જ અલૌકિક જ છે-ક્યાં ડાકિની નાથી અને ક્યાં સુરસુંદરી અંબા!"

"ચંપા બહેન! જેના મોહમાં પડી મેં મારા પાતિવ્રત્યનો નાશ કર્યો હતો; એટલું જ નહિ, પણ જેની માગણીનો કદાપિ અનાદર ન કરી જેને હું હજારો રૂપીઆ ખવડાવી ચૂકી હતી અને હજી ખવડાવવાને તૈયાર હતી, તેના મુખમાંથી અન્ય સ્ત્રી આગળ મારા વિશે આવી અલૌકિક પ્રશંસા (?)ના ઉદ્‌ગારો નીકળતા સાંભળી મારા હૃદયમાં કેવો અને કેટલો ભયંકર આઘાત થયો હશે, એની તમે પણ સ્ત્રી હોવાથી સારી રીતે કલ્પના કરી શકો એમ છો, એટલે એના વિશેષ વિસ્તારની અગત્ય નથી. પણ જેવો એ નિમકહરામ ગોપીવલ્લભ ચાલાક હતો તેવી જ તે અંબા પણ ચાલાક હોવાથી તેણે મોઢાપર રોકડું જ ચૂકવી આપ્યું:-"એ તો મારા મોઢે એમ જ બોલાય કે, 'ક્યાં ડાકિની નાથી અને ક્યાં સુરસુંદરી અંબા!' અને નાથીના મોઢે એમાં એટલો સુધારો થાય કે, 'ક્યાં ડાકિની અંબા ને ક્યાં દેવાંગના નાથી બા સાહેબ!' કેમ ખરું કે નહિ?"

"અને જો એક સમયે એક જ સ્થળમાં નાથી તથા અંબા બન્ને બેવકૂફ બનેલી અબળાઓ હાજર હોય, તો પછી એ ઉપમાલંકારમાં સુધારો વધારો કરવાનો છે ખરો કે કોઇ ઉપાય? ડાકિની કોણ અને દેવાંગાનાની પદવી કોને અપાય? મેં પલંગમાંથી સિંહી સમાન છલંગ મારી તે ઓરડામાંથી નીકળી, જે ઓરડામાં તેઓ હતાં તે ઓરડામાં અડકાડેલાં બારણાને લાત મારી ધડાક દેતાં કે ઉઘાડીને એ ઉપાલંભરૂપ વાક્યો કોપદર્શક સ્વરથી ઉચ્ચાર્યાં. મને જોતાં જ ગોપીવલ્લભનું મોઢું તાવડીના તળિયા જેવું કાળું મેંષ થઈ ગયું, અને પોતાના સર્વ કપટનો આમ ધારેલી રીતે સ્ફોટ થઈ જવાથી તેની રાયચુર મેલ જેવી ચાલતી જીભને એવું તો સજ્જડ તાળું વસાઇ ગયું કે એક પણ શબ્દ તેના મુખમાંથી બહાર નીકળી શક્યો નહિ. ઘણીક વાર સૂધી જ્યારે તે કાંઇ પણ ન બોલ્યો ત્યારે લાચારીએ મેં આ શબ્દો તેને સંભળાવ્યાઃ-

"કૃતઘ્ન ગોપીવલ્લભ! જો તું કામદેવ છે અને હું ડાકિની છું, તો આજથી આ ડાકિનીના નામનો ઉચ્ચાર પણ કરીશ નહિ, અને જેને તું તું દેવાંગના કે સુરસુંદરી માનતો હોય, તેના પ્રેમપરિરંભણમાં જ બદ્ધ રહેજે! આજથી તું મારો બંધુ છે, પિતા સમાન છે! બસ છેલ્લા પ્રણામ!"

"આટલું બોલીને હું જવાને તૈયાર થઈ, પણ એટલામાં અંબાએ મને અટકાવી અને ત્યાર પછી ગોપીવલ્લભને ઉદ્દેશીને કહ્યું;-"હવે તારી કપટશીલતામાટે વધારે પૂરાવાની જરૂર છે ખરી કે? નાથી બહેન પ્રમાણે આજથી તું મારો પણ ભાઇ છે, હવે આપણી એ જ સગાઇ છે! બસ છેલ્લા સલામ!"

અમો બન્ને ત્યાંથી એકદમ ચાલી ગઇ અને ગોપીવલ્લભ પોતાના કપટના યોગે પ્રાપ્ત થએલી દુર્દશામાં ત્રિશંકુની પેઠે સ્વર્ગ કે પૃથ્વી કયાંયનો ન રહી ત્યાં જ પડી રહ્યો. લાલબાઇએ તેના કપટનો પ્રકાશ કરવાથી આજે એક વરૂના પંજામાંથી બે દીન હરિણીઓનો એક સાથે છૂટકો થઈ ગયો. પૂછળથી લાલબાઇના મોઢેથી મારા જાણવામાં આવ્યા પ્રમાણે એ અંબા*** નામક વૈશ્ય જાતિના કુલીન સુશિક્ષિત, પણ સુધરેલાં માતાપિતાની પુત્રી હતી અને અદ્યાપિ કુમારિકા જ હતી. તે કૉલેજમાં ભણતી હતી ત્યારથી જ અત્યંત સ્વતંત્રતાના પરિણામે કુમાર્ગે ચઢી ગઈ હતી, અને ત્યાર પછી પરીક્ષામાં પસાર થઈ ઉચ્ચ પદ અને ચંદ્રકો મેળવી સુશિક્ષિત સન્નારી તરીકે પ્રખ્યાત થવા છતાં પોતાની એ વ્યસનાધીનતાના બંધનથી મુક્ત થઈ શકી નહોતી. ગોપીવલ્લભ સાથે તેનો ક્રમ અને કેવી રીતે સંયોગ થઈ ગયો, એ વાત તેણે કે ગોપીવલ્લભે લાલબાઇને જણાવેલી ન હોવાથી હું પણ તેથી અજ્ઞાત જ રહી. ત્યાર પછી અંબા પણ મને મળી નથી કે તેના મુખથી કાંઈ વધારે જાણી શકાય અને તે વાત જાણવાથી કશો વિશેષ લાભનો સંભવ પણ નથી.

"ત્યાર પછી કોઈ વાર અમસ્તી આવતાં જતાં હું લાલબાઈ પાસે જતી હતી અને આમ તેમની ચાર વાતો કરી કુશળ સમાચાર પૂછી ચાલી આવતી હતી. લગભગ એક મહિના પછી લાલબાઇએ એક સારા ખાન્દાનના તરુણ ગૃહસ્થ સાથે મારી ઓળખ કરાવી. તે કેવળ પ્રેમનો જ ભોક્તા હતો, ધનની તેને લેશ માત્ર પણ લોલુપતા નહોતી. માત્ર કેટલીક વાર લાલબાઇને મારે તેની મેહનતનો બદલો આપવો પડતો હતો. તે દિવસે મારી વાટ જોઇને ચાલ્યા ગયાનું જેના વિષે લાલબાઇએ જણાવ્યુ હતું, તે ગૃહસ્થ એ જ......

"ત્યારે આ મણિકાન્ત કોણ?" મેં વચ્ચે જ મારી આતુરતાને શમાવી ન શકવાથી પૂછ્યું.

"ચંપા બહેન, જરા શાંતિથી સાંભળો, એ કથા પણ અનુક્રમે આવવાની જ." એમ કહીને નાથીબાઇએ પોતાના પુરાણને આગળ લંબાવ્યું:—"ગોપીવલ્લભે શર્મને લીધે પાનબાઇને ઘેર આવવાનું બંધ કરી દીધું હતું, અને મારી સાથેનો સંબંધ તૂટી જવાની વાત પણ તેને કે તેના ભાઇને જણાવી નહોતી. લગભગ બે મહિના પછી તે નાટકમાંથી બે ત્રણ મહિનાની રજા લઇને આગલી બાયડી મરી ગએલી હોવાથી બીજી બાયડી કરવામાટે પોતાના દેશમાં ગયો હતો, એમ જટાશંકરના કહેવાથી મારા જાણવામાં આવ્યું. એ પીડા તો પતી, પણ આ ભાઈ બહેનની તો પીડા જેવી ને તેવી જ ચાલૂ હતી. લગભગ છ માસ વીત્યા પછી દારૂડીઓ જટાશંકર ડૉક્ટરોના કહેવા પ્રમાણે લિવરના રોગથી પછડાયો, અને તેથી તેને તેની બહેને હવાપાણીની બદલીમાટે કાઠિયાવાડમાં પોતાને ગામ મોકલી દીધો. ત્યાંથી દોઢેક મહિનામાં અચાનક તેના મરણનો તાર આવ્યો, અને તેથી તેની ઉત્તરક્રિયા આદિ કરવાને પાનબાઇ ઓરડી ખાલી કરી પોતાના દીકરાને સાથે લઇને દેશમાં જવાને ઉપડી ગઈ, અને તેના ઉપડી જવા સાથે મને વળગેલી તેના સંપર્કની પીડાનો પણ અંત થઈ ગયો.

"એ પછી મારા વૃદ્ધ પતિ વૃદ્ધાવસ્થાના યોગે લાગૂ પડતા સાધારણ નિર્બળતાના રોગથી પીડાવા લાગ્યા, અને ધીમે ધીમે તેમના શરીરમાં સંગ્રહિણીએ એવો તો સજ્જડ પ્રવેશ કર્યો કે, અનેક ઉપચારો ચાલૂ છતાં ડૉક્ટરોને અને વૈદ્યોનો એવો જ અભિપ્રાય થયો કે, હવે એમના જીવનની આશા રાખવી વ્યર્થ છે. પોતાના ગોલોકવાસનો સમય દૂર નથી, એ વાતને મારા પતિ પોતે પણ જાણી ગયા હતા; એટલે તેમણે સૉલિસિટરને બોલાવી ન્યાતના બીજા ચાર પ્રતિષ્ઠિત ગૃહસ્થોને હાજર રાખી દાગીના, રોકડ અને શેરો, બૉન્ડ વગેરે મળી લગભગ રૂપીઆ પચાવન હજારની મિલકત, પાછળથી કોઈ જાતનો કોઈ વાંધો ઉઠાવે અને મને અડચણ ન આવે, એટલામાટે વિલ કરી મારા નામપર ચઢાવી દીધી અને તે મિલકતની સ્વામિની તરીકેના સર્વ અધિકારો મને આપી દઇને પોતે તેનાપર સહી કરી કાયદા પ્રમાણે એક બે દિવસમાં વસીયતનામું રજીસ્ટર્ડ પણ કરાવી દીધું. તેની નકલ પોતા પાસે રાખી વિલની અસલ કોપી સૉલિસિટરે મને સોંપી દીધી, અને મને ભવિષ્યની કોઈ પણ પ્રકારની ચિંતા રહી નહિ. લગભગ દશેક મહિના સુધી માંદા રહી શય્યાનું સેવન કરીને મારા વૃદ્ધ પતિ પરલોકવાસી થયા. ઘરમાં બીજું કોઈ માણસ ન હોવાથી મેં મારા બંધુઓ આદિને ઘરમાં બોલાવ્યા, અને આબરૂ પ્રમાણે પતિના મરણ પાછળ ચાર પાંચ હજાર રૂપીઆનો ખર્ચ કર્યો. મને વૈધવ્ય પ્રાપ્ત થયાને હજી તો મહિનો દોઢ મહિનો માંડમાંડ થયો હશે એટલામાં મારા ધણીનો કોઈ પિતરાઈ—કે જેને કોઈ દિવસ મેં જોયો પણ નહોતો અને જેનું નામ પણ કોઈ વાર સાંભળ્યું નહોતું તેવો પિત્રાઈ—મારા પતિને પોતાના કાકા તરીકે ઓળખાવી, અને એ મિલકત વડિલોપાર્જિત હોવાથી કોઈ પણ એક વ્યક્તિને તે પોતાની ઇચ્છા પ્રમાણે આપી જવાનો મરનારને કશો પણ અધિકાર નહોતો—મને એમાંથી કાયદા પ્રમાણેનો ભાગ મળવો જ જોઇએ, એવો વાંધો ઉઠાવવામાટે ફૂટી નીકળ્યો, અને તેણે તેવા આશયની એક નોટિસ મારાપર મોકલાવી. હું ખૂણામાં હતી એટલે મારાથી બહાર નીકળાય તેમ ન હોવાથી જે સૉલિસિટર પાસે મારા પતિએ વિલ લખાવ્યું હતુ, તે જ સૉલિસિટરને મારી પાસે આવવામાટેનો મેં સંદેશો કહાવ્યો. આ વેળાએ સૉલિસિટરે પોતે આવવાને બદલે પોતાના મેનેજીંગ કલાર્ક મણિકાન્તને મારી પાસે મોકલી દીધો. અને તેણે નોટિસ વાંચી સર્વ યોગ્ય વ્યવસ્થા કરવાનું અને નિશ્ચિત રહેવાનું મને દૃઢ આશ્વાસન આપ્યું. આ વિષયમાં સામા પક્ષવાળાના સૉલિસિટર અને મારા સૉલિસિટર વચ્ચે પરસ્પર પત્રવ્યવહાર ચાલવા લાગ્યો.

"એક મહિના સામસામી નોટિસો અને તેમના જવાબ વગેરેનો વ્યવસાય ચાલ્યા પછી પ્રતિપક્ષીએ કોર્ટમાં પોતાનો દાવો દાખલ કરી દીધો અને કેસ ચાલવા લાગ્યો. કેસ દશેક મહિના લંબાયો અને છેવટે મારા પતિની સર્વ મિલકત પોતાની મેળવેલી હોવાથી તે કોઇને પણ આપી જવાનો તેને સંપૂર્ણ અધિકાર હતો અને વાદીનો વાદ અસત્ય હતો, એમ સિદ્ધ થવાથી ન્યાય મારા પક્ષમાં જ આવ્યો. ન્યાય તો મળ્યો, પણ મોંઘો મળ્યો. એ કેસ લડવામાં મારી તીજોરીમાંથી રૂપિઆ પાંચ

હજાર પાંખો કરીને ઉડી ગયા. એ કેસ ચાલતો હતો તે સમયે વારંવાર પૂરાવા વિષે અને પૂછવામાટે, પૈસા લેવામાટે, અમુક દસ્તાવેજ ઉપર મારી સહી લેવામાટે, કે એવા જ અન્ય કાર્યના નિમિત્તથી મણિકાન્તનું મારી પાસે આવવું થયા કરતું હતું. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, સ્ત્રીને કદાપિ પુરુષ સાથે એકાંત કરવા દેવો નહિ, અને કરે તો અગ્નિ અને ઘૃતના સમાગમનું પરિણામ પ્રાપ્ત થાય; એનું જે આવવું જોઈએ તે પરિણામ આવી ગયું. મારા ખૂણામાં બેસવાના સમયનો અને કોર્ટમાંના કેસનો લગભગ એક કાળે જ અંત આવતાં હું મારી જગ્યા ખાલી કરીને મારાં પિયરિયાંમાં જઈ રહી. મારો આગલો ભેદ એના જાણવામાં ન આવે, એટલામાટે લાલબાઇનું ઘર મેં એને બતાવ્યું જ નથી. જ્યારે કોર્ટમાં લાંબી રજા પડે છે, ત્યારે અમે નાસિકમાં આવીએ છીએ. અહીંની આ ધર્મશાળાનો રક્ષક અમારી બધી વાત જાણે છે, અને એ વાતને છુપી રાખવામાટેનો તેને સારો બદલો મળે છે. અત્યાર સુધીનું મારું જીવન એવી રીતે વીત્યું છે, અને ભવિષ્યમાં શું થવાનું છે તે જેમ જગત્‌માં કોઇ પણ જાણતું નથી, તેમ હું પણ જાણતી નથી.'' નાથીબાઇએ આત્મપુરાણની સમાપ્તિ કરીને કહ્યું.

''પણ નાથી બહેન! ગોપીવલ્લભ પ્રમાણે આ મણિકાંત ભાઇ પણ તમારી પાસેથી પૈસા કઢાવે છે ખરા કે? એમનો પ્રેમ તમારામાંનો છે કે કેવળ લક્ષ્મીમાંનો જ છે?'' મેં પાછો એક ઉંડો સવાલ રજૂ કર્યો.

''ચંપા બહેન! ગોપીવલ્લભ તો મોઢે ખોટી ખુશામદ કરી પાછળ નિંદા કરનારો અને છેવટે જાતની ભાત પાડી પૈસા ઓકાવનારો લાલચૂ અને નીચ પુરુષ હતો. તેવી નીચતાનો આ મણિકાંતમાં અંશ માત્ર પણ નથી. મને પણ પ્રથમ એમ જ લાગ્યું હતું કે, એ સૉલિસિટરનો મેનેજીંગ કલાર્ક છે એટલે પૈસા કઢાવવામાં પૂરો ચાલાક, લાગણી વગરનો અને સ્વાર્થ સાધુ જ હશે; પણ એના વિષેની મારી એ ધારણા ખોટી નીવડી છે. જેમ એ મારી પાસેથી પૈસા કઢાવતો નથી તેમ પોતાના ખીસાને પણ વધારે આંચ આવવા દેતો નથી! નાસિક આવવા જવાનું પોતાનું ભાડું તે પોતે પોતાના ખીસામાંથી કાઢે છે, પણ બીજો બધો ખર્ચ મારા ખીસામાંથી જ અપાય છે;'' નાથીએ ખુલાસો કર્યો.

એ નાથીપુરાણમાંથી મેં જે નિષ્કર્ષ અથવા સાર કાઢ્યો તે એ જ કે, વૃદ્ધ પતિની તરુણ પત્ની ભાગ્યે જ પાતિવ્રત્યનું પાલન કરી શકે છે; નીચ જનનો પાડોશ તેના સંપર્કમાં આવનાર કુલીન મનુષ્યને પણ અમુક અંશે નીચ માર્ગમાં દોરી જાય છે; નીચ જનના દબાણમાં આવતાં ધન અને પ્રતિષ્ઠા ઉભયની હાનિનો ભય મૂર્તિમાન્ થઇ દિવસ અને રાત હૃદયને ધડકાવ્યા કરે છે; મુંબઇના માળાઓની આંતરિક રચના કેટલેક સ્થળે વ્યભિચારને ઉત્તેજન આપનારી અને ભયંકર પરિણામને નિપજાવનારી હોય છે; જો તરુણ અને રૂપવતી વિધવા ધનાઢ્ય પણ હોય તો તે ધન તેના મનને ચળાવનારું અને તેને વ્યભિચારના નિંદ્ય તથા અધોગતિદાયક માર્ગમાં દોરી જનારું સાધન થઈ પડે છે; સમાન વયના અને સુંદર પુરુષના નિત્યના ગમે તે કારણથી થતા એકાંત સમાગમ અને વાર્તા-

લાપથી વિવેકશૂન્ય વનિતાનું હૃદય અવશ્ય વિકારવશ થાય છે. ને તે અવળા પંથે ચઢી જાય છે; એટલામાટે તરુણ પુત્ર સાથે માતાએ પણ એકાંતમાં નિવાસ કે વાર્તાલાપ ન કરવો, એવો જે આપણામાં નીતિનિયમ કરેલો છે, તેમાં ગહન રહસ્ય સમાયલું છે અને તે એક ત્રિકાલાબાધિત સત્ય છે, એમાં લેશ માત્ર પણ સંશયનું સ્થાન નથી. એના વિશેષ વિચાર અને મનનનું કાર્ય હું વાંચકોને જ સોંપું છું.

* * * *

શુક્રવારે બપોરે બે અને ઓગણત્રીસની પેસેન્જર ટ્રેનમાં સેકંડ ક્લાસ પેસેંજર તરીકે અમે અમારા રામા સાથે મુંબઈ જવાને ઉપડ્યાં. ટ્રેન નાસિક રોડ સ્ટેશનપર આવતાં વીસ મિનિટ લેટ હતી; અને ત્યાર પછી ઘણેક સ્ટેશને ટાઇમ ટેબલમાં આપ્યા કરતાં વધારે વખત વીતાડવાથી અને કેટલીકવાર તો જંગલ અને પહાડોની વચ્ચે એકાએક અટકી કોણ જાણે શા કારણે કાળનો ક્ષેપ કરવાથી તે વધારે ને વધારે મોડી થતી ગઈ. વળી નાસિક તરફની જી. આઇ. પી. રેલ્વે લાઇનપર ખૂબી તો એ છે કે, સ્ટેશનોપર સારી ચાહ કે ખાવાની વસ્તુઓ ભાગ્યે જ મળી શકે છે. જેમને ઘી પાઉં'ની બનાવેલી ચાહ તેમ જ પાઉં માખણ લેવામાં વાંધો ન હોય, તેવા લોકોને ઇગતપૂરી, કસારા, અને કલ્યાણ એ ત્રણ સ્ટેશનોપર એ ચીજો મળી શકે છે, બધરહુડવાળાઓ કદાચિત્ એ અલભ્ય લાભના ભોક્તા થઈ શકે; પણ બીજાઓને તો જો સાથે તેવાં કાંઈ સાધન ન લીધાં હોય, તો ભૂખે મરવાનો વારો જ આવી લાગે. ઇગતપુરી અને કલ્યાણમાં હિંદુની બનાવેલી જે ચાહ મળે છે, તેમાં સફેદ ગરમ પાણી વગર બીજું કાંઈ પણ હોતું નથી, અને જે મીઠાઈ મળે છે તે વાસી લોટ, હલકામાં હલકી ખાંડ, અને બારસીના તેલનું માત્ર મિશ્રણ જ. અમે તો નાસ્તામાટે નાસિકમાંથી કેટલીક ચીજો લઈ લીધી હતી એટલે તે માટેનો તો વાંધો ન આવ્યો પણ ચાહનો મોટો વાંધો આવી ગયો. મને તો કદાચિત્ ક્રિશ્ચિયન્ ટી ચાલત, પણ નાથીબાઇનું મન દુઃખાય, એટલામાટે હું મારા મનનો સંયમ કરી ગઈ અને ચાહ વિના જ મુંબઈ પહોંચતાં સુધી ચલાવી લીધું. જી. આઇ. પી. ની એ ખડિયાખડખડ અને દેશી ગાડા કે મુંબઇના ખટારા જેવી ટ્રેન વિક્ટોરિયા ટર્મીનસ–બોરીબંદરના સ્ટેશને ૨૦–૩૫ એટલે કે, રાતે આઠ અને પાંત્રીસ મિનિટે પહોંચવી જોઇએ તેને બદલે ૨૧–૪૫ એટલે કે પોણા દશ વાગે માંડ માંડ મરી મરીને પહોંચી અને તેથી અમને ઘેર પહોંચતાં સાડાદશ અને જમીને સૂવાની તૈયારી કરતાં બાર વાગ્યા.

* * * *

શનિવારે સવારમાં નવ વાગે પાછી હું મારી નાટકની નોકરીપર હાજર થઈ ગઇ. રીહર્સલમાં મને શેઠજીએ કશો પણ ઠપકો આપ્યો નહિ; માત્ર એટલું જ કહ્યું:–"હવે તો તમારી તબીયત સારી હશે જ !"



## પ્રકરણ ૩૯ મું

### કેટલીક અકીર્ણ ઘટનાઓ

મુંબઇમાં આવીને નોકરીપર ચઢી ગયા પછી બીજે કે ત્રીજે દિવસે મારા જાણવામાં આવ્યું કે, હવે કંપનીનું ટટ્ટૂ બરાબર ચાલતું ન હોવાથી એટલે કે, આવકમાં ઘણો જ ઘટાડો થઈ ગએલો હોવાથી અમારા શેઠજી મુંબઈ ખાલી કરીને કોઈ બીજે ગામ ઉપડી જવાનો વિચાર કર્યા કરતા હતા; પણ હજી ક્યાં જવું એના નિશ્ચયપર આવ્યા નહોતા. એક વાર ઉપડવાનો વિચાર થયો એટલે પછી બે દિવસ વહેલો કે ચાર દિવસ મોડો નિશ્ચય તો થઈ જ જાય છે અથવા કરવો જ પડે છે, એ સિદ્ધ નિયમ હોવાથી હવે કંપની મુબઇ છોડવાની અને આપણે નોકરીને છોડવાનાં, એવા વિચારો મારા મનમાં આવવા લાગ્યા. હું મારે મારો હવે પછીનો કાળ કયા વ્યવસાયમાં વીતાડવો એ વિશેનું ચિંતન કરવા લાગી; કારણ કે, અત્યાર સૂધીનો સમય આવી રીતે વ્યવસાયમાં અને પોતાની સ્વતંત્ર કમાણી કરવામાં વીતાડેલો હોવાથી હવે પછી મારાથી કેવળ ચૂલો ફુંકીને બેસી રહેનારી કૂવાના દેડકા જેવી સ્ત્રીઓ પ્રમાણે ખૂણે બેસીને તો વખત વીતાડી શકાય તેમ હતું જ નહિ. મેં પણ મારી માતા અને સાસૂ પ્રમાણે દાયણનો ધંધો સ્વીકારવાની ધારણા કરી, પણ એ ધંધો મારાથી કરી શકાશે અને જૂદા જૂદા સ્વભાવની સ્ત્રીઓને સંતોષ આપી શકાશે કે કેમ એ એક મહા ગંભીર પ્રશ્ન હતો.

પાંચ છ દિવસ પછી અમારા શેઠે એક દિવસે બપોર પછી ત્રણ વાગે કંપનીના મોટા પગારના અને કાંઇક સારા મનાતા ઍક્ટરો, પેન્ટરો તથા મીસ્ત્રી વગેરેને મુબઇથી ઉપડીને ક્યાં જવું એ વિશેનો વિચાર ચલાવવામાટે નાટકશાળામાં બોલાવ્યા. એ મીટીંગમાં પધારવાનું મને પણ આમંત્રણ હતું એટલે મારે જો કે કંપની સાથે જવાનું નહોતું, છતાં સભામાં શી ચર્ચા ચાલે છે તે જોવા સાંભળવામાટે જ હું સભામાં મારી હાજરી આપવા આવી. આવી રીતે એક ગામથી બીજે ગામ જવા ઉપડ્યા અગાઉ નાટકના માલિકો તરફથી ઘણીકવાર મીટીંગો કરવામાં આવે છે. એટલે આ કાંઈ નવીન પ્રકાર નહોતો. પણ અચાનક એક એવો બનાવ બન્યો કે, મીટીંગનું કામ, બધા બોલાવેલા મનુષ્યોના આવી જવા પછી, ચાલવાની તૈયારીમાં હતું એટલામાં એક મદ્રાસી ગૃહસ્થનું ત્યાં આવવું થયું અને એ કામ એટલેથી જ અટકી ગયું.

એ મદ્રાસી ગૃહસ્થના આવતાં જ ઘણાકો તેમને એકાંતમાં શેઠ સાથે વાર્તાલાપ કરવાનો પ્રસંગ આપવાના હેતુથી ઉઠી ગયા, પણ મને શેઠજીએ બેસવાનું કહ્યાથી હું ત્યાંજ બેસી રહી. તે મદ્રાસી ગૃહસ્થનો ચાહેપાન આદિથી સત્કાર કર્યા પછી શેઠ અને તેના સંભાષણનો આરંભ થયો. સાધારણતઃ જો કે મદ્રાસીઓ હિંદી ભાષા બોલી શકતા નથી, પણ આ ગૃહસ્થ એક અપવાદ તરીકે હિંદી ભાષા બોલી અને સમજી શકતો હોવાથી શેઠ અને તેની વચ્ચેનું એ સંભાષણ હિંદીમાંજ ચાલ્યું. તેનો સારાંશ એ જ કે, એ ગૃહસ્થ મદ્રાસનો એક

જાણીતો વ્યાપારી અને બહુ જ પૈસાદાર ગૃહસ્થ હતો. મદ્રાસમાં આવેલી એક નાટક મંડળીના વૃદ્ધ મિજાજી માલિકે એકવાર કોણ જાણે શા કારણથી એ ગૃહસ્થનું અપમાન કરવાથી અને તે નાટક મંડળી મદ્રાસમાં હજી આઠ દશ મહિના રહેવાની હોવાથી ત્યાં બીજી નાટક મંડળીને બોલાવી આડકતરી રીતે તેની કમાણીમાં વિઘ્ન લાવી પોતાનો વેરનો બદલો વાળવાના ઇરાદાથી જ તે મુંબઇ આવ્યો હતો. તેણે કહ્યું:–"જો તમો તમારી કંપનીને લઇને મદ્રાસ આવો, તો ત્યાંની નાટકશાળાનું ભાડું, અહીંથી જવાનું અને પાછાં અહીં આવવાનું રેલભાડું, કંપનીનો માસિક બધો ખર્ચ અને તે ઉપરાંત મહિને ત્રણ હજાર રૂપીઆ નફાના આપી છ મહિનાનો તમારી કંપનીનો કૉન્ટ્રૅક્ટ રાખવાને હું તૈયાર છું." છેવટે નફાની રકમ સાડા ત્રણ હજાર આપવાનું ઠર્યું અને કાચો સોદો થઇ ગયો. બીજે દિવસે બાના તરીકે સાડાત્રણ હજાર તે ગૃહસ્થ આપવાનો હતો અને એગ્રીમેન્ટ થવાનું હતું; તેમ જ બધી બાબત નક્કી થતાં એક મહિના પછી મદ્રાસ જવામાટે ઉપડવાનું હતું. તે દિવસે રાતે નાટક ન હોવાથી ફરી પાછા શેઠે બધાને બોલાવ્યા અને આ સાટા વિશેની વાત કહી સંભળાવીને સર્વનો અભિપ્રાય માગ્યો. ખર્ચ ઉપરાંત છ મહિનાના ચોખ્ખા નફા તરીકે કોઇ પણ જાતના જોખમ વગર રૂપિયા એકવીશ હજાર મળે છે તે કોઇ રીતે ખોટા નથી, માટે એ સાટું નક્કી કરી જ નાખવું, એવો સર્વનો અભિપ્રાય આવ્યો અને તે પ્રમાણે બીજે દિવસે તે મદ્રાસી ગૃહસ્થ સાથે અમારા શેઠજીએ બાનાની રકમ લઇને એગ્રીમેન્ટ કરી સાટું નક્કી કરીનાખ્યું. કંપનીમાટે મદ્રાસનો પ્રવાસ નિશ્ચિત થઈ ચૂક્યો.

હજી તો કંપનીના ઉપડવાને એક મહિનો કે તેથી પણ કાંઇક વધારે અવકાશ હતો, છતાં એ સાટું નક્કી થયાના બીજા દિવસથી જ અમારી કંપનીના હૅન્ડબિલ્સમાં 'છેલ્લું અઠવાડિયું-છેલ્લા ખેલો; ફક્ત આ અઠવાડિયાના પોતાના ખેલો ભજવી આવતા અઠવાડિયામાં કંપની મદ્રાસની મુસાફરીએ ઉપડી જશે!' એ પ્રમાણેનું મેટર છપાઇને પ્રકટ થવા માંડ્યું. કંપની જ્યારે આવી રીતે ઉપડી જવાની હોય છે, ત્યારે એક બે મહિના પહેલાંથી આવાં છમકલાં થવા માંડે છે અથવા તો ખાસ કરીને કરવામાં આવે છે, એમ કહીએ તો પણ ચાલે. એક અઠવાડિયામાં ઉપર જણાવ્યા પ્રમાણેની વિગત આવે; બીજા અઠવાડિયામાં 'કેટલાક સદ્‌ગૃહસ્થોની ખાસ ફરમાસથી મુંબઇમાં એક અઠવાડિયું વધારે–નાટકના શોકીનોમાટે એક સોનેરી તક! નાં બણગાં ફુંકાય; ત્રીજા અઠવાડિયામાં ત્રીજું કારણ બતાવવામાં આવે, અને ચોથા 'અઠવાડિયામાં તે અઠવાડિયું ખચિત છેલ્લું હોવાની સાક્ષીપૂરાવા સાથે ખાત્રી અપાય.' એવી રીતે અઠવાડિયાં પછી અઠવાડિયાં વીતતાં જાય અને છેવટે ઓડિયન્સ બિલકુલ કડડભૂસ થઇ જાય ત્યારે જ કંપનીની મુસાફરીમાટેની તૈયારીઓ આરંભાય. આવો લગભગ બધી–કંપનીઓનો–અરે રેગ્યુલર અને સત્યવાદિની કહેવાતી અમેજી નાટક કંપનીઓનો પણ–એક સાધારણ રવૈયો થઇ ગએલો હોવાથી એ વિશે વિશેષ વિવેચન કરવાની કે ખાસ કરીને અમારા શેઠજીને જ વધારે દોષ આપવાની હું કાંઇ પણ

અગત્ય જોતી નથી. માત્ર એ ખુલ્લેખુલ્લું ખોટારું રિવાજમાં દાખલ થઇને કેવી રીતે ખરામાં ખપી ગયું છે, એ બતાવવામાટે જ અહીં આ બાબતનો આટલો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ખોટારું માત્ર નાટકના ધંધામાં છે ને બીજા ધંધાઓમાં નથી, એમ કોઇએ પણ ધારવું નહિ; એ તો જ્યાં જુઓ ત્યાં માટીના જ ચૂલા હોય છે. એક મહિનાની મુદ્દતનું કલીઅરન્સ સેલ અઢી મહિના લંબાય છે, જ્યાં જુઓ ત્યાં પરમાર્થમાં મોટા આડંબરતળે કેવળ સ્વાર્થ અને સ્વાર્થને સિદ્ધ કરવામાટેના પ્રયત્નો જ સર્વત્ર દેખાય છે. આ સુધરેલા નવા જમાનાની એ એક નવી ખૂબી છે, વ્યાપારની એક નવીન પદ્ધતિ છે, પોતાના સારા કે નઠારા માલને ખપાવવાની અને માટીમાંથી પૈસા ખાટી જવાની એક ફેશન છે, એટલે એ વિશે કટાક્ષ કરવો નિરર્થક છે.

કંપની ઉપડવા વિશેની વાત મેં મારી માતા તથા સાસુને કહી સંભળાવી અને જણાવ્યું:–"હવે નાટકમાંથી મને મળતો પગાર અટકી જશે એટલે હવે બધા ખર્ચનો ભાર તમારા માથાપર જ પડશે, એનો વિચાર કરજો; કારણ કે મારે નોકરી છોડી દેવાની છે. હું મારાથી બની શકશે તેટલી તમારા કામમાં મદદ કરીશ, પણ એટલું કહી રાખું છું કે, મુંબઇના ખર્ચ પૂરા કરવાના છે. ખાવાનું કામ નથી. માટે પૂરતો વિચાર કરજો અને કોઇ વાર મને ભૂલેચૂકે પણ મેણાં ટોણાંથી વધાવશો નહિ. ઘરમાં કંકાસ પેસે તે સારું નહિ."

"બહેન ! તું નીરાંતે ઘરમાં બેસી મારા દીકરાનો સંસાર ચલાવ્યા કરે ને ઘરની આબરુ જળવાય, તો અમારે તારો પગાર પણ નથી જોઇતો અને તારી મદદ પણ નથી જોઇતી. અમે બધું ચલાવ્યાં કરીશું, એટલું જ નહિ, પણ જો તારાથી રાંધવાનું નહિ બને, તો રાંધીને પણ અમે જ ખવડાવીશું. તૈયાર ભાણાપર બેસીને ફક્ત જમવાની તકલીફ તો તારાથી લઈ શકાશે ને ? કારણ કે, એટલું કામ માત્ર બીજા કોઇથી કરી શકાય તેમ–બીજાનું ખાધેલું તારા પેટમાં આવીને પડી જાય તેમ–નથી." બિચારી મારી ભલી સાસૂએ હદથી વધારે નમ્રતા બતાવીને કહ્યું; અને મારી માતાના મુખમાંથી પણ એ પ્રમાણેના જ ઉદ્ગાર નીકળ્યા. ગૃહસામ્રાજ્યની વિજયિની રાજ્ઞીનો અવતાર જ જાણે પ્રાપ્ત થયો હોયની એવો જ તેમના આ ઉદ્ગારોથી થોડા વખતને માટે મને ભાસ થવા લાગ્યો.

એટલામાં સોળમી તારીખ આવી, બધાંને પગાર મળ્યો અને જે ઍક્ટરો મદ્રાસ જવાના હતા તેમનામાંના ઘણાકોએ તે દિવસથી જ કપડાં લત્તાંની અને બીજી જોઇતી વસ્તુઓની ખરીદી કરીને મુસાફરીની તૈયારીઓ કરવા માંડી; કારણ કે, અણીને વખતે નાટકવાળા પાસે કદાચિત્ પૈસા હોય પણ ખરા ને ન પણ હોય–જો ન હોય, તો ગાડું ગબડતું અટકી જાય, અને શેઠજી તો ખાતે લખીને મરજીમાં આવે તો આપે. માત્ર હું જવાની ન હોવાથી રીહર્સલમાં જતી, રાતે નાટકમાં પાઠ ભજવી આવતી, અને ઘરમાં આવી આનંદ મનાવતી; મારા મિસ્ટર દેવલા સાથે આનંદ વિનોદનો રંગ જમાવતી. નાથીબાઈ મને વારંવાર બોલાવતી, પોતે પણ મારે ત્યાં આવતી, અને કેટલીક વાર બહાર ફરવાને પણ લઈ જતી. માત્ર તે જ્યારે લાલભાઇના

પ્રેમમંદિરમાં જવાની હોય, ત્યારે ત્યાં હું તેની સાથે જતી નહિ. આવી રીતે મારો સમય વીતવા લાગ્યો.

*       *       *       *       *

રવિવારનો દિવસ હતો. મને મુંબઇમાં આવ્યાને દશ દિવસ થયા હતા. મારા પતિ દેવલાલજીને રવિવારની રજા હોવાથી અમો ધણીધણીઆણી અમારા રૂમમાં વાતો કરતાં બેઠાં હતાં એવામાં લગભગ સાડા અગિયાર વાગે પોસ્ટમેને આવીને મારા નામનો એક કાગળ આપ્યો. કાગળ બંધ હતો તેને ફોડતાં અને લખનારનું નામ જોતાં તે મારી હિતૈષિણી અને મને સન્માર્ગે ચઢાવનારી મારી ઉપકારક સખી લલિતાનો કાગળ હતો, એમ મારા જાણવામાં આવ્યું. આજે ઘણા દિવસથી લલિતાનો કાગળ આવ્યો નહોતો તેમ જ યૂસુફની સારવારમાં પડ્યા પછી અને ત્યાર કેડે તેના મરણનો તથા મારા નાસિક પ્રવાસનો પ્રસંગ આવવાથી મારાથી પણ તેને કાગળ લખી શકાયો નહોતો. એટલે આજે અચાનક તેનો કાગળ મળતાં મારા હૃદયમાં પરમાનંદ થયો અને તેને પ્રેમથી ચુંબન કરીને મેં તેના વાચનનો આરંભ કર્યો. પત્ર વાંચીને મારું હૃદયાકાશ શોકમેઘાવૃત્ત થઇ ગયું અને મારાં નેત્રોમાંથી અશ્રુધારાનું સ્ખલન થવા લાગ્યું. તે પત્રમાં આ પ્રમાણેના સમાચાર હતા:—

"પંજાબ—સિયાલકોટ, તા૦.........

"વ્હાલી બહેન ચંપાની સેવામાં,

"આજે ઘણા દિવસથી તારો કાગળ કે કાર્ડ નથી તેથી મનમાં ઘણી જ ચિંતા થયાં કરે છે. હું ધારું છું કે, તું તારા પતિ તેમ જ તારી માતા અને સાસૂ સર્વ આનંદમાં હશો. તારા સુખમાં નિરંતર વૃદ્ધિ થતી રહે અને સન્માર્ગથી તું કદાપિ વિમુખ ન થાય," એ જ મારી પરમાત્માને નિરંતર પ્રાર્થના છે. મારો કાગળ પણ ઘણા દિવસથી તને મળેલો ન હોવાથી કદાચિત્ તારા મનમાં એવી શંકા થઈ હશે કે, 'લલિતા ચંપાને ભૂલી ગઈ હશે અને આંખોથી દૂર તે મનથી પણ દૂર જેવી અવસ્થા થઈ હશે;' પણ બહેન! તેમ થયું નથી અને થવાનું પણ નથી. આ લલિતા પોતાની વ્હાલી અને પ્રાણાધિક સખી ચંપાને એક ક્ષણને માટે પણ ભૂલી જઇ શકે તેમ નથી. મારા હૃદયમાં તારું સ્મરણ અષ્ટોપ્રહર જાગ્રત હોવા છતાં એક એવી શોકકારક ઘટના બની છે કે જેના યોગે હું મારા દેહજ્ઞાનને પણ ભૂલી ગઈ છું અને પત્રલેખનમાં વિલંબ થવાનું કારણ પણ તે જ છે. એ ઘટના બીજી કશી નહિ, પણ લાલજીના અચાનક સ્વર્ગવાસી થવાની જ હૃદયવિદારિણી ઘટના છે!

"લાલજીને મદિરાપાનનું વ્યસન ચોટેલું હતું એ તો તું સારી રીતે જાણે જ છે. તારાં જેવી ચળિત મનની ચપળાને હું સુધારી શકી, પણ દિવસ અને રાત જેની સાથે મારો સહવાસ હતો તે મારા પોતાના જ પ્રિયકરને એ વ્યસનથી મુક્ત કરવાના મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા અને છેવટે એ વ્યસનાધીનતાથી જ તેનો અકાળ દુર્દશામય અંત થયો, એ કાંઈ જેવાતેવા ખેદનો વિષય નથી. અહીં પંજાબમાં આવ્યા પછી પોતાના જેવા દારૂડિયાઓની નઠારી સોબત મળવાથી અને પગાર પણ સારો

હોવાથી લાલજી દારૂની એવી તો જબરી ઇલ્લતમાં પડી ગયો હતો કે સવારના છ વાગ્યાથી રાતે બે ત્રણ વાગ્યા સૂધી તેના હાથમાં સપડાયલાં બાટલી અને પ્યાલાને એક ઘડીનો પણ આરામ મળી શકતો નહોતો. છેવટ એનું જે પરિણામ થવું જોઇએ તે થયું. તેને 'એબ્સેસ ઓફ ધિ લીવર'* નામનો રોગ લાગૂ પડ્યો અને ધીમે ધીમે તેણે તેને પછાડીને ખાટલાપર નાખી દીધો. પણ ખૂબી તો એ કે ખાટલામાં પડવા છતાં અને મોતને નજર આગળ આવી ઉભેલું જોવા છતાં પણ તે પોતાના મનનો સંયમ કરી શકતો નહોતો, અને વારંવાર દારૂની માગણી કર્યા કરતો હતો. તેનું તડફડવું ન દેખી શકાયાથી ઇચ્છા ન છતાં પણ મારે તેને દારૂ આપવો પડતો હતો. વ્યસનની અત્યંત આસક્તિ તે આનું નામ—લાલજી બન્યો હતો એ મદ્યપાનનો ખરેખરો ગુલામ !

"આ રોગ લાગૂ પડ્યા પછી જો રોગી ચાંપતા ઈલાજ કરે અને તે સાથે મદિરાપાનનો સર્વથા ત્યાગ અને પથ્યના નિયમોનું પાલન કરતો જાય, તો હજી પણ તેના બચવાની થોડીઘણી આશા રહે છે; પણ એથી વિરુદ્ધ વર્ત્તનારમાટે તો જીવનની લેશમાત્ર અને સ્વપ્નમાં પણ આશા હોતી નથી. લાલજી બીજા પ્રકારનો હઠીલો પુરુષ હોવાથી જ્યારે પણ તેને એવો ઉપદેશ આપવામાં આવતો કેઃ—"દારૂ પીવાથી તમે જીવતા રહી શકશો નહિ, માટે ન પીઓ તો સારું;" તો એના જવાબમાં તે એમ જ બોલતો કેઃ—'જો દારૂ ન પી શકાય તો પછી જીવતા રહીને બીજું શું મેળવવાનું છે; માટે જો પી પીને મરી જઇએ, તો તે જ વધારે સારું છે !' અર્થાત્ ડૉકટરોના કહેવા પ્રમાણે જો કે તેના જીવનનો સંભવ નહોતો, છતાં જ્યાં સૂધી તેના શરીરમાં છેલ્લો શ્વાસ લેવાની શક્તિ હતી, ત્યાં સૂધી મેં મારાથી બનતા તેને જીવાડવા માટેના સર્વ ઉપચાર અને ઔષધિપ્રયોગો કર્યા; લગભગ મારા પાંચસોથી છસો રૂપીઆનું પાણી થઈ ગયું, શરીર ક્ષીણ થયું: કારણ કે, ખાવાપીવાનું મને ગમતું નહોતું, અને દિવસરાત તેની સેવા શુશ્રૂષામાં ઊભે પગે રહેવું પડતું હોવાથી નિદ્રા અને વિશ્રાંતિ સાથે મારો વૈરભાવ બંધાયો હતો. છેવટે એક દિવસ એવો આવી લાગ્યો કે, તે દિવસે પ્રભાતથી

---

* "પાચનશકિતને માટે હોજરી સર્વથી અગત્યનું અવયવ ગણાય છે, પણ તે કૃતિમાં કલેજાનો પણ કેટલોક જરૂરનો ભાગ છે. કાળજાનો મુખ્ય શત્રુ દારૂ છે. જે પહેલાં હોજરીમાં જાય છે, ને ત્યાં લોહીમાં ચુસાઈ મોટી શિરાના માર્ગે કાળજામાં આવે છે. દારૂની અસરથી કાળજાની રક્તકેશવાહિનીમા લોહી ભરાઇ આવે છે, ને તે રગોમાં લોહીનો જમાવ થઇ ફુલે છે, ત્યારે કાળજાની બાંધણીમાં પિત્ત પેદા કરનારી ટાચણીના માથા કરતાં પણ ઝીણા દાણાદાણાવાળી રચના છે, તે ઉપર દબાણ કરે છે. તે દબાણથી જેટલા જથ્થામાં પિત્ત પેદા થવું જોઇએ તેટલા જથ્થામાં થતું નથી, અને તે રફતે રફતે કમી થતું જાય છે, ત્યારે કાળજામાં સોજો આવે છે તથી તે મોટું થાય છે; અને જે દેશો ગરમ હોય છે ત્યા એ સોજો પાકીને તેનું પરૂવાળું ગુમડુ થાય છે. આ દરદને અંગ્રેજીમાં 'એબ્સેસ ઓફ ધિ લીવર' કહે છે. જેને આ દરદ લાગુ પડે છે તે ઘણું કરીને મોતનો ભોગ થઇ પડે છે."

"મદ્યપાન અથવા દારૂનો સવાલ" પૃષ્ઠ ૫૭ મું.

જ તેના શરીરની સર્વ શક્તિઓ અત્યંત ક્ષીણ થઇ ગઇ, અને બીજાં પણ તેનામાં એવાં ચિન્હો દેખાવા લાગ્યાં કે, તેથી હવે તે આજનો દિવસ કાઢી આવતી કાલનો સૂર્યોદય જોશે કે નહિ, એ વિશે મારા હૃદયમાં શંકા થવા લાગી સાંઝ તો પડી, પણ રાત પડવા સાથે જ તેની સ્થિતિ ભયંકર થઈ ગઇ, છતાં તેણે એકદમ બિછાનામાં ઉછાળો મારી મોટે સાદે દારૂની માગણી કરી. તેને દારૂ આપવામાં આવ્યો અને ત્યાર પછી તેની વાચા બંધ થઈ ગઈ, ને તે રાતે દશ વાગે આ અસાર સંસારને સદાને માટે ત્યાગી ગયો, તેના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા. ઘરમાં હું એકલી અટૂલી, પરદેશનો મામલો, અને વળી આવો ભયંકર પ્રસંગ ! એ વેળાયે મારા મનની કેવી સ્થિતિ થઈ હશે અને જગત્ મને કેવું ભયંકર દેખાયું હશે, એની તું સહજ કલ્પના કરી શકે તેમ છે ! એ તો સારું થયું કે, હું સારા પાડોશમાં રહેતી હોવાથી જેવી આ પ્રસંગની મારા પાડોશીઓને જાણ થઈ કે તેઓ તરત દોડી આવ્યા અને તેની સ્મશાનયાત્રા માટેની સર્વ તૈયારીઓ કરી, શબને સ્મશાનમાં લઈ જઇને શાસ્ત્રવિધિ પ્રમાણે તેને અગ્નિદાહ કરી દીધો. બસ સંસારનો એક જીવ હતો નહોતો થઈ ગયો !

"ચંપા બહેન ! લાલજી સારો હતો કે નઠારો હતો, એ વિશેની દરકાર ન રાખતાં મારી જે ભૂલ થઇ હતી તેને છેવટ સુધી નિભાવી અધિક પાપભાગિની થવાની મારી ઇચ્છા ન હોવાથી મારા હૃદયમાં હું તેને મારો શિરચ્છત્ર માનતી હતી, અને તેના કલ્યાણમાટે મારાથી જે કાંઈ પણ બનતું તે કરતી હતી. પરંતુ મારા શિરપરના એ છત્રને પણ હરી લઈ વિધાતાએ મને ખુલ્લે મસ્તકે તડકામાં બેસાડી દીધી છે, અને હવે મારા માટે આ સંસારમાં એવું એક પણ આકર્ષણ રહ્યું નથી કે જેની આશાથી હું સંસારને વળગી રહું. લાલજીનું મરણ થવા સાથે જ મેં પણ નાટકમાંની મારી નોકરી છોડી દીધી છે. લાલજીની તેરમા સુધીની ઉત્તરક્રિયા મેં કરાવી છે, અને હવે બેચાર દિવસમાં કંપનીપર મારા અને લાલજીના પગારનો જે હિસાબ બાકી છે તે ચૂકવી લઇને હું મુંબઈ આવવા માટે નીકળીશ, અને ત્યાં ભવિષ્યમાં કેવા પ્રકારના જીવનને સ્વીકારી અવશિષ્ટ આયુષ્યની સમાપ્તિ કરવી, એ વિશેનો નિશ્ચયાત્મક વિચાર કરીશ. હું આવીને તારે ત્યાં ઉતરવાની છું, માટે તે વિશેની વ્યવસ્થા કરી રાખજે. વિશેષ વાર્ત્તાલાપ આપણે મળીશું ત્યારે રૂબરૂમાં કરીશું. નીકળતી વખતે હું તારથી ખબર આપીશ.

તારી સદાની કલ્યાણેચ્છુ અભાગિની લલિતા !"

યૂસુફનો મહાભયંકર સિફિલિસની બાધાથી દુ:ખકારક અન્ત થયો અને લાલજી મદ્યપાનના વ્યસનથી છેવટે લીવરના રોગથી પીડાઈ રીબાઇને મરી ગયો. મારાં સંબંધીઓએ તો મારો પાછો સ્વીકાર કર્યો, એટલે મને આ સંસાર એટલો બધો અંધકારમય ન દેખાયો, પણ લલિતામાટે તો ખરેખર આ સંસારમાં નિરાશાનો પૂર્ણ અંધકાર છવાયો ! નાટકના ધંધાપર પરમેશ્વરનો કોણ જાણે શો ફિટકાર છે કે એ ધંધામાં પડતાં ઘણાકો આવા દુર્વ્યસનને અધીન થાય છે અને આવી રીતે જ બુરી હાલતમાં છેવટે મરી જાય છે. મદ્યપાનના વ્યસનથી આજ સુધીમાં નાટકના એવા એવા કળાકુશલ, સૌન્દર્યસંપન્ન અને તરુણ ઍક્ટરો અકાળ કાળને વશ થયા છે, કે જો તેમના

મરણનો ઇતિહાસ લખવા બેસીએ, તો એક મોટો ગ્રંથ જ થઈ જાય. આવાં પરિણામો નિત્ય જોવા છતાં નવા પોપટ નવીનતાથી એ વ્યસનજાળમાં લપટાય છે અને પોતે જ પોતાની પાયમાલીનો ઉપાય યોજતા જાય છે, એ જોઇને ખરેખર સખેદ આશ્ચર્ય થાય છે. ઈશ્વર તેમને સદ્દબુદ્ધિ આપો ને એ વ્યસનનાં પરિણામથી બચાવો એ જ મારી શુભ ભાવના છે !

હવે લલિતા મુંબઈમાં ક્યારે આવે અને તેના દર્શનનો લાભ નેત્રોને તથા તેનાં સુધાસમાન વચનોના શ્રવણનો લાભ કર્ણોને ક્યારે મળે, એ વિશેની એ પળથી જ મને આતુરતા લાગી રહી, ને હું તેના તારની અતિશય અધીરતાથી વાટ જોવા લાગી. રવિવાર હોવાથી જમ્યા પછી અને નોકરીપર જવા પહેલાં કલાક દોઢ કલાક આરામ લેવાનો મેં પ્રયત્ન કર્યો, પણ લલિતાના પત્રથી હૃદય શોકાતુર થયેલું હોવાથી નિદ્રા આવી નહિ. બે વાગે અમારા ઘરનાં અમે બધાં માણસો નાટકશાળામાં જવાને તૈયાર થયાં; કારણ કે, આજે મારો ધણી, મારી સાસૂ, અને મારી માતા સર્વ નાટક જોવાને આવવાનાં હતાં, અને તે માટે આગલી રાતે જ મેં શેઠજી પાસેથી પરવાનગી મેળવી લીધી હતી. નાટકશાળામાં તેમને ઑર્ચેસ્ટ્રામાં તેમના માટે રખાવેલી જગ્યાએ બેસાડીને હું મારી નોકરી બજાવવાને સ્ટેજપર ચાલી ગઈ. શેઠજીને પણ મેં લાલજીના મરણના ને લલિતાના અલ્પ સમયમાં મુંબઈમાં આવવા વિશેના સમાચાર કહી સંભળાવ્યા. અમારા શેઠજી લાગણી વગરના અને હૃદયશૂન્ય હોવા છતાં લાલજીના મરણમાટે તો નહિ, પણ લલિતાની સ્થિતિમાટે તેમણે પણ ખેદ દર્શાવ્યો. લલિતાનું ધર્મમય અને સરળ આચરણ અવશ્ય કોઇની પણ અનુકંપા મેળવવાને સમર્થ હતું, અને તેનું, અમારા શેઠની અનુકંપા, એક પ્રત્યક્ષ પ્રમાણ હતું.

શેઠજી આજે તો મારાપર કાંઈ બહુ જ તુષ્ટમાન થઈગયા હતા; કારણ કે, ડ્રોપની વેળાએ મારા પતિ, મારી સાસૂ, અને મારી માતાને અંદર સ્ટેજમાં બોલાવી આહેપાન આદિથી તેમણે તેમનો ઘણો જ સારો સત્કાર કર્યો, અને તેમનાં મોઢાંપર મારાં એટલાંબધાં વખાણ કરી નાખ્યાં કે તેમાં સત્યનો અંશ પૂરતા પ્રમાણમાં નહોવાથી હું તો મનમાં ને મનમાં એટલી બધી શર્માઈ ગઇ કે વધારે મારાથી કાંઇ પણ બોલી ન શકાયું. અમારા શેઠજી હમેશાં બધાની નિંદા કરનારા હોવા છતાં આજે મારી આટલી બધી પ્રશંસા કરનારા કેમ અને શા કારણથી થઇ પડ્યા, એ મારા વિચારમાર્ટેનો એક મહાગહન પ્રશ્ન થઇ પડ્યો. રાત્રે આઠ વાગે નાટકની સમાપ્તિ થતાં વળી પાછાં મારી સાસૂ આદિને તેમણે અંદર બોલાવ્યાં અને કહ્યું:—"અત્યારે હવે અહીં જમીને જ જજો. ઘેર જઈને રસોઇ કરી જમશો ત્યાં અગિયાર બાર વાગવા આવશે. ત્યાં જઇને રસોઇની માથાકૂટ કરો તેના કરતાં કલાક અહીં જ વધારે થાય તો શું ખોટું છે?" અમે આમંત્રણ સ્વીકાર્યું; અને શેઠજીએ અમારા માટે જમવાની વ્યવસ્થા કરવાનું રસોડામાં કહેવડાવી મોકલ્યુ.

રસોડામાંથી રસોઇ ઉપરાંત અમારા માટે શેઠે બજારમાંથી કેટલીક સારી વસ્તુઓ ખાવામાટે લાવવાનું નોકરને કહેલું હોવાથી તે આવે, અમારી થાળીઓ

પીરસાય, અને અમને જમવા માટે બોલાવવામાં આવે, ત્યાં સુધીનો વખત અમારે શેઠજી સાથેની વાતચીતમાં જ ગાળવાનો હતો. અર્થાત્ અમને આ નિમિત્તથી શેઠજી અમારી સાથે પોતાના સ્વાર્થનો વાર્તાલાપ કરવાનો અમારા શેઠજીએ આ એક કોઇના જાણવામાં ન આવે તેવો અગમ્ય માર્ગ શોધી કાઢયો હતો, એ તેમના સંભાષણનો પ્રવાહ જેમ જેમ આગળ વહન કરતો ગયો તેમ તેમ મારા જાણવામાં આવતું ગયું. વાણીઓ પોતાની ગતમાં જ લોટતો હતો. અમારા શેઠજીએ નિમ્ન લિખિત વાક્યથી પોતાના સંભાષણનું ગંભીરતાપૂર્વક મંગળાચરણ કર્યું.

## પ્રકરણ ૪૦ મું

### નસીબ બે ડગલાં આગળનું આગળ !

"મા !" તેણે મારી માતાને સંબોધીને કહેવા માંડ્યું, "અમારી કંપની હવે એકાદ મહિનામાં ઉપડીને અહીંથી મદ્રાસ જવાની છે અને ત્યાં અમારો છ મહિનાનો મુકામ થવાનો છે, એ વાત તમને ચંપાએ જણાવી તો હશે જ. કંપની મુંબઇમાં રહે ત્યાં સુધી તમોએ ચંપાને કંપનીમાં નોકરી કરવાની રજા આપી, એ તમારો મારા-પર ઘણો જ મોટો ઉપકાર થયો છે કે જે ઉપકારનો બદલો હું વખત આવતાં જરૂર વાળી આપીશ. પણ એ જ પ્રમાણે તમારા તરફથી હું બીજા પણ એક વધારે ઉપ-કારની આશા રાખું છું, અને મારો નિશ્ચય છે કે તમો આ વખતે પણ અવશ્ય પોતાની ઉદારતાનો પરિચય કરાવશો જ."

"અમારાં જેવાં ગરીબ માણસો તે વળી આપ જેવા સમર્થ શેઠિયાઓપર શો ઉપકાર કરી શકે ? આપ અમારો ઉપકાર માનો છો, એ આપની જ ઉદારતા છે. મારાથી આપના લાભમાટે જે કાંઈ બની શકશે, તે કરવાને હું તૈયાર છું." રાજવા-ડામાં વસેલી મારી માતાએ પણ પૂરેપૂરો વિવેક બતાવ્યો.

"માજી ! બીજો કશો પરિશ્રમ તમારે કરવાનો નથી; તમારે અત્યારે જે કાંઈ કરવાનું છે તે માત્ર એટલું જ કે, જેવી રીતે અહીંને માટે તમોએ પોતાની પુત્રીને આ કંપનીમાં નોકરી કરવાની રજા આપી છે, તેવી જ રીતે ચંપાને થોડા વખતને માટે મદ્રાસમાં અમારી સાથે આવી પાર્ટ કરવાની આજ્ઞા આપો. આ કમ્પની મદ્રાસની મુસાફરીએ પહેલી જ વાર જાય છે, અને ત્યાંના લોકો સંગીતકળાના તથા સ્ત્રીની ભૂમિ-કામાં સ્ત્રીને જ રંગભૂમિપર આવેલી જોવાના રસિયા હોવાથી જો આવી એક બે સ્ત્રી ખેલાડીઓ શરૂઆતમાં અમારી સાથે નહિ હોય, તો કદાચિત્ પ્રથમારંભે જ અમારો ત્યાંનો પ્રયાસ નિષ્ફળ થઈ જશે અને અમારે ફાયદાને બદલે નુકસાનીમાં જ ઉતરવું પડશે, એવો ભય રહ્યા કરે છે. જો ત્યાં વધારે લાંબા વખત સુધી ચંપાને રહેવા દેવાની તમારી ઇચ્છા ન હોય, તો માત્ર બે મહિના માટે રજા આપો, એટલામાં અમારું ગાડું ચાલતું થઈ જશે, અને ત્યાં જવા પછી એકાદ બે કર્ણાટકી ઍક્ટ્રેસોને હું કમ્પનીમાં નોકર તરીકે રાખી મારા કામમાં તૈયાર કરી લઇશ. જો ચંપાને મોકલવા તમે તૈયાર હો, તો એની મુસાફરી, ખાવા પીવા

અને રહેવાના ખર્ચ ઉપરાંત હું બસેં રૂપીઆનો પગાર આપીશ, ને મદ્રાસથી એ પાછી ફરશે તે વેળાએ એક બેનીફિટ નાઇટ પણ આપીશ.'' શેઠજીએ ધીમે રહીને પોતાના સ્વાર્થનો પાઠ વાંચવા માંડ્યો.

"આપ મારી ચંપાના કામની આટલી બધી કદર કરો છો અને એના માટે આટલી બધી લાગણી ધરાવો છો, એમાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પણ ચંપાને હવે મદ્રાસ જવાની કે બીજે સ્થળે જવાની આજ્ઞા આપવાનો અધિકાર મારો રહ્યો નથી, અને તેથી એવી આજ્ઞા હું આપી શકતી નથી એમાટે હું દિલગીર છું. એ તો આપ જાણો જ છો કે, આપણા હિન્દુઓમાં એ પરાપૂર્વનો ચાલતો આવેલો રિવાજ જ છે કે, દીકરીને પરણાવીને સાસરે મોકલી એટલે તેનાપરના માતા પિતાના સર્વ અધિકારોનો અંત આવી જાય છે ને એવા સર્વ અધિકારોનાં અધિકારી દીકરીનાં સાસરિયાં જ થાય છે. આ મારા જમાઈ અને મારાં વેવાણ પણ અહીં જ હાજર છે, માટે એમને જે કહેવાનું હોય તે કહો. જો એઓ ચંપાને મદ્રાસ કે લંકા મોકલવાને રાજી હોય, તો મારી પોતાની ના નથી.'' મારી માતાએ વિવેકના શિખરપર આરોહણ કરી, યુક્તિથી ઉત્તરનો બધો ભાર મારા વરજી તથા મારાં સાસૂજીનાં માથાંપર નાખી દીધો.

હું મારી માતાની કુરસીની પાછળ કુરસી રાખી તેની આડમાં બેઠી હતી; કારણ કે, એ સંભાષણમાં મારા પોતાથી તો કાંઈ ભાગ લઈ શકાય તેમ હતું જ નહિ. હવે મારાં સાસૂજી શો જવાબ આપે છે, તે સાંભળવાને મારાં શ્રવણો આતુર થઇ રહ્યાં; કારણ કે, જો બે ત્રણ મહિનાને માટે જ જવાનું હોય, તો મદ્રાસ જવાની મારી પોતાની ઇચ્છા હતી; કારણ કે, એક તો મદ્રાસનો પ્રદેશ જોવાની અને બીજું ત્યાં રઘુનંદન શેઠની વિલાસપ્રિયતા તથા વૈભવવિપુલતા વિશે મેં મુંબાઇમાં અનેક અતિશયોક્તિભરેલી વાતો સાંભળેલી હોવાથી તેના એ વૈભવ અને વિલાસોને જોવાની મારા હૃદયમાં પ્રબળ આકાંક્ષા ઉછળી રહી હતી. તેમ જ ત્યાંથી જો બની શકે તો જ્યાંથી શ્રીરામચંદ્રે સમુદ્રમાં પાષાણસેતુ બાંધીને પોતાની વાનરસેનાને રાવણની રાજધાની લંકાનગરીમાં પ્રવેશ કરાવવાનો પ્રયત્ન કર્યો હતો તે પરમ પ્રસિદ્ધ સ્થાન શ્રીરામેશ્વરની યાત્રા કરી આવવાનો પણ મારો મનોભાવ હતો. પરંતુ જો મદ્રાસ જવાનું થાય, તો આ વેળાએ એકલાં જવાને બદલે બની શકે તો મારા પતિને પણ સાથે લઈ જવાની મારી પ્રબળ આકાંક્ષા હતી; કારણ કે, નાટક જેવા વિકારોત્પાદક વ્યવસાયમાં પડેલી અબળા પતિથી ભિન્ન એકલી અટુલી રહે, એ તેનામાટે, સ્ત્રીનું મન ચંચળ હોવાથી, કોઇકવાર મહાભયંકર થઈ પડે છે, એમ મારું અનુભવી હૃદય મને વારંવાર કહ્યા કરતું હતું. મારી ઈચ્છાની પૂર્ત્તિનો આધાર મારી સાસુના ઉત્તરપર જ અવલંબી રહ્યો હતો.

"કેમ માજી ! ત્યારે આપનો શો અભિપ્રાય છે? આપે મારી બધી વાત તો સાંભળી લીધી છે, એટલે આપનો જે વિચાર હોય તે આપ જણાવી શકો એમ છે. જો આ વખતે આટલી ભલાઈ કરશો તો હું આપનો આભાર મરતાં સુધી પણ ભૂલવાનો નથી. ચંપા મારી કમ્પનીમાં નહિ હોય, તો પણ આપણો

સંબંધ તો હમેશાં જળવાયલો જ રહેવાનો.” મારી માતાનો જવાબ સાંભળીને શેઠજીએ મારાં સાસૂજીને ભોળવવાનો યત્ન આરંભ્યો.

“શેઠજી ! આપ તો અમારા અન્નદાતા છો, એટલે આપ આટલી બધી નમ્રતા બતાવો અને આવા વિવેક ભરેલા શબ્દો અમારી આગળ ઉચ્ચારો એ સારું ન કહેવાય. આપને લાભ થતો હોય તે પ્રમાણે વર્તવું એ અમારી ફરજ છે. હજી તો વચ્ચે એક મહિનાનો અવકાશ છે એટલે મારા દીકરા અને ચંપા વહૂ સાથે એ વિશે સલાહ મસલત ચલાવીને બેચાર દિવસમાં હું આપને આ વિશેનો જવાબ આપવાને આવીશ, અથવા તો ચંપાના મોઢે સંદેશો કહેવડાવીશ. ચંપાનો પોતાનો શો વિચાર છે, તે મારે પ્રથમ જાણી લેવું જોઇએ, અને અત્યારે આપના દેખતાં એ પોતાનો ખરો ભાવ પ્રકટ કરશે નહિ એટલે સમયની આવશ્યકતા અનિવાર્ય છે. માત્ર એટલું આશ્વાસન હું અત્યારે આપી શકું છું કે, મારાથી બની શકશે ત્યાં સુધી તો હું અવશ્ય ચંપાને બે ત્રણ મહિનાને માટે કમ્પની સાથે મદ્રાસ મોકલવા માટેની ગોઠવણ કરીશ જ.” મારી સાસૂએ સંદિગ્ધ ઉત્તર આપીને ગોળથી મરતું હોય તેને વિષથી ન મારવાની યુક્તિની વ્યવહારમાં યોજના કરી બતાવી.

એ પછી કેટલાક પ્રકીર્ણ સંભાષણનો વિધિ ચાલ્યો, અને એટલામાં રસોડામાંથી માણસ બોલાવવા આવતાં અમો બધાં ત્યાં જઇને જમ્યાં અને જમ્યા પછી પાછાં શેઠ પાસે આવી તેમની આજ્ઞા લઇને ઘર તરફ જવાને વિદાય થયાં. શેઠજીએ ગાડી પણ તૈયાર રખાવી હતી અને ગાડીવાળાને ભાડું પણ આગળથી જ આપી દીધું હતું. હજી શેઠ પોતે જમ્યા નહોતા, એટલે અમને ગાડીમાં બેસાડી વિદાય કરીને તેઓ જમવાને પધાર્યા. ‘ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી’ એ કાવ્યુક્તિનો શેઠજીના આજના વર્તનથી મને પૂરેપૂરો પરિચય થયો. ‘ગરજ ગધેડાને પણ બાપ કહેવડાવે છે,’ એ કહેવતમાં સોળે સોળ આના સત્યાંશ સમાયલો છે, એની કોનાથી ના પાડી શકાય એમ છે?

ઘેર આવ્યા પછી રાંધવા કે જમવાની કડાકૂટ તો કરવાની હતી જ નહિ એટલે બહાર પહેરી જવાનાં કપડાં બદલી, ઘરનાં કપડાં પહેરી લીધા પછી અમારી ઘરનાં ચાર મેમ્બરોની પાર્લામેન્ટ શેઠજીની માગણી વિશે વિચાર ચલાવવાને બેઠી.

“ચંપા ! મદ્રાસ જવા વિશે અને નાટક કમ્પનીમાં નોકરી કરવા વિશે તારો પોતાનો શો વિચાર છે? તેં પોતે નોકરી છોડી દેવાની વાત કાઢી હતી એટલામાટે તને પૂછવું પડે છે; કારણ કે, અમારા કહેવાનો તારા મગજમાં એવો અર્થ ન ઠસાઈ જવો જોઇએ કે, તારો એમ કરવાનો જરા પણ ભાવ નહોતો અને અમારી ઇચ્છાથી જ તારે પોતાની નોકરીને વળગી રહેવું પડ્યું.” મારાં સાસૂજી બોલ્યાં.

“જુઓને સાસૂજી ! આપણે જ્યાં બધાં હથિયારો છોડી દઈ સ્વતંત્રાને ત્યાગી પોતાની ઇચ્છાથી જ પરતંત્રતાને સ્વીકારી લીધી છે, ત્યાં હવે હા કે ના પાડવાનો આપણો કશો અધિકાર રહ્યો જ નથી એમ જ મારું માનવું છે. હવે તો જે તમારી ઇચ્છા એ જ આપણી ઇચ્છા. તમારી ઇચ્છા ન હોય, તો આપણે

હાલ તરત મુંબઇમાં તો છાવણી નાખીને પડ્યાં જ છીએ; અને તમારો હુકમ મળે તો આવતી કાલથી જ ઉપડવાની તૈયારી કરવા માંડીએ." મારી સાસૂ બધો ભાર મારાપર નાખવા માગતી હતી, એટલે મેં પાછો ફેરવીને બધો ભાર તેના જ માથાપર નાખી દીધો.

"બિચારા શેઠ પોતે આટલા બધા કાલાવાલા કરે છે અને આટલો બધો લાભ આપવાની મરજી બતાવે છે, તો ભલેને બે મહિના જઈ આવતી. મદ્રાસની મુસાફરીથી એનું મન પણ મોકળું થશે ને સાથે પાંચ પૈસાનો ફાયદો પણ થશે. પછી તો જેવો તમો મા દીકરાનો વિચાર." મારી માતાએ પોતાની વેવાણને ઉદ્દેશીને કહ્યું.

"બહેન! આપણી પાસે આટલી ભભૂત પડી છે, તેનો ઉપયોગ આ બે વિના બીજું કોણ કરનાર છે? હવે મારા હૃદયમાં લાભનો લોભ તો જરાય નથી. લાભના લોભે એમ ને એમ તણાતાં રહીએ, તો મરતાં સૂધીએ આશાનો અંત આવે તેમ નથી. છતાં ચંપા જવાને રાજી હોય તો મારી કાંઇ એટલી બધી ના પણ નથી. પણ એટલી મારી ખાસ સૂચના છે કે, બે અથવા ત્રણ મહિના કરતાં વધારે ત્યાં ન જ રહેવું. પછી શેઠ બીજી વ્યવસ્થા કરે કે ન કરે એની સાથે આપણને કાંઇ પણ લેવા દેવા નથી." મારાં સાસુજીએ અમુક શરતે અનુમતિ આપી.

"તમો બન્નેએ તો પોતપોતાના અભિપ્રાય જણાવ્યા, પણ એમની એ વિશે અનુમતિ લીધી? એમનો પોતાનો મને મદ્રાસ મોકલવાનો વિચાર છે ખરો કે? આવાં કામોમાં પતિની અનુમતિની સર્વથી પ્રથમ અગત્ય હોય છે, એ તમારે ભૂલી જવું ન જોઇએ." મેં મારી માતા અને સાસૂને મારા પતિના મનોભાવને જાણવાની સૂચના કરી.

"મારી સલાહ તે વળી એમાં શી લેવાની હતી? મારી મા ને તારી મા જે કાંઈ કરશે તે જોઇ વિચારીને જ કરશે; તેમ જ વળી તું ક્યાં ઓછી બુદ્ધિવાળી છે કે તારે વળી કોઇની સલાહ કે અનુમતિ લેવાની જરૂર પડે? તમારે જેમ કરવું હોય તેમ કરો. આપણે તો જે થાય છે ને થશે તે જોઇએ છીએ ને જોયા કરવાના. આપણે પોતે આવી માથા ફોડમાં પડવા માગતા નથી; જે વાતમાં કાંઈ માલ ન હોય, તે વાતના વિચારથી મગજને વિના કારણ તકલીફ શામાટે આપવી જોઇએ?" મારા ધણીજી યા તો કાંઈ બોલતા જ નહોતા, અને બોલ્યા ત્યારે પથરાનો જ વર્ષાદ વર્ષાવ્યો. સારું થયું કે, શેઠજી આગળ તેમણે પોતાની અલૌકિક બુદ્ધિ (?) નો ચમકાટ ન બતાવ્યો, નહિ તો ત્યાં પૂરા વટાણા વેરાઈ જાત.

"આમ કેમ બોલે છે, દેવલા? એ તારી પરણેતર છે એટલે એને તારી ઇચ્છા પ્રમાણે ચલાવવાનો તને પૂરેપૂરો અધિકાર છે. અમે તો હવે પાકાં પાન થયાં, આજે છીએ ને કાલે નથી; એટલે અમે ખરી જઇશું ત્યારે કોની બુદ્ધિ પ્રમાણે તું ચાલવાનો?" મારી સાસૂએ પોતાના દીકરાને કહ્યું.

"તમે મરી જશો તો બાયડીની બુદ્ધિ પ્રમાણે ચાલીશું! એ તમારા કરતાં ક્યાં બુદ્ધિમાં ઊતરે એવી છે કે વળી ધાસ્તી રાખવી પડે! એટલાં આપણે

સારાં નસીબ લઈને આવ્યા છીએ કે બાયડી, સાસૂ, ને માતા બધાંય આપણને તો આપણા કરતાં સારી બુદ્ધિનાં આવી મળ્યાં છે એટલે બુદ્ધિને ચલાવવાનો પરિશ્રમ આપણને કરવો પડે તેમ છે જ નહિ. માત્ર આપણી એટલી ઈચ્છા થાય છે કે, જો તમો બધાં હા પાડતાં હો તો આપણે પણ એની સાથે મુસાફરી કરવાને જઈએ, કારણ કે, એની સાથે રહેવું હવે મને બહુ જ ગમે છે, એટલે એનો વિયોગ હવે મારાથી સહી શકાશે કે નહિ, એનો જ મને વધારે વિચાર થઈ પડ્યો છે !" મારા ધણીજી બૃહસ્પતિ (?) ની બુદ્ધિને ઊછીની લાવીને બોલ્યા.

"ઠીક ત્યારે ચંપા ! તારા ધણીને પણ તારી જોડે મદ્રાસ મોકલીએ તો કેમ ? તને કાંઈ વાંધો તો નથી ને ?" મારી સાસૂએ મને પૂછ્યું.

"બળ્યું–આમ તે શું બોલતાં હશો જે ! પોતાના ધણીને સાથે લઈ જવામાં તે વળી કોઈ બાયડીને વાંધો હોતો હશે; એ સાથે આવશે, તો મને વળી વધારે સગવડ થશે; મારી સંભાળ પણ રાખશે, અને માંદાઈ સાજાઈએ કામ પણ લાગશે. એમણે પોતે જ પોતાનો આવો વિચાર દર્શાવ્યો એ સારું જ થયું; નહિ તો મારો પોતાનો જ તમોને કહીને એમને સાથે લઈ જવાનો ક્યારનોય વિચાર હતો. ચાલો ત્યારે તમારા દીકરાને સાથે લઈને મારે મદ્રાસ જવું અને ત્યાં બેથી ત્રણ મહિના રહેવું એ તો નક્કી જને ?" હું બોલી.

"નક્કી તો ખરું જ ને ? ઠીક ત્યારે આવતી કાલે તારા શેઠજીને આ બધી વાત જણાવી દેજે; અને તારે પણ જે કાંઈ લેવું કરવું હોય તે લેતી થજે એટલે નીકળવા વખતે દોડધામ કરવી ન પડે." મારી સાસૂએ પોતાનો છેલ્લો હુકમ સંભળાવી દીધો.

મેં શેઠજીને વળતે દિવસે મારા મદ્રાસ આવવાના સમાચાર સંભળાવતાં તેમને પરમાવધિનો આનંદ થયો.

બુધવારે બપોરે દોઢ વાગે લલિતાનો તાર મળ્યો, અને તેમાં એમ જણાવેલું હતું કે, "આજે હું રવાના થઈ છું. વચ્ચે એક દિવસ દિલ્લીમાં રહી શનિવારે સવારમાં પંજાબ મેલમાં મુંબઈ આવીશ. બની શકે તો સ્ટેશનપર આવજો." આ તાર મળતાં જ લલિતાના નિવાસમાટે મેં મારા ઓરડામાં જ સગવડ કરી રાખી અને લલિતાના આવવાની વાત મારી માતા તથા સાસૂના જાણવામાં આવતાં તેમનાં હૃદયો પણ આનંદથી ઉછળવા લાગ્યાં; કારણ કે, મારી માતાને પુનઃ પોતાની એકની એક પુત્રી સાથે મેળવી આપનાર અને મારી સાસૂના એકના એક દીકરાનું રેડાયલું ઘર પાછું મંડાવી આપનાર પરમાર્થિની દેવી તે જ હતી. મારી માતા તથા સાસૂનાં પૂર્વનાં ચરિત્રો ગમે તેવાં હોય, છતાં ઉપકારકના ઉપકારને સ્મરી તેની પોતાથી બનતી સેવા કરવાનો તો તેમનામાં પૂર્ણ આર્યોચિત ગુણ સમાયલો હતો એટલું તો મારે અહીં ન્યાયની દૃષ્ટિથી જણાવવું જ જોઇએ. અતિથિના આદરસત્કારમાં તેઓ કશી પણ ન્યૂનતા રાખે તેવી નહોતી.

ગુરુવારે બપોર પછી લગભગ ત્રણેક વાગે નાથીબાઇ મારે ઘેર આવી અને કહ્યુંઃ– "ચંપા બહેન ! મારે મારી ભાસીનાં આ લવંગિયાં ને કણકો વગેરે બઠ-

લવામાટે બારભાયાના મોહલ્લામાંની દેશી સોનીની દુકાને જવું છે એટલે જો ફુરસદ હોય તો તમો પણ સાથે આવો તો જરા ફરી પણ આવીશું ને કામ પણ કરતાં આવીશું."

અમો બન્ને અબદુલ રહમાન સ્ટ્રીટમાંથી જે રસ્તો નાગદેવી સ્ટ્રીટમાં જાય છે અને જ્યાં શાકભાજી વેચાય છે તે રસ્તાપરના એક કપોળ વાણિયાના માળા નીચેની સોનીની દુકાને ગયાં. જો આજકાલની નવી ફેશનના અને મશીન પોલીશના દાગીના લેવા હોત, તો તો રામજી ભગવાન કે કાનજી આલજીની દુકાનનો જ આશ્રય લેવો પડત, પણ આ તો જૂની ફેશનની મુલાકાત લીધા વિના અમારો છૂટકો જ નહોતો. તૂટી ગએલાં લવંગિયાં અને કણુકો પાછાં બદલામાં આપી અમે નવાં લવંગિયાં ને કણુકો તોળાવી અને વધારાના પૈસા આપી ઉઠવાની તૈયારી કરતી હતી એટલામાં "ચપા બહેન! પાંચ મિનિટ અહીં તો આવતાં જાઓ, આમ ઉતાવળ કરીને નાસો છો ક્યાં?" એવો ધ્વનિ આવીને અચાનક મારા કાનોમાં અથડાયો. મેં મોઢું ફેરવીને જોયું તો સોનીની દુકાનની સામેના માળામાં પહેલા માળના છજામાં ઉભેલી એક સ્ત્રીએ મને બોલાવી હતી એમ મારા જોવામાં આવ્યું. વધારે ધ્યાનથી જોતાં પુરુષની માફક સ્ત્રીનાં ગમે તેટલી વાર લગ્ન કરવાની છૂટના હિમાયતીઓના કાયદા પ્રમાણે નાસિકમાં નાતરું કરીને જે ચોથા ધણીનાં અખંડ સૌભાગ્યવતી થયાં હતાં તે શ્રીમતી ધારાબાઈ જ આપોઆપ છજામાં ઉભેલાં દેખાયાં! નાથીબાઇનો નાસિકમાં જો કે ધારાસાથે મેળાપ થયો નહોતો, પણ મેં તેને ધારાનો બધો વૃત્તાંત ટુંકામાં કહી સંભળાવ્યો હતો, એટલે આ તે જ ધારાબાઈ છે એમ ઓળખાવતાં નાથીબાઈ પણ સાથે આવી અને અમો ધારાના નવા પતિના ગૃહમાં જઇને બેઠાં. ધારા દાદરાપર અમને સામી લેવા આવી હતી, અને ઘરમાં અમારા બેસવામાટે સતરંજી પણ પાથરી રાખી હતી. અમો સતરંજીપર વિરાજમાન થયાં, અને મેં ધારાને પૂછ્યુઃ–"કેમ ધારા બહેન! છો તો ખુશી મઝામાં ને? નવા ધણી સાથેનો સંસાર કેવોક ચાલે છે? જે વચન અપાયાં હતાં તે ખરાં નીવડ્યાં કે બધાં ગપોડાં? જો ખરાં નીવડ્યાં હોય તો તો સારુ."

"ગપોડાં, અને તે પણ વળી પહેલા નંબરનાં ગપોડાં! મારી હાલત તો, બાઈ! એવી જ થઈ ગઈ કે, 'નસીબકી ખોટી, જહાં જાય વહાં પ્યાજ ઔર રોટી!' કરમમાં જ્યાં સેર જ હોય, ત્યાં સવા સેર ક્યાંથી મળે વારુ? મને પચીસ હજારની મિલ્કત બતાવવામાં આવી હતી, પણ અહીં તો પચ્ચીસ હજાર પૈસાનો પણ પત્તો નથી! સૂરતમાં મોટું ઘર હોવાનું કહેવામાં આવ્યું હતું, પણ ત્યાં તો ઝૂપડાનુંય ઠેકાણું નથી; જે આગલી બાયડીને એણે છોડી દીધી છે તેને રહેવા નથી આપ્યું ઘર કે ખાવાને નથી આપ્યો રોટલો; બિચારી જમે ત્યાં ચરી ખાય છે, અને ગમે તેમ વર્ત્તી પેટનો ખાડો ભર્યા કરે છે. મુઆ નાતરાનો રિવાજ ન હોત તો તે બાપડીની છેક આવી હાલત તો ન થાત! છે એક હજારનો જીવ, પણ તે તો પેલી બાડકી બાઇના હાથમાં છે, એટલે એમાંથી એનો કે મારો કોઇનો કશોય દહાડો વળે તેમ નથી. મારા માટે

આ દાગીના એણે બોડકી પાસેથી એવી શરતે લીધા હતા કે નાસિકથી નાવરું કરી આવ્યા પછી પાછા તેને આપી દેવા; પણ મેં એ દાગીના ઉતારી ન આપવાથી ઘરમાં તકરાર જાગી; બોડકીબાઈ પધાર્યાં નાગપુર ને દાગીનામાટે પૈસાની ગોઠવણ કરવાનું નિમિત્ત બતાવી ધણીજી પધાર્યા સૂરત. વળી પાછાં ઘરમાં આપણે એકલાંના એકલાં જ !" ધારાએ ઉદાસીનતા બતાવીને કહ્યું.

"હવે જ્યારે તમને એ બાયડી કરીને પોતાના ઘરમાં લાવ્યો છે, તો એ રાંડ બોડકીને કાઢી શામાટે નથી મૂકતો ? રાંડના મોઢાપર શામાટે નથી થૂંકતો ? એ તો રાંધનારી જ હતી ને ? હવે તમે આવ્યાં છો એટલે ઘરમાં વળી રાંધનારી શામાટે જોઇએ ? શું તમને રાંધતાં નથી આવડતું ? કે રાંધવાનો કંટાળો ને તૈયાર ભાણાપર બેસવાની ટેવ ધરાવનારાં છો ?" મેં ધારાને એવા સવાલો પૂછ્યા કે જેમના જવાબમાં બધો ભેદ જણાઈ જવાનો પૂરેપૂરો સભવ હતો.

"રાંધનારી શાની ધૂળની ? એ તો ઘરની ખરેખરી ધણીયાણી હતી ધણી-યાણી ! એ તો મને વળી બીજા જ હેતુથી પોતાના ઘરની બાયડી બનાવીને લાવી હતી, પણ પોતાની ધારણામાં ન ફાવી એટલે રાંડ બળી મુઈ ! વાત એમ છે કે, પ્રથમ મારા ધણીજી મુંબઇમાં એકવાર જેનો ભયંકર ત્રાસ વર્તી રહ્યો હતો અને પછીથી મુંબઇની બાહોશ પોલીસે જેને જમીનદોસ્ત કરી નાંખી હતી તે નામાંકિત સોનેરી ટોળીના એક માનવંતા મેમ્બર હતા; તે વખત એમની સારી કમાણીનો હતો, અને તે વખતે જ આ બાઇશ્રી પાંચ સાથે એમનો સંબંધ થયો હતો. તે સમયમાં એમની પાસે વીસ પચીસ હજારનો માલ હતો, પણ અચા-નક સોનેરી ટોળીની ચાલાકીઓપર પોલીસ તથા અદલ બ્રિટીશ ઇન્સાફની ગદા આવતાં આવક એકદમ અટકી ગઈ, અને ધંધા વગરના થઈ ગએલા સોનેરી ટોળીના કેટલાક મેમ્બરો કોઇ સોનીની દુકાન માંડીને, કોઈ મીઠાઇની દુકાન માંડીને, કોઈ ગાંધીની દુકાન માંડીને, તો કોઈ કાપડની ફેરી કરીને પોતાના પેટનું પૂરું કરવા લાગ્યા. મારા નવા ધણીએ જુગારમાં ધ્યાન પરોવ્યું અને 'પાપની માયા પ્રાયશ્ચિત્તમાં જાય' એ કહેવત પ્રમાણે પાપમાર્ગે આવેલી લક્ષ્મી પાપના માર્ગમાં જ જવા લાગી. છેવટે બોડકીએ પાંચ હજારનો માલ દબાવી રાખ્યો, અને તેમાંથી ખર્ચ ચલાવી પોતે દાયણનું કામ શીખી. એ કામથી કમાણી કરવાનો નવો રસ્તો પોતામાટે ખુલ્લો કર્યો. એ પછી જુગાર મૂકીને ધણીજીએ સટ્ટાનો વગર મૂડીનો ઓનરેબલ ધંધો સ્વીકાર્યો, કે જે હજી સુધી ચાલૂ છે. પંદર ખાધા ને પચીસ ખવડાવ્યાના ધંધામાં કોઈ મહિનામાં પાંચ પચાસ મળે છે તો કોઈ મહિનામાં પાંચ પચાસનું ગાબડું પડે છે; એટલે મીયાં તો જ્યાંના ત્યાં જ રહ્યા કરે છે, ને ઘરનો ખર્ચ બીબીની દાયણ તરીકેની કમાણીથી જ ચાલે છે. આપ-ણામાં કાંઈ એવી કમાણી કરવાની આવડત છે? નહિ, એટલે આપણે એટલાં બધાં શા ખપનાં ? કદાચિત્ જરૂર પડે તો મને કાઢી મૂકે, પણ એને તો ન જ કઢાય. હવે આગળ જતાં શું થાય છે તે જોવાનું છે, અત્યારે તો ઊલામાંથી નીકળીને ચૂલામાં પડવા જેવો જ આપણો ઘાટ થયો છે. મને તો શક છે કે, મારો એ ધણીનો થતો

રૂપીઆના બંદોબસ્તનું બહાનું બતાવી બોઢકીને મનાવવા અને પાછી લાવવા તેની પૂંઠે પૂંઠે પાછેલા કૂતરાની પેઠે ક્યાંક નાગપુરમાં જઇને નીકળ્યો ન હોય ! આવશે એટલે જે હશે તે જણાઈ રહેશે. ચંપા બહેન ! ક્યાંક તમારાં વચન સત્ય ન થાય અને આ સંઘ દ્વારિકા પહોંચવાને બદલે અધવચમાં જ અટકી ન જાય, એવો હવે મારા હૃદયમાં પણ સજ્જડ ભય પેસી ગયો છે; પછી તો જે પ્રભુ કરે તે ખરું.” ધારાએ કપાળે હાથ મૂકીને પોતાના પતિરાજનો પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસ વીસમી સદીની ઇતિહાસપદ્ધતિને અનુસરીને કહી સંભળાવ્યો. આમ કહેવાનું કારણ એ કે, એ ઇતિહાસ ચમત્કાર, અલૌકિકતા અને પૌરાણિકતાની બાધાથી અલિપ્ત હોવાથી સર્વથા વિશ્વાસપાત્ર હતો.

“ત્યારે તો તમારું ભાગ્ય ખરેખર એક પથરા સાથે જ અથડાયું !” નાથીબાઇએ ઉદ્ગાર કાઢ્યો.

“લોઢાનું ઘડાયલું ભાગ્ય પત્થર સાથે ન અથડાય તો બીજા શા સાથે અથડાય ?” ધારાએ એ પ્રમાણેનું ઉત્તર આપી ઉદ્ગાર કાઢયા:–“ચંપા બહેન ! આના કરતાં તો હું વિચાર કરું છું તો મારા ઓરમાન છોકરાઓના ઘરમાં વહૂના છણછણાટ છતાં વધારે સુખી હતી, એમ તે સ્થિતિની આ સ્થિતિ સાથે સરખામણી કરતાં ચોખ્ખું જણાઇ આવે છે. પણ હવે પશ્ચાત્તાપ કરવાથી શો લાભ ? હવે તેઓ કાંઇ મને સંઘરે એમ છે ખરું કે ? મેં તો મારું બધુંય ખોયું; ત્યાંની રહી નહિ, અને અહીં મારું મન લાગતું નથી, ખરેખર મને મારા નિર્દોષ બાળકના શાપ જ પૂગી વળ્યા !”

“ધારા બહેન ! એ તો જ્યારે પાષાણની કઠિનતાનો પરિચય થાય છે, ત્યારે જ ઢેખાળાની મૃદુતાની કીમત અંકાય છે. પણ હવે કૃપા કરીને પાંચમો ભવ કરવાની ઇચ્છાને હૃદયમાં સ્થાન ન આપશો. જે ખોયુ છે તેને ભૂલી જાઓ અને જે હાથમાં છે તેને જાળવી રાખો. ક્યાંક એવું ન બને કે જે બાકી છે તે પણ બાકી ન રહે ને તમે પાછાં રખડતાં થઇ જાઓ; કારણ કે, નસીબ બે ડગલાં આગળનું આગળ જ હોય છે !” મેં ઉપદેશ આપ્યો.

નાથીબાઈએ જવામાટેની ઉતાવળ કરી અને અમો જવાને તૈયાર થયાં, પણ ધારાએ સ્ટવ સળગાવી ચાહ મૂકી ને ચાહ પીને પછી જવાનો અતિશય આગ્રહ કરવાથી અમે પાછાં થોડીવારને માટે રોકાયાં. ચાહ હજી તૈયાર થઈ નહોતી, એવામાં ત્રીસ પાંત્રીસ વર્ષના વયનો ભવ્ય મુખમુદ્રા અને તે મુખમુદ્રામાં ગ્રામીણતાની છટા ધરાવનારો એક આર્ય ગૃહસ્થ આવીને દ્વારમાં ઉભો રહ્યો. તે શરીરે કાંઇક કૃશ કરતાં ભરેલો, વાને ગોરો અને ઘાટીલા બાંધાનો પુરુષ હતો. તેણે ઝીણી કોરનું ધોતિયું, ખમીસ, લાંબો પારસી ફેશનનો કાળો કોટ, અને માથાપર મોટી દીવાલની બેંગલોર કૅપ એ પ્રમાણેનાં વસ્ત્રો, આંગળીએ વીંટિ અને ખીસામાં ઘડિયાળ તથા ચાંદીનો અછોડો એ બે આભૂષણ, અને પગમાં બૂટ તથા આંખપર ચશ્મા ચઢાવેલાં હતાં. ધારાએ તેને જોતાંની સાથે જ આદર

આપવાને બદલે સાલ્લાના પાલવથી પોતાનું મોઢું ઢાંકી લીધું. આવી પરિસ્થિતિને જોઇને મેં ધારાને બદલે તેને આવકાર આપ્યો અને બેસવાનો આગ્રહ કર્યો; કારણ કે, તે ગૃહસ્થની સાથે મારો પણ સાધારણ ઓળખાણનો સંબંધ હતો.

## પ્રકરણ ૪૧ મું

### પ્રાણહારક વચનબાણ

જ્યારે ધારા તરફના આદરસત્કારની પરવા રાખ્યા વગર તે દરવાજા પાછળ પડેલી જુનીપુરાણી અને મેડાપરથી લાકડાં ઉતારવા વાંસની નીસરણીને ઠેકાણે કામ લાગનારી હાથાવાળી ખુરસીમાં બેસી ગયો ત્યારે ધારાનો બોલ્યા વિના અને પોતાની બંધ જીભને ખોલ્યા વિના છુટકો થઈ શક્યો નહિ. તેણે કહ્યું કેઃ-"માન્યવર મહાશય! જે વેળાયે આવવું જોઇતું'તું તે વેળાયે ન આવ્યા અને હવે જ્યારે બધો ખેલ ખલાસ થઈ ગયો, તેવા સમયમાં અહીં આવવા માટે પોતાના નાજુક પગોને શામાટે આગળ લંબાવ્યા? તમે મારા અકાળ મરણને અટકાવ્યું, મારા જીવનને ટકાવ્યું, અને તે જીવનનું છેવટ આવું દુઃખદાયક તથા શોકકારક પરિણામ આવ્યું!......"

"કારણ કે, તમારા જેવા એક સુજ્ઞ, વિદ્વાન્ અને જ્ઞાનવાન્ પુરુષે પોતાના વચનનું યથાર્થ પાલન ન કરી બતાવ્યું, અને તેથી છેવટ લાચારીથી આ બિચારી ધારાએ નાસિકમાં આવી એક ઘરડા ખૂવડનું ઘર વસાવ્યું." ધારાના બોલવાથી તેને સમુદ્રમાં પડી આત્મહત્યા કરતી અટકાવીને મધ્યરાત્રિયે પાછી ઘેર મોકલનાર અને તેને અનેક પ્રકારે આશ્વાસન આપનાર એ જ ગૃહસ્થ હોવો જોઇએ, એવી સહજ કલ્પના થતાં મેં પણ તેને તે શોકકારક પ્રસંગનું નવેસરથી સ્મરણ કરાવ્યું અથવા એક રીતે ઉપાલંભરૂપ વાક્ય સંભળાવ્યું.

"ત્યારે ચંપા! ધારા સાથેના મારા આકસ્મિક પ્રસંગનો સર્વ વૃત્તાંત તમારા સાંભળવામાં અને જાણવામાં આવી ગયો છે કે?" તે ગૃહસ્થે આશ્ચર્યદર્શક ભાવ અને મુદ્રાથી પૂછ્યું.

"હા; જે વેળાએ ધારાબાઈએ નાસિકમાં નાતરું કર્યું, તે વેળાયે હું અને મારાં આ માનવંતાં બહેનપણી નાથીબાઇ બન્ને નાસિકમાં જ હતાં, અને તમારો સર્વ વૃત્તાંત ધારાના પોતાના મુખથી જ મારા સાંભળવામાં આવ્યો હતો." મેં ઉત્તર આપ્યું.

"ચાલો, ત્યારે એ વળી વધારે સારું થયું; કારણ કે, તમો બધાં એ બીનાથી જાણીતાં હોવાથી હવે મારે જે કાંઇ બોલવાનું છે તે હું કોઈ પણ પ્રકારના સંકોચ વિના છૂટથી બોલી શકીશ. આ ધારાના અવિચાર, સાહસ અને ચાપલ્યના યોગે હું લોકોમાં કેટલેક અંશે અકારણ અયોગ્ય ચર્ચાનો વિષય થઈ પડ્યો છું, અને મારા માટે આ બાબતમાં ધર્મ કરવા જતાં ધાડ આવવા જેવો જ પ્રકાર બની ગયો છે. પરોપકારમાં પણ આવી પીડાઓ સમાયલી હોય છે, એ વિશેની

સ્વપ્નમાં પણ મને કલ્પના નહોતી.” તે ગૃહસ્થે પોતાના મનઃશોકને વ્યક્ત કરવા માંડ્યો.

“પણ ચંપા બહેન ! આ મહાશય સાથે તમારો આટલો બધો પરિચય ક્યાં અને કેવી રીતે થયો વારુ ? એમની તો એવી ખ્યાતિ છે કે એઓ કોઈ પણ પારકી સ્ત્રી સાથે પરિચય કિંવા વાર્તાલાપનો વ્યવહાર પણ રાખતા જ નથી, અને તેથી વિરુદ્ધ આ શો પ્રકાર ?” ધારાએ આશ્ચર્ય દર્શાવ્યું.

“આ મહાશય લક્ષ્મીવલ્લભ, હું જે નાટક મંડળીમાં નોકર છું તે નાટક મંડળીના માલિક એટલે કે મારા શેઠના એક પરિચિત, અને તેથી અમારી નાટકશાળામાં વારંવાર આવનારા ગૃહસ્થ હોવાથી હું માત્ર એમને ઓળખું છું; એટલું જ નહિ પણ એમની સાથે ઘણીવાર વાતચીત કરવાનો અને શેઠજીના મુખથી અનેકવાર એમની પ્રશંસા સાંભળવાનો પ્રસંગ મને મળેલો હોવાથી એમના માટે મારા હૃદયમાં એક પ્રકારનો ઉચ્ચ અભિપ્રાય અને માનનો પણ નિવાસ થએલો છે. એમનું ચારિત્ર્ય તમે કહો છો તેવું જ પવિત્ર અને નિષ્કલંક છે; પણ એઓ કોઇપણ પારકી સ્ત્રી સાથે પ્રત્યક્ષ પરિચય ન રાખતા હોય તેથી કોઇપણ પારકી સ્ત્રી એમને દીઠે કે નામથી ઓળખતી જ નથી, એમ કાંઈ સિદ્ધ થતું નથી. એમનો વ્યવસાય ગ્રંથરચનાનો હોવાથી એમને દીઠે કે નામથી હજારો માણસ ઓળખતાં હોય અને એ પોતે કદાચિત્ બધાંયને ન ઓળખતા હોય, એ બનવા જોગ છે.” મેં સંતોષકારક ઉત્તર આપ્યું.

“ચંપા ! આ ટીખલ રહેવા દઈ આપણે આપણા મુદ્દાની વાતપર આવીએ તો વધારે સારું; કારણ કે, વિના કારણ આ પારકા ઘરમાં વધારે વાર બેસી રહેવું મને યોગ્ય લાગતું નથી. એકવાર સત્યનો સ્ફોટ કરી દેવામાટે મારું હૃદય અતિશય આતુર થઈ રહ્યું હતું, તેવામાં એવા સમાચાર મળ્યા કે, ધારાનો નવો ધણી અને ધારાની વિજાતીય સોક્ય એ બન્ને અહીં નથી, એટલે માત્ર એકવારનું સાહસ કરીને જ હું અત્યારે અહીં આવ્યો છું. તમો અંદરની બીના જાણનાર છતાં એક તૃતીય વ્યક્તિ તરીકે અહીં હાજર છો, એ પણ સારું જ થયું; કારણ કે, એથી જો કોઇ મને અહીં જુએ, તો પણ તેને શંકા કરવાનું કારણ ન મળે. ધારા! હું તમને પ્રથમ પ્રશ્ન એ પૂછું છું કે, મેં મારાં ક્યાં વચનોનો અને કેવી રીતે ભંગ કર્યો, તે કૃપા કરીને જણાવશો ?” લક્ષ્મીવલ્લભે નકામી કૂથળીને અટકાવી પોતાના મુદ્દાપર આવી જઇને ધારાને ગંભીરતાથી એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

“મારા ધર્મબંધુ આગળ કબૂલ કર્યા પ્રમાણે મારી સાથે નાતરું કરી મને પોતાના ઘરમાં બેસાડવાને તમે નાસિક ન આવ્યા, અને પડતાપર પાટુ પ્રમાણે એવો જવાબ દીધો કે, તેનું સ્મરણ પણ આજે મારા હૃદયમાં તમારા માટે મહા તિરસ્કારની ભાવનાને ઉપજાવે છે.” ધારાએ ઉત્તર આપ્યું.

“તમારા ધર્મબંધુને મેં માત્ર એટલું જ કહ્યું હતું કે, ધારા જ્યાં બોલાવશે ત્યાં હું તેના કલ્યાણમાટે જઇશ, અને તમને પણ તમારી માગણીનાં મેં જે સંદિગ્ધ ઉત્તરો આપ્યાં હતાં, તે કેવળ તમારી આત્મહત્યા અટકાવવા અને તમારો જીવ બચાવવા-

માટે જ. એ મારાં વાક્યોમાં કદાચિત્ કિંચિત્ અસત્યની છટા હોય, તો તે અસત્ય પરોપકારાર્થ–બીજાના પ્રાણ બચાવવામાટેનું–હોવાથી ક્ષમ્ય હતુ; કારણ કે, જો કોઇનો જીવ ઉગરતો હોય, તો તેવા સમયમાં કરાયલો અસત્યવાદ પણ પાપસ્વરૂપ નથી, એમ શાસ્ત્રો પોકાર કરીને કહી રહ્યાં છે.* મારા વચન પ્રમાણે તમારા કલ્યાણમાટે હું કોઈ પણ સ્થળે આવવાને તૈયાર હતો, પણ વખતસર તમારી પાસે ન પહોંચી શક્યો અને તમને આ નવીન શરીરસંબંધરૂપ પાપથી ન બચાવી શક્યો એ પણ તમારી પોતાની જ ભૂલનું પરિણામ છે. તમારા ધર્મબન્ધુના વચનમાં વિશ્વાસ રાખવાનો, તે જ્યાં કહે ત્યાં આવવાનો અને તેના કહેવા પ્રમાણે વર્તવાનો તમે મને સંદેશો કહાવ્યો હતો, એનું તો તમને સંપૂર્ણ સ્મરણ હોવું જ જોઇએ. તમારા, પોતાના પિતા સાથે મુંબઇમાંથી ચાલ્યા જવા પછી તમારા ધર્મબન્ધુને પૂછતાં તેણે એમ જણાવ્યું કે, 'એ લોકો મથુરાજી ગયાં છે અને તેઓ તાર કરીને કે કાગળ લખીને બોલાવશે એટલે આપણે ત્યાં જઇશું.' હું તેના વચનમાં વિશ્વાસ રાખીને બેસી રહ્યો અને કેટલાક દિવસ વીતી જવા છતાં તેના મુખથી મને બીજો કશો પણ સંદેશો મળ્યો નહિ. તમે જે શુક્રવારે રાતે મુંબઇથી ગયાં, તે પછીના બુધવારની રાત્રે તે ક્યાંક બહાર ગામ ગયો, અને ગુરુવાર તથા શુક્રવાર એ બે દિવસની ગેરહાજરી પછી શનિવારના પ્રભાતમાં તે પાછો મુંબઈ આવ્યો, પણ મને મળ્યો જ નહિ કે કાંઈ સંદેશો કહાવ્યો નહિ............"

"તે વેળાયે મારા ધર્મબંધુ મારી પાસે નાસિકમાં જ આવ્યા હતા, તેમણે બે દિવસ ત્યાં જ વીતાવ્યા હતા અને તમારા વચનભંગના સમાચાર મને સંભળાવ્યા હતા." ધારાએ વચ્ચે બોલીને ખુલાસો કરી નાખ્યો.

"કેવો નીચ! કેવો વિશ્વાસઘાતક!" એ પ્રમાણેના ઉદ્ગાર કાઢી લક્ષ્મીવલ્લભે પોતાનું કથન આગળ લંબાવીને કહ્યું કે:–"શનિવારે તમારા ધર્મબંધુ મુંબઇમાં પધાર્યા અને સોમવારે રાતે સાડા દશ વાગે તેના એક મિત્રદ્વારા મારા જાણવામાં આવ્યું કે, "ધારા તો નાસિકમાં છે અને તેણે આજે નાતરું કર્યું હશે કે એકાદ બે દિવસમાં કરશે; કારણ કે, એક ગૃહસ્થની સાથે સાટું નક્કી થઈ ગયું છે." તરત નાસિકમાંના મારા એક મિત્રપર મેં કાગળ લખી તમારા વિશેના બધા સમાચાર મેળવી મને તે વિસ્તારથી લખી જણાવવાની સૂચના કરી. તે મારો મિત્ર નાસિકનો જ નિવાસી હોવાથી તેણે તમે જે વીશીમાં ઉતર્યાં હતાં તે વીશીનો પત્તો મેળવી વીશીવાળા મહારાજ દયાશંકર અને તેની બાયડીના મુખથી તમારા ત્યાં નવ દિવસના નિવાસનો અને રવિવારે રાતે નાતરું કરી સોમવારે ત્યાંથી ચાલ્યા જવાનો વૃત્તાંત તેમ જ તમારા

---

* विवाहकाले रतिसंप्रयोगे, प्राणात्यये सर्वधनापहारे।
धर्मस्य चार्थे ह्यनृतं वदेत, पंचानृतान्याहुरपातकानि ॥ મહાભારત

એટલે કે, "વિવાહકાળમાં, રતિપ્રયોગ વેળાએ, પ્રાણનાશસમયે તેને રક્ષવામાટે, સર્વસ્વ–ધનના અપહારસમયમાં અને ધર્મમાટે અસત્ય બોલવું, એ પાંચ અસત્યો–પાંચ કારણથી વદાયલાં અસત્યો પાતકરૂપ થતાં નથી."

નવા ધણીનું નામ અને ઠેકાણું વગેરે મેળવી તે સર્વ હકીકત મને વિસ્તારથી લખી જણાવી. નાસિકમાં વખતસર પહોંચી બની શકે તો તમારા નાતરાના આ પ્રકારને અટકાવવાનો અને તમને ધર્મનો બોધ આપી તમારા હસ્તે વૈધવ્યના પવિત્ર વ્રતને પળાવવાનો મારો મનોભાવ હતો; પણ મને તમારો પત્તો બહુ જ મોડો મળ્યો, અને ત્યાર પહેલાં તમારા કપાલમાં ચોથા ભરતો કાળો કલંક લાગવાનો હતો તે લાગી ગયો. તમારા ભમરાળા ભાગ્યમાં આ ભયંકર ભ્રમણ લખાયલું જ હશે તેને ટાળવાને કોણ સમર્થ થઈ શકે વારુ? તમે તો ખોટી રીતે મારા નામનો પ્રકાશ કરી મને નિંદાપાત્ર બનાવ્યો હતો, પણ મેં તમારા ઓરમાન છોકરાઓને મળી ખરો પ્રકાર પ્રતિજ્ઞાપૂર્વક જણાવ્યાથી અને તેમનો મારા વચનમાં વિશ્વાસ આવવાથી તેમણે પણ તમને મારવામાટે પશ્ચાત્તાપ કરી પોતાની ખરી માતા તરીકે તમારું–તમે તેમની સાથે કે તીર્થસ્થાનમાં જ્યાં રહો ત્યાં–પાલન કરવાની અને તમારા પુત્રને તમારી પાસે મોકલી આપવાની અંતઃકરણપૂર્વક ઇચ્છા દર્શાવી હતી. પણ એ પ્રતિષ્ઠામંડિત જીવન અને પુત્રસુખ તમારા ભાગ્યમાં વિધાતાએ લખ્યાં જ નહોતાં એટલે તે તમને ક્યાંથી મળી શકે વારુ? તમે ભલે તમારા ઓરમાન છોકરાઓને નઠારા અને નિર્દય માનતાં હશો, પણ મને તો તેમનો એથી સર્વથા ઉલટો જ અનુભવ મળ્યો; કારણ કે, તેમણે પોતાની ભૂલ કબૂલ કરી પાછળથી તમારામાંના ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. અમારા ત્યાં આવા વિચારો ચાલતા હતા, ત્યાં તમારું નાતરું થઈ જવાના સ્નાનના સમાચાર મળ્યા અને બધાંએ તમારા નામનું સ્નાન કરી નાંખ્યું; તમારા અને તેમના પરસ્પર સંબંધનો અંત આવી ગયો!" લક્ષ્મીવલ્લભે ધારાના ઇતિહાસના અન્ય ભાગનો સ્ફોટ કર્યો.

આટલી વાતચીત ચાલી તે દરમ્યાન ચાહ તૈયાર થઈ ગઈ, અને ધારાએ ચાર કપ ભરીને તૈયાર કર્યા. પાશ્ચાત્ય પદ્ધતિ એવી છે કે પ્રથમ સ્ત્રીનો સત્કાર કરવો, પણ આપણા આર્યસંસારની એવી રૂઢિ છે કે, કોઈ પણ વિષયમાં પુરુષનો સત્કાર પ્રથમ થવો જોઇએ; એ રૂઢિને અનુસરી ચાહનો એક કપ ઉપાડીને પ્રથમ મેં લક્ષ્મીવલ્લભ આગળ મૂક્યો, પણ ઉપકાર માનીને તેણે તેનો અસ્વીકાર કર્યો. જો કે તેણે નિમિત્ત તો એવું બતાવ્યું કે,–'હું હમણાં જ ચાહ પીને આવ્યો છું અને ઉપરાસાપરી ચાહના કેટલાક અકરાંતિયાની પેઠે ચાહ લેવાની મને ટેવ નથી.' છતાં મને એમ લાગ્યું કે, ધારાના ઘરની ચાહ પીવાને તે અંદરખાનેથી રાજી નહોતો. કારણ ગમે તે હોય, પણ તેણે ચાહ ન પીધી એટલું તો જાણે ખરું જ. મેં અને નાથીબાઇએ ચાહને ઇન્સાફ આપ્યો અને ધારાએ પણ ચાહનું પાન કર્યું. તે પછી પાન તૈયાર થયાં; પણ લક્ષ્મીવલ્લભને પાન ખાવાની ટેવ હતી જ નહિ, એટલે એનો તો સ્પર્શથી પણ તે અલિપ્ત રહ્યો. માત્ર તેને સિગારેટ તથા બીડી ફૂંકવાની બહુ જ આદત હોવાથી અત્યાર સુધીમાં તેણે સાત આઠ સિગારેટ અને દશબાર દીવાસળીનું નખ્ખોદ કાઢી નાંખ્યું હતું, અને તેનો ધૂમ્રપાનનો વ્યવસાય અખંડ ચાલુ જ હતો. ચાહપાન, અને તાંબૂલભક્ષણ પછી

જે વાર્તાલાપ અટકી ગયો હતો તે પાછો આગળ ચાલ્યો. ધારાએ કહ્યું: "ત્યારે મારા ધર્મબંધુએ મને તમારા મોઢાનો જે જવાબ સંભળાવ્યો અને તમારા જે જવાબે મારો આ નખ્ખોદિયો ચોથો ભવ કરાવ્યો, તે બધી વાત તદ્દન જૂઠી? મારા ધર્મબંધુને એટલા બધા અસત્યાવલંબનનું શું કારણ હોય વારુ? આ બધો ગોટાળો કાંઈ મારી સમજમાં આવી શકતો નથી." ધારાએ પોતાના વાદને રજૂ કર્યો.

"તમારા ધર્મબંધુએ તમને મારા મોઢાનો શો જવાબ સંભળાવ્યો હતો, તે પ્રથમ જણાવશો?" લક્ષ્મીવલ્લભે સવાલ કર્યો.

"એ કે, મારે ને ધારાને શા લેવા દેવા? એ કોણ ને હું કોણ? એ તો એને દુઃખમાં દિલાસો આપવામાટે મેં હા પાડી'તી, પણ ખરી રીતે તો એને ઘરમાં બેસાડવાનો પ્રથમથી જ મારો વિચાર નહોતો. એવી દુ:ખી સ્ત્રીઓ તો જગતમાં ઘણી હશે, અરે અમારી પોતાની ન્યાતમાં પણ અનેક છે; એટલે જો એ બધીઓને ઘરમાં બેસાડવાનો ધંધો લઈ બેસું, તો મારે તેમનામાટે તુર્કસ્તાનના સુલતાનના જનાનખાના જેવડું એક મોટું જનાનખાનું તૈયાર કરાવવું પડે અને શારીરિક બળને વધારવામાટે તામ્રભસ્મ જેવા પદાર્થોનું સેવન કરવું પડે! તેમ જ ઘી દૂધના ખોરાકના ખર્ચમાં જ મારું દીવાળું ફુંકાઈ જાય અને બુધવારિયામાં જવાનો વારો આવે! ધારાને કહેજો કે, તારે જે રસ્તો લેવો હોય તે લઈ લે. મારી હવે જરા પણ આશા રાખીશ નહિ! આ શબ્દો તમારા મુખમાંથી મારા વિશે નીકળ્યા હતા." ધારાએ નાસિકમાં એકવાર દેવકુમારી અને મારા સમક્ષ પોતાનો વૃત્તાંત વર્ણવતાં જે શબ્દોનો નિર્દેશ કર્યો હતો તે જ શબ્દોનો આજે વળી પાછો ઉચ્ચાર કરી સંભળાવ્યો.

"આ વાર્તા બનાવટી, તર્કટી અને તદ્દન-અક્ષરે અક્ષર જૂઠી છે! જો અમાવાસ્યાની રાત્રિમાં પ્રકાશનો, સૂર્યમાં અંધકારનો, અને લીંબડામાં માધુર્યનો અંશ હોઈ શકે, તો જ એ કથનમાં સત્યનો અંશ હોવાની આશા રાખી શકાય! હવે પ્રશ્ન માત્ર એટલો જ અવશિષ્ટ રહે છે કે, તમારા ધર્મબંધુએ આટલા બધા પ્રપંચનો વિસ્તાર શામાટે કર્યો? કારણ કે, કારણ વિના તો કાર્ય સંભવે જ નહિ. આનાં બે કારણો હોઈ શકે. પ્રથમ તો મારા જેવો જે કોઈ પણ પુરુષ કાંઈ પણ વિવેકશક્તિ ધરાવનારો હોય તે એક જીવતી બાયડીપર બીજી બાયડી કરે જ નહિ, અને ધારો કે કદાચિત્ કરે, તો તે ત્રીજા કોઈને કશો ધનલાભ કે અન્ય કોઈ પ્રકારનો લાભ આપે નહિ. આ નિશ્ચિત હોવાથી કદાચિત્ લક્ષ્મીવલ્લભ અને ધારાનો સંબંધ દૃઢ થશે, તો આપણને કશો લાભ મળવાનો નથી, એમ ધારી આ બનાવટ કરી હોય, અથવા તો જો લક્ષ્મીવલ્લભ ધારાના નાતરે જવાના વિચારને ફેરવી નાખી તેને છે તેવી જ અવસ્થામાં રહેવાની ભાવનાપર લાવી મૂકશે, તો બીજા સાથે તેને અથડાવતાં જે લાભ મળવાની આશા છે, તે આશા પણ નિરાશાના રૂપમાં ફેરવાઈ જશે; આવી ધારણાથી આ પ્રપંચ તમારા ધર્મબન્ધુએ રચ્યો હોય. બીજું કારણ એ કે, જો તેનો તમારી સાથે જાહેરમાં ધર્મબન્ધુનો, પણ છાનો બીજા કોઈ પ્રકારનો સંબંધ હોય, તો પણ જો ધારા

એક તરુણ, ચાલાક અને વીર પુરુષના હાથમાં જશે, તો પાછી કોઈવાર આપણા હાથમાં આવી શકશે નહિ અને કોઈ નમાલા ઘરડા ખૂસટની બાયડી થશે, તો નામનો ધણી તે હોવા છતાં ખરો ધણીપો આપણે ભોગવી શકીશું, આવી ભાવનાથી પણ આ ભ્રષ્ટાચાર કરાયો હોય! જો આ નાતરું કરાવવામાં તમારા ધર્મબન્ધુનો હસ્તાક્ષેપ હોય, તો તો આ બેમાંનું જ એ બનાવટનું એક કારણ અવશ્ય હોવું જોઇએ, અને તેમ ન હોય તો ન્યાયશાસ્ત્રનો સિદ્ધાંત અસત્ય હોવો જોઇએ, એ હું મહાદૃઢતાથી છાતી ઠોકીને કહી શકું છું; કારણ કે, સંયોગો એવા છે કે, જે એ બે વિના કોઈ ત્રીજા કારણની છટાને લેશ માત્ર પણ દર્શાવી શકતા નથી. હવે એ બેમાંથી ખરું કારણ કયું છે એનો નિર્ણય તમારા વિના બીજા કોઇથી કરી શકાય તેમ નથી.'' લક્ષ્મીવલ્લભે અનુમાનથી કારણો કાઢી બતાવ્યાં.

"બસ–લક્ષ્મીવલ્લભ! હવે મારો નિશ્ચય અને તે પણ નિઃસંશય નિશ્ચય થઈ ચૂક્યો કે હું એક હીચકારા, બાયલા, આપમતલબી, લાલચુ અને લંપટ પુરુષની કપટકળાનો ભોગ થઈ પડી, અને મારામાં લાંબો વિચાર કરવાની બુદ્ધિ ન હોવાથી મારો હવે પછીનો આખો જન્મારો મેં મારા પોતાના હાથે જ રદ કરી નાખ્યો. એ મારો ધર્મબન્ધુ નહિ, પણ પાપબન્ધુ છે. મેં જે એને અત્યારે આટલાં વિશેષણો આપ્યાં છે તે સઘળાં સત્ય અને યોગ્ય સ્થળે જ યોજાયલાં છે. આ નાતરું કરાવવામાં નાસિકના વીશીવાળા બ્રાહ્મણ સાથે એ ધર્મબન્ધુનો પણ પૂરતી રીતે છુપો હાથ હતો અને તેમાં એ બન્ને કારણોનો સમાવેશ થયેલો હતો, એ વાર્તા અહીં આવ્યા પછી મારા જાણવામાં અને પ્રત્યક્ષ અનુભવમાં આવી ચૂકી છે. તમે જાણો છો કે અત્યારે હું, જેના ઘરમાં છું તેના વિશે નાસિકમાં મને શું શું કહેવામાં આવ્યું હતું અને અહીં આવ્યા પછી શું જણાયું?'' ધારાએ પશ્ચાત્તાપનો પ્રારંભ કરીને કહ્યું, અને તેની આંખોમાંથી આંસુ વર્ષવા લાગ્યાં.

"નાસિકમાં તમારી આગળ એ બુઢ્ઢાને મોર તરીકે રજૂ કરવામાં આવ્યો હતો, પણ પાછળથી તે એક કાગડા તરીકે ઓળખાયો છે અને એ બધી બીના મારી જાણથી બહાર નથી; માટે એના વિવેચનમાં વખત ન વીતાડતાં જેટલી મુદ્દાની વાત હોય તેટલી જ સંભળાવો.'' લક્ષ્મીવલ્લભે જણાવ્યું.

"કાગડાને મોરનાં પીછાંમાં ઢાંકીઢૂમીને રજૂ કરવામાં વીશીવાળાનો માત્ર પૈસા મેળવવાનો જ હેતુ હતો, અને મારા ધર્મબન્ધુના એમાં તમોએ જણાવેલા બન્ને હેતુઓ સમાયલા હતા. તેને આ નાતરું થતાં લગભગ રૂપીઆ સવ્વાસો રોકડા મળ્યા હતા અને તે સાથે અન્ય આંતરિક હેતુની સિદ્ધિનો માર્ગ પણ નિષ્કંટક રહ્યો હતો. મારી આટલી સીમા પર્યન્ત અધોગતિ થવા પછી હવે હું વધારે વાર મારાં પાપકર્મને છુપાવવા ઇચ્છતી નથી. અમારી પાડોશમાં પહેલે દાદરે રહેતા એક પંજાબી સાથે મારા એ ધર્મબન્ધુની સ્ત્રીનો ગુપ્ત પ્રેમસંબંધ હતો, એ વાતને મારો ધર્મબન્ધુ સારી રીતે જાણતો હતો, છતાં પૈસા આવતા હોવાથી કાંઈ પણ બોલતો નહોતો અને તે બાઈ સાહેબની કેટલીક કુચેષ્ટાઓ

નજરો નજર મારા જોવામાં આવી હતી. પોતાના પાપપર પડદો નાખવામાટે હું વિધવા છતાં તે બાઇએ નિત્યના પોતાના વાર્તાલાપથી મારા હૃદયમાંના નિદ્રિત વિકારને જગાવ્યો, પોતાના ધણીને મારા તરફ લપકાવ્યો, અને અંતે તેનું એ પરિણામ આવ્યું કે તે ભામટાં માટી બૈયરે મળીને મારા વૈધવ્યધર્મને ખંડિત કરી બતાવ્યો. અત્યારે અહીં આ નવા ઘરમાં આવ્યા પછી પણ તે માટી-બૈયર આવે જાય છે, અને આગળના સંબંધને જેવો ને તેવો જ કાયમ રાખી હૃદયમાં હરખાય છે. એ ચાંડાળોએ ખરેખર પોતાના નીચ સ્વાર્થની સિદ્ધિમાટે મારો અવતાર સદાને માટે બગાડી નાખ્યો છે! એ બન્નેનું નરકમાં પણ ઠેકાણું થવાનું નથી." ધારાએ પોતાના પાપકર્મનો નિષ્કપટ અંતઃકરણથી સ્વીકાર કરી લીધો.

"અભાગિની ધારા! તમારાં ચરિત્રો જ્યારે આવાં છે, વિકારવશતાનો અદ્યાપિ તમારા હૃદયમાં આટલો બધો અધિકાર છે અને પોતાના મનને કાબૂમાં રાખવાની તમારામાં જરા પણ શક્તિ નથી, તો પછી હું સમજી શકતો નથી કે આ ચોથું ઘર માંડવાની તમને એટલી બધી શી અગત્ય હતી? સ્ત્રી જ્યારે વૈધવ્યની અવસ્થામાં હોય છે ત્યારે તો ગર્ભવતી થવાનો અને તેથી આબરૂ જવાનો ભય હોવાથી આડા માર્ગમાં પગ મૂકતાં તેનું મન અચકાય છે, એમ કરતાં તેના મનમાં વધારે નહિ તો થોડો ઘણો વિચાર તો અવશ્ય થાય છે. છતાં તેવી અવસ્થામાં પણ તમે એ માર્ગનું અવલંબન કરતાં ન અચકાયાં, તો અત્યારે તો હવે ઘરડા ધણીનું એક ઓઠું હાથ આવેલું હોવાથી તમે પોતાની મરજી પ્રમાણે ગમે તેવા નાચ નાચશો; કારણ કે, સગર્ભા થશો અને સંતાનને જન્મ આપશો, તો તે સંતાન ગમે તેનું વર્ણસંકર હોવા છતાં તમારા નામના ધણીની માલિકીનું કહેવાશે એટલે હવે તો આબરૂ જવાનો ભય પણ જતો રહ્યો છે, એટલે તમારાથી ગમે ત્યાં ફરાશે, હરાશે, ને જોઇએ તેવું ઘાસ ચરી ખવાશે. સારું થયું કે, કોઈ ગરમ મિજાજના અને સારા આબરૂદાર માણસના ઘરમાં ઘુસવાની તક તમને ન મળી શકી અને શિલા હતી તે પાષાણપર જ જઇને પછડાઈ! નહિ તો પરિણામ એ આવત કે, કાંતો તે તમને મારી નાખીને ફાંસીએ ચઢી જાત ને કાંતો તમે તેને ઝેર ખવડાવીને લાંબો કરી નાખત! કારણ કે, તમારા જેવી કામાતુરા અને સ્વૈરિણી સ્ત્રીઓ એકપતિપરાયણા અને બંધનબદ્ધ રહી શકતી જ નથી. તમને આત્મહત્યા કરતાં અટકાવ્યાં, એ મારી ભૂલ થઈ હતી, એમ હવે મને પ્રત્યક્ષ જણાય છે; કારણ કે, તમને જો તે દિવસે દરિયો પૂરવા દીધો હોત, તો તમારા પાપે મારે બદનામ ન થવું પડત, તમારા ઓરમાન દીકરાઓની આબરૂ જળવાત, અને હવે પછી તમારા પ્રતાપે જે અનેક પુરુષો પાપાચારી થવાનો સંભવ છે તે પણ સદાને માટે અટકી જાત. હશે, તમારાં કર્યાં તમે ભોગવશો જ; કારણ કે, સારાં કે નઠારાં કર્મોનાં સારાં કે નઠારાં ફળ મળ્યા વિના કદાપિ રહેતાં જ નથી. ધારા, તમારું ભવિષ્ય મને મહા અંધકારમય દેખાય છે; હું ઇચ્છું છું કે, પરમાત્મા તમને સદ્‌બુદ્ધિ આપે, તમારું વર્તન સારું થાય અને તમારા ભાગ્યમાંથી નરકવાસની યાતનાઓ ટળી જાય!" લક્ષ્મીવલ્લભે ઉદ્ગાર કાઢ્યા.

"લક્ષ્મીવલ્લભ ! હું મહાપાપિની અને અપરાધિની છું; હું તમારી અ
શ્રણ નિંદાનું કારણ થઈ છું તે મારા અપરાધની ક્ષમા આપો, અને હવે દાઝ
પર ડહામ ન આપો. મારાથી બની શકશે તો ધર્મના માર્ગમાં વિચરવ
યત્ન કરીશ, અને નહિ તો પછી મારું ભાગ્ય મને જે રસ્તે દોરી જશે
જઈશ, અને નરકની યાતના ભોગવવી પડશે, તો તે પણ ભોગવીશ." ધારાએ

"ઈશ્વર તમારું કલ્યાણ કરો!" આ વાક્યના ઉચ્ચાર સાથે લક્ષ્મીવલ્
ઊઠીને ઊભો થયો, અને વિશેષ કાંઈ પણ બોલ્યા વગર તે સ્થાનને છોડી ગ
હું અને નાથીબાઈ પણ ધારવા કરતાં ત્યાં બહુ જ વધારે વખત વીતવાથી અ
જવાના વિચારને માંડી વાળી ઘેર જવાની ભાવનાથી ઉઠયાં અને ધાર
આશ્વાસન આપી અમે ત્યાંથી પ્રયાણ કર્યું.

રસ્તામાં ચાલતાં ચાલતાં નાથીએ મને ઉદ્દેશીને કહ્યું–"આ લક્ષ્મીવલ્લભ
મહા અનુભવી અને સાથે ફાટલ ઢોલ જેવો જ જણાય છે. કોઈને ખરી
મોઢે આડાવી દેતાં એ જરા પણ અચકાતો નથી. ધારાને કેવી ચમકાવી ર
ખરી બીના તેના મોઢેથી કેવી ઘડીના છઠ્ઠા ભાગમાં ઓકાવી ! બાઈ! અ
ચાલાક ભાયડા તો સંસારમાં ઘણા થોડા જ હશે !"

"એ ગૃહસ્થ એટલો બધો સત્યવક્તા અથવા તમારા શબ્દોમાં કહું
એવો તો ફાટલ ઢોલ છે કે, પોતાના દુર્ગુણોને છુપાવવાનો પણ પ્રયત્ન કરતો ન
તો પછી બીજાને મોઢે ખરી વાત સંભળાવી દે, એમાં અજાયબી શાની ? અ
તો એ એક મહાસત્યશીલ અને સાધુચરિત્ર પુરુષ છે, પણ આજથી દશ
વર્ષ પૂર્વે એ ભાઇસાહેબ પણ મદિરાપાન અને રખડંપટ્ટીમાં એટલા બધા આ
વધેલા હતા કે ન પૂછો વાત ! એકવાર મારા શેઠે એને એ વિશે સવાલ પૂછ
એણે જરા પણ સંકોચ વિના સાફ સાફ જણાવી દીધું હતું કે, "હા, હું
વ્યસનોનો ઉપાસક હતો, પણ ભેદ માત્ર એટલો જ કે, જે વેળાયે હું એ
કરતો હતો તે વેળાએ પણ છુપાવીને કરતો નહોતો, અને અત્યારે પણ
મારી એ ગત વ્યસનાધીનતાનો અસ્વીકાર કરી અસત્યવાદના પાપનો ભા
થવા માગતો નથી. અત્યારે એ વ્યસનનો મારામાં અંશ માત્ર પણ નથી, ચ
તેથી અત્યારે જો એ વિષયને આગળ ધરી કોઈ મારી નિંદા કરવું હોય, તો
પોતે જ પાપભાગી થાય છે, અને તેવા નિંદકો તિરસ્કાર કરતાં ધૃણા તથા દયાને
અધિક પાત્ર છે ! હું એવા નિંદકોની જરા પણ પરવા રાખતો નથી !!' આ
કરતાં વિશેષ બીજું કયું સત્યવક્તૃત્વ હોઈ શકે વારુ ?" મેં લક્ષ્મીવલ્લભના ર
ભાવ અને ચરિત્રનો પરિચય કરાવ્યો.

"આજકાલ કેટલાક રાતે દોઢ બાટલી બ્રાંડી ઉડાવનારા અને દોઢ શ
માંસને પેટમાં પધરાવનારા સવારમાં ન્હાઈ ધોઈ, કંકુ કે ચંદનને બગાડી, લાં
ટીલાં તાણીને અને દેવમંદિરમાં પધારીને પોતાને ધર્માત્મામાં ખપાવે છે અને જ
પણ સચ્ચાઈ વગરના ખોટેખોટા આડંબર બતાવે છે, તેમના કરતાં પોતા
સદ્દગુણ કે દુર્ગુણને સમાન ભાવથી જાણનારા અને પોતાના દુર્ગુણનો પોતા

મુખથી જ પ્રકાશ કરનાર પુરુષ મારા અભિપ્રાય પ્રમાણે પૂજ્ય અને વંદ્ય છે; કારણ કે;—

"આકાશમાંહી ચંદ્ર ને રવિ ઉભયની ગતિ એક છે;
રણવીર નરની સમરમાં અવનતિ ઉન્નતિ એક છે;
જ્યમ ધર્મરાજાની સદા દૃઢ ધર્મમાં મતિ એક છે;
ત્યમ ધર્મશીલ મનુષ્યની વાણી અને કૃતિ એક છે;
નર સત્યવક્તા લોકનિંદાથી કદી ડરતો નથી;
બોલી અસત્ય નવીન બીજા પાપમાં સરતો નથી !"

નાથીના એ ઉદ્‌ગારોને પુષ્ટિ આપતી હું કહેવા લાગી કે;—"એ ગૃહસ્થના લખેલા ગ્રંથો જો તમે વાંચો, તો તેમાં પણ પ્રત્યેક પૃષ્ઠ અને પ્રત્યેક વાક્યમાં એનું સત્યવાદિત્વ ચમકતું તમને દેખાયા વગર રહે તેમ નથી. એના એ સત્યવાદિત્વના કારણથી જ કેટલાક બુદ્ધિહીન લોકો એને ફ્રેંચ ફ્રેશિનનો લખનાર ને ગુજરાતીમાં રેનૉલ્ડ્‌જનો અવતાર કહીને બોલાવે છે; પણ આ ગૃહસ્થ પોતાનું કર્તવ્ય મૂગે મોઢે બજાવે છે અને એવાં ભસતાં કૂતરાંને ઠોકરે ઉડાવે છે !"

"એમણે અત્યાર સૂધીમાં જે જે પુસ્તકો લખ્યાં હોય તે સર્વનાં નામ અને મળવાનું ઠેકાણું મને લખી આપજો, એટલે આવતી કાલે જ આપણે તે બધાં પુસ્તકો મંગાવીશું. એમનાં રચેલાં પુસ્તકોમાંથી આપણને ઘણું જાણવા અને સમજવાનું મળી આવશે; કારણ કે, ખોટી કલ્પનાજન્ય આદર્શતા કરતાં સત્ય ઘટના અને નૈસર્ગિકતાનો પ્રભાવ હમેશાં વધારે હોય છે, અને વાંચનારના હૃદયમાં સત્યનો જેટલો છાપ પડી શકે છે, તેટલું કલ્પનામય વસ્તુનું પરિણામ થઇ શકતું નથી." નાથીએ કહ્યું.

"આવતી કાલે જ હું બધાં પુસ્તકો તમને મગાવી આપીશ." મેં કહ્યું.

અમો ગાયવાડીમાં આવીને પોતપોતાના ઘરભેળાં થઇ ગયાં.

તે જ રાતે ઝેર ખાઇને ધારાએ આત્મહત્યા કરી હતી, એમ બે દિવસ પછી છાપાદ્વારા અમારા જાણવામાં આવ્યું. નાથીબાઇને ત્યાં કાર્યપ્રસંગે આવેલા ધારાની સ્હામેની દુકાનવાળા સોનીએ પણ એ સમાચાર નાથીને કહ્યા, અને નાથીએ મને સંભળાવ્યા !

## પ્રકરણ ૪૨ મું

## લલિતાનું આગમન અને મરણ !

શનિવારનો ઉષ:કાળ થયો. આજે લલિતા આવવાની હોવાથી આગલે દિવસે શનિવારે સવારમાં રીહર્સલમાંથી ગેરહાજર રહેવાની, શેઠ પાસેથી મેં રજા મંગાવી રાખી હતી. ઉષામાં જ ઉઠી અરુણોદય થતાં સુધીમાં સ્નાન અને ચાહ લેવાના કામથી પરવારી મારી માતા તથા સાસૂને ગરમ પાણી અને ચાહ નાસ્તો વગેરે તૈયાર રાખવાનું જણાવીને હું મારા પતિને સાથે લઇ લલિતાને

લેવામાટે ગ્રાન્ટરોડના સ્ટેશનપર જઇ પહોંચી. અમારા ત્યાં પહોંચ્યા પછી એક કલાકે પંજાબ મેલનું આગમન થયું; કારણ કે, તે દિવસે કોઇ કારણવશાત્ ટ્રેન લગભગ પોણો કલાક લેટ હતી. ટ્રેને સ્ટેશનની હદમાં પ્રવેશ કર્યો અને અમારી નજર ટ્રેનમાં વળગી ગઇ. લલિતા પણ સેકન્ડ ક્લાસના કંપાર્ટમેન્ટમાંની બારી-માંથી ડોકું બહાર કાઢીને અમને જોવામાટે ઉભી હતી. અમારી દૃષ્ટિનો મેળાપ થયો, ત્યાર પછી તે પ્લૅટફોર્મપર ઉતરી એટલે અમારા હાથોનો મેળાપ થયો. જે વેળાએ લલિતા અમારી કંપની છોડી લાલજી સાથે પંજાબ જવાને ઉપડી હતી તે સમયના તેના દેખાવ અને આજના દેખાવમાં જમીન અને આસમાન જેટલો તફાવત જોવામાં આવતો હતો. તેના પ્રફુલ્લ અને સદા હસતા મુખ-મંડળમાં એક પ્રકારના શોકમય ગ્લાનિની છટા છવાઈ ગઈ હતી, ગાલ મુરઝાઈ ગયા હતા, મોઢાપરની લાલીનો રંગ ઉડી ગયો હતો અને આંખો ઊંડી ઉતરી ગઈ હતી, એટલું જ નહિ, પણ તેના શરીરમાં કૃશતાનો પણ કેટલેક અંશે આવિર્ભાવ થઈ ચૂક્યો હતો. તેના બહારના દેખાવમાં જો કે આટલો બધો ફેરફાર થઇ ગયો હતો, છતાં તેના શરીરમાં રોગનો સંચાર થયેલો દેખાતો નહોતો; કારણ કે, તેણે પોતાની બે ટ્રંકો અને ગ્લૅડસ્ટન્ બૅગ તથા બેડીંગ વગેરે ચીજો જે ઉપરના બર્થપર પડી હતી તે આગળના જેટલી સ્ફૂર્તિથી નીચે ઉતારી અને કુલીના માથાપર ચઢાવી દીધી. મેં વિવેક બતાવ્યો, પણ મને તેણે પોતાના સામાનને હાથ પણ અડકાડવા ન દીધો. અમો એકબીજાનો હાથ ઝાલીને પ્લૅટ-ફોર્મના દરવાજામાંથી બહાર આવ્યાં, સામાન વિક્ટોરિયામાં રખાવ્યો, કુલીને મજુરીના પૈસા આપ્યા અને વિક્ટોરિયામાં બેસી ઘર તરફ આવવાને નીકળ્યાં, અમો બન્ને ગાડીમાં પાછલી સીટપર અને મારો ધણી અમારી સ્હામે આગલી સીટપર બેઠાં હતાં. આજકાલ કેટલેક સ્થળે એવો પ્રકાર ચાલતો જોવામાં આવે છે કે, બેચાર દોસ્તો ફરવા નીકળ્યા હોય અને ગાડીમાં બેસવાનો પ્રસંગ આવે તો ત્રણ કે ચાર જેટલા હોય તેટલા પાછળની સીટપર જ બેસવાનો પ્રયત્ન કરે છે અને કેટલીકવાર ચંપાઈ પોઝીશનને જાળવવામાટે પાછળની સીટપર જ બેસે છે: કારણ કે, આગળની સીટપર બેસતાં તેઓ પોતાનું 'ઇન્સલ્ટ' થયેલું માને છે, અને તેમના પોઝીશનમાં મોટો વાંધો આવી જાય છે. પણ જ્યારે બાયડીઓ સાથે વિક્ટોરિયામાં બેસવાનો વખત આવે છે. તે વેળાએ એ પોઝીશનિયાઓના પોઝીશનના વઢાણા વેરાય છે અને પૂરા બાર વાગી જાય છે; કારણ કે, સ્ત્રીઓને વધારે માન આપવું, એવી ઇંગ્લિશ 'એટીકેટ' હોવાથી બાયડીઓને પાછલી સીટ-પર બેસાડી તેમને જખ મારીને આગલી સીટપર બેસવું પડે છે અને એવી રીતે તેમની પોતાની માન્યતા પ્રમાણે કુલીનો અવતાર ધારણ કરવો પડે છે. જો કે આગલી સીટપર બેસવાથી મારા ગરીબ ધણીના પોઝીશનમાં તો વાંધો આવે તેમ નહોતું જ; છતાં અત્યારે તેનું આગલી સીટપર બેસવું ઇંગ્લિશ એટીકેટ અથવા ફેશનના કાયદાસરનું હોવાથી બીજાઓની નજરમાં પણ તેના ખરાબ દેખાવાનો સંભવ નહોતો.

ગાડી ચાલતી થયા પછી મેં લલિતાને પૂછ્યું કેઃ–લલિતા બહેન ! તમારી તબીયત કેવીક રહે છે ? કાંઈ માંદાઈ જેવું તો નથી ને ? કારણ કે, તમારું શરીર હમણાં સૂકાયલું અને ચહેરો ઉતરી ગએલો દેખાય છે.”

“ના, બહેન ! તેવું તો કાંઈ પણ નથી, મને શારીરિક વ્યાધિ નથી, પણ જ્યારથી લાલજીનો સ્વર્ગવાસ થયો છે ત્યારથી મારું મન નિરંતર ઉદાસ અને ઉદાસ જ રહ્યા કરે છે; કોઈ કોઈવાર તો એ ઉદાસીનતા એટલી બધી વધી જાય છે કે, હું એકલી બેસીને કલાકોના કલાકો સુધી રડ્યા કરું છું, તો પણ મારા મનને શાંતિનો સ્પર્શ થઈ શકતો નથી. એટલે કદાચિત્ મારા માથામાં એક પ્રકારની ભ્રમણા થઈ હોય કે પછી માનસિક વ્યાધિની બાધા થઈ ગઈ હોય, તો તે બનવા યોગ્ય છે. જો કે મને શું થઈ ગયું છે, એ હું પોતે પણ હજી જાણી શકતી નથી.” લલિતાએ ઉત્તર આપ્યું.

“લલિતા બહેન ! તમે આવાં શાણાં અને સમજૂ છતાં મનની ઉદાસીનતાને આટલી સીમા સુધી આધીન થઈ જાઓ એ તો ખરેખર એક પ્રકારનું આશ્ચર્ય જ કહેવાય. હવે આટલા બધા ઉદ્વેગને ધારણ કરવાથી શો લાભ થવાનો હતો વારુ ? શોક કરવાથી કાંઈ મુએલાં માણસ પાછાં આવી જાય છે ? આપણે બધાં ક્યાં અમરપટો લખાવીને આવ્યાં છીએ ? આપણે પણ એક દિવસ એ રસ્તે જવાનું તો છે જ; તો પછી આટલો બધો ખેદ કરવો સર્વથા નિરર્થક છે. તમે મારાં ગુરુ છો એટલે હું વધારે શો ઉપદેશ આપી શકું ?” મેં તેના સાંત્વનનો પ્રયત્ન કર્યો.

“ચંપા ! પોતાના સારા સમયમાં બીજાને સરળતાથી લાંબા લાંબા ઉપદેશો આપી શકાય છે અને પોતાના શાણપણાનું દર્શન કરાવી શકાય છે; પણ જ્યારે પોતાના માથાપર સંકટનું વાદળ તૂટી પડે છે, તે વેળાએ બધું શાણપણ ચાલ્યું જાય છે અને તેમાં પણ જેની લાગણી તીવ્ર હોય છે તે તો અવશ્ય ઉન્માદને જ વશ થાય છે. મારાપર ઈશ્વરની વળી એટલી કૃપા કે અદ્યાપિ મારા માથામાં ઉન્માદનો સંચાર નથી થયો અને હું જેમની બુદ્ધિ ઠેકાણે છે તેવા માણસ પ્રમાણે વાતચીત કરી શકું છું. મારી હવે ઈશ્વરને એટલી જ પ્રાર્થના છે કે, આ દુઃખને સહન કરવાની મને તે પૂર્ણ શક્તિ આપે અને મારા મરણ સમયે મારી બુરી હાલત ન થાય !” લલિતાએ પોતાની ભગ્નહૃદયતાનો પૂર્ણ પરિચય કરાવ્યો.

અમો ઘેર આવી લાગ્યાં અને લલિતાને મેં ખાસ મારા ઓરડામાં જ ઉતારી. ગરમ પાણી તૈયાર હતું એટલે તેણે દાતણ કરી ન્હાઇ લીધું અને આવીને ઓરડામાં બેઠી એટલે મારી માતા ચાહ અને પૂરી વગેરે લાવીને ટિપોયપર મૂકી ગઈ. પૂરી મીઠી અને મોળી બે જાતની હતી. તેમાંથી તેણે મોળી પૂરી ખાધી અને ચાહ પીધી. નાસ્તો કરતાં તેણે કહ્યું કેઃ–ચંપા, કોણ જાણે શા કારણથી આ સંકટ આવ્યા પછી મારી ખાનપાન આદિની સર્વ ઇચ્છાઓ મંદ થવા લાગી છે. કોઇ પણ પદાર્થ ખાવાની મને ખાસ ઇચ્છા થતી નથી અને મોઢા આગળ જે પદાર્થ આવે છે તે રુચિપૂર્વક અને સ્વાદ લઇને મારાથી ખવાતા નથી. તેમ જ

ભપકાદાર વસ્ત્ર કે આભૂષણ પણ મને હવે ગમતાં નથી, એટલું બધું મારું મન શાંત અને વૈરાગ્યશીલ થઇ ગયું છે.''

તેનું કહેવું સત્ય હતું; કારણ કે, તે જ્યારે ટ્રેનમાંથી ઉતરી ત્યારે તેણે માત્ર કાળો સાલ્લો અને કાળું પોલકું એ બે વસ્ત્રો જ પહેર્યાં હતાં અને શરીરપર દાગીનાનું તો નામ માત્ર પણ નહોતું. ન્હાઈને પણ તેણે સાવ ધોળો કોરવગરનો સાલ્લો અને ધોળી ચોળી એ વસ્ત્રો પહેર્યા અને તેથી અત્યારે તે એક સાધ્વી જેવી જ દેખાતી હતી. અમારા માળામાં એક લુહાણી રહેતી હતી; તેનો પરણેલો ધણી પાંચ સાત હજારની મિલકત મૂકીને મરી ગયો હતો, છતાં તે વિધવા માત્ર કાચની કે દાંતની બંગડી વિના બીજા બધા શૃંગારોને એવી તો છટાથી શરીરપર ધારણ કરી લટકામટકાથી બહાર નીકળતી હતી કે, અખંડ સૌભાગ્યવતીઓ પણ તેની આગળ પાણી ભરે. તેના હૃદયમાં વૈધવ્યનો લેશ માત્ર શોક નહોતો; અને આ લલિતાનો તો રાખેલો ધણી મરી ગયો હતો છતાં તેના હૃદયમાં સંસારપર આટલો બધો તિરસ્કાર થઇ ગયો હતો. બન્નેની લાગણી અથવા હૃદયભાવનામાં કેટલો બધો મહાન્ અંતરાય કે જેથી એકને દાનવી તો બીજીને દેવી જ કહી શકાય!

તેના આગમનને બે દિવસ થયા એટલે એ પણ મારા જાણવામાં આવી ગયું કે, જેવો તેના બહારના દેખાવમાં ફેરફાર થયો હતો તેવો જ તેના સ્વભાવમાં પણ તફાવત થઈ ગયો હતો. એક સમયની વાચાળ લલિતા હવે અત્યંત મિતભાષિણી થઈ ગઈ હતી અને જે અલ્પ બોલતી હતી તે બોલવામાં પણ જાણે તેને કંટાળો આવતો હોય અને અનિચ્છાથી જ બોલતી હોયની! એવો રંગ પ્રત્યક્ષ દેખાઇ આવતો હતો. કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એક જ સ્થળે મૌન ધારી નિઃસ્તબ્ધ થઇને પડી રહેવા કે બેસી રહેવાનું અને પોતાના એક પ્રકારના વિશિષ્ટ વિચારમાં નિમગ્ન રહેવાનું જ તેને વધારે ગમતું હતું. તેનો આહાર પણ એટલો બધો ઓછો થઈ ગયો હતો કે જો હમેશ તે એટલો જ આહાર લેતી રહે અને તેમાં વધારો ન જ કરે, તો તેનું જીવન વધારે લાંબા વખત સુધી ટકશે કે કેમ, એનો સંશય જ દેખાયા કરતો હતો. ચાર છ દિવસમાં તો બે ચાર વાર એમ બન્યું કે તે જમવાને બેસતી, પણ મોઢામાં અન્નનો એક કોળિયો પણ ન નાખતાં એમની એમ જ ઉઠી જતી અને આરામ કુરસીમાં પડી એકદમ રડવાનો આરંભ કરી દેતી હતી. તેની આવી અવસ્થા જોઇ મેં રીહર્સલમાં જવાનું બંધ કર્યું અને આખો દિવસ તેની પાસે રહી અનેક પ્રકારે તેના હૃદયને શાંત કરવાના યત્ન કર્યા, પણ તાત્કાલિક કાંઈ પણ સારું પરિણામ આવ્યું નહિ. લાચારીએ નાટકની રાતે પાઠ કરવા જવું પડતું હતું, પણ તે વેળાયે મારી માતા તેની સેવામાં એક પગે હાજર રહેતી હતી. લલિતાને બહુધા રાતે કે દિવસે ઉંઘ આવતી નહોતી અને તેથી તેની તબીયતમાં પણ ધીમે ધીમે બગાડો થવા લાગ્યો. ડૉક્ટરને બોલાવી ઉપચાર કરાવવા માંડ્યો, પણ તેનીયે કશી અસર થતી દેખાઇ નહિ અમારી નાટકમંડળીના શેઠ પણ ત્રણ ચાર વાર તેને જોવામાટે

આવી ગયા અને તેને આશ્વાસન આપી જોઇતી મદદ આપવાનું કહ્યું, પણ તે સાંભળીને આભાર પ્રદર્શિત કરી લલિતાએ જણાવ્યું કે:—

"મારા મુરબ્બી શેઠ! તમે નાટકવાળા છતાં અને અત્યારે મારો આપની કંપની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન છતાં આપ મારા વિષે આટલી બધી લાગણી ધરાવો છો, એ આપનો મારાપર મોટો ઉપકાર છે. પણ મને હવે કોઇની પણ મદદ જોઇતી નથી; કારણ કે, જો હું જીવીશ, તો હાલ તરત બે ચાર વર્ષ મારો નિર્વાહ ચાલી શકે તેટલાં સાધનો મારી પાસે છે અને જે દિવસે નહિ હોય તે દિવસે કોઇ ગૃહસ્થને ત્યાં નોકરી કરીને ગુજરાન કરવાનું સામર્થ્ય ઈશ્વરે મને આપ્યું છે. જ્યારે આમ છે, તો પછી આ એક પેટમાટે કોઇનો ઉપકાર કે આભાર શામાટે લેવો જોઇએ, અને કોઇને અકારણ પરિશ્રમ શામાટે આપવો જોઇએ? હવે તો મારી એજ ઇચ્છા છે કે, આબરૂ ઇજ્જતમાં વ્હેલું જ મારું મરણ થઇ જાય તો વધારે સારું!"

"લલિતાના આગમનનો આજે અગિયારમો દિવસ હતો. મંગળવારની રાતે લગભગ આઠ સાડાઆઠ વાગ્યા હતા, એ વેળાયે તેણે અમારી સાથે બેસીને રોજ કરતાં કાંઇક ઠીક ઠીક ખાધું અને ત્યારપછી હું, મારી માતા, સાસૂ તથા મારો ધણી વગેરે બધાં વાતો કરતાં દીવાનખાનામાં બેઠા. અમારા માળાની બાજૂના માળામાં એટલામાં કોઇનું મરણ થયું અને પોક સંભળાઇ. થોડીવારમાં બાયડીઓ આવીને રોવા કકળવા લાગી ગઇ. એ બધો કોલાહલ સાંભળી લલિતા કહેવા લાગી કે:— એક તો અમસ્તી જ ઉંઘ નથી આવતી અને કકળાટ રાતે બે વાગ્યા સુધી ચાલશે એટલે આજે તો વળી સમૂળગી આંખ નહિ મીંચાય. પણ અરે એમના ઘરનું માણસ મરી ગયું ત્યાં મારી ઉંઘની વાત મેં ક્યાં કાઢી! પ્રભો! તું મને મારા આ અપરાધની ક્ષમા આપજે. મરવું તો બધાને છે જ!"

કલાકેક પછી તે મડદાને સ્મશાનમાં લઈ જવામાં આવ્યું અને આભડવા આવેલી બાયડીઓ મુંબાદેવી ગઇ એટલે રોવા કકળવાનો ધ્વનિ બંધ થયો અને પાછી શાંતિ પ્રસરી ગઇ. અમારો વાર્તાલાપ હજી ચાલ્યા જ કરતો હતો. એટલામાં અચાનક લલિતાનું શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું, તેની છાતીમાં થોડોક દુઃખાવો થયો અને એક નિઃશ્વાસ નાખી તે કુરસીમાં ઢળી પડી. મેં તેનો હાથ મારા હાથમાં લઇને પૂછ્યું કે:—"કેમ લલિતા બહેન! શું થાય છે?"

"છાતીમાં સખ્ત મુંઝારો થાય છે, મારી જિંદગી અત્યારે મને જોખમમાં આવી પડેલી જણાય છે." લલિતાએ મંદ સ્વરથી ઉત્તર આપ્યું.

"આપણા ઘરમાં કાજૂપુટી ઓઇલ છે તે જરા છાતીયે ઘસું અને શેક કરું? એથી મુંઝારો મટી જશે અને આરામ થઈ જશે." મારી માતાએ કહ્યું.

"માજી! હવે એટલી બધી તકલીફ લેવાની જરૂર નથી. અત્યારે હું જાગુ છું છતાં મને વાતાવરણમાં કેટલાંક વિલક્ષણ સ્વરૂપો વિરતરેલાં દેખાય છે અને આજની રાત હું કાઢીશ કે નહિ એની મારા મનમાં શંકા થાય છે. જો મારું આયુષ્ય આવી રહ્યું હશે, તો આ ઉપચારોથી કાંઈ પણ લાભ થવાનો નથી.

માજી ! તમને ગાતાં સારું આવડે છે, માટે જો કાંઈ સારું જ્ઞાનમય પદ્ય કે ભજન તમને યાદ હોય, તો તે ગાઈ સંભળાવો કે જેથી મારી મતિમાં સુધારણા થાય અને 'અંત કાલે મતિ તેવી ગતિ,' એ કહેવત ખરી હોય અને મારો આજે અંત થવાનો હોય, તો મરણ પછી મારા આત્માનું કલ્યાણ થાય." લલિતાએ ક્ષણે ક્ષણે પોતાના વધારે અને વધારે મંદ થતા સ્વરથી વિલક્ષણ યાચના કરી.

પ્રભુનું નામસ્મરણ કિંવા જ્ઞાનમય પદ્યનું ગાન કોઈ પણ પ્રસંગે અને કોઈ પણ અવસ્થામાં કલ્યાણકારક જ હોવાથી મારી માતાએ તરત તેની યાચનાને માન્ય કરીને તેના હૃદયને શાંતિ આપવામાટે પોતાના મધુર સ્વરથી નીચેનું પદ્ય ગાવા માંડ્યું:–

પદ્ય

"અમૂલ્ય માનવ જન્મ ફરી ફરી નથી જ વિશ્વે મળવાનો;
ઉત્તમ નરતનુ ધારીને જન ! તું નથી ભવમાં ભળવાનો–અમૂ.
બળી ચિતામાં ભસ્મ થયા બહુ, તું પણ અંતે બળવાનો;
અંત ન પામ્યા લેશ પામરો, ત્રિવિધ તાપ નથી ટળવાનો–અમૂ.
કાળ કરાળ ન કદાપિ છોડે, તેને તું નથી કળવાનો;
એક દિવસ તે અજગર જમડો, પકડી પિંડજ ગળવાનો–અમૂ.
અમર અચળ કોઈ ન વિશ્વમાં, નિયમ નથી એ ચળવાનો;
સંત કહે સુખવંત થવાને, જન્મ ભક્તિથી ફળવાનો–અમૂ."

હું જો કે નાટકમાં નાચતી હતી અને ગાતી હતી, અને મારો ગાવાનો રોજનો વ્યવસાય હતો, છતાં મારી માતાનું નૈસર્ગિક કંઠમાધુર્ય મારા કરતાં પણ સારું હોવાથી તેનું સંગીત મને પણ અતિશય પ્રિય લાગતું હતું. કવિતાની ઉત્તમ રચના, તેમાંનો ઉત્તમ આશય અને ગાનારીનો ઉત્તમ કંઠ એ ત્રણ સાધનો કોઇની પણ વૃત્તિને તલ્લીન કરવામાટે પૂર્ણ શક્તિમાન્ હતાં, એટલે જો એ પદ્યના શ્રવણમાં મારી વૃત્તિની પણ તલ્લીનતા થઈ ગઈ હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું. પદ્ય ગવાતું હતું તે વેળાયે અત્યંત ક્ષીણ અને મંદ સ્વરથી લલિતા પ્રભુના નામનો અખંડ ઉચ્ચાર કર્યા કરતી હતી. પદ્ય ગવાઈ રહ્યું એટલે તેના મુખમાંથી થતો "ઓ પ્રભુ !" નામનો ઉચ્ચાર પણ અટકી ગયો. મેં તેના હાથને મારા હાથમાં લીધો, પણ તે બરફ કરતાં પણ વધારે ઠંડો થઈ ગયેલો હોવાથી મારી છાતીમાં ફાળ પડી અને મારી માતાને મેં કહ્યું કે:–"મા ! જરા જો તો ખરી, લલિતા બહેનનું શરીર એકદમ ઠંડુગાર શા કારણથી થઈ ગયું છે; જરૂર હોય તો વૈદ્ય કે ડૉક્ટરને બોલાવીએ અને તબીયતમાં વધારે બગાડો થયો હોય તો ચાંપતા ઉપાય કરાવીએ."

મારી માતાએ મને આઘી ખસેડી મારા સ્થાને બેસીને તેના હાથને હાથમાં લઈ નાડીની ગતિની પરીક્ષા કરવા માંડી. બે સેકન્ડમાં તે બોલી ઉઠી કે:–"ચંપા થઈ ચૂક્યું. જે વસ્તુ હતી તે ચાલી ગઈ છે અને આ ખાલી ખોળિયું જ અહીં પડી રહ્યું છે. વૈદ્ય કે ડૉક્ટર વ્યાધિને પારખી મનુષ્ય જીવતું હોય ત્યાં

સુધી બહુ બહુ તો તેની પીડાને ઘટાડી શકે છે; પણ એકવાર જ્યાં મનુષ્ય મરી જાય એટલે પછી તેને આયુષ્ય આપવાની કે જીવાડવાની શક્તિ વૈદ્ય કે ડૉક્ટરમાં હોતી નથી. જો એમ થતું હોય તો વૈદ્યનાં મરે નહિ ને જોશીનાં રાંડે નહિ!"

"હેં–લલિતા મરી ગઈ!" મેં આંખો ફાડીને પૂછ્યું.

"હા મરી ગઈ અને તેને કેટલોક વખત થઈ ગયો. હવે આપણે રોવાકકળવામાં કે બીજી વાતો કરવામાં વખત વીતાડવાને બદલે લલિતાના શબને સ્મશાનમાં પહોંચાડવાની જ વ્યવસ્થા કરવી જોઈએ. હાયરે ! બિચારી મરવામાટે જ મુંબઈમાં આવી હતી !" મારી માતાએ શાંતિથી કહ્યું.

લલિતા ગતપ્રાણ થઇને આરામ કુરસીમાં પડેલી હતી છતાં મૃત્યુની ભયંકર છાયા તેના મુખમંડળમાં જોઇએ તેટલા પ્રમાણમાં વિસ્તરી નહોતી. મરણને શરણ થવા છતાં પણ તેની શાંત મુખમુદ્રામાં અચળ શાંતિ તથા એક પ્રકારની અકલ્પનીય કાંતિની છટા દેખાતી હતી અને તેનાં નેત્રો અર્ધ મીચાચલાં હોવાથી જાણે તે આરામ કુરસીમાં વિશ્રામનો વિલાસ કરતી પડી હોયની ! તેવો જ જોનારને ભાસ થતો હતો. જેવી તે જીવનકાળમાં નિષ્કપટ અને ધર્મદેવી હતી, તેવા જ શાંત મરણને તે આધીન થઈ હતી. તેની યાતના ભોગવ્યા વિના મરવાની આકાંક્ષા પૂર્ણ થઈ હતી અને અચાનક હૃદય અટકી જવાથી તેનું મરણ નીપજેલું હોવું જોઇએ, એવો મારી વૈદ્યવિદ્યાપ્રવીણ માતાનો દૃઢ અભિપ્રાય હતો.

મેં મારા ધણીને પાંચ રૂપિયા આપીને કહ્યું:–"તમે જરા ગાડી કરીને નાટકશાળામાં જાઓ અને શેઠને જગાડી લલિતાના મરણની વાત કહી આઠ દશ હિંદુ ઍક્ટરોને તેને સ્મશાનમાં લઈ જવામાટે મોકલવાનું કહો અને તે આવનારાઓને ગાડીમાં જ લઇને વ્હેલા વ્હેલા આવી પહોંચો." મારો પતિ તરત કોટ, ટોપી ને જોડા પહેરી ચાલતો થઈ ગયો. સારા ભાગ્યે અમને પાડોશી સારાં મળેલાં હોવાથી મારી સાસૂએ બોલાવતાની સાથે અમારા માળાની અને આસપાસના માળાની પંદર વીસ બાયડીઓ એકઠી થઈ ગઈ અને ચાર પાંચ ભાયડા પણ આવી પહોંચ્યા. પ્રથમ ભાયડાઓએ મડદાને ત્યાંથી ઉંચકીને ઓટલાપર પહોંચાડ્યું; ત્યાં બાયડીઓએ શબને સ્નાન કરાવી, ગાયના છાણ તથા ગૌમૂત્રના ચોકામાં સુવડાવી તેના મુખમાં તુલસી અને ગંગાજળ આદિ નાખ્યાં. લગભગ દોઢ કલાક પછી નાટકશાળામાંથી મારા પતિ સાથે તેર ચોદ માણસ આવી લાગ્યાં; કારણ કે લલિતામાટે સર્વના મનમાં સારો ભાવ હતો. તે બિચારીએ કદાપિ કોઇની સાથે કડવાસ કરી નહોતી. તેમનામાંના એક નારાયણલાલ નામના તરગાળાને મેં વીસ રૂપિયા આપ્યા અને લલિતાની સ્મશાનયાત્રાની સામગ્રી લાવવાનું કહ્યું; કારણ કે, તે આવા પ્રસંગોનો વધારે જાણીતો, પાકટ ઉમ્મરનો અને અનુભવી માણસ હતો. ત્રણ ચાર જણ એ કામે ગયા અને બીજા બે માણસ મ્યુનિસિપાલીટીના ગટાવાળાને તેની

પાસેથી 'ડેથ સર્ટિફિકેટ' (મરણનું પ્રમાણપત્ર) લેવા માટે રવાના થયા. લગભગ દોઢ પોણા બે કલાકમાં બધી તૈયારી થઇ ગઈ અને સાડાદશ કે અગિયાર વાગે સ્વર્ગવાસિની થયેલી લલિતાના શબને લગભગ પોણાબે વાગે સ્મશાનમાં લઈ જવા માટે કાઢી જવામાં આવ્યું. જો કે મને સાધારણ બધી બાયડીઓ પ્રમાણે મલાવડા કરીને રોતાં અને રાગડા તાણીને રાજ્યાં ગાતાં આવડતું નહોતું, પણ એ વેળાએ ખરી લાગણી અને ખરેખરા શોકથી મારાં નેત્રોમાંથી અશ્રુનો જે અસ્ખલિત પ્રવાહ વહી નીકળ્યો તે એવા બનાવટી રડવા કરતાં લાખ દરજ્જે વધારે ઉંડાણમાં પેસનારો કિંબહુના પાષાણને પણ ભેદી નાખનારો હતો. લલિતાના મરણથી મારા હૃદયમાં જેટલો આઘાત થયો હતો, તેટલો આઘાત મારી માતાંના મરણથી થશે કે નહિ, એની શંકા જ છે; કારણ કે, મારાં વર્તમાન સવ સુખોનું મૂળ કારણ અને મારી ખરી નિસ્પૃહ ગુરુ તે જ હતી વિશ્વમાં શિષ્યના વિત્ત હરનારા ગુરુ તો અનેક હોય છે, પણ શિષ્યના ચિત્તને હરનારા ગુરુ વિરલા જ મળી આવે છે. એ મારી બીજા પ્રકારની વિરલા ગુરુઓમાંની ગુરુ હતી-મને કોઇ પણ પ્રકારની સ્વાર્થબુદ્ધિ વિના વારંવાર યોગ્ય ઉપદેશ આપી સદાચાર અને ધર્મના માર્ગે ચઢાવનારી એ જ દેવીતુલ્ય દારા હતી અને તેથી એના ઉપકારોને હું મારા જીવનની અંતિમ ઘટિકા આવતાં પણ ભૂલી શકું તેમ નથી. ઈશ્વર એના આત્માને સ્વર્ગનો નિવાસ અવિચળ શાંતિ અને મોક્ષ આપો, એ જ મારી પ્રભુને અનન્ય ભાવયુક્ત અભ્યર્થના છે.

ભાયડાઓ લલિતાના શબને બાળીને સોનાપુરમાંથી પાછા ફરી સુમ્બાદેવીમાં સ્નાન કરીને સવારમાં સાત વાગે પાછા આવ્યા અને અમારો પણ ત્યાર પછી જ રડવાકૂટવાના કાર્યથી છૂટકો થયો. લલિતાનું પાછળ કોઈ પણ ન હોવાથી અને તે જાતિની બ્રાહ્મણી હોવાથી બ્રાહ્મણના હાથે તેની તેરમા સુધીની સર્વ ઉત્તરક્રિયા મેં મારા પોતાના ખર્ચે કરાવી અને મારી જે ફરજ હતી તે પૂરી કરી બતાવી.

તેરમાની ક્રિયા થઇ જતાં સુધી લલિતાના સામાનનું કોઇને સ્મરણ પણ થયું નહોતું, તેને કોઇએ હસ્તસ્પર્શ પણ કર્યો નહોતો અને તેની ટ્રંકો તથા બૅગ વગેરેમાં શું હતું ને શું નહિ, તે વિશે હું કે બીજું કોઇ કાંઈ જાણતાં પણ નહોતાં. ચૌદમે દિવસે અચાનક મારી માતાએ મને કહ્યું:–"અલી ચંપા! લલિતાનો આ બધો સામાન પડ્યો છે તે તો જરા તપાસી જો; કારણ કે, હવે એનો માલિક આપણા વિના બીજો કોઇ પણ નથી." એમ કહીને મરી ગયા પછી લલિતાની કમ્મરેથી નીકળેલો ચાર ચાવીઓનો ઝૂડો તેણે મને આપ્યો અને ટ્રંકો તથા બૅગ કબાટપર અને ટેબલપર ચઢાવીને રાખી હતી તે નીચે ઉતારી આપી.

બૅગમાંથી માત્ર વસ્ત્રો જ નીકળ્યાં, પણ તેમાં ચાર પાંચ કીમતી સાડીઓ, પાંચ સાત સારામાં સારાં અને ફેશનેબલ સિલાઇનાં રેશમ તથા મખમલનાં જરીકામનાં પોલકાં, બે મૂલ્યવાન અંબર અને સાચી કિનારવાળી બે બનારસી સાડીઓ વગેરે હોવાથી એ કપડાં પણ હજારેક રૂપીઆ કરતાં વધારે કીમતનાં હોવાં જોઇએ, એવી કોઇ પણ અટકળ કરી શકે તેમ હતું. ટ્રંકો ઉઘાડતાં એક

ટ્રંકમાંથી લાકડાની એક નાની પેટી નીકળી અને તે આખી ઘરેણાંથી ભરેલી હતી; કાંટો મંગાવી તોળતાં તેમાં સોનાનાં ઘરેણાંનું વજન પચાસ તોલા ગયું અને લગભગ ત્રણસેં તોલાનાં ચાંદીનાં જૂદાં જૂદાં ઘરેણાં હતાં એટલે પંદરસેં રૂપીઆનો એ માલ હતો. તેમ જ તેમાંના કાગળોના એક બંડલમાંથી આઠસેં રૂપીઆની કરન્સી નોટો નીકળી. આવી રીતે બધો મળીને અટકળે ત્રણ સવા ત્રણ હજારની મિલકતનો સરવાળો થયો. મારી માતા, સાસૂ અને મારા ધણીનાં મુખમંડળમાં એ સંપત્તિ જોઇને કાંઇક આનંદની છટાનો આવિર્ભાવ થતો દેખાયો. એ આનંદ અનાયાસ ધનપ્રાપ્તિના પરિણામરૂપ હોવું જોઇએ એ તો કોઇ પણ કહી શકે તેમ હોવાથી વિશેષ વિવેચનની અગત્ય નથી. મારી માતાએ પહેલ કરીને કહ્યું:—"ત્યારે ચંપા ! આ બધી કીમતી ચીજો આપણા કબાટના ચોરખાનામાં મૂકી દે અને ટ્રંકો તથા બૅગમાં હાલ તરત બીજી ચીજો ભરી રાખીશું અને પછી તને એ વસ્તુઓ મુસાફરીમાં લઈ જવા માટે કામ લાગશે."

"હાજ તો—હવે એ બધી ચીજો આપણને કામ નહિ લાગે, તો બીજા કોને કામ લાગવાની હતી ? એ તો કહેવત જ છે કે, જેના હાથમાં તેના મોઢામાં." મારી સાસૂએ મારી માતાના અભિપ્રાયને પુષ્ટિ આપીને પોતાનો સોનામોહોર જેવો અભિપ્રાય દર્શાવ્યો.

પણ તેમનું એ કથન મને પોતાને ન રૂચવાથી તેમને માઠું ન લાગે એવી રીતે મેં શાંતિથી જણાવ્યું કે:—હાલ તરત તો આ ચીજો ટ્રંકમાં હતી તેમ જ રહેવા દો; અને પછી પૂરો વિચાર કરીને એની જે વ્યવસ્થા કરવાની હશે તે આપણે કરીશું. ચીજો આપણા તાબામાં જ છે, એટલે કબાટમાં રાખવાથી જળવાશે અને ટ્રંકમાં રાખવાથી ન્હાસી જશે, એમ તો છે જ નહિ. ઉતાવળ કરવાની કશી પણ અગત્ય નથી."

"વારૂ ત્યારે જેવી તારી મરજી." મારી માતાએ વધારે વાંધો ન લેતાં ટુંકામાં જ પતાવ્યું.

રાતે શય્યામાં પડ્યા પછી મેં મારા મનને પૂછ્યું કે:—"લલિતાનો આ નધણિયાતો માલ હજમ કરી જવાનો ચંપા ! તારો અધિકાર છે ખરો કે ?" મારા એ પ્રશ્નનો મને મારા શુદ્ધ અંતઃકરણ પાસેથી નીચે પ્રમાણેનો જવાબ મળ્યો.

---

## પ્રકરણ ૪૩ મું

### કિંચિત્ આત્મશ્લાઘા !

"ચંપા ! આ સ્હાડા ત્રણ હજારનો આયતો આવી મળેલો દલ્લો જોઇને તારી ચિત્તવૃત્તિને ચળાવીશ નહિ અને એ ધનના લોભથી અલિપ્ત જ રહેજે; કારણ કે ચિત્ત, વિત્ત, જીવિત, યૌવન અને આ સમસ્ત વિશ્વ એ સર્વ ચળ વસ્તુઓ છે; ક્ષણભંગુર અને અશાશ્વત વસ્તુઓ છે, તો એ અશાશ્વત અને તે પણ નજીવી રકમથી તારું શું કલ્યાણ થવાનું હતું વારૂ ? શું ઈશ્વરે તને પોતાને આવશ્યક સર્વસાધનોને પોતાના

ઉદ્યોગ અને પરિશ્રમથી પ્રામાણિકતાપૂર્વક મેળવવાનો માર્ગ નથી ખોલી આપ્યો? તારી પાસે પોતાની હલાલ કમાણીનાં એટલાં સાધનો નથી કે શું? છે જ. જો તારામાં સત્યનિષ્ઠા, પ્રામાણિકતા અને ધર્મશીલતાનો અલ્પ સ્વલ્પ અંશ પણ રહેલો હોય, તો એ પરધનાપહારની ઇચ્છાને પોતાના હૃદયમાં કદાપિ સ્થાન આપીશ નહિ. એ ધનલોલુપતાના પ્રબળ પાશમાં બંધાઈ ધનપ્રાપ્તિના નીચ માર્ગને સ્વીકારવામાટે આજ સુધી અત્યંત દીર્ઘકાળ વીતી જવા છતાં નંદ અને કારૂન સાક્ષાત્ લક્ષ્મીપુત્ર હતા તોય નિંદાય છે અને અત્યારે પણ ધિક્કારપૂર્વક તેમનાં નામોનો ઉચ્ચાર કરાય છે. ઠીક, જો ધિક્કારને પાત્ર થવા છતાં પોતાની એ લક્ષ્મીને તેઓ સાથે લઇ જઇ શક્યા હોત, તો તો વધારે કહેવાપણું કદાચિત્ ન રહેત; પણ તેઓ તેમાંની એક પાઇ પણ સાથે લેવાને સમર્થ નહોતા, જેવા ખાલી હાથે આવ્યા હતા તેવા જ તેઓ ખાલી હાથે ગયા હતા; તેમને લાભ માત્ર એટલો જ મળ્યો કે, આ જગત્માં સદાને માટે પોતાની કુલકલંકિની અપકીર્ત્તિ અને દુર્નામનાને મૂકતા ગયા! મરણ ક્યારે અને કઇ પળે આવી લાગશે, એનો નિયમ છે જ નહિ અને જ્યાં સુધી જીવન છે, ત્યાં સુધી જેણે દાંત આપ્યા છે તે પરમેશ્વર ચાવણું પણ આપવાનો જ, એ પણ નિશ્ચિત છે; તો પછી અકારણ લોભને વશ થઈ પરધનાપહાર જેવું ભયંકર પાતક કરી આ ભવમાં લોકનિંદા અને પરભવમાં નરકવાસના ભાગી શામાટે થવું, તે સમજી શકાતું નથી. ધાર કે, લલિતાની આ સંપત્તિની કોઇને ખબર ન હોવાથી એ તારા હાથમાં આવી છે એની દુનિયાના લોકને જાણ ન થાય, છતાં ઘટઘટ-વ્યાપક પરમાત્મા પરમેશ્વર, સર્વજ્ઞ શ્રીહરિ તો જેમ બધાનાં કૃત્યો જુએ છે તેમ તારા એ અપરાધમય કૃત્યને પણ જોવાનો જ, અને સમય આવતાં તને એ અપરાધની યોગ્ય શિક્ષા પણ આપવાનો જ! ઈશ્વરને અંધ બનાવવાને કે છેતરવાને કોઈ પણ શક્તિમાન્ નથી, તો તારા જેવી બિચારી એક લાચાર અબળાની શી શક્તિ? આ પારકી થાપણ કેવળ તારી નિસ્પૃહતા અને પ્રામાણિકતાની પરીક્ષામાટે જ તારા હાથમાં આવી છે. એમ જ તારે માનવાનું છે. જો આ વેળાએ તારી નિર્લોભતા અને સત્યશીલતાનો પરિચય કરાવીશ અને એ ધનનો સમાજહિતના કોઇ યોગ્ય કાર્યમાં વ્યય કરી બતાવીશ, તો પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં તું કીર્ત્તિરૂપ સુવર્ણચન્દ્રક મેળવવાને ભાગ્યશાળી થઇશ; અને તેથી વિરુદ્ધ વર્ત્તતાં તારા કપાળમાં અપકીર્ત્તિ કિંવા અધર્મરૂપ કલંક તો લખાયલો જ છે!!"

તે પળે જ એ પૈસાને મારા પોતાના કે મારા લાગતાં વળગતાંના લાભમાટે નહિ, પણ સમાજના લાભમાટે ખર્ચવાનો મેં મારા મનમાં નિશ્ચય કરી લીધો. પણ પ્રશ્ન આવીને એ ઉભો રહ્યો કે, એ રકમ એવા ક્યા સમાજહિતના કાર્યમાટે આપવી કે, જે હિતની સમાજને વિશેષ અગત્ય હોય અને જે કાર્ય સાથે લલિતાનો પણ ન્યૂનાધિક પરોક્ષ કિંવા અપરોક્ષ સંબંધ હોય? દીર્ઘ વિચારાંતે એવી કલ્પના આવી કે, "કોઇ રીતે નાટ્યકળાની ઉન્નતિના કાર્યમાં એ સાધનનો ઉપયોગ થાય, તો તે વિશેષ યોગ્ય થયું કહેવાય. નાટ્યકળાની ઉન્નતિનો મુખ્ય

આધાર બહુધા ઉત્તમ નટો અને નટીઓપર જ રહેલો હોવાથી ભારતવર્ષમાં જો સારા નટ અને સારી નટીઓ ઉત્પન્ન થાય, તો જ ભવિષ્યમાં નાટ્યકળાની ઉન્નતિની આશા રાખી શકાય. આપણી રંગભૂમિપર પ્રેક્ષકો સમક્ષ નાના પ્રકારની ભૂમિકા ભજવવામાટે રંગભૂમિપર રજૂ થનારાં નટ અને નટી કેવા પ્રકારનાં હોય છે, એ વિષે થ્યુસુફનો પ્રથમ પરિચય કરાવતી વેળાએ મેં કેટલોક ઉલ્લેખ કરેલો છે ( જુઓ આ મારી આત્મકથાનું પ્રકરણ ૯ મું ); એટલે તેની પુનરુક્તિની અગત્ય નથી. જેવી રીતે બીજા વ્યવસાયોનું બાલ્યાવસ્થાથી જ મનુષ્યને શિક્ષણ આપવામાં આવે છે, તે જ પ્રમાણે નાટ્યકળાનું પણ પદ્ધતિપુરઃસર પ્રથમથી જ શિક્ષણ આપવામાં આવે, તો જ ઉત્તમ નટનટીની સૃષ્ટિ નિર્માણ થવાનો સંભવ ધારી શકાય. પરંતુ નાટ્યવ્યવસાયને જ્યાં હીન દૃષ્ટિથી જ જોવામાં આવતો હોય, ત્યાં પોતાનાં બાળકોને ભવિષ્યમાં એ વ્યવસાયમાં જ નાખવાની ધારણા રાખીને નાટ્યશિક્ષણ કોણ આપે વારુ ? માત્ર ગુજરાતમાં એક ત્રાગાળા અને ભોજક જાતિ જ એવી છે કે, ભવાઇ કરી વેષ ભજવવા, નૃત્ય, સંગીત અને નાટકની નોકરી એ જેનો સિલ્લોતેર પેઢીનો જાતીય વ્યવસાય થઇ ગયો છે; પણ ખેદની વાર્ત્તા એટલી જ કે, એ જાતિમાં અન્ય અનેક ગુણો હોવા છતાં શિક્ષણની મોટામાં મોટી ખોટ છે. જો ત્રાગાળાનાં બાળકોને પ્રથમથી જ નાટ્યકળાનું સારું શિક્ષણ આપવામાં આવે, તો એ જાતિમાંથી અનેક ઉત્તમ નટો મેળવવાના ભાગ્યને ભારતવર્ષ પ્રાપ્ત કરી શકે, એમાં લેશ માત્ર પણ સંશયનો સંભવ નથી. ત્રાગાળા જ્ઞાતિના બાળકોમાં તેમને જેવા પ્રકારની વિદ્યા કે કળા શીખવવામાં આવે તેને સાધારણતઃ સારી રીતે ગ્રહણ કરી લેવાનો બહુ જ ઉત્તમ ગુણ રહેલો છે; તેઓ બીજી ભાષા પણ અભ્યાસ અને શિક્ષણના યોગે શુદ્ધતાથી બોલી શકે છે; અને સંગીત તથા અભિનયના સંસ્કારો તો તેમનામાં નૈસર્ગિક જ રહેલા હોય છે, એટલે તેમને તો માત્ર પુષ્ટિ આપીને બહાર વિકસિત કરવાની અને યથાનિયમ નિયમિત કરવાની જ આવશ્યકતા રહે છે. હવે અત્યારે જ ગુજરાતમાં નાટ્યશિક્ષણશાળા ઉઘડે અને તેમાં ઉત્તમ નાટ્યકલાભિજ્ઞોદ્વારા નાટ્યના ભિન્ન ભિન્ન અંગોનું શિક્ષણ અપાય, એ કાંઇક અશક્યવત્ છે. ત્રાગાળાનાં બાળકોને અલ્પ વયમાં અને સર્વથા અક્ષરહીન અવસ્થામાં જ બે ચાર રૂપિયાનો પગાર મેળવવાની આશાથી નાટકમાં નોકરી કરવામાટે ધકેલી દેવામાં આવે છે, તેથી જ્યાં સુધી બાળકોનો કંઠ કોમળ અને મધુર રહે ત્યાં સુધી નાટકના કામમાં આવી અવાજ ફાટી જવા પછી તેઓ ટ્રામના ઉતરેલા ઘોડાની પેઠે નકામા થઈ જાય છે. તેવી અવસ્થા ન થાય, ત્રાગાળાનાં બાળકો ગુજરાતી ચાર પાંચ ચોપડીનો અભ્યાસ કરી વાંચન લેખનનું યોગ્ય જ્ઞાન તથા સ્વરવિદ્યાનું પણ સાધારણ જ્ઞાન મેળવ્યા પછી જ નાટકમાં જાય અને તેમની કીમત કાંઇક વધારે અંકાય, એવા શુભ ઉદ્દેશથી ગુજરાતના પાટનગર અમદાવાદના નિવાસી અને ત્રાગાળા જ્ઞાતિની ભૂષણરૂપ નાટ્ય અને સંગીત કલાનિપુણ સ્વર્ગવાસી અમૃત કેશવ નાયકે ગુજરાતના કેન્દ્રસ્થાન અમદાવાદમાં જે ત્રાગાળાના બાળકોને

કાંઇ પણ પૈસા લીધા વગર મફત પ્રાથમિક શિક્ષણ અને સાધારણ સંગીત જ્ઞાન આપવામાટે એક શાળાની આજે કેટલાંક વર્ષથી સ્થાપના કરી છે, જેના ફંડમાં ઘણાક ગૃહસ્થોએ અત્યાર સુધીમાં નાણાંની સારી મદદ આપી છે, કેટલીક નાટક-મંડળીઓના માલિકોએ પણ જે શાળાના લાભાર્થ ખેલો આપવાની ઉદારતા બતાવી છે અને જેને સરકારની ગ્રાન્ટ પણ મળે છે, તે શાળાના ફંડમાં લલિતાના નામથી આ નાણાં ભરી આપવાં અને નાટકવાળીના પૈસાનો લાભ નાટકવાળાને જ આપવો.” મારી આ કલ્પના મેં મારી માતા તથા સાસુને જણાવી અને તેમને પણ પૈસાની વધારે ભૂખ ન હોવાથી તેમ જ મારા મનને દુ:ખવવાની તેમની રતિભાર પણ ઇચ્છા ન હોવાથી તેમણે મારી એ ઇચ્છાને તરત અનુમોદન આપ્યું અને. એ પૈસાનો એવી રીતે ઉપયોગ કરવાનો અમારો ઠરાવ નક્કી થયો.

અહીં મારે જણાવવું જોઇએ કે, આજકાલ કેટલાક સંતાનહીન ધનવાન્ પુરુષો સૉલિસિટરના હાથે કાયદાસરનું મૃત્યુપત્ર લખાવી પોતાની મિલકત પ્રામાણિક મનાતા અને ગણાતા ગૃહસ્થોને તે મિલકતના ટ્રસ્ટી નીમીને તેમના હાથમાં તેના સારા ઉપયોગ માટે સોંપી જાય છે; પણ તે પ્રામાણિક ગૃહસ્થો-માંના ઘણા ખરા લક્ષ્મીને જોઈ લોભમાં લપટાય છે, પોતાની ધર્મશીલતા અને પ્રામાણિકતાને ભૂલી જાય છે; કાયદાને ખીંટીએ લટકાવે છે અને જે મિલકત તેમને રક્ષણમાટે અપાયલી હોય છે તેનું અન્યાય અને અધર્મથી પોતે જ વિશ્વાસઘાતકતા કરીને ભક્ષણ કરી જાય છે. કેટલાક ધર્મશીલ ધનવાનો પોતાને કાંઈ સંતાન ન હોય અને પોતાની સ્ત્રી જીવતી હોય તો પોતાના ધનનો ધર્મના માર્ગમાં વ્યય થાય એટલામાટે પોતે જે ધર્મગુરુને માનતા હોય, તેને બોલાવી મૃત્યુપત્રમાં મરણ પૂર્વે એવી કલમ નંખાવે છે કે, ‘જ્યાં સુધી મારી સ્ત્રી જીવતી હોય ત્યાં સુધી મારી સ્થાવર અને જંગમ મિલકતનો ભોગવટો તે કરે, ભાડા વગેરેની પેદાશ તે જ ખાય અને તેના મરી ગયા પછી એ મિલકત ધર્મગુરુના હાથમાં જાય!’ પરંતુ એવાં મૃત્યુપત્રોનો પણ કહેવાતા ધર્મગુરુઓના હાથે અધર્મ ભરેલો જ લાભ લેવાય છે. લલિતાના મરણના બે ત્રણ મહિના પહેલાં એક એવો બનાવ બન્યો હતો, કે વિઠ્ઠલવાડી ચંપાગલીમાં લુહાણા જ્ઞાતિની એક વિધવાબાઈ હતી. તેનો પતિ મરણ પથારીએ પડ્યો તે વેળાયે, પોતાને સંતાન ન હોવાથી અને પોતે શ્રીવૈષ્ણવ ધર્મનો પાળનારો હોવાથી, એવું વિલ કરી ગયો હતો કે, ‘મારી સ્ત્રી જીવે ત્યાં સુધી માળાનું ભાડું વગેરે તે જ ખાય અને તેનો તે ગમે તેવો ઉપયોગ કરે; પણ તેના મરી જવા પછી એ મિલકત તેના ગુરુને મળે!’ ધણીના મરણને એક વર્ષ થયા પછી તે બાઇએ પોતાની જાતિની એક બાઇને રાંધવામાટે પોતાને ત્યાં રાખી અને તે બાઈ થોડા જ વખતમાં પોતાના એક બે વર્ષના પુત્રને મૂકીને મરી જવાથી તે છોકરાને ખોળે બેસાડી પોતાના ધણીનું નામ રાખવામાટે તેને તે ધનાઢ્ય વિધવાએ ઉછેરીને મોટો કર્યો. એ છોકરો દશ અગિયાર વર્ષના વયનો થયો તે વેળાએ અચાનક પ્લેગની બાધાથી તે ધનાઢ્ય વિધવાનો સ્વર્ગવાસ થઈ ગયો. છોકરામાટે કેટલીક વ્યવસ્થા

તેણે કરી રાખી હતી, એટલે સારું થયું; કારણ કે, મરણ વેળાએ તેની વાચા એકદમ બંધ થઈ ગયેલી હોવાથી બીજી તેનાથી નવી કશી પણ વ્યવસ્થા કરી શકાઈ નહોતી. તેના મરી જવા પછી ધર્મગુરુએ આવીને તેના ધણીના આગળના વિલની રૂએ માળા વગેરેનો કબજો લઈ લીધો અને તે મિલકત આપનાર ધણીની વિધવાના દત્તક પુત્રને તરત ત્યાંથી ખાલી કરી જવાની નોટિસ આપી દીધી. તે દત્તકના પાલકોએ ધર્મગુરુને તે જગ્યાનું પૂરું ભાડું લઇને ત્યાં જ તે દત્તકને રહેવા દેવાની બહુ બહુ પ્રાર્થના કરી; પણ તે ધર્મગુરુએ એવું કારણ બતાવીને નિર્દયતા બતાવી કે:–"બીજાને જોઇએ તો એ જગ્યા મફત રહેવા-માટે આપીશું, પણ આ છોકરાને તો તે ચારગણું ભાડું આપશે, તોય અમે રહેવા દેવાના નથી. એનું એક કારણ એ કે, શેઠના મરી જવા પછી ભાડા વગેરે અને વ્યાજ વગેરેની થએલી હજારોની પેદાશ જે અમારા ઘરમાં આવવી જોઇતી હતી તેનો માલિક એ છોકરો થઈ બેઠેલો હોવાથી એ અમારો દુશ્મન છે અને હવે જો એને માળામાં રહેવા દઇએ ને એ મોટો થયા પછી વળી કાંઈ નવો ઝગડો જગાવે અને મિલ્કતપર પોતાનો હક્ક સાબિત કરી બતાવે તો ? એવો અમારા મનમાં ભય રહ્યા કરે છે. આ કારણોથી તમારી પ્રાર્થના અમે સાંભળવાના નથી અને એમ બની શકવાનું નથી જેમ બને તેમ જલદી ખાલી કરી જાઓ." અને છેવટે બિચારા તે દત્તકને કાયદાને માન આપી મકાન ખાલી જ કરવું પડ્યુ. અર્થાત્ એવા કહેવાતા પ્રામાણિક પણ ખરેખરા વિશ્વાસઘાતક ટ્રસ્ટીઓ અને કહેવાતા ધર્મગુરુ, સંસારત્યાગી અને સાધુ પણ ખરી રીતે પાપ-રૂપ, સંસારના નરકકીટ સમાન અનુરાગી અને પૂરા સ્વાર્થસાધુ, નિર્દય અને પાપાત્મા ગુરુઓ કરતાં મારી યોગ્યતા આ વિષયમાં નિઃસંશય કોટિવાર વધારે પ્રશંસાને પાત્ર છે, એની તો હવે મારા શત્રુથી પણ ના પાડી શકાય તેમ નથી; કારણ કે, પરવિત્તાપહાર, અસત્યવાદ, નિર્દયતા અને વિશ્વાસઘાત જેવા શબ્દ અને તેમના અવલંબનનો સ્વભાવ, એની બાધા આ ચંપાના હૃદયને સ્પર્શી કરી શકી નથી અને હવે પછી પણ એ અધર્મમય વિકારોને આ ચંપા કદાપિ પોતાના કાયિક, વાચિક કે માનસિક કર્મમાં સ્થાન આપવાની નથી ! લલિતાએ જેમ યાતનાહીન શાંત મરણની ઇચ્છા રાખી હતી, તે પ્રમાણે આ ચંપા પણ પ્રામાણિકતાયુક્ત અને પ્રતિષ્ઠિત મરણને ઇચ્છનારી છે–મરણ થવાનું હોય તો ભલે આજે અને આ ક્ષણે જ થાય, પણ ધર્મશીલતા, સત્યાનુરાગ અને પ્રતિષ્ઠાનું મરણ થાય–તેના તો અનંતકાળ પર્યન્ત ગુણાનુવાદ ગવાય અને મુઆ પછી પણ મરણરૂપે આ દીન અબળા ચંપા અમર થઇ જાય ! એટલી જ મારી માત્ર મહત્ત્વાકાંક્ષા છે અને મારો નિશ્ચય છે કે, જો મારી એ ભાવના દૃઢ હશે તો ઈશ્વર અવશ્ય તેની પૂર્તિ કરવાનો જ; કારણ કે, જેની જેવી ભાવના હોય છે, તેને તેવા જ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એવો ઈશ્વરકૃત સૃષ્ટિનો અનંત-કાળથી ચાલતો આવેલો ત્રિકાલાબાધિત નિયમ છે અને તે કદી પણ ફરવાનો છે જ નહિ.

આ મારા ઉદ્ગારોમાં કિંચિદ્ આત્મશ્લાઘા અથવા આત્મપ્રશંસાની છટા કદાચિત્ દેખાશે, છતાં એટલું તો નિશ્ચિત છે કે એ મારી આત્મશ્લાઘા મિથ્યા નથી અને તેટલા માટે જો એ દોષ મનાતો હોય તો એવા સત્યાવલંબનરૂપ દોષને પણ માનપૂર્વક મારા મસ્તકે ધારણ કરવામાં હું એક પ્રકારનું અભિમાન માનું છું અને એજ ઇચ્છું છું કે સર્વનાં અંતઃકરણો એવાં શુદ્ધ થાય અને પોતાની તે શુદ્ધતાની પ્રશંસા કરીને ભલે તેઓ એવા દોષના ભાગી બની જાય! કારણ કે, અંતરમાં કપટ રાખી પોતાને બાહ્યતઃ દીન બતાવવાનો મિથ્યા આડંબર કરવો, તેનાં કરતાં ખરી શુદ્ધતાને ધારી તેનો પોતાના મુખથી પ્રકાશ કરવો, એ મારા અભિપ્રાય પ્રમાણે વિશેષ ઉત્તમ અને પ્રશસ્ત માર્ગ છે. અસ્તુ;

તરત જ અમદાવાદમાંની ઉપર્યુક્ત શાળાના લાગતા વળગતા અને વ્યવસ્થાપકો સાથે અમારા શેઠજીદ્વારા પત્રવ્યવહાર ચલાવીને એ ઘરેણાં તથા કપડાં વેચીને બધી રોકડી રકમ કરી તે એ શાળાના ફંડમાં મેં આપી દીધી. ચીજો વેચી રોકડ નાણાં કરતાં દાગીનાની ઘડામણ અને તેવી જ બીજી કેટલીક ખોટ જતાં એ રકમ માત્ર ત્રણ હજારની થઇ હતી. મારી આ સત્યનિષ્ઠા અને પ્રામાણિકતાનો પ્રકાર જ્યારે બીજા લોકોના જાણવામાં આવ્યો, તે વેળાએ કેટલાકોએ પ્રત્યક્ષ મારી મુલાકાત લઇને, કેટલાકોએ ખાનગી કાગળો લખીને અને કેટલાકોએ વર્તમાનપત્રદ્વારા મને અનેકાનેક ધન્યવાદ આપ્યો. માત્ર કાગળોની જ સાઠ સીતેરની સંખ્યા થવા ગઈ હતી. તે સર્વ જો છપાવીને પ્રકટ કરવામાં આવે તો ચાર છ આનાની કીંમતની ચોપડી થાય; પણ તેમ કરવાની વિશેષ અગત્ય નથી. આ બનાવથી મારા શેઠજી મને વધારે માનની દૃષ્ટિથી જોવા લાગ્યા, તેમણે એ ફંડના લાભમાટે એક ખેલ આપ્યો અને તે ખેલમાં સ્ટેજપર એક ખાસ મેળાવડો થયો તેમાં સોનાનો એક ચાંદ શેઠજીએ અને બીજો ચાંદ નિશાળના લાગતા વળગતાઓએ મને મારી પ્રામાણિકતાના પ્રમાણપત્ર તરીકે આપી મને કૃતકૃત્ય કરી. એ પ્રસંગે કેટલાક વક્તાઓએ મારાં મુક્તકંઠે સ્તુતિગાન ગાયાં અને પ્રેક્ષકોએ વારંવાર તાળીઓની ગર્જનાથી મારા પ્રતિના પોતાના સદ્ભાવને વ્યક્ત કરી બતાવ્યો. ખરેખર લાખો રૂપિયાની મિલ્કત કરતાં આવા પ્રકારનું માન સત્યનિષ્ઠ મનુષ્યના હૃદયમાં બહુ જ મોટા પ્રમાણમાં હર્ષોત્પાદક થાય છે અને તે પ્રમાણે જો એ વેળાએ મારો હર્ષ ઉભરાઇ જવા લાગ્યો હોય તો તે સ્વાભાવિક જ હતું.

"નામ રહંતાં ઠક્કરાં, નાણાં નહીં રહંત;
કીર્ત્તિ કેરાં કોટડાં, પાડ્યાં નહીં પડંત !"

* * * *

મદ્રાસ જવામાટે મુંબઇથી ઉપડવામાં હવે માત્ર એક સપ્તાહનો જ અવકાશ હતો અને તેથી શેઠજીએ મને જણાવી દીધું કેઃ—"ચંપા! તમારે હવે જે તૈયારી કરવાની હોય તે કરી લેજો અને કાંઇ ચીજ વસ્તુ લેવી હોય તે લઇ લેજો. જો પૈસા ટકાની અગત્ય હોય તો તે પણ જ્યારે જોઇએ ત્યારે લઇ જજો અથવા તો ચીઠી લખીને મંગાવી લેજો."

"હું અહીં ઘર માંડીને બેઠી છું એટલે મારે કાંઇ વધારે ચીજો ખરીદવાની કે ખાસ તૈયારી કરવાની નથી. માત્ર મારા વર મારી સાથે ત્યાં આવવાના છે એટલે તેમના માટે મુસાફરી માટેનાં થોડાં કપડાં સીવડાવવાં પડશે અને બીજી થોડી ઘણી ચીજો અને વાંચવામાટે પાંચ પંદર સારી ચોપડીઓ લેવાની છે, તે બધું કામ બેચાર દિવસમાં હું આટોપી લઇશ. જો પૈસા જોઇશે તો મંગાવીશ. આપને એ પરિશ્રમ તો હું હમેશ આપતી જ આવી છું અને આપવાની. એ તો જેની નોકરી કરતાં હોઇએ, ત્યાંથી જ પૈસા પણ લેવાય; કામ અહીં કરીએ ને કાંઈ બીજા પાસે માગવા જવાય?" મેં સભ્યતાથી ઉત્તર આપ્યું.

બીજા દિવસથી મારા પતિ મિસ્ટર દેવલામાટે મેં એક સારી ટેલરીંગ શૉપમાં અડધોડઝન ખમીસ, અડધોડઝન પાટલૂન, ત્રણ સફેદ હાફકોટ, એક ગરમ સૂટ અને એક ઓવરકોટ વગેરે કપડાં તૈયાર કરવાનો તેનું માપ લેવડાવીને ઑર્ડર આપી દીધો; થોડીક બીજી પરચુરણ ચીજો મંગાવી લીધી અને ગુલાબ-સિંહ, સિદ્ધાંતસાર, ચન્દ્રકાંત, નર્મકવિતા, મહારાજ લાયબલ કેસ, વઝૂવધ, આનંદાશ્રમ, અને દલપત કાવ્યસંગ્રહ તેમ જ રાસમાળા આદિ ભિન્ન ભિન્ન વિષયના કેટલાક ગુજરાતી ઉત્તમ ગ્રંથો મોકલી આપવાનો એક જાણીતા બુકસેલર અને પબ્લીશરની દુકાને ઑર્ડર મોકલી આપ્યો. બે ચાર દિવસમાં એ બધી ચીજો આવી ગઇ અને અમારી સફરમાટેની તૈયારી પૂરી થઇ. લલિતાની ટ્રંકો અને બૅગ વગેરે માત્ર મેં મારા ઉપયોગમાટે રાખી હતી તેમાં મેં મારી ચીજો ભરી અને આગળની મારી ટ્રૂંકો હતી તે મારા પતિને તેનાં કપડાં વગેરે ભરવામાટે આપી દીધી. મારા પતિએ પોતાના શેઠ પાસેથી ત્રણ મહિનાની રજા લીધી હતી; કારણ કે, મારે નોકરીમાં બે મહિના જ ગાળવાના હતા અને કદાચિત્ રામેશ્વરની યાત્રાએ જવાનું થાય ને પાંચ પંદર દિવસ વધારે વીતી જાય, તો અડચણ ન આવે અને શેઠનો ઠપકો ન મળે. એટલામાટે અગમચેતી વાપરીને મેં મારા ધણીને ત્રણ મહિનાની રજા લેવડાવી હતી. હું તો દેશાદેશાવર ફરી આવી હતી, પણ મારા પતિને તો કૂવાના દેડકાને મહાસાગરની ઝાંખી કરવાનો એટલે કે આટલા લાંબા પ્રવાસે નીકળવાનો આ પહેલો જ પ્રસંગ હતો. હમણાં હમણાં તેનામાં કાંઇક સમજણ અને માણસાઇનો વિશેષ આવિર્ભાવ થવા લાગ્યો હતો, તેથી બહાર નીકળવા માટે તેનું મન મારા કરતાં પણ વધારે તલપી રહ્યું હતું.

છેવટે જવાનો દિવસ આવી લાગ્યો. તે દિવસ સવારમાં મારી સાસૂએ મને સંબોધીને કહ્યું:—"વ્હાલી ચંપા! તને સ્ત્રીનું શરીર મળ્યું છે એટલી જ તું સ્ત્રી છે અને મારા દીકરાને પુરુષનું શરીર મળ્યું છે એટલી જ તેનામાં પુરુષતા છે; પણ જો બુદ્ધિ અને સાહસનો વિચાર કરવામાં આવે, તો તે સ્ત્રી નામને અને તું પુરુષ નામને પાત્ર છે. એટલામાટે મારી તને એટલી જ પ્રાર્થના છે કે, એ મારો ભોળો ભટાક અને ઓલીયાના પીર જેવો અજ્ઞાન દીકરો તારી જોડે આટલી લાંબી મુસાફરીએ આવે છે, તો ત્યાં એની બરાબર સંભાળ રાખજે અને રાતે નાટકમાં પાઠ કરવા જાય, ત્યારે એને પણ સાથે જ લેતી જજે. ક્યાંક એવું

ન થાય કે તું નોકરીપર જાય અને એ ભાઇ કોઇ નઠારા માણસની સોબતે ચઢી નઠારા લત્તામાં નઠારી ચેષ્ટા કરતા હરતા ફરતા દેખાય ! કારણ કે, એનામાં વધારે બુદ્ધિ નથી, એ તું સારી પેઠે જાણે છે એટલે વધારે કાંઇ કહેવાની અગત્ય નથી. ખરી રીતે તને સંભાળવામાટેની મારે એને ભલામણ આપવી જોઇએ. પણ આં તો ભાયડાને સંભાળવાની બાયડીને ભલામણ આપવી પડે છે, એ જો કે, ઉંધો ન્યાય છે, પણ વસ્તુસ્થિતિ વિલક્ષણ હોવાથી બીજો કોઇ ઉપાય નથી. તેમ જ જો મદ્રાસનાં હવા પાણી તમારામાંથી કોઇને અનુકૂળ ન આવે, તો તરત કાગળ લખીને કે તાર કરીને ત્યાં અમને બોલાવજો અથવા તો નોકરી છોડી તરત પાછાં અહીં ચાલ્યા આવજો. દુઃખ વેઠીને નોકરી કરીશ નહિ; કારણ કે, આપણને પગારની કાંઇ એટલી બધી ભૂખ નથી."

"અને ચંપા! મારો તને માત્ર એટલો જ ઉપદેશ છે કે, કદાપિ તું કોઈ પણ અજાણ્યા માણસમાં હદથી વધારે વિશ્વાસ રાખીશ નહિ અને કોઇની સાથે–પછી તે સ્ત્રી હોય તોય શું ને પુરુષ હોય તોય શું?–વધારે સ્નેહ સંબંધ પણ બાંધીશ નહિ. માત્ર પોતાની નોકરી અને પોતાના ઘર સાથે જ મતલબ રાખજે અને પતિના સમાગમમાં જ પરમાનંદ માનજે. બીજું તો જે કાંઈ કહેવાનું હતું તે તારી સાસુએ કહ્યું છે. એટલે હું વધારે કશું પણ કહેવા માગતી નથી." મારી માતાએ પરિશિષ્ટરૂપ ઉપદેશ આપ્યો.

"સાસુજી! જ્યારે હવે મેં તમારા દીકરાપર જ મારા સુખનો બધો આધાર રાખ્યો છે, ત્યારે હવે એમની દરેક જાતની સંભાળ રાખવી, એ મારી ફરજ છે. એમના વિષે તમે જરા પણ ચિંતા રાખશો નહિ. અમે પાછાં મુંબઈ આવીએ ત્યારે એમને પૂછીને ખાત્રી કરજો કે એમની કેવી અને કેટલી સંભાળ લેવાઈ હતી. તેમ જ માતા! તારે પણ મારા વિષે હવે કશી ફિકર રાખવાની નથી; કારણ કે, હું ઠોકર ખાઇને ઠેકાણે આવી છું એટલે હવે જે પગલું ભરીશ તે વિચાર કરીને જ ભરીશ; હવે હું આંધળી થઇને કૂવામાં પડવાની નથી. માત્ર અમો બન્નેનું કલ્યાણ થાય, એવો આશીર્વાદ તું આપ્યા કરજે અને પરમેશ્વર તો અમારો સહાયક છે જ." મેં મારી સાસુ તથા માતાને સમાધાનકારક ઉત્તર આપ્યું.

અમારી કંપની દિલ્હીથી મુંબઈ જેવી રીતે સ્પેશિયલ ટ્રેનમાં આવી હતી, તેવી જ રીતે મુંબઈથી મદ્રાસ પણ સ્પેશિયલ ટ્રેનમાં જ જવાની હતી; અને બોરીબંદર–વિક્ટોરિયા ટર્મીનસ–સ્ટેશનપરથી એ ટ્રેનના ડિપાર્ચરનો રાતનો અગિયાર વાગ્યાનો ટાઇમ મુકર્રર કરવામાં આવ્યો હતો એટલે દશ સવા દશ વાગતામાં અમારે સ્ટેશનપર પોતાના સામાન સાથે પહોંચી જવાનું હતું. રાતે નવ વાગે જમવાનું આટોપી લેવામાં આવ્યું; બહારના પ્રવાસે જવાનું હોવાથી મિષ્ટાન્ન ઉપરાંત છેલ્લે ખાવામાટે દહિં અને ભાતની વ્યવસ્થા કરવામાં આવી હતી. સાડા નવ વાગે બે વિક્ટોરિયાઓ બોલાવી એકમાં સામાન ભરી મારા પતિને બસાડ્યો અને બીજી વિક્ટોરિયામાં મારી માતા, સાસુ, હું અને મને સ્ટેશનપર મૂકવા આવવાને ખાસ આવેલી મારી બેનપણી નાથીબાઈ એવી રીતે અમો ચાર જણી બેસી ગઈ. દશ કે બાર મિનિટમાં અમારી

ગાડીઓ પાછળની બાજૂના રસ્તે છેલ્લા પ્લૅટફાર્મની પાસે ઉભી રહી અને કંપનીનાં માણસોએ અમારો સામાન ફર્સ્ટ કલાસના એક નાના કમ્પાર્ટમેન્ટમાં ગોઠવી દીધો. તે કમ્પાર્ટમેન્ટ શેઠજીએ ખાસ મારામાટે અને મારા પતિમાટે જ જૂદો રખાવ્યો હતો અને બાજૂના બીજા મોટા કમ્પાર્ટમેન્ટમાં શેઠ પોતે બેસવાના હતા. બીજાં માણસો માટે સેકન્ડ કલાસના ડબ્બા રાખવામાં આવ્યા હતા. લખનૌથી દિલ્હી આવતી વેળાએ લખનૌના સ્ટેશનપર જેવો દેખાવ થયો હતો, તેવો જ આજે પણ જામ્યો હતો એટલે તેમાં હવે કશી નવીનતા ન હોવાથી એના વિસ્તૃત વિવેચનથી હું વાંચકોને કંટાળો આપવા ઇચ્છતી નથી. જ્યારે અમો પારિવારિક જનોનો એકબીજાથી અમુક સમયને માટે જૂદાં પડવાનો સમય મૂર્તિમાન્ સામો આવીને ઉભો રહ્યો તે વેળાએ અમો ચારે જણનાં તેમ જ નાથીબાઇનાં નેત્રોમાંથી પણ અશ્રુધારાનું વહન થવા લાગ્યું.

નાથીએ કહ્યું:–"ચંપા બહેન ! તમારા સમાગમથી જેમ મને અત્યારસુધીમાં અલૌકિક આનંદ મળ્યો છે, તેમ જાણવા તથા શીખવાનું પણ બહુ જ મળ્યું છે. હું તો તમને ચોવીસે કલાક યાદ કરતી રહીશ; તમે મને યાદ કરો કે ન કરો તે તમે જાણો. મારો તો અહીં તમારા સમાગમ વિના વખત કપાશે કે નહિ, એની પણ મારા મનમાં શંકા થયા કરે છે. ચાલો, એ તો બે મહિના જેમ તેમ વીતી જશે; પણ બહેન ! કૃપા કરીને ચાર છ દિવસે એક કાર્ડ લખતાં રહેજો, કાંઈ જોઇએ તો મંગાવજો અને જેમ બને તેમ વહેલાં હસતાં રમતાં આવજો."

"નાથી બહેન ! તમારી યાદ મને ન આવે, એમ બને ખરું કે? તમે તો મારા સ્મરણમાંથી એક ક્ષણ માત્ર પણ દૂર ખસવાનાં નથી, એ વિશે ખાત્રી રાખજો. હું તો કાગળ લખીશ, પણ તેવી જ રીતે તમે પણ કાગળ લખીને વારવાર કુશળ સમાચાર લખતાં રહેજો અને મદ્રાસની કાંઈ ચીજ જોઇએ તો અવશ્ય મંગાવજો." મેં પણ તેવો જ વિવેક દર્શાવ્યો.

એટલામાં ટ્રેનના ઉપડવાનો વખત થયો, સર્વેએ એકબીજાને પ્રણામ કર્યા, સીટી વાગી અને ટ્રેન ચાલતી થઈ ગઈ. અમે મદ્રાસના નિકટવર્તી થવામાટે મુંબઈનાં દૂરવર્તી થવા લાગ્યાં.



## પ્રકરણ ૪૪ મું

## મદ્રાસને બદલે રાયચૂર

ઘણીવાર એવું બને છે કે મનુષ્યની જે કાર્ય કરવાની ધારણા હોય છે, જે કાર્ય થઈ જવાની તૈયારીમાં તેને દેખાય છે, અને જેની સિદ્ધિમાટે લેશ માત્ર પણ સંશય રહેતો નથી, તે જ કાર્યમાં સ્વપ્નમાં પણ જેની કલ્પના ન હોય તેવું કોઈ મહાભારત વિઘ્ન અચાનક આવીને ઉપસ્થિત થાય છે, આદર્યાં અધવચ રહી જાય છે અને જે હરિ કરે છે તે જ થાય છે. બનાવ એવો બન્યો કે અમારી સ્પેશિયલ ટ્રેન રાયચૂરના સ્ટેશનપર આવી પહોંચી તે વેળાએ મારા શેઠને મદ્રાસમાંના અમારી નાટકમંડ-

બીના કૉન્ટ્રૅક્ટરનો એવા આશયનો તાર મળ્યો કે:-"તમે રાયચૂરમાંજ હાલ તરત થોભી જાઓ અને મારી વાટ જુઓ; હું બે દિવસમાં આવું છું!" શેઠજી દક્ષિણ દેશના પ્રવાસે કોઈ વાર આવેલા ન હોવાથી તે પ્રદેશના બિલકુલ અજાણ્યા હતા તેમ જ કંપનીમાંનો બીજો કોઈ માણસ પણ તે તરફનો જાણીતો હતો નહિ એટલે આવો તાર મળવાથી પોતાના જોખમે અને હિસાબે તેઓ આગળ વધવાની હિંમત કરી ન શક્યા અને કૉન્ટ્રૅક્ટર આવે ત્યાં સુધી બે દિવસમાટે રાયચૂરમાં જ છાવણી નાખવાનું તેમણે વ્યાજબી વિચાર્યું; છતાં આવો તાર તે ગૃહસ્થે શા કારણથી મોકલ્યો હશે અને આ મુસાફરી ફાયદાવાળી નીવડશે કે કેમ, એની શેઠજીના મનમાં ઘણી જ ફિકર થવા લાગી.

ગ્રેટ ઈન્ડીયન પેનિન્સુલા રેલ્વે અને મદ્રાસ રેલ્વેનું રાયચૂર જબરું જંક્શન હોવાથી સ્ટેશનપર અને સ્ટેશનની બહાર નજદીકમાં યૂરોપીયન તેમ જ નેટિવોમાટે કેટલીક ઘણી જ સારી સગવડો ત્યાં કરેલી છે. સ્ટેશનપર હિંદુ, મુસલમાન અને યૂરોપિયન દરેકને માટે જૂદાં જૂદાં રિફ્રેશમેન્ટ રૂમ્સ રાખેલા છે, અને પાસે જ આવેલા ગામમાં હિંદુઓ-હિંદુ પ્રવાસીઓ-માટેની ઉતારાની જે જગ્યા છે, તે 'છત્રમ'ના નામથી ઓળખાય છે. રાયચૂરની આગળ મદ્રાસ ઇલાકામાં આગળ વધતા દરેક ગામમાં આપણા દેશમાંની ધર્મશાળાઓ અને મુસાફરખાના પ્રમાણે છત્રમ હોય છે, એમ રાયચૂરમાં પૃચ્છા કરતાં મારા જાણવામાં આવ્યું. આપણી ધર્મશાળાઓ કરતાં એ છત્રોમાં જે એક વધારે સારી સગવડ હોય છે તે એ કે છત્રોના રક્ષકો કાં તો સીધાસામાનની દુકાનો રાખે છે અને કાં તો પોતે જોઇતો બધો સામાન પ્રવાસીને લાવી આપે છે એટલે અજાણ્યા પ્રવાસીને વધારે તકલીફ વેઠવી પડતી નથી. વાસણકૂસણ પણ મળી શકે છે અને તૈયાર રસોઈ જોઇએ તો તે પણ પ્રવાસીને પ્રાપ્ત થઈ શકે છે. અન્નછત્રનો સાધારણ અર્થ સદાવ્રત થાય છે અને તેથી આપણા દેશના સાધનસંપન્ન લોકો છત્રોનો કદાપિ આશ્રય લેતા નથી; પણ મદ્રાસ ઈલાકામાં તો લક્ષાધીશ અને કરોડપતિઓ પણ છત્રોમાં આવી ઉતરે છે. ને તેનો લાભ લઇ જો કાંઇ આપવું હોય તો આપી જાય છે. એ તો જૂદા જૂદા દેશોના જેવા જૂદા જૂદા રિવાજ; એટલે વધારે બોલવા જેવું નથી. નાટકમંડળી એટલે એક ન્હાનકડું લશ્કર હોવાથી રિફ્રેશમેન્ટરૂમ કે બીજા સાધારણ વિશ્રાંતિ કે ક્ષુધાશાંતિગૃહ (હોટલ)માં તેનો ભાગ્યે સમાવેશ થઇ શકે, એટલે પત્તો મેળવીને અમારે પણ તે 'છત્રમ્' નો જ આશ્રય લેવો પડ્યો અને ત્યાં અમારો સારી રીતે સમાવેશ થઇ ગયો. રાયચૂરમાં કોઇની સાથે વધારે પરિચય કે ઓળખાણ ન હોવાથી અને રીહર્સલ કે નાટક પણ થતાં ન હોવાથી બે દિવસ શા વ્યવસાયમાં વીતાડવા એનો મારા મનમાં વિચાર થવા લાગ્યો. મને એક જૂદી ઓરડી મળી હતી એટલે પહેલો દિવસ તો મારા પતિ સાથે વિનોદ-વાર્તા કરવામાં અને પુસ્તક વાંચવામાં મેં વીતાડ્યો, અને બીજે દિવસે શહેરમાં જો કોઇ જોવા લાયક જૂનાં અને સારાં સ્થળો હોય તો તે જોઇ આવવાનો વિચાર કર્યો. રાયચૂરમાં અચાનક ઉતરવાનું થયું હતું એટલે એ મળેલા પ્રસંગનો લાભ તો લેવો જ જોઇએ, એવો મારો અભિપ્રાય હતો. છત્રના રક્ષકને

કહી એક જાણીતા છોકરાને સાથે લઇ, બીજે દિવસે જમ્યા પછી હું અને મારો ધણી બન્ને શહેર અને ત્યાંનાં કેટલાંક જૂનાં સ્થળો જોવાને બહાર નીકળી પડ્યાં.

આગળના કાળમાં રાયચૂર તે બ્રાહ્મણી રાજાઓના રાજ્યના એક ભાગરૂપ હતું. એ નગર બહુધા કૃષ્ણા અને તુંગભદ્રા એ બે નદીઓ વચ્ચેના પ્રદેશના મધ્ય ભાગમાં આવેલું છે, અને તે નિઝામના રાજ્યના દક્ષિણ–પશ્ચિમ ખૂણામાં છે. ઈસ્વીસનની પંદરમી અને સોળમી સદીમાં એ નગર દક્ષિણના હિન્દુ અને મુસલમાન રાજ્યકર્તાઓના સતત વિગ્રહનું મુખ્ય સ્થાન બની ગયું હતું. રાયચૂરનો જૂનો કિલ્લો કે જેનો દેખાવ બહુ જ ઉત્તમ અને આનંદદાયક છે તે અનેક વાર હિન્દુઓના તાબામાં આવ્યો હતો અને અનેક વાર મુસલમાન રાજાઓના હાથમાં ગયો હતો. એ કિલ્લો બેવડી દીવાલનો છે અને તેની ઊંચાઈ ૨૯૦ ફીટની છે. કિલ્લાની અંદરની દીવાલ તીચલ નામના એક હિંદુ રાજાએ ઈ. સ. ૧૨૯૪ ના નવેમ્બર માસની ૨૮ મી તારીખે ચણાવીને પૂરી કરી હતી એમ ત્યાંના સસ્કૃત ભાષામાંના એક શિલાલેખથી આપણા જાણવામાં આવી શકે છે. (એ લેખમાં જો કે શાલિવાહનનો શક અને હિંદુ માસ તથા તિથિ આપેલાં છે, પણ તે ઉપર આપેલા ઇસ્વીસન, માસ અને તારીખ સાથે મળતાં આવે છે.) એ લેખવાળી શિલા ૪૨॥ ફીટ લાંબી છે અને તે કિલ્લાના દરવાજા પાસેથી પશ્ચિમ તરફની દીવાલમાં જડેલી છે. કિલ્લાની દીવાલપર એક જોવા લાયક વિલક્ષણ તોપ છે કે જે જૂની તોપની લંબાઇ ૨૧ ફીટની છે. એ તોપનો કેટલોક ભાગ તૂટીને ઉડી ગએલો હોવાથી એની અંદરની રચના બરાબર દેખાય છે અને તે ઘણી જ વિચિત્ર છે. આવી વસ્તુઓ વિશેનું મારું જ્ઞાન નહિવત્ હોવાથી એનું યથાર્થ વર્ણન મારાથી આપી શકાય તેમ નથી. રાયચૂરમાં બીજું કોઇ વધારે જોવાલાયક સ્થાન છે જ નહિ એટલે અમે આટલાથી જ સંતોષ માની લીધો. ઈ. સ. ૧૮૮૧ માં રાયચૂરની મનુષ્યવસ્તી ૧૩,૫૭૫ હતી અને અત્યારે લગભગ પંદર હજારની કહેવાય છે. રાયચૂર ત્યાં બનતાં સારી કારીગરીનાં માટીનાં ચળકતાં વાસણો અને સ્લિપર્સ માટે ખાસ પ્રસિદ્ધ છે; એ વસ્તુઓ ત્યાં બહુ જ ઉત્તમ અને વખાણવા લાયક તૈયાર થાય છે. બજારમાંથી મેં મારા ધણી માટે સ્લિપર્સની બે જોડ ખરીદી લીધી એટલે કે, રાયચૂરમાં પહેલવહેલી ખાસડાંની ખરીદી કરવાનો અમને અવસર મળ્યો.

ત્રીજે દિવસે કૉન્ટ્રેક્ટર આવી લાગ્યો અને તેણે શેઠજીને જણાવ્યું કે;–"જે ઠેકાણે આપણે નાટકશાળાનો કામચલાઉ માંડવો બંધાવવાની તૈયારી કરી હતી તે જમીનના માલિક સાથે ઓચિંતો કોઇ કારણથી અણબનાવ થતાં અને તેની સાથે કોઇ જાતનું લખત કે કાયદાસરનું એગ્રીમેન્ટ ન કરેલું હોવાથી તે અત્યારે પોતાની જમીનનું એટલું બધું ભાડું માગે છે કે જો તેટલું ભાડું આપવાનું કબૂલીએ, તો ભાડામાં જ દીવાળું ફુંકાઇ જાય અને બીજી કોઈ એવી સારી જગ્યા મળતી નથી કે જ્યાં ટૂંકા વખતમાં માંડવો ઊભો કરી શકાય અને લોકોને આવવાની સગવડ થાય. દુશ્મનોની સામે મોરચો માંડ્યો શા કામનો? એટલામાટે અત્યારે જો તમારી ઇચ્છા હોય, તો અહીં રાયચૂરમાં જ એકાદ મહિનો રહો અને નાટક

કરો જો ખોટ જશે તો તેટલી ખોટ હું ભરી આપીશ અથવા ખોટની અમુક રકમ લઇ આપણા એગ્રીમેન્ટને રદ કરી તમારી મુંબઈ પાછા ફરવાની મરજી હોય, તોપણ મારી ના નથી. હું માસ વચનથી ફરી જાઉં તેવો નાલાયક માણસ નથી. જો આપણો સારો સંબંધ રહેશે, તો વળી હું બીજી વાર તમને મદ્રાસ બોલાવવાની જરૂર ગોઠવણ કરીશ અને તમને સારો લાભ કરાવી આપીશ." બે દિવસ સંવાદવિવાદ ચાલ્યા પછી રૂપિયા આઠ હજાર લઇને અમારા શેઠે તે ગૃહસ્થને એગ્રીમેન્ટના બંધનથી મુક્ત કર્યો અને રાયચૂરમાં ખેલ કરી એક મહિનો ગાળવાને બદલે તેમણે કંપનીને ત્યાંથી દક્ષિણ હયદરાબાદ લઈ જવાનો વિચાર કર્યો: કારણ કે નિજામ હયદરાબાદ નાટકમંડળીઓમાટે એક સારું સ્ટેશન કહેવાય છે.

આવી રીતે અમારી નાટકમંડળી ત્યાંથી ઉપડવાની તૈયારીમાં હતી એટલામાં રાયચૂરના કેટલાક શૌકીન અને પૈસાદાર ગૃહસ્થોને અમારા આવવાની ખબર પડવાથી તેઓ શેઠ પાસે આવ્યા અને આગ્રહ કરીને કહેવા લાગ્યા કે;—"વધારે નહિ તો ફક્ત પંદર દિવસને માટે અહીં રોકાઓ અને નાટકો ભજવો. માંડવો વગેરે કાંઇ પણ ખર્ચ લીધા વગર અમે બંધાવી આપીશું અને બીજી પણ અમારાથી બનતી તમારી કદર કરીશું. હમણાં અહીં વેપારની મોસમ ચાલે છે અને આ જંકશન મોટું છે એટલે તમને સાધારણ રીતે પણ ઘણી જ સારી આવક થશે." શેઠજીને પણ આ વાત ગમી અને પંદર દિવસ તો ઓછામાં ઓછા અને અનુકૂળતા આવે તો મહિનો ત્યાં ગાળવાની વાત નક્કી થઇ ગઈ. છત્રમાં લાંબો વખત રહી શકાય તેમ ન હોવાથી તે ગૃહસ્થોએ ગામમાં અમારા માટે બે જગ્યાઓ ભાડે લીધી, અને અમે ત્યાં રહેવાને ગયાં. જગ્યાઓ બહુ જ મોટી અને બધી જાતની સગવડવાળી હોવાથી કમ્પનીનાં બધાં માણસોનો દરેકની યોગ્યતા પ્રમાણે તેમાં સમાવેશ થઇ ગયો. મને એક સૂવા બેસવાનો અને એક રાંધવાનો એવી રીતે બે ઓરડા આપવામાં આવ્યા. અહીં મારામાં નાટકના ધંધાને સ્વીકાર્યા પછી જે સ્ત્રીને ઉચિત એક ખાસ ગુણનો અભાવ થઇ ગયો હતો, તે મારા જોવામાં આવ્યો; અને તે એ કે રાંધવાનું કામ મેં ઘણા વખતથી છોડી દીધેલું હોવાથી મારાથી રાંધી શકાશે કે કેમ એની મારા મનમાં શંકા થવા લાગી. રાયચૂરમાં રોજ નાટક થવાનાં હોવાથી અને રીહર્સલની માથાકૂટને બંધ રાખવાનો ઠરાવ થએલો હોવાથી રાંધવાનો વખત મને પૂરતો મળી શકે તેમ હતું, પણ જ્યાં રાંધવાના નામથી કંટાળો ને ગભરાટ જ થવા માંડે, ત્યાં પછી વખત હોય તોય તે શા ઉપયોગનો વારુ? ચારેક દિવસમાં માંડવો તૈયાર થઇ ગયો અને રાંધવાના કંટાળાને લીધે ચાર દિવસ તો મેં કંપનીના રસોડામાંથી જ અમો ધણીધણિયાણીમાટે થાળ મંગાવ્યા અને ક્ષુધાને શમાવી, પણ મને અને મારા ધણીને બન્નેને ઘરનું સારું સારું રાંધેલું ખાવાની ટેવ પડેલી હોવાથી કંપનીના ખાસ અમારામાટે આવતા સારા પદાર્થો પણ અમને રુચિકર ન જણાયા, અને તેથી કાં તો કોઈ રસોઇઆ કે રસોયણને રાખવાનો, અને જો તે ન મળે તો ગમે તે દુઃખ વેઠીને હાથે જ રાંધવાનો અમો બાઈડીમાટીડીએ વિચાર કર્યો અને તદનુસાર રાંધવાનાં બધાં સાધનો ને

દાળોદ્રણી, ઘી, તેલ ને મસાલો વગેરે બજારમાંથી મંગાવી લીધાં. એક તોલડી તેર વાનાં માગે એનો એ વેળાયે મને એકવાર પાછો નવીનતાથી સાક્ષાત્કાર અથવા અનુભવ થયો.

અંતે ગમે તેમ કરી પોતાના હાથે જ રાંધવાનો અને મારા ધણીને જમાડ્યા પછી જમવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો. રાત્રે નાટકમાંના ઉજાગરાને લીધે સવારમાં બહુ વ્હેલાં ન ઉઠાય એટલે માત્ર ચાહ અમે કંપનીમાંથી મંગાવતાં અને હું પોતે મારા હાથે રાંધવા લાગી. અસ્તુ.

રાયચૂરમાંની કામચલાઉ નાટકશાળા તે બાંબુ અને લાકડાનો એક પાંજરા જેવો માચડો હતો એમ કહીએ તોપણ ચાલે; અને તેને ઉપર સાદી સાદરીઓ તથા તાલપત્રીથી ઢાંકી લેવામાં આવ્યો હતો. સ્ટેજની પાસેના ઑર્કેસ્ટ્રાના ભાગને ખાડો કરી ઉંડો બનાવેલો હોવાથી સ્ટેજ કાંઇક ઉંચુ દેખાતું હતું, નહિ તો સ્ટેજ અને ઑડિયન્સનો ભાગ સમાન્તર રેષામાં જ આવી રહે એ ખુલ્લું જ છે. સ્ટેજની જમીન પાકાં થીએટરો પ્રમાણે પોલી ન હોવાથી એટલે કે ભોંયરું ન હોવાથી અમુક પ્રકારનાં નાટકોમાં જો કોઈ પાત્રને જમીનમાંથી કાઢવું હોય કે જમીનમાં ઉતારવું હોય તો તેમ બનવું અશક્ય હતુ કામચલાઉ તે તો કામચલાઉ જ, એટલે તેનાથી મુંબઇની નાટકશાળાની બરાબરી કેમ કરીને કરી શકાય વારુ ?

ત્યાંના લોકોનો નાટકનો શોક કાંઇક જૂદા પ્રકારનો જ જોવામાં આવ્યો. દિલ્લી લખનૌના લોકો જબાન કાવ્યરચના અને સંગીત તથા હાવભાવ એ બધી ચીજોને જોનારા અને વખાણનારા છે; મુંબઇમાં લોકો તડાકા ભડાકા, હાસ્યરસ અને લટકાંમટકાંમાં જ મોજ માણનારા છે ત્યારે દક્ષિણના લોકો કેવળ લાંબા લાંબા રાગડા અને આડા અવળા તાનપલ્ટાવાળા સંગીતમાં જ પોતાના મનને રમાડનારા છે, એમ મારા જાણવામાં આવી ગયું. પહેલે જ દિવસે અમે અમારો લખનૌ અને દિલ્લી જેવાં શહેરોમાં બહુ જ વખણાયલો અને એક અવાજે પાસ થએલો 'શાહીદેનાજ'નો ખેલ કર્યો, પણ તે એટલો બધો વખોડાયો અને એવો તો નાપાસ થયો કે ભગવાન તોબા—એ પરિણામ જોઇને શેઠ અને ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસિસ બધાં જ અજાયબીથી ફાટી ગયાં. લોકો એમ જ પૂછવા લાગ્યા કે:–"ક્યા યે કંપની ઇન્દ્રસભા ઔર બાદશાહ ખુદા દોસ્તકા તમાશા નહીં કરતી હય?" અમે તરત તેમની રુચિને સમજી ગયાં, અને ત્રણ ચાર દિવસમાં ઇન્દ્રસભાનો ખેલ તૈયાર કરી રંગભૂમિપર રજૂ કરી દીધો. એ દિવસે સાડા નવ વાગતાં તો ટિકિટો બધી ખલાસ થઇ ગઇ, અને લોકોને બેસવાની જગ્યા નાટકશાળામાં ન રહેવાથી ઘણા લોકો નિરાશ થઇને પાછા ચાલ્યા ગયા. અમારો ઇન્દ્રસભાનો ખેલ એટલો બધો પાસ અને પ્રજાપ્રિય થઇ પડ્યો કે જેની અમને સ્વપ્નમાં પણ કલ્પના હતી નહિ. પંદર હજારની વસતિવાળા ગામમાં આઠ દિવસ સુધી લાગલાગટ અમે ઇન્દ્રસભા કરતાં જ રહ્યાં અને રોજ છસોથી સાતસોની કમાણી લેતાં જ ગયાં. એટલા વખતમાં મુન્શી જરીફનો લખેલો બાવા આદમના વખતનો 'બાદશાહ ખુદા દોસ્ત' નો ખેલ પણ અમે તૈયાર કર્યો અને તેમાં પણ પ્રેક્ષકોની એવી જ ફૂટાફૂટ થવા લાગી. ઇન્દ્રસભા અને ખુદાદોસ્તની બધી મળીને પંદર નાઇટમાં ઓછામાં ઓછી પણ આઠ હજારની આવક તો થએલી હોવી જ જોઇએ.

ઇન્દ્રસભામાં હું સબ્જપરીની અને ખુદાદોસ્તમાં મશ્કરા દાનિશમંદની બીબી દિલારામની ભૂમિકા ભજવતી હતી, અને લોકોમાં હું એટલી બધી આકર્ષક અને પ્રિય થઇ પડી હતી કે, કોઈવાર બજારમાં નીકળતાં 'યે સબ્જપરી ચલી' અને 'યે દિલારામ આઇ'ના ઉદ્ગારો વારંવાર મારા કાનોમાં આવીને અથડાતા હતા. કમાણી સારી થતી હોવાથી અને લોકોનો આગ્રહ થવાથી શેઠે ત્યાં એક મહિનો વધારે ગાળવાનો ઠરાવ કર્યો અને મેં મારી બેનીફિટ નાઇટ ત્યાં જ લેવાનો મનોભાવ જણાવવાથી મારી બેનીફિટની તારીખ પણ તેમણે નક્કી કરી આપી. મદ્રાસ તો કોણ જાણે કેવું ફળત, પણ હાલ તરત બિચારું રાયચૂર તો ઘણું જ સારું ફળ્યું એ તો નિર્વિવાદ.

આ તો થઇ જાણે મારા ધંધાની વાત, હવે હું કાંઇક મારા ગૃહસંસારની વાર્તા પણ મનોરંજનાર્થ અહીં દર્શાવીશ. મારા ધણીને મારી સાસુએ મુંબઇથી અમે નીકળ્યાં તે વેળાયે એવો ઉપદેશ આપ્યો હતો કે;—"જોજે પરદેશમાં ચંપાની બરાબર સંભાળ રાખજે અને એની તબીયત જાળવતો રહેજે; કારણ કે, ભાયડાએ બાયડીની બધી જાતની ફિકર રાખવી જોઇએ, એ તો આપણા હિંદુ સંસારનો કાયદો છે!" પોતાની માતાના એ ઉપદેશ પ્રમાણે વર્તી મારી દરેક જાતની ફિકર અને સંભાળ રાખવાની મારા ભોળા ધણીએ મનમાં પ્રતિજ્ઞા કરી હતી, એની તો ઠેઠ રહી રહીને મને ખબર પડી. તેના માથાપર કમાણી કરી લાવવાનો કે ઘર ચલાવવાનો બોજો તો હતો જ નહિ, એટલે તેણે મારી બીજી જાતની ચિંતા અને ફિકર રાખવા માંડી. એક દિવસ સવારમાં દાતણ કરતાં પાડોસણ જોડે વાત કરવામાં વધારે વખત થઇ ગયો અને ચાહ નાસ્તો લેતાં વાર થઈ એટલે મારા ધણીજીએ પોતાના ઉભરાઈ જતા પ્રેમના પ્રવાહને શબ્દના સ્વરૂપમાં બહાર વહેવડાવીને કહ્યું કે;—"જોને જીવ! તારે પોણી રાતનો નાટકમાં ઉજાગરો કરવો પડે છે, અને દિવસનો કેટલોક ભાગ પાઠ યાદ કરવાની મગજમારીમાં વીતી જાય છે; એટલે શરીરમાં શિથિલતા આવે એ સ્વાભાવિક હોવાથી જો તુ સવારમાં દાતણ પાણી કરીને ઊની ઊની ચાહ પીવાને બદલે આવી ઠંડી થએલી ચાહ પીતી રહીશ, તો મારા પ્રાણ! તારી નાજુક તબીયત બગડી જશે અને તારી તબીયત બગડી જશે કે તને કશી પીડા થશે, તો તે ન ખમાવાથી મને જરૂર રડવું આવશે માટે તારે કોઇની જોડે વાતો કરવી હોય, તો ચાહ નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી જ કરવી; સમજી કે?"

મારામાં તેનો એટલો બધો પ્રેમ કિંવા મોહ થઈ ગયો હતો કે, મારી સાથે વાર્તાલાપ કરતાં તે જરાપણ કોઈવાર થાકતો નહિ અને મારા સહવાસથી તે જરાપણ કંટાળતો નહોતો. એક દિવસ અમો માટીબૈયર વાતચીત કરતાં અમારા ઓરડામાં બેઠાં હતાં તેવામાં વાતપરથી વાત નીકળતાં તેણે નિર્દોષ રીતિથી ઉદ્ગાર કાઢ્યા કે;— "મારી મેનકા! કોણ જાણે મને શું થયું છે કે, તારા વિના મને જરાપણ ક્યાંય ગમતું નથી. તારી પાસે બેસું છું ત્યારે એમ જ થયાં કરે છે કે, અહીંથી ખસું જ નહિ અને એક ધ્યાનથી બસ તારા મોઢાને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર જોયા જ કરું! તને મૂકીને જરાવાર પણ છેટો થતાં ક્યાંય ચેન પડતું નથી, કોઈ બીજાનું બોલ્યું ગમતું નથી; અરે કોઈ ભાયડાની સાથેની

વાત તો દૂર રહી, પણ કોઈ સ્ત્રી પણ મને તારા જેવી રૂપાળી, મનોહારિણી અને મોહિની દેખાતી નથી. જેમ આગળ ચાલી ગઈ'તી તેમ હવે ક્યાંય જઈશ નહિ; નહિ તો તારા વિયોગે હવે આપણા તો રામ જ રમી જવાના."

"ચિંતા ન રાખો; હવે હું ક્યાંય જવાની નથી. તે દિવસે હું મૂર્ખ, મુગ્ધ અને ન્હાની હતી; હવે ધૂર્ત, બુદ્ધિમતી અને મોટી છું એટલે હવે પછી મારા હાથે એવી ભૂલ કદાપિ થવાની નથી. મારાં મોટાં ભાગ્ય કે, આપના જેવા પ્રેમી પતિ મને મળ્યા; મને પણ તમારા પ્રેમે ખરેખર દીવાની જ બનાવી દીધી છે. તમારા વગર હવે મારાથી પણ એક પળે વીતાડી શકાય તેમ નથી. એ તો મનોમન સાક્ષી છે."

તે દિવસે અધરામૃતનું મને એટલી હદ સુધી તેણે પાન કરાવ્યું કે ખરેખર કેટલીકવાર સુશિક્ષિત પરંતુ ધૂર્ત પતિ કરતાં અશિક્ષિત પણ સરળ મનના પતિથી સ્ત્રીને જે સંસારસુખની પ્રાપ્તિ થાય છે, તે સ્વર્ગીય કિંવા અલૌકિક જ હોય છે એમ મને લાગ્યું. અસ્તુ;

એકવાર રાત્રે રાયચૂરના કેટલાક સુશિક્ષિત લોકો અને સરકારી અધિકારીઓના મેળાવડા સમક્ષ દુષ્કાળ ફંડના લાભમાટે 'અસીરે હિર્સ'નો ખેલ થવાનો હતો. ડ્રૉપ ઉપડવાનો ટાઇમ સાડા નવ વાગ્યાનો હતો અને પોણા નવ વાગ્યા હતા, તે વખતે અચાનક બનાવ એવો બન્યો કે, જે ઍક્ટર 'ચંગેજ' (પિંજારો)ની ભૂમિકા ભજવી બતાવતો હતો, તે ક્યાંકથી ગળા સુધી દારૂ ઢીંચીને એવી ખરાબ હાલતમાં આવ્યો કે, તરત તેને ખાટલાપર સૂવાડી દેવો પડ્યો, તેને કંઈ પણ ભાન નહોતું અને પાંચ પાંચ મિનિટે ઉલ્ટી થયાં કરતી હતી. એનું આમ થયું અને બીજા કોઇ ઍક્ટરને 'ચંગેજ'નો પાર્ટ યાદ નહોતો એટલે કાં તો નાટક બંધ રાખવાનો અને કાં તો ખેલ બદલી નાખવાનો વખત આવી લાગ્યો. પણ અચાનક અમારા શેઠજીએ આવીને કહ્યું કે;–"આવા દુરાચારી અને અણીને વખતે પોતાના વ્યસનને વશ થઈ કામને અટકાવનારા, પોતાની ડ્યૂટીને ન જાણનારા ઍક્ટરો ગમે તેવા કામદાર છતાં કોડી દામના છે. આજનો ખેલ હું ફેરવવાનો પણ નથી અને બંધ પણ રાખવાનો નથી."

હું પાસે જ ઉભી હતી એટલે મેં સવાલ કર્યો કે:–"ત્યારે શું કરશો ? એ મડદાને જનાજામાં નાખીને સ્ટેજપર લાવશો ?"

"આજે હું પોતે જ પાઠ કરીશ. મેં જો કે અત્યાર સુધીમાં ચૂનો ચોપડ્યો નથી છતાં હું આજે બતાવી આપીશ કે મને પણ નાટક કરતાં આવડે છે કે જેથી છીછરા ઍક્ટરો ફૂલાઈ ન જાય." શેઠજીએ જવાબ આપ્યો.

"તમે પાઠ કરશો ?" મેં હડપચીએ આંગળી અડકાવીને બહુ જ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"ક્યાં વખત વધારે છે ? આજે હું પણ રંગભૂમિપર રમીશ અને તમે તે જોશો ? નારાયણ ભાઈ! ડ્રેસ લાવો અને દરજીને ડ્રેસ ફિટ કરવાને બોલાવો." મને જવાબ આપવા સાથે ડ્રેસમેનેજરને તેમણે હુકમ ફર્માવ્યો અને પોતે ચુનો લગાડવા મંડી ગયા.

તેમની આ કૃતિને જોઇને બધાં ઍક્ટરો અને ઍક્ટ્રેસિસ તો આભાં બનીને વિચારમાં જ પડી ગયાં કે આજે શેઠને આ વળી શું ભૂત ભરાયું? ક્યાંય મિજાજમાં ને મિજાજમાં છબરડો ન વાળે અને નાટકનું ફારસ ન કરી નાંખે, એવી જ બધાંને ધાસ્તી પડી ગઈ; પણ માલિકને કોણ અટકાવે? હવે તો જે થાય તે જોવાનું જ હતું. પંદર વીસ મિનિટમાં શેઠજી પેંટ કરી ડ્રેસ પહેરીને તૈયાર થઇ ગયા, ડ્રોપ ઉચકાવ્યો, અને પહેલા પ્રવેશમાં જ 'ચંગેજ' આવતો હોવાથી શેઠના પાઠને જોવામાટે કંપનીનાં બધાં માણસો વિંગ્સમાં આવીને આતુરતાથી ડોળા ફાડીને ઉભાં રહ્યાં. શેઠે બરાબર પાઠ ભજવ્યો અને તે સારી રીતે વખણાયો પણ ખરો. શેઠજીને રીહર્સલ આપવાનો લાંબા વખતનો અનુભવ હતો અને તેમની સ્મરણશક્તિ સારી હોવાથી બધાં નાટકો અથથી ઇતિ પર્યંત તેમને મોઢે હતાં એટલે પાઠ કાચો રહેવાથી નવા ઍક્ટરનો નવા પાઠમાં જે ફેસ્તો થવાની ધાસ્તી રહે છે તે તો એમના માટે નહોતી જ; તે ઉપરાંત શરીરે હૃષ્ટપુષ્ટ અને જવાની પણ જોરદાર હોવાથી કુદરતે પણ તેમને સારી મદદ કરી અને કામ સડસડાટ કરતું પાર પડી ગયું. એ દિવસે તો અમુક કારણસર તેમણે પાઠ કર્યો પણ એનું પરિણામ એ થયું કે, નાટકમાં પાઠ કરવાનો એ ચેપી રોગ એકવાર શરમ છૂટી જવાથી હમેશને માટે તેમને લાગૂ પડ્યો. તે દિવસથી તેઓ જ્યારે પોતાની ઈચ્છા થાય અને ઑડિયન્સ સારુ હોય, તો તરત પાઠ કરવાને તૈયાર થઈ જતા હતા. રાયચૂરમાં થએલું એ મંગળાચરણ દક્ષિણ હૈદરાબાદમાં સંપૂર્ણ ફળીભૂત થયું અને ત્યાં કંપનીના માલિક તરીકે તેમ જ એક સારા ઍક્ટર તરીકે પણ તેઓ વખણાયા અને પોતાની તે કળામાટે સોનાનાં ચાંદ તથા માનપત્રો પણ મેળવ્યાં. પરંતુ એમાં તેમના માલેક હોવાનું એક આંતરિક કારણ તો હતું જ. હૈદરાબાદ હું ગઈ નહોતી, પણ ત્યાંની વાતો મારી એક બેનપણી ઍક્ટ્રેસદ્વારા મારા જાણવામાં આવી હતી કે જે મેં અહીં જ જણાવી દીધી છે.

* * * *

કેટલાક દિવસ પછી અચાનક મારા હૃદયમાં દેવકુમારીનું સ્મરણ અને તે સાથે તેની ગર્ભાવસ્થા તથા યુસુફને તેના મરણ સમયે આપેલા વચનનું પણ સ્મરણ થઈ આવતાં હું તે વિશેની ચિંતામાં નિમગ્ન થઈ ગઈ.

## પ્રકરણ ૪૫ મું

### બાળહત્યાની તૈયારી

રાયચૂરમાં કંપનીએ દોઢ પોણાબે માસનો વખત કાઢી નાખ્યો અને એ શહેરના પ્રમાણમાં જોઇએ તો ઘણા જ સારા પૈસા મેળવ્યા એમ કહી શકાય. મારી બેનિફિટ નાઇટને દિવસે મેં 'ખુદાદોસ્ત' નાટક ભજવી બતાવવાનું પસંદ કર્યું હતું, એટલે એક તો એ નાટક ત્યાં પ્રિય થઈ પડ્યું હતું અને બીજું મારા તરફ પણ લોકોનો સારો ભાવ હોવાથી મને રૂપિયા સાત સાડાસાત સોનો તડાકો પડી ગયો. એ રૂપિયા એક વ્યાપારીની પેઢીપર ભરી તેની હુંડી લખાવી

મારી માતાપર મોકલી દીધી અને તે હુંડીના રૂપિયા મુંબઈના જે વ્યાપારીના નામની તે હુંડી હતી તેની પાસેથી મારી માતાને મળી ગયાનો જવાબ પણ વતખસર આવી ગયો. એ પછી કંપનીની હયદરાબાદ ઉપડી જવાની તૈયારી થવા લાગી. એક દિવસે મેં શેઠને એકાંતમાં મળીને જણાવ્યું કે:–

"શેઠજી! મારાથી કંપની સાથે હયદરાબાદ અવાય તેમ નથી; કારણ કે, આજકાલ એક તો મારી તબીયત કાંઈક નાદુરુસ્ત રહ્યાં કરે છે અને બીજું હવે મને આ નાટકના ધંધાનો પણ કેટલેક અંશે કંટાળો આવી ગયો છે. માટે હવે મને મુંબઈ જવાની રાજીખુશીથી રજા આપો, તો આપનો મોટો ઉપકાર."

"ત્યારે ચંપા! છેવટે નાટકના ધંધાને છોડી દેવાનો તમે પાકો જ વિચાર કર્યો છે કે? તમે આટલાં જલદી નાટકના ધંધાથી કંટાળી જશો, એવી મારી ધારણા નહોતી. ચંપા! જો કે તમારા જેવી પોતાના કર્તવ્યને સમજનારી, ખટપટમાં ન પડનારી, સરળ સ્વભાવની, નિરભિમાની અને નાટ્યકળાભિજ્ઞ ઉત્તમ ઍક્ટ્રેસને–કંપનીની શોભાને–રજા આપવાની કોઈ પણ માલિકની ઇચ્છા ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. છતાં બબ્બેવાર તમે મારું માન જાળવ્યું છે અને આવી સારી આવક છતાં નાટકના ધંધાથી કંટાળ્યાં છો, તો વારંવાર આગ્રહ કરી તમને શરમમાં નાખી કમ્પનીમાં રાખીને માનસિક ત્રાસ આપવાનું હું આજથી ધારતો નથી. છતાં મારો એક આગ્રહ છે અને તે એ કે, કંપની સાથે હયદરાબાદ સુધી આવો અને હયદરાબાદ જોઈ ત્યાં પાંચ દશ દિવસ આનંદમાં રહી ફરીફરીને પછી મુંબઈ જાઓ. જો તમારી ઈચ્છા નહિ હોય, તો હું તમને ત્યાં પાર્ટમાં નહિ ઉતારું. તમે ત્યાં પાંચ દશ દિવસ કંપનીનાં મેહમાન તરીકે જ રહેજો. ત્યાંથી હું કંપનીના ખર્ચે તમને તમારા પતિ સાથે સંભાળથી મુંબઈ મોકલી આપીશ." શેઠજીએ બહુ જ વિવેક અને લાગણીથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

શેઠની આ માગણી કોઈ પણ પ્રકારે અયોગ્ય કિંવા સ્વાર્થપૂર્ણ ન હોવાથી અને મદ્રાસ ન જવાયું તો હયદરાબાદ તો જોઈ જઇએ એવી મારી પણ કાંઈક ઇચ્છા હોવાથી મેં જવાબ આપ્યો કે:–"વારુ ત્યારે આપ મારાપર આટલી બધી મેહરબાની રાખો છો અને આપની આવી જ ઇચ્છા છે, તો કંપનીનાં મેહમાન તરીકે અમે ધણીધણિયાણી હયદરાબાદ સુધી આવીશું અને ત્યાં પંદર દિવસ વીતાડી નીરાંતે વિશ્રાંતિ ભોગવીને મુંબઈ જઇશું."

બે દિવસ પછી સામાન બધો માલગાડીમાં રવાના કરીને ચાર દિવસ પછી રાયચૂરના કેટલાક નાગરિકોની મેહમાનદારીનો ઉપભોગ લઈ કંપની પણ ઉપડી. આ વખતે સ્પેશિયલ ટ્રેનની વ્યવસ્થા નહોતી, કિંતુ સાધારણ ટ્રેનમાં જ અમુક થર્ડ ક્લાસના ડબ્બા અને અમુક સેકન્ડ ક્લાસના ડબ્બા રિઝર્વ્ડ કરાવી તેમાં જવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. છતાં મને અને મારા ધણીને તો સેકન્ડ ક્લાસમાં શેઠજીના પોતાના કમ્પાર્ટમેન્ટમાં જ બહુ સારી જગ્યા આપવામાં આવી હતી. રાયચૂરથી વાડી જંકશન અને ત્યાંથી હયદરાબાદ જવાય છે. વાડી પણ એક મોટું અને સારું જંકશન છે, અને ત્યાં રેલ્વેના પ્રવાસીઓ–હિંદુ, મુસલ-

માન અને ક્રિશ્ચિયન્સ આદિ બધી જાતના લોકોમાટે ખાવા પીવા અને વિશ્રાંતિ-માટેની ઘણી જ સારી સગવડ કરેલી છે. હયદરાબાદ પહોંચ્યા પહેલાં વાડી જંકશનપર જે એક બનાવ બન્યો તે એ હતો કે, હું વાડી જંકશનના પ્લૅટફૉર્મ પર જરા પગ છૂટા કરવાને ઉતરી અને આમ તેમ કરતી હતી એટલામાં દેવ-કુમારીની દાસી નવીબંદરની ખારવી રામદુલારી એક મીઠાઇવાળા ફેરીયા પાસેથી મીઠાઈ ખરીદતી અને ભાવતાલ પૂછતી મારા જોવામાં આવી. હું તેની પાસે ગઈ અને તેના ખભાપર પાછળથી હાથ અડકાડતાં તે મોઢું ફેરવી મને જોઇને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી થઈ ગઈ. તેણે તરત એ જ ઉદ્‌ગાર કાઢયો કે;–

"શયતાનસે કોઈ કિતના ભી દૂર ભાગે, મગર વો રહતા હય દો કદમ આગેકા આગે!"

"અલી રામદુલારી! હું શયતાન અને તું ફરિસ્તો કે? આમ બોલવાનું કાંઈ કારણ?" મેં જરાક આંખો કાઢીને પૂછ્યું.

ચંપા બહેન, મારી મશ્કરી કરવાની ટેવ છે એટલે માઠું ન લગાડશો. એ તો મુંબઈમાં પણ તમે મળ્યાં અને નાસિકમાં પણ આવી પહોંચ્યાં. અહીં હવે અમો હયદરાબાદ જવા અને મુંબઈથી દૂર થવા નીકળ્યાં તો ત્યાં પણ તમારી હાજરી જોવામાં આવે છે, એથી જ મારા મોઢામાંથી એ શબ્દો નીકળી ગયા. પણ બહેન! તમે અહીં કયાંથી?" રામદુલારી બોલી.

"હું મારી નાટકમંડળી સાથે હયદરાબાદ જાઉં છું અને ત્યાં મારો પંદરેક દિવસ રહેવાનો વિચાર છે. તારી શેઠાણી હયદરાબાદ શા કારણથી જાય છે વારુ? નાસિક તો તીર્થસ્થાન હતું, પણ હયદરાબાદ કાંઇ તીર્થસ્થાન નથી. કદાચિત્ ઇતિહાસપ્રસિદ્ધ સ્થળો જોવાને અને પ્રાચીનવસ્તુશાસ્ત્રનો અભ્યાસ કરવાને જતાં હોય તો કોણ જાણે!" મેં ઉદ્‌ગાર કાઢયા,

રામદુલારીએ મારો હાથ ઝાલીને ધીમા સાદે કહ્યું કે; "ચંપા બહેન! પેલો છુપા પાપનો ઘડો હવે છલાછલ ભરાયો છે અને ઉભરાઇ જવાની તૈયારીમાં છે. નાસિકમાં હોહા થઇ જવાથી અને મુંબઇમાંના શેઠાણીનાં કેટલાંક સગાંવહાલાંઓના જાણ-વામાં એ વાત આવી જવાથી શેઠાણી એ પાપની કોથળીને ખાલી કરવામાટે હયદરાબાદ જાય છે!" હું સમજી ગઇ કે, દેવકુમારી એ પ્રદેશમાં ગર્ભપાતનું નવીન અને ઘોરતમ પાપ કરવાને આવી હતી. મારા મનમાં અમુક એક શંકાનો ઉદ્‌ભવ થવાથી મેં પૂછ્યું કેઃ–"અલી રામદુલારી! આવાં કાર્યો ગુપ્ત સ્થાનમાં જ થઇ શકતાં હોવાથી તેવા કોઇ ગુપ્ત સ્થાનની શેઠાણીએ ગોઠવણ કરેલી છે ખરી કે?" ટ્રેન ઉપડવાનો વખત થઇ ગએલો હોવાથી રામદુલારીએ કહ્યું કેઃ–"અત્યારે વાત કરવાનો વખત નથી; માટે એ બધી વાત પછી નીરાંતે કરી સંભળાવીશ." મેં જણાવ્યું કેઃ–"હયદરાબાદ પહોંચ્યા પછી તો આપણે જૂદાં પડી જઈશું અને પાછાં કોણ જાણે ક્યારે મળીશું. આ વાત મારે તત્કાળ જાણવાની અગત્ય હોવાથી તું કામ હોય તો જા અને કોઇ કારણ બતાવી મારી સાથે મારા કમ્પાર્ટમેન્ટમાં આવીને બેસ–ખાજે મારી સાથે અને એક બે સ્ટેશન ગયા પછી પાછી તારી શેઠાણી પાસે જજે. હું હયદરાબાદ આવું છું એ વાત હાલ તરત દેવકુમારીને

જણાવીશ નહિ." "બહુ સારું" કહીને તે ગઈ અને થોડીવારમાં મારા ડબ્બા પાસે હું તેની વાટ જોતી ઉભી હતી ત્યાં આવી લાગી. હું અને તે બન્ને ગાડીમાં બેઠાં અને ત્રણ મિનિટ પછી ગાડી ઉપડી. પ્રથમ તો મેં ભાતું કાઢ્યું અને પેટ-પૂજાની તૈયારી કરી. મારા પતિને ખાવાનું આપ્યા પછી મેં તથા રામદુલારીએ ભાતાને ઈન્સાફ આપ્યો અને જળપાન કર્યા પછી અમારી વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપનો આરંભ થયો. મારો પતિ એક ખૂણામાં શેઠ પાસે જઇને બીડી ફુંકતો બેઠો અને અમો બન્ને બીજા ખૂણામાં બેઠલી હોવાથી અમારી વાતો તેમના સાંભળમાં આવી શકે તેમ નહોતું અને તેથી અમો બન્ને નિર્ભય હતા.

"ચંપા બહેન! તમે શું એમ ધારો છો કે અમારાં શેઠાણી ઠેકાણાની બરાબર સગવડ કર્યા વિના ક્યાંય જાય એવાં કાચાં હશે? ગુપ્ત સ્થાન અને સૂવાવડ કે પછી ગર્ભપાત કરાવનારી દાયણ વગેરેની સગવડ આજે દશ દિવસથી થઈ ગઇ છે અને તે દાયણ કદાચિત્ હૈદરાબાદના સ્ટેશનપર અમને સ્હામી લેવા માટે પણ આવશે." રામદુલારીએ કહ્યું.

"તે દાયણ જાતની કોણ છે અને ક્યાં રહેનારી છે વારુ?" મેં આતુરતાથી પૂછ્યું.

"જાતની છે બ્રાહ્મણી કાઠિયાવાડની અને હાલ તરત રહે છે હમેશાને માટે મુંબઇમાં. એ નાસિકમાં આવીને વીશીમાં ઉતરી હતી ત્યાં શેઠાણીનો તેની સાથે પરિચય થયો અને આ પાપની પૂર્ણાહુતિ માટે બન્નેએ મળીને હૈદરાબાદ નગરને નિશ્ચિત કર્યું. તે દાયણની હૈદરાબાદમાં સારી ઓળખાણ હોવાથી શેઠાણી પાસેથી બોઢસો રૂપિયા લઇને દશ બાર દિવસ પહેલાં હૈદરાબાદ ગઈ હતી અને ત્યાંથી તેને તાર મળ્યા પછી અમે નાસિકથી નીકળ્યાં." રામદુલારીએ જવાબ આપ્યો.

"તે બ્રાહ્મણીનું નામ શું છે વારુ?" મેં બીજો નવો સવાલ પૂછ્યો.
"પંડિતા કાલિન્દી," જવાબ મળ્યો.

"મુંબઇમાં કયાં-કયા લત્તામાં રહે છે?" મેં પ્રશ્ન પૂછ્યો.

"ભૂલેશ્વર દાઉજીની ગલીની બરાબર સ્હામે." ઉત્તર મળ્યું.

"તેની એક વિધવા છોકરી છે ખરી કે?"

"હા છે; પણ તેના કહેવા પ્રમાણે હાલમાં તે છોકરીએ પુનર્લગ્ન કરેલું હોવાથી વિધવા નહિ, પણ સૌભાગ્યવતી છે!" રામદુલારી બોલી.

"એ તો જ્યારે વિધવા હતી ત્યારે પણ નામ માત્રની જ વિધવા હતી અને ખરી રીતે તો સદા સૌભાગ્યવતી જ હતી. વળી કાંઇ ગોટાળો થયો હશે કે કોઈ ચોકાસદાર મળ્યો હશે એટલે નામનો ધણી કરવાની ફરજ પડી હશે કે લાલુચ થઈ ગઇ હશે. એ માદીકરીને હું સારી રીતે ઓળખું છું. ચિંતા નહિ; હૈદરાબાદમાં મળીશું ત્યારે વાત. પણ હા, હૈદરાબાદમાં તમારું રહેવાનું સ્થાન કયા લત્તામાં છે, એની તને ખબર છે ખરી કે?"

એના જવાબમાં રામદુલારીએ જણાવ્યું કેઃ—"શેઠાણી પાસે તે બધું છે ખરું; મને તે સ્થાન અને લત્તાનું નામ મોઢે નથી. હું તમને પછી વળી જણાવીશ."

"ચિંતા નહિ; હૈદરાબાદમાં અમારી નાટકમંડળીનું સ્થાન તો તરત તારા

જાણવામાં આવશે, એટલે બે ત્રણ દિવસ પછી અથવા બની શકે તો એકાદ દિવસ જવા દઇને મારી પાસે આવજે એટલે હું તારી વિલાયતી ફેશનની સરભરા પણ કરીશ અને પછી તારી સાથે આવીને તારી શેઠાણીના ગુપ્ત નિવાસ સ્થાનને જોઈ જઈશ. બીજું કામ તારે એ કરવાનું છે કે, તારી શેઠાણીની સર્વ હિલચાલની તારે મને નિત્ય ખબર આપવી; કારણ કે, મારે એ પ્રસંગનો ચિતાર છુપી રીતે જોવાનો છે." મેં તેને સૂચના આપી.

મેં ગત પ્રકરણમાં જણાવેલું છે કે, "હયદરાબાદ હું ગઇ નહોતી, પણ ત્યાંની વાતો મારી એક બેનપણી એકટ્રેસદ્વારા મારા જાણવામાં આવી હતી" અને અત્યારે મને હયદરાબાદ જવા માટે ત્યાંના માર્ગમાં પ્રવાસ કરતી જોઇને વાચકોને કદાચિત્ આશ્ચર્ય થશે; પણ થોડીવારને માટે હું તેમને ધૈર્ય રાખવાની અને મારા વૃત્તાંતને શાંતિથી વાંચ્યા પછી કોઈ પણ પ્રકારના નિર્ણયપર આવવાની નમ્ર પ્રાર્થના કરું છું. મારી ઉપર્યુક્ત સૂચનાના ઉત્તરમાં ભોળી રામદુલારીએ જણાવ્યું કે;—

"ચંપા બહેન! એ પાપના ઘડાને ફોડી નાખવામાં આવે તો તો ઠીક; નહિ તો તે હવે પોતાની મેળે જ ફુટી જવાની તૈયારીપર આવી લાગ્યો છે. અત્યાર સુધી તો ઈશ્વરે લાજ રાખી છે અને હવે થોડો માર્ગ છે તે કપાઈ જાય અને સ્થાને પહોંચી જવાય તો જાણે ગંગા ન્હાયાં."

"એ તો જાણે ઠીક; પણ રામદુલારી! ધારી લે કે તારી શેઠાણી દીકરાને કે દીકરીને જન્મ આપે, તો તેને જીવવા દેશે કે બિચારા અર્ભકના નિર્દયતાથી પ્રાણ લેશે? તને આ બાબતની કશી ખબર છે ખરી કે? જોજે જૂઠું ન બોલતી નહિ તો મારા હાથમાં આવતાં તને ગળું દબાવીને મારી જ નાંખીશ અને એવો વખત લાવીશ કે શેઠાણી સાથે તારે પણ વગર ભાડાના ઘરમાં જઇને રોજ દોઢ મણ લોટ દળવો પડશે." મેં ધમકીને મશ્કરીનું સ્વરૂપ આપીને કહ્યું.

"ચંપા બહેન! આ વેળાએ શેઠાણીએ પોતાના પેટની શી વ્યવસ્થા કરવા ધારી છે, તે વિષે તો કે હજી કાંઇ પણ મારા જાણવામા આવ્યું નથી; છતાં આગલા પ્રસંગોનું જો સ્મરણ કરીએ તો આ બાળકને એ શંખણી જીવવા દે, એમ મારી મનોદેવતા મને કહેતી નથી. પછી તો બાળક ભાગ્યશાળી હોય ને જીવતું રહે, તો પ્રભુ જાણે!" રામદુલારીએ ખુલાસો આપી દીધો.

તેની આ વાત સાંભળી મારા મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા, કે જેમાંના કેટલાક વિચારો આ પ્રમાણેના હતા;—"યૂસુફનાં સંતાનને જો બની શકે, તો કોઈ પણ રીતે જીવતું બચાવી તો લેવું જ જોઇએ અને તેમાટેનાં પગલાં પણ અત્યારથી જ ભરવાં જોઈએ; કારણ કે, વખત એવો કટાકટીનો છે કે જો એક પલકારાનો પણ વખતમાં ફેરફાર થશે, તો પરિણામ શું આવશે, એનો કશો પણ નિશ્ચય નથી. પ્રદેશ બિલ્કુલ અજાણ્યો છે, દેવકુમારી પૈસાદાર છે અને મારી પાસે પૈસા એટલા બધા નથી કે એની સાથે ટક્કર ઝીલવામાં હજારોની હોળી મારાથી કરી શકાય; વળી પંડિતા કાલિન્દીને દેવકુમારીએ

પોતાની સહાયિકા તરીકે નીમી છે, અને તે વળી પાપની સાક્ષાત્ પ્રતિમા છે એટલે જરૂર કાંતો ગર્ભપાત જ કરાવશે અને કાંતો જન્મેલા બાળકને તરત દૂધ પીતું કરી દેશે, ત્યારે હવે આ બધાં વિઘ્નોને દૂર કરવાનો અને મારા ઈચ્છિત કાર્યને સિદ્ધ કરવાનો મારે શો ઉપાય યોજવો ?..."

મારા મનમાં આવા પ્રકારના વિચારો ચાલતા હતા એટલામાં રામદુલારીએ કહ્યું કે:–"લ્યો અમારું ઠેકાણું ક્યાં છે તે હવે મને યાદ આવ્યું; હયદરાબાદમાં સિકંદરાબાદ નામની એક જગ્યા છે, ત્યાં અમારે જવાનું છે અને ત્યાં એક મોટી ધર્મશાળા છે તેની પાછળના ભાગમાંના એક વિશાળ અને આલીશાન મકાનમાં અમારા ઉતારાની ગોઠવણ કરવામાં આવી છે."

મને જેથતી'તી તે વાત છેવટે જાણવામાં આવી ગઈ. સિકન્દરાબાદ હયદરાબાદમાંની જગ્યા નહિ, પણ એક જૂદું જ શહેર છે એની બિચારી રામદુલારીને ખબર નહોતી, પણ હું બધું જાણી ગઇ અને તેથી વધારે કાંઈ પણ બોલી નહિ. એ વાતચીત થયા પછી જે સ્ટેશન આવ્યું ત્યાં રામદુલારી મારા ડબ્બામાંથી ઉતરીને પોતાની શેઠાણી પાસે ચાલી ગઈ. મેં મારા મનમાં હયદરાબાદ જવાને બદલે સિકન્દરાબાદ જવાનો વિચાર કરીને મારા શેઠજીને નમ્રતાથી જણાવ્યું કે:–

"શેઠજી ! હું અહીં સુધી તો આવી, પણ અચાનક એક એવું કારણ ઉપસ્થિત થયું છે કે જે મને હયદરાબાદ આવતાં અટકાવે છે. હું હાલ તુરત સિકન્દરાબાદ જવા માગું છું અને તેનું કારણ હું આપને જણાવી શકતી નથી. આપને માત્ર મારી એટલી જ પ્રાર્થના છે કે, જો જરૂર પડે, તો સો બસો રૂપિયા હું મંગાવું એટલે મોકલી આપજો. મારા ઘણાખરા પૈસા મેં મુંબઈ મોકલી દીધા છે એટલે ત્યાં જઈને હું આપને મોકલી આપીશ."

મારી આ વાર્તા સાંભળી શેઠજી અજાયબીમાં તો જરૂર પડી ગયા. પણ મને તેઓ પ્રથમથી જ વિલક્ષણ સ્વભાવની બાયડી તરીકે ઓળખતા હોવાથી વધારે કાંઈ પણ બોલ્યા નહિ અને રૂપિયા મોકલવાની હા પાડીને જણાવ્યું કે:– "ચંપા ! તમે અવશ્ય કોઈ અગત્યના કાર્યમાટેજ જતાં હશો એટલે હું વધારે કાંઈ બોલતો નથી. જરૂર પડે તો તરત રૂપિયા મંગાવી લેજો અથવા તો પોતે આવીને લઈ જજો; કારણ કે સિકન્દરાબાદ અને હયદરાબાદની વચ્ચે માત્ર છ માઇલનો જ ગાળો છે અને ટ્રેન તેમ જ ઘોડા ગાડી રોજ આવે જાય છે. હમણાં હમણાં તો કહે છે કે મોટરો પણ દોડવા માંડી છે; કારણ કે, હયદારબાદ નિઝામ સરકારની રાજધાની છે અને સિકન્દરાબાદ બ્રિટીશ છાવણીનું મથક–કેન્ટોન્મેન્ટ–છે, એટલે એમ હોવું સ્વાભાવિક જ છે."

"આપની મારા તરફની આ લાગણીમાટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ થવાનો." મેં કહ્યું.

અમો હયદરાબાદના સ્ટેશનપર આવી લાગ્યાં. દેવકુમારી કે રામદુલારી કોઈ ટ્રેનમાંથી ઉતરી નહિ, પણ પંડિતા કાલિન્દીને મેં પ્લેટફોર્મપર ભટકતી જોઈ;

અને તેની સાથે તેની આજકાલની શીખેલી ભણેલી પણ રમણીય ભયંકરતારૂપ સુધારાની શિકાર થએલી અશ્મેધખ છપરપગી છોકરી પણ આવેલી હતી. બન્ને માદીકરી ઝટ દેતી કે દેવકુમારીવાળા કમ્પાર્ટમેન્ટમાં પેશી ગઈ અને તેથી જણાયું કે તેઓ એ ટ્રેનમાં જ સિકન્દરાબાદ સુધી આગળ વધવાની હતી. મેં ટ્રેનમાં સિકન્દરાબાદ જવાનું વ્યાજબી ન ધાર્યું કારણ કે, ત્યાં પ્લૅટફોર્મપર કદાચિત્ તેમનામાંથી કોઈની પણ નજર મારા પર પડી જાય, તો તેઓ સાવચેત રહે અથવા મારાપર કોઈ આફત લાવવાની કોશિશ કરે, એવો મારા હૃદયમાં સોળે-સોળ આના ડર હતો. હું કંપની સાથે હૈયદરાબાદના સ્ટેશનપર જ ઉતરી પડી અને ત્યાંથી ટાંગો કરી સિકન્દરાબાદના પ્રવાસનો મારા ધણી સાથે આરંભ કરી દીધો.

પ્રિય વાંચકો ! અહીંથી મારા જીવનનું પુનઃ એકવાર પરિવર્તન થાય છે, આટલા દિવસ તો એક ઍક્ટ્રેસ તારકેનું જીવન મેં વીતાવ્યું હતું અને તેની સાથે પ્રેમનાટકની એક ગુપ્ત નટી તરીકે પણ કેટલીક ભૂમિકાઓ ભજવી હતી, પણ હવે મારે જે કાર્ય કરવાનું હતું તે છુપી પોલીસનું હતું, ક્રિમિનલ ઇન્વેસ્ટીગેશન ડિપાર્ટમેન્ટના અધિકારીની ડયુટીને મેં મારી પોતાની રાજીખુશીથી પોતાના માથાપર વ્હોરી લીધી હતી. હાલ તરત તો સિકન્દરાબાદની ધર્મશાળામાં મેં મારા ધણી સાથે જઇને છાવણી નાખી અને ત્યાંના રખેવાળની મુઠ્ઠી ગરમ કરી, રહેવાની અને ખાવા પીવાની અડચણ ન આવે એવો બંદોબસ્ત કરી લીધો. અહીં હું મારા વાંચકોને સિકન્દરાબાદનો થોડોક પરિચય કરાવીશ.

સિકન્દરાબાદ રેલ્વેનું એક સારું સ્ટેશન, બ્રિટિશ મિલિટરી કેન્ટોન્મેટ અને ઉત્તમ નગર છે. એ હૈયદરાબાદના ઉત્તર–પૂર્વ કોણમાં છ માઇલના અંતરપર આવેલું છે અને એ શહેરની વસ્તી ૭૫,૦૦૦ ની કહેવાય છે. નિજામ સિકન્દરજાહના નામ ઉપરથી એ નગરનું નામ સિકન્દરાબાદ રખાયલું છે અને તે હિન્દુસ્તાનમાંનું મોટામાં મોટું મિલિટરી સ્ટેશન એટલે કે, લશ્કરી છાવણીનું સ્થાન છે. એ સ્થળે કૂવાનું પાણી પૂરું થાય તેટલું ન હોવાથી છાવણીની પાસે જ હુસેન સાગર નામનું એક તળાવ છે તેમાંથી નળદ્વારા નગરમાં પાણી લાવવાની ગોઠવણ કરાયલી છે; અને એ તળાવનું ક્ષેત્રફળ ૧૩ માઇલનું છે, એમ કહેવાય છે. સિકન્દરાબાદમાંની લશ્કરી કવાયદમાટેની જગ્યા એટલી બધી વિશાળ છે કે જ્યાં સાતથી આઠ હજાર સૈનિકોની કોઈ પણ જાતની તકલીફ વગર કવાયદ લઇ શકાય છે. એ પેરેડ ગ્રાઉંડના જમણા હાથપર પબ્લિક રૂમ્સ આવેલાં છે કે જેમાં થીએટર, લાયબ્રેરી, ડાઇનિંગ અને લંચ્યન રૂમ્સ આદિનો સમાવેશ થાય છે. એની પાસે જ યૂરોપિયનોનું કબ્રસ્તાન છે કે જેમાં એ સ્થળે મરી ગયેલા ઘણાક લશ્કરી અને બીજા અગ્રેજ અમલદારોની કબ્રો આપણને દેખાય છે. સિકંદરાબાદમાંનાં મુખ્ય મકાનો આ પ્રમાણે છે;–કોર્ટ હાઉસ, સેન્ટ જોન્સ ચર્ચ, બ્રિગેડ ઓર્ડ્નેન્જ, ઇગ્લિશ સ્કૂલ, ધિ પબ્લિક રૂમ્સ; વિક્ટોરિયા થીએટર, લાયબ્રેરી અને રીડીંગરૂમ (આ સર્વ એક જ મકાનમાં સમાયલાં છે); ધિ હૈયદરાબાદ વોલન્ટીયર રાઇફલ્સ કલબ, મેસોનિક લૉજ (સેન્ટ જોન નં. ૪૩૪) અને ટ્રેવ-

લર્સ પબ્લિક બંગલો. સિકન્દરાબાદના ઘણાખરા રસ્તાઓ વૃક્ષોની છાયાથી ઢંકાયલા હોવાથી નગરની બહારના ભાગમાં ગાડીમાં બેસીને કે પગે ફરવાનું બહુ જ આનંદદાયક થઇ પડે છે.

પરમેશ્વરની કૃપાથી ધર્મશાળાના પાછલા ભાગમાંના બે ઓરડા રખેવાળે અમને કાઢી આપેલા હોવાથી અને તેમાંની બારીઓ પાછલા ભાગમાં પડતી હોવાથી પાછળના ભાગમાં ધર્મશાળાની ભીંતની અડોઅડમાં આવેલા દેવકુમારીના ઉતારાવાળા મકાનમાં જે કોઈ પણ આવે અથવા મકાનમાંથી બહાર જાય તેને અમે જોઇ શકતાં હતાં, એટલું જ નહિ, પણ જો તેમના ઘરમાં માણસો મોટે સાદે બોલતાં હોય, તો તેમની વાતચીત પણ અમારા સાંભળવામાં આવી શકતી હતી. એ ધર્મશાળા અને તેની પાછળના ભાગમાંનાં મકાનો બ્રિટિશ કેન્ટોન્મેન્ટની હદમાં આવેલાં હોવાથી જો અગત્ય પડશે, તો અંગ્રેજ સરકારની મદદ તરત મળી શકશે અને નિજામી અથવા નવાબીમાં ચાલતા 'હોતા હય–થાતા હય'ના ચક્કરમાં પડવાથી જે કામ માર્યું જવાનો સંભવ હોય છે તેવો પ્રકાર નહિ થાય અને પાપી ભાગ્યે જ છટકી શકશે. એ વિષેનો મારા મનમાં બ્રિટિશ દયાળુપણાપર વિશ્વાસ હતો અને તેથી નીરાંતે હું પાછલી બારીમાંથી જોવાય તેટલી તે ઘરમાં ચાલતી ચેષ્ટાઓને જોયા કરતી હતી. રામદુલારીને પણ મેં મારા અહીં આવવાની વાત જણાવી નહિ; કારણ કે, તે ક્યાંક બેવડાના બહારમાં વાતને ઓકી કાઢે તો પાપી ચેતી જાય અને કદાચિત્ છટકી જાય, એવી મારા મનમાં ભીતિ રહ્યા કરતી હતી. રાતે પણ બાર બાર ને બબ્બે વાગ્યા સુધી હું જાગતી બારીમાં છુપાઇને બેસી રહેતી હતી અને બહુ ઉંઘ આવતી ત્યારે મારા ધણીને 'જો આ ઘરમાંથી કોઈની ચીસ કે બૂમ સંભળાય તો જરૂર મને તરત જગાડજો અને હું જાગું નહિ, ત્યાં સુધી ઉંઘશો નહિ' એવી રીતે કહીને થોડીવાર શ્વાનનિદ્રા કરી લેતી હતી. ત્રણ દિવસ ગયા, પણ દેવકુમારીની પ્રસૂતિનાં કશાં વિશેષ ચિન્હો જણાયાં નહિ અને તેથી મને ફાળ પડી કે ક્યાંક કાલિન્દીએ ગર્ભનો પાત ન કરાવી નાખ્યો હોય! પણ ચોથે દિવસે કોણ જાણે શા કારણથી રાતે દશ વાગે દેવકુમારી બહાર ઓટલાપર નીકળી અને રામદુલારીના હાથમાં હરીકેન લેમ્પ હોવાથી તેનાં જે ચિન્હો જોવામાં આવ્યાં, તે સાફ જણાવતાં હતાં કે હજી એવો કશો પણ ભયંકર પ્રકાર બનવા પામ્યો નહોતો- મારા હૃદયમાં એક પ્રકારનો સંતોષ થયો. એ જ રાતે એક નવીન વિચાર મને અચાનક સ્ફુરી આવ્યો અને તેને પ્રભાત થતાં જ મેં અમલમાં મૂકી દીધો. મારા ખરા નામથી કેન્ટોનમેન્ટ મૅજિસ્ટ્રેટને મેં એક ખાનગી ચીઠી લખીને એમ જણાવી દીધું કે; 'અહીં બ્રિટિશ હદમાં ઉચ્ચ હિંદુ જાતિની એક વિધવા ગર્ભવતી છે અને તે બાળકને જન્મ આપવાની તૈયારીમાં છે. મને શંકા છે કે, કદાચિત્ તેનાં લાગતાં વળગતાં ગર્ભની હાનિ અથવા તો બાળકનો નાશ કરી નાખશે; એટલામાટે જો તેવો કાંઈ પણ પ્રકાર દેખાય અને હું કેન્ટોનમેન્ટ પોલીસને ખબર આપું, તો મને તે બાળકને બચાવવામાટે સરકારી મદદ મળવી જોઇએ.

એમાટેનો આપ અત્યારથી જ બંદોબસ્ત કરી રાખશો તો મોટો ઉપકાર થશે. જો તેવું કાંઇ સાહસ કરવામાં ન આવે, તો કોઇની આબરૂ પર અકારણ હાથ નાખવાની અગત્ય નથી. તમારા કોઇ પણ માણસને મારી પાસે મોકલશો; કારણ કે, અમુક કારણોને લીધે હું બહાર નીકળી શકતી નથી.” ધન્ય છે બ્રિટિશ અમલને, કે મારા જેવી એક નજીવી બાયડીની ચીઠીનો જવાબ તત્કાળ જ આપવામાં આવ્યો અને તેમાં જણાવ્યું હતું કે;–“તમારી માગણી પ્રમાણેની વ્યવસ્થા કરી રાખી છે અને ધર્મશાળા પાસેના પોલીસ થાણાપર જરૂર પડતાં ખબર આપવાથી તમને જોઇતી બધી મદદ ગમે ત્યારે મળી શકશે. જ્યારે જરૂર પડે ત્યારે આ ચીઠી પોલીસ અથવા પોલીસ અમલદારને બતાવશો.”

એ દિવસ પણ વીત્યો અને અડધી રાત પણ વીતી. લગભગ એક વાગ્યો, અને હું મારા ધણીને બારીમાં ચોકી કરવાને બેસાડી જરા બિછાનામાં પડવાની તૈયારી કરતી હતી એટલામાં પાછલના તે મકાનમાંથી અચાનક એક કારમી ચીસ મારા સાંભળવામાં આવી.

---

## પ્રકરણ ૪૬ મું

### પુત્રનો પ્રસવ

એ ચીસ સાંભળતાં જ મારી મનોદેવતા મને કહેવા લાગી કે, કાં તો પ્રસુતિની વેદનાની એ ચીસ હોવી જોઇએ અને કાં તો બાળકનો પ્રસવ થઇ ચૂકેલો હોવો જોઇએ. અને તે એક ઘટના હોય તોપણ હવે પ્રકાશમાં આવવાનો અને ખુલ્લી દેખરેખ રાખવાનો સમય આવીને ઉભો રહ્યો હતો, એમાં તો શંકા હતી જ નહિ. મેં તરત કેન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટની ચિઠ્ઠી મારા ધણીને આપી અને પોલીસ થાણાપરથી પોલીસના માણસને બોલાવવામાટે મોકલ્યો. આ વખતે કોઈ પણ જાતની ભૂલ વગર મારા ભોળા ધણીએ કામ બરાબર બજાવ્યું, અને થોડીવારમાં જ એક પોલીસ અમલદાર તેની સાથે ધર્મશાળામાં આવી લાગ્યો. તે પોલીસ અમલદારે મને માનપૂર્વક સલામ કરી અને મેં તેને કહ્યું કે:–“મારી સાથે આવો અને હું જે ઘરમાં જાઉં તેની આસપાસ બહાર તમો છૂપાઇને ઉભા રહેજો, જો જરૂર પડે અને હું બોલાવું તો મારી મદદે દોડી આવજો. નકામી ધાંધલ મચાવવી નથી.” પોલીસ અમલદારે મારો હુકમ માથે ચઢાવ્યો અને ઘણી જ ખુશીથી મારી સાથે આવ્યો. ધર્મશાળામાંનાં અમારા ઓરડાને તાળું વાસી અમો બહાર નીકળ્યાં, અને ફરી પાછલા ભાગના રસ્તાપર આવ્યાં અને ત્યાં પોલીસ અમલદાર તથા મારા ધણીને એક અંધારાવાળા ભાગમાં ઉભા રાખી, હું દેવકુમારીવાળા મકાનમાં જવાને આગળ વધી. ઓટલાપર ચઢીને દરવાજાને હાથ અડકાડતાં તે અંદરથી વાસેલો જણાયો, એટલે મેં સાંકળ ખખડાવી; તરત દરવાજો ઉઘાડ્યો, અને તે ઉઘાડનાર પંડિતા કાલિન્દી મને જોતાં જ એવી તો ઝંખવાણી પડી ગઇ કે કાપો તો લોહીનો એક છાંટો પણ ન નીકળે. કદાચિત્ તે દરવાજો ન ઉઘાડત, પણ કામ-

દુલારીને કેટલીક વારથી તેણે બહાર કોઈ કામમાટે મોકલેલી હોવાથી તે પાછી આવી હશે એમ ધારીને જ તેણે બારણાં ખોલ્યાં હતાં. પણ આ તો રામદુલારીને બદલે ચુડેલ ચંપા નીકળી. આ ચંપાને એ સારી રીતે ઓળખતી હોવાથી અને ચંપા તે મા દીકરીના બધા ભેદ જાણે છે એની તેને ખબર હોવાથી જો આવા સમયમાં મને જોઈને તેના હૃદયને કાળનો સાક્ષાત્કાર થયો હોય તો તેમ થવું સર્વથા સ્વાભાવિક જ હતું. તેણે કુપિત સ્વરથી મને પૂછ્યું કેઃ–"ચંપા બહેન! આ વેળાએ ઓચીંતાં તમે અહીં કયાંથી અને શા કારણથી આવ્યાં છો?"

"પંડિતા! તમે મહા વિદુષી, કવયિત્રી અને અનુભવી અબળા હોવા છતાં મારા આ સમયના આગમનના કારણની કલ્પના નથી કરી શકતાં, એ આશ્ચર્યકારક છે. સાંભળો, તમો બાઇ સાહેબ એક નિર્દોષ જીવને આ વિશ્વરૂપ સદનમાં આવતો અટકાવવામાટે આવ્યાં છો અને હું તે જીવના વિહારમાટે આ સૃષ્ટિસદનનાં દ્વારોને મુક્ત કરવાને આવી છું; તમે જે જીવનો નાશ કરવા ધારો છો, તેને હું બચાવવામાટે આવી છું!"

"તમારું બોલવું કાંઈ સમજી શકાતું નથી. હું સીધો સવાલ પૂછું છું, અને તમે વિના કારણ ઉકળી શામાટે જાઓ છો? હું કોના જીવનો નાશ કરવા આવી છું? આમ બોલવાનું, કોઇ નિર્દોષપર ખોટા આળ ચઢાવવાનું, કાંઈ કારણ?" પંડિતાએ કિંચિત્ વાચાળતાથી કહ્યું.

"ઠીક છે; તમો નિર્દોષ હશો, તો બળાત્કારે તમોને કોઈ દૂષિત સિદ્ધ કરી શકે તેમ નથી; તેમ જ સત્યવાદિની સાક્ષીને વાચાળતાથી પોતાનો બચાવ કરવાની પણ અગત્ય નથી. વખત કટાકટીનો છે, માટે વચ્ચેથી ખસી જાઓ અને મને દેવકુમારી પાસે જવા દ્યો." મેં ટુંકો જવાબ આપી મારા ખાસ મુદ્દાપર આવીને કહ્યું.

એટલામાં તેની વિધવામાંથી ચોથી વારની નવીન સધવા થયેલી અશ્મેધબ દીકરી, કે જે વળી અંગ્રેજી બે ચોપડીનો અભ્યાસ કરીને અંગ્રેજી અબળા હોવાનો ફાંકો રાખનારી થઈ હતી તે લટકોમટકો કરી ચશ્માના કાચને અંધારામાં ચમકાવતી આગળ વધી આવી અને કહેવા લાગી કેઃ–"There is no any Devkumari here. અહીં કોઈ દેવકુમારી છે જ નહિ. You are mistaken rather! તમે ભૂલ ખાઈ ગયાં છો. અહીં તો હું અને મારી મા બે જ છીએ."

હું એનો જવાબ આપવા જતી હતી; એટલામાં બહાર ગએલી રામદુલારી આવી લાગી, અને તે એ ચોથી વારની સધવાના બોલવાને અસત્ય સિદ્ધ કરનાર પ્રમાણરૂપ હોવાથી મેં જરાક કરડાકીથી જ કહેવા માંડયું કેઃ–"વેલ મિસિસ અદિશ! તમો માદીકરી વિના ત્રીજું અહીં નથી, તો આ રામદુલારી અત્યારે પોણી રાતે કોની પાસે આવી છે? અને હમણાં જે ચીસ સંભળાઈ હતી તે તમારી પોતાની, કે તમારાં માતુશ્રીની કે રામદુલારીની?"

"મારી તો બલારાતે પણ ચીસ નથી પાડી! મુઆં તમે-ધણી વગરની બાયડીપર આવો આરોપ મૂકતાં લજાતાંય નથી!" રામદુલારી ફફડી.

"તમે તમારું મોઢું સંભાળીને બોલો; આ બ્રિટિશ હદ છે." મદિરાએ પોતાના સ્વભાવને વ્યક્ત કરીને ઉછીની ધમકી આપી.

"મદિરાબાઈ! આ બધી બવાઈ હવે તમારા નવા ઘરમાં હોય તેને અથવા તો તમારી નવી પ્રજા થાય તેને શીખવજો; આ ન્યાયી બ્રિટિશ હદ છે તેથી જ આજે તમે તમારા પાપકર્મમાં ફાવી શકવાનાં નથી, ધર્મની સાથીને હંફાવી શકવાનાં નથી. સૂર્ય હોય એટલે દિવસ હોવો જ જોઇએ અને દિવસ હોય ત્યાં સૂર્ય હોવો જ જોઇએ; તે પ્રમાણે જ્યાં રામદુલારી હોય ત્યાં દેવકુમારી હોવી જ જોઈએ; કારણ કે, આ રામદુલારી દેવકુમારીના અહીં હોવાનું પ્રમાણ છે. હજી કાંઈ વધારે જૂઠું બોલવું છે?" મેં પણ તેવો જ રોકડો જવાબ પરખાવી દીધો.

"તે કોણ કહે છે કે મારાં શેઠાણી દેવકુમારી અહીં નથી? એ રહ્યાં અંદરના ઓરડામાં; પણ કાંઇક માંદા છે!" રામદુલારીએ માદીકરીને સાફ ખોટી પાડી દીધી.

"એટલી હદ સુધી માંદાં છે કે તેમની પાસે કોઇને જવા દેવાની અને તેમની સાથે વાત કરવા દેવાની ડૉક્ટરની સખ્ત મનાઈ છે; એટલામાટે જ મદિરાએ તમને ના પાડી. આવો અમારી પાસે બેસો; ચીડાઈ શામાટે જાઓ છો?" ચાલાક કાલિન્દીએ ફેરવી બાંધવાનો પ્રયત્ન કર્યો.

"પંડિતા! માફ કરો. દેવકુમારી અહીં આવી છે તે દિવસે જ હું પણ આવી છું, અને આ પાસેની ધર્મશાળામાં છાવણી નાખી તમારી ચેષ્ટા જોયા કરું છું; જે માંદગી છે તે મારી જાણ બહાર નથી અને તમારા વગર બીજા કોઈ ડૉક્ટર કે વૈદ્યનો ચાલૂ ઉપચાર નથી. મારે નથી કરવી કશી વાત, પણ અટકાવવો છે એક નિર્દોષ બાળકનો અકારણ થતો ઘાત! સમજી જાઓ, અને મને અંદર જવા દ્યો તો ઠીક છે; નહિ તો અત્યારે જ પરિણામ માઠું આવશે!"

એમ કહીને મેં અંદર જવામાટે આગળ વધવાનો યત્ન કર્યો એટલે કાલિન્દીએ કહ્યું કે—"ચંપા બહેન! દેવકુમારીની આજ્ઞા વિના તમોને અમારાથી અંદર તો જવા નહિ જ દેવાય."

"જાઓ અને તેને જણાવો કે, યૂસુફના સંતાનને બચાવવામાટે ચંપા આવી છે; જો સીધા ઉતરશો તો બચી જશો, નહિ તો તે તમારામાટે મોતનો પયગામ લાવી છે!" મેં નાટકી ભાષામાં હુકમ ફર્માવ્યો.

માદીકરી બન્ને અંદર ગઈ અને થોડી વારમાં બહાર આવીને કહેવા લાગી કે:- "ચાલો, દેવકુમારી તમને બોલાવે છે."

હું અંદરના ઓરડામાં ગઇ તે વેળાએ દેવકુમારી એક લોખંડી પલંગપર કાંઇક અસ્વસ્થ પડી હતી, તેની વેદના કાંઇક ઓછી થવાથી તે બોલવા ચાલવાને સમર્થ હતી. મને કુરસીપર બેસવાનું કહી તેણે પૂછ્યું કે:—"ચંપા બહેન! છેવટ તમે મારી આબરૂના કાંકરા કરવાનો જ રસ્તો શોધી કાઢ્યોને! સ્નેહનો બદલો આવી રીતે વાળવા માગો છો?"

"દેવકુમારી! મારો કોઈ પણ વેળાએ તમારામાં સ્નેહ હતો નહિ, છે નહિ, અને થવાનો પણ નથી. પ્રથમ તો જે યૂસુફને હું મારું જીવનસર્વસ્વ સમર્પી ચૂકી હતી તેને લાલચમાં લપટાવીને તમે પોતાના વિકારનો તેને શિકાર બનાવ્યો; પછીથી તેને સંકટના કાળમાં ત્યાગી દીધો, કૂતરાની પેઠે તેને હાંકી કાઢ્યો; અરે તે મરવા પડ્યો હતો તે વેળાએ પણ તેને કશીયે મદદ તમે ન આપી; વજ્રસમાન તમારા કાળજામાં દયાનો છાંટો પણ નહોતો, અને તેનાં ફળને અત્યારે તમે નષ્ટ કરવાના પ્રયત્નમાં પ્રવૃત્ત થયાં છો, યૂસુફ તમારા પાપે જ ભુંડે હાલ થઇને મરી ગયો, અને હવે તેના સંતાનને પણ મારવો છે કેમ? આવી ક્રૂર પ્રકૃતિની સ્ત્રીમાં કોણ સ્નેહ રાખે? જેનો દહાડો ઉઠી ગયો હોય તે જ."

મેં વળી મારું ભાષણ આગળ ચલાવ્યું. "દેવાં બહેન! આબરૂની ઢાલ હવે શામાટે ધારો છો? આબરૂ હતી ક્યાં અને છે ક્યાં? આબરૂ એટલે શું? એ એક નિર્જીવ પદાર્થ છે અને તેનો તમારે શો ખપ? એ આબરૂને શું ખાશો; કરડશો કે, શું તેનાં કપડાં લત્તાં કે ઘરેણાં ગાંઠાં ઘડાવશો? એ આબરૂની નોટ કંઈ બજારમાં વટાવાય તેમ છે? તમારા જેવી વિષયમાં લુબ્ધ થયલીને ડૂબી મરેલીને આબરૂની શી દરકાર છે? આબરૂને નામે એક આત્માની હસ્તી અટકાવવી એ વિચાર આજે ક્યાંથી આવ્યો? જેવો જીવ આપણો છે તેવો શું બીજાનો નથી? આબરૂની ઢાલ નીચે પંચમહાભૂતના એક પૂતળાને શું પીંખી, ચુંદી રેંસી કૂચો કરવો છે? જ્યારે આ તમારાં અંગમાં નખશિખ કામની જ્વાળાઓ ઝળહળી રહી હતી ત્યારે શું તમે તેમાં આબરૂનું બલિદાન નથી આપ્યું? કયી આબરૂ માંગો છો? કોની આબરૂ માંગો છો? આબરૂ છે ક્યાં? દેવાં બહેન! જો હવે આબરૂ રહી જ નથી તો પછી જે વસ્તુ હોય નહિ તેના તરંગી ખ્યાલને માટે એક નિર્દોષ જીવની હત્યા મારા જાણતાં કદાપિ થવા દઇશ નહિ. મારા જિગરમાં કીનાની એક આગ બળ્યા કરતી હતી, તેને બુઝાવવાને આ દિવસની હું કાગને ડોળે વાટ જોયા કરતી હતી. દિલ્લીથી મુંબઈ અને નાસિકની યાત્રાએ તમો એ કાર્યમાટે જ આવ્યાં છો, એની મને તત્કાળ ખબર પડી હતી. નાસિકથી તમે અહીં આવ્યાં, અને ત્યાં પણ ઇશ્વરે અચાનક આપણને સાથે અથડાવી દીધાં એથી સ્પષ્ટ જણાય છે કે, ઈશ્વરનો આ બાળહત્યા થવા દેવાનો વિચાર નથી. આમાં કીનો નથી; પણ ઈશ્વર મારા હાથે ન્યાય કરાવે છે," મેં ઘણા દિવસની હૃદયજ્વાળાને મુખદ્વારા બહાર કાઢવા માંડી. મારું અંગ અંતરની લાગણીના ઉભરાથી કાંપતું હતું, અને મારા જોવામાં આવ્યું કે દેવકુમારી તે જ્વાળાથી બરાબર દગ્ધ થવા માંડી હતી. તેની પ્રભાનો લોપ થઈ ગયો.

"પણ ચંપા બહેન! આ પાપ કર્યા વિના મારો ઉદ્ધાર નથી. જો બાળકને જીવતું રાખું, તો ન્યાતજાતમાંથી નીકળી જાઉં અને અત્યારે જે દોલત મારી છે તેપરનો મારો હક્ક ચાલ્યો જાય તો નાગીભૂખી થાઉં એની શું તમને ખબર નથી કે?" દેવકુમારીએ દીનતાદર્શક વાણીથી કહ્યું.

"તમારું ગમે તે થાય, તે સાથ મારે કાંઈ પણ લેવા દેવા નથી. હું તો જે નિશ્ચયપર આવી છું તે મારા નિશ્ચયને ગમે તે જોખમે પણ પૂરો કરવાની જ.

કાં તો મારું કહ્યું માનો અને જે લાભ મળે તે મેળવો, અને કાં તો પોતાની આબરૂ તથા જિન્દગીમાટે હવે હાથ ધોઈ નાંખો.” હું એકની બે ન થઈ.

“તમે શું કહેવા માગો છો? દેવકુમારીએ પૂછ્યું.

“એજ કે, ગર્ભપાત કરવાની કે બાળકના જન્મ પછી તેને મારી નાખવાની જરા પણ ચેષ્ટા ન થવી જોઇએ અને અત્યારે આ કાલિન્દી અને એની દીકરીને જે કાર્યમાટે અહીં રોકવામાં આવી છે, તે કાર્યથી એમને મુક્ત કરવી જોઇએ; પરંતુ જ્યાં સુધી સુવાવડનું કામ નિર્વિઘ્ન પાર પડી જાય ત્યાં સુધી એમને રાખવી તો અહીં જ; કારણ કે, કદાચિત્ કાલિન્દીએ કાંઈ ઓસડિયાં ખવડાવ્યાં હોય અને તેથી સુવાવડમાં ખરાબી થઈ જાય તો; એવી મારા મનમાં શંકા રહ્યા કરે છે. જો તેવું કાંઈ પણ જણાશે, તો તમો બધાંને હું પ્રકાશમાં લાવીશ, અને જેલમાં મોકલાવીશ.” મેં મારો ઇરાદો જાહેર કરી બતાવ્યો.

“હજી સુધી એવાં કશાં ઓસડિયાં મેં દેવકુમારીને ખવડાવ્યાં નથી; કારણ કે, પ્રસૂતિનો સમય પાસે આવી લાગેલો હોવાથી એ ઓસડિયાંની ધારેલી અસર ન થાય તો ઉલટો કેસ હાથમાંથી ચાલ્યો જાય, અને સંતાનને પાડતાં ક્યાંય માતાનું જ મરણ થઈ જાય, એ સ્વાભાવિક છે. આ કારણથી અમે પ્રસૂતિ સમયની વાટ જોઇને જ બેસી રહ્યાં છીએ.” કાલિન્દીએ ખુલાસો કર્યો.

“જો એમ જ હોય તો ઠીક છે; પણ હવે સુવાવડ હું પોતે જ કરાવીશ. હું એ કામ સારી રીતે જાણું છું, અને તેથી મને બીજા કોઇની મદદની જરૂર નથી. તમે બહારના ઓરડામાં માદીકરી રહો; ખાઓ પીઓ અને આનંદ કરો. મારી ધારણા પ્રમાણે બધું પાર પડી જાય એટલે ભલે કરી જજો કફના!” મેં છેલ્લી વાત જણાવી દીધી.

“પણ ત્યાં સુધી અમારે અહીં શા માટે બેસી રહેવું? જો દેવકુમારી કહેતાં હોય તો અમે અત્યારે જ જવાને તૈયાર છીએ.” મદિરા બોલી.

“દેવકુમારી જવાની રજા આપે તો પણ હું તમને જવા દેવાની નથી; જો પરિણામ કાંઈ માઠું આવશે, તો તેની જવાબદારી તમારા માથાપર પણ રહેવાની, સમજ્યાં? ઈશ્વરની પ્રાર્થના કરો કે બધું નિર્વિઘ્ન પાર પડી જાય અને કોઇને કશો પરિશ્રમ ન થાય!” મેં જરાક વક્રતાથી જણાવ્યું.

“અને અમે રહેવા ન માગતાં હોઇએ, તો શું બળાત્કારે રાખશો? ચંપા આમ હદથી વધારે દબાવવાનું કાંઇ પણ કારણ નથી; તમે અત્યારે અહીં આ ઘરમાં એકલાં છો, અને તેથી જો તમને અમે પીટી નાખીએ, તો અત્યારે તમારી દાદ ફરિયાદ કોણ સાંભળનાર છે વારુ? અને કાલે તમે ફરિયાદ નોંધાવો તો પણ સાક્ષી પૂરાવા ક્યાંથી લાવશો? અમે નથી બોલતાં એટલે દબાવતાં જ જાઓ છો, એ સારું નથી.” મદિરાએ પોતાના નફ્ફટ્ટાઈ ભરેલા સ્વભાવનો રંગ ચમકાવવા માંડ્યો.

તેને આમ ઉછળતી જોઇને મેં ઠંડે પેટે ચટકો લગાડવાના હેતુથી કહ્યું કે:—“માનવંતાં મદિરાબાઇ! જરા શાંત થાઓ! આ ચંપા એટલી બધી અક્કલ વગરની નથી કે પોતાના બચવાની તૈયારી રાખ્યા વિના આમ મોડી રાતે પારકા ઘરમાં આવીને

આટલા દમથી વાત કરે. કેન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટને અમુક જાતની ખબર આપીને મેં પોલીસની મદદ મેળવી છે, અને અત્યારે પણ પોલીસનો સિપાહી અને મારો ધણી બહાર ઉભેલા છે. તમે જરા પણ બેવકૂફી કરો અને હું બૂમ મારું એટલી જ વાર અને બેડીઓ તમારામાટે તૈયાર! ખાત્રી ન થતી હોય, તો બહાર જઈને જોઈ આવો અથવા તો તમારી રામદુલારીને મોકલો એટલે જોઇ આવે. આબરૂમાંને આબરૂમાં માની જશો તો ઠીક છે; નહિ તો લાચારીએ મારે નિર્દયતાનો પ્રયોગ કરવો પડશે કે જે તમારા પાપે આ દેવકુમારીને પણ નડશે."

રામદુલારી કોઇના હુકમની વાટ જોવા વગર દોડી ગઇ, ને મારા ધણી તથા પોલીસના ત્યાં ઉભેલા હોવાની ખબર તરત લાવીને પોતાની શેઠાણી તથા તે માદીકરીને સંભળાવી દીધી. હવે તેમનાં પાણી પૂરેપૂરાં મરી ગયાં. મદિરામાંના ઉન્માદ નામક ગુણનો ચંપા નામક આંબલીના પ્રયોગથી તત્કાળ લોપ થઇ ગયો. માદીકરી વીલે મોઢે તે ઓરડામાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ અને મેં રામદુલારીને મારા ધણી તથા પોલીસના સિપાહીને બહાર દરવાજાપર બોલાવી લાવવામાટે પાછી મોકલી દીધી. તેમના આવ્યા પછી મેં તેમને કહ્યું કે:—

"વેલ પોલીસ અમલદાર સાહેબ! અત્યારે તો કામ સમાધાનપૂર્વક પાર પડયું છે, અને વધારે ધાસ્તી જેવું નથી એટલે તમે ભલે પધારો. જો જરૂર પડશે, તો મારા ધણીને થાણાપર મોકલીશ અને આપને બોલાવીશ. આશા છે કે મારી મદદમાટે આપ હંમેશાં તૈયાર તો રહેશો જ."

"એ અમારી ડ્યુટી છે અને તે અમારે બજાવી જ જોઇએ." પોલીસ અમલદારે કહ્યું.

"લ્યો આ અત્યારે તમે લીધેલી તકલીફનું ઈનામ—આ તો પાનસોપારી છે, હું વળી પણ તમારી કદર કરીશ." એમ કહીને મેં તેના હાથમાં દશ રૂપિયાની નોટ આપી કે જે પહેલાં આનાકાની કરી પછી મારા આગ્રહને લીધે લઇને તે ઉપકાર માની ચાલ્યો ગયો. મારા પતિને મેં બહારના ભાગમાં સૂવાડ્યો, અને હું પોતે જઇને દેવકુમારીના ઓરડામાં જે કોચપર પંડિતા કાલિન્દી સૂતી હતી તે કોચપર પડીને જરાક આડી થઈ.

દેવકુમારીને ત્યાં એક રાંધનારી બ્રાહ્મણી તો હતી; પણ તે પંડિતા કાલિન્દીની લાવેલી અને તેના જેવી જ ઉતાર હોવાથી તેના હાથનું રાંધેલું ખાવાનું મેં યોગ્ય ન ધાર્યું; કારણ કે, કદાચિત્ પંડિતા કાંઇ એવી વસ્તુ મારા ખોરાકમાં મેળવીને મારું કાટલું કાઢી નાખે તો? એવો મારા મનમાં સંપૂર્ણ ભય બેસી ગયો હતો અને તેનું મૂળ કારણ એ હતું કે, એવી રીતે તે શયતાનજાદીના હાથે અગાર જણનાં કાટલાં નીકળી ગયાં હતાં કે જે હું સારી રીતે જાણતી હતી. એટલામાટે મારા ધણી પાસે જ ખાવાનું હું બજારમાંથી તૈયાર મંગાવી લેતી, અને નહિ તો મારા હાથે જ ખીચડી શાક બાફી નાખતી હતી. એવી રીતે ત્રણ દિવસ વીત્યા, પણ દેવકુમારીનો પાપબંધનમાંથી છૂટકો થયો નહિ. તેની વેદના પણ એટલી હદ સુધી શમાઇ ગઇ કે જાણે પ્રસૂતિનાં ચિન્હો હતાં જ નહિ.

એવો ભાસ થવા લાગ્યો. મારા મનમાં ફાળ પડી કે આ શું? ચોથે દિવસે પ્રભાતથી જ તેના ઉદરમાં અચાનક વેદનાનો ઉદ્ભવ થયો, અને તેની એ અવસ્થા ઠેઠ રાતના દશ વાગ્યા સુધી ચાલૂ રહી. આજનાં ચિન્હો વધારે નિશ્ચયકારક હોવાથી જો તે પ્રસૂતા થાય, તો તેની સંભાળ અને સારવારમાટેની બધી સામગ્રીઓ મંગાવીને મેં તૈયાર રાખી હતી.

અંતે મારી ધારણા ખરી પડી અને રાતે સાડા અગિયાર વાગે વિધવા દેવકુમારીએ એક પુત્રને જન્મ આપ્યો. એ પ્રસંગને મેં એવી તો દક્ષતાથી નિભાવી લીધો કે પંડિતા અને તેની પુત્રી પણ મોઢાંમાં આંગળીઓ નાખીને મારી તે કાર્યદક્ષતાને આંખો ફાડી ફાડી જોઇ જ રહી! એ ઘડીથી જ મેં છોકરાની સભાળ રાખવા માંડી; માત્ર ધવડાવવા વખતે જ હું તે બાળકને તેની માતાના હાથમાં આપતી હતી. પ્રસૂતિને આઠેક દિવસ થઇ ગયા પછી મેં દેવકુમારીને જણાવ્યું કે:—"શેઠાણી! હવે આ નમુનેદાર માદીકરીને જોઇએ તો ભલે ઝાડૂ પકડાવીને વિદાય કરી દ્યો; કારણ કે, બાળકનો નિર્વિઘ્ન જન્મ થયો છે એટલે હવે એમને વધારે સતાવવાની જરૂર નથી. હવે પછી આ બાળક જીવે કે ન જીવે, એ એના પોતાના ભાગ્ય અને આયુષ્યનો પ્રશ્ન છે."

"ચંપા બહેન! તમે આ બાળકને બચાવી પોતાનો મનુષ્યધર્મ બજાવ્યો છે, પણ તે સાથે મારી પાયમાલીનો પાયો પણ રોપાયો છે. આ માદીકરીને જો તેઓ આ પીડામાંથી મને છોડવે અથવા બાળક જન્મે તો તેને યમપુરીનો રસ્તો બતાવીને મને નિંદ્રાની ચતામાંથી છટકાવે તો મેં રૂપિયા બે હજાર આપવાનું કહ્યું હતું કે જેમાંથી પાંચસો રૂપિયા એમણે આગળથી લીધા હતા અને બાકીના પંદરસો પાછીથી આપવાના હતા. એ ઉપરાંત એમનો બધો ખર્ચ પણ મારા માથાપર હતો. હવે અહીં તો પરિણામ ધાર્યા કરતાં બીજું જ આવ્યું છે, તો એ રૂપિયા મારે એમને આપવા કે કેમ, એ એક સવાલ ઉભો થાય છે; તેમ જ જો રૂપિયા નહિ આપું અને એ બન્ને મારો ફજેતો કરશે, તો મારામાટે ઝેર ખાઇને મરવાનો કે કૂવો તળાવ પૂરવાનો વખત આવશે, એ ચિંતા પણ મને મારી નાખે છે. ત્યારે હવે એમને જવાની આજ્ઞા કેવા સ્વરૂપમાં આપવી તે જણાવશો?" દેવકુમારીએ પોતાની સૂડી વચ્ચે સોપારી જેવી હાલત મારી આગળ રજૂ કરી દીધી.

દેવકુમારીની અવસ્થા જો કે વિચાર કરવા જેવી હતી, અને હું ન હોત તો તે માદીકરી દેવકુમારીને નિચોવવામાં ખામી પણ ન રાખત. બે હજાર તો નામના હતા, પણ કદાચિત્ લાગ જોઇ દાવ સાધીને બાવીસ હજાર પણ ઓકાવત! ગર્ભનો તેમણે નાશ નહોતો કર્યો, તેપણ ખાસ એટલામાટે જ. એમ પછીથી મારા જાણવામાં આવ્યું હતું. પણ હું હતી એટલે ચિંતાનું વિશેષ પ્રયોજન ન હોતું. એમને લૂટનારી એ ચુડેલોને મેં પણ સામી નિચોવવાનો અને બને તો તેમણે ખાધેલા પાંચસો રૂપિયા પાછા ઓકાવવાનો વિચાર કર્યો હતો. એટલે મેં દેવકુમારીને આશ્વાસન આપીને કહ્યું કે;—"શેઠાણી! તમે જ્યારે મારા

કહ્યા પ્રમાણે વર્ત્યાં છો, તો હવે તમોને આ બલાઓના હાથમાંથી છોડવવાં અને તમારી આબરૂ બચાવવી, એ હું મારું સર્વથી પ્રથમ કર્ત્તવ્ય સમજું છું. એમનાં પાપોની સંખ્યા એટલી બધી વિશાળ અને ભયાનક છે કે બીજાના પાપનો પ્રકાશ કરવાની એમની યોગ્યતા છે જ નહિ. હું એ મા દીકરીનાં ચરિત્રો સારી રીતે જાણું છું અને તેથી મારા બે શબ્દો નીકળતાં જ એમનાં મોઢાં સીવાઇ જશે, અને તમારો ફજેતો કરવાને બદલે પોતાના ફજેતાને અટકાવવાની ચિંતામાં એ સફેદ કપડાં પહેરીને દુનિયાને ઠગતી ચુડેલો નાસી જશે. માત્ર એટલું તમારે કરવાનું છે કે, એમને વિદાય કરવાની વાતચીત આવતી કાલે સવારમાં મારા દેખતાં જ કાઢજો અને બાકીની રકમ આપવાની સાફ ના પાડજો. પછી જો તેઓ જરા પણ ચુંચા કરશે, તો તે વેળાએ હું બધું સમજી લઇશ, અને તેમનો હિસાબ તેમને વ્યાજ-સુદ્ધાં ચૂકતો કરી આપીશ. તે વખતે તમારે વચ્ચે કાંઈ પણ બોલવું નહિ. ત્યાર પછી જો તેઓ તમારો ફજેતો કરે, તો તેની જામિન હું છું. તુલસીદાસના દોહરામાં થોડોક ફેરફાર કરીને હું તમને વિશ્વાસપૂર્વક કહું છું કેઃ—

"રાખો મારા શબ્દમાં, જો પૂરો ઇમાન;
ટળે નહીં જો આ બલા, ચંપાબાઈ જમાન!"

દેવકુમારીના વિશ્વાસને આકર્ષવામાટે આ શબ્દો પરિપૂર્ણ હોવાથી તેણે તરત કહ્યું કેઃ—"ચંપા બહેન! મારો તમારા વચનમાં સંપૂર્ણ વિશ્વાસ છે અને આવતી કાલે આપણે એ પ્રમાણે જ કરીશું; એ બલાઓને ટાળીશું."

"એ તો બધું થઈ રહેશે, પણ આ બાળકનું શું કરવા ધાર્યું છે? આને તમો કાંઈ પોતા સાથે રાખી શકવાનાં નથી, તો પછી આને ઉછેરીને મોટો કરવામાટે રાખવો ક્યાં અને એના પાલનપોષણમાટે ધનની શી વ્યવસ્થા કરવી?" મેં મુદ્દાનો સવાલ તેની આગળ મૂક્યો.

"હું તમારા કહેવા પ્રમાણેની બધી વ્યવસ્થા કરી આપીશ. માત્ર મારી આબરૂ ન જાય એની સંભાળ રાખજો એટલે થયું." દેવકુમારીએ બિલ્કુલ હથિયાર છોડી દીધાં.

"આ છોકરાનો એક વાળ પણ વાંકો ન કરવાની તમે પ્રતિજ્ઞા લ્યો તો તમારે કશી પણ ચિંતા મારા તરફથી રાખવાની નથી." મેં તેને મારી શરત જણાવી. દેવકુમારીએ તે ઘણી ખુશી દર્શાવી સ્વીકારી. એ ખુશાલી અંતરની હતી કે કેમ તે હું કહી શકતી નથી.

બીજા દિવસનો પ્રભાતકાળ થયો અને ચાહ વગેરે લીધા પછી કાલિન્દી તથા મહિશને દેવકુમારીએ પોતા પાસે બોલાવી, અને હું પણ ત્યાં હાજર હતી. તેમની વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થવા લાગ્યો.

## પ્રકરણ ૪૭ મું.

### સમાધાન

"કાલિન્દી બહેન! અત્યારે તમને મેં મારી પાસે ખાસ શા કારણથી બોલાવ્યાં છે, તે તમો જાણો છો કે? જે કાર્યમાટે તમો માદીકરીને અહીં બોલા-

વવામાં આવ્યાં હતાં તે કાર્ય બીજા જ સ્વરૂપમાં પાર પડી જવાથી હવે તમારી વિશેષ આવશ્યક્તા રહી નથી; તમો ધંધાદારી હોવાથી તમોને કામવગર રોકવાં એ સારું નહિ એમ ધારીને તમોને આજે વિદાયગિરી આપવાનો મારો વિચાર છે.'' દેવકુમારી બોલી.

"ભલે–અમો જવાને તૈયાર છીએ. પણ અમારા જવા પહેલાં અમારો હિસાબ ચૂકતો થવો જોઇએ; કારણ કે, આવા પ્રકારનાં મેહનતાણાં કોઇને ખાતે ઉધાર રાખી શકાતાં નથી, એ તો આપ જાણો જ છો.'' કાલિન્દીએ ઇશારતમાં પૈસાની માગણી કરીને કહ્યું.

"કેટલાં બહેન! આપનાપર એમનું કેટલુંક લેણું નીકળે છે?'' મેં પૂછયું.

"પાંચસો આપ્યા છે, અને જો અમુક કાર્ય એમના હાથે પાર પડી જાય તો બીજા પંદરસો આપવાનો કરાર છે.'' દેવકુમારીએ જવાબ આપ્યો.

"પણ તેવું કોઇ કાર્ય એમના હાથે પાર પડ્યું જણાતું નથી, તો પછી હવે એ કરાર અને કરાર પ્રમાણે પૈસા આપવા તથા લેવાનો સવાલ જ કયાં રહ્યો વારુ? આ ઉઘરાણી ગેરકાયદેસરની થાય છે; કાલિન્દીબાઈ! હવે દેવકુમારી પાસેથી એક પાઈ પણ માગવાનો આપને અધિકાર નથી: આ ભોળીભટાક વિધવાને લૂટવા અને ઠગવામાટે જ આપ અહીં પધાર્યાં જણાઓ છો.'' મેં કજીઓ ઉધાર લઇને બોલવાની શરૂઆત કરી.

"વેલ–મિસિસ દેવલા! આ દેવકુમારી અને અમારા વચ્ચેની ખાનગી બાબત હોવાથી તમારે એમાં માથું મારવાની અને ચાલાકી બતાવવાની જરા પણ જરૂરત નથી. અમો તમારા કામની વચ્ચે આવ્યાં નથી, અને તમારે અમારા કામની વચ્ચે આવવાનું નથી. તમારું વર્ત્તન ઇંગ્લિશ એટીકેટથી તદ્દન જ વિરુદ્ધ છે.'' મદિરાને એકદમ "વોમિટ'' થઈ આવી હોય તે પ્રમાણે ઉછળી પડી.

"ખમ્મા, તમારી ઈંગ્લીશ એટીકેટને ખમ્મા! મરતાં સુધી આવી જ એટીકેટ બતાવતાં રહેજો, હકે! સુઆં બોલતાં જરા શરમાતાંય નથી!! જેમ કોઇ ખાસડાં બદલે તેમ ઘડી ઘડી ભાયડા બદલવા, ભાયડો બદલવા સાથે નામ પણ બદલવું; ગમે ત્યાં ફરવું હરવું અને ગમે તેવું ઘાસ ચરી ખાવું; બાળહત્યા કરાવવાનો ધંધો ધમધોકાર ચલાવવો, ચિકાસદાર વિધવાઓને ધોળે દહાડે લૂટવી અને કેટલીક વાર ભગવાં પહેરી બાવીનો વેશ ભજવી દેખતી દુનિયાની આંખોમાં ધૂળ નાખવાની ચેષ્ટાઓ કરવી, એ બધી ઇંગ્લીશ એટીકેટ કે? શામાટે પોતાની અક્કલનું લીલામ કરાવો છો? ભૂંડાં છો પોતે અને બિચારી નિર્દોષ ઇંગ્લિશ એટીકેટને શા માટે બદનામ બનાવો છો? વળી એક રીતે અત્યારે હું દેવકુમારીની વકીલ હોવાથી મારા અસીલના લાભમાટે યોગ્ય જણાય તે બોલવાનો મને સંપૂર્ણ અધિકાર છે. એટલે ઇંગ્લિશ એટીકેટથી પણ મારું વર્ત્તન વિરુદ્ધ નથી.'' મેં રોકડો હિસાબ ચૂકવી આપવાની શરૂઆત કરવા સાથે એ વાકયો ઉચ્ચાર્યાં.

પણ એનો મને કશો પણ જવાબ ન આપતાં મદિરાએ દેવકુમારીને સંબોધીને કહ્યું–"શેઠાણી! તમારો શો વિચાર છે? કરાર પ્રમાણેના અમારા પૈસા

અમને આપવા છે કે સરકાર દરબારે ચઢી આબરૂ ઇજ્જતનું લીલામ કરાવવું છે? જો અમારાં નાણાં સીધી રીતે અમને નહિ આપવામાં આવે, તો લાચારીએ તે વસૂલ કરવામાટે અમારે કાયદેસરનાં પગલાં ભરવાં પડશે, અને તેનાં જોખમદાર તમો ગણાશો."

"દીવાની પગલાં ભરશો કે ફોજદારી?" મેં હસીને પૂછ્યું.

"અમારા વકીલની અમને જે સલાહ મળશે તે પ્રમાણે બધું થશે." આટલી વાર સુધી ચુપ રહેલાં પંડિતા કાલિન્દીએ પોતાની બુદ્ધિનું પ્રદર્શન કરાવ્યું.

"અને ફરિયાદનામામાં એમ લખાવશો કે, દેવકુમારીએ બાળહત્યા કરાવવાની મજૂરી આપી નથી, એમજ ને? દયાળુ અને ન્યાયી બ્રિટિશ અદાલતને દરવાજે તાળું નથી માર્યું હો! પણ એ ફરિયાદ નોંધાવતાં તમે ફોજદારી કાયદાની ચુંગાલમાં આવશો, એનું શું કરશો? ખોટો રૂપિયો રાજાના હાથે પણ ચાલી શકતો નથી, બિચારો વકીલ બાળહત્યારીઓની શી વકીલાત કરી શકવાનો હતો? આ તમે ખાંડ ખાઓ છો ખાંડ! પ્રપંચપ્રતિમા પંડિતા! અત્યારે તમારાપર દશ ફોજદારી કેસ માંડી શકાય એટલા પૂરાવા તો મારી પાસે તૈયાર છે; મથુરામાં પેલી...ના ગર્ભનો પાત તમેં જ કરાવ્યો હતો, પેલી સુરતણ ઘાણી વગરની... ના બાળકને તાપીના જળપ્રવાહમાં તમે જ વહેવડાવ્યો હતો; તમારા નખ્ખોદિયા છોકરા સાથે ગોટાળો કરાવી પેલી કોટવાળી તરુણ વિધવાને તેના ઘરમાંથી કાઢી, તેનાં ઘરેણાં હજમ કરી બિચારીનો અવતાર તમે જ બગાડ્યો હતો, અને બાવીના વેશમાં ફરી કાળાં કર્મ કરવાનો તથા આર્યસ્ત્રીજાતિના નામને કલંકિત કરનારો નવો ધંધો મુંબઇના જૂદા જૂદા લત્તાઓમાં ઘર બદલીને તમે જ જમાડ્યો હતો! જો તમારું એક પાપ હોય તો બતાવું, અસંખ્ય પાપોને ક્યાં સુધી ગણાવું? જો કે તમારી આબરૂ તો છે જ નહિ; છતાં તમો પોતાને આબરૂદાર માનતાં હો, અને પોતાની તે માનેલી આબરૂને પણ જાળવવા માગતાં હો, તો આ છેડ કરવાનું માંડી વાળજો; હવે દેવકુમારી સાથે નહિ, પણ આ ચંપા સાથે કામ છે; જો જરા પણ ચુંચાં કરશો, તો દીકરો લેવા જતાં ધણીને ખોઇ બેસશો, તે યાદ રાખજો." મેં એક મોટું ભાષણ કરી સંભળાવ્યું.

હું તેમનાં ભોપાળાં આટલી હદ સુધી જાણતી હઇશ, એની તે માદીકરીને જરાપણ કલ્પના નહોતી; કારણ કે, મારો તેમની સાથે સાધારણ પરિચય હતો; પણ તેમનો બધો ઇતિહાસ એકવાર અચાનક લલિતા સાથે વાતમાં એમનો પ્રસંગ નીકળતાં લલિતાએ મને જણાવ્યો હતો, અને તે આજે ઉપયોગી થઈ પડ્યો. મારા મુખથી પોતાનાં પાપોની કથા સાંભળી તેમનાં મોઢાં તાવડીનાં તળાં જેવાં કાળાં પડી ગયાં. અને હવે શું બોલવું એનો તે માદીકરી એકબીજાનાં મોઢાં તાકીને વિચાર કરવા લાગી. છેવટે કોઇ વિચાર ન સૂઝવાથી અદિરાએ 'મિયાં ગિર ગયે, મગર ટાંગ ઊંચી હય' ના ન્યાયને અનુસરીને કહ્યું કે;—"ભલારે અમે વધારે માથાઝીક કરવા નથી માગતાં. દેવકુમારી! જો અમારા પૈસા આપવાની ના જ પાડતાં હો તો પછી અમારાથી જે થશે તે કરી લઈશું."

"આ બધી બાબતનો બોજો મેં ચંપાબહેનના માથાપર નાખેલો હોવાથી મારાથી કશો પણ જવાબ આપી શકાય તેમ નથી. એ જે કરે તે ખરું." દેવકુમારીએ ભાર મારા શિરપર નાંખી દીધો.

"જ્યારે અમારી સાથે ઠરાવ કર્યો, તે વેળાયે તમારાં ચંપા બહેનને પૂછીને જ ઠરાવ કરવો તો ને! 'એ જે કરે તે ખરું!' વાહરે બાઈ, વાહ! તમારા આ જવાબથી સાફ જણાય છે કે, તમારી દાનત બગડી છે, અને તમે અમારી હકહલાલની મેહનતનાં નાણાં ખાઈ જવા માગો છો!" પંડિતા બોલ્યાં.

"ના; હલાલખોર તો ખરેખરાં! આખી દુનિયામાં શોધી વળીએ તોય તમારાં જેવાં હલાલખોર બૈરાં મળે કે ન મળે એની શંકા જ છે! પણ મારા મનમાં એ સંશય થયા કરે છે કે, જો તમને હલાલખોર કહીએ તો પછી હરામખોર કોને કહેવાં? દેવકુમારી તો જાણે તમારી હલાલખોરીને ખાઈ જવા માગે છે. પણ હવે તમો શું કહેવા માગો છો?" મેં દ્વિઅર્થી શબ્દોનો પ્રયોગ કરીને કહ્યું.

"અમને તમે હલાલખોર એટલે ભંગી કહો છો? મોઢું સંભાળીને બોલો. દેવકુમારી! નાણાં ન આપો તો કાંઈ નહિ; અમને મુંબઇ સુધીનું સેકન્ડ ક્લાસનું રેલભાડું અને રસ્તાની ખર્ચી આપી દો; એટલે અમે ચાલ્યાં જઈએ. અમે અહીં ગાળો ખાવામાટે નથી આવ્યાં." પંડિતા છેડાઈ.

"પંડિતા! સેકન્ડ ક્લાસનું તો શું પણ થર્ડ ક્લાસનું ભાડું પણ તમને મળવાનું નથી, તો પછી વાટખર્ચીનો તો સવાલ જ ક્યાં રહ્યો? માત્ર એટલું જ નહિ, પણ જે પાંચસો રૂપિયા તમે લીધા છે તે પણ હરામના લીધેલા હોવાથી પ્રથમ તે રકમ પાછી આપો, અને પછી અહીંથી ભલે કાળું મોઢું કરી જાઓ. આટલા દિવસ ખાધું પીધું ને મોજમજાહ કરી તે જ તમારા બાપની; બાકી એ પાંચસોનો લોભ છોડી દ્યો, અને જેવા લીધા છે તેવા કાંટામાં તોળી દ્યો!" મેં જડમૂળમાંથી તેમને ખોદી કાઢવાનો પ્રયત્ન આદર્યો.

"તે રકમ તો હજમ થઈ ગઈ અને ઓડકાર પણ આવી ગયા!" મદિરાએ વિકટ હાસ્ય કરીને ચેષ્ટાના રૂપમાં ઉત્તર આપ્યું.

"એ હજમ થઇ જવાના ઓડકાર નહિ, પણ અજીર્ણને સૂચવનારા ખાટા ઓડકાર છે; અપચો વધી જશે તો હજમ ન થયેલો ખોરાક ઉલટીના રૂપમાં બહાર નીકળી પડશે. સીધી રીતે માનશો તો ઠીક છે, નહિ તો મારે આડા ઉપાયો યોજવા પડશે." મેં કરડી આંખ કરીને કહ્યું.

"શું મારશો?" મદિરાએ ટાયલું કર્યું.

"ખવાસણ તેમ કરવામાં પણ પાછી હઠે તેમ નથી. જો મારા ખરા સ્વરૂપમાં આવીશ તો હું એકલી તમો માદીકરી બન્નેને ચોટલો ઝાલી ધોબી જેમ ધોતી વેળાયે કપડાને પત્થરપર ઝીંકે છે તેમ જમીનપર ઝીંકી બતાવીશ." જેવો સવાલ હતો તેવો જ મેં પણ જવાબ સંભળાવ્યો.

માદીકરી પામી ગઈ કે હવે કાંઈ ચણા બકાય તેમ નથી એટલે તેમણે નમતું પાસું લીધું, અને કોઈ પણ ઉપાયે છટકવાના વિચારપર તેઓ આવી લાગી હોય

એમ જણાયું; કારણ કે, થોડી જ વારમાં પંડિતાબાઈ બોલ્યાં કે;–"મદિરા! હવે આ રકઝકને છોડી દે અને ચાલ વ્હેલી વ્હેલી અહીંથી ઉપડવાની તૈયારી કરી લે. શેઠાણી રેલભાડું ન આપે તો રહ્યું: આપણે આપણા ગાંઠના પૈસાથી ઘેર જઇશું. ચંપા બહેન! હવે આ ઝઘડાને આટલેથી જ પતાવી નાંખો એટલે થયું; અમે તમારા માર્ગમાં નહિ આવીએ અને તમે અમને ઊચાળાં ન પાડશો. પાંચસો તમો છોડી દ્યો અને પંદરસોનો અમારો દાવો અમે રદ કરીએ છીએ. એ પાંચસોમાંથી અહીં આવ્યા પછી રૂપિયા બસેં તો અમારા વપરાઈ ગયા છે અને પચાસેક રૂપિયા મુંબઈ પહોંચતાં સુધી વપરાશે એટલે બાકી કાંઈ વધારે બચે તેમ નથી."

"જાઓ–મુગાં મુગાં આટલેથી જ પતાવીને ચાલ્યાં જતાં હો તો પાંચસોની તમારા નામપર ધૂળ નાંખી, પણ કાલિન્દીબાઈ! હવે પછી આ પાપના ધંધાથી પૈસો મેળવી તમારા ધોળામાં ધૂળ ન નાંખો તો વધારે સારું. આ ધંધાથી તમને તો અમુક હદ સૂધીનો જ લાભ થાય છે, પણ તમારા કપટપાશમાં સપડાયલાં શુદ્ધ અને નિર્દોષ સ્ત્રીપુરુષો અકારણ ભ્રષ્ટ થાય છે અને તેમના અવતાર સદાને માટે બગડી જાય છે, એનો કાંઇક વિચાર કરો તો તમારો મોટો ઉપકાર. અત્યારે હું તો તમને જતાં કરું છું; પણ ન્યાયપરાયણ પરમેશ્વર તમારાં આ પાપોની કદાપિ ક્ષમા આપવાનો નથી, એ ભૂલશો નહિ." મેં ઉપદેશ આપ્યો; પણ મનમાં હું જાણતી હતી કે એ મારો પ્રયત્ન મરુભૂમિમાં બીજારોપણ કરી વૃક્ષની આશા રાખવાના પ્રયત્ન જેવો જ હતો; કારણ કે, તેમના મનમાં એવા ઉપદેશોનું પરિણામ ભાગ્યે જ થવાનો સંભવ હતો છતાં મેં મારો ધર્મ બજાવ્યો એટલાથી મને સંતોષ હતો. માદીકરી બન્ને નીચું મોઢું કરીને ચાલી ગઇ. માતાએ લીલી સુકી જોએલી હોવાથી તે જરાક નમી; પણ દીકરી તો સૂકેલા ઝાડના થડની પેઠે ઘરમાંથી નીકળતાં સૂધી અક્કડ ને અક્કડ રહી.*

* * * *

એ વંત્રીઓનો વળગાડ તો જાણે દેવકુમારીના શરીરમાંથી નીકળ્યો, અને તે પણ કાંઈ ભોગ આપ્યા વગર કેવળ મારા ગુપ્ત મંત્રના બળથી જ! એટલે એથી દેવકુમારી આનંદમાં આવી ગઇ. પણ હજી તે મારી મુઠ્ઠીમાં દબાયલી હોવાથી તેના મનમાં એક પ્રકારની ચિંતા થયા કરતી હતી, અને તેના કેટલાક વર્ત્તનથી, તે મારી સાથે કોઇ એક બાજી રમવા માગતી હોય, એવો મારા

* મારા મુંબઈના ત્યાર પછીના નિવાસ દરમ્યાન કેટલોક કાળ વીત્યા પછી મારા જાણવામાં આવ્યું હતું કે, છેવટે મા, દીકરી, દીકરો, ને દીકરાની વહુ બધાં એકબીજાંથી જૂદાં પડી ગયાં હતાં; કારણ કે, કોઇનો કોઈ સાથે બનાવ થઈ શક્યો નહોતો. મા દાયણનો ધંધો કરતી હતી, દીકરી નામના માથુર ધણીના ઓઠા તળે યથેચ્છ વર્તતી હતી; દીકરો દારૂ અને જુગારનો ગુલામ બન્યો હતો એટલે તે કોઈ વાર મમ્માદેવી અને ભૂલેશ્વરની પળિપર પડ્યો રહેતો, ને કોઇ વાર જેલજાત્રા કરવાને જતો. તેની વિજાતીય કિંવા ભિન્ન જાતિની નસાડી લાવેલી સ્ત્રી છેવટે કંટાળી એક ક્રિશ્ચિયન સાથે કલકત્તા તરફ ન્હાસી ગઈ હતી; 'જેવું વાવો તેવું લણો,' એ પ્રમાણે જ થયું હતું.

મનમાં સંશય થયા કરતો હતો. પંડિતા અને તેની પુત્રી સાથે તેમની સાથે આવેલી રાંધનારી બ્રાહ્મણીને પણ પાણીચું પકડાવી દીધેલું હોવાથી ત્યાંની એક દક્ષિણી બ્રાહ્મણીને મેં રાંધવામાટે રાખી હતી, અને તેથી ગૃહની સર્વ વ્યવસ્થા ચલાવવાનો અધિકાર મારા હાથમાં જ હતો. ચાળીશ દિવસે ન્હાઇ ધોઇ, માથે પાણી નાખી દેવકુમારી ઓરડામાંથી બહાર નીકળી, અને મારી સારવારથી તેના શરીરમાં સૂતિકાયોગનો અંશ માત્ર પણ રહ્યો નહિ. છોકરાનું નામ અમે બંગાળી નામાભિધાનની પદ્ધતિને અનુસરીને મન્મથકુમાર ગુપ્ત રાખ્યું હતું. મન્મથકુમાર ચાળીશ દિવસની અવસ્થામાં બે વર્ષની વયનો દેખાતો હતો. શરીરે તે એવો તો સુદૃઢ અને સુંદર હતો કે તેના પિતાનો ફોટોગ્રાફ્ જ જોઈ લ્યો. એ બાળકને જોઇને કેટલીક વાર મારા મનમાં એવો ભાવ પણ થઈ આવતો હતો કે, આ બાળકની માતા થવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું હોત તો કેવું સારું! છતાં તે યૂસુફની નિશાની હોવાથી તેને હું મારો પોતાનો જ પુત્ર માનતી હતી અને સંતોષ પામતી હતી! જે પુત્રને દેવકુમારીએ એકવાર મારી નાખવાનો નિર્ધાર કરી તે પ્રમાણેના પ્રયત્નો કર્યા હતાં, તે જ દેવકુમારીને પોતાના નાના પ્રકારની બાલ્યચેષ્ટા કરતા મનોહર બાળકને જોઇને હવે પોતાના તે વિચારમાટે પશ્ચાત્તાપ અને પેટના ગોળાવિશે પ્રેમ થવા માંડ્યો હતો. તે કેટલીટ વાર એકલી એકાંતમાં બાળક સાથે બાળક જેવી ચેષ્ટાઓ કરી, બાળકને આનંદ આપવા સાથે પોતે પણ નિર્દોષ આનંદ મેળવતી હતી, અને રામદુલારી પણ બાળકને નિરંતર સ્વચ્છ રાખવાના કાર્યમાં પૂરી કાળજી રાખતી હતી. મારો ધણી પોતાનો ઘણો ખરો વખત મારા કહેવાથી ચોપડી વાંચવામાં અને સવારસાંઝ ફરવાહરવામાં વીતાડતો હતો. મને છોકરામાટે ભય હોવાથી હું ક્યાંઈ ફરવામાટે ઘર છોડીને બહાર જતી નહોતી; તો પણ મારા પતિ સાથે એક દિવસે મારા શેઠને, બહારોબહાર મુંબઇ ચાલ્યા જવાનો મારો વિચાર મેં જણાવી દીધો હતો ખરો. તેમનો વિચાર મને બેચાર ખેલમાં હૈદરાબાદમાં ઉતારવાનો હતો, પણ મારાથી તેમ બની શકે તેમ ન હોતું. એક દિવસે બપોરે જમ્યા પછી હું બાળકને ખોળામાં લઇ દેવકુમારી સાથે પાન ખાવાની તૈયારીમાં વાત કરતી બેઠી હતી, તેવામાં વાતમાંથી વાત કાઢીને બાળકની ભાવિ વ્યવસ્થા વિશેની મેં ચર્ચા ચલાવી. મેં કહ્યું કે:—

"શેઠાણી સાહબા! હવે આ બાળકના જીવનની શી વ્યવસ્થા કરવા ધારી છે, તે જણાવો તો સારું; કારણ કે, અહીં આપણે કેટલા દિવસ બેસી રહીશું? તમારે દિલ્લી જવાનું છે અને મારે મુંબઇ જવાનું છે, એટલે આ બાબતનો હવે જલ્દી નિકાલ થઇ જવો જોઇએ."

"ચંપા બહેન! આ બાળકમાં હવે મારો એટલો બધો સ્નેહભાવ બંધાઇ ગયો છે કે એને ત્યાગી જવાની મારી ઇચ્છા થતી નથી: પણ લાચારીએ એને ત્યાગવાની ફરજ પડશે જ, એ નક્કી છે; તો હવે તમે કહો તે પ્રમાણેની એના માટે વ્યવસ્થા કરી આપું. જો તમો એને પોતાને ત્યાં રાખી ઉછેરીને મોટા કરો, તો શી હરકત છે?" દેવકુમારીએ કહ્યું.

"જો હું આગળની ચંપા હોત અને નાટકનો જ ધંધો કરતી હોત, તો કદાચિત્ આનંદથી એને ઉછેરવાનું કામ હું મારા માથાપર ઉપાડી લેત. પણ હું હવે ગૃહસ્થ સ્ત્રી થઈ છું; ધણી, મા, અને સાસૂ સાથે રહું છું, અને ગૃહસ્થોના લત્તામાં રહી ગૃહસ્થ સ્ત્રીપુરુષોના સમાગમમાં આવું છું, એટલે હવે આ કાર્ય મારા પોતાથી બની શકે તેમ નથી. એનામાટે કોઈ જૂદી જ વ્યવસ્થા કરવી પડશે, અને તમારે પૈસાની સારી રકમ બાળકના હિતને ખાતર કાઢવી પડશે." મેં જણાવ્યું.

"અત્યારે કેટલીક રકમ કાઢવી પડશે વારુ ?" શેઠાણીએ પૂછ્યું.

"રકમ હાલ તરત પાંચ હજારની, અને આ છોકરો તમારો છે એવા આશયનું હું લખાવું તે પ્રમાણેનું પ્રમાણપત્ર તે સાથે તમારે લખી આપવું પડશે; કારણ કે, તેની રૂએ જો આગળ જતાં અગત્ય પડે તો તમારી પાસેથી એનાં પોષણ અને શિક્ષણમાટે વધારે પૈસા મેળવી શકાય. અત્યારે તમે એમનાં એમ એક વાર પૈસા આપીને છટકી જાઓ, અને વખતના વહી જવા સાથે છોકરા વિશેની તમારી લાગણી મરી જાય, તો પછી એવા કરારનામાં વગર છોકરો શું કરી શકે ? આ છોકરો તમારો છે એની સાબિતી શી ? માટે પહેલું કરારનામું અને પછી પૈસા" મેં તેને ગુંચવાડામાં નાખનારી શર્ત રજૂ કરી.

"પણ જો એ કરારનામું કોઇવાર મારા વિરુદ્ધ વપરાય, તો મારું તો મોત જ થઈ જાય; જે પાપને છુપાવવાને આટલા શ્રમ વેઠ્યા છે, તે પાપ પ્રકાશમાં આવે, અને મારી આબરૂના કોઇવાર બુઢ્ઢાપામાં પણ કાંકરા થઇ જાય. તમે કહેતાં હો તો પૈસાની અત્યારે જ વધારે રકમ આપું, પણ એવા એ પ્રમાણપત્રની વાતને માંડી વાળો." દેવકુમારીએ પ્રાર્થના કરી.

"આ વાત માંડી વળાય તેવી છે જ નહિ. જો મારા સ્વાર્થની બાબત હોત તો હું માંડી વાળત; પણ આ તો જગતમાં જેનો ઈશ્વર વિના બીજો કોઇ પણ આધાર નથી એવા એક નિરાધાર બાળકના હિતનો વિષય છે એટલે એના સ્વાર્થને હાનિ પહોંચાડનારી હું જો કોઈ પણ પ્રકારની દયા કે અનુકંપા બતાવું તો ઈશ્વરના ગૃહની અપરાધિની થાઉં અને બાલઘાતિની ગણાઉં. માટે કરારનામું તો તમારે લખી આપવું જ પડશે, એ વિના તમારો છૂટકો જ નથી." મેં નિષ્પક્ષપાત ભાવનું દૃઢતાથી અવલંબન કરીને કહ્યું.

"ત્યારે મારામાં તમારો વિશ્વાસ તો નથી જ ને ?" દેવકુમારીએ પૂછ્યું.

"આ બાબત વિશ્વાસ રાખવા જેવી છે જ નહિ. આટલામાં જ સમજી જાઓ, અને મારા મોઢે વધારે વિવેચન ન કરાવો. હા, એ કરારનામાનો કારણ વિના કદાપિ ઉપયોગ કે પ્રકાશ કરવામાં આવશે નહિ, એ વિષે તમે નિશ્ચય અને મારા વચનમાં વિશ્વાસ રાખજો. હું હલકી જાતની છું, પણ સ્વભાવે નીચ નથી; કોઇની આબરૂપર અકારણ તરાપ મારવાનો ધંધો મારો નથી; કારણ કે, એ હરામખોરીનો રસ્તો મારા વિચાર પ્રમાણે સારો નથી." મેં જણાવ્યું.

"ઠીક છે; ઇચ્છા કે અનિચ્છાથી પણ મારે તમારા વચનમાં વિશ્વાસ તો રાખવો જ પડશે અને દસ્તાવેજ પણ લખી આપવો પડશે, એ હું સારી રીતે જાણું છું;

કારણ કે, તમે પોતાની વાત છૂટી જતાં પણ છોડવાનાં નથી અને પોતાના હઠને ત્યાગવાનાં નથી, એ તમારા સ્વભાવથી હું જાણીતી છું. છતાં તમે નીચ નથી, એ વિશે પણ મારો નિશ્ચય છે. આવતી કાલે આપણે બધી વ્યવસ્થા કરી નાખીશું, અને ચાર છ દિવસમાં અહીંથી આપણી છાવણી પણ ઉપાડીશું." દેવકુમારીએ આધીનતા દર્શાવી.

મદિરા અને પંડિતા કાલિન્દી જેવાં ઉચ્છૃંખલતા ભરેલાં ઉત્તરો આપીને પોતાની માનહાનિ કરાવે, એવી દેવકુમારી અવિચારિણી નહોતી. તે પોતાના પ્રસંગને જાણી ગઇ હતી, અને તેથી એ જવાબ તેણે બહુ જ વિચાર કરીને આપ્યો હતો. છતાં તે પણ મારા જેવી જ ચાલાક અને ખેલાડી બાયડી હોવાથી જ્યાં સુધી તેનો દસ્તાવેજ અને તેનાં નાણાં મારા હાથમાં ન આવે, ત્યાં સુધી તેના બોલવામાં મારો અંતઃકરણપૂર્વક જરા પણ વિશ્વાસ નહોતો. તેણે બીજા દિવસપર આ બાબતને મુલતવી રખાવી અને હું બીજા દિવસના સૂર્યોદયની આતુરતાથી વાટ જોવા લાગી. રાત વીતી, અને બીજો દિવસ ઉગ્યો.

મારા કહ્યા પ્રમાણે દેવકુમારીએ કરારનામું લખી આપ્યું અને રૂપિયાની બાબત આવતાં તેણે જણાવ્યું કેઃ—"ચંપા બહેન ! એટલી મોટી રકમ અહીં હું મારી સાથે લાવી નથી. મારા રૂપિયા મુંબઇમાં બેત્રણ બૅંકમાં છે, અને મારો મુનીમ પણ ત્યાં જ છે એટલે આપણે અહીંથી સાથે જ મુંબઈ જઇશું, અને ત્યાં હું તમને રૂપિયા આપી દઇશ."

"મુંબઈ જવા પહેલાં આપણે અહીંથી પંઢરપુર જઇશું. ત્યાંની ફાઉન્ડલિંગ હૉસ્પિટલમાં આ બાળકને તમારી સહી સાથે રાખીને પછી મુંબઈ જઈ રૂપિયાની ચૌવડ દેવડનો અંત લાવીશું. હું તો મુંબઇની જ રહેનારી છું એટલે ત્યાં જ રહીશ અને તમે દિલ્લી ચાલ્યાં જજો." મેં પ્રોગ્રામમાં થોડોક ફેરફાર કરવાની સૂચના સાથે કહ્યું.

તે દિવસથી જ અમે તૈયારી કરવા માંડી અને ત્રણ દિવસ પછી સેકન્ડ ક્લાસનો એક કમ્પાર્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવી પંઢરપુર જવાને ઉપડી ગયાં.



## પ્રકરણ ૪૮ મું
## સંસાર કે સ્વર્ગ !

પંઢરપુરમાં પહોંચી અમે ગામ બહારની એક ધર્મશાળામાં ઊતારો કર્યો, અને રાંધવાની વેઠ તે દિવસે દેવકુમારીને જ કરવી પડી; કારણ કે, રામદુલારી ખારવી અને હું ખવાસણ હોવાથી અમારામાંથી કોઇનું પણ રાંધેલું તેને ખપે તેમ નહોતું; અને સિકંદરાબાદની રાંધનાર બ્રાહ્મણી તો સિકંદરાબાદમાં જ રહી હતી, તે સાથે આવી નહોતી. એક દિવસ વિશ્રાંતિમાં વીતાડી, બીજે દિવસે પ્રભાતમાં જ છોકરાને લઇને હું ફાઉન્ડલિંગ હૉસ્પિટલ તરફ જવાને તૈયાર થઇ, અને તે વેળાએ માતૃવાત્સલ્યનો અનિવાર્ય ઉમળકો આવી જવાથી દેવકુમારીની આંખોમાંથી ચોધારાં આંસુની ધારા વહેવા માંડી. ઘણીક નિધવાઓ પોતાના કુકર્મના ફળને ઊગતાંની સાથે

જ નષ્ટ કરી નાંખે છે, તે વેળાએ પ્રસવની વેદનાને લીધે દયા કે માયાનું તેમને ભાન રહેતું નથી; પણ તે આણીનો વખત વીતી જાય અને તે વેદનાના લોપ સાથે બાળક પોતાની ગોદમાં રમતું દેખાય, તો પછી ગમે તેવી નિર્દય અને પશુસ્વભાવની માતા પણ તે પોતાના બાળકને મારવાનું તો દૂર રહ્યું, પણ તેને ક્ષણ માત્રને માટે દૂર કરવાનું સાહસ પણ ભાગ્યે જ કરી શકે છે. પશુઓને પણ પોતાની સંતતિ અત્યંત પ્રિય હોય છે, તો બુદ્ધિમંડિત માનવપ્રાણીને પોતાનાં સંતાન પ્રાણાધિક હોય, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. દેવકુમારી, એ નિયમના અપવાદરૂપ નહોતી, અને તેથી પોતાના અર્ભકના વિયોગની વેળાને આવેલી જોઇને જો તેના હૃદયમાં અમુક પ્રકારનો શોક અને તજ્જન્ય આઘાત થયો હોય તો તેમ થવું સર્વથા સ્વાભાવિક જ હતું. બાળકને મારા હાથમાં સોંપતાં તેણે સજળ નયન અને ગદ્ગદિત વાણીથી કહ્યું કે:–"ચંપા બહેન ! આ બાળકને એવાં માણસોના હાથમાં સંભાળમાટે સાપજો કે જેમના હૃદયમાં કાંઇક લાગણી હોય અને જેઓ એને પોતાના સંતાનની પેઠે જ કાળજીથી ઉછેરીને મોટો કરે. એના નિર્વાહમાટે જે કાંઇ પણ ખર્ચ થશે તે હું વગર ખટકે આપીશ; જરાપણ લોભ કરીશ નહિ. મારું મન એમ કહે છે કે આ બાળકને વિયુક્ત ન કર; પણ સમાજભીતિ અને પ્રતિષ્ઠા એમ જણાવે છે કે, જો આ વસ્તુને વળગી રહીશ, તો અમારાથી તારા સહવાસમાં રહેવાય તેમ નથી. હું લાચાર છું, અત્યારે મારી હાલત કંગાલની હાલત કરતાં પણ વધારે કંગાલ છે ! મારું સર્વસ્વ લૂટાઈ જતાં જેટલા ખેદનો સંભવ નહોતો, તેટલો ખેદ અત્યારે મને આ બાળકને ત્યાગતાં થાય છે. પણ જે રોગના નિવારણનો કોઈ ઉપાય જ નથી, તે રોગને આધીન થઇ રહેવું જ જોઇએ ! પ્રતિષ્ઠામાટે મારે પાષાણની છાતી કરીને આ બાળકના વિયોગનું દુઃખ સહેવું જ જોઇએ !" એમ કહીને તેણે વારંવાર બાળકના ગાલને ચુંબનથી ભીંજવવાનો વ્યાપાર આદરી દીધો.

છેવટે બળાત્કારે તેના ચુંબનબંધનમાંથી બાળકને મુક્ત કરી હું ચાલતી થઇ ગઇ, દેવકુમારી હતાશ થઇને જમીનપર પછડાઇ પડી અને જતાં જતાં રામદુલારીને મેં તેની સારવાર કરવાનો ઇશારો કરી દીધો. જે કરારનામું મેં દેવકુમારી પાસેથી લખાવી લીધું હતું તે સદાને માટે જળવાઇ રહેવું જોઈએ કે જેના યોગે ભવિષ્યમાં કોઇવાર મારું અસ્તિત્વ ન હોય, તો પણ મન્મથકુમાર પોતાના જન્મસંયોગના ઇતિહાસને જાણી શકે અને તેનાં માતા પિતા કોણ હતાં તે વિષે અજ્ઞાનાંધકારમાં ન રહે; એવો વિચાર આવતાં બજારમાંથી મેં ત્રાંબાનું એક મોટું માદળિયું ખરીદી લીધું, અને ફાઉન્ડ્‌લિંગ હૉસ્પિટલમાં જઇ તે કરારનામાની નકલ કરી અને તે સાથે દેવકુમારી અને તેના ઉદરથી મન્મથકુમારના થએલા જન્મનો સંક્ષિપ્ત વૃત્તાંત એક જુદા કાગળમાં લખી તે બન્ને કાગળિયાં માદળિયામાં નાખી, માદળિયું બાળકના ગળામાં નાંખી તે સંસ્થાના વ્યવસ્થાપકને સોંપી, તે વિષે બીજી એક બાબત લખાવવી હતી તે ત્યાંની નોંધ બુકમાં લખાવી દીધી, અને એ બાળકને ત્યાં રાખનાર તરીકે મારી સહી આપી, તેના બધા ખર્ચની જવાબદારી મારા માથાપર લઈ ત્યાંથી હું પાછી અમારા ઊતારા તરફ આવવાને નીકળી.

ઉતારામાં આવ્યા પછી મારા જાણવામાં આવ્યું કે, અદ્યાપિ દેવકુમારીના હૃદયપર આવી પડેલો શોકનો ભાર ઓછો થયો નહોતો અને તે રડવામાં જ પોતાનો વખત વીતાડતી બેસી રહેલી હોવાથી રાંધવા વગેરેની તેનાથી કશી પણ વ્યવસ્થા બની શકી ન હોતી. આશ્વાસન આપી તેના એ શોકને હાલ તરત શમાવવાનું મેં યોગ્ય ન ધાર્યું; કારણ કે, અત્યારે જેમ તેના હૃદયમાં વિશેષ આઘાત થશે, તેમ તેનો સ્નેહ પોતાના બાળકમાં અધિક દૃઢ અને ચિરસ્થાયી થશે, અને તેમ થવામાં જ અધિક લાભ સમાયેલો છે, એવી મારી આંતરિક ધારણા હતી. રામદુલારી અને મારા ધણીને મેં બજારમાંથી તૈયાર ખાવાનું લાવવામાટે મોકલ્યાં, અને તેઓ કલાકેકમાં પેંડા, બરફી, પૂરી અને દહિં વગેરે લઈને પાછાં આવી લાગ્યાં. લગભગ બાર સાડાબારનો એટલે કે મધ્યાન્હનો સમય થવા આવ્યો હતો અને અમો બધાંને ભૂખ પણ કકડીને લાગી હતી એટલે હું દેવકુમારી પાસે ગઈ અને આગ્રહ કરી તેને જમવામાટે બેસાડી. તેણે ખાધુંએ ખરું; પણ ઘણી જ બેચેની અને બેદિલીથી. અમે બીજા બે દિવસ પંઢરપુરમાં કાઢયા, અને તેટલા સમયમાં દેવકુમારીએ દશ વાર પોતાના બાળકને એકવાર જોવાની ઈચ્છા દર્શાવી, પણ હાલ તરત તેની ઇચ્છાને પૂર્ણ કરવાનું મને યોગ્ય ન લાગ્યું અને તે પોતાના વિયુક્ત બાળકના દર્શનનો લાભ લઈ ન શકી.

ત્યાર પછી અમે મુંબઇ આવવાને રવાના થયાં, અને કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના ક્ષેમકુશળતાથી મુંબઇના વિક્ટોરિયા ટર્મિનસસ્ટેશનપર આવી પહોંચ્યાં. દેવકુમારીએ પોતાના મુનીમ રમાનાથને અને મેં મારી માતા તથા સાસુને તાર કરેલો હોવાથી તેઓ અમને ઉતારવામાટે સ્ટેશનપર હાજર હતાં. ગાડીઓ તૈયાર હોવાથી અમો તેમાં બેસીને ઘર તરફ ચાલ્યાં. દેવકુમારી પણ આ વખતે મારી મેહમાન થવાની હોવાથી મારી જોડે મારે ઘરે જ આવી. એક બ્રાહ્મણીને બોલાવી જૂદી રસોઇ કરાવી તેના જમવાની અમે વ્યવસ્થા કરી આપી, અને બીજો પણ તેનો સારો આદરસત્કાર કરવામાં આવ્યો. દેવકુમારીએ એક રાત અને એક દિવસ આરામ લેવામાં અને મારી સાથેના વાર્તાલાપમાં વીતાડી, અને બીજે દિવસે પોતાના મુનીમને બોલાવી, નાણાંની જે રકમ મને મુંબઇમાં આપવાનું વચન આપ્યું હતું તે પૂરું કર્યું. અમારા ઠરાવ પ્રમાણે બાળકના પાલન-પોષણ માટેની રકમ તેણે બરાબર મારા હાથમાં સોંપી દીધી. પોતાના આ યથાર્થ વચનપાલનમાટે હું દેવકુમારીને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગી.

હવે દિલ્લીમાં ન જવાનું અને આ પ્રદેશમાં રહેવાનું દેવકુમારીને કશું પણ કારણ ન હોવાથી તે પાછી દિલ્લી જવાની તૈયારી કરવા લાગી. મુનીમ રમા-નાથ મુંબઇમાં હાજર હોવાથી જે કાંઇ લેવા કરવાનું હતું તે બધું કામ તેણે પતાવી દીધું, અને જેમને મળવાનું હતું તેમને જઇને દેવકુમારી મળી આવી. આટલા દિવસ જેણે દેવકુમારીની સોબતમાં અને તેનાં સારાં નઠારાં કૃત્યોમાં ભાગ લેવામાં વીતાવ્યા હતા તે રામદુલારીના મનમાં અચાનક ઘણાં વર્ષો પછી પોતાની જન્મભૂમિમાં જવાની ઇચ્છા થઈ આવવાથી તેણે શેઠાણીની રજા લઇને

હાલ તરત દિલ્લી જવાનો વિચાર માંડી વાળ્યો. દેવકુમારી અને રમાનાથ દિલ્લી ચાલ્યાં ગયાં અને રામદુલારી મારી પાસે મુંબઈમાં જ રહી. ત્રણચાર દિવસ પછી મુંબઇથી કરાંચી જતી કોસ્ટિંગ સ્ટીમરમાં તે પણ પોરબંદર જવાને ઉપડી ગઇ. પોરબંદરથી તેનો તેના કહેવા પ્રમાણે નવીબંદર જવાનો અને ત્યાં અમુક સમય વીતાવ્યા પછી પુનઃ મુંબઇ આવી મને પોતાની મુલાકાતનો ફરી એકવાર લાભ આપી. દિલ્લીની દિશામાં આગળ વધવાનો વિચાર કિંવા મનોભાવ હતો.

હું નાટકની નોકરીમાંથી છૂટી થએલી હોવાથી અને બીજું જે કામ મેં મારી પોતાની ઈચ્છા તથા પરોપકાર બુદ્ધિથી મારા માથાપર ઉપાડી લીધું હતું તેની પણ આવી રીતે સમાપ્તિ થવાથી, હું મારા ભોળા પતિ દેવલા અને મારી માતા તથા સાસૂના સહવાસમાં આનંદપૂર્વક મારો સમય વીતાડવા લાગી. મેં પણ મારી માતા તથા સાસૂ પ્રમાણે દાયણના ધંધામાં ઝીપલાવ્યું, અને તે ધંધામાં મારામાંના વાચાળતા, મળતાવડો સ્વભાવ, તારુણ્ય અને નિર્લોભતા ઇત્યાદિ કેટલાક બીજી દાયણોમાં ન મળી શકતા ગુણોના યોગે મને સારો વિજય મળ્યો. જો કે એ ધંધામાંથી નાટકના પગાર જેટલી આવક તો નહોતી થતી, છતાં એંસીથી સો રૂપિયા જેટલી આવકમાં તો કશોપણ વાંધો આવતો નહોતો, અને તેટલી આવક આબરૂ ઇજ્જતથી ગુજરાન ચલાવવામાટે જો ધણીની આવક ઓછી હોય અથવા બિલ્કુલ નહોય તોપણ, સંપૂર્ણ હતી. એ દાયણ તરીકેના જીવનમાં પણ કેટલીક કુલટા સ્ત્રીઓની કુટિલતા અને નીચતાનો મને વારંવાર અનુભવ મળ્યા કરતો હતો, તેમનાં ચરિત્રો પણ એક કે બીજી રીતે દેવકુમારી, ધારા, નાથીબાઇ, પંડિતા કાલિન્દી અને મદિરા આદિનાં ચરિત્ર જેવાં જ હોવાથી તેમનો વિશિષ્ટતાથી ઉલ્લેખ કરવાની હું અધિક આવશ્યકતા ધારતી નથી. ઘેર ઘેર માટીના ચૂલા જ જાણી લેવા એટલે થયું.

પંઢરપુરની ફાઉન્ડલિંગ હૉસ્પિટલના વ્યવસ્થાપક તરફથી દર અઠવાડિયે મન્મથકુમારના કુશળસમાચાર પત્રદ્વારા મને મળ્યા કરતા હતા. તે બાળક બહુ જ સારી સ્થિતિમાં અને કોઇ પણ પ્રકારના રોગનો ભોગ થયા વગર શુક્લ પક્ષના ચન્દ્ર પ્રમાણે દિવસે દિવસે વૃદ્ધિગત થતો જતો હતો. દેવકુમારીને હું તેના કુશળસમાચાર જાણે મારા પોતાના પુત્રના સમાચાર લખતી હોઉં તેવી રીને અન્યોક્તિના રૂપમાં લખી મોકલતી હતી, અને દેવકુમારીનાં જે ઉત્તર આવતાં તે પ્રાણની પેઠે હું જાળવી રાખતી હતી; કારણ કે, તે કોઇવાર જો જરૂર પડે તો પૂરાવા તરીકે કામ લાગે તેવાં હતાં. મન્મથકુમારના જન્મના સમયની મેં પોતે બરાબર નોંધ લીધેલી હોવાથી તેના આધારે મુંબઈના એક જોશી પાસેથી મેં તેની જન્મપત્રિકા પણ કરાવી; પણ તે જન્મપત્રિકા એક જ્યોતિઃ શાસ્ત્રપારંગત તરીકે પોતાને ઓળખાવનાર અને ભાસ્કરાચાર્યના અવતાર. તરીકે પોતાને પ્રકાશમાં લાવનાર જ્યોતિષીના હાથની હોવા છતાં અફસોસ કે તેમાં લખેલી ઘણીક બાબતો તદ્દન ખોટી અને પાયા વગરની નીકળી હતી. અસ્તુ.

શેઠિયાની કૃપાથી ધીમે ધીમે કુલાબામાં મારો ઘણી રૂનો દલાલ થઈ ગયો અને મહિને સાઠ સીત્તેરની કમાણી કરવા લાગ્યો. માતા, સાસૂ, મારો

ધણી અને હું પોતે એમ ચારે જણ કમાણી કરનાર તેમ જ ઘરમાં બધાંની સર્વ વિષયમાં એકવાક્યતા અને બધાનો એક વિચાર! સંપ, સમાધાન અને સદ્‌વર્ત્તનથી વિભૂષિત જીવન, એવી રીતે પ્રત્યેક પ્રકારની અનુકૂળતા હોવાથી અમારા કુટુંબ જેવું બીજું કોઈ સુખી કુટુંબ હશે ? કેમ, એ પ્રશ્ન જ છે. હું ઈચ્છું છું કે, સર્વ કુટુંબો અમારા કુટુંબ જેવાં જ સુખી અને સંતુષ્ટ થાય! એક સમય એવો હતો કે જ્યારે સત્ય વેશ્યાશ્રમ પણ મારો હતો અને અત્યારે એક સમય એવો પણ આવ્યો કે, સત્ય ગૃહસ્થાશ્રમ પણ મારો જ હતો, અને તે વિષે મારા હૃદયમાં પૂર્ણ અભિમાન હતું.

પતિપત્ની કરતાં પણ જો વડિલ જીવતાં હોય છે; તો તેમને અને તેમાં પણ વર તથા વધૂની માતાઓને પોતાના વંશની વૃદ્ધિને જોવાની અને પુત્રના તથા પુત્રીના બાળકને રમાડીને પછી સ્વર્ગમાં જવાની વિશેષ તીવ્ર લાલસા રહ્યા કરે છે. એવી લાલસા મારી માતા તથા સાસૂના હૃદયમાં પણ તીવ્રતર હતી, અને મને આશા જેવું ક્યારે જણાય અને મારો ખોળો ક્યારે ભરાય એની તેઓ કાગને ડોળે વાટ જોયાં કરતી હતી, અને કેટલીક વાર બળાપો પણ કરતી હતી. ઘણા વખત સુધી વાટ જોવા છતાં આશાનો રંગ ન જણાયાથી છેવટે નિરાશા થઇને તેમણે મને ઓસડિયાં ખવડાવવાનો અને દોરા તાવીજ કરાવવાનો વિચાર કર્યો; પણ પુત્રની પ્રાપ્તિમાટે એવા ઉપાયોને નિરર્થક અને અપાયકારક માનનારીઓમાંની હું પણ એક હોવાથી મેં તેમના એ વિચારને તોડી પાડ્યો, અને ભાગ્યપર આધાર રાખવાનો ઉપદેશ આપ્યો. મેં જણાવ્યુ કે:—"આમ ઓસડવેસડ કરવાથી, દોરાધાગાથી કે કૂતરીની પેઠે ઘરઘર ભટકવાથી છોકરાં થતાં હોય, તો તો પછી દુનિયામાં કોઈ પણ બાયડી વાંઝણી રહે નહિ! છોકરાં થવાં કે ન થવાં એનો આધાર મારા વિચાર પ્રમાણે તો ભાગ્ય અને પરમેશ્વરની ઇચ્છાપર જ રહેલો છે. શાંત થઈને બેસી રહો, અને જે થાય તે જોયા કરો. જે પરમેશ્વરે આપણને આવા સુખના દિવસ દેખાડ્યા છે તે જ ઈશ્વર જો કૃપાળુ થશે તો એ બાળકને રમાડવાનું સુખ પણ આપણને બતાવશે. તેના ઘરમાં કાંઈ શેર માટીની ખોટ નથી; માત્ર તેની કૃપા થવી જોઇએ, એટલો જ સવાલ છે."

રાત અને દિવસ અવિશ્રાંત પ્રવાસ કરનારી છતાં કદાપિ ન થાકનારી, જો કોઇની પણ ગતિ હોય તો તે માત્ર કાળની જ ગતિ છે. કાળ પાણીના રેલાની પેઠે વહી જાય છે એ કહેવત કાંઈ ખોટી નથી. જોતજોતાંમાં દોઢ વર્ષનો કાળ વહી ગયો, અને ત્યાર પછી બરાબર સાડાનવ માસે હું એક બાળાની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી. મરૂભૂમિમાંનો એક ન્હાનો છોડવો પણ લોકોના આનંદનો વિષય થઈ પડે છે તેવી રીતે સંતાનહીન ગૃહમાં આ પુત્રી પણ સર્વના મહા આનંદ અને ઉત્સાહનું સાધન થઈ પડી. મારી માતા અને સાસૂ તેને પુત્ર કરતાં પણ વધારે લાડકોડથી ઉછેરવા લાગી. એ ઘટનાને બે વર્ષ વીત્યા પછી મારી તે બાળાને એક બંધુનો લાભ થયો, અને તે સાથે અમારા કુટુંબના સુખનો તથા આનંદ અને હર્ષનો અવધિ થઈ ગયો. હું નાટકમાં

મેનકાના નામથી પ્રસિદ્ધ હતી એટલે બાળાનું નામ પણ મેનકા રાખ્યું હતું, અને બાળકનું નામ અશ્વિનીકુમાર રાખવામાં આવ્યું. અમારી જાતિમાં જો કે આવાં શુદ્ધ નામો પાડવામાં આવતાં નથી; એટલે આ સુધરેલા સમાજના પરિચયમાં આવવાનું અને સુશિક્ષિતોના સમાગમ તથા નાટ્યવ્યવસાયનું જ પરિણામ હતું, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી.

નાટકની નોકરી છોડીને મુંબઇમાં આવ્યા પછી નાથીબાઈ સાથેનો પરિચય એટલો બધો વધતો ગયો કે તેણે અંતે મૈત્રીનું સ્વરૂપ ધારણ કરી લીધું. અમારામાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રહ્યો, અને રોજ બે ત્રણ કલાક સાથે ન બસીએ કે એકાદવાર સાથે ન ખાઇએ પીએ તો અમારા આયુષ્યમાંનો તે દિવસ અમને વ્યર્થ ગએલો જ જણાવા લાગ્યો. મારા નિત્યના સહવાસમાં આવવાથી, મારા વર્તનને જોઇને અને વારંવાર મારા નીતિમય ઉપદેશો સાંભળીને નાથીબાઇ પણ દુરાચારના માર્ગમાંથી પાછી વળીને સદાચારના માર્ગમાં આવવા લાગી, અને ધીમે ધીમે તે અનીતિના બંધનમાંથી એટલી સીમા પર્યન્ત મુક્ત થઈ ગઈ કે જેમ થવાની મારા મનમાં જરા પણ આશા નહોતી. પણ સત્સંગનો મહિમા અલૌકિક છે. તે મારો ઉપકાર માનતી હતી અને હું તેના અદ્વિતીય મનોબળમાટે તેને નિરન્તર ધન્યવાદ આપતી હતી.

હું સર્વ પ્રકારે સુખિની થઈ. પરંતુ સુખ અને દુઃખ ઘટમાલિકાસમાન આવે અને જાય છે, કોઈ પણ અવસ્થા ચિરસ્થાયિની નથી, તો મારી એ સુખાવસ્થા ચિરસ્થાયિની થઈ કે કેમ? એવો પ્રશ્ન વાંચકો તરફથી રજૂ થવાનો પૂરેપૂરો સંભવ છે. તો અત્યારે હું એટલું જ જણાવું છું કે, અત્યારે તો મારા સદ્ભાગ્યયોગે પ્રાપ્ત થએલા આ સંસારના સ્વર્ગીય સુખનો મને અનુભવ લેવા દ્યો; ભવિષ્યમાં જો કોઈ વેળાએ અવકાશ મળશે અને આ નશ્વર શરીરનું અસ્તિત્વ હશે, તો તમારા એ પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપી તમારી ઉત્કંઠા તૃપ્ત કરવાનો હું મારાથી બનતો યત્ન કરીશ. અત્યારે તો સર્વને મારા વિનીતભાવયુક્ત પ્રણામ, રામરામ, સલામ, નમસ્તે !



# ચુડેલનો વાંસો

અથવા

## એક નટીની આત્મકથા

(દ્વિતીય દૃશ્ય)

એક સાદ્યન્ત સત્યઘટનાવલંબિની મનોવેધક નવલકથા

(સંશોધિત નૂતન સંસ્કરણ)

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી




"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રગટ કર્યું.

ઇ. સ. ૧૯૨૫ સંવત્ ૧૯૮૨

# અનુક્રમણિકા

ઘેરે ઘેર જાણીતું અને માનીતું

સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ
ઇ. સ. ૧૮૮૪ માં સ્થાપેલા

# "ગુજરાતી" પ્રેસનું

## શુદ્ધ સચિત્ર ગુજરાતી કાર્તિકી

# પંચાંગ

કીંમત ૦-૬-૦ | કીંમત ૦-૬-૦

લોકપ્રિય અને લોકોપયોગી

## જાહેર ખબરો આપવા માટે ઉત્તમ સાધન

"ગુજરાતી" પ્રેસ તરફથી વિ. સં. ૧૯૪૮ થી ગુજરાતી ભાષામાં **શુદ્ધ ગુજરાતી** કાર્તિકી સચિત્ર પંચાંગ દર વર્ષે બહાર પાડવામાં આવે છે. તેની લોકપ્રિયતા **અને વિશુદ્ધતાને** લીધે તેની **દર વર્ષે ૫૦ થી ૬૦ હજાર નકલો** આ હરિફાઇના જમાનામાં ખપે છે. એથી વિશેષ શિફારસ કરવાની જરૂર નથી.

આ પંચાંગમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ એ કાળાત્મા ભગવાનનાં **પાંચ અંગોની** માહિતી ઉપરાંત, તેના સંબંધની દરેક ઉપયોગી બાબત **સંપૂર્ણ સમજ** સાથે આપવામાં આવી છે;

અને એથી પણ વિશેષ મુહૂર્ત, જન્મકુંડળી, ગ્રહભાવ, ગ્રહદોષ નિવારણ કાર્તિકી અને ચૈત્રી વર્ષસાર, **તેજીમંદી** વર્ષનો શુભાશુભ વિચાર, વરકન્યાના મેળાપકની સમજ, લગ્નાદિની સમજ વગેરે જ્યોતિષને લગતી પણ પુષ્કળ બાબતો આપવામાં આવે છે.

એ ઉપરાંત વૈષ્ણવ, સ્વામીનારાયણ, શ્વેતાંબર અને દિગંબર—એમ બન્ને પંથના જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી વગેરેના તહેવારોની વિગત, તથા

ટપાલ, તાર, ઇનકમટેક્ષ, ખેતીવાડી વગેરે પરચુરણ લોકોપયોગી પુષ્કળ માહિતી આપવામાં આવે છે. તેથી આ પંચાંગ નિત્યની એક અતિ ઉપયોગી અને ઘરગથ્થુ વસ્તુ થઈ પડી છે.

**બાર માસના કોઠાઓમાં સમજ માટે ચિત્રો આપવામાં આવે છે અને આરંભમાં એક ધાર્મિક કથા યાને આખ્યાન આપેલાં હોય છે.**

લગભગ ૧૦૦ થી વધુ પાનાનું, ૧૩ ઇંચ લાંબું અને ૧૦ ઇંચ પહોળું **દળદાર** આ પંચાંગ છે, અને આ સાઇઝના પંચાંગોમાં સર્વથી સસ્તું છે.

**નોંધ**—પાછલા વર્ષોનાં પંચાંગો પણ સિલકમાં હશે ત્યાં સુધી વેચાતાં મળશે.

એમાં જાહેર ખબરો પણ ઉપયોગી અને જાણવાજોગ લેવામાં આવે છે. તેથી પણ પંચાંગ ખરીદનારાઓને ઘણું ઉપયોગી જાણવાનું મળે છે. આવી નિત્યની ઉપયોગી અને ઘરગથ્થુ વસ્તુ કોઈ નથી.

**તમારી જાહેર ખબર આ પંચાંગમાંજ આપજો.**

# "ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસનાં
# પ્રકટ કરેલાં પુસ્તકો

બજારગેટ સ્ટ્રીટને નાકે, સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ મુંબઈ



## રામાયણ

**શ્રીવાલ્મીકિ રામાયણ**—સાતે કાણ્ડોનું સુંદર સરળ ગુજરાતી ભાષાંતર, શ્લોકોના આંકડા અને ઉત્તમ ચિત્રો સાથે.

કિંમત રૂ. ૧૦–૦. ટ. ખ. ૧–૫

**श्रीवाल्मीकि रामायण**—આ પુસ્તક સંસ્કૃત ભાષામાં ત્રણ સુંદર ટીકાઓ સહિત છાપેલું છે. દરેક કાણ્ડ છુટો છપાવેલો છે. કિંમત વગેરે માટે સંસ્કૃત વિભાગમાં જૂઓ.

**શ્રીઅધ્યાત્મ્ય રામાયણ**—સાતે કાણ્ડોનું સુંદર સરળ નવીન ગુજરાતી ભાષાંતર, શ્લોકોના આંકડા અને ઉત્તમ ચિત્રો સાથે.

કિંમત રૂ. ૩–૦–૦. ટ. ખ. ૦–૮–૦

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**

ભાગ ૧ લો—આમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ પ્રકરણોનું ભાષાંતર છે. શ્લોકોના આંકડા પણ છાપેલા છે.

કિંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૯–૦

ભાગ ૨ જો—આમાં કેવળ નિર્વાણ પ્રકરણનું ભાષાંતર છે. બન્ને પુસ્તકો વેદાંત જ્ઞાનથી ભરપૂર છે. કિંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૧૧–૦

**શ્રી ચન્દ્રકાન્ત**

ભાગ ૧ લો—આમાં બે પ્રવાહ છે. (૧) પુરુષાર્થ અને (૨) ચૈતન્ય.

કિંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૬–૬

ભાગ ૨ જો—આમાં અચ્યુતપદારોહણ નામનો કેવળ ત્રીજો પ્રવાહ છે.

કિંમત રૂ. ૪–૮–૦. ટ. ખ. ૦–૭–૬

ભાગ ૩ જો—આમાં હિમગિરિની પર્ણકુટી નામનો ચોથો પ્રવાહ છે.

કિંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૬–૦

નોંધ—આ ત્રણે ભાગો સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના રચેલા છે. એમાં તેમની સુંદર છબી આપેલી છે. ત્રીજા ભાગમાં તેમનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત અને ચન્દ્રકાન્ત—ચોથો ભાગ—એનું જેટલું કામ આરંભ કર્યું હતું તે મૂળ તેમના જ હસ્તાક્ષરોમાં છાપેલું આપેલું છે.

આ ભાગોના હિન્દી અને મરાઠી ભાષાંતરો થયાં છે. વિશેષ હકીકત માટે પાછલાં પાના ઉપર જુઓ.

## વેદાંત

**શ્રીપંચદશી**—શ્રીવિદ્યારણ્ય સ્વામિ વિરચિત વેદાંત પ્રક્રિયાનો આ મુખ્ય ગ્રન્થ છે. મૂળ શ્લોક, અવતરણિકા, ટીકા અને ચન્દ્રકાંત વિવરણ સહિત, સરળ સુબોધ ભાષાંતર. કર્તા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

કિંમત રૂ. ૬—૦—૦. ટ. ખ. ૦—૧૦—૦

## વિવેકાનંદ વિચારમાળા

ભાગ ૧ લો—(૧) કર્મયોગ, (૨) ભક્તિયોગ, (૩) અને પ્રકીર્ણ લેખો

કિંમત રૂ. ૩—૮—૦. ટ. ખ. ૦—૫—૬

ભાગ ૨ જો—(૧) રાજયોગ પાતંજલનાં યોગસૂત્રો સહિત, (૨) અને પ્રકીર્ણ લેખો કિંમત રૂ. ૩—૮—૦. ટ. ખ. ૦—૫—૬

ભાગ ૩ જો—સંપૂર્ણ જ્ઞાનયોગ કિંમત રૂ. ૩—૮—૦. ટ. ખ. ૦—૭—૦

ભાગ ૪ થો—પત્રો અને વિવિધ લેખો કિં. રૂ. ૩—૮—૦. ટ. ખ. ૦—૬—૦

ભાગ ૫ મો—વિવિધ વિષયો ઉપરના લેખો અને ભાષણો

કિંમત રૂ. ૨—૮—૦. ટ. ખ. ૦—૫—૦

ભાગ ૬ ઠ્ઠો છપાય છે.

આ દરેક ભાગમાં સ્વામી વિવેકાનંદની જૂદી જૂદી મનોહર છબીઓ આપેલી છે. પુસ્તકનું બાઇન્ડીંગ સુંદર કરેલું છે.

---

**અમૃતાનુભવ, હરિપાઠ અને ચાંગદેવની પાસષ્ઠિ**—આ ત્રણે ગ્રન્થો મહારાષ્ટ્રના ભક્ત શ્રીજ્ઞાનેશ્વરના રચેલા છે. તેનું આ સુબોધ, ગુર્જર અર્થ વિવરણ સહિત ભાષાંતર છે. જ્ઞાનેશ્વરી ગીતા વાંચનારાઓએ અવશ્ય વાંચવા જેવા છે. કિંમત રૂ. ૨—૦—૦. ટ. ખ. ૦—૪—૬

**અનન્તાનુભૂતિ અથવા અનન્તજીવન**—આ ગ્રન્થ અમેરિકાના તત્ત્વજ્ઞાની રાલ્ફ વાલ્ડો ટ્રાઇનનો રચેલો છે. એ વેદાંતજ્ઞાન સાથે ઘણો મળતો આવે છે. તેટલા માટે જિજ્ઞાસુઓને સારૂ તેનું સરળ ગુજરાતી ભાષાંતર છપાવેલું છે. કર્તાની છબી પણ આપેલી છે.

કિં. રૂ. ૨—૪—૦. ટ. ખ. ૦—૨—૬

## દર્શનશાસ્ત્ર

**શ્રીયોગસૂત્ર—પાતંજલ યોગદર્શન પ્રકાશ**—આ ગ્રન્થમાં યોગશાસ્ત્રના પતંજલ મુનીએ રચેલાં મૂળ સૂત્રો, તેનો ગુજરાતી ભાષામાં સરળ અર્થ, તેના ઉપર ભગવાન્ વ્યાસના ભાષ્ય પ્રમાણે ટીકા, અને વાચસ્પતિ મિશ્રની ટીકા પ્રમાણે સમજુતી છાપેલી છે. મૂળ ગ્રન્થના કર્તા સ્વામી બાલકરામજી અને આત્મસ્વરૂપજીનાં ચિત્રો પણ છાપેલાં છે. યોગસૂત્રના અભ્યાસીઓ માટે આ ગ્રન્થ અત્યુત્તમ છે. કિં. રૂ ૩—૦—૦. ટ. ખ. ૦—૪—૦.

## ગીતા

| | | |
|---|---|---|
| ચિદ્ઘનાનંદી શ્રીમદ્ભગવદ્ગીતા (૫ રંગીન ચિત્રો સહિત) ... ... ... ... | ૬– ૦–૦ | ૦–૧૧–૦ |
| જ્ઞાનેશ્વરી શ્રીમદ્ભગવદ્ગીતા (૫ રંગીન ચિત્રો સહિત) | ૬– ૦–૦ | ૦– ૯–૦ |
| શ્રીધરી શ્રીમદ્ભગવદ્ગીતા (મોટા અક્ષર, નાગરી લિપિ, રેશમી પૂઠાં) ... ... ... | ૦–૧૨–૦ | ૦– ૪–૦ |
| શ્રીધરી શ્રીમદ્ભગવદ્ગીતા... ... ... | ૦–૧૪–૦ | ૦– ૨–૦ |
| શ્રીપંચરત્નગીતા (ગીતા, વિષ્ણુસહસ્રનામ, અનુસ્મૃતિ, ભીષ્મસ્તવરાજ, ગજેન્દ્ર મોક્ષ સહિત) | ૧–૧૦–૦ | ૦– ૨–૬ |
| વિષ્ણુસહસ્રનામ, શંકરાચાર્યની ટીકા પ્રમાણે | ૦– ૨–૬ | ૦– ૦–૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (નર્મદ અને તુલસીદાસ) ... | ૧– ૦–૦ | ૦– ૨–૬ |
| અનુગીતા અથવા ગીતાનું અનુસન્ધાન ... | ૨– ૦–૦ | ૦– ૪–૦ |
| શિવમહિમ્ન સ્તોત્ર (મૂળ અને ભાષાંતર) ... | ૦– ૨–૬ | ૦– ૦–૬ |

## શ્રીમહાભારત

ભાગ ૧ લો—આદિ, સભા, વન, વિરાટ્ અને ઉદ્યોગ. આ પર્વો છુટાં છુટાં છપાય છે. કિંમત રૂ. ૨૦–૦–૦

ભાગ ૨ જો—આ ભાગમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી પર્વો છે. ૩ રંગીન અને ૧૭ સાદાં ચિત્રો છે. એમાં ભીષ્મ પર્વમાં આવતી ગીતા ઉપર નીલકંઠ ભટ્ટની ટીકાનો અનુવાદ આપેલો છે.

કિંમત રૂ. ૧૫–૦–૦

ભાગ ૩ જો—૩ ચિત્રો સાથે—શાંતિ, અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રસ્થાનિક, અને સ્વર્ગારોહણ પર્વો આ ભાગમાં છે. ૩ સુંદર ચિત્રો પણ આપેલાં છે. કિંમત રૂ. ૨૦–૦–૦.

ભાગ ૪ થો—હરિવંશ અથવા ઉત્તર મહાભારત. મહાભારતની સાથે જ આ ગ્રન્થ વાંચવા યોગ્ય છે. મહાભારતમાં જય અથવા મારામારીની કરુણ અંતવાળી કથા છે, જ્યારે હરિવંશમાં વૃદ્ધિની કથા છે. એટલે આ ભાગ વંશવૃદ્ધિ ઇચ્છનારાઓએ વાંચવા જેવો છે.

| | | |
|---|---|---|
| હરિવંશ પર્વ— ... ... | કિંમત રૂ. | ૩–૦–૦ |
| વિષ્ણુ પર્વ— ... ... ... | ,, ,, | ૭–૦–૦ |
| ભવિષ્ય પર્વ— ... ... | છપાય છે. ટ. ખ. જુદું. | |

## ભાગવત

શ્રીમદ્ભાગવત (મધ્યમાક્ષર પુષ્કળ ચિત્રોવાળું) ૧૫–૦–૦

પદબંધ શ્રીમદ્‌ભાગવત—કવિ વલ્લભ અને પ્રેમાનંદ—
સુંદર મેવાડાકૃત (ઇ. સૂ. દેસાઇ)... ... ૮— ૦—૦ ૦—૧૨—૦
શ્રીમદ્‌ભાગવત—એકાદશ સ્કંધ ... ... ૧— ૪—૦ ૦— ૬—૦

## પુરાણ

શ્રીવામનપુરાણ ... ... ... ... ૧— ૮—૦ ૦— ૫—૦
શિવપુરાણ (કવિતામાં) ... ... ... છપાય છે.

## સ્મૃતિ

પારાશરસ્મૃતિ (મૂળ અને કેવળ નવીન પદ્ધતિપર
પ્રમાણુવાળું ને પુષ્કળ ટીકાવાળું ભાષાંતર)
(પ્રા. હ. શાસ્ત્રી) ... ... ... ૨— ૦—૦ ૦— ૪—૬
*મનુસ્મૃતિ (ચોક્કસ અર્થ અને પુષ્કળ ટીકા ટીપ્પણ
સાથે નવી આવૃત્તિ, પ્રા. હ. શાસ્ત્રી અને
નથ્થુરામ શાસ્ત્રીકૃત) ... ... ... ૫— ૦—૦ ૦—૧૫—૦

## ધર્મ

વ્રતરાજ—મૂળ અને ભાષાંતર ... ... ૫— ૦—૦ ૦— ૭—૬
વેદોક્ત ધર્મપ્રકાશ (વિષ્ણુ બાવા બ્રહ્મચારીકૃત—
પ્રશ્નોત્તરરૂપે; નાના બાળકો તથા યુવાન્ સ્ત્રી
પુરુષોને સનાતન આર્ય ધર્મનો ઉત્તમ બોધ
આપનાર આના જેવો એકકે ગ્રન્થ નથી) ... ૧— ૪—૦ ૦— ૪—૬
પુરુષોત્તમ માહાત્મ્ય ... ... ... ૧— ૪—૦ ૦— ૨—૦
ધર્મવિચાર (કવિ નર્મદકૃત) ... ... ૧— ૪—૦ ૦— ૨—૬
પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન (જીવનચરિત્ર સાથે) ૦— ૮—૦ ૦— ૨—૬

***કર્મમાર્ગ-હિન્દનો પ્રકાશ-શ્રીમહાદેવ, અને હિન્દનો તારો-શ્રી ગણુપતિ**—આ એક આધ્યાત્મિક સમજણ આપનારૂં, નવીન ઢબેજ લખાયલું અપૂર્વ પુસ્તક છે. એમાં સર્વ કલ્યાણદાતા ભગવાન્ શ્રીશંકરનું આધ્યાત્મિક દૃષ્ટિએ વ્યવહારમાં એટલે આપણા નિત્ય નૈમિત્તિક કર્મમાં કેવું સ્વરૂપ છે તે ગૂઢતાથી સમજાવેલું છે. ફળેચ્છા વગર શ્રીશંકરને અનુલક્ષીને કાર્ય કર્યા જવું એ બહુ ખૂબીથી સમજાવેલું છે. જગતમાં કર્મ ઈશ્વરરૂપ છે તે સમજવા માટે આ ગ્રન્થ એક માર્ગદર્શક છે અને અવશ્ય વાંચી મનન કરવા યોગ્ય છે. ગ્રન્થકર્તાએ આ પ્રમાણે છ સાત નાના નાના ગ્રન્થો લખવાની યોજના રાખી છે અને તેમાં પિંડ અને બ્રહ્માંડ, આપણું કર્મ અને ઈશ્વરી સંબંધ નવીન રીતે જ સમજાવેલાં છે. પ્રથમ મણકામાં શ્રીમહાદેવ અને પુત્ર ગણુપતિના કર્મમાં ઘટાવેલાં આધ્યાત્મિક સ્વરૂપો સમજાવેલાં છે. ચાર મનોહર ચિત્રો આપેલાં છે, તેમાં પણ શ્રીશંકરનું કૈલાસગિરિ શિખર ઉપરથી જગત ઉપર પ્રકાશ પાડતું ચિત્ર ઘણું રમ્ય છે. દરેક સનાતન ધર્માભિમાનીએ આ ગ્રન્થ વાંચવા જેવો છે. કીમત રૂ. ૨— ૦—૦.

## નીતિ

ભર્તૃહરિ શતક ચતુષ્ટય સંગ્રહ—મૂળ અને ભાષાંતર નીતિ, શૃંગાર, વૈરાગ્ય અને વિજ્ઞાન શતકો અને જીવનચરિત્ર સાથે... ... ... ૧— ૦—૦ ૦— ૨—૦

શુક્રનીતિ મૂળ અને ભાષાંતર (પુષ્કળ સુધારાવધારા સાથે ૨ જી આવૃત્તિ) (ઇ. સુ. દેશાઇ) ... ૨— ૦—૦ ૦— ૫—૦

વિદુરનીતિ—આ મહાત્મા વિદુરે ધૃતરાષ્ટ્રને આપેલો ધાર્મિક અને વ્યાવહારિક ઉપદેશ છે. (વિદ્યાકળાનિધિ કળા ૫) ... ... ૦— ૬—૦ ૦— ૧—૦

विदुरनीति—મૂળ સંસ્કૃતમાં અને વિષમ પદની ટીપ્પણુ સહિત ... ... ... ૦— ૬—૦ ૦— ૧—૦

કામંદક નીતિસાર—મૂળ અને ભાષાંતર... ... ૧— ૮—૦ ૦— ૪—૬

નીતિસુધાતરંગિણી (અત્યુત્તમ) ... ... ૧— ૮—૦ ૦— ૨—૦

પંચતંત્ર ... ... ... ... ... ૨— ૦—૦ ૦— ૩—૦

કળાવિલાસ ... ... ... ... ૦—૧૨—૦ ૦— ૧—૦

ચારુચર્યા અથવા શુભાચાર (૩ જી આવૃત્તિ)... ૦— ૨—૬ ૦— ૧—૦

કોન્ફ્યુસસની શીખામણ ... ... ... ૦— ૬—૦ ૦— ૧—૬

## બૃહત્ કાવ્યદોહન

ભાગ ૧ લો—સંપૂર્ણ શોધેલી અને નવા ફેરફારવાળી સાતમી આવૃત્તિ ... ... ... ૩— ૮—૦ ૦— ૯—૦

ભાગ ૨ જો (૩ જી આવૃત્તિ) ... ... ૩— ૦—૦ ૦— ૭—૬

ભાગ ૭ મો ... ... ... ... ૩— ૦—૦ ૦— ૯—૬

ભાગ ૮ મો ... ... ... ... ૩— ૦—૦ ૦— ૯—૬

## કાવ્ય ગ્રન્થો

દયારામકૃત કાવ્યસંગ્રહ (ભાગ ૨ જો) અથવા દયારામ કાવ્યસુધા કિંમત ... રૂ. ૨—૮—૦ ટ. ખ. ૦—૬—૦

નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ—નરસિંહ મેહેતાની છબી સાથે ... ... ... ... ૩— ૦—૦ ૦— ૭—૦

ઉદ્યમકર્મસંવાદ ( સામળભટ્ટ વિરચિત. કવિના જીવનચરિત્ર અને કઠિન શબ્દોના અર્થ સાથે) ૦—૧૦—૦ ૦— ૧—૦

નભૂવાણી (પ્રાસાદિક કાવ્ય) (નરભેરામ પ્રાણશંકર ગોગા) ... ... ... ... ૧— ૮—૦ ૦— ૪—૬

શ્રીકૃષ્ણચરિત્ર (ગિરિધરકૃત) ... ... ૪— ૦—૦ ૦— ૮—૬

| | | |
|---|---|---|
| સ્ત્રીગીતસંગ્રહ (નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત) | ૦—૧૦—૦ | ૦— ૧—૬ |
| નર્મકવિતા (નાની) ... ... ... | ૦— ૨—૦ | ૦— ૧—૦ |
| નર્મકવિતા (મોટી સચિત્ર)... ... ... | ૪— ૮—૦ | ૦—૧૧—૦ |
| *ઓખાહરણ-નળાખ્યાન-કવિ ભાલણકૃત, ટીકા, ટીપ્પણ, ઉપોદ્ઘાત સહિત. સંશોધન કર્તા રામલાલ ચુનીલાલ મોદી. પાકું પુઠું ... ... | ૨— ૦—૦ | ૦— ૨—૬ |
| સવિતાકૃત કવિતા (કવિ સવિતાનારાયણ) ... | ૧— ૦—૦ | ૦— ૨—૦ |
| અલંકારચંદ્રિકા (૨ જી આવૃત્તિ) ,, ... | ૧— ૦—૦ | ૦— ૧—૬ |
| બિહારીસતસઇ (કવિ સવિતાનારાયણ) ... | ૧—૧૨—૦ | ૦— ૫—૦ |
| બ્રહ્માનંદ કાવ્ય (૨ જી આવૃત્તિ) ... ... | ૩— ૦—૦ | ૦—૧૧—૦ |
| સુમતિપ્રકાશ, બ્રહ્માનંદ સ્વામીકૃત ... ... | ૦— ૬—૦ | ૦— ૧—૦ |
| પ્રેમાનન્દ કાવ્ય—ભાગ ૧ લો ... ... | ૪— ૮—૦ | ૦— ૭—૦ |
| પ્રેમાનન્દ કાવ્ય ભાગ ૨ જો ... ... | છપાય છે. | |

## નવલકથાઓ.

કથાસરિત્સાગર

ભાગ ૧ લો—આમાં સોમદેવ ભટ્ટની અદ્વિતીય કથાના ૧ થી ૯ લંબકો છે.
ભાગ ૨ જો—૧૦ થી ૧૮ લંબકો છે.

આ ગ્રન્થમાં સારી બોધદાયક ઉત્તમ કથાનો નામ પ્રમાણે સાગરજ ભરેલો છે. દરેક ભાગની કિંમત રૂ. ૩—૦—૦ અને ટ. ખ. ૦—૭—૦

| | | |
|---|---|---|
| વિક્રમોર્વશીયની વાર્તા ... ... ... | ૦— ૩—૦ | ૦— ૧—૦ |
| શાકુંતલાની વાર્તા ... ... ... | ૦— ૨—૦ | ૦— ૧—૦ |
| દશકુમાર ચરિત્ર (કવિ દંડીકૃત) ... ... | ૧— ૮—૦ | ૦— ૩—૦ |
| જનાનખાનાની બીબીઓ ... ... ... | ૧— ૦—૦ | ૦— ૨—૬ |
| અરેબીયન નાઇટ્સ ૨ ભાગમાં સાથે (૩૫૦ ચિત્રો) | ૧૦— ૦—૦ | ૧— ૪—૦ |
| મુક્તમાળા ... ... ... ... | ૦—૧૦—૦ | ૦— ૧—૦ |
| હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ... ... ... | ૧— ૪—૦ | ૦— ૨—૦ |
| દીનાર્ણસ, (રાસેલાસની કથાનો ઉત્તર ભાગ) ... | ૦—૧૦—૦ | ૦— ૧—૬ |
| મુરખો, (સચિત્ર હસીને પેટ દુખાવે એવો) ... | ૦— ૮—૦ | ૦— ૧—૦ |
| ચતુરસિંગ (મુર્ખોનું અનુસંધાણ) ... ... | ૦— ૬—૦ | ૦— ૧—૦ |
| ઘાસીરામ કોટવાલ ... ... ... | ૦— ૮—૦ | ૦— ૧—૦ |

## ઐતિહાસિક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| હિન્દ અને બ્રિટાનિયા અને રાજભક્તિ વિડમ્બન | ૩— ૦—૦ | ૦— ૪—૦ |
| મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવનચરિત્ર (૧૮૮૭) | ૧— ૮—૦ | ૦— ૩—૦ |
| ગંગા—ગોવિંદસિંહ (૧૮૮૮)... ... ... | ૧— ૮—૦ | ૦— ૩—૦ |

| | | |
|---|---|---|
| અરાડમી સદીનું હિન્દુસ્તાન ... ... | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| શાહજાદો અને ભીખારી (૧૮૯૮)... ... | ૧— ૦—૦ | ૦— ૧—૬ |
| બાજીરાવ બલ્લાળ (૧૯૦૩) ... ... | ૨— ૮—૦ | ૦— ૨—૦ |
| ઈન્દુ કુમારી ... • ... ... ... | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| શિવાજીનો વાઘનખ (૧૯૦૬) ... ... | ૦—૧૦—૦ | ૦— ૧—૦ |
| હલદીઘાટનું યુદ્ધ (૧૯૦૬) ... ... | ૦—૧૦—૦ | ૦— ૧—૦ |
| નંદનવનનો નાશ (૧૯૦૭) ... ... | ૨— ૮—૦ | ૦— ૩—૦ |
| પેશવાની પડતીનો પ્રસ્તાવ ... ... | ૩— ૦—૦ | ૦ —૩—૦ |
| ઔરંગઝેબનો ઉદય (૧૯૦૯) ... ... | ૨— ૦—૦ | ૦— ૩—૬ |
| પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ (૧૯૧૦) | ૨— ૦—૦ | ૦— ૩—૦ |
| કત્લેઆમ અથવા નાદિરની દિલ્હીપર ચઢાઇ(૧૯૧૧) | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો) (૧૯૧૧)... ... | ૨— ૦—૦ | ૦— ૧—૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (૧૯૧૨) | ૨— ૦—૦ | ૦— ૨—૬ |
| જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય (૧૯૧૩) | ૨— ૦—૦ | ૦— ૨—૬ |
| ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫)... ... | ૨— ૦—૦ | ૦— ૨—૬ |
| પાટણની પ્રભુતા (૧૯૧૬) ... ... | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮) | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| રૌનક મેહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ (૧૯૧૯) ... ... | ૨— ૮—૦ | ૦— ૧—૦ |
| બાદશાહ બાબર અથવા નૂરેઇસ્લામ (૧૯૨૦) | ૩— ૦—૦ | ૦— ૨—૬ |
| ચિતોડનો પુનરૂદ્ધાર અથવા ચક્રવર્તી હમીર (૧૯૨૧) | ૩— ૦—૦ | ૦— ૨—૬ |
| કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨) | ૩— ૦—૦ | ૦— ૨—૬ |
| અનારકલી અથવા અપરાધી અકબર (૧૯૨૩) | ૩— ૦—૦ | ૦— ૨—૦ |
| મયણલ્લા દેવી અથવા ગુજરાતની માતા (૧૯૨૪) | ૪— ૮—૦ | ૦— ૪—૦ |
| ગુજરાતની પરાધીનતા ... ... ... | ૩— ૦—૦ | ૦— ૬—૦ |
| લીલા (યોગની એક વાર્તા) ... ... | ૧— ૦—૦ | ૦— ૧—૦ |
| મિસરની મહારાણી કલીયોપાત્રા ... ... | ૧— ૦—૦ | ૦— ૨—૬ |
| બાપા રાવળ ... ... ... ... | ૧— ૦—૦ | ૦— ૨—૦ |
| જહાંગીર (ઐતિહાસિક ચિત્ર) ... ... | ૦—૧૦—૦ | ૦— ૧—૦ |
| ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| બ્હારવટીઆ... | | |
| ભટનો બળવો અથવા રાજબા રણસુન્દરી (બળવાના સમયની કાઠીઆવાડની અને વાઘેરના બળવાની અતિ રસમય વાર્તા) | ૧— ૮—૦ | ૦— ૧—૦ |
| ભદ્રપુરની ભદ્રસ્યામા ... ... ... | ૩— ૦—૦ | ૦— ૩—૦ |
| પ્રતાપી પ્રતાપ ... ... ... ... | ૨— ૦—૦ | ૦— ૩—૦ |

## સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| એમ. એ. બનાકે ક્યોં મેરી-મિટ્ટી ખરાબ કી? | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ ... | ૨— ૦—૦ | ૦— ૩—૦ |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ,, | ૨— ૮—૦ | ૦— ૩—૦ |
| ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા ભાગ ૧ લો ... ... ... ... | ૪— ૦—૦ | ૦— ૪—૦ |
| ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા ભાગ ૨ જો ... ... ... ... | ૪— ૮—૦ | ૦— ૪—૦ |
| નવો જમાનો—અમૃત કે ઝેર ... ... | ૩— ૮—૦ | ૦— ૩—૦ |
| વેરની વસૂલાત ... ... ... ... | ૪— ૦—૦ | ૦— ૨—૬ |
| ગેગા—એક ગુર્જર વાર્તા ... ... ... | ૨— ૦—૦ | ૦— ૨—૦ |
| સવિતા સુંદરી—(નાની કન્યા પરણવા જતા ઘરડા વરનો થયેલો ફજેતો. રમુજી અને ઉપદેશવાળી વાર્તા) ... ... ... ... | ૦— ૪—૦ | ૦— ૧—૦ |
| વિક્રમની વીસમી સદી અથવા આજકાલના હાલહવાલ (ચાલુ જમાનાની એક ઘણી જ રસવાળી અને બોધક સામાજિક નવલકથા. પાના ૧૦૦૦ (કર્તા મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાલા) ભાગ ૧ અને ૨ સાથે ... | ૬— ૦—૦ | ૦— ૮—૦ |
| * ભાગીરથીનું મૂલ્ય ... ... ... | ૨— ૮—૦ | |

## ભારત લોકકથા

| | | |
|---|---|---|
| ભાગ ૧ લો—વીરરસની વાર્તાઓ ... ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૨ જો—વીરરસની વાર્તાઓ ... ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૩ જો—બંગાળાની દંતકથા ખંડ ૧ લો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૪ થો—બંગાળાની દંતકથા ખંડ ૨ જો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૫ મો—બેગમ બાજાર ખંડ ૧ લો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૬ ઠો—બેગમ બાજાર ખંડ ૨ જો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૭ મો—બંગાળાની દંતકથા ખંડ ૩ જો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૮ મો—બંગાળાની દંતકથા ખંડ ૪ થો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૯ મો—બંગાળાની દંતકથા ખંડ ૫ મો ... | ૧— ૮—૦ | ૦— ૨—૦ |
| ભાગ ૧૦ મો—બંગાળાની દંતકથા ખંડ ૬ ઠો | ૧— ૮—૦ | ૦— ૨—૦ |

## ઐતિહાસિક

| | | |
|---|---|---|
| રાજતરંગિણી (ભાગ ૧ લો) (છ. સૂ. દેશાઈ) | ૧૫— ૦—૦ | |
| હૈદરઅલ્લી ને ટીપૂ સુલતાન (કૃ. મો. ઝવેરી) | ૧— ૪—૦ | ૦— ૨—૦ |

લાર્ડ લોરેન્સ (મ. છ. ભટ્ટ) ... ... ૧– ૪–૦ ૦– ૨–૦
લોર્ડ વિલ્યમ બેન્ટીક (હી. ડા. નાણાવટી) ... ૧– ૪–૦ ૦– ૨–૦
ઔરંગઝેબ (ઇ. સૂ. દેશાઈ) ... ... ૧– ૪–૦ ૦– ૩–૦
ગુજરાત સર્વસંગ્રહ–કવિ નર્મદનો રચેલો ... ૧– ૮–૦ ૦–૧૦–૦
ઈંગ્લંડનો ઇતિહાસ (જ. ગૌ. શાસ્ત્રી) ... ૧– ૮–૦ ૦– ૬–૦

### ચરિત્ર

અમરલાલ ચરિત્ર (હિન્દી અને ગુજરાતી) ... ૨– ૮–૦ ૦– ૩–૦
ન્યાયમૂર્તિ રાનડેનું કૌટુંબીક જીવન (કર્તા રમાબાઈ
રાનડે) ... ... ... ... ૧– ૮–૦ ૦– ૩–૦
મારા અનુભવની નોંધ–(ભાઇશંકર નાનાભાઇ)... ૨– ૮–૦ ૦– ૭–૦
મહારાણી વિકટોરિયાનું જીવનચરિત્ર (ઇ. સૂ. દેશાઇ) ૧– ૮–૦ ૦– ૩–૦

### નિબંધ

મનોમુકુર–રા. નરસિંહરાવના ગદ્ય લેખોનો સંગ્રહ ૩– ૮–૦ ૦– ૮–૦
દયારામ અને હાફેજ (કૃ. મો. ઝવેરી) ... ૦– ૪–૦ ૦– ૦–૬
જૂનું નર્મગદ્ય–કવિ નર્મદની છબી સાથે ... ૨– ૮–૦ ૦– ૬–૦

### વૈદકીય

દીર્ઘાયુષ્ય અથવા લાંબી જીંદગીએ કેમ પહોંચવું ૦–૧૦–૦ ૦– ૧–૯
વૈદકવિલાસ (ભાગ ૧ લો) ... ... ૦–૧૦–૦ ૦– ૧–૦
વૈદકવિલાસ (ભાગ ૨ જો)... ... ... ૧– ૪–૦ ૦– ૨–૦
બૃહત્ વૈદકસાર ... ... ... ... છપાય છે.

### અર્થશાસ્ત્ર

દેશવ્યવહારવ્યવસ્થા–કવિ નર્મદકૃત ... ... ૧– ૦–૦ ૦– ૩–૦
અર્થશાસ્ત્ર (ચિમનલાલ હરિલાલ સેતલવડકૃત) ૦– ૬–૦ ૦– ૧–૦

### વ્યાકરણ કોષ

संस्कृत वाक्यावली–(મુળ સંસ્કૃત અને ગુજરાતી
અનુવાદ–સંસ્કૃત ભાષા શીખવા માટે અમૂલ્ય
માર્ગદર્શક પુસ્તક) (રામશંકર હરિશંકર ભટ્ટ) ૧– ૦–૦ ૦– ૧–૬
નર્મકથાકોષ ... ... ... ... ૨– ૮–૦ ૦– ૨–૬
શબ્દાર્થ સિંધુ ... ... ... ... ૫– ૦–૦ ૦– ૬–૦

### બાળ વિભાગ

બાળકોનો આનંદ ભાગ ૧ લો (ઇ. સૂ. દેશાઇ) ૦–૧૦–૦ ૦– ૩–૦
બાળકોનો આનંદ ભાગ ૨ જો ,, ૦–૧૦–૦ ૦– ૩–૦

## જ્યોતિષ

| | | |
|---|---|---|
| જ્યોતિર્વિલાસ (૭૫ નાનાં મોટાં ચિત્રો અને ૩ ચિત્રપટો સાથે) ... ... ... | ૪— ૦—૦ | |
| મૃગશીર્ષ અને આર્યોનો ઉત્તર ધ્રુવનિવાસ ... | ૪— ૦—૦ | ૦— ૪—૦ |
| પ્રશ્નપંચાનન (પંડિત ગટ્ટુલાલજી ઘનશ્યામજી) ... | ૦— ૨—૦ | ૦— ૦—૬ |
| પર્વોત્સવતિથ્યાવળી ( „ ) ... | ૦— ૨—૦ | ૦— ૬—૦ |

## નાટક

| | | |
|---|---|---|
| તમાસંવરણ નાટક (કવિ સવિતાનારાયણ) ... | ૦— ૨—૦ | ૦— ૦—૬ |
| બાલકૃષ્ણવિજય નાટક (કવિ નર્મદ)... ... | ૦— ૬—૦ | ૦— ૧—૦ |
| રામજાનકી દર્શન „ „ ... ... | ૦— ૮—૦ | ૦— ૧—૦ |
| ભાઇશંકરગ્રંથમાળા (સાહિત્ય—નાટક—કાવ્ય) ... | ૩— ૦—૦ | ૦— ૮—૦ |
| મૃચ્છકટીક (દામોદર સોમાણી) ... ... | ૦— ૮—૦ | ૦— ૨—૦ |



## સૂચના

પુસ્તકના ભાવતાલમાં કોઇ કોઇવાર ફેરફાર થાય છે માટે તે મંગાવતી વખતે ભાવ માટે પૂછાવવું અને છેલ્લું સૂચીપત્ર મંગાવવા કૃપા કરવી.

આના પછીના પાનાઓ ઉપર સંસ્કૃત પુસ્તકો છે, તેના ગુજરાતી ભાષાંતરો નથી તે ધ્યાનમાં રાખવું.

આ નીચેનાં પુસ્તકો કેવળ સંસ્કૃત ભાષામાંજ છે. ગુજરાતી ભાષામાં નથી.

# "ગુજરાતી" પ્રેસનાં પ્રકટ કરેલાં સંસ્કૃત પુસ્તકો

## વેદાન્ત-ગીતા

### सात ७ टीकावाळी श्रीमद्भगवद्गीता ભાગ ૧ લો

આ પુસ્તકમાં સાત અમૂલ્ય ટીકાઓ છે અને વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને એક અતિ ઉપયોગી ગ્રન્થ છે. એમાં ચાર આચાર્યશ્રીઓનાં મૂળ ભાષ્યો અને તેમના શિષ્યોની ટીકાઓ છે. (૧) પ્રથમ આદ્ય કેવલાદ્વૈતના આચાર્ય **શ્રીશંકરાચાર્યનું ભાષ્ય** છે, અને (૨) તેના ઉપર **આનંદગિરિની ટીકા** છે. (૩) તે પછી દ્વૈતાચાર્ય **શ્રીમધ્વાચાર્ય** ભાષ્ય અને (૪) તેના ઉપર જયતીર્થની **પ્રમેયદીપિકા** નામની ટીકા છે. (૫) તે પછી વિશિષ્ટાદ્વૈત મતના આચાર્ય **શ્રીરામાનુજાચાર્યનું ભાષ્ય** છે. તે ઉપર કોઇની ટીકા નથી. (૬) છઠ્ઠી ટીકા શુદ્ધાદ્વૈત માર્ગના એક આચાર્ય શ્રીપુરુષોત્તમજીની **અમૃતતરંગિણી** નામની ટીકા છે. (૭) સાતમી ટીકા શ્રીમહાભારતના ગ્રન્થ ઉપર ટીકા કરી નામ અમર કરનાર શ્રીનીલકંઠભટ્ટની **ભાવપ્રદીપ** નામની ટીકા છે. આ આખું પુસ્તક સુંદર ટાઇપોમાં સારા કાગળો ઉપર અને ઉંચી શાહીમાં છાપેલું છે.

રૂ. ૮-૦-૦. ટ. ખ. ૦-૧૪-૦

### आठ ८ टीकावाळी श्रीमद्भगवद्गीता ભાગ ૨ જો

આ બીજા ભાગમાં આઠ વિશેષ ટીકાઓ છાપવામાં આવી છે. ગીતાના શોખીનો માટે અને લાયબ્રેરીઓ માટે આ ગ્રન્થ ઘણો અમૂલ્ય છે. (૧) આમાં દ્વૈતાદ્વૈત સંપ્રદાયના આચાર્ય નિમ્બાર્ક સ્વામીના શિષ્ય કેશવ કાશ્મીરી ભટ્ટાચાર્યનું **તત્વપ્રકાશિકા** નામનું ભાષ્ય પ્રથમ છે. (૨) બીજી ટીકા અદ્વૈતમતાનુયાયી શ્રીમધુસૂદન સરસ્વતીની **ગૂઢાર્થ દીપિકા** નામની ટીકા છે. મૂળ શંકરાચાર્યના ભાષ્ય ઉપર આ ટીકા સારો પ્રકાશ પાડે છે. (૩) ત્રીજી ટીકા શ્રીશંકરાનંદ સ્વામીની **તાત્પર્યબોધિની** નામની ટીકા છે. (૪) ચોથી ટીકા સરળ અને સુબોધ સંસ્કૃત ટીકા લખનાર શ્રીધર સ્વામીની રચેલી **સુબોધિની** છે. (૫) પાંચમી ટીકા સદાનંદ મુનિની **ભાવપ્રકાશ** નામની સુંદર ટીકા છે. (૬) છઠ્ઠી ટીકા ધનપતિ સૂરીની રચેલી **ભાષ્યોત્કર્ષદીપિકા** નામની ટીકા છે. (૭) સાતમી ટીકા દૈવજ્ઞ પંડિત શ્રીસૂર્યની **પરમાર્થપ્રપા** નામની ટીકા છે. આ ટીકા વિદ્વાનોને ઘણી પ્રિય થઈ પડેલી છે. બથી સાત અંક સુધીની ટીકાઓ અદ્વૈત સંપ્રદાયની છે. (૮) જ્યારે આઠમી શ્રીરાઘવેન્દ્રની **અર્થસંગ્રહ** નામની ટીકા દ્વૈત સંપ્રદાયાનુસારિણી છે.

આ પ્રમાણે બે ભાગોમાં બધી મળીને ૧૫ ટીકાઓનો સમાવેશ કરેલો છે. આવો સંગ્રહ પૂર્વે કદી કોઇએ કરેલો નથી, અને અભ્યાસી જિજ્ઞાસુઓ માટે તો તે એક અપૂર્વ વસ્તુજ કહી શકાય. આ ટીકાઓ છૂટી છૂટી બહુ થોડીજ મળે છે અને

કેટલીક તો પ્રાપ્ત નથી. એટલે આખો સંગ્રહ જે કીંમતમાં અપાય છે તે કીંમતે ઘણો જ સસ્તો છે. વળી ગ્રન્થની શુદ્ધિ ઉપર ઘણો શ્રમ લેવામાં આવેલો છે. સ્વ. **લોકમાન્ય બાળ ગંગાધર તિલકે** આ ગ્રન્થસંગ્રહના પોતાના ગીતારહસ્ય નામના પુસ્તકમાં ઘણાં વખાણ કરેલાં છે. વાંચનારાઓની સવડ માટે બીજો ભાગ ત્રણ ખંડમાં પ્રકટ કરવામાં આવ્યો છે. ત્રણે ખંડોની કીંમત રૂ. ૧૦-૦-૦. ટ. ખ. ૧-૧૨-૦

**उत्तरगीता**—આ પુસ્તક નાનું પણ ઘણું અમૂલ્ય છે. તેના ઉપર આદ્ય શંકરાચાર્યના ગુરૂ શ્રીગૌડપાદાચાર્યની ટીકા છે. આ ટીકા અત્યાર સુધીમાં છપાયલી નહોતી, તે અમે પરિશ્રમ કરી મેળવીને છાપી છે. કીંમત ૦-૩-૦ ટ. ખ. ૦-૧-૦

## ઇતિહાસ પુરાણ

### त्रण ३ टीकावाळुं श्रीमद्वाल्मीकि रामायण

આ આદિ કાવ્ય તરીકે મનાતા ગ્રન્થની પ્રશંસા કરવી નકામી છે. તેનું ગુજરાતી ભાષાંતર અમારા પ્રેસ તરફથી તૈયાર થઇને પ્રકટ થયેલું છે અને તેની ત્રણ આવૃત્તિઓ પણ થયેલી છે. પણ અમે અતિ મોટા સાહસે મૂળ રામાયણ અપ્રસિદ્ધ એવી ત્રણ ટીકાઓ સહિત પ્રકટ કરી છે. પ્રથમ ટીકાનું નામ **રામાયણ તિલક** છે. તેના કર્તા શ્રીનાગેશ ભટ્ટ નામના રામભક્ત હતા. બીજી ટીકા પંડિત શ્રીવંશીધર શિવસહાયની **રામાયણ શિરોમણિ** નામની ટીકા છે. અને ત્રીજી ટીકા ગોવિંદરાજની **રામાયણ ભૂષણ** નામની છે. આ ત્રણ ટીકાઓ સાથે ગ્રન્થ અતિ ઘણો મોટો થતો હોવાથી અને વાંચનારાઓની સગવડ માટે દરેક કાણ્ડ જુદો જુદો છપાવ્યો છે. અને દરેક કાણ્ડના પૂર્વમાં એક સુન્દર મનોહર ચિત્ર છાપેલું છે.

| | | કીંમત | ટ. ખ. |
|---|---|---|---|
| (૧) **બાળકાણ્ડ** | ... ... | ૩- ૦-૦ | ૦- ૮-૦ |
| (૨) **અયોધ્યાકાણ્ડ** | ... ... | ૫- ૦-૦ | ૦-૧૩-૦ |
| (૩) **અરણ્યકાણ્ડ** | ... ... | ૨-૧૨-૦ | ૦- ૭-૦ |
| (૪) **કિષ્કિન્ધાકાણ્ડ** | ... ... | ૨-૧૨-૦ | ૦- ૬-૬ |
| (૫) **સુન્દરકાણ્ડ** | ... ... | ૩- ૮-૦ | ૦- ૭-૦ |
| (૬) **યુદ્ધકાણ્ડ** | ... ... | ૮- ૦-૦ | ૦-૧૨-૦ |
| (૭) **ઉત્તરકાણ્ડ** | ... ... | ૬- ૦-૦ | ૦- ૬-૬ |
| | | રૂ. ૩૧-૦-૦ | ૩-૧૨-૦ |

આખો સેટ સામટો લેનારને વટાવ કાપી આપવામાં આવશે.

### आठ ८ टीकावाळुं श्रीमहाभारत-विराटपर्व

સંસ્કૃત ભાષાનાં પુસ્તકો છપાવવાનું કામ જ્યારથી આરંભાયું હશે ત્યારથી આજ સુધીમાં આવો ગ્રન્થ કદી પણ પ્રકટ કરવામાં આવ્યો નથી. આ પ્રયાસ પ્રથમ જ છે. મહાભારતના મૂળ શ્લોકો ઘણા ગૂઢાર્થવાળા હોય છે. તેમ જ તેના પાઠોમાં પણ ઘણો ભેદ જોવામાં આવે છે. જૂદા જૂદા લેખકો અને ટીકાકારો તેના જૂદા જૂદા અર્થો કરે છે, આ જુદી જુદી ટીકાનુસાર પાઠ સિદ્ધ કરવાનું કામ અતિ પરિશ્રમનું છે. એ માટે અમે મહાભારતની જૂદી હસ્તલિખિત પ્રતો ભેગી કરી મૂળના પાઠો નક્કી કરાવી, અને તેના

ઉપર જુદા જુદા આઠ ટીકાકારોની ટીકાઓ છાપી છે. ટીકાકારોની ટીકા ઉપરથી જણાય છે કે મૂળ શ્લોકોના પાઠોમાં પણ મોટા મતભેદ છે. આ સર્વ વિદ્વાનોની નજરમાં આણવા માટે અમે આ સાહસ ઉપાડેલો હતો અને રાજ્યાશ્રય વિના કેવળ લોકાશ્રય ઉપર આધાર રાખીને બે ઉપયોગી પર્વો ટીકા સહિત બહાર પાડ્યાં છે. પ્રથમ વિરાટપર્વ છાપ્યું છે. તેમાં (૧) પ્રથમ ટીકા ભારતના પ્રખ્યાત ટીકાકાર શ્રીનીલકંઠ ભટ્ટની **ભારતભાવદીપ** નામની ટીકા છે. નીલકંઠ ભટ્ટની ટીકા આખા મહાભારત ઉપર મળે છે. (૨) બીજી ટીકા મીમાંસા શાસ્ત્રવિશારદ પાર્થસારથી અથવા અર્જુનમિશ્રની રચેલી **ભારતદીપિકા** નામની અતિ અમૂલ્ય ટીકા છે. આ ટીકા અત્યાર સુધીમાં પ્રકટ થયેલી નથી. એની ભારતનાં ૧૦ પર્વો ઉપર ટીકા કરેલી મળી આવે છે. આ ટીકા પ્રાચીન છે અને નીલકણ્ઠ ભટ્ટની ટીકા કરતાં પણ પૂર્વેની છે. (૩) ત્રીજી ટીકા ચતુર્ભુજ મિશ્રની રચેલી **ભારતપ્રકાશ** નામની ટીકા છે. (૪) ચોથી ટીકા સર્વજ્ઞ નારાયણ નામના પંડિતની **ભારતાર્થપ્રકાશ** નામની ટીકા છે. આ બન્ને ટીકાઓ ભારતના શ્લોકો ઉપર નામ પ્રમાણે સારો પ્રકાશ પાડે છે. (૫) પાંચમી ટીકા વિમળબોધ નામના સાધુ પુરુષની ટીકા છે. એણે દરેક શ્લોક ઉપર ટીકા આપી નથી પણ દુર્ઘટ શ્લોકો ઉપર પ્રકાશ નાખનારી ટીકા આપી છે. ટીકાનું નામ તેથી **દુર્ઘટાર્થ–પ્રકાશિની** છે. (૬) છઠ્ઠી ટીકા રામકૃષ્ણ નામના પંડિતની છે. મહાભારતના ઘણા શ્લોકોમાં વિરોધ જણાય છે અને વાંચનારને શંકામાં નાખી દે એવા ઘણા પ્રસંગો આવે છે. આ વિરોધો ટાળવા માટે રામકૃષ્ણે **વિરોધાર્થ-ભંજિની** નામની અતિ ઉપયોગી ટીકા લખી છે. (૭) સાતમી ટીકા પણ કૂટ શ્લોકોની સમજણ આપનારી છે. એ ટીકાનું નામ **વિષમપદવિવરણ** છે. (૮) છેલ્લી વાદીરાજની **લક્ષાભરણ** નામની ટીકા છે.

આ આઠ ટીકાઓ ઉપરથી વિરાટપર્વની સમજણ વાંચનારને સારી પડે છે. પાઠભેદો ઘણા આપવામાં આવ્યા છે. કોઈ પણ લાયબ્રેરી અથવા વિદ્વાન કે રાજા મહારાજાઓના દરબારો આવાં અમૂલ્ય પુસ્તકથી વંચિત રહેવા નહિ જોઇએ.

અત્યાર સુધીમાં આવી રીતે સંશોધન થઇને કોઇપણ પુસ્તક પ્રકટ થયું નથી. જર્મન પ્રો. વિન્ટર નિત્ઝ, ફ્રેન્ચ પ્રો. સિલ્વન લેવી, સેન્ટ ઝેવિયર કૉલેજના પ્રો. ગ્રીમર મૅન અને આ દેશના સર્વ પંડિતો અને પ્રોફેસરોએ આ પુસ્તકનાં મુક્તકંઠે ભારે વખાણ કર્યાં છે.

કીં. રૂ. ૪–૦–૦ ટ. ખ. ૦-૮–૦

## पांच ५ टीकावाळुं श्रीमहाभारत–उद्योगपर्व

શ્રીમહાભારતનું આ પાંચમું પર્વ છે. એમાં પણ પાંચ અમૂલ્ય ટીકાઓ છાપી છે.

(૧) શ્રીનીલકંઠભટ્ટની **ભાવદીપ**.

(૨) અર્જુન મિશ્રકૃત **ભારતદીપિકા**.

(૩) વિમળબોધની **દુર્ઘટાર્થપ્રકાશિની**

(૪) સર્વજ્ઞ નારાયણ વિરચિત **ભારતાર્થપ્રકાશ**.

(૫) વાદીરાજ તીર્થકૃત **લક્ષાભરણ**.

આ ગ્રન્થમાં **સનત્સુજાતીય આખ્યાન** છે. તેના ઉપર આદ્ય શંકરાચાર્યનું ભાષ્ય પણ છે.

આ બન્ને ગ્રન્થો મુંબઇની યુનિવરસિટિમાં પાઠ્ય પુસ્તકો તરીકે સ્વીકારાયલાં છે. પુસ્તકો સારાં જાડા ચીકણા કાગળો ઉપર, સુવાચ્ય અક્ષરોમાં ઉંચી શાહીમાં છાપેલાં છે. પ્રકરણ ભેદોના જૂદા જૂદા પેરેગ્રાફો પાડવામાં આવેલા છે.

કીંમત રૂ. ૮-૮-૦ ટ. ખ. ૦-૧૩-૦

**श्रीमहाभागवतम्–देवीभागवतम्–देवीपुराणम्**–આ પુસ્તક દેવીભાગવત અથવા મહાભાગવતના નામે પ્રસિદ્ધ છે. એનું બીજું નામ દેવીપુરાણ પણ છે. એમાં મહાકાળી, દાક્ષાયણી, ગંગા, પાર્વતી, લક્ષ્મીની મનોહર કથાઓ છે. શ્રીરામ, સ્કંદ, પાંડવો, ગણેશ, ગંગાવતાર વગેરેનાં આખ્યાનો છે. શ્રીભગવતી ગીતા અને લલિતા સહસ્ર નામાવલી નામના ગ્રન્થો છે. આ એક ઘણું પુરાણું ધાર્મિક પુસ્તક છે. પોથી સાઇઝમાં સુન્દર કાગળો ઉપર સુવાચ્ય અક્ષરોમાં છાપેલું છે.

કીંમત રૂ. ૨-૦-૦ ટ. ખ. ૦-૮ ૦

## પ્રાર્થનાના સ્તોત્રોનું પુસ્તક

**बृहत्स्तोत्रमुक्ताहार**–ભાગ ૧ લો, ૧ થી ૨૫૯ સ્તોત્ર, અને
ભાગ ૨ જો, ૨૫૯ થી ૪૧૬ સ્તોત્ર. સચિત્ર.

આ બે પુસ્તકોમાં, શ્રીગણેશ, મહાદેવ, વિષ્ણુ, લક્ષ્મી, ગંગા, યમુના, શ્રીરામ, શ્રીકૃષ્ણ, સૂર્ય વગેરે દેવદેવી અને અન્ય દેવતાઓનાં તેમજ વેદાંત શાસ્ત્રનાં સ્તોત્રોનો અમૂલ્ય સંગ્રહ નિત્ય પાઠપૂજામાં ખપ લાગે તેવી રીતે ચિત્ર સાથે આપવામાં આવ્યો છે. આ સંગ્રહમાં ઘણાં અપૂર્વ સ્તોત્રોનો સમાવેશ કરેલો છે. દરેક ભક્તિમાન્ અને શ્રદ્ધાવાળા મનુષ્યે તેનો સંગ્રહ કરવો ઉચિત છે.

કીંમત ભાગ ૧ લો ૧-૦-૦ ટ ખ. ૦-૩-૦; ભાગ ૨ જો ૦-૧૨-૦ ટ. ખ. ૦-૩-૦

## ધર્મશાસ્ત્ર

સુમારે ૨૫૦ વર્ષ પૂર્વે ઉત્તર હિન્દમાં ભરેહ નગરમાં શ્રીભગવંતદેવજી નામના એક મહારાજા થઈ ગયા છે. તેમના આશ્રય નીચે નીલકણ્ઠ ભટ્ટે ધર્મશાસ્ત્ર ઉપર બાર ગ્રન્થો રચ્યા છે અને તે ભગવંત ભાસ્કરના મયખ એ નામે પ્રસિદ્ધ છે. એમાં વર્ણાશ્રમ ધર્મ ઉપર સારી સમજ આપી છે. આ ગ્રન્થો ન્યાયની દરબારોમાં પ્રમાણભૂત તરીકે મનાયલા છે. અમે જુના હસ્તલિખિત ગ્રન્થો ઉપરથી સુધરાવીને આ ગ્રન્થો પ્રકટ કર્યા છે. તેમાંથી થોડા પ્રકટ થયા છે અને બાકીના ક્રમે ક્રમે પ્રકટ થશે.

**संस्कारमयूख**–આમાં આર્ય જીવનના ૧૬ સંસ્કારોની વિધિ વગેરેની બાબતો સમાવેલી છે. કીં. ૦-૧૨-૦ ટ. ખ. ૦-૨-૦

**आचारमयूख**–આર્ય જીવનના આચાર વિચારોની આ ગ્રન્થમાં સમજ આપેલી છે. કીં. ૦-૮-૦ ટ. ખ. ૦-૧-૬

**समयमयूख**–અમુક ક્રિયાઓ, વિધિઓ ક્યારે કરવી યોગ્ય ગણાય, તેનો વિચાર આ ગ્રન્થમાં કરાયલો છે. કીં. ૧-૪-૦ ટ. ખ ૦-૨-૦

**श्राद्धमयूख**–આમાં શ્રાદ્ધ વિષે સંપૂર્ણ વિગત વિધિ સાથે આપવામાં આવી છે.

કીંમત ૧-૪-૦ ટ. ખ. ૦-૨-૦

**नीतिमयूख**–ધર્મશાસ્ત્રમાં નીતિની કેટલી આવશ્યકતા છે અને કેટલું સ્થાન છે તે આ પુસ્તકમાં સમજાવવામાં આવ્યું છે. કીંમત ૧-૪-૦ ટ. ખ. ૦-૨-૬

**व्यवहारमयूख**—આર્યોનો સામાજિક વ્યવહાર કેમ ચલાવાય છે અને તેમાં ધર્મશાસ્ત્ર કેટલો ભાગ ભજવે છે અને કાયદામાં કેટલું તેનું માન છે તે આ મયૂખમાં સમજાવેલું છે. વળી આ ગ્રન્થમાં નીલકંઠ ભટ્ટના આશ્રયદાતા બુંદેલાના રાજા શ્રી-ભગવંતદેવજીનું જીવન ચરિત્ર તેના વંશના એક કુમાર શિવનાથસિંહ સેંગરજીએ લખેલું છે જે વાંચવા જેવું છે અને ઐતિહાસિક સત્ય બીનાઓથી ભરેલું છે.

કીંમત રૂ. ૧–૧૨–૦ ટ. ખ. ૦–૨–૦

બીજા મયૂખો છપાય છે.

**मनुस्मृति**—ધર્મશાસ્ત્રમાં આ ગ્રન્થ પ્રમાણભૂત મનાય છે. એના ઉપર કુલ્લૂક ભટ્ટની બનાવેલી **મન્વર્થ મુક્તાવલિ** નામની અતિ ઉપયોગી ટીકા શુદ્ધ કરીને છપાવેલી છે, અને એમાં શ્લોકોનો વર્ણાનુક્રમ કોશ પણ સાથે જોડેલો છે.

કીંમત રૂ. ૨–૮–૦ ટ. ખ. ૦–૫–૬

**विदुरनीति**—શ્રીમહાભારતના ઉદ્યોગપર્વમાં પ્રજાગરપર્વમાં મહા બુદ્ધિમાન્ મહાત્મા વિદુરજીએ રાજા ધૃતરાષ્ટ્રને નીતિનો જે ઉપદેશ આપ્યો હતો તે આ ગ્રન્થમાં છે. મૂળ શ્લોક અને ટીપ્પણ પણ આપેલાં છે. આનું ગુજરાતી ભાષાંતર પણ તૈયાર જુદું વેચાતું મળે છે.

કીંમત રૂ. ૦–૬–૦ ટ ખ. ૦–૧ ૦

## पांच ५ टीकावाळुं पारस्करगृह्यसूत्रम्

આ ગ્રન્થમાં આર્યોના જીવન વ્યવહારની વ્યવસ્થા પારસ્કરના મત પ્રમાણે આપેલી છે. આ મુનિના મત પ્રમાણે ગુજરાતમાં અને બીજા દેશોમાં ક્રિયાવિધિ વગેરે કરાવાય છે. બ્રાહ્મણોને ઘણો ઉપયોગી ગ્રન્થ છે. એમાં મૂળ ભાષ્યો અને ટીકા આપેલાં છે. તે અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં નથી, તેથી અમૂલ્ય છે. એમાં શ્રી-૧ કર્કોપાધ્યાય, ૨ જયરામ, ૩ હરિહર, ૪ ગદાધર અને ૫ વિશ્વનાથનાં ભાષ્યો આપેલાં છે. પરિશિષ્ટમાં કામદેવના ભાષ્ય સાથે **વાપ્યાદિ પ્રતિષ્ઠા કણ્ડિકા, શૌચસૂત્ર,** હરિહરના ભાષ્ય સાથે **સ્નાનસૂત્ર, શ્રાદ્ધસૂત્ર** ઉપર કર્ક અને ગદાધરનાં ભાષ્યો અને કૃષ્ણમિશ્રની **શ્રાદ્ધકાશિકા** તથા **ભોજનસૂત્ર** આપેલાં છે. આ ગ્રન્થ બ્રાહ્મણોને, વકીલોને અને શાસ્ત્રીઓને ઘણો ઉપયોગી છે. આ ગ્રન્થ સર્વ સાહિત્ય સાથે પૂર્વે કદી પ્રકટ થયો નથી. ગ્રન્થ સંશોધન માટે ઘણી કાળજી રાખવામાં આવી છે.

કીંમત રૂ. ૬–૮–૦ ટ. ખ. ૦–૮–૦

## વેદાંત

**वेदान्तरहस्यम्**—આ નાનાશા ગ્રન્થમાં અદ્વૈત મતનું સુંદર રીતે પ્રતિપાદન કરવામાં આવેલું છે, અને વેદાંત વાગીશ ભટ્ટાચાર્યનો તે રચેલો છે.

કીં. ૦–૧–૦. ટ. ખ. ૦–૦–૬

**विशिष्टाद्वैतमतविजयवाद**—આ ગ્રન્થ પંડિત નરહરિનો રચેલો છે. એમાં શ્રી-રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત બહુ સુંદર રીતે પ્રતિપાદન કરવામાં આવેલો છે. ઉપ-નિષદોનું રહસ્ય સરસ રીતે સમજાવવામાં આવેલું છે.

કીં ૦–૧–૦ ટ. ખ. ૦–૦–૬

**तैत्तिरीयोपनिषत्**—આ ગ્રન્થ સંપાદન કરવામાં ઘણો પરિશ્રમ લેવામાં આવ્યો છે. એમાં આદ્ય શંકરાચાર્યનું ભાષ્ય અને આનંદગિરિની ટીકા આપવામાં આવી છે. ભાષ્યમાં આવતાં અવતરણોનાં મૂળ શોધી કાઢીને ખાસ આપવામાં આવ્યાં છે. જે અભ્યાસીઓને ઘણાં ઉપયોગી થઈ પડે તેમ છે. વળી સવડને ખાતર દરેક નવો મુદ્દો નવા ફકરાથી શરૂ કરાયલો છે. પુસ્તક વિદ્યાર્થીઓને અને અભ્યાસીઓને ઘણું ઉપયોગી છે.

કીં. રૂ. ૧–૦–૦ ટ. ખ. ૦–૨–૬

**ब्रह्मसूत्रवृत्ति**—શ્રીબાદરાયણ વ્યાસના સૂત્ર ઉપર **અદ્વૈત મંજરી** નામની સૂક્ષ્મ ટીકા આમાં છાપવામાં આવી છે. ટીકાકાર શ્રીશંકરાચાર્યનો એક શિષ્ય હતો. સૂત્રના અભ્યાસીઓને ગ્રન્થ ઘણો ઉપયોગી છે.

કીં. ૦–૧૨–૦ ટ. ખ. ૦–૧–૬

**उपदेशसाहस्री**—આ ગ્રન્થ મૂળ આદ્ય શંકરાચાર્યનો રચેલો છે. એમાં ગદ્ય અને પદ્ય એવા બે વિભાગો છે. તે બન્ને સાથે છાપવામાં આવ્યા છે. મૂળ પુસ્તક સુંદર અક્ષરોમાં છાપેલું છે. તે ઉપર શ્રીરામતીર્થની **પદયોજનિકા** નામની ટીકા આપવામાં આવી છે, જે મૂળ ઉપર સારો પ્રકાશ પાડે છે. અવતરણોનાં મૂળ શોધીને આપવામાં આવ્યાં છે. પરિશિષ્ટમાં અનુક્રમણિકા આપી છે. શ્રીશંકરાચાર્યની અદ્વૈત ફીલસુફી સમજવા માટે આ ગ્રન્થ માર્ગદર્શક છે. આ અદ્વૈત વેદાંત સિદ્ધાંતોથી ભરેલો સર્વોત્કૃષ્ટ ગ્રન્થ છે. એના પરિશીલનથી વેદાંત જ્ઞાન સુલભ થાય છે.

કીંમત ૧–૮–૦ ટ. ખ. ૦–૩–૦

## કાવ્ય–અલંકાર

**रघुवंश**—આ ગ્રન્થ મહાકવિ કાલિદાસનો રચેલો છે. તેના ઉપર મલ્લિનાથની **સંજીવિની** નામની ટીકા છે. એમાં ૧ થી ૧૯ સર્ગો આપેલા છે. પુસ્તક સંપૂર્ણ છે.

કીંમત ૨–૦–૦ ટ. ખ. ૦–૨–૬

**रघुवंश**–આ ગ્રન્થ ઉપર પ્રમાણે જ છે. પણ તેમાં વિદ્યાર્થીઓની સવડ માટે ૧ થી ૫ સર્ગો ટીકા સાથે આપવામાં આવેલા છે. કીંમત ૦–૧૦–૦ ટ. ખ. ૦–૨–૦

**दशरूपकम्**—આ ગ્રન્થ મહાકવિ દંડીનો નાટ્ય અને અલંકાર શાસ્ત્ર ઉપર રચેલો છે, અને પ્રમાણ ગ્રન્થ મનાય છે. મૂળ ઉપર ધનંજય નામના પંડિતની **અવલોક** નામની ટીકા, અને પંડિત સુદર્શનાચાર્યની **પ્રભાખ્યા** નામની ટીકા, એમ બે ટીકાઓ છાપેલી છે. ગ્રન્થ શાળા પાઠશાળાઓમાં ચાલે છે, અને ઘણો ઉપયોગી છે.

કીંમત ૧–૦–૦ ટ. ખ. ૦–૨–૬

**चन्द्रालोक**–આ ગ્રન્થ એટલો કાળજીથી શુદ્ધતાપૂર્વક છાપેલો છે કે એની બે આવૃત્તિઓ થઈ છે. મૂળ ગ્રન્થ ગીતગોવિન્દના કર્તા જયદેવ કવિનો રચેલો છે. તેના ઉપર વૈદ્યનાથ ઉર્ફે બાલમ્ ભટ્ટની રમાખ્યા નામની મનોહર ટીકા છે. અલંકાર શાસ્ત્ર ઉપર અનુપમ ગ્રન્થ છે. કીંમત ૦–૧૦–૦ ટ. ખ. ૦–૨–૦

**चम्पूभारतम्**–મહાભારતનો ચમ્પૂ કાવ્યમાં સારાંશ છે. આ પુસ્તક હિન્દની સંસ્કૃત શાળા પાઠશાળામાં અભ્યાસના પુસ્તક તરીકે સ્વીકારાયલું છે. એના ઉપર નારાયણ સૂરીની સુંદર ટીકા છે. કીંમત રૂ. ૨–૦–૦ ટ. ખ. ૦–૨–૬

## ન્યાય

**कारिकावली**—આ ન્યાયશાસ્ત્રનો સુપ્રસિદ્ધ ગ્રન્થ છે. તેરમા સૈકામાં થઇ ગયેલા બંગાળી વિદ્વાન્ વિશ્વનાથે તર્ક પંચાનનનો આ ગ્રન્થ રચેલો છે. ન્યાય પ્રદેશની ઇચ્છાવાળાઓએ આનું અવશ્ય અધ્યયન કરવું જોઇએ. એટલા માટે તે સરકારી અને ખાનગી સંસ્કૃત શાળા પાઠશાળામાં અભ્યાસના પુસ્તક તરીકે સ્વીકારાયલો છે. એમાં કર્તાની પોતાની રચેલી **સિદ્ધાંત મુક્તાવલિ** નામની મનોરમ ટીકા આપવામાં આવી છે. સ્વ. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇએ સુધારી છે. તર્કશાસ્ત્ર શિખનારાને ઘણો ઉપયોગી ગ્રન્થ છે. કીંમત ૦–૧૦–૦. ટ. ખ. ૦–૨–૦

